

# સુબોધ સાગર

અથવા

# મોક્ષમાર્ગનાં પગથિયાં




કર્તા અને પ્રકાશક

## બ્રહ્મચારી પુરાણી દામોદરાનન્દજી

સ્વામિનારાયણ મન્દીર,

**અમદાવાદ**





આવૃત્તિ પહેલી ]　　[ પ્રત ૨૦૦૦

વિક્રમ　　કિંમત　　ઇ. સન ૧૯૪૪

સંવત : ૨૦૦૧　　ફક્ત રૂા. ૩-૦-૦　　ઓકટોબર

( પોસ્ટેજ અલગ )

OM

SHREE SWAMINARAYANO VIJAYATETARAM

# SUBODH SAGAR

OR

# Moksha Margana Pagathian

**Author & Publisher**

**Brahmachari Purani Damodaranandji**

Swaminarayan Temple,

**AHMEDABAD**

**First Edition**



**Copies 2000**

Vikram Samvat 2001 Kartik

Price Rupees Three Only

Rs. 3-0-0

October 1944 A.D.

*Printed by :—*

**Natvarlal N. Desai, Pleader**

Shree Laxmi Narayan Printing Press,

Shobharam Surti's Pole, Near Bala Hanuman,

**Ahmedabad.**

# ॥ પ્રસ્તાવના ॥



ભગવાન શ્રી સ્વામિનારાયણ મહાપ્રભુજીના પરમોપાસક, સકલસદ્‌ગુણગણાગાર, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદ્‌ગુરુ બ્રહ્મચારી મહારાજશ્રી પુરાણી દામોદરાનન્દજીનું રચેલું આ "સુબોધસાગર અથવા મોક્ષમાર્ગનાં પગથિયાં" એ નામનું અમુલ્ય પુસ્તક મ્હારા વાંચવામાં આવ્યું. એ વાંચતાં પ્રથમ તો હર્ષાબ્ધિમાં નિમગ્ન થઈ ગયો. અને પછીથી નિશ્ચય કર્યો કે ગુજરાતી સાહિત્યમાં વાંચવાલાયક ગદ્ય પદ્યાત્મક ઘણા ગ્રન્થો છે. પણ તેમાં આ ગ્રંથની બરોબરી કરે એવો સર્વગ્રાહ્ય, ધાર્મિક, નૈતિક, વ્યાવહારિક અને સર્વ વિષયના સમન્વયવાળો ગ્રંથ તો ભાગ્યેજ હશે.

આ ગ્રંથ સકલ જનસમાજને મહાન ઉપયોગી, માનનીય અને જન્મમરણરૂપ રોગ ટાળવામાં સંજીવની ઔષધી સમાન છે. તેમજ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ માર્ગના અને વ્યવહાર માર્ગના ઉત્તમ સિધાન્તો તથા હાલના જમાનાને અનુસરતા નવા વિચારો તથા અશ્રુતપૂર્વ રમ્ય દ્રષ્ટાંતોથી ભરપુર છે.

જેમ અન્નથી શરીરનું બળ વધે છે, જળથી છોડનું બળ વધે છે, તેમ આ ગ્રંથનાં વાંચન વિચારણથી મનનું અને બુદ્ધિનું બળ વધશે, અને મનુષ્ય જરૂર મોક્ષમાર્ગનાં પગથીઆને અનુસરશે.

દૂધમાં ઘી રહ્યું છે, તલમાં તેલ રહ્યું છે અને રત્નાગર-સાગરમાં રત્નો રહ્યાં છે પણ તે શોધકોને હાથ આવે છે; તેમ આ ગ્રંથમાં અનેક પ્રકારના ઉપદેશો અનેક પ્રકારનું જ્ઞાન અને અનેક પ્રકારનાં સન્માર્ગ સૂચક સૂત્રોરૂપી રત્નો રહ્યાં છે; પણ વિચારપૂર્વક વાંચનારા હશે તેનેજ હાથ આવશે.

આ ગ્રંથની ભાષા ઘણી સારી, સાદી, સરલ, રસદાર, સચોટ રીતે અસરકારક અને ૧૦૮ વર્ષનાં નિરક્ષરી બુઢ્ઢાને પણ સમજ પડે એવી છે.

સ્વામિનારાયણ સંપ્રદાયના એક સંતનો રચેલો આ ગ્રંથ છે. તેથી કેવળ એક દેશીય કે સાંપ્રદાયિકજ હશે તેમ માની લેવાની ભૂલ ન થાય તેટલા માટેજ મારે કહેવાની જરૂર છે, કે ભગવત્ પ્રાપ્તિનાં અનેક કલ્યાણકારક અને ત્રિવિધતાપશાન્તિકારક સાધનો દર્શાવતો આ અપૂર્વ ગ્રંથ સર્વમાન્ય સર્વદેશીય અને પ્રત્યેક શ્રેણીનાં મનુષ્યોને એક તેજસ્વી દીપક સમાન છે. આ તેજસ્વી દીપકનાં પ્રકાશિત માર્ગમાં ચાલશે તેને કોઈપણ જાતનું વિઘ્ન નડશે નહિ. આ ગ્રંથ ભગવાન, સંત, સચ્છાસ્ત્ર અને સદ્ધર્મથી ઉન્મુખ રહેનારાઓને સન્મુખ કરનારો અજ્ઞાનીઓનાં અજ્ઞાન પડળ ઉતારનારો અને જ્ઞાન સાથે ગમ્મત આપનારો છે.

કર કંકણને આરસીની જરૂર રહેતી નથી તેમ પરમાત્મા શ્રીહરિનાં અનન્યોપાસક બ્રહ્મચારી મહારાજશ્રી પુરાણી દામોદરાનન્દજી જેવા સંતવર્યની જ્ઞાનપ્રસાદીરૂપ સુધાસમા આ ગ્રન્થરત્નને પ્રસ્તાવનાની જરૂર રહેતી નથી. છતાં એક મોહબદ્ધ વ્યક્તિ આ ગ્રંથની પ્રસ્તાવના કરવાનો પ્રયાસ કરે એ વધારે પડતું લેખાય, પણ गुरूणां वचनं पथ्यम् ગુરુનું વચન સત્યજ હોય માટે ગુરુનું વચન સદાકાળ માથે ચડાવવું. आज्ञा गुरूणा ह्यविचारणीया ગુરુદેવનાં વચનમાં વિચાર કરવો નહિ, એ સૂત્રાનુસાર પૂજ્યપાદ બ્રહ્મચારી મહારાજશ્રીની આજ્ઞાને શિરસા વન્દ્ય માની નાના મોઢે મોટી વાત કરવા જેવી ચેષ્ટા કરવી પડી છે. તેમાં મારી અલ્પમતિના કારણે દોષો કે ત્રુટીઓ જણાય તેની ક્ષમા આપવા વાચક મુમુક્ષુ વર્ગ પ્રત્યે મારી નમ્ર અભ્યર્થના છે.

આ ગ્રંથ સંબંધી દરેક વિષયની વિગતવાર ચર્ચા કરવાથી ધાર્યા ઉપરાંત પુસ્તકનો વિસ્તાર વધવાનો ભય રહે છે. તેમ જ પીષ્ટપેષણ થવાથી ગ્રંથની રસ વૃત્તિ પણ ઉડી જાય છે. તો પણ થોડાક વિષયોની ટૂંક ચર્ચા કરું છું કે;

"આ પુસ્તકમાં ધર્મ એજ સર્વ-સુખનું મૂળ છે" એ શિર્ષક તળેનો પહેલાથી સતર પેઇજ સુધીનો વિષય ઘણો સારો, અસરકારક અને ઐતિહાસિક દ્રષ્ટાંતોથી ભરપુર છે. આ વિષયને વાંચશે, સાંભળશે, તે ધર્મના, કર્તવ્યતાના, ભાનસાનવાળો થશે. અને કામથી, ભયથી કોઈપણ પદાર્થની લાલચથી કે પોતાના જાન માલને બચાવવાની ખાતર પણ ક્યારેય ધર્મનો લોપ ન કરે એવો શકિતશાળી થશે. આમાં કેવળ ધર્મનો વિષય છે. ધર્માત્મા પુરૂષોએ પ્રાણાન્તે પણ ધર્મનું રક્ષણ કર્યું છે વિગેરે ધર્મનું વિવેચન છે,

"યમયાતના" આ અઢારથી એકત્રીશ પેઇજ સુધીનો વિષય જો મન દઈને કોઇ વાંચશે સાંભળશે તો જરૂર પાપ કર્મ કરવાથી અટકી જશે. આમાં પાપ કર્મ કરનારાઓને મુવા પછી પરલોકમાં યમદૂતોથી જે જે દુઃખો પડે છે તેનો યથાર્થ ચિતાર આપ્યો છે.

"ગર્ભાવસ્થામાં જીવનો પોકાર" આ બત્રીશથી ચોત્રીશ પેઇજ સુધીનો વિષય ભારે ચમત્કારી અને વાંચનાર સાંભળનારને કૃત્યાકૃત્યનું ભાન કરાવનારો છે. આમાં માતાના ઉદરમાં જીવને અસહ્ય કષ્ટો પડે છે અને તેને સો જન્મનું જ્ઞાન થાય છે. તેથી અત્યંત દીન પારાવાર દુઃખથી મુકત થવા પ્રભુની પ્રાર્થના કરે છે વિગેરે વર્ણન કરેલું છે.

" સંપ ત્યાં જંપ " આ મથાળા તળેનાં ઓગણપચાશથી ચોપન પેઇજ સુધીના વિષયમાં રાયથી રંક પર્યન્તના સર્વને સંપથી રહેવું, સંપથી ચાલવું અને સંપ ત્યાં જ સુખ, સંપતિ, શાન્તિ અને કીર્તિ છે. સંપથી અસાધ્ય સાધ્ય કરી શકાય છે માટે દરેક શ્રેયસ્સાધકે સંપના પૂજારી બનવું એ આદિક સંપના પ્રભાવનો ઉલ્લેખ કર્યો છે.

"સંત સમાગમનો પ્રભાવ" આ ૭૩ થી ૯૬ પેઇજ સુધીનો વિષય ભારે બોધપ્રદ અને ખરેખર મનન કરવા યોગ્ય છે. આ

વિષયમાં અમૃત કયાં છે ? તેના પ્રત્યુત્તરમાં સત્પુરુષો પાસે છે એમ બતાવ્યું છે. નૈમિશારણ્ય ક્ષેત્ર પણ સત્પુરુષોને જ કહ્યા છે. અને સત્પુરુષો જ તીર્થોનાં તીર્થ રૂપ છે. વળી ગ્રાંચજાએ જરીક કહેવાને ઠેકાણે બધાયના નાશનું કહી સંભળાવ્યું એ રમ્ય દ્રષ્ટાંત તો ખરેખર જ્ઞાન સાથે ગમ્મત આપનારૂં છે. આવી રીતનો આ વિષય ભારે રસદાર અને વારંવાર વાંચવા જેવો છે.

જ્ઞાન વિના મુક્તિ નથી અને તે જ્ઞાન સત્પુરુષના સંબંધ વિના થતું નથી. માટે સહુએ સંત સમાગમ કરવો આવી રીતે સંત સમાગમનો પ્રભાવ અને તેની આવશ્યક્તા વર્ણવેલી છે.

"લોભીઆ હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે" આ વિષય ૧૦૮થી ૧૨૯ પેઈજ સુધીનો વિષય દરેક ગૃહસ્થે તથા ત્યાગીએ વાંચવા જેવો અને હૃદય ભૂવનમાં સંઘરી રાખવા જેવો છે.

લોભથી શું થયું છે. શું થાય છે, અને લોભ કેવો બળ વાન છે તેનું વિવેચન છે. વળી આમાં રામજી મન્દિરનાં મહન્ત જમનાદાસ મહારાજનું તથા કચરાશાહ વાણીઆનું રમુજી દ્રષ્ટાંત તો ભારે હાસ્ય રસનું ભરેલું અને બોધદાયક છે. આ વિષય વાંચશે તે કોઇ દિવસ માયાવીઓની માયામાં લેવાશે નહિ

"સંગ બળવાન છે" આ હેડીંગ તળેનો ૧૫૦ થી ૧૭૪ પેઇજ સુધીનો વિષય ખરેખર જાણવા જેવો છે. આના વાંચન શ્રવણથી સારા નરસાની ઓળખાણ થાય છે અને જેવો સંગ તેવો રંગ અને જેવી સોબત તેવી અસર એ વિષયના સચોટ અસરકારક દાખલાઓ છે. દ્રાવિડ દેશ નિવાસી મગ્નિરામ દેવીવાળા તથા ચોરનો સંગ કરનારો વિદ્વાન વિપ્ર અને ભણેલો ભિક્ષુક એ સર્વે નઠારાના સંગથી ઉતરતે ઉતરતે ઉતરી ગયા વિગેરે ઘણા રમુજી દાખલાઓ છે.

"સત્ય એ મોક્ષનું મુખ્ય સાધન છે." આ ૧૭૫ થી ૨૦૦ પાના સુધીનો વિષય છે. આમાં સત્યદેવનો પ્રખર પૂજારી હરિશ્ચન્દ્ર રાજાનો દાખલો ખાસ વાંચવા જેવો છે. આ વિષય વાંચનારો જરૂર અસત્ય છોડી સત્યવાદી બનશે

"કન્યાવિક્રય એ મહાપાપ છે." આ ૨૦૧ થી ૨૨૦ પેઇજ સુધીનો વિષય ઘણો જાણવા યોગ્ય છે. આ વિષય સંસારીઓને ખરેખર મનન કરવા યોગ્ય અને તેને અનુસરવા યોગ્ય છે. ધનલાલચુ માબાપો પોતાની દીકરીઓને વિધુર, વૃદ્ધ, અને કાળના મૂખમાં પડેલા દરદીઓને આપી સ્વાર્થ સાધે છે. પણ હરામના પૈસા ટકતા નથી. હકના હોય તેને પણ ઉઠાવી જાય છે. અને એ ધનલાલચુ માબાપોના બુરા હાલ થાય છે. તેનું યથાર્થ વિવરણ કરેલું છે.

પુત્રિનો ભવ બગાડનાર પિતા વનાશાના વિશ હજારનો ભડકો થયો, માતા દીવાળી ભૂંડે મોત મૂઈ. એ વાર્તા ખરેખર જાણવા જેવી છે. તથા પુત્રિના ઠરાવેલા પૈસા લઇ બીજું બાનું કાઢી બસો વધારે લઇને પુત્રીને ઘર વિનાની કરી નાખનાર પિતા પાસેથી એ પૈસા અને બીજા પણ પોતાના ભાગના પૈસા યુક્તિથી પુત્રીએ લઇ લીધા વિગેરે ઘણો બોધદાયક તથા ભારતની વિરાંગનાઓને ખાસ વાંચવા જેવો આબેહુબ વિષય વર્ણન કરેલો છે.

"વ્યભિચાર એ મહાપાપ છે" આ નાનકડો પણ મહાન જાણવા યોગ્ય અને સ્મર્ણપટમાં કોતરી રાખવા જેવો વિષય છે. આમાં વ્યભિચાર કર્મ કરનારા સ્રી પુરુષોને તથા સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ કરનારા મહાન અદ્ધમ જીવો જીવતાં ભયંકર દર્દોથી રીબાય છે અને મુવા પછી અકથનીય, અનહદ ભયંકર દુઃખો યમપુરીમાં ભોગવે છે. પછી પણ જન્મ મરણ યમયાતના અને લક્ષચોરાશીનાં દુઃખરૂપ દરીઆમાં ડુબકાં ખાવાં પડે છે. આ વિષયને વાંચનાર સાંભળનાર કદી પણ વ્યભિચાર કે સૃષ્ટિ વિરૂદ્ધ કર્મનું આચરણ કરશે નહિ એવો દ્રઢ મનોબળવાળો થશે. આવી રીતે આ ગ્રંથના દરેક વિષયોનું પૃથક પૃથક વિવરણ કરવું બંધ કરી થોડાક ઉપયોગી વિષય નિચે મુજબ દર્શાવું છું

એકાદશીનો જન્મ તથા વૃત્તવિધિ. જુડેલની પેઠે ચોટનારી ચાયદેવીનું વર્ણન તથા તેની ઉત્પત્તિ. ચાય દેવીની મોટી બ્હેન

બીડીબાઇ. વર્તનથી થાય છે તેવું વાતોથી થતું નથી. ભગવાન ભાવના ભૂખ્યા છે પણ ભોજનના ભૂખ્યા નથી.

ભાવી બળવાન છે ! વિનાશકાળે વિપરીત બુદ્ધિ : ! મક્ષિકા બોધ ! વિમુખના મુખથી કથા વાર્તા ન સાંભળવી ! માન જેવું જીવનું બુરૂ કરનાર કોઇ નથી ! સુપાબોધ ! કલિ ભવિષ્ય તથા કલિનું જોર અને સત્સંગની મહત્તા એ આદિક ઘણાક જાણવા યોગ્ય શીખવા યોગ્ય વિષયો આ પુસ્તકમાં છે. તેના વાંચન શ્રવણ અને મનનથી મનુષ્યને સત્યાસત્યનું ત્યાજ્યાત્યાજ્યનું ગ્રાહ્યાગ્રાહ્યનું કૃત્યાકૃત્યકર્મોનું જ્ઞાન થશે. તેમ જ જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ, પરબ્રહ્મના સ્વરૂપનું ભાન થશે. અને જરૂર મોક્ષ માર્ગનાં પગથીઆને અનુસરશે.

આ ગ્રંથ મુમુક્ષુઓને માયાથી મુકત કરનારો. વિદ્યાર્થીઓ, જીજ્ઞાસુઓ અને પ્રવચન કરવાના અભ્યાસીઓને તો પહેલા પાનાથી છેલ્લા પાના સુધી કંઠે કરવા યોગ્ય છે. પણ જેમ સાકર ઘણી સારી પણ ગર્ધભને શું કામની, ખારેક સારી પણ ઘોડાને શું કામની, દુધની ખીર સારી પણ શ્વાનને શું કામની, તેમ આ આ ગ્રંથ ડહાપણના ડોડવાળા વિદ્યાભિમાની કે મીથ્યાભિમાની હશે તેને કશા કામનો નથી.

દરેક જનતાને સનમ્ર અત્યાગ્રહ કરૂ છું કે આર્થિક સ્થિતિ તંગ હોવાને કારણે આ ગ્રંથને ખરીદવાની શકિત નહોય તો નમો જેવી તેવી વસ્તુથી અને સંકોચથી ચલાવી લેજો. ફાટેલાં અને થીગડાં દીધેલાં કપડાંથી તથા તૂટેલાં ચંપલથી ચલાવી લેજો. પણ આ ગ્રંથ ખરીદવામાં કંજુસાઈ કરશો નહિ. તમારા બાળ બાળકીઓને સ્કુલોથી, કોલેજોથી જે શિક્ષણ મળે છે, તેથી વધારે શિક્ષણ આ ગ્રંથથી જ મળશે. દરેક ગૃહસ્થે પોતા માટે તથા પોતાના બાળકો માટે જરૂરથી આ પુસ્તક ખરીદવું. અને હંમેશાં સ્થિર મનથી વાંચવા વિચારવા અને વર્તનમાં મૂકવાનો ખરો ખટકો રાખવો. રખાવવો.

આ લેખનો ઉપસંહાર કરતાં જણાવવાની રજા લઉં કે આ ગ્રંથકર્તાએ પોતાની ઉત્તરાવસ્થાની અશક્તિથી તથા પોતાની એક આંખની વિદાયગીરીથી તેમ જ અન્ય સાધન સામગ્રીની તંગીથી પોતાના જ્ઞાનની પ્રસાદીરૂપ આ ગ્રંથ જનતા સમક્ષ મૂકયો છે. તેને સૌ કોઈ સહર્ષ વધાવી લઈ તેનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરી વર્તનમાં મુકશે; તો ગ્રંથકર્તા બ્રહ્મચારી મહારાજ પુરાણી દામોદરાનન્દજી પ્રસન્ન થશે, અને પોતાનો શ્રમ સફળ થયો માની આશીષ આપશે. ॥ इतिशम् ॥

ઠે. મોટા સુથારવાડાની
પોળ, ખાડીઆ,
અમદાવાદ.

લેખક
**ગૌરીશંકર મોતીરામ ભટ્ટ**
બી. એ. એલ. એલ. બી.
એડવોકેટ.



# ॥ નિવેદન ॥



**लोकेऽस्मिन् खलु तत् कुर्यात् येन जीवन् सुखी भवेत् ।**
**यावज्जीवन्तु तत् कुर्यात् येन मृत्वा सुखी भवेत् ॥**

જન્મ ધરીને દરેક મનુષ્યે આ લોકમાં જીવતાં અને પરલોકમાં મરીને સુખી થવાય તેવું કરી લેવું. તેમાં આ લોકમાં સુખી થવાનું સાધન સત્સંગ અને પરલોકમાં સુખી થવાનું સાધન ભગવાન તથા ભગવાનના ભકત સંત સત્સંગીઓની પ્રસન્નતા મેળવવી તે. તેમાં સત્સંગ થયો અને પ્રસન્નતા મેળવવાની રહી અને એ પ્રસન્નતા મેળવવાના સાધનનો વિચાર કર્યો તો જણાયું જે :—

**सर्वे वेदाश्च यज्ञाश्च तपो दानानि चानघ ।**
**जीवाभयप्रदानस्य न कुर्वीरन् कलामपि ॥**

ભગવાન તથા ભગવાનના ભકતોની પ્રસન્નતા તો જેવી જીવને કાળ, કર્મ અને માયાના ભયથી મુકત કરવારૂપ અભયદાન દેવાથી થાય છે. તેવી વેદ, યજ્ઞ, તપ અને દાનાદિક કોઇપણ સાધનોથી થતી નથી. માટે અભયદાન દેવારૂપ કાર્ય અવશ્યપણે કરવું જોઇએ. અને એ અભયદાન દેવાનું કાર્ય મારા એકથી થાય તે કરતાં જો કંઇક ઔપદેશીક ગ્રંથ કરૂં તો તેનાથી ઘણા જીવોને અભયદાન દેવાય અને એ ગ્રંથને જે વાંચે, સાંભળે તે જરૂર સત્યાસત્યનાં, કૃત્યાકૃત્યનાં ભાનને પામી મોક્ષમાર્ગના પગથીએ ચઢે અને પરમાત્મા શ્રીહરિની પ્રસન્નતાના સાધનો સાધવાને શ્રદ્ધાવાન બને. માટે જરૂર કંઇક ગ્રંથ કરવો આમ નિશ્ચય કર્યો.

વળી સાંપ્રદાયિક સંત સત્સંગીઓ અન્ય ધર્માવલમ્બી સ્નેહીઓ તથા અમારા સદ્ગત વડા શિષ્ય બ્રહ્મચારી પુરાણી

શાન્તિપ્રીયાનન્દજી એ આદિક ઘણાક વારંવાર અત્યાગ્રહ પૂર્વક કહેતા કે તમો કંઇક લખો એવા છો તો સ્વપરશ્રેયાર્થે કંઇક ગ્રંથ લખો. અને स्वकार्यं परकार्यं साधनोतीति साधु: પોતાનું તથા પારકાનું શ્રેય કરે તે સાધુ કહેવાય તો એ તમારૂં સાધુ નામ સાર્થક કરો અને ગ્રંથ લખવાથી ઘણા જીવને સમાસ થશે. તમારાથી અભયદાન દેવાનું સદાવૃત ચાલશે અને આ લોક પરલોકમાં સુખી થવાનું સાધન પણ પૂર્ણ કર્યું કહેવાશે. માટે જરૂરથી કંઇક ગ્રંથ લખો. તેથી અમોએ સ્વપરશ્રેયાર્થે આ સુબોધસાગર અથવા મોક્ષમાર્ગનાં પગથીઆં એ નામનો ગ્રંથ સિદ્ધપુર મુકામે લખવો શરૂ કર્યો અને અમદાવાદ મુકામે પૂર્ણ કર્યો.

આ અમુલ્યગ્રંથ સુજ્ઞવાચક વર્ગનાં કર કમળમાં મુકવાનો આજે મને ઉત્તરાવસ્થામાં શુભ અવસર સાંપડયો. આથી હું મને ધન્ય અને કૃતકૃત્ય માનું છું.

આ ગ્રંથ માન, મોટપ, લેવા વિશિષ્ઠતા કે વકતૃત્વ દેખાડવા, કે બીજો કોઇપણ હેતુ સિદ્ધ કરવા કર્યો નથી. આતો શ્રીજી પ્રસન્નતાર્થે કેવળ નિઃસ્વાર્થે પરોપકાર વૃત્તિથીજ કર્યો છે.

મારાથી છાસઠ વર્ષની વયે આવું કદદાર લગભગ સાડા છસો પાના જેટલું પુસ્તક બનવું "એતો સરિતાને સોડમાં સુવાડવા જેવું અશકય હતું" પણ ઇષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણ મહાપ્રભુજીની પૂર્ણ કૃપાથી, તથા સદ્ગત મારા ગુરુવર્ય વર્ણી ઉત્તમાનન્દસ્વામી તથા તેમના ગુરુ નિષ્કામવૃત્તની મૂર્તિસમા જેમણે સત્સંગીઓનાં ભૂષણરૂપ સત્સંગી ભૂષણ નામે ગ્રંથ કર્યો છે. એવા મહામુકતરાજ વર્ણીન્દ્રવર્ય શ્રી વાસુદેવાનન્દસ્વામી, તથા મને જ્ઞાનદાન આપી સત્સંગમાં સ્થિતિ કરાવનારા કચ્છ-સત્સંગનાં સ્તંભરૂપ મહામુકતરાજ અક્ષરજીવનદાસસ્વામી તથા માંડવી બંદરવાળા મુકતરાજ લક્ષ્મીરામભાઈની પૂર્ણ કૃપાથી નિર્વિઘ્નપણે પૂર્ણ કરી શકયો છું.

ગ્રંથારંભ કર્યા પછી કેટલીકવાર મારૂં આરોગ્ય સ્વસ્થ રહ્યું નહિ. અને જમણી આંખે ઈજા ઉપડી ત્યારે આંખના ડૉકટરને દેખાડતાં તેમણે જરાપણ આંખને તકલીફ ન આપવાની સલાહ આપી, પણ देहं पातयामि वा अर्थं साधयामि આમ ધારેલું તેથી ડૉકટરની સલાહને ગૌણ કરી ગ્રંથનું કામ જારી રાખ્યું તેથી થોડાક માસે જમણી આંખે સખ્ત ઈજા ઉપડી અને તેને લીધે અઢારેક દહાડા આંખના દવાખાનાને સેવવું પડયું છેવટે આંખ ગઇ તે વિદાયગીરી લઈ સદાને માટે ગઈ. આમ આ ગ્રંથ માટે આંખને જતી કરી પણ ગ્રંથનું કામ જતુ કર્યું નહિ.

અનેક ઉપદેશોનાં અનેક વિધ જ્ઞાનોનાં મહાસાગરને એક ગાગરમાં સમાયેલો જોવો હોય તો આ એક "સુબોધસાગર અથવા મોક્ષ માર્ગનાં પગથીઆં" છે. આ ગ્રંથ જેણે એકવાર વાંચ્યો તેને બીજા કોઇ પણ ગ્રંથ વાંચવાની અપેક્ષા રહેશે નહિ. આવો આ એક અદ્વિતીય ગ્રંથ છે. આ ગ્રંથની પ્રશસ્તિ કરવી તે તદ્દન અનુચિત છે. પણ જે વાંચશે તે બુલંદ સ્વરે બોલી ઉઠશે કે આ ગ્રંથ તો દરેક માનવ જાતને ખરેખર ખજાના રૂપ છે.

કોઇ માણસ કલ્પવૃક્ષ નીચે બેઠો હોય કે પારસમણિના ઢગલા ઉપર બેઠો હોય પણ તેના ગુણની કે ઉપયોગીતાની ખબર નહોય તો તેને જરાપણ લાભ થતો નથી કે તેની ક્ષુધા પીપાસાનું કે રોગ શોકનું જરાપણ શમન થતું નથી. તેમ આ ગ્રંથને જે ઉપરચોટીઆ વાંચશે, સાંભળશે, તેને તો કંઇ નહિ. પણ જે એકાગ્ર ચિત્તે વાંચશે, સાંભળશે, વિચારશે. અને વર્તનમાં મુકશે. તેને આ ગ્રંથનો યથાર્થ લાભ થશે.

હાલમાં કાગળો ઉપર સખ્ત કંટ્રોલ (અંકુશ) આવવાને લીધે તેમ પુરતા નાણા આપવા છતાં પણ કાગળો મળી શકતા નથી અને તેના પરીણામે જ આ ગ્રંથમાં બીજા ઘણા ઉપયોગી અને જાણવા યોગ્ય વિષયો દાખલ કરવાની મારી તીવ્ર ઉત્તકંઠા હતી છતાં આમાં દાખલ કરી શકયો નથી.

વળી હાલમાં મોંઘવારી, અછત અને કાગળોનાં બજાર ભાવ જોતાં પુસ્તકની જે કિંમત રાખી છે તે બીલકુલ પરવડી શકે તેમ નથી. પણ હરિઇચ્છાથી મળેલી આર્થિક મદદથી. તથા આ ગ્રંથનો જન સમાજમાં બહોળો પ્રચાર થાય, તેમને યથાર્થ લાભ થાય અને શ્રીજી, સંત, સત્સંગીઓ, તથા સુજ્ઞવાચકોની અમારા ઉપર પ્રસન્નતા થાય એટલા માટે જ આ ગ્રંથની ઘણી ઓછી કિંમત રાખવામાં આવી છે,

આ ગ્રંથ કરવાંમાં અમને અમારા શિષ્યાગ્ર બ્રહ્મચારી શાન્તદેવાનન્દજી. ઉર્ફે દેવસ્વામિએ મંદિરનાં તથા મંડળનાં વ્યવહારનો તલભાર બોજો અમારા માથે રહેવા દીધો નથી. તેથી અમો આ ગ્રંથને કરી શકયા છીએ. તેમ જ અમારા બીજા શિષ્ય બ્રહ્મચારી હરિપ્રીયાનંદજી, વિષ્ણુપ્રસાદાનન્દજી, દીનેશ્વરાનન્દજી, બાલસ્વરૂપાનન્દજી, અને ભકત નટવરલાલ એ આદિકોએ વિદ્યાભ્યાસ, દેવસેવા, શણગાર, થાળ વિગેરેમાં ગુંથાએલા હોવા છતાં પણ વખતો વખત પ્રેસમાં જવું આવવું. લખવું લખાવવું. વિગેરે કામમાં ઘણો ટેકો આપ્યો છે.

તેમજ મુળીના વિદ્યાર્થી સાધુ યોગેશ્વરદાસજીએ પણ પ્રેસના કામમાં તથા પ્રુફ જોવામાં ઘણી સારી મદદ કરી છે. પાટણના સાદી શિખામણના કર્તા શ્રીમાન મગનલાલ શંકરલાલ પટેલે પણ અમને આ ગ્રંથમાં ઘણી સારી સલાહ તથા વેગ આપ્યો છે. આથી ઇષ્ટ દેવ ભગવાન શ્રી સહજાનન્દ સ્વામિ આ સર્વને ધર્મ નિયમ પાળવાનું તથા પોતાની કર્તવ્યતા બજાવવાનું બળ, શ્રદ્ધા અને ઉત્સાહ આપો.

વડતાલના સદ્‌ગુરૂવર્ય બ્રહ્મચારી મહારાજ પુરાણી શ્રી પ્રભુતાનન્દજીની પ્રેરણાથી મુંબાઈના સેવાભાવી સત્સંગિઓએ આ પુસ્તકનાં શુભ કાર્યમાં અમને આર્થિક મદદ ઘણી સારી કરી છે.

તેમ જ જુનાગઢના સદ્‌ગુરૂ બ્રહ્મચારી મહારાજ શ્રી પુરાણી ઘનશ્યામાનન્દજી એ પણ આ ગ્રંથ કરવામાં સારી સલાહ અને આશ્રય આપ્યો છે. તેથી અમો તેમનો આભાર માનીએ છીએ.

ગામ ઉંઝાના સત્સંગ દેવના શુદ્ધસંતાન સદ્દગત પટેલ માધવદાસ મોતીદાસની સંયુક્ત કુટુમ્બની પેઢી તરફથી અમારા પરનાં ચીરકાળનાં ગાઢ સ્નેહસંબંધને લીધે અમને આ પુસ્તકની મદદમાં રૂપીઆ ૨૦૦૦ ની સારામાં સારી મદદ મળી છે. પટેલ માધવદાસ એ ઉંઝા ગામના સત્સંગ સમાજમાં, નાતમાં, અને વ્હેપારી કોમમાં અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત પુરૂષ હતા અને નમ્રતા, વિવેકતા, સાદાઈ, નિરભિમાનતા, ધર્મપરાયણતા અને સત્સંગની મમત્વતા એ આદિક સદ્‌ગુણો તેમનામાં મૂર્તિમન્ત વાસ કરીને રહ્યા હતા.

તેમની સંયુક્ત કુટુમ્બની પેઢીના વયોવૃદ્ધ પટેલ શિવરામભાઈ, વ્યવહારદક્ષ શ્રીમાન નટવરલાલભાઇ, નારાયણભાઈ, મુળજીભાઇ, સીતારામભાઇ અને ભોગીલાલભાઇ વિગેરે ઘણા વિવેકી, સુસ્વભાવી, શુદ્ધસત્સંગી, સેવાભાવી, સાક્ષરો અને વ્હેપારનું ઉચ્ચ જ્ઞાન ધરાવનારા છે. સંપ છે ત્યાં સુખ, સંપત્તિ, શાન્તિ અને કીર્તિ છે. સંપથી અસાધ્ય સાધ્ય કરી શકાય છે. એમ જાણી તેઓ સહુ પોતામાં સંપદેવનો વાસો વસાવી રહ્યા છે. અને સદા પુણ્ય અને પરોપકારી કામના ફાળાઓમાં પ્રથમ ભાગ લેનારા નિખાલસ અને ઉદાર દીલના છે. તેઓશ્રીએ અમને આ ગ્રંથ કરવામાં મોટી રકમ આપી અને બીજી રકમ માટે વાકદાન આપી પૂર્ણ આશ્વાસન આપ્યું. આથી જ અમો આ ગ્રંથને જન્મ આપી શકયા છીએ. ધન્ય છે આ દાનવીરોને, ધન્ય છે એમની ધનિકતાને એથીયે ધન્ય છે એમની ઔદાર્યતાને. ભગવાન શ્રી સહજાનન્દસ્વામી આ સર્વ દાનવીર કુટુમ્બને સદાય સુખી, નિરોગી, દીર્ઘાયુષી રાખો. અને તેમની સકલ મનઃ કામનાઓને પૂર્ણ કરો.

શિયાળ ગામના શેઠ સાહેબ શ્રી. કેશવલાલભાઈએ પોતાના પૂજ્ય પિતા મર્હુમ શેઠશ્રી જીવરાજ ત્રિભોવનદાસ શાહના શ્રેયાર્થે આ ગ્રંથ છપાવવા રૂપ પૂણ્ય કાર્યમાં સારો

ફાળો આપ્યો છે. સદ્ગત્ શેઠ સાહેબનું આખું જીવન દયા, દાન, અને પરોપકાર જેવા ધર્મના ઉત્તમ કાર્યોમાં અને દેશ બાન્ધવોની સેવા કરવામાં વ્યતિત થયું હતું. આખા ગુજરાતમાં તેમનો કીર્તિ દીપક ઝળહળી રહ્યો છે.

જૈન સમાજમાં દેશના જનસમાજમાં અને સત્સંગ સમાજમાં પણ તેમનું સ્મરણ ચિરંજીવ છે અને રહેશે. પરંકૃપાળુ પરમાત્મા તેમના અમર આત્માને શાન્તિ આપો. અને તેમના સુપુત્ર શેઠ શ્રી કેશવલાલભાઈને સદા સુખી, નીરોગી, અને દીર્ઘાયુષી રાખો અને તેમની મનઃકામનાઓને પૂર્ણ કરો.

આ ગ્રંથમાં જેણે જેણે અમને શારીરિક આર્થિક મદદ આપી છે એ સર્વેનો અમો આભાર માનવા સાથે પરંકૃપાળુ પરમાત્મા શ્રીહરિ પ્રત્યે ઇચ્છિયે છીએ કે એ સર્વને આ લોકે પર લોકે સદા સુખી રાખો અને દેહાવસાને એ સર્વને પોતાના સુખપુરધામમાં અતિ સુખદ ચરણમાં વાસ આપો. એજ.

આ ગ્રંથની તથા અમારા પરીશ્રમની કદર તો શુદ્ધ પરીક્ષક અને સુજ્ઞ જીજ્ઞાસુ હશે તે જ કરશે.

**गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणो बली बलं वेत्ति न वेत्ति निर्बलः।**
**मधोर्गुणं कोकिलको न वायसः करी च सिंहस्य बलं न मूषकः॥**

ગુણવાન હોય એ જ ગુણને જાણે છે. પણ નિર્ગુણ જાણતો નથી. બલવાન હોય એ જ બલને જાણે છે, પણ નિર્બલ જાણતો નથી. વસંતના ગુણને કોકીલા જાણે છે પણ કાગડો જાણતો નથી. સિંહના બળને હાથી જાણે છે, પણ ઉંદરડો જાણતો નથી તેમ વિદ્વાન ગુણીઅલ અને જ્ઞાતા હશે તે જ આ ગ્રંથના ગુણને, ગ્રંથની મહત્તાને ગ્રંથના હેતુને તથા અમારા પરીશ્રમને જાણશે. પણ તેજોદ્વેશી અને પારકી નીંદા કરવા રૂપ ઓખર કરવાના

સ્વભાવવાળા હશે તે નહિ જાણે. ઝવેરાતની પરીક્ષા ઝવેરી કરશે. પણ બકાલું વેચનારો નહિ કરે.

આ ગ્રંથના દરેક સુજ્ઞવાચકોને સનમ્રવિનવું છું કે આ ગ્રંથને વાંચી વિચારી વર્તનમાં મુકવાનો ખટકો રાખશો અને અમને અખંડ ભગવાન સાંભરે કૃત્યાકૃત્યના ભાનમાં રહેવાય અને દેહાવસાને શ્રીહરિના સુખપુરધામને પામી પરમ સુખીઆ થઇ જવાય તેવા આશિર્વાદ આપશો. इतिशम्॥

તા. ૧૩–૧૦–૪૪

લેખક
બ્રહ્મચારી પુરાણી દામોદરાનન્દજી.
ગ્રંથકર્તા.



# ॥ પુસ્તક પરિચય ॥



પરમૈકાંતિક સદ્‍ગુરૂ પુરાણી બ્રહ્મચારી દામોદરાનંદજી જ્યારે સિદ્ધપુર મંદિરમાં હતા તે વખતે દર્શનાર્થે એક વખત મારૂં જવાનું થએલ. તે વખતે "સુબોધસાગર"ની શરૂઆત તેઓશ્રીએ કરેલી હતી. મારા વાંચવામાં સદરહુ પુસ્તક આવતાં અને એટલું બધું પ્રિય લાગ્યુ કે, આવું ઉત્તમ પુસ્તક સત્વર છપાઇ બહાર પડે તો સત્સંગના સાહિત્યમાં વધારો થતાં સર્વ ધર્મના અનુયાયીઓને પ્રેમથી આ પુસ્તકનો લાભ મળે. એવા હેતુથી મેં સ્વામિજીને સત્વરે પુસ્તક બહાર પાડવાની વિનંતી કરી. અત્યાર સુધી ઉદ્ધવસંપ્રદાયમાં અનેક પુસ્તકો પ્રગટ થયાં હશે, પરન્તુ આના જેવું ઉત્તમ, રસિક ભાષામાં, ધર્મ, નીતિ અને સદાચરણના મહાન વિષયો જ્ઞાન સાથે ગમ્મત આપનારૂં અન્ય પુસ્તક જોવામાં આવેલ નથી.

ભારતવર્ષમાં ઉન્નતિ દાખલ અનેક ગ્રંથો હોવા છતાં આટલી બધી ધર્મનીતિની ન્યૂનતા અને દુર્દશા શાથી થાય છે તેનો વિચાર કરતાં એમ કહી શકાય છે કે, આપણા પૂજ્ય ઋષિમુનીઓના આચારવિચારો તથા ગ્રંથઉપદેશોનું સેવન ભારતવાસીઓમાંથી દિનપ્રતિદિન ઘટતું ચાલ્યું; દુનિયાઈ વૈભવને પ્રધાનતા અપાઇ, દીર્ઘદૃષ્ટિ અને વિશાળ હૃદયનાં સ્થાન સંકુચિત થતાં ગયાં અને આપણો સમાજ ખરા ધર્મ અને નીતિરીતિનાં ઉંડાં રહસ્યો સમજવાની શક્તિ ગુમાવતો ગયો. આવા હાલના સામાજીક અંધાધુંધીના યુગમાં બ્રહ્મચારી મહારાજશ્રીએ મહાન કૃપા કરી સર્વે ધર્મના અનુયાયીને ઉપયોગી થાય તેવું પ્રકાશદાયક ને સન્માર્ગસૂચક ઉત્તમ ચિંતામણી રૂપ "સુબોધ સાગર" નામનું પુસ્તક બહાર પાડી મહાન ઉપકાર કર્યો છે.

સદરહુ પુસ્તક ઉદ્ધવ સંપ્રદાયના અનુયાયીને ઉપયોગી થશે એટલુંજ નહિ; પરન્તુ દરેક ધર્મના અનુયાયીઓ તેનો સરખો લાભ લેશે. તેટલા માટે મોક્ષના ઉપયોગી વિષયો સાથે, જનસમાજને વહેવારમાં પણ ઉપયોગી થઇ પડે, તેવા વિદ્યુતના ચમકારા જેવા, ભક્તિરસથી ભરપુર વિષયો દાખલ કરવામાં આવ્યા છે.

જીવનવિકાસમાં ઉચ્ચ સુખ તથા આનંદનો અનુભવ મેળવી સત્સંગનો સંપૂર્ણ લાભ લેવા જીજ્ઞાસા ધરાવનાર ખરેખર આ પુસ્તક દિવ્ય પ્રસાદી રૂપ છે.

બ્રહ્મચારી મહારાજ સત્સંગના એક સમર્થ લેખક છે અને તેમણે આ પુસ્તકથી સત્સંગની મહાન સેવા તન, મન અને શુદ્ધ ભાવથી ઉત્સાહપૂર્વક કરી છે, એટલું જ નહિ પણ તેમના મહાન સદ્ગુણોથી કોઇ પણ સત્સંગાનુયાયી અજ્ઞાત નથી.

હાલમાં તેઓશ્રી અમદાવાદમાં શ્રી નરનારાયણદેવની સેવામાં મુખ્ય મહંત તરીકે પોતાના મંડળ સાથે છે, અને તેમણે સંત-સત્સંગી સર્વને દેવની સેવા, શણગાર અને થાળની અપૂર્વ સેવાવિધિથી અમૂલ્ય દર્શનલાભ અને સુખ આપ્યાં છે. તેને માટે અમદાવાદનાનગરવાસીઓ પણ તેમની મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યા છે.

તેમના મંડળના નાના મોટા બધા બ્રહ્મચારીઓની સેવા-પરાયણતા તથા શુદ્ધ રહેણીકહેણી અન્યના અંતઃકરણમાં એક આદર્શ છાપ પાડનારી છે. તે સર્વેની ગુરુભક્તિ બહુ જ ઉચ્ચ અને ઉદાત્ત પ્રકારની છે. તેમના વડિલ શિષ્ય શાંતદેવાનંદજી છે. તે તદ્દન શાંતસ્વભાવી, તેમને સહુ કોઇ દેવસ્વામિ તરીકે જ બોલાવે છે. તેમણે મંદિરનો વહિવટ માથે લઇ સ્વામિને વહિવટ-મુક્ત કર્યા તેથી સ્વામિશ્રીને ગ્રંથ રચવામાં ઘણી સરલતા પડી.

સ્વામિશ્રીની સમર્થ લેખનશક્તિ ઉપરાંત, તેમના અન્ય આકર્ષક અને દિવ્યગુણો પણ ઘણા છે. તેઓશ્રી એટલા બધા દયાળુ છે કે તેમના એક ક્ષણિક સમાગમમાં આવનાર હરકોઇ

ગનુષ્ય ધર્મ, જ્ઞાનનો અમૂલ્ય ઉપદેશ મેળવી જીવનપલટો અનુભવે છે. તેમનુ પ્રત્યેક કથન જીવનવિકાસ સાધવામાં બળવાન વેગ અને આશાની પ્રખર જ્યોત પ્રગટાવે છે. આવા મહાન પુરુષના હાથથી લખાએલું પુસ્તક મનુષ્યની બુદ્ધિમાં તાત્કાલિક ઉંચા ફેરફાર કર્યા વિના રહેશે નહિ. સત્સંગના સાહિત્યમાં આવા સર્વગ્રાહ્ય ઉપયોગી પુસ્તકની ખોટ હતી તે બ્રહ્મચારી મહારાજે ભગીરથ પ્રયત્ન કરી સંવૃદ્ધિ કરી છે. તેને માટે આપણે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

"હીરાની પરીક્ષા જેમ ઝવેરી વિના થઇ શકતી નથી" તેમ આ પુસ્તકની પરીક્ષા વિદ્વાન, મુમુક્ષુ તથા જીજ્ઞાસુ વિના થઇ શકે જ નહિ. "સાહિત્યની એક લીટીની કિંમત લાખો રૂપિયા છે." તે કવિવર ભારવિની દન્તકથા ઘણા જાણતા હશે. એટલે આ સ્થળે વિશેષ લખવાની આવશ્યકતા નથી. આ દિવ્ય સત્સંગમાં આવીને શ્રીજી મહારાજ તથા મહાન અનાદિ મુક્તો રાજી થાય એવું કરવાનું છે અને તે પ્રમાણે પૂજ્ય બ્રહ્મચારીજીએ મહાન શ્રમ કરી આ નમુનેદાર પુસ્તક બહાર પાડી મહાન ઉપકાર કર્યો છે. જીવનના ઉપયોગીપણાના ઉત્તમ સાધન રૂપે સર્વ કોઇએ વાંચવા જેવું છે અને અમોને ખાત્રી છે કે સદરહુ પુસ્તક દરેક સદનમાં ધર્મ, ભક્તિ, જ્ઞાન અને સદ્‌ગુણનો માર્ગ બતાવનાર ગુરુરૂપે ઉપયોગી થઇ પડશે.

મુ. પાટણ (ઉત્તર ગુજરાત)

ચરણરજ સેવક
**મગનલાલ શંકરભાઇ પટેલ**
સાદી શિખામણના પ્રકાશક

## અનુક્રમણિકા

# मंगलाचरण

आधारः कालकोटेरनुपधिकरुणः प्रेरणः कर्मकोटे
रुद्धर्त्ता बद्धकोटेरविकलोतनियन्ताऽऽत्ममायामकोटेः
पूज्यो यश्चेशकोटेर्महदगुणगुणैस्तुष्टिदो नित्यकोटेः
सर्वस्वं मुक्तकोटेः सृजतु शिवततिं श्रीहरिर्भक्तकोटेः ॥१॥

सर्वेषामुपरि स्थितो हि भगवान् श्रीस्वामिनारायणो
यत्रास्ते विमलाश्च यत्र परमा मुक्तास्तदैकान्तिकाः
लक्ष्मीस्तत्र जयो विभूतिरतुला कीर्तिः स्थिराऽपांशुला
नीतिश्चाऽविचला कलाश्च सकलाः पूर्णा परा निर्वृतिः ॥२॥

सर्वेषां परमोपकारकरणे श्रीमत्प्रसादोद्भुवि
पुण्यख्याति सुबोधसागर कृतावुत्साहवृद्धिं बलम्
नैरुज्यं सुमतिं ममाऽक्षरपते श्रद्धां विभ्रत्त्वाऽधुना
दीनोऽहं शरणागतोऽस्मि भगवन् सर्वत्र शक्तो भवान् ॥३॥

कुरुते सुबोधसागरमबोधदावानलं शमं नेतुम्
अमदावादनिवासी वर्णी दामोदरानन्दः ॥४॥



॥ ॐ नमोऽवतारिणे स्वामिनारायणाय ॥



नारायणो नीलकण्ठः स्वामिनारायणो हरिः ॥
हरिकृष्णाश्च सहजानन्दः कृष्णोस्तु मे हृदि ॥

# સુબોધસાગર



## ધર્મ એ જ સર્વ સુખનું મૂળ છે



सुखमेवेप्सितं लोके सर्वेषामपिदेहिनाम् ।
तन्मूलं तु स्मृतोधर्मस्तं रक्षेत् यत्नतस्ततः ॥

આ લોકમાં રાયથી રંકપર્યંતના સર્વ મનુષ્યોને એક સુખ જ ઇચ્છિત છે. અને તે સુખ મેળવવા માટે દેશમાં રહીને યા વિદેશમાં જઇને અનેકવિધ ઉપાયો રચે છે, પણ કોઈ એ તેવું સુખ મેળવી શકતા નથી. કિન્તુ સુખનું મૂળ તો એક ધર્મ છે.

**यथामृतं स्थितं स्वर्गे यथाचिन्तामणौ धनं।**
**तथा श्रेयस्करे धर्मे स्थितं सौख्यं निरन्तरं ॥**

જેમ સ્વર્ગમાં અમૃત રહ્યું છે, ચિન્તામણિમાં ધન રહ્યું છે; તેમ શ્રેયસ્કર એવા સનાતન ધર્મને વિષે સર્વ પ્રકારનું સુખ રહ્યું છે.

## ધર્મ કોને કહેવાય ?

**धर्मोज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः ॥**

શ્રુતિ–સ્મૃતિઓએ પ્રતિપાદિત કર્યો એવો જે સદાચાર તેને ધર્મ કહેવાય. આ સનાતન ધર્મને પાલન કરનારા હિન્દવાસી હિન્દુઓ વધારે સંખ્યામાં હોવાથી તેને હિન્દુધર્મ પણ કહેવામાં આવે છે. આ સનાતન ધર્મ તો ભારતવાસીઓનો તો શું પણ સકલ વિશ્વવાસીઓનો છે. એટલે હિન્દુ, મુસ્લિમ, પારસી કે ભલેને યુરોપિયન હોય પણ સર્વ માનવજાતને માટે એક સરખો માનનીય છે. તેમાં મન, વચન, અને દેહે કરીને કોઈપણ સબળ–નિર્બળ પ્રાણીની હિંસા ન કરવી, દારૂ ન પીવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, વટલવું–વટલાવવું નહિ, દેવદર્શન કરવાં, શમ, દમ, યમ, નિયમ પાળવા; સર્વ પર પ્રેમ રાખી પરોપકાર કરવો, અભયદાન દેવું: આ સર્વને સનાતન ધર્મ કહેવામાં આવે છે. માટે આ સનાતન ધર્મ સકળ માનવજાતને એક સરખો માન્ય, પૂજ્ય, પાલ્ય અને ગ્રાહ્ય છે. જેમ પરમાત્મા સનાતન છે તેમ આ ધર્મ પણ સનાતન છે.

આપણા ઋષિ, મુનિ, મહાત્મા તપસ્વીઓ ધર્મની મૂર્તિ સમા હતા. તેઓ ધર્મના પ્રાણરૂપ સદ્‌ગુણોથી વિભૂષિત રહેતા. તેઓ સનાતન ધર્મના પાલનપોષણના પ્રભાવથી ત્રિકાળદર્શી થતા; અને છેવટ સમાધિમાન સિદ્ધરાજ બનતા; તેમ જ તેમના હૃદયમાં દિવ્ય પ્રકાશ જણાતો અને પરમાનન્દ પરમાત્માની અખંડ ઉપાસનાથી

આત્મા–પરમાત્માના સાક્ષાત્કારને પણ પામતા. તેઓ ખગોળ, ભૂગોળ એમ સકળ બ્રહ્માંડની રચનાના જ્ઞાનને મેળવતા.

આ સનાતન ધર્મ સતત દેશકાલાબાધિત છે. એટલે એ શુભાશુભ દેશકાળાદિક સર્વમાં, સર્વ સ્થળે એક સરખા જ સર્વને પાળવાના છે. માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકે આ શુદ્ધ સનાતન ધર્મનું જ તન, મન, અને ખરા ખંતથી સેવન કરવું.

॥ अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥

જેણે ધર્મ સંપાદન નથી કર્યો, તેનો જન્મ બકરીના ગળાના આંચળ જેવો નિરર્થક છે. ધર્મહીન પુરુષ જીવતો હોય તો પણ તે મરેલો છે, અને ધર્મવાન મરેલો હોય તો પણ તે જીવન્ત છે. જેમ દેહ જીવને આધારે છે; તેમ જીવ પણ ધર્મને આધારે છે. શાસ્ત્રકારો મરેલાનો શોક કરતા નથી; પણ ધર્મથી પતિત થયેલાઓનો શોક કરે છે. માટે ધર્મી બનવું.

ये पालयन्ति मनुजाः सच्छास्त्रप्रतिपादितान् ।
सदाचारान् सदा तेऽत्र परत्रच महासुखाः ॥
तानुल्लंघ्यात्र वर्तन्ते ये तु स्वैरं कुबुद्धयः ।
त इहामुत्र च महल्लभन्ते कष्टमेव हि ॥

વેદ, શાસ્ત્ર અને શ્રીમદ્ ભાગવત પુરાણ એ આદિક સત્શાસ્ત્રોએ જીવના કલ્યાણાર્થે પ્રતિપાદન કર્યા એવા સદાચારરૂપ ધર્મને જે પાળે છે, તે આ લોક–પરલોકને વિષે મહાસુખિયા થાય છે; અને તેનું જે ઉલ્લંઘન કરે છે, યા તેને કપોલકલ્પિત કહે છે તેઓ જીવતાં મહાદુઃખી થાય છે, અને મરીને જન્મ મરણ, યમ, યાતના અને લક્ષચોરાશીના અનેકાનેક કષ્ટોને ભોગવે છે. માટે કોઇએ પણ ક્યારેય ધર્મનો ત્યાગ કરવો નહિ.

स्त्रं सदासेवमानानां नृणां धर्मोमनोरथान् ।
पूरयत्येव निखिलान् यथाकल्पमहिरूहः ॥

કલ્પવૃક્ષ જેમ પોતાને સેવનારાઓના સર્વ મનોરથોને પૂર્ણ કરે છે, તેમ ધર્મ પણ પોતાને સેવનારાઓના સર્વ મનોરથોને પૂર્ણ કરે છે. માટે જેને જન્મમરણરૂપ સંસારરોગ ટાળવો હોય, અનંત જન્મનાં પાપરૂપ પર્વતોને ભસ્મિભૂત કરવાં હોય અને પુનર્જન્મ નિરસ્ત કરી પરમાન્દ પરમાત્માના પુનિત પાદપલ્લવને પામી પરમ સુખી થવું હોય તેણે તો હંમેશાં તન, મન, અને શુદ્ધ ભાવથી શ્રદ્ધાપૂર્વક એક ધર્મનું જ સેવન કરવું. હંમેશાં ધર્મથી બોલવું, ધર્મથી ચાલવું, ધર્મથી વર્તવું, ધર્મથી જમવું, આમ સર્વ પ્રકારે એક ધર્મના જ પુજારી બનવું; અને ધર્મને પ્રભુનું હૃદય જાણી ધર્મી બનવું અને બીજાને ધાર્મિક બનાવવાં. સાચા, શૂરા અને ખબરદાર બની ધર્મના પાલક, પોષક, અને પ્રવર્તક બનવું અને ધર્મતનુજ પરમાત્માનો સમાશ્રય કરી પોતાનું આત્મ-શ્રેયસ્સાધી લેવું. જો કે આપણે આપણા ધર્મમાં રહીશું, તો ધર્મપ્રિય એવા ધર્મેશ્વર ભગવાન શ્રીહરિ આપણી સર્વ પ્રકારે રક્ષા કરશે; અને ગમે તેવા દુઃખ—દાવાનળમાં ઘેરાયા હોઈશું, તો પણ આપણી સહાય કરશે.

॥ धर्म एव हतोहन्ति धर्मो रक्षति रक्षितः ॥

ધર્મને હણનારો સર્વત્ર હણાય છે; અને ધર્મનું રક્ષણ કરનારો સર્વત્ર રક્ષિત થાય છે.

शुभधर्मिणमायाति विवशः सर्वसम्पदः ।
निपानमिव मण्डुकाः सरःपूर्णमिवाण्डजाः ॥

જેમ પક્ષીઓ સરોવરનો ત્યાગ કરતા નથી, દેડકાઓ ગારાનો ત્યાગ કરતા નથી; તેમ આલોક પરલોકની સર્વ સુખ-સંપત્તિ પણ શ્રેયસ્કર ધર્મનો ત્યાગ કરતી નથી. વળી ધર્મતનુજ ભગવાન પણ ધાર્મિક પુરુષ પર અપૂર્વ પ્રેમ અને મમત્વભાવ રાખે છે. તેનાથી જરા પણ દૂર ખસતા નથી. વખતોવખત તેની સહાય કરવામાં ખડે પગે રહે છે.

**तपन्तु तापैः प्रपतन्तु पर्वतादटन्तु तीर्थानि पठन्तु चागमान् ।**
**यजन्तु यागैर्विवदन्तु योगैर्धर्मंविना नैव मृत्युं तरन्ति ॥**

જેમ લવણ વિનાના વ્યંજનો વ્યર્થ અને નીરસ છે, તેમ ધર્મવિનાના સકળ સાધનો પણ વ્યર્થ, નિર્બળ અને લૂણાં છે. મોક્ષ માટે ભલેને પંચાગ્નિ તપો ! શતાગ્નિ તપો ! પર્વત ઉપરથી પડતાં મૂકી ભૈરવજવ ખાઓ ! ભૂમિ પરના તીર્થમાત્ર કરી આવો ! વેદ–શાસ્ત્ર મુખપાઠ બોલી બતાવો, યજ્ઞમાત્ર કરી ચૂકો, અને યોગૈશ્વર્ય વડે ત્રણે કાળનું જ્ઞાન ભાખો ! અરે ! બીજાં પણ અસાધ્ય સાધનો સાધો; તો પણ ધર્મ વિના મોક્ષ થતો નથી. જેમ વ્યંડળથી સંતાનરૂપ ફળની પ્રાપ્તિ થતી નથી, તેમ ધર્મ વિનાના કોઈ પણ સાધનથી ફળ મળતું નથી.

**सकलाऽपि कलावतां कला विफला धर्मकलां विना खलु ।**
**सर्वावयवा यथा वृथा तनुभाजां खलु नासिकां विना ॥**

શરીરના બધા અવયવો ગમે તેટલા સારા હોય પણ એક નાસિકા વિના બધા નકામા છે; એટલે શરીરને તે શોભારૂપ થતા નથી. કિન્તુ ॥ **नासिका मुखमण्डनम्** ॥ નાસિકા એ જ મુખની શોભા છે. નાસિકા વિનાનો માનવી હાસ્યપાત્ર ગણાય છે. તેમ ગમે તેટલા ગુણો સંપાદન કર્યા હોય પણ એક ધર્મ–ગુણ વિના બધા નકામા છે.

**॥ अघौघविध्वंसकरं सदैव धर्मेणतुल्यम् भुविनास्तिकिंचित् ॥**

પાપાત્માઓના પાપોનો પ્રલય કરનાર, કર્મ માત્રને ભસ્મિભૂત કરનાર પરમપદને પમાડનાર આ ધરાતળમાં ધર્મ સમાન બીજું કોઈ પણ ઉત્તમ સાધન નથી. **धर्मेणहीनाः पशुभिः समानाः** ધર્મને લીધે જ મનુષ્યને મનુષ્ય કહેવાય છે. પણ ધર્મ વિનાના મનુષ્યને તો શીંગપૃચ્છ વિનાનો દ્વિપાદ પશુ કહેવાય છે.

अपहाय निजं धर्मं कृष्ण कृष्णेति वादिनः ।
ते हरेर्द्वेषिणोज्ञेया धर्मार्थं जन्म यद्धरेः ॥

જે ભક્ત હંમેશાં ભગવાનના નામનું ઊંચે સ્વરે ઉચ્ચારણ કરે છે. પણ સમય આવે પોતાનું ભાન ભૂલી ધર્મને પોતાના સ્વાર્થાગ્નિમાં તીલાંજલી આપે છે, તો તેને ભક્ત ન જાણવો. પણ ભગવાનનો કટ્ટો શત્રુ જાણવો. કારણ જે ધર્મ પરમાત્માનું હૃદય છે અને ધર્મના સંસ્થાપનાર્થે પરમાત્માના પ્રાદુર્ભાવો થાય છે, તે ધર્મનો એ લોપ કરે છે.

## ધર્મથી સર્વસિદ્ધિ થાય છે.

**ધર્મ**થી ભવસાગર તરાય છે, પણ સીટી ઑફ લન્ડન જેવી સ્ટીમરથી તરાતો નથી.

**ધર્મ**થી અજ્ઞાનીઓનાં અજ્ઞાનપડળ ઉતરે છે, પણ શસ્ત્રથી ઉતરતાં નથી.

**ધર્મ**થી હૃદયગુહાનું ધ્વાન્ત ટળે છે, પણ મશાલથી ટળતું નથી.

**ધર્મ**થી ધર્મગુરુ થવાય છે, પણ કેવળ ધર્માસન પર આરૂઢ થવાથી કે ધર્મબોધક થવાથી થવાનું નથી.

**ધર્મ** એ જ આપણું બળ, બુદ્ધિ અને ધન છે.
**ધર્મ** એ જ આપણું સંસારસાગરને તરવાનું ખરૂં નાવ છે.
**ધર્મ** એ જ આપણી અખિલ આર્યાવર્તી પ્રજાનો મુખ્ય પ્રાણ છે.

**ધર્મ**થી દુર્બુદ્ધિ જાય છે, સદ્બુદ્ધિ આવે છે.
**ધર્મ**થી પાપ બળે છે, પુણ્યના અંકુરો ઉદ્ભવે છે.
**ધર્મ**થી જીતેન્દ્રિય થવાય છે અને સર્વત્ર વિજયયાત્રા પણ ધર્મથી જ મેળવાય છે.

**ધર્મ**થી પુનર્જન્મ નિરસ્ત કરી શકાય છે અને સુખસિન્ધુ શ્રી હરિના સુખપુર–ધામને પણ ધર્મથી જ પ્રાપ્ત કરી શકાય છે.

માટે દરેક સુખાર્થીએ તેમ મોક્ષાર્થીએ ધર્મને પોતાનું સર્વસ્વ જાણી ધર્મપરાયણ બનવું; અને વખતોવખત ધર્મ પર, ધર્મબાંધવો પર, ધર્મભૂમિ પર આવતી આફતોનો સામનો કરવાને યાહોમ કરી ખડે પગે તૈયાર થઈ રહેવું.

હિન્દ દેશમાં ગુરૂ તેગબહાદુર સપ્રુ, ગુરૂ ગોવિંદસિંહ, છત્રપતિ શિવાજી તથા તેનો પુત્ર સંભાજી ઈત્યાદિ ઘણાક ધર્મવીરોએ ધર્મને અર્થે અસહ્ય કષ્ટો સહ્યાં છે. પોતાના જાનમાલનાં અમૂલાં બલિદાનો આપ્યાં છે, પણ કદી ધર્મનો ત્યાગ કર્યો નથી. ધર્મવીર શિવાજીના પુત્ર, સ્વધર્માભિમાની સંભાજીરાવને ઓરંગઝેબ બાદશાહ ઊંટે ચઢાવી લઈ ચાલ્યો, ત્યારે તેને કહ્યું કે "જો તું હિન્દુ ધર્મ છોડી મુસલમાન થાય તો હમણાં તને છોડી દઉં, અને તને બીજું રાજ્ય પણ આપું." આમ બહુ બહુ કહ્યું ત્યારે ધર્મશૂર સંભાજી કહે-"ઓ ધર્માન્ધ બાદશાહ! પોતાના ધર્મની, પોતાની જાતિની, પોતાની જનેતાની અને પોતાની માતૃભૂમિની રક્ષા કરવી, એ તો હિન્દુ, મુસ્લિમ સર્વના સામાન્ય અને જન્મસિદ્ધ હક્ક છે. ઓ હઠાગ્રહી જુલ્મગીર બાદશાહ! તને તારો ધર્મ જેટલો પ્રિય છે, તેટલો જ મને મારો ધર્મ પ્રિય છે. અમારા હિન્દુઓમાં દેહેથી મરવું તેને મરણ માનતા નથી, પણ ધર્મથી પતન પામવું તેને જ મરણ માને છે. વળી હિન્દુ ધર્માભિમાની, શૂર સિંહસમાન છત્રપતિ શિવાજીરાવ, જે હિન્દુ ધર્મ, હિન્દુ જાતિ અને હિન્દ દેશની ખાતર હાશ કરી બેઠો નથી, હોંસ કરી જમ્યો નથી, કે પેટ ભરી પાણી પીધું નથી તેનો હું પુત્ર છું. સિંહનો પુત્ર સિંહ જેવો જ હોય. ધર્મભ્રષ્ટ થઈ જીવવું તે કરતાં ધર્મમાં રહી મરવું, તેને હું શ્રેયસ્કર માનું છું. ઓ અલ્લાના વિસારેલા મૂઢ બાદશાહ! તું મને તારું આખું રાજ્ય આપે કે તારી શાહજાદી (કુંવરી) મને પરણાવે તો પણ મારો હિન્દુ ધર્મ હું કદી છોડનાર નથી-બસ. હવે તારે જે કરવું હોય તે કરી લે." આમ કહ્યું કે તરત જ ઓરંગઝેબે સંભાજીની જીભ ખેંચી કઢાવી, આંખોમાં

ડામ દઈ ડોળા કાઢી નંખાવ્યા. આમ રિબાવી રિબાવી પ્રાણ કાઢી નંખાવ્યો, પણ તેણે પોતાનો ધર્મ છોડયો નહિ. શાબાશ ! શાબાશ ! ! એ ધર્મવીર સંભાજીરાવને !

॥ न जातु कामान्न भयान्न लोभान्न
धर्मं जह्याज्जीवितस्याऽपिहेतो : ॥

કામથી, ભયથી, કોઈપણ પદાર્થની લાલચથી કે પોતાના જાનમાલને બચાવવાની ખાતર પણ કયારેય પોતાના ધર્મનો ત્યાગ કરવો નહિ.

વહાલા વાચકો ! વાંચો ! વાંચો ! હજી આગળ વાંચો ! જે વાંચવાથી તમારામાં ધર્મ અને રક્ષણ કરવાનું, ધર્મી બનવાનું બળ, કળ, અને શૌર્ય આવશે. ધર્મના, ધર્મભૂમિના, અને ધર્મ બાંધવોના રક્ષણાર્થે, ઉદ્ધારાર્થે ધર્મવીર વીર હિન્દુઓએ કેવા કેવા અત્યાચારો અને સીતમો સહ્યા છે તેનો પણ જરૂર ખ્યાલ આવશે.

## મુસ્લિમોનો જુલ્મ

પૂર્વે આપણા હિન્દુ ધર્મના પ્યાસી, હિન્દુ લોહીના તરસ્યા, સ્વધર્માભિમાની, મહાધર્માન્ધ અલ્લાઉદ્દીન અને ઔરંગઝેબ જેવા અવિચારી મુસ્લિમ બાદશાહોએ આપણા આર્ય દેશમાં આવીને, આપણા આર્ય ધર્મને, આર્ય બાન્ધવોને અને આર્યભૂમિને નિર્મૂળ કરવાને–નાશ કરવાને તેમણે મહાભયંકર અવાચ્ય, અનહદ, પૈશાચિક ભારે ભારે જુલ્મો વરસાવ્યા છે. પણ ધર્મ ખાતર આપણા હિન્દુ ભાઈઓએ પ્રાણ છોડયા, પણ ધર્મ છોડયો નથી. તેઓ આપણને કાફિર કહેતા, દેવમન્દિરોમાં ગાયોની કતલ કરતા, દેવોને નાપાક કરતા, પોતાના રાજ્યમાં રહેનારા હિન્દુઓને બળાત્કારે મુસલમાન કરતા. વળી ઔરંગઝેબ તો પોતે સુન્ની પંથનો હોવાથી શિયા પંથના મુસલમાનોને (વહોરાઓને) સમજાવી, લલચાવી, ડરાવી છેવટે બળાત્કારથી પણ પોતાના સુન્ની પંથમાં લાવતો. રાજ્યમાં બહુધા

હિન્દુઓનું સ્થાન રાખતો નહિ. પોતે આપણને અને આપણા ધર્મને ઘણું જ ધિક્કારતો આપણા પર વખતોવખત અનેકાનેક જુલ્મો વરસાવતો. વળી કેટલાક મુસ્લિમ બાદશાહોએ કાશી તથા સોમનાથ પાટણ આદિ આપણા પવિત્ર તીર્થક્ષેત્રોનાં મોટાં મોટાં દેવાલયોને જમીનદોસ્ત કરી નાખ્યાં. પૂજારીઓની કતલ કરી નાખી અને દેવળોમાંથી મૂર્તિઓને રાજ્યમાં લાવી પોતાના મહેલનાં પગથીઆઓમાં ચણાવી તથા મહેલના દરવાજામાં દટાવી કે મળવા આવનારા મુસ્લિમો તેના પર પગ મૂકી મૂકીને આવે. આવી રીતે આપણાજ આર્ય દેશમાં આવીને, આપણા જ આર્ય ધર્મનો ઉચ્છેદ કરતા અને પોતાના ધર્મનો વિસ્તાર કરતા, આપણા પર ભારે અકથનીય અસહ્ય જુલ્મો ગુજારતા. આપણા ભાઈઓને કંઈક નજીવા ગુનામાં લાવી તેમની માલ–મિલ્કત લૂંટી લેતા અને ઘરને બાળી નાખતા. આપણા જીવિકાભૂત આંબા, રાયણો આદિક ફળવાળા વૃક્ષોનેકાપી નાખતાં. વધારે શું ! પણ કોઈ આપણો હિન્દુ એની રજા સિવાય દુકાન ઊઘાડતો તો તેની દુકાનને લૂંટી લેતા. હિન્દુઓને ઘોડે, હાથીએ કે પાલખીએ તેની રજા સિવાય બેસાતું નહિ. વળી આ જુલ્મખોર મુસ્લિમ બાદશાહો આપણા પર ભારે જુલ્મી કરી નાખતા.

એક વખત દિલ્હીના હિન્દુ લોકો તેના મહેલે દુ:ખની અરજ કરવા ગયા. તો તેણે કહ્યું કે, હું હમણાં આવું છું. આમ કહી પોતે હાથી ઉપર બેસીને આવ્યો અને તેમના દુ:ખનો પોકાર સાંભળવો તો રહ્યો, પણ તેમના પર હાથી દોડાવી કેટલાયને ચગદી નાંખ્યા અને ઘાયલ કર્યા. વળી જે હિન્દુઓ પોતાના ધર્મને છોડી મુસ્લિમ ધર્મમાં ન આવતા તેને કંઈક ગુનામાં લાવી તેમની માલમિલ્કત અને પ્રાણ પણ લઇ લેતા. અલ્લાઉદ્દીન તો પોતાની મંજૂરી સિવાય કોઇપણ હિન્દુઓને ઉજાણી, જ્ઞાતિભોજન કે લગ્ન કરવા દેતો નહિ. હિન્દુઓથી મંજુરી મળે તેટલી જ જમીન ખેડાતી. તે શિવાય જો એક હાથ જમીન વધારે ખેડાઈ જવાય તો તેટલી જમીન પડાવી લેતો. હિન્દુઓને ઢોરાં રાખવાં તે પણ

મંજૂરી મળે તેટલાં જ રાખી શકાતાં. વળી મુસ્લિમ બાદશાહો કોઇપણ હિન્દુઓ પૈસાદાર થાય તો, વખતે સામા થઈ જાય, એવા હેતુથી કોઈને પૈસાદાર થવા દેતા નહિ. આવા હિન્દુ ધર્મના હલાલી, મુસ્લિમ બાદશાહોએ આપણા ધર્મનો નાશ કરવા મહા ભારે ભારે અકથ્ય, અસહ્ય, જુલ્મો કર્યા છે, પણ આપણા ધર્મવીર હિન્દુ મહારથીઓએ પોતાનો પ્રાણુ આપ્યો છે. પણ ધર્મ આપ્યો નથી. ધર્મરાજાના પાર્ષદ જેવા (જમ જેવા) દયાળુ મુસ્લિમો તો કેવળ હિન્દુ ધર્મના રક્ષકો નહિ, પણ ભક્ષકો થયા છે. હિન્દુ ધર્મનો, હિન્દુજાતિનો, નાશ કરવો અને ડરાવી, દબાવી, પોતાના ધર્મમાં દાખલ કરવા એ જ પોતાની ખરી ફરજ છે, એમ માનતા. આવી રીતે મુસ્લિમ બાદશાહોના આપણી હિન્દુ કોમ પર અનેકાનેક અત્યાચારો થયા છે. પણ આપણા ધર્મવીર, વીરશિરોમણિ હિન્દુઓએ પોતાના ધર્મને સુરક્ષિત રાખ્યો છે.

## આત્મબલિદાન આપનાર ગુરૂ તેગ બહાદુર

પ્રિય પાઠકો! વાંચો! હજી આગળ. સિખ્ખ લોકોના ધર્મગુરૂ અને ગુરૂગોવિંદસિંહના પિતા ગુરૂ તેગ બહાદુર સંવત ૧૭૩૦ ના વૈશાખ માસના એક દહાડે સંધ્યા વખતે પોતાના ધર્માસન પર વિરાજીત થઈને પોતાની સમક્ષ બેઠેલા પોતાના અનુયાયી સિખ્ખોને સિખ્ખ ધર્મનો ઉપદેશ કરતા હતા. તે સમયમાં કાશ્મીરદેશનિવાસી સોએક બ્રાહ્મણો બાદશાહ ઔરંગઝેબના અસહ્ય, અનહદ, ધાર્મિક અત્યાચારોથી પીડિત થયેલા અને ત્યાંથી ભાગીછૂટી ગુરૂ તેગ બહાદુરને ધર્મરક્ષક, હિન્દુ ધર્માભિમાની ગૌબ્રાહ્મણ પ્રતિપાલ જાણી ત્યાં આવ્યા. સભામાં આવતાં તેગબહાદુરે તેમનો ભારે સત્કાર કરી આસન ઉપર બેસાર્યા. હાથ જોડી વિનયથી કહ્યું. "ઓ પૂજ્ય ભૂદેવો!" આ દાસની પર્ણકૂટીને આપે પૂનિતપાદથી પાવન કરી છે. આપ ક્યાંથી અને શાથી આવ્યા છો, તે વિનાસંકોચે કહો."

બ્રાહ્મણો કહેઃ કૃપાનાથ! અમો કાશ્મીર દેશવાસી બ્રાહ્મણો

છીએ અને મિથ્યાભિમાની ધર્માંધ ઔરંગઝેબ બાદશાહના ધાર્મિક અત્યાચારોથી મહાદુ:ખિત થઇ, આપના શરણે આવ્યા છીએ. મુસલમાનો અમારા બ્રાહ્મણો પર, ગાયો પર, હિન્દુજાતિ પર ભારે અસહ્ય, અસંખ્ય અને અશ્રુતપૂર્વ જુલ્મો વરસાવી રહ્યા છે. માટે અમો અમારા દુ:ખો નિવારવાની પ્રાર્થના કરવા અને અમારા ઉદ્ધારની તથા અમારા ધર્મોદ્ધારની ભિક્ષા માગવાને, ભિક્ષુક તરીકે આપ ધર્મરક્ષક વીર પુરૂષની સમક્ષ આવ્યા છીએ. આવી રીતે એ બ્રાહ્મણોના અગ્રેસર કરૂણાશંકર નામના એક વયોવૃદ્ધ બ્રાહ્મણે કરૂણાજનક ભાવે કહ્યું. વળી એક બીજા વૃદ્ધ વિપ્રે કહ્યું કે, "ઓ દયા-નિધે ! અત્યારે ધર્માન્ધ ઔરંગઝેબ બાદશાહનો મહાન પાપાગ્નિ ભભૂકી ઊઠયો છે. એ પાતકીના પાપાગ્નિની જવાળામાં હજારો હિન્દુઓ ભસ્મિભૂત થઈ ગયા છે. ઓ અનાથના નાથ ! કૃપાનાથ !

આ બાદશાહના રાજત્વ કાળમાં બાપડા હિન્દુઓ પર જે અત્યાચારો થયા છે, તેવા તો અલ્લાઉદ્દીન ખૂનીના સમયમાં પણ હિન્દુઓ ઉપર નહિ કરવામાં આવ્યા હોય. જે હિન્દુઓ પોતાના હિન્દુ ધર્મને છોડી મુસ્લિમ ધર્મ સ્વીકારતા નથી, યા હિન્દુ મટી મુસલમાન થતા નથી, તેઓને બકરાં તથા ઘેટાંની માફક રેંસી નાખવામાં આવે છે. અમો કાશ્મીર દેશના હિન્દુઓ તો આ કષ્ટમય જીવન કરતાં મોતને અધિક સુખકર માની મોતની પ્રાર્થના કરી રહ્યા છીએ." આવી રીતે એ કરૂણાશંકર વિપ્ર બોલતાં બોલતાં મોટી પોક મૂકી રડી પડયો. બધા બ્રાહ્મણો પણ રડવા લાગ્યા અને કહેવા લાગ્યા: " ઓ ધર્મવીર ! ઓ ભારતમાતાના શૂર સંતાન ! ઓ ધર્મગુરૂ તેગબહાદુર ! **पाहि माम् पाहि माम्** કહેવા લાગ્યા. ઓ દીનબંધુ ! આવા સંકટ–સમયમાં મહાત્માઓ જ ધર્મરક્ષણ કરતા આવ્યા છે. તો આપ સમર્થ મહાત્મા હોવાથી, પાપના ભારથી ભૂમિને મુક્ત કરો, અને હિન્દુ ધર્મનું, હિન્દુજાતિનું અને આ ભારતમાતાનું રક્ષણ કરવાનું કામ ઉપાડવા આપ સમર્થ છો. હિન્દુઓ પર મહા ઘોરતમ અત્યાચારો અને અન્યાયો થઇ રહ્યા છે. ઔરંઝેબે નિત્યે સો હિન્દુઓને મુસલમાન બનાવવાનો નિયમ

રાખ્યો છે. માટે હવે જો આતતાયીઓના અત્યાચારોને અટકાવવાને વિલંબ કરવામાં આવશે તો આ ભારતવર્ષની હિન્દુજાતિને અને હિન્દુ-ધર્મ જરૂર રસાતાળમાં જ પહોંચી જશે. માટે આ કાર્યમાં પળમાત્ર પણ વિલંબ ન થવો જોઇએ," એવું બ્રાહ્મણોએ કહ્યું.

ગુરૂ તેગબહાદુર પ્રથમ તો વિચારનિમગ્ન થઈ ગયા. પછી બોલ્યા જે: "હવે તો ધર્મને માટે યાહોમ કરી આત્મબલિદાન આપવાનો સમય આવી લાગ્યો છે. હિન્દુ જાતિનો કોઇક પરમ પૂજ્ય અને પ્રતિષ્ઠિત મહાન પુરૂષ જો આ ધર્મયજ્ઞમાં પોતાનું બલિદાન આપે તો જરૂર હિન્દુ જાતિમાં ધર્મરક્ષણ કરવાનું શૌર્ય-નવજીવન અને અતિ ઉત્સાહ પ્રકટી આવે. અને જો બધા હિન્દુ-ઓમાં શૌર્ય, ઐક્ય, અને ધર્મરક્ષાના અંકુરો જાગે તો આ ધર્માન્ધ બાદશાહના રાજ્યને નિર્મૂળ કરી નાંખે; અર્થાત જરૂર મુસ્લિમો પરાભવ પામે." આમ કહેતાં ઊંચે સ્વરે તેગબહાદુર બોલ્યા: "ઓ બ્રાહ્મણો! તમો તથા મારા શિષ્ય શિખ્ખો સહુ, તમને જે વસ્તુ અત્યંત પૂજ્ય અને પ્રિય હોય તે વસ્તુનું અત્યાનંદ-પૂર્વક ધર્મની રક્ષાર્થે બલિદાન આપી ઘો! અને સ્ત્રી, છોકરાં, મા, બાપ, અને સુખસંપત્તિમાંથી વૃત્તિ તોડી ધર્મરક્ષાર્થે કમર કસી શૂરા અને સાવધ થઈ જાઓ! તો જરૂર આ મુસલમાનોના અત્યાચારોનો તથા તેમના રાજ્યનો અંત થોડા દહાડામાં આવી જશે. અને આમ કરવાથી તેમના પાપનો ઘડો વહેલો ભરાશે. ટૂંક સમયમાં જ તેમનો અને તેમના રાજ્યનો અંત આવી જશે. પૂજ્ય મહાન પુરૂષનું બલિદાન દેખી હિન્દુ જાતિમાં શૌર્ય, બળ, અને નવજીવનનો આવેશ પણ થશે," આ સાંભળતાં દીર્ઘદર્શી હિન્દુ ધર્માભિમાની, વીરશિરોમણી પુત્ર ગોવિંદસિંહ બોલી ઊઠયા, "ઓ કૃપાનાથ! અમો સિખ્ખોને તથા આ બ્રાહ્મણોને પ્રિય અને પૂજ્ય વસ્તુ તો એક આપ જ છો. આપ સિવાય અમારે કોઈપણ પ્રિય કે પૂજ્ય નથી."

આવી રીતે દૂરદર્શી નવયુવક ગોવિંદસિંહજીએ હિન્દુ ધર્મ, હિન્દુજાતિ અને હિન્દભૂમિની રક્ષા માટે પોતાના પિતાને કહ્યું.

ગુરૂ તેગબહાદુર પોતાના કુળદીપક સુપુત્રના શૌર્યભર્યા શબ્દો સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયા અને પોતે પોતાનું બલિદાન આપવાનું નક્કી કરી હાસ્યમુદ્રાપૂર્વક શાન્ત ભાવથી બોલ્યા: "ઓ પૂજ્ય બ્રહ્મદેવો! તમો હવે દિલ્હી સિધાવો અને બાદશાહ જુલમગીર ઔરંગઝેબને કહી દ્યો કે, અમો રાંક ભિક્ષુક બ્રાહ્મણો પર જુલમ કરવો મૂકી દ્યો. અમો રાંકને રંજાડયે તમારી ધારણા સફળ થશે નહિ. માટે તમો પંજાબમાં શિખ્ખોનો ગુરુ તેગબહાદુર છે તેને જો મુસલમાન કરો તો અમો તથા તેના તમામ શિષ્ય સિખ્ખો તમારા ઇસ્લામ ધર્મને સ્વીકારીશું. માટે તમો સસલાને મૂકી સિંહને પકડો, તો જરૂર તમારી ધારણા પૂરી થાય. આમ તેને કહો. ત્યારે કાશ્મીરી બ્રાહ્મણો દિલ્હી આવ્યા અને મદાંધ બાદશાહ ઔરંગઝેબને કહ્યું કે, હે બાદશાહ! અમો નિરપરાધી, દીન, બ્રાહ્મણો પર અત્યાચારો કરવા મૂકીને પંજાબમાં ધર્મધુરંધર કહેવાતા ગુરૂ તેગબહાદુરને જો મુસલમાન કરો તો પછી અમો તથા તેમના અગણિત સિખ્ખો જરૂર મુસલમાન થઇશું. આમ કહ્યું ત્યારે ઔરંગઝેબે બ્રાહ્મણોને કહ્યું કે, તમારે મારા હુકમ સિવાય દિલ્હી છોડી બીજે કયાંય જવું નહિ અને હું તેને હમણાં જ અહીં બોલાવું છું. આમ કહી કેટલાક સૈનિકોને પંજાબમાં મોકલી ગુરૂ તેગબહાદુરને બોલાવી લાવવા હુકમ કર્યો.

## ગુરૂ તેગબહાદુરનું દિલ્હીમાં આગમન

એટલે તેઓ પંજાબમાં આનંદપુરમાંથી ધર્માત્મા ગુરૂ તેગબહાદુરને દિલ્હી તેડી લાવ્યા. તેમની સાથે તેમના પાંચ શિષ્ય તથા એક ચુસ્ત સેવક હાફિજ આદમ નામનો ફકીર, એમ છ જણા હતા. સવાર થતાં દિલ્હીશ્વર દીવાના બાદશાહે પોતાનો દરબાર ભરી તેમને બોલાવ્યા અને ઇસ્લામી ધર્મ સ્વીકારવા અને મુસલમાન થવા અનેકાનેક યુક્તિપ્રયુક્તિથી બહુ બહુ સમજાવ્યા, ત્યારે ગુરૂ તેગબહાદુરે કહ્યું—ઓ ઔરંગઝેબ બાદશાહ, હિંદુઓ ઉપર ગમે તેવા દુઃખડુંગરાઓ તૂટી પડે, ગમે તેવા

જુલમોના ઝેરી વરસાદ વરસે, તો પણ તેઓ પોતાના પ્રાણ સમા ધર્મને છોડતા નથી, તો પછી હિન્દુ ધર્મના પાલક, પોષક અને પ્રવર્તક એવા હિન્દુ ધર્મના અમે આચાર્યો એ હિન્દુધર્મને કેમ છોડીએ ?

ઓ આલમગીર બાદશાહ ! દરેક મનુષ્યને પોતાનો ધર્મ એ જ ખરો પ્રાણ છે. જેમ પ્રાણ વિનાના શરીરને શરીર નહિ પણ શબ કહેવાય, તેમ ધર્મ વિનાના મનુષ્યને મનુષ્ય નહિ, પણ દ્વિપાદ નરપશુ કહેવાય. માટે હું, મારો ધર્મ મૂકી પરધર્મ સ્વીકારી, સ્વધર્મભ્રષ્ટ, કીર્તિભ્રષ્ટ અવિશ્વાસને પાત્ર, કદાપિ પણ નહિ બનું. માટે ઓ આલમગીર બાદશાહ ! તમારે જે કહેવું હોય, કરવું હોય, તે ભલે કહો અને કરો, પણ હું મારો પ્રાણ-રૂપ હિન્દુધર્મ છોડી તમારો ઈસ્લામી ધર્મ સ્વીકારી મુસલમાન થાઉં એવી તો સ્વપ્ને પણ તમારે આશા રાખવી નહિ. આવી રીતનું ધર્મવીર ગુરૂ તેગબહાદુરનું કડક વચન સાંભળી, હિન્દુ ધર્મનો પ્રખર ઘાતકી, ધર્માન્ધ, મૂઢ જુલમગીર બાદશાહ ઔરંગઝેબ જરા ક્રોધાવેશમાં આવી બોલ્યો: “ઓ હઠીલા હિન્દુડા ! તારી હઠીલાઈ જોઈ ! હું જાણું છું કે તું હઠ છોડી મુસલમાન થવાનો નથી. તેમ જલ્લાદની તલ્વારથી બચવાનો પણ નથી. છતાં હજુ વિચાર કરવા મારી ઉદારતા દર્શાવું છું કે, તમો તમારા વંશજોના કલ્યાણાર્થે વિચાર કરો ! કંઈક સમજો અને હિન્દુ ધર્મ છોડી, ઈસ્લામી ધર્મ સ્વીકારી મુસલમાન થાઓ. અને પંજાબનું રાજ્ય આપું તે સ્વીકારી રાજાઓની ગણનામાં આવો. નહિતર હવે તમારી જીવનજ્યોતની અન્તિમ ઘટિકા નિકટ આવી જાણજો. માટે જો હવે મનધાર્યું મૂકી મુસલમાન નહિ બનો, તો મારો ઈસારો થતાં જ જલ્લાદ તમારી ગરદનને છટકાવી દેશે.

ઓ શહનશાહ સલામત ! તમને મેં સ્પષ્ટ રીતે કહ્યું છે. હજીએ પણ કહું છું કે હું મારા હિન્દુ ધર્મની ખાતર આત્મ-

બલિદાન આપી, હુતાત્મા થવાની ઇચ્છાથી તમારા દિલ્હીમાં પેઠો છું. વળી તમે પંજાબનું રાજ્ય તો શું પણ સારાય વિશ્વનું રાજ્ય આપો તો પણ હું રાજ્યથી લલચાઈને કે મોતથી ડરીને મારા ધર્મને મૂકી તમારો ધર્મ કદીએ પણ સ્વીકારવાનો નથી! ઓ ધર્માભિમાની આલમગીર! અન્તિમમાં કહું છું કે હું મારો હિન્દુ ધર્મ છોડીને મુસલમાન ન બનવાની હઠ છોડનાર નથી. તેમ તું પણ મુસલમાન બનાવવાની હઠ છોડનાર નથી. માટે વૃથા વાદવિવાદ નહિ કરતાં જલ્લાદને જે હુકમ કરવો હોય તે કરી દે, અને જલદીથી આ ઝઘડાનો અંત લાવી દે.

## બાદશાહે ગુરૂના બન્ને શિષ્યોનો પ્રાણ લીધો

આવી રીતનું હિન્દુ ધર્માભિમાની ગુરૂતેગબહાદુરનું નિડરતા-ભર્યું વચન સાંભળી, મહા ક્રૂરાત્મા, હિન્દુ ધર્મનો ભક્ષક, હિન્દુઓના લોહીનો પ્યાસી બાદશાહ એકદમ ક્રોધાવેશમાં આવી ગુરૂદેવની કસોટી કરવા, તેમને ડરાવવા, તેમના ભેળા આવેલા તેમના સિખ્ખ શિષ્ય મોતીરામને એકદમ કારાગૃહમાંથી બોલાવી ગુરૂદેવના સમક્ષ કાષ્ઠની પેઠે કરવતથી વહેરાવી નાખ્યો અને બીજા દયાલદાસ નામના શિષ્યને પણ અગ્નિ પર તપાવી લાલ ચોળ કરેલી મોટી લોખંડની કોઠીમાં નાખીને જીવતો ભુંજાવી નાખ્યો. આ રીતે બન્નેના પ્રાણ લીધા. આ બન્ને ધર્માત્માઓએ ધર્માર્થે પ્રાણ આપ્યો પણ ધર્મ ન આપ્યો, તેમ દયા પણ ન માગી કે એક અશ્રુ પણ પડવા દીધું નહિ.

## ગુરૂ તેગબહાદુરનો શિરચ્છેદ

બીજે દિવસે ઔરંગઝેબે દરબાર ભરી શ્રૃંખલાબદ્ધ ગુરૂદેવ તેગબહાદુરને બોલાવી કહ્યું: "ઓ હિન્દુડા! કાલે જોયુંને? હવે આજે પણ તારી હઠ નહિં છોડે તો તારી પણ એ જ દશા છે." તારો હિન્દુ ધર્મ તારૂં કંઈ રક્ષણ કરવાનો નથી. માટે સમજી વિચારી હિન્દુ ધર્માભિમાન મૂકી, ઈસ્લામ ધર્મનો બની મુસલમાન

થઈ જા અને મૃત્યુના મુખમાંથી બચી જા. આમ ઘણું ઘણું કહ્યુ, ત્યારે આપણા પૂજ્ય ધર્મગુરૂ તેગબહાદુરે અતિ ગંભીરતાથી, તેમજ નિડરતાથી હાસ્ય વદને કહ્યું: “ ધર્માન્ધ બાદશાહ ! હિન્દુ ધર્મની રક્ષા માટે મારા શિષ્યોએ હસતે વદને આહુતિઓ આપી દીધી, તો પછી હું તેમનો ગુરૂ તે મૃત્યુથી ડરીને, તારા ક્રોધાગ્નિમાં ધર્મની તીલાંજલી આપી, યવનનો ધર્મ સ્વીકારૂં તે તો સ્વપ્ને પણ નહિ જ બને. મરવું તો એક જ વાર છે. જે નિમિત્તે મરવાનું હશે તે નિમિત્તે મરણ થવાનું જ. ધર્મ મૂકી જીવવા કરતાં ધર્મસહિત મરવું તેને જ હું શ્રેયસ્કર માનું છું. બાદશાહ ! કદાપિ કાળે હું ધર્મને છોડવાનો કે ઈસ્લામ ધર્મ સ્વીકારી મુસલમાન થવાનો નથી તે નથી જ. હિન્દુઓ ધર્મ માટે યાહોમ કરી, પોતાના સર્વસ્વના બલિદાનો આપે છે, પણ ધર્મનાં બલિદાન કોઈ આપતા નથી. હવે મને જરાપણ વધારે નહિ ક્હેતાં તારે જે કરવું હોય તે સત્વર કરી લે.” આમ કહી સ્વસ્તિકાસને બેસી આંખો મીંચી મૌન થઈ ગયા. માનવનો સંહાર કરવો એ તો જેનો સહજ સ્વભાવ છે, એવા મહાક્રૂર નિર્દયતાની મૂર્તિસમા બાદશાહે અત્યંત ક્રોધાવેશમાં આવી જલ્લાદને આપણા ગુરૂદેવની ગરદન પર તલવાર ચલાવવાનો ઈશારો કરી દીધો કે તરત જ જલ્લાદે તલવારે કરીને આપણા હિન્દુધર્મના રક્ષક, હિન્દુ ધર્માચાર્ય ગુરૂ તેગબહાદુરના મસ્તકને ધડમાંથી ઉડાવી દીધું.

અહા ! શાબાશ છે એ ધર્મગુરૂ તેગબહાદુરને ! શાબાશ છે એમની ધર્મવીરતાને ! નિડરતાને ! શૂરવીરતાને ! અને એથી પણ વધારે શાબાશ છે, એમની મક્કમતાને ! ! ધન્ય છે ! ધન્ય છે ! એ સાચા સિખ્ખગુરૂ હિન્દુ ધર્મના તારણહાર, મહાત્માને ! !

ઓ પરમકૃપાળુ પરમાનન્દ પરમાત્મા ! તમારા સુખ–મહેલમાં આવેલા અમારા હિન્દુધર્મના, હિન્દુજાતિના હિન્દમાતાના પ્રખર પૂજક અમારા પૂજ્ય ગુરુદેવને આપના સુખદ ચરણમાં નિરંતર વાસ આપજો.

આવી રીતે ગુરૂતેગ બહાદુરનો આત્મા હિન્દવાસી હિન્દુઓના

હૃદયમાં હિન્દુધર્મની ભાવના પ્રકટાવીને આ નશ્વર વિશ્વમાંથી અક્ષય અને સર્વોચ્ચ સુખના દાતા દયાળુપ્રભુના ધામનો પંથી બની ગયો. ઓ ભારતભૂમિ ! તું ગુરુ તેગ બહાદુર જેવા ધર્મશીલ સન્તાનોને ઉત્પન્ન કર ! અમારામાં એમના જેવાં શૌર્ય, ધૈર્ય ધર્મપરાયણતા, સાહસિકતા અને સહનશીલતાદિક ગુણોની પ્રતિષ્ઠા કર ! જેથી અમો ધર્મના મહત્ત્વને જાણનારા અને તારી કૂખને દીપાવનારા થઈએ !

જાગો ! જાગો ! ઓ ભારતમાતાના શૂર સન્તાનો જાગો ! આ ઘોર નિદ્રા–પ્રમાદને ત્યાગો. સ્વસ્થ અને શૂરવીર બનો. તમારા આર્યદેશ પર અનાર્યોના ભારે ભારે જુલ્મો, અત્યાચારો, સીતમો અને હીચકારાબન્ધ હુમલાઓ થયા છે. પણ વખતોવખત ધર્મગુરુ તેગ બહાદુર જેવા તમારા ભારતમાતાના શૂર સંતાનોએ તેમનો સામનો કર્યો છે. તન, મન ને ધનનાં કિંમતી બલિદાનો આપ્યાં છે. તો આપણે પણ તેમના જ વંશજો છીએ. માટે જ્યારે જ્યારે આવો કટોકટીનો સમય આવે ત્યારે ત્યારે તેમનો સામનો કરવા અને આપણા જાનમાલ અને જીવનવસ્તુઓનાં બલિદાનો સમર્પવા કટિબદ્ધ થઈ જવું જોઈએ. ધર્મનું, ધર્મબાન્ધવોનું અને આપણી ભારતમાતાનું રક્ષણ કરવું, એ જ આપણાં ખાસ ધર્મ, ધ્યેય અને કર્તવ્ય છે.



# યમયાતના



આ લોકમાં માનવજન્મ પામી કર્તવ્યને વિસારી સંત, સતશાસ્ત્ર, સદ્ધર્મ અને એ ત્રણેના પ્રાણભૂત સુખસિન્ધુ ભગવાન શ્રી હરિને બાજુ પર મૂકી, દારૂ, માટી, ચોરી, વ્યભિચાર, વટલવું–વટલાવવું આદિક ક્રૂર કર્મ કરનારા, મનગમતી મોજો માણનારા, નિર્દયપણે સબળ નિર્બળ–પ્રાણીઓના પ્રાણ લેનારા અને ધન, સ્ત્રી તથા પોતાના પરિવાર માટે કૂડકપટ, અન્યાય, અધર્મ, અનાચાર અને વિશ્વાસઘાત કરનારા છે, તેમના મરણ સમયની અન્તિમ ઘટિકા નિકટ આવે છે, ત્યારે તેમની સકળ ઇન્દ્રિયો વિહ્વળ થઈ જાય છે–જડત્વને પામી જાય છે. અને મરનારાને અત્યન્ત દુઃખ થાય છે. તે દુઃખને લીધે એને એક દિવસ એક કલ્પ જેવડો થઈ પડે છે. તે વખતે મરનારાનો કંઠ કફજાળથી રૂંધાય છે. દરેક કોઠામાં અગ્નિ જેવી બળતરા ઉપડે છે. નવસો નવાણું નાડીઓ તૂટવા માંડે છે. અને રૂંવાડે રૂંવાડે કોટિ કોટિ વીંછીની પીડા ઉપડે છે. એમ અનેકવિધ અસહ્ય દુઃખો થાય છે. મા, બાપ, સ્ત્રી, છોકરાં અને સગાંવહાલાં સહુ બેઠાં હોય તોપણ તેને કોઈ કંઇપણ સહાય કરી શકતાં નથી.

દેવાનંદ સ્વામી કહે છેઃ–

[ રાગ પરજીઓ ]

કંઠ રૂંધાશે કફજાળથી હો જાણજે,
કાળા જમકિંકર દેખાયરે મરવાને ટાણે;
પ્રભુ વિના કોણ મુકાવે જમમારથી ॥ ૧ ॥
નવસેંનવાણું તૂટે નાડિયું હો જાણજે,
બુંતેર કોઠામાં લાગે લાયરે મરવાને ટાણે;
પ્રભુ વિના કોણ મુકાવે જમમારથી ॥ ૨ ॥

રોમ કોટિ વિંછીની વેદના હો જાણજે,
હૈડું હાલકલોલ થાય રે મરવાને ટાણે;
પ્રભુ વિના કોણ મુકાવે જમમારથી ॥ ૩ ॥

આંખો ઉઘાડયે અતિ વેદના હો જાણજે,
શેષ કોટિથી ન કહેવાયરે મરવાને ટાણે;
પ્રભુ વિના કોણ મુકાવે જમમારથી ॥ ૪ ॥

દુઃખ પામીને તજો દેહને હો જાણજે,
દેવાનન્દ કરે કોણ સહાયરે મરવાને ટાણે;
પ્રભુ વિના કોણ મુકાવે જમમારથી ॥ ૫ ॥

આવી રીતે મરનારા પાતકી જીવને અનન્ત, અપાર, અનેકવિધ દુઃખ પડે છે. પણ ભગવાન વિના તેનું કોઈ પણ સહાયક થતું નથી. તે વખતે અત્યન્ત ભયંકર શરીરવાળા શિસોળિયા, જેવા તીક્ષ્ણ ઊભા વાળવાળા, કાજળ જેવા કાળા, પર્વત જેવા મોટા દાંતને કડકડાવતા અને હાથમાં પાપીને બાંધવાનાં દોરડાં લઈને નગ્નપણે ઊભેલા એવા યમના દૂતોને દેખે છે. એ વિકરાળ સ્વરૂપી જમને જોઈને પાપી પ્રાણી ભયભીત અને અત્યન્ત ગાભરો થઇ જાય છે. ઝાડો પેસાબ થઇ જાય છે. આંખોના ડોળા બહાર નીકળી પડે છે.

યમદૂતો તેને યમયાતના ભોગવાવવા, ગળે પાશ બાંધીને આ લોકમાં જેમ ગુનેગારોને રાજસેવકો (પોલિસો) લઈ જાય છે તેમ તે પાપીને લઇ જાય છે. રસ્તામાં વારંવાર તાડન–તિરસ્કાર કરે છે, ધમકી આપે છે, ત્યારે એ જીવ અત્યન્ત કરગરે છે, રડે છે; અને ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. યમદૂતો કહે છેઃ–“ અરે પાપી ! નીચ, ચંડાલ હવે કેમ રડે છે ? કેમ કંપે છે ? પહેલાં વિચાર કરવો હતો ને ? મરવાનું છે એ વાત શું ભૂલી ગયો હતો ? અરે તારા પાપનું ફળ તો હજુ તને આગળ મળવાનું છે ! ચાલ, ચાલ, તાકીદે ચાલ !” આમ કહીને તેને નરકોનાં દુઃખો કહી બતાવે છે. એ પાપી થર થર કંપતો, હાહાકાર પોકારતો, થાક, તાપ, માર અને ભૂખ તરસથી અત્યન્ત વ્યાકુલ થઇ જાય

છે. સૂર્યથી અને દાવાનળના તાપથી તપી જાય છે અને તપેલી રેતીમાં ઊભો રાખવાથી–ચાલવાથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. વળી લોખંડના વાળાની ચાબુકોથી તેના શરીરઉપર માર પડતો જાય છે. વળી ચાલવાને અશક્ત થાય તો તેને દોરડેથી બાંધી મૂએલા ઢોરની પેઠે ઢસરડે છે. શરીરના મર્મસ્થળોમાં માર મારી આગળ ચલાવે છે. આવી રીતે પાપીને યમદૂતો–

**त्रिभिर्मुहूर्तैर्द्वाभ्यां वा नीयते तत्रमानवः।**
**प्रदर्शयंति दूतास्ता घोरा नरकयातनाः॥**

બે અથવા ત્રણ મુહૂર્તમાં યમલોકમાં લઇ જાય છે. ત્યાં યમરાજ પૂછે છે; રે પાપી! શું મોં દેખાડે છે? તારા પાપનો પાર નથી. પાપી કહે, માબાપ! મારાથી કંઈ સત્કર્મ થયું નથી એ મારી મોટી ભૂલ છે. પણ મારાં માતપિતા, સ્ત્રી, છોકરાં મારી વાંસે ઘણું દાન–પુણ્ય કરે એમ છે. માટે જો મને પાછો એકવાર મૃત્યુલોકમાં મોકલો તો હું જરૂર પુણ્યનો ગાંસડો બાંધી લાવું. આમ બહુ બહુ કહ્યું ત્યારે તેને મૃત્યુલોકમાં પાછો લઈ જવા યમદૂતોને હુકમ કરે છે.

**॥ यमाज्ञयासमं दूतैः पुनरायाति खेचरः॥**

દૂતો અતિ વેગથી આકાશમાર્ગે તેને પાછો લાવે છે, તો ઘેર રડારોળ થાય છે અને નનામી (ઠાઠડી) બંધાય છે તેને જોઇને તેમાં પેસવા હડીયો કરે છે, પણ યમદૂતોના હાથમાંથી કેવી રીતે છૂટી શકે? તેથી નિરાશપણે ઊભો ઊભો જોયા કરે છે. ત્યાં અગિયારમા, બારમા અને તેરમા સુધીમાં તેના સમ્બન્ધીઓ જે જે પિંડદાન કે પુણ્યદાન કરે છે તે લઇને તે પાતકી જીવ શુભાશુભ કર્મના ફળોને ભોગવતો ભોગવતો તે યમપુરીના માર્ગે ચાલતો થાય છે.

## યમયાતનાનું વર્ણન

યમપુરીના માર્ગમાં જતાં એ પાપીને વિશ્રાન્તિ, શાન્તિ, સુખ કે અન્નજળ મળતું નથી. તેને પ્રલયકાળના બાર સૂર્યના

જેટલા તાપમાં ચલાવે છે. ક્યાંક એ માર્ગમાં અત્યંત ટાઢ તથા પવનથી પિડાય છે, કાંટાથી વીંધાય છે. સર્પ વીંછી, ઘો વગેરે ઝેરી જંતુઓ તેને વારંવાર ડસે છે. વળી ક્યાંક ભયંકર સિંહ, વાઘ, રીંછ અને વરુઓ તેને ફાડે છે. કોઈ ઠેકાણે અગ્નિમાં પડે છે. આઠ હજાર ગાઉ લાંબુ અને તરવારની ધાર જેવાં તીક્ષ્ણ ધારવાળાં પાંદડાંવાળું અસિપત્ર વન આવે છે. તેમાં પાપીને ચલાવે છે. ત્યાં પાપીનું શરીર પાંદડાંથી છિન્નભિન્ન થાય છે અને ઉપરથી કાગડા, ઘૂવડ અને ગીધ જેવાં શિકારી પક્ષીઓ, મધમાખીઓ તથા મોટા મોટા ડાંસ તેના માંસને તોડી ખાય છે. ક્યાંક દાવાનળમાં તે પાપીને ચલાવે છે, કોઈક સ્થળે અંધ કૂવામાં પડે છે, કોઈક વખત પર્વતની ટોચ ઉપરથી પડે છે, ક્યાંક તીક્ષ્ણ અણીવાળા ખીલાઓ રોપેલા હોય તે ઉપર એ પાપીને ચાલવું પડે છે. ક્યારેક ગાઢ અંધકારમાં અથડાવું પડે છે, કોઈક ઠેકાણે ઊંડા ઊના પાણીના ધરામાં પડે છે અને જળોઇઓવાળા કાદવમાં પડે છે. ક્યાંક અત્યંત તપેલી રેતીમાં તથા ધગધગતા અંગારામાં ચાલવું પડે છે. વળી કોઈ વખત ગાઢ અને ઝેરી ધુમાડાવાળા પ્રદેશમાં ચાલવું પડે છે.

क्वचिदंगारवृष्टिश्च शिलावृष्टिः सवज्रका ।
रक्तवृष्टिः शस्त्रवृष्टिः क्वचिदुष्णाम्बुवर्षणं ॥

क्षारकर्दमवृष्टिश्च महानिम्नानि च क्वचित् ।
वप्रप्ररोहणं क्वापि कंदरेषु प्रवेशनम् ॥

વળી એ પાપી ઉપર ક્યાંક અગ્નિની વૃષ્ટિ, ક્યાંક લોખંડના કકડાની વૃષ્ટિ, ક્યાંક પત્થરોની વૃષ્ટિ થાય છે. ક્યાંક રુધિરની વૃષ્ટિ તો કોઇ ઠેકાણે અત્યન્ત ઊના પાણીની વૃષ્ટિ થાય છે. ક્યાંક રાખની તથા કાદવની વૃષ્ટિ થાય છે. કોઇ ઠેકાણે પાણીના ધરામાં ક્યાંક રુધિરના ધરામાં, ક્યાંક પાચના ધરામાં પડવું પડે છે.

शतयोजनविस्तीर्णा पूयशोणितवाहिनी ।
अस्थिवृंदतटादुर्गा मांसशोणितकर्दमा ॥

વળી ચારસો ગાઉના વિસ્તારવાળા મળમૂત્ર, રુધિર અને પાચથી ભરપૂર વૈતરણી નદી આવે છે. એ નદીની ભેખડો હાડકાંઓની જ બનેલી છે. રુધિર, માંસ અને પરૂ એ જ નદીનો કીચડ છે. જેમાં સુવાળારૂપી શેવાળ છે. મોટા મોટા મગરો, માછલાંઓ, કાચબાઓ, કાતરણીઓ આદિ जलजम् नवलक्षन्तु નવ લાખ જાતના જલજંતુઓ તેમાં રહે છે અને તેના તટ ઉપર માંસાહારી મહાભયંકર ક્રૂર પક્ષીઓ વસે છે. આવી મહા ભયંકર વૈતરણી છે. એ નદી પાતકીને નજીક આવતો જોઇ જ્વાલાથી અને ધુમાડાથી ભરપૂર થઈ જાય છે. અને કડકડતા તેલ જેવા ઊના પાણીવાળી બની જાય છે. આ ભયંકર વૈતરણીમાં પાપીને નાખે છે.

किं करोमि क्व गच्छामि को मामत्रोद्धरिष्यति ।
यमपाशसमाकृष्टो हाहा क्रंदति पातकी ॥

ત્યારે એ પાપી પ્રાણી, અરે હાય હાય રે ! બાપ મરી ગયો ! વોય વોય માડી રે ! હવે શું કરું ? કયાં જાઉં ? અરે આ દુઃખમાંથી શી રીતે મુક્ત થાઉં ! આમ વારંવાર રડતો, બરાડા પાડતો, હાહાકાર કરતો તરફડે છે. ડૂબકાં ખાધા કરે છે, પણ એને કોઇ સહાયક થતું નથી. અને બચાવો બચાવોના વારંવાર પોકારો કરે છે ત્યારે પોતે પોતાને કહે છે કે, અરેરે ભગવાને મને નરદેહરૂપ નાવ આપ્યું પણ તેના સામુંયે જોયું નહિ. વળી સુખનું સાધન ધર્મ છે તેનું તો મેં કયારેય આચરણ કર્યું નહિ. અરેરે ! મેં ગાયનું, ધનનું, વસ્ત્રનું, કે ધાન્યનું કંઇ પણ દાન કર્યું નહિ. તેથી મારી આ દુર્દશા થઇ. અરેરે મારા આ દુઃખનો શી રીતે અંત આવે ? મેં સાધુ બ્રાહ્મણોને ભોજન કરાવ્યું નહિ, તેમનો સમાશ્રય કર્યો નહિ, લાખો રૂપિયા ભેગા કર્યા પણ તેમાંથી બ્રાહ્મણો, સાધુઓ, ગરીબો, ગાયો, નિરાધારીઓ, લૂલાં–

લંગડાં, બહેરાં–બોબડાંઓને માટે એક પાઈ પણ વાપરી નહિ. તેથી મારી માઠી ગતિ થઇ. અરેરે ! હવે મારો ધણી કોણ ? વોય વોયરે બાપ ! આ દુઃખનો ક્યારે અંત આવશે ? આમ વારંવાર પ્રભુનો ચોર પાતકીજીવ પશ્ચાત્તાપ કરે છે. બરાડા પાડે છે. બચાવો બચાવોના પોકારો કરે છે. વળી કહે છે કે, મોક્ષના સાધનભૂત મનખાદેહને પામ્યો, પણ કોઇ જાતનું સદ્કર્મ કર્યું જ નહિ. પાણીની પરબો જેવાં પરોપકારરૂપ કાર્યો કર્યાં નહિ. સદાવ્રતો બંધાવ્યાં નહિ. દેવસ્થાનોમાં, ધર્મસંસ્થાઓમાં કે તીર્થાલયોમાં એક પાઇ પણ વાપરી નહિ અને મેં અન્યાય, કૂડ-કપટ, અધર્મ કરીને પુષ્કળ દ્રવ્ય ભેગું કર્યું તે સર્વે ત્યાં જ રહ્યું. અને બૈરાં–છોકરાં, સગાં સૌ તેનો ઉપભોગ કરી સુખ માણે છે. પણ મારાં સુખાર્થે, હિતાર્થે કોઈ કંઇ વાપરતું નથી. અરે તેમણે તો મને કેવળ વિસારી દીધો. અરે ! હાય હાય ! હવે શું કરું ? કેવી રીતે દુઃખથી મુક્ત થાઉં અને સુખીઓ થાઉં ! સાધુઓ, બ્રાહ્મણો વારંવાર કહેતા કે, આ લોકમાં કોઈ કોઇનું નથી. સૌ સ્વાર્થનું સગું છે, માટે પાંચ આંગળાં ભેગાં કરી કંઈક દાનપુણ્ય કરો. આમ કહેવા છતાં પણ આ પાપીને કંઇયે સમજાયું નહિ. એથી મારા પાપે કરીને હું અતિશય પીડાઉં છું. આમ વારંવાર એ પાપી જીવ પશ્ચાત્તાપ કરે છે અને બચાવો બચાવોના પોકારો કરે છે. આવી રીતે પશ્ચાત્તાપ કરતો, બરાડા પાડતો, રડારોળ કરતો જોઇને યમદૂતો હડી કરી તેને મારવા દોડે છે. લે પાપી આ તારા કર્મનું ફળ. આમ કહી ભાલાં ઘોચે છે. લોખંડના ડંડે ટીપે છે. હથોડાથી માથાને ભાંગે છે. સાણસાથી એ પાપીની શિષ્નુને તથા જીભને બહાર ખેંચી કાઢે છે. ધગધગતા લાલચોળ સળિયા કરી સ્ત્રીના ગુહ્યાંગમાં ખોસે છે. આમ અનેક પ્રકારે તે પાપી કૃતઘ્ની જીવને અનેક પ્રકારનાં મહા દુઃખો આપે છે.

વળી પાપી જીવ પોતે પોતાને કહે છે. અરેરે તારા દુઃખનો તે અન્ત શી રીતે આવે ? કારણ તેં સાધુઓને ઓળખ્યા નહિ કે સેવા–સમાગમ કર્યો નહિ. ભગવાનના દર્શનાર્થે એક

પગલું યે ભર્યું નહિ. હાથમાં માળા લીધી નહિ. એક પ્રણામ કે પ્રદક્ષિણા કરી નહિ. મોટો ધર્મોપદેષ્ટા બન્યો પણ ધર્મિષ્ઠ બન્યો નહિ. ધર્મનું પાલન–પોષણ કરવાને બદલે ધર્મનું ભક્ષણ કર્યું. તીર્થે ગયો નહિ. ગયો તો પુણ્યને બદલે પાપ સંપાદન કરી આવ્યો. પંદર દહાડે આવનારું એકાદશીવ્રત પણ કર્યું નહિ અને કર્યું તો શિરાપુરી ખાઇને કેવળ પેટપૂજન કર્યું. એકાદશ ઇન્દ્રિયોને નિયમમાં કરવાને બદલે પુષ્ટ કરી. સ્ત્રીનો દેહ ધારીને ભર્તારની અવગણના કરી. તેને તથા પિતાપુત્રાદિકને ઠગી અવળી ગતિ કરી પાતિવ્રત ધર્મને પાળ્યો નહિ. વૃદ્ધ સાસુ–સસરાની સેવા કરી નહિ. તેમનાં વચન માન્યાં નહિ. રજસ્વલાધર્મ પણ તેં યથાર્થ પાળ્યો નહિ. કેવળ પરપુરુષનું જ ચિંતવન કર્યું. ભગવાનને તો વિસારી દીધા. વૈધવ્યધર્મ પાળવા જરા પણ દમનશમન કર્યું જ નહિ. વિધવાએ તો એકાદશી, ચાંદ્રાયણ અને ધારણાપારણાદિક વ્રતો કરવામાં પૂર્ણપણે રહેવું જોઇએ, છતાં એકપણ વ્રત કર્યું નહિ. વિધવાએ પોતાનો દેહનિર્વાહ થાય તેટલું જ ધન રાખવું જોઇએ. વધારે હોય તો ભગવાનને અર્પણ કરવું જોઇએ. અથવા દાન પુણ્યમાં વાપરવું જોઇએ, પણ તેં તો એમાંનું કંઇ પણ કર્યું નહિ. માટે હે પાપી હવે તારૂં શી રીતે સારું થાય ? તારાં કરેલાં તારે જ ભોગવવાં પડશે. આમ પાતકી જીવ પોતે પોતાને કહે છે અને પશ્ચાત્તાપ કરે છે.

પાપી જીવ કહે છે કે, જો મને હવે એકવાર મનુષ્યદેહ મળે તો કોઈ પણ દિવસ આ તરફ જોવું ન પડે તેવું કામ કરી લઉં. દેહ ધરીને અખંડ ભગવાન અને ભગવાનના ભક્ત સંત સાથે જ સંબન્ધ રાખું; પણ દેહ કે દેહનાં સગાંસમ્બન્ધી સાથે જરાપણ સ્નેહ કે સંબન્ધ રાખું નહિ. પણ અરેરે ! આ પાપીને હવે ક્યાંથી મનુષ્યદેહ મળે ? આમ વારંવાર પશ્ચાત્તાપ કરે છે. અને તેને સો જન્મોનું જ્ઞાન હોય છે તેથી પોતાનાં કરેલાં પાપોને સંભારી સંભારી હૈયાફાટ રડે છે. હવે આ વૈતરણીમાં પડેલા પાતકી જીવે ગોદાન કર્યું નથી. તેથી

જેમ ઢીમર લોકો માછલીના મોંમાં લોઢાનો આંકડો ઘાલીને બહાર ખેંચે છે તેમ મોટા મોટા નિર્દય યમકિંકરો પાપી પ્રાણીના મોંમાં લોઢાની આંકડીઓ ઘાલીને ચારસો ગાઉ લાંબી એ વૈતરણી નદીમાં ખેંચીને સામે તીરે લઈ જાય છે.

**यमदूतैर्महाघोरैस्ताड्यमानाश्च मुद्गरैः ।**
**वमन्तो रुधिरं वक्त्रात्तदेवाश्नन्ति ते पुनः ॥**

એ પાતકી મહાભયંકર યમદૂતોના હાથથી અનેકવિધ માર ખાઈને વારંવાર મુખમાંથી રુધિરનું વમન કરે છે. અને એ જ પાછું તેને યમદૂતો ભક્ષણ કરાવે છે. એ પાતકી જીવ પોતપોતાના કરેલાં દુષ્કૃત્યોને સંભારી સંભારી અત્યંત શોક કરે છે. આવી રીતે વારંવાર ગ્લાનિ પામતો, પસ્તાવો કરતો અને યમદૂતોનો માર ખાતો ખાતો યમપુરીને માર્ગે ચાલ્યો જાય છે. રસ્તે જતાં પોતાના સમ્બન્ધીઓને યાદ કરે છે. અને પોતે બોલે છેઃ– અરેરે! મારા જેવો કોઈ દુષ્ટ–નીચ–કૃતઘ્ની નહિ હોય. મને ભગવાને દુઃખદરીઆમાંથી બહાર નીકળવા મનુષ્યદેહ આપ્યો, પણ મેં કંઇ પણ સદ્કર્મ કર્યું નહિ. કોઈને સાચા ભાવથી દાન આપ્યું નહિ. જો ભગવાનનો આશ્રય કર્યો હોત તો મારે આ માર્ગે કદી પણ આવવું પડત નહિ. અરેરે! મેં ભૂડું કર્યું. પરોપકારરૂપ કાર્ય કંઇપણ કર્યું નહિ. કેવળ પેટ ભર્યું. ખરા સગાસમ્બન્ધી સાધુપુરુષોની તો સેવા કરી નહિ, પણ સ્વાર્થનાં સગાં જે માબાપ, સ્ત્રી, છોકરાંઓની સેવા કરી. નિર્જળ દેશમાં પાણીની પરબો બંધાવી નહિ. ભૂખ્યાંને મૂઠી અન્ન આપ્યું નહિ. દેવ, ગાય અને બ્રાહ્મણોની કશી આજીવિકા બાંધી નહિ. કેવળ અન્યાયથી ધન ભેળું કરવામાં, માનમોટપ લેવામાં, ધનનો ઉપયોગ કર્યો, પણ મારું ભેગું કરેલું મારા માટે વાપરી શકયો નહિ. તેથી જ મારી આ માઠી દશા થઈ છે. હવે મારો ધણી કોઈ નથી. અરેરે બાપ! હવે શું કરવું? કયાં જવું? આમ કહીને મોટો ઘાંટો કાઢી પોક મૂકી રડે છે. આવી રીતે પસ્તાવો કરતો,

બરાડા પાડતો અને અનેકવિધ માર ખાતો એ પાતકી જીવ એક વર્ષે ધર્મરાજાના પુરને પામે છે. એ ધર્મરાજાનું પુર એકસો છોતેર ગાઉના વિસ્તારવાળું મહા મોટું છે. ત્યાં યમદૂતો તેના એક હાથ ઉંચાઈના દેહનો ત્યાગ કરાવીને તેના કર્મનાં ફલભૂત નરકોનાં દુ:ખો ભોગવવા અંગુઠા જેવડા દેહને આપે છે.

चत्वारिंशद्योजनानि चतुर्युक्तानि काश्यप।
बहुभीतिपुराग्रे च धर्मराजपुरं महत् ॥

આવા ધર્મરાજાના પુરને જોતાં જ પાતકી જીવના હાજા ગગડી જાય છે. થરથર કંપી ઊઠે છે અને હાહાકાર શબ્દ કરતો મોટા ઘાંટે રડવા લાગે છે. યમપુરીના ચાર દરવાજા છે. તેમાં દક્ષિણ દરવાજે થઇને તેને યમ રાજા પાસે ખડો કરે છે. ત્યારે એ પાપી જીવ યમરાજાને મહા ભયંકર રૂપે દેખે છે. એટલે પાડા ઉપર બેઠેલા પ્રલયકાળના મેઘ જેવા ભયંકર શબ્દો બોલનારા, કાજળના પર્વત જેવા કાળા, વિજળી જેવાં ચળકતાં આયુધને ધારણ કરી રહેલા બત્રીસ હાથવાળા, બાર ગાઉના મોટા દેહ વાળા અને મોટા કૂવા જેવાં ઊંડાં, અત્યન્ત લાલ અને અગ્નિ વર્ષાવતાં હોય તેવાં નેત્રોવાળા, ભયંકર દાઢોવાળા, તેમ જ લાંબી નાસિકાવાળા યમરાજાને પાપી જીવ દેખે છે અને તેમના કારભારી ચિત્રગુપ્તને પણ ભયંકર રૂપે દેખે છે.

ધર્મરાજા પાપી જીવને જોઈને કહે છે: “અરે પાપીષ્ટ! કર્યાં કૃત્યને નહિ જાણનાર કૃતઘ્ની, તને મનુષ્યદેહ આપી જીવનું ભલું કરવા મોકલ્યો, પણ તું તો ભલું કરવાનું ભૂલી કેવળ ભૂંડાં કર્મનું જ ભાથું બાંધી લાવ્યો.” આમ તેનો ઘણોક તિરસ્કાર કરી તેના પાપપુણ્યની તપાસ કરી તેને શિક્ષા ફરમાવે છે. શિક્ષા ફરમાવી કે તરત જ યમદૂતો ત્યાંથી તેને પકડીને નરક તરફ લઈ જાય છે.

પુણ્યવાળા સ્વર્ગાદિક લોકમાં જાય છે. દુષ્ટાત્માઓ નરક લોકમાં જાય છે. નરક એટલે પાપાત્માઓને શિક્ષા કરવાનું સ્થાન.

આવાં નરક ચેરાસી લાખ છે અને તે આખા લોકની પેઠે વિસ્ત-રેલાં હોવાથી તે પ્રદેશને નરકલોક કહેવામાં આવે છે.

ભગવાનના આશ્રય વિનાના તમામ જીવોને પોતાનાં પાપ-પુણ્યનો હિસાબ આપવા યમપુરીમાં યમરાજની કચેરીમાં જવું પડે છે. કેમકે પાપકર્મ કરનારા પાપાત્માઓ પોતાના પાપકર્મોના દુઃખરૂપ ફળો ભોગવવા યમપુરીમાં જાય છે. દાનપુણ્યાદિક સુકર્મોના કરનારા પુણ્યાત્માઓ પોતાના સુકર્મોનાં ફળો ભોગવવા સ્વર્ગાદિક સુરલોકમાં જાય છે. પરન્તુ કર્મફલપ્રદાતા પરમાનંદ પરમાત્માની પ્રસન્નતાર્થે સદ્દકર્મો કરનારા ભગવત્‌ભક્તો તો ઉપરોક્ત બન્ને લોકથી પર માયાતીત અને **यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम** જે ધામને પામીને પાછું પુનરાવર્તન થતું નથી એવા દિવ્યધામને તે પામી જાય છે. કારણકે ભગવાનનો આશ્રય હોવાથી તેમના પર કાળકર્મ અને માયાનું જોર ચાલતું નથી. એ તો ભગવત્‌ભક્તને દૂરથી જ નમન કરે છે. આ જીવ માયાથી મુક્ત થવા મૃત્યુલોકમાં આવ્યો હતો, પણ માયાની જાળમાં ફસાઇ ગયો અને પોતાનું ભાન ભૂલી સ્વાર્થસાધક બની અનેક પાપ-કર્મ આચરે છે. તથા જ્યારે મરણ પથારીએ પડે છે ત્યારે તેને પોતાના કૃત્યાકૃત્યથી અત્યન્ત પસ્તાવો થાય છે. મનથી અને દેહથી દુઃખની પરિસીમા ભોગવે છે. જે સગાંસમ્બન્ધી માટે પોતે પોતાની આખી જિંદગી બરબાદ કરી, જેઓના સુખને સારૂ પોતાના સુખનો ત્યાગ કર્યો તેઓમાંથી કોઇ પણ અત્યારે આ મરણશય્યામાં પડેલાના દુઃખનો ભાગીદાર બનતો નથી. તેની સેવામાં કોઇ દરકાર રાખતું નથી. માટે આ લોકમાં જે પુરુષો સ્વાર્થાન્ધ બની પોતાના આત્મશ્રેયને ભૂલી જાય છે, તેઓને યમરાજાના ભયંકર દૂતો યમયાતના આપે છે. છેવટે, નરકોનાં દુઃખોને ભોગવે છે. માટે દરેક સુજ્ઞ પુરૂષે યમયાતના અને નરકોના દુઃખને સ્વપ્ને પણ જોવાં ન પડે તેવું જ કરી લેવું, અને એ જ કરવા માટે આ લોકમાં આપણું આગમન થયું છે; પણ જીવ અનાદિકાળથી માયાનો આહારી-વિહારી અને માયાનો જીવડો

બની ગયો હોઈ પોતાનું કર્તવ્યભાન ભૂલી અકર્તવ્ય કરવામાં તત્પર થઈ જાય છે. પાપાત્માઓના દુઃખોનો અંત આવતો નથી. યમયાતનાનાં ભયંકર દુઃખો છે પણ તે કરતાં સેંકડો ઘણાં વધારે દુઃખો નરકોનાં છે.

એવા નરકને પામે છે કોણ ? તો જે લોકો બ્રાહ્મણ, સાધુ, શાસ્ત્ર, દેવ, ગુરુ અને પતિવ્રતા સ્ત્રીઓની નિન્દા કરનારા; બ્રાહ્મણ, દેવ, ગુરુ અને ગરીબોના ધનને લૂંટનારા; હિંસા, ચોરી અને વ્યભિચારાદિક કર્મ કરનારાઓ જ આ નરકને પામે છે.

વળી દેવ, બ્રાહ્મણ અને ગુરુની આજીવિકા તોડનારા, પુણ્યકર્મોના કરનારાઓને પુણ્યકર્મથી અટકાવનારા, ભગવાનની કથાવાર્તા થતી હોય તેમાં વિઘ્ન કરનારા, ગામતળિયાની જમીનમાં વાવેતર કરનારા, ગાયોને ચરવાની ગોચર જમીનમાં ખેતર કરનારા, બ્રાહ્મણ છતાં ઘી, તેલ, દૂધ આદિક રસના વેપાર કરનારા, અભક્ષ્યનું ભક્ષણ કરનારા, વેદવિહિત કર્મોનું અનાચરણ કરનારા અને નિષિદ્ધકર્મોનું આચરણ કરનારા, વિશ્વાસઘાત તથા આત્મઘાત એવા મહા ઘોર કર્મ કરનારા જે અધમ જીવો છે તે એ નરકને પામે છે. આવા પાપી જીવો સૌથી પહેલાં વૈતરણી નદીમાં પડે છે.

એકવીસ જાતનાં ઘોર નરક છે તેમાં આ નદી મુખ્ય છે. યમરાજા પાપી જીવનાં કર્મને જોઈને બીજા નરકને પડતાં મૂકી પ્રથમ આ નદીમાં જ નાંખે છે, ત્યાં પાતકી જીવને યમદૂતો અનેકાનેક દુઃખો આપે છે. તથા ખોટી સાક્ષી પુરનારા, ઠગી સ્વાર્થ સાધનારા, સ્તેનકર્મથી જીવનારા, દ્વેષે કરી આજીવિકાભૂત વૃક્ષોનું છેદન કરનારા, વ્રત, તપ અને તીર્થોનો ત્યાગ કરનારા, વિધવા સ્રીને આચારભ્રષ્ટ કરનારા, તથા પરપુરુષ સાથે આસક્ત થઈને પોતાના પતિને ઠગનારી સ્રીઓ તથા નાનામોટા પશુઓ સાથે મૈથુન કરનારા તથા બાળકો સંગાથે સૃષ્ટિવિરુદ્ધ કર્મ કરનારા—આમ ઘણાં પાપ કરનારા પાતકીઓને યમલોકમાં શીમળાના ઝાડે લટકાવે છે. ત્યાં યમદૂતો તેને અનેક પ્રકારના માર મારે છે. જીવ ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે, આજીજી કરે છે, ત્યારે

યમદૂતો કહે છે કે:—"અરે પાતકી ! તેં આનંદપૂર્વક નિર્ભય બની કર્મ કર્યાં છે. તો એ કર્મનાં ફળને પણ હવે આનંદથી જ ભોગવ. પાપનાં કર્મ તો તારે જ ભોગવવાનાં છે. એમ કહી વારંવાર તેનાં મર્મ સ્થળોમાં ભયંકર માર મારે છે.

**येऽपि गच्छन्ति रागान्धा नरा नारीं रजस्वलाम् ।**
**पर्वस्वप्सु दिवा श्राद्धे ते वै नरकगामिनः ॥**

જે પુરુષો વિષયાન્ધ બની પોતાની સ્રી સાથે પણ વ્રત—ઉપવાસાદિક મહાપર્વના દિવસે સંગ કરવા ન ઇચ્છતી હોય, છતાં તેનો બળાત્કારે સંગ કરનારા, તેમ જ રજસ્વલા સ્રીની સાથે ગમન કરનારા તામિસ્ર નામના નરકમાં પડે છે અને ત્યાં અનેકવિધ દુઃખોને ભોગવે છે.

વહાલા વાચકો ! જીવ નરકમાંથી નીકળીને કેવી કેવી યોનિમાં જન્મ લે છે અને કેવા કેવા ચિહ્નવાળો થાય છે તે સાંભળો. બ્રહ્મહત્યા કરનારો ઘણાક જન્મોમાં ક્ષયરોગી થાય છે; ગોહત્યા કરનારો વિરૂપી અને જડબુદ્ધિનો થાય છે; પુત્રીને હણનારો કોઢના રોગવાળો થાય છે; અને એ સર્વે ચંડાળયોનિમાં જન્મે છે. સ્રીહત્યા, બાળહત્યા અને ગર્ભપાત કરનારા ભીલયોનિમાં જન્મે છે, અને જન્મથી જ રોગિષ્ઠ થાય છે. માંસભક્ષણ કરનારો જન્મે છે ત્યારે તેનું શરીર કોઢવાળું થાય છે, આંખો માંજરી થાય છે. મદ્યપાન કરનારાના દાંત કાળા થાય છે; મિષ્ટાન્ન પદાર્થ પોષ્યવર્ગને આપ્યા સિવાય પોતે એકલો ખાય છે, તો તેને કંઠમાળનો રોગ થાય છે. વેદશાસ્ર અને સાધુઓની નિંદા કરનારો કમળી તથા કમળાનો રોગવાળો થાય છે. ખોટી સાક્ષી પૂરનારો બોબડો થાય છે. પુસ્તકોની ચોરી કરનારો, સત્યને જાણનાર છતાં અસત્ય બોલનારો અને અસત્યાચરણ કરનારો જન્મથી જ આંધળો થાય છે. ગાય બ્રાહ્મણને લાત મારનારો હાથેપગે ઠુંઠો અથવા લંગડો કે લૂલો થાય છે. વેદ, શાસ્ર, બ્રાહ્મણ અને સાધુની નિંદા સાંભળનારો બહેરો થાય છે. બીજાને ઝેર આપી પોતાનો સ્વાર્થ સાધનારો ગાંડો થાય છે. સોનું ચોરનારો નીચ જાતિમાં જન્મે

છે, તેના નખ ખડબચડા હોય છે અને તે સદાય નિર્ધન રહે છે. રાંધેલું અન્ન ચોરનારો ઉંદર થાય છે; દાણા ચોરનારો તીડના જન્મને પામે છે; પાણી ચોરનારો બપૈયાના જન્મને પામે છે; ઝેર ચોરનારો વીંછી, લીલોતરી શાક ચોરનારો મોર, સુગંધવાળાં પદાર્થો ચોરનારો છછુંદર થાય છે, અને મધ ચોરનારો વગડાની મધમાખીના જન્મને પામે છે. મીઠું ચોરનારો કીડી થાય છે; પાન, ફળ, ફૂલ ચોરનારો વગડાંનો વાંદરો થાય છે; ચામડાના જોડા, ઘાસ તથા કપાસને ચોરનારો ઘેટાના જન્મને પામે છે; આત્મહત્યા કરનારો મોટા પર્વત ઉપર કાળા નાગના જન્મને પામે છે.

पात्रे विद्यामदाता च बलिवर्दो भवेद् द्विजः ।
गुरुसेवामकर्ता च शिष्यः स्याद् गोखरः पशुः ॥
गुरूं हुंकृत्य तुंकृत्य विप्रं निर्जित्य वादतः ।
अरण्ये निर्जले देशे जायते ब्रह्मराक्षसः ॥

વિદ્યા ભણવાની ઇચ્છાવાળા સુપાત્ર બ્રાહ્મણને વિદ્યા નહિ ભણાવનારો વિપ્ર મરીને બળદના જન્મને પામે છે. ગુરુની સેવા નહિ કરનારો શિષ્ય ગધેડાના જન્મને પામે છે; ગુરુનો તિરસ્કાર કરનારો તથા હુંકારેટુંકારે બોલાવનારો તથા વાદે કરી બ્રાહ્મણને જીતનારો, એ બેય નિર્જલ દેશમાં બ્રહ્મરાક્ષસ થાય છે. ભગવાનની કથાવાર્તા સાંભળીને વક્તા બ્રાહ્મણને શ્રદ્ધાપૂર્વક દાન નહિ આપનાર શિયાળના જન્મને પામે છે. સત્કાર કર્યા વગર ક્રોધાવેશમાં આવીને દાન આપે છે, તો ઉષ્ણ શ્વાસને ફેંકનારો અજગર થાય છે. મિત્રોનો દ્રોહ કરનારો ગીધ પક્ષી, વ્યાપારમાં ઠગનારો ઘૂવડપક્ષી, વર્ણાશ્રમોની નિંદા કરનારો હોલો અગર કબુતર થાય છે. આવી રીતનાં દુષ્ટ કર્મો કરનારો યમલોકમાં નરકયાતના ભોગવીને બાકી રહેલાં પાપોના ઉપભોગના અર્થે ઉપર કહેલી ચોરાશી લક્ષયોનિમાં જન્મ લે છે; અને ત્યાં અનેકવિધ, અસહ્ય, અકથ્ય દુઃખો ભોગવે છે.

**कुपात्रदानाच्च भवेद्दरिद्रो दारिद्र्यदोषेण करोति पापम् ।**
**पापप्रभावान्नरकं प्रयाति पुनर्दरिद्रः पुनरेव पापी ॥**

મનુષ્ય સદ્દકર્મ ન કરવાને લીધે (દાન ન આપવાથી) દરિદ્ર થાય છે, દરિદ્રતાને લીધે પાપાચરણ કરે છે, પાપાચરણને લીધે તે નરકમાં પડે છે; અને તેથી જીવ વારંવાર દરિદ્રી તથા પાપી થાય છે.

**द्वे पदे बन्धमोक्षाय निर्ममेति ममेति च ।**
**ममेति बध्यते जन्तुर्निर्ममेति प्रमुच्यते ॥**

આ લોકમાં બંધન અને મોક્ષ માટે બે શબ્દ છે: મમતા અને નિર્મમતા. તેમાં સ્ત્રી, પુત્ર, બાંધવ, માતપિતા, ધન-ધામ, કુટુંબપરિવાર તે સર્વ મારાં છે, એમ મમતા રાખવી એ બંધન છે; અને આમાં મારૂં કોઇ નથી એમ મમતાનો ત્યાગ કરવો એ જ મોક્ષ છે. માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકોએ અહંતા, મમતારૂપ માયાનો ત્યાગ કરીને શુદ્ધ બ્રહ્મરૂપ થઇને પરબ્રહ્મ–પરમાનંદ–પરમાત્મા સુખનિધિ શ્રી હરિનો સમાશ્રય કરીને અશુભ કર્મને પ્રજાળનારાં ભગવાનની પ્રસન્નતાનાં શુભ કર્મો કરવાં. પણ જન્મમરણ, ગર્ભવાસ, યમયાતના, લક્ષચોરાશી અને નરકાદિક દુ:ખો ભોગવવાં પડે એવાં કર્મ તો ક્યારેય પણ કરવાં નહિ. વેળા નદીની પેઠે વહી જાય છે અને રહ્યા તેટલું રહેવાનું નથી, માટે હવે તો જેમ બને તેમ આત્મશ્રેયસ્કાર્ય સાધવામાં કમર કસી સાવધ અને શૂરા બની જવું.

વાચકો! આ વિષય વાંચો! બરાબર વાંચો અને ફરીથી પણ વાંચો. વિચાર કરી રહ્યા પછી તમારા દિલની ડાયરીમાં તેનું પરિણામ બરાબર નોંધી લ્યો.



# ગર્ભાવસ્થામાં જીવનો પોકાર

॥ तत्र लब्धस्मृतिर्दैवात् कर्म जन्म शतोद्भवम् ॥

ગર્ભાવસ્થામાં પ્રાણીને ભગવાનની ઇચ્છાથી સો જન્મના કરેલા કર્મોનું જ્ઞાન થાય છે. તેથી તે દુઃખથી મુક્ત થવાને અને ફરીથી અહીં આવવું પડે એવાં કર્મ ન કરવાને પ્રભુની પ્રાર્થના કરે છે.

श्रीपतिं जगदाधारमशुभक्षयकारकम् ।
व्रजामि शरणं विष्णुं शरणागतवत्सलम् ॥
आहारा विविधा भुक्ताः पीता नानाविधास्तनाः ।
जातश्चाहं मृतश्चैव जन्ममरणं पुनः पुनः ॥

હે ભગવન્! શરણાગત વત્સલ! હું આપને શરણે થયો છું. આપ અનાથના નાથ, દીનના બન્ધુ, પતિતોને પાવનકારક, શરણાગતોના રક્ષક, જગતના આધાર અને સકલ પાપોના સંહારક એક તમે જ છો. માટે पाहि पाहि મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો!! હે ભગવન્! હે પ્રાણનાથ! હું કેવળ કૃતઘ્ની અને નીચ છું. કેમકે મેં જ્યાં જ્યાં જન્મ ધર્યા ત્યાં ત્યાં હું અને મારું એ માયાથી ભ્રમિત થઇ આપથી ઉન્મુખી રહ્યો છું. તેથી હું વારંવાર દુઃખદરિયામાં ડૂબકાં ખાધા કરું છું.

कुंभीपाकसमंघोरं नरकं नैव विद्यते ।
पतितोऽस्मि पुरा तत्र गर्भवासस्ततोऽधिकम् ॥

કૃપાનાથ! કુંભિપાક જેવું મહાભયંકર અને દુઃખદાયક નરક કોઈ નથી. તેમાં હું ઘણીવાર પડી ચૂકયો છું. તો પણ એનાં દુઃખ કરતાં આ ગર્ભવાસનું દુઃખ તો તેથી પણ અત્યંતઘણું અધિક છે. માટે હે દયાળુ! મને આ દુઃખથી મુક્ત કરો.

હવેથી કોઈ દિવસ આ સ્થળે ફરી આવવું પડે, એવું કર્મ ક્યારેય પણ હું કરીશ નહિ. માટે ઓ દીનદયાળ! આ દીન-દુઃખી પર દયા કરો. હવે ઘણી થઈ! આ અસહ્ય કષ્ટ સહન થતું નથી. આપનું દયાળુ નામ સાર્થક કરી આ દુઃખથી મુક્ત કરો! મુક્ત કરો! હે ભગવન્ આપનો ચોર, મહાનીચ, અને કૃતઘ્ની હું તે મેં જ્યાં જ્યાં જન્મ ધર્યા ત્યાં ત્યાં અનેક પ્રકારનાં ખાનપાન, વિષય અને વૈભવો ભોગવ્યાં તેમ જ પશુ, પક્ષી મનુષ્યાદિકની યોનિમાં નાના પ્રકારની માતાઓનાં સ્તનપાન કર્યાં. સત્પુરુષ અને સતશાસ્ત્રનો એકપણ શબ્દ સાંભળ્યો નહિ અને સાંભળ્યો, તો હૃદયમાં ઉતારી તે પ્રમાણે વર્ત્યો નહિ. તેથી જ આ ભયંકર માઠી દશાને પામી પીડાઉં છું-રીબાઉં છું.

**यदि योन्याः प्रमुच्येऽहं तत्स्मरिष्ये पदं तव**
**तमुपायं करिष्यामि येन मुक्तिं व्रजाम्यहम्**

જો હવે આ વખતે છોડો, તો જન્મ પામી તમારા ચરણનું નિરંતર ચિન્તવન કરીશ અને અહીં આવવું પડે એવું કર્મ તો ક્યારેય પણ નહિ કરું. હે ભગવન્! વિષ્ટા અને મૂત્ર-કૂપમાં પડેલો અને જઠરાગ્નથી બળી શેકાઈ જતો તેમ જ મહા-દુઃખસાગરથી દુઃખી થઈ ગયેલો, એવો હું પાપી આપને શરણે આવ્યો છું. માટે **मां पाहि पाहि** મારું રક્ષણ કરો! રક્ષણ કરો! આમ ગર્ભાવસ્થામાં જીવ વારંવાર પ્રાર્થના કરે છે, ત્યારે ભગવાન કહે છે કે, તું કેવળ કૃતઘ્ની, વિચારશૂન્ય અને નિર્લજ્જ છે. મને તારી દયા આવે તેમ નથી. જેમ અત્યારે તું દીનવાણીથી મુક્ત થવા પ્રાર્થે છે, તેમ દરેક વખતે ગર્ભાવસ્થામાં તું દીનવાણીથી મુક્ત થવા પ્રાર્થના કર્યા કરતો હતો, પણ હર વખત તું દુઃખમુક્ત થયા પછી મને તદ્દન વિસારી શત્રુ બન્યો છે. અને કૃતઘ્ની પણ થયો છે. માટે તારો વિશ્વાસ આવતો નથી; છતાં પણ જો તારે મુક્ત થવું હોય તો મને કોઇક તારો જામીન આપે તો હું તને છોડું.

ત્યારે જીવ દિવસના સૂર્યદેવ, રાત્રિના ચન્દ્રદેવ અને દશ દિગ્પાલાદિક દેવોને જામીન થવા બહુ જ આજીજી કરે

છે. ત્યારે તેઓ કહે છે કે, તું કેવળ કૃતઘ્ની, નફ્ફટ, નિર્લજ, કપટી અને કારસ્તાની છે. તું જ્યાં જ્યાં જન્મ્યો ત્યાં ત્યાં અમારી હાજરીને ભૂલી જઈ સત્પુરુષો અને સતૂશાસ્ત્રરૂપ સન્માર્ગ-દર્શક ચોકીઆતોને વિસારી મહાક્રૂર કાળાં કર્મ કરતો આવ્યો છે. જરા પણ અમારો ડર રાખ્યો નથી. અમને ન ગણી, કેવળ પાપાચરણ કરતો આવ્યો છે. પણ અત્યારે દુ:ખ પડે છે ત્યારે અમારા સામું જુએ છે. એથી અમે તો તને ચરણથી ચોટીપર્યંત ઓળખીએ છીએ. માટે તારો જામીન તો અમારામાંથી કોઈ પણ થાય તેમ નથી.

પછી અત્યંત ખેદયુક્ત થઇને ભગવાનને પોકારે છે. પ્રાર્થે છે. અને ત્રાહિ ત્રાહિ કરે છે. આમ બહુ જ થાય છે ત્યારે દયાળુ દેવ ભગવાન દયા આવતાં કહે છે કે અરે ! કુકર્મીના સરદાર ! તારા જામીન જો દેવો ન થતા હોય તો યમદૂતોને પ્રાર્થના કર, અને જો તેઓ જામીન થાય, તો તને આ દુ:ખથી મુક્ત કરું. ત્યારે જીવે યમદૂતોને બોલાવી જામીન થવા વારંવાર આજીજી કરી. ત્યારે તેઓ ભગવાનને કહે છે કે:—કૃપાનાથ ! આ મહાપાતકી અને કૃતઘ્ની જીવના અમે પણ જામીન થઈએ નહિ. છતાં આપ જો કહેતા હો તો અમો તેના હાજર જામીન થઈએ; એટલે તેનો સમય આવે ત્યારે તેને ઘરમાંથી, ગામમાંથી, જંગલમાંથી કે ભલે પાતાળમાં પેઠો હોય તો ત્યાંથી પણ તેને પકડી જકડી, ગળે ઝાલી આપની પાસે હાજર કરી દઈએ. આમ કહ્યું ત્યારે ભગવાને હા પાડી અને યમદૂતો હાજર જામીન થયા, એટલે ભગવાને તેને ગર્ભાવસ્થાનાં પારાવાર દુ:ખમાંથી મુક્ત કર્યો. પણ બહાર આવતાં વેંત માયાનો પવન લાગતાં ઊંઆ ઊંઆ ઉંઆ કરવા લાગ્યો. એટલે "તું ત્યાંને હું ઇયાં" એમ થઈ ગયું. જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ મા, બાપ, કાકા, મામા, તારૂં, હું તું વિગેરે કહેવા લાગ્યો અને હતો તેવો માયાનો જીવડો બની ગયો. માટે દરેક શ્રેયાર્થીએ હમેશાં સંત અને સતૂશાસ્ત્રના સહવાસમાં રહેવું તથા ગર્ભાવસ્થામાં જવું ન પડે અને પોકાર કરવો ન પડે એવું કરી લેવું.

# મનુષ્યજન્મની દુર્લભતા, ઉત્તમતા અને તેનું કર્તવ્ય



॥ अयं नृदेहोऽखिलजन्मशोभनम् ॥

આ ભરતખંડને વિષે આર્યકુલમાં સર્વાંગે સમ્પૂર્ણ મનુષ્ય-દેહ પામવો અત્યંત દુર્લભ છે. કેમકે આ દેહે કરીને કાળ, માયા, પાપકર્મથી અને મોક્ષમાર્ગના વિરોધી કામક્રોધાદિક દોષોથી મુક્ત થવાય છે. સુખસિન્ધુ શ્રીહરિના સુખપુર ધામને આ જ માર્ગે પામી સુખી થવાય છે. ચોરાશી લાખ જાતના દેહ છે. પછી એ સર્વ દેહ કરતાં મનુષ્યદેહ અત્યંત દુર્લભ અને સર્વસુખને આપવા-વાળો છે. મનુષ્યદેહથી જે સિદ્ધિ થાય છે તે દેવલોકવાસી દેવોથી પણ થતી નથી. આ લોક સિવાય બીજા પાતાળથી સત્ય લોક પર્યન્તના કોઈ પણ લોકમાં મોક્ષદાતા સત્પુરૂષોનો અને સત્ શાસ્ત્રોનો સંબંધ નથી અને એ વિના આ જીવ દુઃખી થતો મટતો નથી અને સુખી પણ થતો નથી. આ મનુષ્યદેહ મળવો અત્યંત દુર્લભ છે. તેથી જ આ દેહને ચિન્તામણિ કામધેનુ, કલ્પવૃક્ષ અને સ્પર્શમણિ વગેરેની ઉપમાઓ દેવાય છે. મોટા મોટા ઈન્દ્રાદિક દેવતાઓ પણ મનુષ્યદેહ પામવાને ભગવાનની પ્રાર્થનાઓ કરે છે.

**अहो अमीषां किमकारि शोभनं प्रसन्न एषां स्विदुत स्वयं हरिः।**
**यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः ॥**

અહોહો ! આ ભવતારક ભગવાનની સેવાના ઉપયોગમાં આવે એવા મનુષ્યજન્મને આ ભરતખંડ રૂપ આંગણાને વિષે

જે જીવો પામ્યા છે, તેમણે એવાં શું શુભકર્મ કર્યાં હશે, જેથી એમને મનુષ્યજન્મ પ્રાપ્ત થયો છે? અમે તો ઘણા કાળથી એ મનુષ્યજન્મની સ્પૃહા કરીએ છીએ, પણ મળતો નથી. માટે એમ જણાય છે કે, કેવળ ભગવાનની કૃપાથી જ એમને આ મનુષ્યજન્મ મળ્યો હશે. એ દેવોને વૈભવ, વિષય, વિલાસ ને આયુષ્ય વગેરે તો વિપુલ છે, પણ ત્યાં મોક્ષનું સાધન અને મોક્ષમાર્ગદર્શક સાધુપુરૂષોનો કે સતૂશાસ્ત્રનો સંબન્ધ બીલકુલ નથી. એ સંબન્ધ તો આ મૃત્યુલોકની ભારતભૂમિમાં જ થઈ શકે છે. માટે તેઓ મનુષ્યજન્મ મળવાને પ્રભુની પ્રાર્થના કરે છે.

**किं दुष्करैर्नः क्रतुभिस्तपोव्रतैर्दानादिभिर्वाद्युजयेन फल्गुना।**
**न यत्र नारायणपादपंकजस्मृतिः प्रमुष्टा विषयेन्द्रियोत्सवात् ॥**

હે ભગવન્, કોઈથી ન થઈ શકે એવાં મહાદુશ્કર યજ્ઞ, તપ, વ્રત, અને દાનાદિકે કરીને અમને તુચ્છ એવા સ્વર્ગ લોકોની પ્રાપ્તિ થઇ, પણ તેણે કરીને અમારો કંઈ પણ અર્થ સર્યો નહિ. કારણ આ લોકનાં ખાનપાનાદિક વિષયભોગનું અતિશયપણું છે. તેથી જ અહીં આપના ચરણકમળની સ્મૃતિ બીલકુલ રહેતી નથી; માટે અમારા કાંઈ શેષપુણ્ય હોય, તો તેણે કરીને અને બીજી આપની કૃપાએ કરીને અમને આ ભરતખંડની પવિત્રભૂમિને વિષે એકવાર મનુષ્યદેહ આપોઃ આમ દેવો આ મનુષ્યદેહની પ્રાર્થના કરે છે.

**कल्पानां वै गते काले तिसृभिस्सार्धकोटिभि :**
**परिमिते च जीवोऽयं मानुषत्वं प्रपद्यते ॥**

આપણાં આઠ અબજ અને ચોસઠ કરોડ વર્ષ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય એવા ત્રીશ દિવસનો એક માસ મળી બારમાસનું એક વર્ષ એવાં સો વર્ષ થાય, ત્યારે એક કલ્પ થાય. આવા સાડાત્રણ કરોડ કલ્પ થાય, ત્યારે આ જીવને મનુષ્યદેહ મળે છે. એટલે સર્વાત્મા એવા શ્રીહરિ ભગવાન પોતે દયાએ કરીને આ જીવને

સતપુરૂષ, સતશાસ્ત્ર, સદ્ધર્મ, અને સત્યાત્મા એવા ભગવાન આ ચારનો શુદ્ધ મનથી સંગ કરનારા વિપ્રવર્યને ત્યાં જન્મ આપે છે. એટલે આ જીવ બાલ્યાવસ્થાથી મોક્ષમાર્ગના જ્ઞાનને પામી અમર થઈ જાય છે. માટે આ દેહની અત્યન્ત દુર્લ્લભતા છે.

## મનુષ્યદેહની ઉત્તમતા

ગાય, ભેંશ બળદાદિક પશુઓના ગોબર, મૂત્ર, ચામડું ને હાડકાં સુદ્ધાં પણ કામ આવે છે. પણ આ મનુષ્યશરીરનું તો કંઈ પણ કામમાં આવતું નથી.

तिस्रकोट्योऽर्धकोटी च रोमाणि व्यावहारिणे ।
सप्तलक्षाणि केशाः स्युर्नखाः प्रोक्तास्तु विंशतिः ॥
द्वात्रिंशद्दशनाः प्रोक्ताः सामान्याद् विनतासुत ।
मांसं पलसहस्रं तु रक्तं पलशतं स्मृतम् ॥

આ શરીરમાં સાડા ત્રણ કરોડ રૂવાડાં, સાત લાખ મુવાળા, વિસ નખ, બત્રીશ દાંત, સો તોલા રૂધિર, હજાર તોલા માંસ, અને ત્રણસો સાઈઠ હાડકાં ભર્યાં છે. આવું અપવિત્ર, અતિતુચ્છ આ શરીર છે; છતાં જે કાર્ય દેવોથી સિદ્ધ થતું નથી તે કાર્ય એટલે પરમાત્માના પરંપદની પ્રાપ્તિ આ સ્વલ્પાયુષી મનુષ્યદેહથી થાય છે. માટે આ મનુષ્યદેહની ઉત્તમતા છે.

सृष्ट्वा पुराणि विविधान्यजयात्मशक्त्या
वृक्षान् सरीसृप पशून् खगदंशमत्स्यान् ।
तैस्तैरतुष्टहृदयः पुरुषं विधाय
ब्रह्मावलोकधिषणं मुदमाप देवः ॥

પૂર્વે ભગવાને સ્થાવર-જંગમાત્મક બહુવિધ સૃષ્ટિ કરી, પણ જ્યારે બ્રહ્મને (પરમાત્માને) જોવાની બુદ્ધિવાળા મનુષ્યદેહને દેખ્યો ત્યારે જ રાજી થયા. જોકે હાથી, હરણ, ગાય આદિક પવિત્ર દેહ છે પણ તેનાથી રામ, કૃષ્ણ, ગોવિન્દ આદિક ભગવાનનું નામ

લેવાતું નથી, કે આત્મશ્રેયસ્સાધન કંઈ કરી શકાતું નથી: તે તો માત્ર મનુષ્યના દેહથી જ થાય છે. માટે આ માનવદેહ સર્વોત્તમ છે અને આ દેહથી જ ભવાટવિના પારને પામી પરમાત્માને ભેટી શકાય છે.

यः प्राप्य मानुषं लोकं मुक्तिद्वारमपावृतम् ।
गृहेषु खगवत् सक्तस्तमारूढच्युतं विदुः ॥

આ ભરતખંડમાં જ્યારે આર્યકુલમાં, આર્યજ્ઞાતિમાં સર્વાંગે સમ્પૂર્ણ માનવદેહ મળે છે, ત્યારે જ મોક્ષદ્વાર ઉઘડે છે. આવા નરદેહને પામી જે મા, બાપ, સ્ત્રી, છોકરામાં કે આ લોકની સુખ–સાહ્યબીમાં આસક્ત થઈ મોક્ષ સમ્પાદન કરતો નથી, તેને જીતી બાજી હાર્યો અને ભગવાનના ધામને પામી પાછો પડ્યો જાણવો. જેમ સુવર્ણને બચકાં ભરાતાં નથી કે તેની કઢી કરી પીવાતી નથી, પણ ખાનપાન ને વૈભવાદિ સર્વે એ સુવર્ણમાં રહ્યું છે તેમ આ દેહ મળમૂત્રથી ભરેલો હોઇ અપવિત્ર છે. પણ એનાથી મહામોટામાં મોટું આત્મશ્રેયસ્કાર્ય સાધી શકાય છે; તેથી આ દેહની અત્યન્ત ઉત્તમતા છે.

## મનુષ્યદેહની કર્તવ્યતા

મનુષ્યદેહે કરીને વિષયથી વિરામ પામવું, જન્મમરણરૂપ સંસૃતિથી મુક્ત થવું અને ભગવાનમાં તલ્લીન રહેવું–આ જ મનુષ્યદેહનું કર્તવ્ય છે. પણ ધન, બળ, યશ અને વિદ્યાદિક સંપાદન કરવું કે મોટા અધિકારી બનવું, એ મનુષ્યદેહનું કર્તવ્ય નથી. આવા સર્વોત્તમ મનુષ્યદેહ રૂપી નાવને પામી જે ભવસાગર તરતો નથી તેને શાસ્ત્રમાં આત્મઘાતી કહ્યો છે.

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥

સુસાધને કરીને પણ ન પમાય માટે દુર્લભ. હરિકૃપાથી પમાય માટે સુલભ અને સાધુપુરૂષો જેના નાવિકો છે, પરંકૃપાળુ

પરમાત્મા જેના સુકાની છે એવા નરદેહરૂપ નાવને પામીને જે મનુષ્ય જન્મમરણરૂપ ઘોર સંસારસાગરને તરતો નથી તે આત્મહત્યારો છે.

માટે અત્યંત દુર્લભ, સર્વાંગે સમ્પૂર્ણ મનુષ્યજન્મને પામી સંસારોચ્છેદક સુખાનન્દ પ્રભુનો સમાશ્રય કરવો; છતાં જે પુરુષો ખાનપાન, વિષય અને વૈભવાદિકે કરીને કેવળ ઇન્દ્રિયોનેજ લાડ લડાવે છે તે તો જેમ પાન કરવા માટે હાથમાં લીધેલા અમૃતને પ્રમાદથી ઢોળી નાખે તેમ આ મોક્ષનાં સાધનભૂત નરરત્નને ગુમાવી દે છે. તો એના જેવો કોઈ કમભાગી, કુકર્મી ન કહેવાય. માટે આ દેહે કરીને પોતે પોતાના ગુરુ બની. હંમેશાં પરબ્રહ્મ પરમાનન્દ પરમાત્માનાં ચરિત્ર ગાવાં, સાંભળવાં, સંભારવાં અને હાલતાંચાલતાં, ખાતાં,પીતાં દરેક શુભાશુભ ક્રિયામાં તેમના નામનું ઉચ્ચારણ કરવું એ જ આ મનુષ્યદેહનું કર્તવ્ય છે.

## ભૂ–આદિક લોકોનું સંક્ષિપ્ત વર્ણન

ભરતખંડ અને તેમાં મળતા માનવદેહની શ્રેષ્ઠતાનો સંપૂર્ણ ખ્યાલ આપવા માટે ચૌદ લોકની રચનાનો કંઇક પરિચય કરાવવો જોઈએ અને એ પરિચય પ્રસ્તુત પ્રસંગને ઘણી રીતે પુષ્ટિકર્તા થઈ પડશે. માટે જણાવું છું કે, બ્રહ્માંડની અન્દર કુલ ચૌદ લોક છે. આ ચૌદ લોકમાં આપણો ભૂર્લોક વચમાં છે. તેના પર ભૂવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય એમ છ લોક આવેલા છે. આમાં ભૂવર્લોકમાં મલિન દેવો રહે છે. સ્વર્ગમાં ઈન્દ્રાદિક દેવો રહે છે. તેના પર મહર્લોકમાં અર્યમાદિક પિતૃઓ રહે છે. તેમના પર જન અને તપ. એ બેમાં ભૃગ્વાદિક ઋષિઓ રહે છે. અને તેના પર છેલ્લા સત્ય લોકમાં આ બ્રહ્માંડના અધિષ્ઠાતા બ્રહ્મા રહે છે.

આપણા આ ભૂર્લોકથી હેઠે સાત લોક છે. એમાં અતલ, વિતલ ને સુતલ એ એકબીજાથી નીચા છે. એ ત્રણેમાં દૈત્યો રહે છે. તેથી નીચેના તલાતલ, મહાતલ અને રસાતલ, એ ત્રણમાં

રાક્ષસો રહે છે. અને સૌથી નીચેના સાતમા પાતાળમાં નાગ લોકો રહે છે. આ ચૌદ લોકથી આપણો ભૂર્લોક શ્રેષ્ઠ છે.

આપણા આ મૃત્યુ લોકમાં સાત દ્વિપો આવેલા છે. તેમાં સૌથી મધ્યભાગમાં પહેલો ચાર લાખ ગાઉના વિસ્તારવાળો જમ્બુદ્વિપ આવેલો છે. તેને ફરતો ચાર લાખ ગાઉનો ખારા જળનો સમુદ્ર છે. તેના ફરતો બીજો આઠ લાખ ગાઉના વિસ્તારવાળો પ્લક્ષદ્વિપ આવેલો છે; તેના ફરતો તેવડો આઠ લાખ ગાઉના વિસ્તારવાળો શેરડીના રસ જેવો મીઠા જળનો સમુદ્ર છે. તેના ફરતો ત્રીજો સોળ લાખ ગાઉના વિસ્તારવાળો શાલ્મલી દ્વિપ છે. તેના ફરતો તેવડો સોળ લાખ ગાઉનો દારૂ જેવા દુર્ગંધ જળનો સમુદ્ર છે. તેને ફરતો ચોથો બત્રીસ લાખ ગાઉના વિસ્તારવાળો કુશ દ્વિપ આવેલો છે. તેના ફરતો તેવડો બત્રીસ લાખ ગાઉનો ઘીજેવા જળનો સમુદ્ર છે. તેના ફરતો પાંચમો ચોસઠ લાખ ગાઉનો વિસ્તારવાળો ક્રૌંચ દ્વિપ આવેલો છે. તેના ફરતો ચોસઠ લાખ ગાઉનો દૂધ જેવો જળનો સમુદ્ર છે. તેના ફરતો છઠ્ઠો એક લાખ ને અઠ્ઠાવીસ હજાર ગાઉના વિસ્તારવાળો શાકદ્વિપ છે. તેને ફરતો તેવડો જ એકલાખ અઠ્ઠાવીસ હજાર ગાઉનો દહીંના ઘોળવા જેવા જળનો સમુદ્ર છે. અને તેને ફરતો સાતમો બે લાખ છપ્પન હજાર ગાઉના વિસ્તારવાળો પુષ્કર દ્વિપ છે. તેને તેવડો જ બે લાખ છપ્પન હજાર ગાઉનો સુધા જેવો જળનો સમુદ્ર છે. આ પ્રમાણે આ મૃત્યુલોકમાંના આ સાતે દ્વિપોમાં આપણો જમ્બુદ્વિપ તે સર્વદ્વિપોમાં સર્વશ્રેષ્ઠ છે.

આ જંબુદ્વિપમાં નવ નવ હજાર યોજનના વિસ્તારવાળા નવખંડો આવેલા છે. એ નવખંડોની મધ્યે ઇલાવૃત્ત નામના મધ્ય ખંડમાં સુવર્ણનો ગિરિરાજ મેરૂપર્વત આવેલો છે. તે એક લાખ યોજન ઊંચો છે. તેનો ઉપરનો વિસ્તાર બત્રીસ હજાર યોજનનો છે. મૂળમાં તેનો વિસ્તાર સોળ હજાર યોજનનો છે. અને તેટલો જ સોળહજાર યોજન જમીનમાં દટાયેલો છે.

આ બ્રહ્માંડના ચૌદલોકમાં વસી રહેનારાઓનું તેમના સુખનું અને વૈભવાદિકનું અક્ષરશઃ વર્ણન કરવા જઈએ તો મોટો એક ગ્રંથ થઈ પડે; માટે વિસ્તાર નહિ કરતાં આટલેથી બંધ થાય છે. માત્ર સમજવાનું આટલું કે, ચૌદે લોકમાં મનુષ્યલોક શ્રેષ્ઠ છે. મનુષ્યલોકમાં જમ્બુદ્વિપ શ્રેષ્ઠ છે. જમ્બુદ્વિપના નવખંડોમાં ભરતખંડ શ્રેષ્ઠ છે. બીજાખંડો વિષય, વૈભવ અને તમામ સુખ સાધનોથી ભરપુર છે પણ ત્યાં મોક્ષનું સાધન થઈ શકતું નથી કે મોક્ષદાતા સદ્‌ગુરૂ સચ્છાસ્ત્રનો યોગ મળતો નથી. તે તો ફક્ત ભરતખંડમાં જ છે. વળી આ ભરતખંડ આર્યઅનાર્ય એમ બે ભાગોમાં વિભક્ત થયેલો છે. તેમાં નીચેના તેર દેશોને અનાર્ય કહેવામાં આવે છેઃ-

| | | | |
|---|---|---|---|
| ૧ બંગાળ | ૫ સિન્ધ | ૯ ઈરાન | ૧૩ પીલપીલામ |
| ૨ નેપાળ | ૬ કાબુલ | ૧૦ ઈસ્તમ્બોલ | |
| ૩ ભૂતાન | ૭ લાહોર | ૧૧ અરબસ્તાન | |
| ૪ કામાક્ષી | ૮ મુલતાન | ૧૨ સ્વાલ | |

●

નીચેના તેર દેશોને આર્ય કહેવામાં આવે છેઃ-

| | | |
|---|---|---|
| ૧ પૂર્વ | ૫ પંઝાબ | ૯ તીલંગ |
| ૨ વ્રજ | ૬ ગુજરાત | ૧૦ દ્રાવિડ |
| ૩ માળવા | ૭ દક્ષિણ | ૧૧ બારમલાર |
| ૪ મારૂ | ૮ મલબાર | ૧૨ સોરઠ અને અર્ધો કચ્છ |

આમ ઉપર જણાવેલા સાડાબાર દેશોને આર્ય કહેવામાં આવે છે.

આ આર્યદેશોમાં મોક્ષમાર્ગદર્શક, સત્પુરુષો, સચ્છાસ્ત્ર, સદ્ધર્મ અને એ ત્રણેના આત્માના રક્ષક અને પોષક એવા પરબ્રહ્મ, પરમાત્માનો સમ્બન્ધ સાંપડી શકે છે. વળી પરમાત્માના અવતારો પણ થાય છે. માટે આર્યદેશોમાં જીવ પોતાનું સંસ્કૃતિથી મોક્ષ

કરનારું આત્મશ્રેયસ્સાધન ઘણી સહેલાઇથી સાધી શકે છે. ઉપરોક્ત અનાર્યદેશોમાં મોક્ષદાતા સદ્ગુરુઓ અને સચ્છાસ્ત્રોનો યોગ અત્યન્ત દુર્લભ છે. તેમ જ ત્યાં પ્રભુના અવતારો પણ થતા ન હોવાથી મુમુક્ષુઓને મોક્ષ પ્રાપ્ત કરવો તે તો અત્યન્ત કઠિણ છે. માટે સર્વ લોકોથી, સર્વદ્વિપોથી, સર્વખંડોથી ભરતખંડના આર્ય દેશોમાં મનુષ્યજન્મ મેળવવો એ તો સર્વથી શ્રેષ્ઠોત્તમ શ્રેષ્ઠ છે.

આવા અત્યુત્તમ યોગને પામી જે મનુષ્ય પોતાનું શ્રેયસ્સાધતો નથી. તે તેના જેવો બીજો કોઈ કૃતઘ્ની, નીચ–પાપી અને મંદભાગી નથી માટે ઊઠો, બેઠા થાઓ અને જેમ બને તેમ અતિ ત્વરાથી મોક્ષ સાધી લ્યો.



# પરોપકાર



॥ परोपकारसदृशं नान्यत्सुकृतमस्ति हि ॥

આ લોકમાં મનુષ્યજન્મને પામેલા મોક્ષના ખપવાળા દરેક મનુષ્યે અવશ્ય શ્રેયસ્કર્મ કરવું જોઇએ. પરન્તુ બધાં શ્રેયસ્કર્મમાં ખરેખરૂં શ્રેયસ્કર્મ તો પરોપકાર કરવો એ જ છે.

॥ नोपकारात् परो धर्मो नापकारादघं परं ॥

પરોપકાર જેવું કોઈ પુણ્ય નથી અને અપકાર જેવું કોઈ પાપ નથી. પોતાનું પોતાના સમ્બન્ધીનું અને પોતાના, આશ્રિતોનું પેટ ભરવું, પોષણ કરવું કે ખબર રાખવી એ તો તમામ પશુ-પક્ષીઓ કરે છે, તો મનુષ્ય કરે તેમાં શું ? પણ તે કાંઈ પરોપકાર ન કહેવાય. પરોપકાર તો નિઃસ્વાર્થપણે તન, મન, ધન અને મોંઘા જીવનનું પરને અર્થે સમર્પણ કરવું એ જ છે; એટલે કોઈને આવેલી આફતમાંથી, દુઃખમાંથી બચાવવો એ પરોપકાર તો ખરો, પણ તે કરતાં જીવને જન્મમરણ, યમયાતના અને ભવાટવીના ભયથી બચાવી તેમને અભયદાન દેવું એ જ ખરો પરોપકારધર્મ છે.

॥ परोपकाराय सतां विभूतयः ॥

સજ્જનમાણસોની સમૃદ્ધિ અને જીવન પરોપકારાર્થે જ છે.

પરોપકાર કરવો એ જ દરેક રાગી, ત્યાગી અને તપસ્વી-ઓનો ખાસ ધર્મ તેમ જ ભૂષણ છે. પૃથ્વીને ગમે તેમ બગાડો કે ખોદો, છતાં સૌને સુખરૂપ બનવા પોતાની પરોપકારવૃત્તિ તે કદી પણ છોડતી નથી. તેથી તો તે ધરણી કહેવાય છે. નદી, વૃક્ષ અને સાધુ પુરુષો આ ત્રણે દુનિયાને પરોપકાર-ધર્મનો પાઠ શીખવ્યા કરે છે. મનુષ્ય જન્મ પામી જો પરોપકાર કરતો

નથી, તો તેના જેવો બીજો કોઈ મૂર્ખ ને મંદભાગી નથી. એવાની ગણના જનસમાજમાં થતી નથી, તેમ તેની પ્રતિષ્ઠા પણ વધતી નથી.

॥ परोपकारार्थं यो जीवति सः जीवति ॥

ધન, ધામ અને દેહ એક દિવસ જ્યારે ત્યારે નાશ પામવાનાં છે, ત્યારે સાધનોથી જે મનુષ્ય પરોપકાર કરવામાં તેનો સદુપયોગ કરે છે તે જ વિદ્વાન, ઉદાર, જ્ઞાની અને જીવંત ગણાય છે.

॥ विभाति कायः खलु सज्जनानाम् परोपकारैर्न तु चन्दनेन ॥

શરીર પરોપકારથી શોભે છે, પણ મલિયાગાર ચંદનના લેપથી કે વસ્ત્રાલંકારથી શોભતું નથી. પરોપકારપરાયણ પુરુષો તો મહાન વીરલા હોય છે. આ લોકમાં બધું સુલ્લભ છે, પણ પરોપકારપરાયણ થવું એ ઘણું દુર્લભ છે. સ્વાર્થ વિના બીજાનું સારું કરનારો, ભૂંડું કરનારાનું પણ ભલું કરનારો અને બીજાના દુઃખે દુઃખી થનારો પુરુષ પરોપકારી, પ્રશંસનીય, જીવંત અને જીવનમુક્ત છે.

આ લોક તો તદ્દન સ્વાર્થબદ્ધ છે. દૂધનો સ્વાર્થ હોય ત્યાં સુધી ગાય–ભેંસનો, ખેતીનો સ્વાર્થ હોય ત્યાંસુધી બળદનો ખડ, ખાંણ અને ખીલાથી ભાવ પૂછાય છે. પણ એમાંથી સ્વાર્થ ગયો કે ખીલે ઊભા રહેવા નહિ દેતાં રઝળતાં મૂકી દે છે. માટે અનુપકારી પર ઉપકાર કરવો, એ જ ખરો પરોપકાર–ધર્મ છે. પરોપકારીને ગમે તેટલું દુઃખ આવે, નિર્ધન થવાય કે ધનવાન બનાય આબરુ વધે કે જાય, તોયે તે પરોપકારધર્મ છોડતો નથી.

તુકારામ નામનો બ્રાહ્મણ ભગવાન કનૈયાલાલ કૃષ્ણચંદ્રનો પ્રખર ભક્ત હતો. પોતે ભગવાનનું કીર્તન બોલતો, નાચતો, કૂદતો અને ભક્તના નામથી જ ઓળખાતો હતો. ભાવિક ભક્તોની પોતે મંડળી બાંધી ગામમાં તેમ પોતાના ઘેર હંમેશાં કીર્તનોત્સવો કરતો. પોતે ગર્ભશ્રીમંત, ખાનદાન, અને આબરૂદાર

હતો. પોતે પરોપકારધર્મને જ મહદ્ ધર્મ માનતો. હંમેશાં ભગવાનમાં તલ્લીન થઇ, લાજ–શરમ મૂકી ભગવાનની આગળ ઊંચે સાદે કીર્તન બોલતો અને ભગવાનના નામની ધૂન મચાવી મૂકતો. આવી રીતે એ ભક્તને ભક્તિરસમાં તરબોળ થયેલો જોઈ ઘણાક લોકો તેની ભક્તમંડળીમાં ભળી તેઓ પણ કીર્તનોત્સવો કરતા.

આ ભક્તની મંડળીમાં એક વણિક–ભક્ત હતો. પરન્તુ બિલ્લી–ઉંદરની પેઠે આ લોકમાં ભગત–જગત વચ્ચે વેર હોય છે. તેથી તેની જ્ઞાતિના કેટલાક તેજોદ્વેષી વાણિયાઓએ તેને પાછો પાડવા, હલકો કરવા એના માથે જૂઠું કલંક એક બાઇ પાસે મુકાવ્યું કોર્ટમાં કેસ પણ ચાલ્યો. તેમાં આ વણિકભક્તને ભારે સજા થાય એવું તહોમત આવી પડ્યું. આવા સંજોગોમાં તેણે ભક્ત તુકારામ પાસે કહ્યું:–"ભક્તરાજ ! આ તો કાળો કેર થયો ! મારે કપાળે કાળું કલંક ચોંટવા વારો આવ્યો ! અત્યારે ભગવાન જાણે ક્યાં ય જતા રહ્યા છે ! હું નિર્દોષ છું, છતાં તે મારી રક્ષા કેમ કરતા નથી ? બોલો ભક્તરાજ ! તમે ભગવાનના મોટા અને સાચા ભક્ત છો ! પરોપકારધર્મમાં અત્યંત પ્રીતિ ધરાવનારા છો ! તમે મને આશીર્વાદ આપો તથા ભગવાન આવી આફત–વેળાએ ખબર લે, એવી કંઇક પ્રાર્થના કરો." ત્યારે તુકારામ ભક્ત કહે:–"શેઠ ! ભગવાનને સંભારો. એ કંઇ ઊંઘતા નથી. એ જે કરશે તે સારું જ કરશે. એ આપણા સાચા સગા છે. વળી ભગવાન દાસના દુશ્મન ક્યારેય થતા નથી. તમે ધીરજ રાખો. તમે નિર્દોષ છો, પણ તમારા તેજોદ્વેષી વાણિયાઓએ તમારા પર જૂઠું આળ ચડાવ્યું છે. ભગવાન જરૂર તમારી ખબર લેશે. આપણે તો ભગવાન એ જ આપણા સુખદુ:ખના દાતા છે.. ભગવાન એ જ આપણું પ્રારબ્ધ છે !"

આમ કહ્યું ત્યારે વણિકભક્ત કહે:–"હે ભક્ત ! હવે ધીરજ રહે તેમ નથી. મોં દેખાડાતું નથી. ભગવાન ઊંચું મોં રાખે તો જીવાય એમ છે. નહિ તો હું જરૂર આત્મઘાત કરીશ.

ભક્ત થઇને મારું કાળું મોં થાય એ મારાથી કેમ જોઈ રહેવાય? જગતને મારાથી મોં કેમ બતાવી શકાય? માટે હું કહું છું કે, જો મારા ભક્તપણાની કીર્તિને કંઇયે કાળપ લાગશે, તો જરૂર હું આત્મઘાત કરી મરીશ. દુર્ભાગ્યે પેલી બાઈ જીવતી નથી. તે જીવતી હોત તો તે સાચેસાચું બોલત અને આ ઉત્પાતિયાઓનું મ્હોત થાત; પણ હવે શું કરીએ!" આમ કહી ભકત તુકારામના ખોળામાં મસ્તક મૂકી રડવા લાગ્યો. આથી તુકારામનું કોમળ હૃદય દ્રવિત થઇ ગયું.

અરે! આ નિર્દોષી બાપડો માર્યો જાય છે. સરકારને ઘેર તો તવંગરનું જ જોર હોય છે. જો આ ભકતને કંઇક નીચું જોવા જેવું થશે, તો જરૂર આપઘાત કરશે. આથી અમારી સમસ્ત ભક્તમંડળીનું મુખ પણ શ્યામળું થશે. માટે આને બચાવવારૂપી પરોપકારનું કામ અવશ્ય કરૂં. આપણે ગરીબ છીએ, આબરુ પણ એવી જ છે, અને સૌ કોઇ 'ભગતડો, ભગતડો' તો કરે છે. પ્રભુની ઇચ્છા પ્રમાણે જે થવાનું હશે તે થશે, પણ આને બચાવવાનું કાર્ય તો મારે જરૂર કરવું. આનો આખો દોષનો ટોપલો મારા માથે લેવો એ જ ઠીક છે." આમ ભક્ત તુકારામે આ કસ્તુરશાહનું કાળું કલંક પોતે માથે લેવાનું નક્કી કરીને સવારમાં જ ઉઘડતી કોર્ટે જઇને ન્યાયાધીશને કહ્યું: "સાહેબ! આ કસ્તુરશાહનો કેસ ચાલે છે તેમાં એ બાપડો તદ્દન નિર્દોષ છે. બાઇને જે બાળક થયું અને એથી બાઇનું તથા બાળકનું મૃત્યુ થયું છે તેમાં એ બિચારો કંઈ પણ જાણતો નથી. હું જ દસેક મહિનાથી બાઇના પ્રેમમાં ફસાયો હતો. માટે તેમાં તો બધી વાતે હું જ ગુનેગાર છું. તે વિધવાને મારાથી જ બાળક જન્મ્યું છે અને તે બાઇ લાજશરમને લીધે આપઘાત કરીને મરી ગઇ." આમ કહી બધો ગુનો પોતે પોતાને માથે લઇ લીધો.

કોર્ટ તો આ પ્રમાણે સાંભળી સ્તબ્ધ થઇ ગઇ. "અરે તુકારામ! તમે ભક્ત થઇને આ શું બોલો છો? બીજાને બોધ કરો છો? અને તમે ફસાઓ? આ કેવી વાત!" તુકારામ કહે:–"સાહેબ! એ બધું

ખરૂં, પણ ભાવિએ ભૂલાવ્યો, એમાં હું શું કરૂં ? બાપુ! જાણો છો કે આ કળિયુગમાં તો "કસાઇને ઘેર કુશળક્ષેમ અને ધર્મીને ઘેર ધાડ" એવું છે. એટલે આમાં નવાઈ પામવા જેવું કશું નથી. આ કલિયુગમાં પાપની અસર પહેલી થાય છે પણ સત્યની અસર ઝટ થતી નથી." આમ ભક્તે કેટલુંક મર્મોક્તિમાં બોલી એ કાળું કલંક પોતે વહોરી લીધું. આ કોર્ટે કસ્તુરશાહને નિર્દોષ જાહેર કરી છોડી મૂકયો અને ભક્ત તુકારામને ગુનેગાર ગણી વિચાર કર્યો કે:–ગમે તેમ હોય પણ આવા નિન્દ્ય કાર્યમાં આ ભક્ત હોય નહિ. પણ પોતે જ સાક્ષીપુરાવાથી ગુનેગાર બન્યો, તો હવે આપણે શું કરીએ ? પણ આને મોટી સજા નહિ કરતાં થોડી સજા કરવી. આમ ધારી કોર્ટે નિર્ણય કર્યો કે, આ ભક્તનું માથું મુંડાવી, કપાળમાં ભેંસભડકામણું મોટું ટીલું તાણી, અવળે મોંએ ગધેડે બેસાડી, હાથમાં પૂછડું પકડાવવું અને રીંગણાની માળા પહેરાવી, અર્ધી દાઢીમૂછ મૂંડાવી વિરૂપ કરવો. પાછળ છોકરાંઓ ભેળાં કરી, ધાણીદાળીઆ વહેંચાવવા, કિકિયારીઓ કરાવરાવવી અને આખા ગામમાં ફૂલેકે ફેરવી ઘેર ઉતારી મૂકવો. આ પ્રમાણે શિક્ષા કરવી. આવો નિશ્ચય કરી તેને તે પ્રમાણે શિક્ષા કરીને ઘેર ઉતારી મૂકયો.

તેની પત્નીને ખબર પડતાં જ બહાર જુએ છે તો તેણે વિરૂપ સ્વામીને જોયા. "અરરર! આ શું કર્યું ? ગજબ થયો! વગોણું કરાવ્યું ! તમારી ભકિતમાં ભડકો ઊઠયો ! ભગતનું લોપાળું નીકળ્યું ! અરરર! હાય, હાય, આ શું સૂઝયું ?" એમ બહુ રડતે હૃદયે તેની પત્ની લડવા લાગી, ત્યારે તુકારામ કહે:–"રે મૂર્ખી ! આમાં રડવાનું કે લડવાનું શું છે? આમ થયું તેમાં આપણું શું ગયું ? લે, આ રીંગણાં બે દહાડા શાક થશે, કસ્તુરશાહ મરતાં ઉગર્યો અને આપણને પરોપકારનું પુણ્ય મળ્યું. વળી હું તને પરણ્યો ત્યારે પણ આવો વરઘોડો કે આવી ધામધૂમ થઇ નહોતી."

જુઓ ભકત તુકારામ કેવા પરોપકારી અને પરમભક્ત ! આટલું બધું કર્યું તોયે મનમાં કચવાણો કે ઝંખવાણો થયો નહિ માટે ખરી વાત છે કે, પરોપકારી પુરુષ પરોપકાર કરતાં ગમે

તેટલો દુઃખી થાય, લજ્જા જાય કે ચાહે તેમ થાય તો પણ પાછો પડતો નથી. માટે પ્રત્યુપકારની ઇચ્છા વિના પરોપકાર કરવો એ જ માણસનો ખરો ધર્મ છે. આ લોકમાં ઉત્તમ અને અશક્ય કાર્યને શકય કરનારાઓને ધન્યવાદ અપાય છે. ખરો ધન્યવાદ તો આવા પરોપકારનું કામ કરનારાને જ ઘટે છે. માટે સૌએ પરોપકાર કરવો. પરને અર્થે દુઃખી થવું. પરને અર્થે જીવવું.

શ્રી કૃષ્ણ પરમાત્મા વૃંદાવનમાં પોતાના મિત્રોને કહે છે કે:– પારકા માટે જ છે એક જીવન જેમનું એવાં આ વૃક્ષો મહાન પરોપકારી છે. પોતે વાયુ, વરસાદ, ટાઢ અને તડકાને સહન કરે છે અને બીજાનાં દુઃખ ટાળે છે. વળી જેમ મોટા દાનેશ્વરી પાસે આવેલો કોઇ યાચક નિરાશ થઈ પાછો જતો નથી, તેમ આ વૃક્ષો પાસે આવેલા યાચકો કદી પણ નિરાશ થતા નથી. એટલે પોતાની પાસે જે જે યાચક આવે છે તેને ફળ, ફૂલ, છાલ, છોડાં, ગુંદર પાંદડાં, મૂળિયાં બલકે કાષ્ટ સહિત પોતાનું સર્વાંગ આપી તેમને સંતુષ્ટ કરે છે. માટે આ વૃક્ષોનો જન્મ ઘણો જ પરોપકારી છે.

પરોપકાર એટલે શું ? દુઃખિયાનું દુઃખ ટાળવું, ભયાતુરનો ભય ટાળવો, શરણાગતીને શરણુ દેવું, કોઈ પણ યાચકને કંઈપણ આપી સંતુષ્ટ કરવો, કોઇપણ પ્રકારે સહાય કરવી; આવાં સર્વ કૃત્યો પરોપકાર કહેવાય છે. આવાં પરોપકારી કાર્યથી જ માણસ સુખ, સંપત્તિ અને ખ્યાતિ પામે છે. માટે જેને અહીં કે પરલોકે જીવીને કે મરીને પરમ સુખી થવું હોય તેને તો હંમેશાં પરોપકારરૂપ ધર્મનું પાલન કરવું–કરાવવું, એ જ હિતાવહ છે.

**परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः**
**परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम्**

વૃક્ષો પરોપકાર માટે ફળે છે. નદીઓ પરોપકારને માટે વહે છે. ગાયો પરોપકારને માટે દોવા દે છે. તેમ આ શરીર પણ પરોપકાર માટે જ છે. આ શરીરથી પરોપકાર કરવામાં ન આવે તો આ શરીર મળ્યું તે નકામું છે. માટે દરેક મનુષ્યે પરોપકાર કરવો.

# "સંપ ત્યાં જંપ"



गुणैर्सर्वज्ञतुल्योऽपि सीदत्येकोनिराश्रयः ।
अनर्घ्यमपिमाणिक्यं हेमाश्रयमपेक्षते ॥

ગુણે કરીને મોટો ઈશ્વિર જેવો હોય, તો પણ સંપથી સાથે રહ્યા વિના એકલો કોઇપણ કામમાં ફતેહમંદ થઈ શકતો નથી. મણિ મહાઅમૂલ્ય હોય તો પણ સુવર્ણમાં સંપથી રહે તો જ તે શોભે છે.

જ્યાં સંપ છે ત્યાં સુખ, સંપત્તિ, શાન્તિ, કીર્તિ તથા શોભા છે. સંપ એ કલેશાગ્નિ, ચિન્તાગ્નિ અને જઠરાગ્નિને નિયમમાં રાખવાનું એક મજબુત સાધન છે. બીજ, પૃથ્વી, પાણી અને તડકો આ ચારમાં સંપ હોય ત્યાં સુધી જ તેઓ વૃક્ષ, ફૂલ ફળ અને વનસ્પતિઓને ઉત્પન્ન કરી શકે છે. જો કુસંપ થાય, તો તેઓ કંઇ કરી શકતાં નથી. કાચા સૂતરના તન્તુઓ કુસંપથી જુદા રહે, તો તેને સહુ કોઇ સહેજમાં તોડી શકે છે. પણ સંપથી ભેળા રહે તો તેને મોટો હાથી પણ તોડી શકતો નથી. શરીર શરીરી સંઘાથે (જીવ સંઘાથે) સંપથી રહે છે ત્યાં સુધી શરીરને શરીર કહેવાય છે, પણ કુસંપથી વિખુટુ પડે, તો શરીરને શરીર નહિ પણ શબ કહેવાય છે. માટે સંપ એ સર્વ સુખનું મૂળ છે. અને કુસંપ એ સર્વ દુઃખનું મૂળ છે.

સમુદ્રે ટીટોડીનાં ઈંડાં હરણ કર્યાં ત્યારે તમામ પક્ષીઓએ સંપ કરીને તે સમુદ્રને પુરી દેવાની શરૂઆત કરી. નારદ ઋષિએ પક્ષીરાજ ગરુડ પાસે જઇ કહ્યું કે, " પૃથ્વી લોકમાં તમારી જ્ઞાતિનાં તમામ પક્ષીઓ એક સંપ કરી સમુદ્રને પુરવા તનતોડ પ્રયત્ન કરી રહ્યાં છે, માટે તમારે ત્યાં જવું જોઇએ.

અત્યારે તો તમે અહીં સારા સ્થાનકે છો, એટલે તમારે કોઇની પરવા નહિ હોય. પણ કંઇક વાંકમાં આવશો ત્યારે, અગર પોતાની ઇચ્છાથી ભગવાન રજા આપશે, ત્યારે તમે પોતાની નાત સિવાય બીજે કયાં જશો ? માટે પૃથ્વી પર જઈ નાતના પક્ષમાં ભળો. નાતના દુ:ખે દુ:ખી અને સુખે સુખી થાઓ," આમ નારદ મુનિએ કહ્યું ત્યારે :પોતે જાણ્યું કે 'ખરી વાત છે.' જ્ઞાતિથી તરવું, જ્ઞાતિથી મરવું અને જ્ઞાતિથી જ હળી-મળી રહેવું એમાં સુખ અને મોટાઇ છે. 'મારી જ્ઞાતિને કષ્ટ આવ્યું તો મારે સહાયમાં જવું જોઈએ.' આમ વિચારી નારદ ઋષિને કહ્યુ: "કાલે હું જરૂર ત્યાં જઇશ." બીજે દીવસે ભગવાનની રજા લઈ ગરુડ મૃત્યુ લોકમાં આવ્યા ત્યાં તમામ જાતનાં પક્ષીઓ ભેળાં થયેલાં અને ચાંચમાં, પાંખમાં ધૂળ, કાંકરા અને તરણાઓ લઈ સમુદ્રને પુરવાનું કામ કરતાં હતાં. ત્યાં ગરુડે આવી હસતાં હસતાં કહ્યું "અરે તમે શું કરો છો?" ત્યારે સર્વે પક્ષિઓએ કહ્યું: "આવો ગરુડજી પધારો. આ સમુદ્ર ટીંટોડીનાં ઈંડાંને લઇ ગયો છે તેથી અમે તેને પુરીએ છીએ. ગરૂડ કહે:- "શું આ સમુદ્ર તમારાથી પુરાઇ શકશે ખરો ? આમ તો સૌ તમે ગાંડા ગણાશો તેમજ હાસ્યપાત્ર પણ બનશો." તો કહે:-" બસ, તમારે આવું બોલવું નહિ તેમ કોઈને નાહિંમત કરવા નહિ. નાતમાં રહેવું હોય તો તમે પણ સૌ સાથે મંડી પડો; નહિ તો આજથી તમે પણ નાતબહાર છો તમે ભલે સૌથી મોટા હો, પણ નાતમાં રહેવું હોય તો સૌ કરે તેમ કરો. સંપથી તો ગમે તેવું દુષ્કર કર્મ હોય તે પણ સુખકર થઈ શકે છે. વળી "હિંમતે મરદા તો મદદે ખુદા." હિંમત રાખશું તો ભગવાન મદદમાં ભળશે." આ સાંભળતાં ગરુડજીને શૌર્ય આવ્યું. એટલે ચાંચમાં અને પાંખમાં મોટા મોટા પર્વતો અને પહાડો ઉપાડી ઉપાડી સમુદ્રમાં નાખવા માંડયા. જોતજોતામાં સમુદ્ર કેટલોય પુરાઇ ગયો. આથી સમુદ્રે બધાનો સંપ, શૌર્ય, હિંમત અને ઉત્સાહ જોઇ, નિર્માની થઈ હાથ જોડી આગળ આવી 'માફ કરો, માફ કરો ! મારો શો

ગુનો છે ? ” એમ બોલ્યો. ત્યારે પક્ષીઓએ કહ્યું “તું ટીટોડીનાં ઈંડાં લઇ ગયો છે તે પાછાં આપ; નહિતો તારી ભૂંડી વલે કરીશું.” ત્યારે સમુદ્રે ઈંડાં લાવી આપ્યા. જગતની આવી એક પુરાણી દન્તકથા છે.

વહાલા વાચકો, આ ઉપરથી આપણે સમજવાનું એટલું જ છે કે ગમે તેવું અસાધ્ય કાર્ય હોય તો પણ સંપથી સાધ્ય થઇ શકે છે. માટે દરેક સુખાર્થીએ સંપથી હળીમળી રહેવું. સંપથી ચાલવું અને સંપના જ પૂજારી બનવું.

**“ तन रोगी, शीर शत्रुता, ज्वर आवे ने जाय;**
**पण जो संप कुटुम्बमां तो शीतल रहे सदाय.**

ગમે તેવો બળવાન, કળાવાન, ગુણવાન ને સત્તાવાન હોય, તો પણ કુસંપથી કટાએલી તલવાર જેવો થઈ જાય છે. એટલે કોઈપણ વિઘ્નને વિદારિત (નાશ) કરી શકતો નથી.

હાલ દેશમાં પણ દેશવાસીઓની ગફલતને લઈને જ કુસંપે કાળો કેર વર્તાવ્યો છે. તેને કાઢયા સિવાય અને ઐકયતા વધાર્યા સિવાય કદી પણ સુખશાન્તિ થવાની નથી. માટે દેશવાસીઓને સૂચવું છું કે, જો તમારે તમારા દેશની અને દેશબાન્ધવોની અંતરમાં ઊંડી લાગણી હોય, તેમ જ તેમનું ભલું કરવાની ઉત્કંઠા હોય તો કુસંપને કાઢી સંપીલા બનો.

અત્યારે આ ક્રૂર કળિકાળના સામ્રાજ્યને લઇને ઘેરેઘેર કુસંપ, કલેશ, કપટ, દંભ અનાચાર અને અદેખાઇની મોટી આગ ભભૂકી ઊઠી છે. તેને બુઝવવાને બને તેટલો પ્રયાસ કરવો જોઇએ. ‘નથી’ ને જે ‘છે’ તે કરનાર સંપ છે અને ‘છે’ ને ‘નથી’ તે કરનાર એક કુસંપ છે. આમ એ બેને ઓળખીને કુસંપનો ત્યાગ કરી એક સંપીલા બનવું જોઈએ. સંપથી ગરીબો હોય તે તાલેવંત થાય છે અને કુસંપથી મોટા હોય તે છોટા અને બેકાર બની જાય છે. બે હાથ ભેળા થાય તો જ તાળી પાડી શકાય છે.

રાજ્યની આબાદી અને વૃદ્ધિ પણ રાજા અને પ્રધાનના સંપથી જ છે. જો રાજા અને પ્રધાનમાં કુસંપ પેસે તો તેના રાજ્યનો ક્ષણમાં પ્રલય થઇ જાય. જુનાગઢનો રાજા રાખેંગાર મહા બળવાન, શૂરવીર અને અજેય હતો. સિદ્ધરાજ જુનાગઢને બારબાર વર્ષ ઘેરો ઘાલી પડયો રહ્યો તો પણ સફળ થયો નહિ. આખરે રાખેંગારના પક્ષમાંથી તેનો ભાણેજ દેશળજી જે વડો સેનાધિપતિ હતો તે ખસી જઇ સિદ્ધરાજને મળ્યો ત્યારેજ સિદ્ધરાજ ફાવ્યો.

બાપ–દીકરામાં, ભાઇભાઇમાં, સગાસગામાં, સાસુવહુમાં, દેરાણી–જેઠાણીમાં કે ધણીધણીઆણીમાં જ્યારે કુસંપ પેસે છે, ત્યારે રાતદહાડો કલેશ, કડવાશ, કપટ અને ઇર્ષાદિ વધે છે અને ત્યારે જ પૈસાનું પાણી, આબરૂનું લીલામ; અને બુદ્ધિની હાનિ થાય છે. અન્તે ગોળાનું પાણી પણ સુકાઇ જાય છે. માટે સંપ એ સુખનું મૂળ છે અને કુસંપ એ દુઃખનું મૂળ છે. સંપથી સંપત્તિ, ઉદ્યમ, નીતિ ને કીર્તિ વધે છે. મન પ્રફુલ્લિત રહે છે, અને ખજાને બરકત રહે છે. કુસંપથી કજીઆ, કંકાસ, વેરઝેર વધે છે; માટે હંમેશાં દરેકથી સંપ રાખવો. સંપ પણ સદાય રૂડા કામ માટે જ. કોઇનું બુરૂં કરવા, આબરૂ લેવા કે સ્વાર્થ સાધવા નહિ. પ્રથમ જ્યાં સુધી આપણા દેશમાં સંપ હતો, ત્યાં સુધી કોઇ કોઇના ધર્મ પર, જાતિ પર, આક્રમણ કે અદેખાઇ કરતું ન હતું. ત્યાં સુધી આપણો હિન્દ દેશ કળાવાન, વિદ્યાવાન, ઉદ્યોગવાન અને અર્થવાન ગણાતો હતો. પરન્તુ જ્યારથી ક્રૂર કુસંપે આપણામાં પ્રવેશ કર્યો, ત્યારથી આખોય દેશ પાયમાલ, બેકાર અને રાંક બની ગયો છે.

ઓ મારા વહાલા હિન્દવાસી હિન્દીઓ ! તમો એક જ હિન્દ માતાના પુત્રો છો. તો તમો તમારા કટ્ટા શત્રુ કુસંપને ઓળખી તેને પાણીચું પરખાવો અને તમારા હૃદયમાં સંપ-દેવનો વાસો વસાવો. કુસંપને કાઢયા સિવાય દેશની કે દેશવાસીઓની પ્રગતિ કે ઉન્નતિ થવાની નથી.

જે પ્રજામાં સંપ, સ્વદેશાભિમાન ભ્રાતૃભાવ અને સદ્ધર્મ છે તે જ પ્રજા સુખી સંપીલી, બળવાન, સંપતવાન અને કળાવાન છે. પરન્તુ અફસોસ કે જ્યારથી આપણામાં કુસંપ પેઠો અને આપણે સંપ તથા સ્વદેશપ્રેમને યુરોપમાં મોકલી દીધો, ભ્રાતૃભાવને મંદિરમાં અને મસ્જીદમાં પધરાવી દીધો અને સદ્ધર્મને સ્વાર્થાગ્નિમાં હોમી દીધો ત્યારથી જ આપણા દેશમાં દુર્દશારૂપ દેવડી ઘુસી ગઈ છે અને ત્યારથી જ આપણી બૂરી ગતિ થઇ છે.

જ્યારથી કુસંપ દેશમાં પેઠો ત્યારથીજ હિન્દુ–મુસ્લિમોનાં પરસ્પર રમખાણો થયાં, તેમ જ જાનમાલ લુંટાયાં. કુસંપથી જ આપણા અખિલ હિન્દ દેશની બહુ માઠી દશા થઈ છે. કુસંપથી જ રાજ્યકર્તાઓના જુલ્મો અને કરોના બોજા વધી ગયા છે.

જેવી દૂર દેશાવરોમાં આપણા હિન્દ દેશની, આપણી વિદ્યાની, કળાની, શૌર્યની અને ધાર્મિકતાની તારીફ થતી હતી, તેવી જ હાલ આપણા કુસંપની, કલેશની અને કંગાલિયતાની તારીફ (!) થઈ રહી છે. વધારે શું ? પણ કુસંપથી જ આપણી હિન્દી પ્રજા બાપડી, રાંકડી, બાયલી, ગુલામી અને અશિક્ષિત થઈ રહેલી છે.

આપણા દેશનેતાઓ ઘણા વર્ષોથી સ્વરાજ્ય પ્રાપ્તિ માટે અનેકવિધ કષ્ટો સહન કરી જાનમાલ ને સર્વસ્વનાં બલિદાનો આપી તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે, પણ સ્વરાજ્ય આપણા કુસંપથી જ વેગળું ને વેગળું થતું જાય છે. કુસંપ જ, આપણા સમગ્ર દેશની પડતીનું મુખ્ય કારણ છે. જ્યાં સુધી હિન્દ કુસંપને ઓળખી તેને નવગજના નમસ્કાર કરી દેશવટો નહિ આપે ત્યાં સુધી દેશની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે. વાસ્તે ઓ હિન્દમાતાના જાયા, તમો કુસંપને ઓળખો અને દેશનું ભલું કરવા ચેતનવંત, સંપીલા, સ્નેહી અને નિખાલસ દીલના બનો. જો તેની ઉપેક્ષા કરશો તો જરુર તમારા સુવર્ણસમા સર્વ શ્રેષ્ઠ દેશનાં સર્વ સુખનો સૂર્યાસ્ત થતાં વાર નહિ લાગે.

હવે ટૂંકમાં એટલુંજ કહીશ, કે જ્યાં સુધી હિન્દવાસીઓ પરસ્પરના કુસંપને કાઢી સંપીલા નહિ બને અને ભૂતકાળની ભૂલોને નહિ વિસારે ત્યાં સુધી દેશની ઉચ્ચ સ્થિતિ કદી પણ થવાની નથી. વાસ્તે તમો સૌ હિન્દવાસીઓ તમારા માનેલા ઈષ્ટ દેવોને મદદમાં લઇને દેશના દેશબાન્ધવોના ઉદ્ધારાર્થે કમર કસી શૂરા અને સાવધ થઇ જાઓ. દુઃખમાં ડુબેલા દેશના દેશબાંધવોના કેવળ હિતાર્થે સુખાર્થે તન, મન, ધન અને ખરી ખંતથી જિંદગી સમર્પવા તૈયાર થઇ જાઓ. દેશમાં જાગ્રતિ લાવવા બનતું કરો કરાવો અને પરસ્પર નિખાલસ દીલથી વર્તો-વર્તાવો. એક બીજાના દુઃખના ભાગીદાર બનો. ઊંઘ આળસ અને ઉપેક્ષારૂપ બ્રાંડીનો બોયકોટ કરી કર્તવ્ય બજાવવા કમર કસી સાચા શૂરા અને સાવધ થઇ જાઓ.

ઓ ભારતમાતાના સાચા સંતાનો ! તમો સૌ સાચા દેશભાઇઓ છો. માટે જો તમને તમારા હિન્દ દેશની હિન્દબાંધવોની અંતરમાં ઉંડી લાગણી હોય અને વિદેશી વરૂના પંઝામાંથી અને પારતંત્ર્યની બેડીમાંથી મુક્ત થવું હોય; દેશની જાગ્રતિ, ઉન્નતિ અને આબાદી કરવી હોય અને તમારા વ્હાલા દેશબાન્ધવોને દુઃખ–દરિયાંમાંથી બહાર કાઢવા હોય; એટલે કે સ્વરાજ્ય મેળવવું હોય, તો સર્વ દુઃખનું–સર્વ પાયમાલીનું કારણ કાળા મોઢાવાળા ક્રૂર કુસંપને કાપવાને હાથમાં કુહાડા લઇ ભારત માતાની ગગન ભેદી જયઘોષણા કરી એકદમ કૂદી પડો.



# કામ બળવાન શત્રુ છે



મોટા મોટા દેવ—દાનવ, માનવ અને તપોધન પુરુષોને પણ પગ નીચે કચડનારો, ત્રાહિ ત્રાહિ પોકારાવનારો કામ એ મહાન્ કટ્ટો શત્રુ છે. કામવ્યાકુલ એટલે કામાન્ધ થયેલો માનવી, નિર્લજ્જ બની, ભાન ભૂલી પોતાના મુકામ, નિશાન, જ્ઞાન અને સંયમથી પતન પામી જાય છે. માટે મોક્ષમાર્ગથી પતન કરાવનાર કામ એ મહાન બળવાન શત્રુ છે, એમ દરેક માનવીએ બરાબર મસંજી રાખવું.

**नपश्यति जन्मान्धः कामान्धो नैव पश्यति ।**
**न पश्यति मदोन्मत्तो ह्यर्थी दोषान्न पश्यति ॥**

જેમ જન્મથી આંધળો, મદથી આંધળો (મદોન્મત્ત) અને સ્વાર્થથી આંધળો કોઇને દેખતો નથી તેમ કામે કરીને અંધ બનેલો કોઇને દેખતો નથી; તેમ તેને ભય, લાજ કે શરમ રહેતાં નથી.

શંતનુ રાજા જે સમુદ્રનો અવતાર કહેવાય છે તે જ્યારે પોતાના બગીચામાં કુસુમો વીણવા આવેલા, ત્યારે તેમણે મોહિનીસ્વરૂપ ગંગાજીને જોઇને મીઠી વાણીથી કહ્યું કે, તમે પરણેલાં છો કે કુંવારાં? ગંગાજી કહે, કુંવારી છું, અને પતિ કરવાની અભિલાષાવાળી છું. રાજા કહે, તમે મને વરશો? ગંગાજી કહે : "હું વરું ખરી, પણ જિંદગીભર હું કહું તેમ કરવા બંધાઓ તો હું તમને વરૂં." ત્યારે રાજા કહે:—"તમે કહો તેમ વર્તવા હું તૈયાર છું. એટલું જ નહિ પણ હું તમને મારી પટરાણી પણ બનાવીશ. તો તમે મને વરો." ગંગાજી કહે—ભલે હું તારી સ્રી થઇને રહું,

પણ વચનવિલોપી થાય કે તરત જ ચાલી નીકળું. રાજાએ એ વાત કબૂલ કરી તેને રાણી કરીને સ્થાપી.

જ્યારે ગંગાજીને સંતાન જન્મ્યું ત્યારે રાણીએ દાસીને કહ્યું કે–"તું આ બાળકનું મુખ રાજાજીને દેખાડી ગંગાજીમાં પધરાવી આવ." દાસીએ રેશમી રુમાલમાં કુમારને લઇ રાજાને મોં દેખાડ્યું. રાજા ઘણો ખુશ થયો અને કહ્યું કે–" જાઓ, રાણીજીને સોંપી દ્યો." દાસી કહે:–" કૃપાનાથ! રાણીજીએ આ બાળકને ગંગાજીમાં પધરાવી દેવાનું ફરમાન કર્યું છે." "રાણીજી કહે, તેમ કરો. એ એમનો બાળક છે!" પછી દાસીએ તેમ કર્યું પણ રાજાને કંઈ અરેરાટ થયો નહિ.

આ પ્રમાણે બીજા બાળકને, ત્રીજાને એમ છ બાળકોને ગંગાજીમાં પધરાવી દીધાં, પણ કામાન્ધ બનેલા રાજાને કંઇ પણ વિચાર આવ્યો નહિ. બધી પ્રજા કકળી ઊઠી અને પરસ્પર બોલવા લાગી કે, આ રાજા કઈ રૂપાળી–ગોઝારી રાણી લાવ્યો છે, જે તેને આધીન થઇ પોતાના છ બાળકોને તેના હાથે મરવા દે છે? છતે છોકરે વંશ જવા દે છે, અને તે કંઇ જ કહી શકતો નથી? એ રાજાના હ્રદયમાં કંઇયે અરેરાટ પણ થતો નથી?" આમ સર્વ પ્રજા બોલવા અને નિંદા કરવા મંડી.

જ્યારે આ વાત રાજાને કાને આવી ત્યારે રાજાનો હ્રદય–પલટો થઈ ગયો. તેણે નિશ્ચય કર્યો કે, હવેથી જે પ્રજા થાય તે લૈ લેવી. રાણીને રહેવું હોય તો રહે, પણ હવે બાળકને મરવા દેવો નથી, એ ચોક્કસ! આમ તેણે નિશ્ચય કરી દીધો. પછી રાણીને સાતમો બાળક થયો, ત્યારે તેને લઇને દાસી મોઢું દેખાડવા આવી. ત્યારે રાજાએ તે બાળક લઇ લીધો. દાસી કહે:– "રાજન, 'વચનઢીલા' બનશો, તો રાણી ખોઇ બેસશો." રાજા કહે:–"રાણીને રહેવું હોય તો રહે અને જવું હોય તો જાય પણ મારે આ બાળક મરવા દેવો નથી. દાસીએ આ વાત રાણીને કહી કે તરતજ રાણીએ રાજા પાસે આવી કહ્યું:–"રાજન, વચન–

વિલોપી કેમ થાઓ છો ?" રાજા કહે:–"છતે છોકરે તેં તો મારો વંશ કાઢયો, અને મારી કીર્તિને કાળપ લગાડી. વળી ફજેત ફાળકે પણ ચઢાવ્યો. માટે આ બાળક નહિ આપું." રાણી કહે—"બસ ત્યારે હું જાઉં છું." રાજા કહે, "ખુશીની વાત છે. રહો તો ઘર તમારું છે. જાઓ તો રસ્તો મોકળો છે!"

રાણી કહે, "રાજન્, હું જઈશ તો ખરી, પણ બાળક, માતા વિના જોઇએ તેવો ઉછરે નહિ, માટે તું મને ઉછેરવા આપે તો હું તેને મોટો કરી જરૂર તને પાછો સોંપીશ. મારામાં વિશ્વાસ રાખ. હું સત્યજ કહું છું અને તું તારા તથા બાળકના ભલા ખાતર મને ઉછેરવા દે. રાજન, આમાં હું કપટ કરું તો મને બ્રહ્મહત્યાનું પાપ છે." આમ કહ્યું. ત્યારે રાજાએ તે પુત્ર તેને આપ્યો. એટલે રાણી (ગંગાજી) બાળકને સાથે લઇ ગંગાજીમાં લીન થઇ ગયાં. બાળકનું નામ ગાંગેય (ભીષ્મ) રાખ્યું અને મોટી ઉંમર થતાં રાજાને સોંપી દીધો.

વહાલા વાચક, આમાંથી સાર એટલોજ લેવાનો છે કે, શંતનુ રાજા મહાન્ સમર્થ શાસ્ત્રવેત્તા છતાં કામાન્ધ બની સ્ત્રી-આધીન થઇ છ બાળકોને મારી નંખાવ્યાં. માટે કામ એ બળવાન શત્રુ છે.

ગમે તેવા વિદ્વાન, વિવેકી કે વર્તનશાળી હોય, તોપણ કામે કરીને અન્ધ બની જાય છે. અને અકૃત્ય કૃત્ય કરી બેસે છે.

## પરાશર મુનિનું પતન

ભાગવતાદિક અઢાર પુરાણના કર્તા અને ભગવાનના અવતારોમાં ગણાતા એવા સમર્થ વ્યાસજીના પિતા પરાશર મુનિએ પોતે તપ કરવા જવાનો તીવ્ર સંકલ્પ કર્યો; કારણ કે, જે મન ચંચળ અને વિષયાનુરાગી છે તેથી રખે તપસંકલ્પ બંધ કરાવી દે? **धर्मस्य त्वरिता गतिः** ધર્મકામમાં ઢીલ ન કરવી. ધર્મ સંબંધી

કામ તત્કાળ કરવું અને વહેવારી કામ વિચારીને કરવું—આમ શાસ્ત્ર કહે છે. માટે આ તપસંકલ્પ થયો તો હવે તરત જ ચાલી નીકળવું જોઈએ. આમ ધારી ઘેરથી વનમાં જવા નીકળ્યા. નદી કિનારે આવતાં સુધીમાં તો રાત્રિ પડી ગઈ. તેમણે ત્યાં રહી નાવિકને બોલાવવા ઘાંટા પાડયા, ત્યારે એક જણે જાગી નજીક આવી પૂછયું:—"અલ્યા ભામણા, કેમ ઘાંટા પાડે છે?" તો કહે, 'ભાઇ મારે તપ કરવા સામે કાંઠે જવું છે. તો મને સામે કાંઠે મૂકવા આવીશ? ભગવાન તારું ભલું કરશે!' પેલો કહે, 'પણ દામ શું આપીશ?' ત્યારે કહે—મારી પાસે દામ તો કંઈ નથી, પણ જોઈએ તો આ તુંબડી છે. તે લેવી હોય તો આપું. તો કહે તુંબડી ફોડ કપાળે. ભાઇને દામ દેવું નથી અને સામે કાંઠે ઉતરવું છે. આમ કહી એ ચાલતો થાય છે તે જોઇ તેણે કહ્યું:—ઊભો રહે, ઊભો રહે; હું તને આ લંગોટી આપું. હવે તો લઇ જઇશને? ત્યારે કહે તે તારી પાસે રાખ્ય. તારે બુકાની બાંધવા કામ લાગશે. ઋષિ કહે, ભાઇ હું ગરીબ બ્રાહ્મણ છું. મારી પાસે પૈસો નથી, પણ આશિર્વાદ આપું. પેલો કહે, આશિર્વાદે પેટ ભરાતું નથી. પૈસો હોય તો લાવ મૂકવા આવું. તો કહે, ભાઇ ભગવાન તારૂં કલ્યાણ કરશે. તો કહે મારે કલ્યાણ જોઇતું નથી. મારે તો પૈસો જોઇએ છીએ. હોય તો લાવ મૂકવા આવું. અહો હો હો! પૈસા દેવા નથી, રાત ગમવી નથી અને અત્યારે કાળી રાતે સામે કાંઠે જવું છે. એવો કોણ મૂર્ખ હોય તે પૈસા વિના મૂકવા જાય? આમ બોલતો બોલતો ઘરમાં પેસે છે, ત્યાં તેની છોકરી કહે, 'બાપા, આ શેનો ઝગડો છે? કોને વઢો છો?' તો કહે, એક ભામણાને ગળે વૈરાગ્ય વળગ્યો છે. તે અત્યારે મધ્ય રાત્રે સામે કાંઠે જવા માગે છે. આપવાનું કંઇ નથી અને ભઈને નદી ઉતરવી છે. દીકરી કહે, બાપા બ્રાહ્મણ છે, પુણ્યનું કામ છે. માટે જો મને રજા આપો તો હું મૂકી આવું. મને ઊંઘ આવતી નથી. પેલો કહે—તારે જવું હોય તો ભલે જા. ત્યારે છોડી કાછડો વાળી વાંસડો હાથમાં લઈને ઋષિ પાસે જઇને કહે—ચાલો મહારાજ, બેસો વહાણે હું મૂકવા આવું છું. મારૂં કલ્યાણ કરજો. ત્યારે ઋષિ

મહારાજ બહુ રાજી થયા અને આશીર્વાદ આપી વહાણે બેઠા. **मात्रा स्वस्रा दुहित्रा वा नाविविक्तासनो भवेत् ॥ बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति** પોતાની મા, બહેન અને દીકરી સંગાથે પણ એકાંતવાસ ન કરવો. કારણ કે ઇન્દ્રિયો બળવાન અને વિષયાસક્ત છે. તેથી મોટા ધ્યાની, જ્ઞાની અને તપસ્વીઓને પણ વિષય તરફ ખેંચી જાય છે.

આ શાસ્ત્ર વચનનો લોપ કર્યો કે, રસ્તે જતાં જ તે કામ વિહ્વલ અને કામાન્ધ બની ગયા. તેમણે તદ્દન વિચારશૂન્ય થઈ જઇ અંગસંગ માગ્યો; અને નહિ આપે તો ઊંચકી પાણીમાં નાખી દઇશ, એવો ભય પણ તેને બતાવ્યો. પેલી કહે, મહારાજ! શું બોલો છો? કયાં જાઓ છો? શા માટે જાઓ છો? તે તો જરાક વિચારો. તમારો વૈરાગ્ય અને જ્ઞાન કયાં ગયાં? આ બોલ તમને ઘટે છે?

ઋષિ તો કામાન્ધ બની લાજશરમને નેવે મૂકી, મદથી મસ્ત થયેલાની પેઠે કામમસ્ત થઇ કહ્યું કે, "બસ કહું તેમ કરવું છે કે નાંખું પાણીમાં!" પેલીને તો ધર્મ કરતાં ધાડ પડી. અરેરે! આ ભામણાની મતિ ભમી! હવે શું કરવું? જરૂર મોત થશે. આમ વિચારવમળમાં તે પડી ગઈ, પણ છેવટે ઋષિએ ધાર્યું કર્યું.

ઋષિને પાછળથી પસ્તાવાનો પાર ન રહ્યો. કિનારે આવતાં ઠેકડો મારી ભાગવા માંડયું ત્યારે પેલી ઢેમર–બાળાએ પાછળ જઈ લંગોટી પકડી કહ્યું–"કૃપાનાથ હવે, મારા શા હાલ? ઘરે જઉં તો જરૂર મોત થાય. કોઇને મારાથી મોઢું દેખાડાય નહિ. અને તમે મારા પતિ થઇ ચૂકયા. તો હવે તમારાથી મને મૂકીને જવાય નહિ. માટે હવે મને ભેળી રાખો."

ઋષિ તો એકદમ શરમાઇ ગયા. કકળાતે અને કંપતે હૃદયે તેને કરગરવા લાગ્યા: "અરે! મને જવા દે. તને મારા ભેળી ન રખાય. માફ કર. જે બન્યું તે ખરૂં. હું ભુલું નહિ છતાં મારા

ભાવિએ મને ભુલાવ્યો “એમ કહેતાં જ બહુ કલ્પાંત કરવા લાગ્યા.’ અરે! જરાવારના તારા સહવાસથી મારો સદ્વિચાર અને વૈરાગ્ય વાયરે ઉડી ગયા. જ્ઞાન ગુમ થઈ ગયું. અને ભાનસાન વિનાનો થઈ ગયો. તો હવે તને ભેળી રાખું તો પછી મારા શા હાલ થાય? માટે મને જવા દે. આમ કહી તેના હાથમાંથી છુટવાને ઘણુંએ ફાંફાં માર્યાં, કાલાવાલા કર્યા, આંસુ પાડયાં, પણ કન્યાએ છોડયા જ નહિ. તેણે કહ્યું કે, જો તમે મને મૂકી જશો તો જરુર તમને આત્મહત્યા આપીશ. ત્યારે ઋષિ કહે—મને જવા દે અને હું તને આશીર્વાદ આપું છું કે તું દુઃખી નહિ થાય. તું અહીં રહી તપ કર. તને મારા આશીર્વાદથી ભગવાનના અવતારરુપ વ્યાસ નામે એક પુત્ર થશે. તારૂં મત્સ્યગંધા નામ મટી યોજનગંધા નામ થશે અને તને હસ્તિનાપુરનો (દિલ્હીનો) સંતનું રાજા પોતાની સ્ત્રી કરશે. આમ બહુ બહુ કહ્યું ત્યારે તેને વિશ્વાસ આવ્યો અને તેમને છોડી મૂકયા.

પ્રિય પાઠક! આવા મોટા મોટાઓને પણ કામે ધક્કા લગાડયા છે. તેમના નામને કલંકની કાળપ લગાડી છે. માટે કામ, એ બળવાન શત્રુ અને મોક્ષ માર્ગનો ખરો વિરોધી છે.

મહાતપોધની, ધૈર્યશાલી અને સહિષ્ણુ ચ્યવન ઋષિ, જેના શરીરમાથે રાફડો થઇ ગયેલો, માથે ખડ ઊગી ગએલું એવા મહા તપસ્વી અને ઈન્દ્રિયો, અંતઃકરણથી તદ્દન નિર્બળ અશક્ત અને નિર્જીવ થઈ ગયેલાં છતાં શર્યાતિ રાજાની સુકન્યા નામની કન્યાને જોઇ કે તરત જ કાળા નાગ જેવા ક્રૂર કામદેવ જાગી ઊઠયો અને પોતે ભાનસાન વિનાના થઈ ગયા.

શર્યાતિ રાજા પોતાના કુટુંબ સહિત કેટલાક સૈન્ય સાથે કપિલ મુનિના આશ્રમે સમાગમ કરવા જતો હતો. વચમાં ચ્યવન ઋષિના આશ્રમે પડાવ કર્યો. ત્યાં રાજાની સુકન્યા, નામની

કન્યા પોતાની સહચરીઓસહ વનમાં ખેલતીખેલતી ચ્યવન ઋષિના રાફડે આવી ચઢી તો એ રાફડામાં ત્રાટક વૃત્તિથી ધ્યાનમાં બેઠેલા ચ્યવન ઋષિની આંખોને ચળકતી જોઈને બોલી. "અરે ! આ શું ચળકે છે ?" તેણે દર્ભની સળી ખોસી તો સળી ઉપર રુધીર આવ્યું. એટલે એ ગભરાઇ ગઇ. "હાય બાપ, આ તો કોઇક ઋષિ જેવું જણાય છે ?"

હવે આંખો ફુટવાથી થોડીવારે ઋષિ ધ્યાનમાંથી બહાર આવ્યા. એકદમ ગુસ્સે થઇ સળી મારનારસહ તમામ સૈન્યના પેશાબ ઝાડા બંધ કરી દીધા. આથી એકદમ તમામ સૈન્યના માણસો અકળાયા અને ત્રાહિ ત્રાહિ પોકારવા મંડયા. રાજા પણ ગભરાવા લાગ્યો: "અરે આ શો ગજબ ?" પછી ખૂબ વિચાર કરતાં માલુમ પડયું કે, આટલામાં કયાંક ચ્યવન ઋષિનો આશ્રમ છે, માટે જરૂર કોઈકે તેનો અપરાધ કર્યો હશે. પછી સર્વને પૂછવા લાગ્યો ત્યારે કન્યા બોલી:-પિતાજી અમે બધી સહચરીઓ રમતી હતી ત્યાં અહીંથી થોડેક છેટે એક મોટા ઢગલામાં કંઈક તકતકતું જોયું અને તેમાં દર્ભની સળી મારી તો મહીથી રુધિર નીકળ્યું હતું. તેથી ત્યાં તપાસ કરાવો. એ જરૂર ઋષિ હોવા જોઇએ. રાજા પછી કન્યા સહ ત્યાં ગયો અને જોયું તો મહીં ઋષિ જણાયા પછી રાજાએ બહુ પ્રાર્થના કરી અને અજાણતાં થયેલા અપરાધની માફી માગી. ત્યારે ઋષિ ધૂળ ખંખેરી બહાર આવ્યા. રાજાએ પોતાની કન્યાને તેમના ચરણમાં નમાવી કહ્યું:-કૃપાનાથ આ કોમળ કન્યા આપને શરણુ આવી ઊભી છે. આ કન્યાએ અજ્ઞાનતાથી આપનો અપરાધ કર્યો છે. તો માફ કરો. અમારા સર્વ ઉપર પ્રસાદદૃષ્ટિ કરો. નહિતર હમણાં સર્વે પ્રાણહીન થઈ પરલોક માર્ગે સીધાવીશું" ત્યાં તો તુરત પોતે કન્યાના રૂપથી અને બોલથી પ્રાણહિન જેવા ભાનસાન વિનાના કામાન્ધ બની લાજ શરમ મૂકી. જ્ઞાન, ધ્યાન અને પોતાના ધ્યેયથી પતિત થઇ કડકાઈથી બોલ્યા:-

હે રાજન ! આ તારી કન્યાએ મને નેત્રહીન-કર્યો. માટે તું તારા સૈન્ય સહિત તારૂં કુશળ ચાહતો હોય તો આ કન્યા મને અર્પણ કર. રાજા સાંભળી 'હેં, હેં. કૃપાનાથ આ શું બોલો છો ?' તો કહે, બસ બસ તમારે સર્વને કુશળ રહેવું હોય તો આ કન્યા મને અર્પી દે.

રાજા આ સાંભળતાં વિચારવમળમાં ઉતરી ગયો પણ કરવું શું ? પછી ઘણી ઘણી રીતે વિનયપૂર્વક ઋષિ મહારાજને સમજાવ્યા, પણ 'એ કન્યા સિવાય મારે બીજું કંઈ જોઇએ નહિ.' જો કુશળ રહેવું હોય તો કન્યા મને અર્પો.

આમ કહ્યું ત્યારે રાજાએ નાઇલાજે 'ઋષિ મહારાજ, આ કન્યા તમને અર્પી' આમ કહી કન્યાનો કર ઋષિના હાથમાં આપ્યો કે તરત જ સર્વનો પેશાબ અને ઝાડો બંધ થયાં હતાં તે છૂટયાં. આમ બીજાના પેશાબ ઝાડા બંધ કરવાના તાકાતવાળા તપસ્વી હતા પણ પોતાનો ઝાડો પેશાબ બંધ કરી શકયા નહિ.

વહાલા વાચક, આવા નિર્જન મહાઘોર વનમાં તપ કરવાવાળા સમર્થ ઋષિમુનિ તપસ્વી અને મોટા મોટા મહાત્માઓને પણ ક્રૂર કામે પરાજીત કર્યા છે. માટે કામ જેવો જીવોનો બળવાન શત્રુ બીજો કોઈ નથી.

## સ્ત્રીપુરૂષના સહવાસથી જ કામ જાગે છે

॥ नन्वग्निःप्रमदानाम् घृतकुंभसमः पुमान् ॥

સ્ત્રી એ પ્રસિદ્ધ અગ્નિ છે અને પુરુષ ઘીના ઘડા સમાન છે. ઘી ગમે તેવું ઠંડુ હોય તોપણ અગ્નિના સંયોગથી ઓગળ્યા વગર રહેતું નથી. તેમ પુરુષ ગમે તેવો સાધન અને સાધુતાએ યુક્ત હોય, સમાધિનિષ્ઠ હોય અને ગમે તેવો ઐશ્વર્યવાન હોય અને ગમે તેવી ધર્મવાળી, વિચારશીલ અને ભગવદ્ભક્ત સ્ત્રી હોય પણ એ

બન્નેનો સહવાસ થાય ત્યારે ધર્મ રહે એવી તો આશા રાખવી નહિ.

પૂર્વે એક બ્રાહ્મણે પોતાની સ્ત્રીને કહ્યું કે, " હું તપ કરવા જઉં છું. હું પાંચ વર્ષ તપ કરી પાછો આવીશ. આમ કહી તપ કરવા ગયેલો, પણ મુદ્દત વીત્યે આવ્યો નહિ, આથી તેની પત્ની તેની શોધ કરવા નીકળી, તો ફરતાં ફરતાં એક વનમાં તેને વૃક્ષ તળે સિદ્ધાસને બેઠેલો જોયો. તેને ઓળખી પ્રાર્થના કરી જાગ્રત કર્યો. " કૃપાનાથ! પ્રાણપતિ જાગ્રત થાઓ! તપની મુદ્દત વીતી ગઈ છે. માટે ઘેર પાછા પધારો. હું આપની અર્ધાંગના, આપની ખોળ કરતી કરતી અહીં આવી છું. " આમ બહુ પ્રાર્થના કરી ત્યારે પેલો બ્રાહ્મણ જાગ્યો અને મુદ્દત વીતી ગયેલી જાણી પોતાની સ્ત્રી સાથે ઘર તરફ ચાલ્યો. સ્ત્રી પતિવ્રતા અને ચુસ્ત બ્રહ્મચારિણી હતી. પણ પતિનો સહવાસ થયો કે હૃદયમાં નિર્જીવપણે રહેલો કામ સબળ થઇ બહાર નીકળી આવ્યો, તેથી સ્ત્રીધર્મના ભાનસાન વિનાની થઇ ઋતુદાન માગ્યું. વિપ્ર કહે–" સતિ, સૂર્યદેવની તથા દશ દિગ્પાળ દેવોની હાજરીમાં દિવસે ઋતુદાન અપાય નહિ, પણ સ્ત્રીના કામદગ્ધ હૃદયે હઠ છોડી નહિ. ત્યારે વિપ્ર કહે, "આમાંથી પ્રકોપ થશે અને આપણે માથે દુ:ખ આવશે." આમ ઘણું ઘણું કહ્યું, પણ તેણે તો માન્યું જ નહિ. ત્યારે વિપ્ર પોતાના તપોબળથી સ્ત્રીને મૃગલી કરી પોતે મૃગ થયો અને ઋતુદાન આપે છે ત્યાં તો મૃગયા કરવા નીકળેલા પાંડુ રાજાએ, આ બન્ને મૃગને જોઇને બાણ માર્યું અને નજીક આવે છે ત્યાં તો મૃગે મનુષ્યવાણીથી કહ્યું કે, હે રાજન, અમે મૃગ નથી. હું બ્રાહ્મણ છું અને આ મારી સ્ત્રી બ્રાહ્મણી છે. હું તપ કરી ઘેર જતો હતો તેમાં આ મારી સ્ત્રીના દુરાગ્રહથી આ મૃગરૂપ ધારી હું ઋતુદાન આપતો હતો, અને તેં અમારા બન્નેનો પ્રાણ લીધો. આ બહુ ખોટું કર્યું. રાજન્ તેં અમારા બન્નેની આશાઓને ધૂળમાં મેળવી. હવે જો કે તને બ્રહ્મહત્યાનું પાપ નહિ લાગે, પણ મારો શાપ છે કે જેમ હું મારી સ્ત્રીને ઋતુદાન આપતાં પ્રાણહીન થાઉં

છું, તેમ તું પણ તારી સ્રીને ઋતુદાન આપતાં પ્રાણુહીન થઇશ. આમ શાપ આપી બન્ને પ્રાણહીન થઈ પરલોકને માર્ગે સિધાવી ગયા.

રાજા અત્યન્ત નિરાશ બની કલ્પાન્ત કરતો કરતો. રાજ્યમાં આવી, ભીષ્મપિતા, ધૃતરાષ્ટ્ર તથા બ્રાહ્મણોને આ હકીકત કહી. અને તેનું પ્રાયશ્ચિત્ત માગ્યું. ત્યારે વેદવિદ્ વિપ્રોએ બાર વર્ષનું પ્રાયશ્ચિત્ત શોધી આપ્યું અને કહ્યું કે–રાજન્! તારે બાર વર્ષ તીર્થાટને ફરવું. યમનિયમ પાળવા. પવિત્રપણે રહેવું. આવું વ્રત કર. એટલે તને બ્રાહ્મણનો શાપ પરાભવ નહિ કરે. આમ કહ્યું એટલે રાજા આ બાર વર્ષનું પ્રાયશ્ચિત્ત કરવા થોડાક માણસો તથા પોતાની સ્રી માદ્રી તથા કુંતાજી બન્નેને ભેળાં લઈ કેટલાંક વાહન, ધન વગેરે લઇ નીકળ્યો.

## વાચકો! જુઓ કામનું જોર

આ રાજા જાણે છે કે, હું પ્રાયશ્ચિત્ત કરવા નીકળ્યો છું. સ્રી પાસે જવાથી મૃત્યુ થશે. આ બધું જાણતો હતો છતાં એક રોજ કુંતાજીની ગેરહાજરીમાં પોતાની સ્રી માદ્રીનો એકાંતમાં સહવાસ થયો જેથી તરત જ તેના હૃદયમાંથી કામ ભભૂકી બહાર નીકળ્યો. રાજા ભાનસાન વિનાનો કામમદથી મસ્ત થઇ ગયો; અને હું રાજ્યાસન ત્યાગી વનમાં શા માટે નીકળ્યો છું, મને કેવો શાપ થયો છે. આમાંથી શું પરિણામ આવશે આ બધું ભૂલી ગયો. માદ્રી પાસે જઈ તેણે અંગસંગ માગ્યો. માદ્રી કહે, 'કૃપાનાથ! ભૂલો છો. આ તે શું બોલો છો? કે બલો છો? વિચાર કરો. આનું પરિણામ શું આવશે? રાજા કહે ગમે તે થાઓ પણ મારો તો આ જ વિચાર છે. આમ કહેતાં જ માદ્રી પાસે ધસી આવ્યો. માદ્રી કહે–" પ્રાણનાથ! આમાંથી તમારું–મારું મોત થશે. છોકરાં રઝળતાં થશે. અને આપનું આ સાહસ આપના ઇતિહાસના પાને કાળા અક્ષરોથી અંકાશે. આપની વિચારશૂન્યતાને તથા આપના જ્ઞાનને સૌ કોઇ ધિક્કારશે. આમ બહુ બહુ કહ્યું પણ જ્યાં કામદેવે તેને

કબજે કરી રંક કરી નાખ્યો, ત્યાં એ બિચારો શું કરે? માદ્રીએ ઘણી જ ના કહી, પણ ભાવિ આગળ કોઇનુંય શું ચાલે? તેનો અંગસંગ કરવા જાય છે ત્યાં તો તરતજ મૂર્છિત થઈ પૃથ્વી પર ઢળી પડયો અને જોતજોતામાં પ્રાણહીન થઈ ગયો.

પ્રિય પાઠકો! કામ કેવો બલવાન છે. માટે નક્કી આ વાત તમારા હ્રદયમાં કોતરી રાખજો કે, આ જીવનું બુરું કરનાર, સર્વ સાધનોને ભસ્મીભૂત કરનાર, ભગવાનથી છેટે રાખનાર અને ભયંકર ભવાટવીમાં રીબાવનાર, કામ જેવો કોઇ બલવાન શત્રુ નથી. માટે તમો સહુ ચેતતા રહેજો. અને કામને કબજે રાખવાનું કદી પણ ભૂલશો નહિ.



# આસુરી સંપત્તિનો સરદાર



**बुद्धीन्द्रियमनः प्राणान् जनानां ह्यसृजत् प्रभुः**

પરમકૃપાળુ પરમાત્માએ આ જીવને બુદ્ધિ, ઇન્દ્રિય. મન અને પ્રાણ એ આદિ જે ઉપકરણો આપ્યાં છે તે બેધારી તલવાર જેવાં છે. એનાથી દૈવી મુમુક્ષુ જીવ હોય તે મન ઇન્દ્રિયોને ભગવાનના ભક્તિમાર્ગમાં પ્રવર્તાવી મોક્ષ સાધી લે છે.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**<br>
**मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥**

આ લોકમાં જે જીવો મારા અંશ છે તેઓ પાંચ જ્ઞાનેન્દ્રિયોને કાબુમાં રાખે છે અને જે અંશ નથી તેમને તો ઇન્દ્રિયો કાબુમાં રાખે છે. આ ઇન્દ્રિયોનો સરદાર મનજીભાઈ છે. એ બન્નેને કબજે રાખવામાં ભલભલા શૂરાઓની પણ કસોટી થઈ જાય છે. અર્જુન જેવા ગુડાકેશ પણ આ ઇન્દ્રિયોની બલવત્તાનો એકરાર કરતાં કહે છે કે—:

**बलवानिन्द्रियग्रामो विद्वांसमपिकर्षति ।**

ઇન્દ્રિયો મહા બળવાન છે. તેમાં શૂરવીરોનું જોર કંઇ ચાલતું નથી. ઇન્દ્રિયોની આવી પ્રબલતા અને વિષયાસક્તિ જોઇને અર્જુન ભગવાનને પૂછે છે કે, મન વગેરેને આમ બળજબરીથી વિષયો તરફ ઘસડી જાય છે, એ દુષ્ટ કોણ ? જવાબમાં ભગવાને જણાવ્યું કે—

**काम एषः क्रोध एषः ।**

એ કાળાં કૃત્યોનો કરાવનાર કામ માત્ર છે. અને તે જ કામ રૂપાન્તર પામી પાછો ક્રોધરૂપે પુનર્જન્મ પામે છે. આમ અનેકાનેક અનર્થોનું આદ્ય કારણ આ કામ જ છે. વળી તે કૂડ, કપટ,

અધર્મ, અન્યાય, દુરાચાર એ બધાં કરાળ કળિકાળના સૈનિકોનો સરદાર છે. આવા અજેય કામને જીતવો એ જ મુમુક્ષુઓનું મુખ્ય કર્તવ્ય અને ધ્યેય છે. જ્યાં સુધી કામ જીતાયો નથી ત્યાં સુધી કોઈ પણ કાર્યમાં સફળતા પ્રાપ્ત થઇ શકતી નથી.

## કામનું કાળુ મોં

આ કાળા મોંના કામ પર પૃથ્વી પરના તમામ અવતારો તથા મહાપુરૂષોનો અત્યંત તિરસ્કાર છે અને **ભગવાન શ્રી સહજાનંદ સ્વામી** તો તેને ખૂબ નિન્દે છે, તિરસ્કારે છે અને તેના પર અત્યંત અભાવને સૂચવે છે. એટલું જ નહિ પણ તે **સહજાનંદ સ્વામીને** નિષ્કામી વર્તમાન કેવું વહાલું છે અને પોતે કેવળ નિષ્કામી જીવન પ્રવર્તાવવાને જ જાણે અવતાર ધર્યો ન હોય, એમ જણાય છે. પ્રથમ તો શ્રી હરિએ કામી પુરુષની કલમ કાપી નાંખતાં કહ્યું કે, " કામી તો સત્સંગી નથી; તે તો વિમુખ જ છે." વળી કોઇ બ્રહ્મચર્ય–વ્રતનો ભંગ કરી નિષ્કામ વર્તમાનમાંથી પડી જાય છે, તો પોતાને કેવો પારાવાર ખેદ થાય છે, તે દર્શાવતાં પોતે પોતાના આશ્રિતોને કહ્યું છે કે–કોઇ નિષ્કામ વર્તમાનમાંથી પડે તો તેની વાત અમને ભલાં થઈને સંભળાવશો નહિ; કેમકે, તે સાંભળતાં અમને અત્યન્ત ખેદ થાય છે કે આ સત્સંગને મૂકી ચાલ્યા જઇએ." વળી, પોતે કહ્યું છે કે, અમે અહીં સત્સંગમાં રહ્યા છીએ, તે અહીંના ભક્તોનો નિષ્કામી વર્તમાનનો અતિ દૃઢાવ જોઈને જ ટકયા છીએ. જેમ કોઇ રાજાને સંતાન ન હોય, પછી તેને વૃદ્ધાવસ્થામાં દીકરો થાય અને તે દૈવયોગે મરી જાય, ત્યારે તેને જેવો શોક થાય તેવો જ અમને કોઇ નિષ્કામી વર્તમાનમાંથી પડે ત્યારે થાય છે.

વળી સત્સંગી જીવનકર્તા શતાનંદમુનિ (સંતદાસજી) કહે છે કે:–

**बृहत्व्रतधरः प्रियः**

શ્રી હરિને દરેક વ્રત કરતાં એક બ્રહ્મચર્ય વ્રત બહુ વહાલું છે. તે વ્રતની પ્રવૃત્તિ કરાવવા ખાતર શ્રી હરિએ પોતે

અષ્ટાંગ બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું છે. તદુપરાન્ત પોતાના નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતનો ચિતાર આપતાં કહે છે કે–'મને કાર્તિકસ્વામીની પેઠે એવો વિચાર ઉપજ્યો કે શરીરમાં માતાનો ભાગ જે રૂધીર તે રહેવા દેવું નથી. આથી અમે તપ આદર્યું. પરિણામે શરીરમાં કંઇયે લાગે તો પાણી નીકળે; પણ લોહી તો નિકળે જ નહિ.'

વળી સ્વપ્નમાં પણ વીર્યસ્રાવ ન થાય તેને અર્થે શ્રી હરિએ ગોરક્ષાસન વગેરે આસનો સાધ્યાનો ઉલ્લેખ પણ મળી આવે છે. આ ઉપરાન્ત, શ્રીહરિ કેવા ઉર્ધ્વરેતા નૈષ્ઠિક બ્રહ્મચારી હતા તેની પરીક્ષા કરવા ગુરુ રામાનન્દ સ્વામીએ તેમને પરસેવો વળાવવા આવળના પાટા બંધાવ્યા હતા. તો પણ તેમને પરસેવો વળ્યો નહિ. પોતે આવા બ્રહ્મચર્યની મૂર્તિ સમા સમર્થ હતા એટલુંજ નહિ પણ સોળવલ્લા સોના જેવા શુદ્ધ, નૈષ્ઠિક વ્રતના રાજરાજેશ્વર એવા તો તેમના ઉપાસક અને આ પુસ્તિકા રચનારના દાદાગુરુ વર્ણી, વાસુદેવાનન્દ સ્વામી અને મુકુન્દાનન્દ વર્ણી આદિક ઘણાક ઉર્ધ્વરેતા બ્રહ્મચારીઓ હતા.

## અષ્ટાંગ બ્રહ્મચર્યનો પ્રભાવ

શુદ્ધ બ્રહ્મચર્યની સિદ્ધિ માટે અષ્ટ પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો જોઇએ, એમ શાસ્ત્રો તો પોકાર કરી કરીને કહે છે. પરન્તુ તેવું અષ્ટવિધ બ્રહ્મચર્યનું પાલન બહુધા શાસ્ત્રોમાં જ રહ્યું છે. માત્ર શ્રી હરિએ પહેલી જ વાર તે પાળવા–પળાવવાની પ્રવૃત્તિ કરાવી છે. શ્રીહરિના પ્રબલ પુરુષાર્થનો આ કંઇ નાનોસૂનો વિજય નથી. શ્રી હરિએ પોતાના અપાર ઐશ્વર્યના યોગે હજારો ત્યાગીઓ પાસે આવું અનુપમ અશ્રુતપૂર્વ અષ્ટાંગ બ્રહ્મચર્યનું પાલન કરાવી 'કામજય' કરાવ્યો છે, એ તેમનો મહાન દિગ્વિજય છે. **श्रवणं कीर्तनं केली प्रेक्षणं गुह्यभाषणं संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेवच** । સ્ત્રીની વાત સાંભળવી, સ્ત્રીનાં વખાણ કરવાં, સ્ત્રીની મશ્કરી કરવી, તેના સામું જોવું, ગુપ્ત ભાષણ કરવું, તેને ભોગવવાનો સંકલ્પ કરવો, યુવાન–વૃદ્ધપણાનો નિશ્ચય કરવો તથા

સાક્ષાત સંગ કરવો. આ આઠ પ્રકારના બ્રહ્મચર્યનું જે પાલન કરે છે તે જ શ્રી હરિકૃપાથી ક્રૂર કર્મનો કરનારો, અજેયતાના અભિમાની અને મોક્ષમાર્ગના મહાન્ વિરોધી કામને જીતવામાં સફળ થાય છે.

## કુંવારી ભૂમિ

સ્વામિનારાયણ ભગવાનના ત્યાગીઓના મન્દિરમાં સ્ત્રીઓને આવવાનો અત્યંત નિષેધ છે. તે ત્યાગીઓ સ્ત્રીઓને જોતા નથી. તેમની સાથે બોલતા નથી. તો પછી સ્પર્શ તો હોય જ ક્યાંથી? આ પ્રમાણે તેમને સ્ત્રીઓનો સંસર્ગ અષ્ટ પ્રકારે ત્યાજ્ય છે. આથી જ કેટલાક ફિલસુફો (તત્ત્વજ્ઞાનીઓ) સ્વામિનારાયણના મન્દિરની દિવ્યભૂમિને 'કુંવારી ભૂમિનું' ઉપનામ આપે છે. જે ભૂમિ પર નાની બાલકીએ પણ કદિ પગ મૂક્યો નથી તે ભૂમિને 'કુંવારી ભૂમિ' કહેવામાં આવે છે. 'કુંવારી ભૂમિ'માં જ કામને જીતનારા યોગીન્દ્રો અને નૈષ્ઠિકેન્દ્રો પાકે છે.

## 'અયોધ્યાનો કાયસ્થ'

મનુષ્યની કામવાસનાનો ઉલ્લેખ કરતાં શ્રીહરિ સહજાનંદ સ્વામી પોતાની બાલ્યાવસ્થામાં બનેલો અને પોતાની સગી આંખે નિહાળેલો એક આશ્ચર્યજનક કિસ્સો વર્ણવતાં કહે છે કે, "અમે જ્યારે બાલ્યાવસ્થામાં અયોધ્યામાં હતા ત્યારે બપોરના એક શિવાલયમાં જઈને સૂતા. ત્યાં એક કાયસ્થ શિવદર્શનાર્થે દરરોજ આવતો. તે દર્શન કરી ગાલ વજાડીને માગતો કે:—"ઓ ભોળાનાથ! શંભુ, આપ કૃપા કરી મને મનુષ્યદેહ ક્યારેય ન આપશો. કેમકે આ મનુષ્યદેહમાં કામવર્ધક તામ્રભસ્મ ખાઇ ખાઇને હું મરી ગયો. પણ વિષયનું જોઈએ તેવું સુખ ભોગવાયું નહિ. માટે હે મહાદેવ, મને તો જન્મોજન્મ લંબકર્ણનો અવતાર આપજો. જેથી લાજશરમ મૂકી વિષયસુખ ભોગવાય." આવી તેની કામવાસના જોઇ મને ઘણી જ દયા આવી.

શ્રી હરિએ એમ પણ જણાવ્યું છે કે, કોઈની કામવાસના કદિ પણ તૃપ્ત થઈ નથી અને થવાની પણ નથી. એ તો જેમ અગ્નિને હોલવવા માટે તેના ઉપર ઘી કે કેરોસીન ઓઇલ રેડીએ તો તે હોલવાય નહિ, પણ તેને બદલે ઘણી જ ઉગ્રતા ધારણ કરે છે; તેમ વિષય ભોગની ઇચ્છા વિષય ભોગવ્યાથી શાન્ત થતી નથી; પરંતુ વધ્યે જ જાય છે.

માટે હરેક સુખાર્થીએ કામને પોતાનો કટ્ટો શત્રુ જાણી તેનો કયારેય પણ વિશ્વાસ કરવો નહિ કે ગાફલપણે રહેવું નહિ. યુવાનીરૂપ દરિયો ઓળંગી જનારા કેટલાક મનુષ્યો વૃદ્ધાવસ્થારૂપ ખાબોચિયામાં પણ કામરૂપ મગરથી ગળાઈ ગયા હોવાનું પણ જાણવામાં આવે છે. માટે કોઇએ કયારેય ગફલત રાખવી નહિ. આહાર–વિહારને વિચારથી ઇન્દ્રિયો તેમ જ અંતઃકરણને નિયમમાં રાખવાં. ભગવાનની કથા, વાર્તા, કીર્તન, માળા, ધ્યાન અને ભજનાદિકમાં સાધનશૂરા રહેવું. હંમેશાં ભગવાનનાં ચરિત્રરૂપી જાળામાં પોતાના મનજીભાઈને ઘૂંચવી મૂકવા, કેમકે મન તો ભૂતના વળગાડ જેવું છે. એક માણસે મંત્રજોરથી ભૂત વશ કર્યો અને તેની પાસે જે કામ હોય તે કરાવે. પણ ભૂતને કામ કરવામાં વાર ન હોય; એટલે કામ કરી નવરો થઇ ધણી પાસે આવીને કહે "બતાવ કામ; નહિ તો તને ખાઉં." પેલો જે જે કામ બતાવે તે તરત કરી આવે અને કહે "બતાવ કામ આપ, નહિ તો હું તને ખાઉ" પેલો ઉદાસ થઈ મરવાની અણી ઉપર આવી ગયો. છેવટે મુંઝાઇને મરવા ચાલ્યો. ત્યારે એક મહાત્મા મળ્યા. તેમના પગે પડયો અને પોતાના દુઃખની વાત તેમને કરી. 'બાપજી,' ભૂતને નિયમમાં લાવવાનો ઉપાય બતાવો. સાધુ કહે—આ જંગલમાંથી એક મોટો વાંસડો લઈ જઈ તારા ચોકમાં ખાડો ખોદી રોપજે અને ભૂત આવે ત્યારે કામ હોય તે બતાવવું અને ન હોય તો કહેવું કે, હમણાં આ વાંસડે ચડવા–ઉતરવાનું કામ કર. એટલે એ કામ ખૂટશે નહિ અને તારૂં નામ

લેશે નહિ. આમ કહ્યું એટલે તે મરતાં બચ્યો. તેમ આપણે પણ મનને ભગવાનની કથા, વાર્તા અને ચરિત્રરૂપી જાળામાં ઘૂંચવી મૂકવું.

જેમ દરદી માણસ દરદ ટાળવા વિદ્વાન અને અનુભવી વૈદ્યની ઉત્તમોત્તમ દવા ખાય પણ જો પરેજ પાળે તો જ નીરોગી થાય; નહિંતો જરૂર લાકડાં ભેળો થાય. તેમ આપણે પણ યમ-નિયમાદિક પરેજ પાળીને કથાવાર્તારૂપી ઔષધિ લઈશું તો જ જન્મમરણના રોગથી મુક્ત થઇશું. માટે હંમેશાં કામને જીતવા સારૂ ખરેખરા સાવધ ને શૂરવીર રહેવું અને ભગવાનની પ્રાર્થના કરવી. હે ભગવન્! કાળાં કર્મના કરનારા કામથી અમારું રક્ષણ કરો, અને તેને જીતવાને સામર્થ્ય, શૌર્ય અને શ્રદ્ધા આપો.

હાલ કરાળ કળિકાળના જમાનામાં કામનું જોર વધતે વધતે એટલું બધું વધ્યું છે કે, પુત્રીને પિતાથી બાળક થયાનું સગા કાને સાંભળવામાં આવે છે; માટે ॥ **मात्रा स्वस्रा दुहित्रा वा नाविविक्ता-सनो भवेत्** ॥ પોતાની મા, બહેન ને દીકરી સાથે પણ એકાંતમાં વાસ કરવો નહિ. તેમજ કોઈ પણ સ્ત્રીએ વિવાહિત વિધૂર વાંઢા અને વૃદ્ધ પુરુષોનો ક્યારેય પણ એકાન્તમાં સંસર્ગ રાખવો નહિ. તેમ ગમે તેવો જ્ઞાની, ધ્યાની કે યોગીન્દ્ર હોય તો પણ તેણે ક્યારેય પણ પ્રયોજન સિવાય સ્ત્રીનો સમ્બન્ધ એકાન્તમાં યા પબ્લિકમાં રાખવો નહિ.

## કામનું જોર

વાંકીયા ગામનો વૈકુંઠ નામનો બ્રાહ્મણ પંચાવન વરસની ઉંમરે રાંડયો. તેને હરિરામ નામે ચોવીસેક વર્ષનો છોકરો હતો તેને પરણાવવા કન્યાની શોધ કરવા નીકળ્યો. તો એક ઠેકાણે સારી ભણેલી ઉમરવાળી કન્યા દેખી. પોતે જ તેમાં મોહિત થઈ છોકરાને પડતો મૂકી પોતે પરણવાનું કરી લાવ્યો. આથી છોકરો બાપનો ત્યાગ કરી વડતાલ સ્વામિનારાયણના મન્દિરમાં રહેવા

જતો રહ્યો. તે ઘણેખરે ભાગે વડોદરે સ્વામિનારાયણના મન્દિરમાં રહેતો. જુઓ કામાન્ધ થયેલો કોઈને દેખતો નથી, કે તેને લાજ શરમ કે વિચાર આવતો નથી.

મોવૈયા ગામનો વાલમ બ્રાહ્મણ કોળણ સાથે બગડયો. છેવટે તેને ઘરનાં માણસોએ તથા સગાંવહાલાંએ ઘણું ઘણું સમજાવ્યો. છેવટે તિરસ્કાર કર્યો તો પણ તે કોળીની સ્ત્રીને છોડી શકયો નહિ. ન્યાતબહાર કર્યો તો પોતે કોળી થઈ ગયો. આવા અનેક દાખલાઓ બન્યા છે. વાસ્તે કામથી સૌએ દૂર રહેવું.

વાચકો ! કામ વિષેનું જોર, તેનું કૃત્ય, કળા અને તેની નિષ્ઠુરતા વગેરેનું વર્ણન કરતાં હું થાકયો. તમે પણ વાંચતાં અને તેનું, વિવેચન કરતાં થાકયા હશો; પણ અંતમાં એટલું જ કહીશ કે જો તમારે આ લોકમાં સુખી જિંદગી પસાર કરવી હોય, કીર્તિદેહે અમર રહેવું હોય, તો આ કામદેવ નામના મહાન શત્રુને નિયમમાં કરવાને સાવધ અને શૂરવીર થવું. આ મારા બોલને વાંચી-વિચારી તમારા દીલની ડાયરીમાં નોંધી રાખજો. હંમેશાં તેને વાંચવાનો ખટકો રાખશો તો જરૂર તમે કામનો પરાજય કરી શકશો; વિજયવાન કીર્તિવાન અને શૂરવીર ગણાશો.



# "સંતસમાગમનો પ્રભાવ"



**षड्रिपुजयी** કામ, ક્રોધ, લોભ, સ્વાદ, સ્નેહ અને માન એ છ શત્રુઓને જીતવાવાળા, વ્રત ઉપવાસાદિકે કરીને દેહનું દમન કરવાવાળા; હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, ક્યાં જવાનો છું, શું કરવાનું છે, શું કરૂં છું, અને શું કરીશ ત્યારે માયાથી મુક્ત થઈ ભગવાનને પામી કૃતકૃત્ય થઈશ. આમ વિચાર કરવાવાળા, અને પરમાનન્દ પરમાત્માની શુદ્ધોપાસનાયુક્ત સત્પુરુષોનો આ જીવને સ્વલ્પ સમાગમ થઈ જાય, તો જેમ સ્પર્શમણિના (પારસમણિના) સ્વલ્પ સમાગમથી લોખંડ સુવર્ણ થઈ જાય, તેમ તેઓના સમાગમથી આ અવિદ્યામાં અથડાતા જીવો પણ શુદ્ધ, ઉચ્ચ, સત્યદર્શી અને સદાચરણી થઈ જાય; પરન્તુ આવાનો યોગ મળવો તે તો અત્યંત દુર્લભ છે. **अनेकजन्म-संसिद्धस्ततो याति परां गतिम्** આવો યોગ અનેક જન્મોના શુભ સંસ્કારોનો ઉદય થાય છે, ત્યારે જ મળે છે. સંતશિરોમણિ નારદજીના સ્વલ્પ સમાગમથી મહાનહિંસક વાલિયો ભિલ્લ તે મોટો વાલ્મિક ઋષિ થઈ ગયો.

ગોંડલ તાલુકાના કમઢીયા ગામનો કાયો ભાઈ, નામે મુસલમાન સિન્ધી હતો. હિંસાની, નિર્દયતાની અને ક્રૂરતાની મૂર્તિ સમો હતો, છતાં પરમાત્મા સ્વામિનારાયણના સ્વપરશ્રેયસ્સાધક સાધુઓના સમાગમથી ધર્મની, જ્ઞાનની અને દયાની મૂર્તિ સમો ભગવાનનો પરમ એકાંતિક ભક્ત થઈ ગયો. એક વખત પોતે, તથા ભગવાન સ્વામિનારાયણના પરમ ભક્ત હરજી ઠક્કર એ બન્ને ગઢપુર મન્દિરના ચોકમાં વાતો કરતા હતા. તેમાં પાછળ હઠતાં હઠતાં કાયા ભાઈથી કૂતરાનું પુંછડું દબાયું. કૂતરૂં ઉંઆ,

ઉંઆ, કરવા લાગ્યું. ત્યારે કાયોભાઇ પોતે કૂતરાને દંડવત્ કરવા મંડી પડયા. હરજી ઠકકર કહે "હાં, હાં; આ શું ?" કાયોભાઇ કહે, "આ ભલે અત્યારે કૂતરૂં છે, પણ આ જીવ પૂર્વનો મહાન્ બલિષ્ઠ સંસ્કારી હોવો જોઇએ; કેમકે તે પ્રગટ ભગવાન સ્વામિનારાયણ તથા તેમના સંતોની ચરણરજમાં બેસનારૂં થયું છે. માટે આપણાથી તેનો અપરાધ કેમ થાય ?" આમ જાણી દંડવત્ કર્યા. જુઓ ! જાતે મુસલમાન પણ સન્તસમાગમથી કેવો દયાળુ, પવિત્ર, સર્વમાં પૂજ્ય બુદ્ધિવાળો, પરમ એકાંતિક ભક્ત થઈ ગયો.

લોયા ગામનો પૂંજો ભક્ત જાતે કોળી પણ આચારવિચારમાં વિપ્રવર્ય જેવો હતો. વિક્રમસંવત ૧૮૬૯ના ભીષણ દુષ્કાળમાં ગામ મૂકી બન્ને માણસ બીજે વર્તવા ચાલ્યા. બન્ને માણસો માથે પોટલાં ઉપાડી ભાલ દેશના વારણા વટાણા ગામ નજીક આવતાં રસ્તામાં કોઈક શેઠિયાના છોકરાની જાન જતી હતી. તેમાંથી વરલાડાના પગનું સોનાનું સાંકળું પડી ગયું તેની કોઇને ખબર રહી નહિ. આ સાંકળું પૂંજા ભક્તની દૃષ્ટિએ પડયું. પોતે વિચાર કર્યો કે, **सस्वामी काष्ठपुष्पादि नग्राह्यं तदनाज्ञया ॥** ધણિયાતી કાષ્ટપુષ્પાદિક નજીવી વસ્તુ પણ તેના ધણીને પૂછયા વિના લેવી નહિ એ ગુરુઆજ્ઞા છે. તેથી મારાથી તો આને હાથ પણ ન અડકાડાય. પરન્તુ અસહ્ય ભૂખમરો હોવાથી રખે ઘરવાળીનું મન ચલાયમાન થઇ જાય, આમ ધારી તે સાંકળા પર પગે કરી ધૂળ વાળી દીધી. થોડે છેટે તેમની બૈરી આવતી હતી. તેણે ધૂળ વાળતાં દેખી એટલે બાઇને કાંઇક શંકા પડી. જ્યારે નજીક આવી ત્યારે ધૂળની ઢગલી પગથી ફેંદી તો અંદરથી સોનાનું સાંકળું દેખ્યું. તેણે પણ તેના ઉપર ધૂળ વાળી દીધી. આગળ જતાં ભેળાં થયાં ત્યારે બૈરી કહે, "પેલાં સાંકળાં ઉપર તમે ધૂળ વાળી તે તમારા મનમાં એમ થયું હશે, જે આ ભયંકર દુષ્કાળને લીધે રખે એનું મન ચલાયમાન થઇ જાય, પણ હું તો સત્સંગી થઈ છું ત્યારથી એવો દૃઢ નિશ્ચય કર્યો છે કે પ્રાણ જાય તો ભલે જાય, પરન્તુ

ભગવાનની આજ્ઞા વિના કોઇ પણ પારકી વસ્તુને હાથ અડકાડવો નહિ. આપણે સત્સંગી થઇને જો આવું કરીએ તો સત્સંગીમાં અને કુસંગીમાં ફરક શો ?

જુઓ ! આ જાતની કોલણ, અભણ, બુદ્ધિની સ્થૂલ છતાંયે કેવી ? યોગિની જેવી ખરી કે નહિ ? પછી બન્ને માણસો આગળ જતાં એક ઝાડ નીચે કૂવો હતો, ત્યાં જરા વિસામો ખાવા બેઠાં. ત્યાં તો બે ઘોડેસ્વારે દોડતા આવી પૂછયું: 'ભાઈ તમે બન્ને જણા કઇ તરફથી આવો છો ? ત્યારે હાથ લાંબો કરીને કહે, આ રસ્તેથી. પેલા કહે એ રસ્તેથી તમને કંઇ હાથ આવ્યું છે ? તો કહે હાથ તો આવ્યું નથી, પણ એક સોનાનું સાંકળું પડયું હતું, તે જોયું છે. ત્યારે તમે લીધું કેમ નહિ ? ત્યારે કહે અમે સ્વામિનારાયણના સત્સંગી, અમારાથી પારકી વસ્તુને લેવાય નહિ. તમે અહીંથી ચારેક ખેતરવા જશો એટલે રસ્તામાં અર્ધુંપડધું ધૂળથી ઢંકાયેલું દેખાશે. પેલા બે સ્વાર દોડતા તે તરફ ગયા. તો તે સાંકળું હાથ આવ્યું. પછી બન્ને જણાએ પૂંજા ભક્તને પૂછયું કે, તમે કોણ છો ? કયાંથી આવો છો ? કોનો ધર્મ પાળો છો ? ત્યાં તો બીજા પણ બે માણસ સાંકળાને શોધતાં શોધતાં ત્યાં આવ્યા. પૂંજો ભક્ત કહે, અમે લોયા ગામના કોળી છીએ અને અનંત જીવોનો ઉદ્ધાર કરવા સારું આ પૃથ્વી ઉપર સ્વામિનારાયણ નામે પ્રગટ ભગવાન થયા છે, તેનાં અમે ભગત છીએ. એમ કહીને તેમને મહારાજના ઐશ્વર્ય, પ્રતાપ, મહિમાની તેમ સંત–સત્સંગીના નિયમ અને ધર્મની વાતો કરી, કે પેલા બે સ્વાર અને બીજા આવેલા બે, એ ચારે જણા સત્સંગી થઈ ગયા, અને તેમને પગે લાગી, રૂપિયા પચીસ તેમના ખર્ચ સારૂ આપ્યા.

જુઓ, નીચ વૃત્તિનાં કોળીની જાતમાં જન્મેલા છતાં સત્સંગના પ્રતાપે કરીને કેવા સદાચારી, શુદ્ધ અંતઃકરણી અને ભગવાનના એકાન્તિક ભક્ત થઇ ગયા. પછી બન્ને જણા વારણા વટાણા ગામે આવ્યા, પણ ત્યાંય દુષ્કાળનો વાયરો તેથી ત્યાં

નિર્વાહ થાય તેમ ન હોવાથી સુરતમાં સારૂં જાણીને ત્યાં ચાલ્યાં ગયાં. ત્યાં શહેર બહારથી બાજરીની કાપણી થયા પછી જે સોથાં રહે છે તેને ખોદી ખંચેરી ગાંઠડી બાંધી ગામમાં વેચવા સારૂં લીધી, અને બજારમાં એકાંતિક સત્સંગી ભાઇચંદ શેઠની દુકાન આગળ હળવે રહીને 'હે સ્વામિનારાયણ બાપા!' કહીને ગાંઠડી ઉતારી. સ્વામિનારાયણ નામ સાંભળી શેઠ ચમકયા, "અરે બાઇ, એ શું નામ લીધું? તો કહે, "એ તો અમારા પ્રભુ સ્વામિનારાયણનું નામ છે. અમે એનો ધર્મ પાળીએ છીએ. ત્યારે શેઠ કહે, "બાઈ અમે પણ સ્વામિનારાયણનો જ ધર્મ પાળીએ છીએ, તમે ગભરાશો નહિ. તમે કયાંના છો? કયાંથી આવો છો? આ કૂચો કયાંથી લાવ્યા છો?" બાઈ કહે, "ભાઈ અમે કાઠીઆવાડના લોયા ગામના છીએ. અહીં સુરત તરફ સારૂં જાણીને કાળ ઉતરવા આવ્યા છીએ અને આ કુચો રસ્તામાંથી ખોદીને બે પૈસા મળે એટલા સારૂં લાવ્યા છીએ."

પછી શેઠે પૂંજા ભક્તને કહ્યું, "ભકત, ચાલો મન્દિરમાં દર્શને." પછી પૂંજો ભક્ત મન્દિરમાં દર્શને આવ્યા. ત્યાં મુક્તાનન્દ સ્વામી નામે મોટા સંત હતા તેમણે પૂંજા ભકતને ઓળખ્યા. "અહોહો પૂંજા ભકત, તમે કયાંથી? પૂંજો ભકત સ્વામિને દંડવત કરવા મંડયા. સ્વામીએ ઊભા થઇને ભકતને ઊભા કર્યા. ભકત કહે, "સ્વામી, અમને આટલે છેટે દુકાળભાઇ ખેંચી લાવ્યો છે. સ્વામી કહે, "એકલા છો?" શેઠ કહે: "ના મહારાજ! ભેળું ઘરનું માણસ છે." સ્વામીએ બહુ આશ્વાસન કર્યું. શેઠ કહે—"સ્વામી આ ભકત કેવા છે?" સ્વામી કહે—મારા જેવા. એમ કહી સ્વામીએ ભકતનાં બહુ વખાણ કર્યાં. પછી ભાઇચંદ શેઠે બન્નેને પોતાને ઘેર રાખ્યા અને સુખેથી કાળ ઉતરાવ્યો.

આ બન્ને દંપતી જાતે કોળી હતાં. પણ સંતસમાગમના પ્રભાવથી મોટા યોગીના પણ યોગી, ભગવાનના પરમ એકાંતિક ભક્ત થઈ ગયા. માટે સંતસમાગમ કે શાસ્ત્રશ્રવણ વિના જ્ઞાન

થતું નથી. જ્ઞાન વિના મુક્તિ થતી નથી, મુક્તિ થયા વિના સુખી થવાતું નથી. માટે સકલ મોક્ષ સાધનોમાં સંતસમાગમ અને શાસ્ત્રશ્રવણ એ બે જ મુખ્ય સાધન છે. તેમાં પણ સંતસમાગમ એ બોલતુંચાલતું મુખ્ય સાધન છે. સંતસમાગમથી દર્પણમાં જેમ મોં દેખાય તેમ હૃદયદર્પણમાં પોતાના દોષો દેખાઈ આવે છે. આ દોષો એથી ટાળી શકાય છે, નિર્દોષી થવાય છે; અને ત્યારે જ આ જીવ ભગવાનનો કૃપાપાત્ર અને કૃતકૃત્ય થાય છે. માટે દરેક રાગી–ત્યાગી સ્ત્રીપુરૂષોએ હંમેશાં શુદ્ધ ભાવે કરીને સંતસમાગમ કરવો.

**गंगा पापं शशी तापं दैन्यं कल्पद्रुमस्तथा ।**
**पापं तापं च दैन्यं च हन्ति साधुसमागमः ॥**

ગંગાજી પાપીઓના પાપને હરે છે. ચન્દ્ર તાપને હરે છે. કલ્પવૃક્ષ દીનતાને હરે છે. પરન્તુ સાધુ પુરૂષનો સમાગમ તો પાપ, તાપ અને દીનતા, એ ત્રણેને હરે છે.

**साधुनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।**
**कालेन फलति तीर्थं सद्यःसाधुसमागमः ॥**

સાધુઓનું દર્શન જીવને પવિત્ર કરનારૂં છે. સાધુ પુરૂષ તો તીર્થના પણ તીર્થરૂપ છે. તીર્થ ઘણા કાળે ફળે છે. અને સાધુનો સમાગમ તો તરત જ ફળદાયક થાય છે.

## સંતસમાગમ એ જ મોક્ષનું ખરું સાધન છે

**न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छीलामयाः ।**
**ते पुनंत्युरुकालेन, दर्शनादेव साधवः ॥**

ગંગાદિક જલમય તીર્થોના સેવનથી પાવન ન થવાય તેમ નહિ, પાવન તો થવાય, પણ ઘણે કાળે કરીને પાવન થવાય. અને સંતપુરુષોના તો દર્શનથી જ પાવન થવાય છે.

**કુંથકોટ** ગામમાં એક ગરાસીઆએ પોતાની પુત્રીને સિન્ધ દેશમાં મીર વેરે પરણાવી; પણ મન્દ ભાગ્યે રાંડી અને પોતે

પીયરમાં આવીને રહી. ત્યારે તેને તેની ભોજાઇઓ જ્યારે ને ત્યારે વઢે, છણકા કરે, મેણાં મારે કે, "બેસ બેસ રાંડ તું તો મુસલમાની છું. તે અમારા સામું શું બકે છે?" આમ કહે. આ શબ્દો તેને તીખા બાણ જેવા લાગતા, પણ તે બિચારી સહન કરતી. એક વખત તેની ભોજાઇઓએ સખત શબ્દોથી અપમાન કર્યું, મેણાં માર્યાં. એ શબ્દો એને હાડોહાડ લાગી ગયા. તે સહન કરી શકી નહિ. આથી આત્મઘાત કરવાનું નક્કી કર્યું. તાંસળીમાં અફીણ ઘોળી પીવાનું કરતી હતી, ત્યાં તો પાડોશણ બાઇએ કહ્યું "અલી એ! માનુ, સ્વામીનારાયણના સાધુ આવ્યા છે. અમે એમનાં દર્શને જઇએ છીએ. તારે આવવું હોય તો હાલ. "આણે વિચાર કર્યો, જે મરવું તો છે. પણ લાવને મરતાં મરતાં સાધુનાં દર્શન તો કરી આવું. આમ ધારી તાંસળી કોઠામાં મૂકી દર્શન કરવા ગઈ. ત્યાં મુક્તાનંદ સ્વામી આવેલા.

તે વખતમાં સાધુઓ બાઇઓને અડકતા નહિ, પરન્તુ છેટેથી વાતો કરતા. આ બાઇ પગે લાગી હાથ જોડી છેટે બેઠી. પછી સ્વામીએ વાત કરી, જે આ લોકમાં મનુષ્યદેહ પામવો અત્યંત દુર્લભ છે. ચિન્તામણિ તુલ્ય છે. જે દેહને ઇન્દ્રાદિ દેવતાઓ ઇચ્છે છે તો પણ તેમને મળી શકતો નથી આવા મોક્ષના સાધનભૂત મનુષ્યદેહને પામી જે જીવ પોતાનું કલ્યાણ કરતો નથી; પણ તુચ્છ જીવોના અપમાનથી કે દુર્વચનોથી મુંઝાઇને અફીણ ખાઇને, ગળે ટુંપો ખાઇને કે કોઇ પણ પ્રકારે આત્મઘાત કરી દેહને પાડી નાખે છે, તો તેના જેવો કોઇ પાપી નથી. તેનો કોઇ પણ પ્રકારે ઉદ્ધાર થતો નથી અને અનંત કાળ સુધી જન્મમરણરૂપ સંસારસાગરમાં ડુબકાં ખાધા કરે છે. માટે કોઇ અપમાન કરે, તાડન તિરસ્કાર કરે કે ગમે તેવાં વચનરૂપી બાણ મારે તો પણ કોઇ રીતે મુંઝાઇને આત્મઘાત કરવો નહિ. ભગવાનનો તથા સારા સાધુનો સમાશ્રય કરીને પોતાના જીવનું કલ્યાણ કરી લેવું. આમ મુક્તાનંદ સ્વામીએ ઘણીક વાતો કરી તેને સાંભળતાં જ તે બાઇનું હૃદય ફરી ગયું અને કહે "મહારાજ તમો તો

સાક્ષાત ભગવાન જેવા છો. હું આજથી તમારા સ્વામિનારાયણના ધર્મની થઈ છું. હવેથી હું 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ' એ નામનું ભજન કરીશ.

આમ કહી વારંવાર પગે લાગી ઘેર ગઇ. અને અફીણની તાંસળી ઢોળી નાખી. બાઈ તો હાલતાંચાલતાં ખાતાંપીતાં કામકાજ કરતાં, સૂતાંબેસતાં અખંડ સ્વામીનારાયણનું ભજન કરવા લાગી. આથી તેના દ્વેષીઓ પણ વાલેસરી થઈ ગયા. આવી રીતે આ બાઇ ફક્ત મુક્તાનન્દ સ્વામીના દર્શનથી પાવન થઇ ગઇ અને મૃત્યુમાંથી બચી ગઇ.

વાચકો વાંચો ! હજી આગળ વાંચો :

મેંગણી તાલુકાના દરબાર માનભા પોતે મહાન શિકારી, નિર્દય, ક્રૂરસ્વભાવી અને કેવળ માંસાહારી હતા. બંદુક તો હાથમાંથી મુકતા જ નહિ. કોઈ કહેશે. "દરબાર, આજે એકાદશી છે." તો કહેતા કે, 'આજે અન્ન ખાધાનું પાપ કહ્યું છે, પણ માંસ ખાધાનુ પાપ કહ્યું નથી.' આવા પાપના પર્વતરૂપ હતા.

એક વખતે એમના બાગમાં યોગીવર્ય, ગોપાળાનંદ સ્વામી નામના મહાન સમર્થ સાધુ થોડાક સંતો સહિત ઉતરેલા. ત્યાં કેટલાક સત્સંગી તથા બીજા માણુસો આવે જાય તેને જોઇ માનભાએ પૂછયું, 'અલ્યા અહીં શું છે ?' 'બાપુ; અહીં સ્વામિનારાયણના સાધુ ઉતર્યા છે. તે વાતો બહુ સારી કરે છે.' દરબાર બાગમાં આવ્યા તો સ્વામી તથા બીજા સાધુઓ આંખો મીંચી સ્વસ્તિકાસને સ્થિરપણે બેસી ધ્યાનમાં બેઠા હતા. એટલે દરબાર ઊભા રહ્યા. પણ સૌને ધ્યાનસ્થ જોઈ ગુણ આવ્યો કે તરત જ તેમનાં પાપો પાંખો કરી ઉડવા લાગ્યાં. સ્વામી જાગીને કહે, 'કોણ ?' બીજા કહે, 'બાપજી ! આ ગામધણી છે. સ્વામી કહે, 'આવો આવો દરબાર, બેસો.' ત્યારે એ હાથ જોડી કહે, 'હા મહારાજ.' સ્વામીએ વાતો કરવા માંડી. 'દરબાર ! આ લોકમાં મનુષ્યજન્મ

મળવો બહુ દુર્લભ છે. તે પણ પાણીના પરપોટા જેવો ક્ષણભંગુર છે. આવા મનુષ્યજન્મને પામી જે મનુષ્ય પોતાનો મોક્ષ સાધતો નથી અને કેવળ સ્વાર્થનાં સગાં મા, બાપ, સ્ત્રી, છોકરાં, સગાં-વહાલાં તેને પોતાનાં જાણી તેમાં રચ્યોપચ્યો રહે છે, તેને અર્થે અન્યાય અધર્મ કરે છે. તેના ઉપર પ્રભુ દયા કરતા નથી. જેમ પોતાને તાડનતિરસ્કાર, રોગ કે શોકનું દુઃખ થાય છે તેમ બીજાને પણ તેવું જ થતું હશે. આમ વિચાર કર્યા વગર કેટલાક અજ્ઞાની જીવ નિર્દય થઈને બીજાના પ્રાણને લઈ લે છે અને કેવળ પાપથી પેટભરે છે તેનું કયાં સારૂં થશે? દરબાર! જેમ બને તેમ સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી. પોતાનું અને પરનું હિત થાય તેમ વર્તવું. અને સાધુસંતનો સમાગામ કરી પોતાના જીવનું કલ્યાણ થાય તેમ કરવું. આ જીવ, એકલો આવ્યો અને એકલો જવાનો છે. ગમે તેટલું ધન તથા સુખસાહેબી ભેગી કરી હોય તો પણ બધું પડયું મૂકી કેવળ પાપપુણ્યનું પોટલું બાંધી એકલો પરલોકને માર્ગે જાય છે.

આમ ઘણી ઘણી વાતો સ્વામીએ કરી તે સાંભળી દરબારનો તો એકદમ હૃદયપલટો થઈ ગયો. ઊભા થઈ હાથમાંની બંદુક પથરા ઉપર પછાડી ભાંગી નાખી. આંખમાં અશ્રુ ટપકાવતાં હાથ જોડી કહ્યું, 'સ્વામી! ઘણાક જીવોનો પ્રાણ લેનારો હું મહાપાપી છું. મારો ઉદ્ધાર કરો. આજથી હું તમારે શરણે છું. આપ મારે ઘેર પધારો. રસોઇ કરી જમો. બે દિવસ રોકાઇ મને ઉપદેશ આપો.' પછી સ્વામી બહુ રાજી થયા. તેમને માથે પોતાનો વરદ હાથ મૂકયો.

તેમના ઘેર બે દિવસ રહી, તેમને નાવુંધોવું, પવિત્રપણે રહેવું, ધર્મનિયમ પાળવો વગેરે વગેરે બહુ ઉપદેશ આપી, ગઢડે આવજો એમ દરબારને કહી ચાલી નીકળ્યા. આવા પાપના પર્વતરૂપ તે પણ સંતના સમાગમે કરીને આજે આ દેહે પવિત્ર થઇ પરમ પદને પામી ગયા.

## પાપનો પર્વત મૂંજોસુરુ

ગોંડળ પાસેના લિલાખા ગામમાં મૂંજોસુરૂ નામનો ચારણ હતો. તે મહાબળીઓ, માંસાહારી અને જમ જેવો નિર્દય હતો. ભરવાડના વાડામાં બકરાની ચોરી કરવા જાય તો બેને ઝાલે હાથમાં, બે બગલમાં અને એક મોંમાં એમ પાંચ બકરાં પકડી, દોડીને ભાગી જતો. આવો રાક્ષસ જેવો બળિયો હતો.

એક વખત તેની વાડીએ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી આદિ આઠેક સાધુ ઉતર્યા. સ્નાન કર્યાં પછી બધા સંતો ધ્યાન કરવા બેઠા. ત્યારે કોસ હાંકનાર પોતે મૂંજોસુરૂ, સ્વામી આદિક સંતોની ક્રિયા જોઈને કોસ હાંકવો બંધ કરી આગળ આવી ઊભો. સ્વામી ધ્યાનમાંથી જાગ્યા, ત્યારે બીજા કહે—બાપજી! આ વાડીના ધણી છે. ત્યારે સ્વામી કહે, "આવો, આવો, બેસો. કોહ તો સદાય હાંકયા કરવાનો છે, પણ આ સાધુ દૈવયોગે તમારી વાડીએ આવ્યા છે, તો જરા તેમની વાતો સાંભળો." ત્યારે મૂંજોસુરૂ કહે, "હ્યો મહારાજ, આ બેઠા, કરો વાતો." ત્યારે સ્વામી કહે, "આ લોકમાં ભગવાને જીવનું કલ્યાણ કરવા સારૂં આ મનખાદેહ દીધો છે; પણ આ જીવ માયાએ કરીને પોતાનું કરવાનું ભૂલી, બીજાનું કરવા કમર કસીને મંડયો છે. માટે બાપુ! જેમ સાચા થઈને ખેડમાં મહેનત કરો છો તો દાણા દેખો છો, તેમ આપણે આપણા જીવને માટે જરૂર કંઈક કરવું જોઈએ. આ લોકમાં આપણું કોઈ નથી. આપણે કોઈના નથી. પાપ અને પુણ્ય એ જ સાચું છે. પાપનું ફળ જન્મમરણ અને જમપુરી છે. પુણ્યનું ફળ, સુખ અને સ્વર્ગાદિક લોક છે. કાળ આવશે ત્યારે આ જીવને, ગળે ઝાલી ગુંગળાવી ઢસરડીને લઈ જશે. માટે વિચાર કરજો અને આવા સાધુ તમને કહે છે તે વાત સાચી છે." આમ બહુ બહુ વાતો કહી કે તરત જ મૂંજોસુરના મનનો પલટો થઈ ગયો. "ઓહોહો મહારાજ તમે તો સાક્ષાત ભગવાન જેવા છો. આજથી હું તમારે શરણે છું. માટે મારા પાપ બાળો. એમ કહીને સ્વામીના

પગને બે હાથે પકડીને રડવા લાગ્યો. બાપજી! હું તો મહાપાપી છું. માટે મારો ઉદ્ધાર થાય તેમ કરો. પછી સ્વામીએ તેને બહુ બહુ ઉપદેશ આપ્યો; અને નાવા-ધોવાનો, પવિત્રપણે રહેવાનો, મન-વચન-દેહે કરીને કોઇને પણ નહિ દુભવવાનો, અહિંસક રહેવાનો તથા શુદ્ધ આહાર કરવાનો પવિત્ર નિયમ આપ્યો. એ મૂંજોસુરૂ મહાપાપી હતો; છતાં સાધુના સમાગમથી આને આ દેહે જીવનમુક્ત બની ગયો. માટે સંત-સમાગમથી થાય છે, તેવું અસાધ્ય સાધનો સાધવાથી થતું નથી.

## અમૃત ક્યાં છે ?

એક વખત નૈમિષ્યારણ્ય ક્ષેત્રમાં ઘણાક ઋષિઓ, મુનિઓ, મહાત્માઓ ભેગા થયા. ત્યાં એવો પ્રશ્ન ઊઠ્યો કે-અમૃત ક્યાં હશે ?

**अब्धौ विधौ वधुमुखे फणीनां निवासे**
**स्वर्गे सुधा वसति वै विबुधा वदन्ति ॥**
**क्षारः क्षयः पतिमृतिर्गरलं निपातः**
**कण्ठे सुधा वसति वै भगवज्जनानाम् ॥**

અમૃત ક્યાં હશે? ત્યારે કેટલાક કહે-અમૃત સમુદ્રમાં હોવું જોઇએ. કારણકે સમુદ્રમંથન વખતે લક્ષ્મીજી સમુદ્રમાંથી અમૃતનો ઘડો લઇને નીકળ્યાં છે. માટે અમૃત સમુદ્રમાં જ હોવું જોઇએ. ત્યારે બીજા કહે-તેમાં હોય તો સમુદ્ર ખારો કેમ રહે? માટે અમૃત સમુદ્રમાં હોવું ન જોઇએ. ત્યારે કેટલાક કહે-ચંદ્રમામાં હોવું જોઈએ, કારણ કે સૌને શીતળ શાન્ત બનાવે છે; અને વનસ્પતિમાત્રનું પોષણ કરે છે. ત્યારે કેટલાક-કહે તેમાં હોય તો તેને ક્ષયરોગ કેમ રહે? માટે ચંદ્રમામાં પણ હોવું ન જોઇએ. ત્યારે કહે-સ્રીના મુખમાં અમૃત હશે, જેથી મોટા મોટા દેવયોગી તપસ્વીઓને પણ મોહ ઉપજાવી મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરી નાખે છે. કેટલાક કહે-સ્રીમાં હોય તો તેનો પતિ મરે કેમ? માટે એમાં પણ ન હોવું જોઇએ. ત્યારે કેટલાક કહે, પાતાળમાં તો અમૃત

જરૂર હોવું જોઇએ. તો કહે–ત્યાં હોય તો સર્પોમાં ઝેર કેમ રહે? માટે ત્યાં પણ ન હોવું જોઇએ. ત્યારે કેટલાક કહે, અમૃત તો સ્વર્ગમાં જરૂર હોવું જોઇએ. તો કહે ના, ના. ત્યાં હોય તો દેવતાઓ પૃથ્વી ઉપર કેમ પડે? માટે ત્યાં પણ અમૃત ન હોવું જોઇએ. ત્યારે બધા મળી પરસ્પર ખૂબ વિચાર કરી બોલ્યા, વાહ વાહ અમૃત તો એક ભગવાનના ભક્ત સાધુ પુરુષોના મુખમાં જ રહ્યું છે. કેમકે તે સાધુ પુરુષોના મુખામૃતનું પાન કરે છે. તે કુળ–કુટુમ્બે સહિત અમર થઈ જાય છે. સાધુપુરુષના મુખમાં જ અમૃત રહ્યું છે. એથી તો પાપના પર્વતરૂપ પાતકીઓ પણ સાધુના દર્શનથી, સ્પર્શથી અને સેવાસમાગમથી પાવન થાય છે; માટે આ લોક–પરલોકમાં સુખનું સાધન માત્ર સાધુ જ છે. અને મોક્ષદ્વાર પણ સાધુના સંગથી ઉઘડે છે. સ્ત્રીછોકરાં પરનો સ્નેહપાશ પણ સાધુના સંગથી જ તૂટે છે.

**यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके स्वधीः कलत्रादिषु भौमइज्यधीः।**
**यत्तीर्थबुद्धिः सलीले न कर्हिचिज्जनेष्वभिज्ञेषु स एव गोखरः॥**

શરીરમાં જેવી આત્મબુદ્ધિ છે, શરીરના સમ્બન્ધી માબાપ-સ્ત્રીછોકરાંને સગાવહાલામાં જેવી મમત્વબુદ્ધિ છે. દેવપ્રતિમાઓમાં જેવી પૂજ્ય બુદ્ધિ છે, ગંગાદિક જળને વિષે જેવી તીર્થબુદ્ધિ છે, તેવી આત્મબુદ્ધિ, પૂજ્યબુદ્ધિ અને તીર્થબુદ્ધિ જો સ્વપરઃ શ્રેયસ્સાધક સાધુ પુરૂષોમાં નથી, તો તેને પશુ જેવો જાણવો.

**। महत्सेवां द्वारमाहुर्विमुक्ते स्तमोद्वारं योषितां संगिसंगम् ।**

મોટા પુરૂષોની સેવા એ મોક્ષનું દ્વાર છે, અને સ્ત્રીયાસક્ત પુરૂષોની સંગતિ એ નરકનું દ્વાર છે; એટલે મોક્ષદ્વાર મોટા પુરુષના સેવાસમાગમથી ઉઘડે છે, અને ઈન્દ્રિયાનન્દી, વિષયાનન્દી અને લોગારામ જેવા પુરુષોના સમ્બન્ધથી તો મોક્ષદ્વાર બંધ થાય છે. અને દુઃખદ દ્વાર ખુલ્લું થાય છે. માટે આ લોક પરલોકમાં જેને પરમ સુખી થવું હોય તેણે તો હંમેશાં સ્વપરશ્રેયસ્સાધક સ્વાર્થ-ત્યાગી સત્પુરૂષોનો જ સમાગમ કરવો.

## સત્પુરુષો એજ નૈમિષારણ્યક્ષેત્ર છે

આ જીવને અનન્ત કાળથી ભવાટવીમાં ભમાવનારૂં, મોક્ષમાર્ગથી પાડનારું અને અપાર સંસારસાગરમાં વારંવાર ડૂબકાં ખવરાવનારું, એક મનોમય ચક્ર છે. એ મનોમય ચક્ર જ્યાં સુધી સ્થિર થયું નથી, જ્યાં સુધી તેની તીક્ષ્ણ ધારાઓ બુઠી થઇ નથી, ત્યાં સુધી આ જીવ કયારેય પણ માયાથી મુક્ત થતો નથી અને પરમાત્માના પરમ પદને પામી સુખી થતો નથી. હવે એ મનોમય ચક્ર શું ? અને એની ધારા શી સમજવી ? તો, મનોમય ચક્ર એ મન અને એની ધારા તે દસ ઇન્દ્રિયો સમજવી. એ મનોમય ચક્ર જે ઠેકાણે સ્થિર થાય અને એની ઇન્દ્રિયોરૂપી ધારા જે ઠેકાણે ઘસાઇને બુઠી થાય તેને નૈમિષારણ્ય ક્ષેત્ર જાણવું. આવાં નૈમિષારણ્ય ક્ષેત્ર તો સત્પુરૂષ, સતશાસ્ત્ર, સદ્ધર્મ, સત્તીર્થ અને સદ્આશ્રમો આદિ ઘણાં છે, પણ સર્વથી ઉત્તમોત્તમ નૈમિષારણ્ય ક્ષેત્ર તો એક સત્પુરુષ જ છે. જેમ કૂતરાને રોટલીનો કકડો દેવો, અનાશ્રયને આશ્રય દેવો, ભૂખ્યાને ભાખરી દેવી એ સર્વ દાન છે: પણ એ સર્વ દાનથી જીવને જન્મમરણ, ગર્ભવાસ અને યમયાતના આદિના દુ:ખોથી મુક્ત કરવાને અભયદાન દેવું, એ જ ખરેખરું સર્વોત્તમ દાન છે, તેમ સત્પુરુષો એ જ સર્વોત્તમ નૈમિષારણ્ય ક્ષેત્ર છે.

ઘેર જપ, તપ, વ્રત, દાનાદિ સત્કર્મો કરનારાને જે ફળ મળે છે તે કરતાં ઉપર કહેલાં નૈમિષારણ્ય ક્ષેત્રમાં જઇને સત્કર્મ કરનારાને અનન્ત, અપારગણું વિશેષ ફળ મળે છે, જેને જન્મમરણ, યમયાતના, લક્ષચોરાશીના દુ:ખોથી મુકાવું હોય; કામ–ક્રોધાદિ અંત:શત્રુઓના પંજામાંથી છૂટવું હોય, સર્વોપરિ સુખસિન્ધુ ધર્મકુમાર ભગવાન્ શ્રી હરિને પામી પરમ સુખી થવું હોય તેને તો હંમેશાં સત્પુરુષરૂપ નૈમિષારણ્ય ક્ષેત્રનુંજ સેવન કરવું.

## સત્પુરુષો તો તીર્થોને પણ પાવન કરનારા છે

तीर्थपापहराः सन्तः તીર્થોના પાપને હરનારા સાધુપુરુષો છે. અને આવા સાચા, સદ્વર્તનની સાર્થક નામવાળા સાધુ પુરુ-

પોની ગંગાજી પણ પોતાને પાવન થવાની રાહ જુએ છે. સગર રાજાએ નવ્વાણું યજ્ઞ કર્યા. પછી સોમો યજ્ઞ કરવા માંડયો, ત્યારે ઈન્દ્રે જાણ્યું જે આ યજ્ઞ નિર્વિઘ્ન થયો તો જરુર મારૂં ઈન્દ્રાસન લેશે. આમ ધારી યજ્ઞાશ્વ હરિને કપિલ મુનિના આશ્રમમાં બાંધી દીધો, કારણકે યુદ્ધથી તો જીતવું કઠણ હતું. તેથી ટાઢે પાણીએ ખસ કાઢવી ધારી આમ કર્યું. પેલા સગરરાજાના સાઠ હજાર છોકરામાંથી એક છોકરો ઘેર રહ્યો; બાકી બધા છોકરાઓ ઘોડાની શોધ કરવા નીકળી પડયા. ફરતા ફરતા કપિલમુનિના આશ્રમમાં આવ્યા. ત્યાં ઋષિને ધ્યાનસ્થ અને પડખામાં ઘોડાને બાંધેલો દેખી ઘોડો છોડી લીધો, અને મોટો કળાહોળ થઈ રહ્યો; ત્યાં તો ઋષિ જાગી ઊઠયા. અરે ! આ શું ! ત્યાં તો પેલા કહે, "તું કપટી છે, દંભી છે, ઘોડો ચોરી આંખો મીંચી કેવો બેઠો છે ?" ઋષિ કહે, "આમાં હું કંઇ પણ જાણતો નથી, તદ્દન નિર્દોષ છું;" તો પણ તેમના વચન પર લક્ષ ન આપતાં ઘણું અપમાન કર્યું અને મારે તેટલું કર્યું, આથી તેમનો ક્રોધાગ્નિ નીકળી પડયો, અને એકદમ ક્રોધાવેશમાં આવી કહ્યું:– "અરે પાપાત્માઓ તમો નિર્દોષી પર આટલો ક્રોધ કરો છો તો જાઓ તમે સૌ ભસ્મીભૂત થઇ જાઓ." આમ કહેતાંજ સર્વે ભસ્મીભૂત ગઇ ગયા. આથી હાહાકાર થઇ ગયો. ઘોડો તો રાજમાં ગયો, પણ વિઘ્ન પડવાથી યજ્ઞ બંધ થયો.

હવે જે છોકરો ઘેર રહ્યો હતો, તેણે આવીને ઋષિને રડતે હૃદયે ઘણીઘણી પ્રાર્થના કરી, પણ કંઈ વળ્યું નહિ. પછી તેણે ઘણા ઘણા ઋષિ, તપસ્વીઓ મુનિમહાત્માઓને પૂછયું કે:– મારા ભાઇઓની કોઇ વાતે સદ્ગતિ થાય ? ત્યારે સહુએ કહ્યું કે "ગંગાજી પૃથ્વી ઉપર આવે તો તેના સ્પર્શથી સદ્ગતિ થાય." પછી ગંગાજી ઉપર તપ કરવા માંડયું. તો તપ કરતાં કરતાં ખતમ થઇ ગયો, પણ ગંગાજી પ્રસન્ન થયાં નહિ. પછી તેનો છોકરો રાજગાદી પર હતો. તેને જ્યારે પુત્ર થયો, ત્યારે એ પણ પોતાના છોકરાને રાજ્યગાદી સોંપી ગંગાજી ઉપર તપ કરવા

ચાલી નીકળ્યો. પછી તેને દીકરો થયો, ત્યારે તેને રાજ્ય સોંપી તપ કરવા ચાલી નીકળ્યો. આમ છ પેઢી સુધી તપ કર્યું. તો પણ ગંગાજી પ્રસન્ન થયાં નહિ.

## પુરુષાર્થની પ્રતિમા ભગીરથ

સગર રાજાની સાતમી પેઢીએ ભગીરથ થયા. એ તો જરા સમજણા થયા કે ગાદીએ ન બેસતાં ગંગાને લાવવાનો પ્રયત્ન કરવા તપોવનમાં ચાલી નીસર્યા. વંશ રાખવો હશે. તો ભગવાન રાખશે, પણ હું મારા પિતૃઓને સદ્‌ગતિ ન પમાડું તો હું તેમના કુળમાં જન્મ્યો શા કામનો ? એમ ધારી ભયંકર તપ આદર્યું. આથી ગંગાજીએ પ્રસન્ન થઇ દર્શન આપી "માગ માગ" કહ્યું. તે બોલ્યો "હે માત, હે દેવી, પૃથ્વીમાં પધારો અને મારા પિતૃઓનો ઉદ્ધાર કરો': ત્યારે ગંગાજી બોલ્યાં.

किंचाहं न भुवं यास्ये नरा मयि मृजन्त्यघम् ।
तदघं कुत्र मृजामि, राजंस्तत्र विचिंत्यताम् ॥

હે રાજન ! હું પૃથ્વી પર નહિ આવું, કેમકે પાતકીઓ મારામાં પાપ મૂકીને પાતકમુકત થાય; પણ મારે એ પાપથી મુકત કયાં થવું તે વિચાર કરીને કહે. એટલે પાતકીઓનાં પાતકોને હું હરું; પણ મારાં પાપોને હરનારો કોઈ છે ? જો હોય તો બતાવ.

साधवो न्यासिनः शान्ता ब्रह्मिष्ठा लोकपावनाः ।
हरन्त्यघं तेऽङ्गसंगात् तेष्वास्ते ह्यघभिद्धरिः ॥

ભગીરથ કહે, "માજી, તમારાં પાપોને હરે એવા સાધુ પુરૂષો છે. કેમકે તેમના હૃદયને વિષે પાપદાહક પ્રભુનો વાસ અખંડ રહે છે. તેથી તેમને પાતક લાગતું નથી. માટે આપ સુખેથી પધારો અને અમારા કુળમાં મરી ગયેલા સગર રાજાના પુત્રોનો ઉદ્ધાર કરો. ગંગાજી કહે, "ભલે, હું આવું, પણ મારા વેગને કોણ સહન કરી શકશે ? પૃથ્વી ભાર નહિ ઝીલી શકે

માટે તેનો વિચાર કરી મને કહો." પછી ભગીરથે કેટલાક યોગાધિપતિ મુનિ મહાત્માઓને આનો ઉપાય પૂછયો, તો કહે ગંગાના વેગને મહાદેવ સહન કરી શકે તેમ છે; માટે એને હા પડાવો.

## ગંગાધરે ગંગાનું અભિમાન ઉતાર્યું

આમ કહ્યું, ત્યારે ભગીરથે તપ કરી શંકરને પ્રસન્ન કર્યા શંકર કહે, **व्रीयतां वरः।** ભગીરથે કહ્યું કે "ગંગાને પડવું છે માટે તેના વેગને આપ સહન કરો. અગર સહન કરનાર કોઈ બીજો બતાવો." શંકર કહે, "જા કહે, કે તમે શંકરના મસ્તક ઉપર પડો. ભગીરથે ગંગાજીને કહ્યું. ગંગાજીને એમ થયું જે આવા મહાદેવ બળિયા કેવા જે પૃથ્વી ઉપર મારા પડવાના વેગને કોઈ ન સહન કરી શકે, છતાં મસ્તક ઉપર ધારવાને તૈયાર થાય છે! પણ હું ખરી તો શંકરને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવું. આમ ધાર્યું. પરન્તુ કૈલાસપતિ પ્રભુએ ગંગાનું અભિમાન હરવા જટાની એક લટ છોડી ઊભા રહી કહ્યું કે: **भो गंगे पत**–આમ કહ્યું કે તરતજ ગંગાજી પડયાં.

પણ ગંગાધર ભોળાનાથે પોતાની જટાની એક લટમાં ગંગાજીને ગૂંચવી દીધાં. તે બહાર નીકળી શકયાં જ નહિ. આથી ગંગાજી મુઝાયાં. ભગીરથ પણ અતિ અકળાયો. શંકરની પ્રાર્થના કરવા લાગ્યો કે: "અનાથના નાથ! કૃપાનાથ! જિંદગીભર તપ કરીને ગંગાજીને લાવ્યો પણ તમે જટામાં રાખી મૂકયાં બાપજી! ઓ દીનાનાથ, આ દીન પર દયા કરો અને અમારા ભાઇઓના ભલાની ખાતર ગંગાને છોડો." પછી શકંરે એક લટ છોડી કે ગંગાજી બહાર નીકળ્યાં.

હવે રાજા આગળ ચાલે છે. ગંગાજી પાછળ આવે છે. ત્યાં વચમાં તપ કરતાં જહ્નુ ઋષિને બેઠેલા જોઈને ભગીરથે કહ્યું કે– ઋષિ મહારાજ! ઊઠો ઊઠો. બાજુ પર જાઓ. ગંગાજી આવે છે. તો કહે–ભલે આવે. હું અહીંથી ઉઠવાનો નથી. તો કહે–કૃપા-

નાથ ! તમને તાણી જશે. ઋષિ કહે–ભલે તાણી જાય; પણ હું ઉઠવાનો નથી. ત્યાં તો ગંગાજીનો પ્રવાહ આવી પહોંચ્યો. એટલે જહ્નુમુનિ તેનું આચમન કરી ગયા. એટલે ભગીરથ કંગાલ દીન થઈ ગયો. અરેરે ! માંડ માંડ લાવ્યો છું વળી આ ઋષિએ ભૂડું કર્યું. પછી જહ્નુ ઋષિની બહુ પ્રાર્થના કરી ત્યારે ઋષિએ રાજાની પ્રાર્થનાથી ગંગાજીને પોતાની જાંઘ ફાડી મહીંથી પ્રવાહરૂપે કાઢયાં. ત્યારથી ગંગાજી જાહ્નવી નામને પામ્યાં. પછી ભગીરથ જે સ્થાને પોતાના પિતૃઓ ભસ્મ થઇ ગયા હતા ત્યાં ગંગાજીને લાવ્યો. ત્યાં ગંગાજળનો સ્પર્શ થતાં જ તરત જ અસદ્‌ગતિને પામેલા ઓગણસાઠ હજાર નવસો નવાણું સગર રાજાના છોકરાઓ સદ્‌ગતિને પામી ગયા. આવાં સમર્થ ગંગાજી પતિત પાવની છે; છતાં પણ–

**परदारपरद्रव्यपरद्रोहपरांग्मुखः ।**
**गंगा ब्रूते कदागत्य मामयं पावयिष्यति ॥**

પારકી સ્રીને વિષે માબહેન અને દીકરીની ભાવના રાખવાવાળા, પારકા ધનને પત્થર જાણવાવાળા કોઇ પણ સબળ–નિર્બળ જીવને મન, વચન અને દેહે કરીને પણ પીડા નહિ કરવાવાળા ભગવાનને અખંડધારી રહેલા આવા પુરુષો અહીં કયારે આવે અને મને પાવન કરે. આમ ગંગાજી પણ જેની નિરંતર રાહ જોયા કરે છે, એવા સર્વોત્તમ સાધુ પુરૂષો જ. સંસારસાગરની દીવાદાંડી છે. જીવના સાચા સગા અને મોક્ષ માર્ગના ખરા ભોમિયા છે. **अयं हि परमो लाभो नृणां साधु समागमः** પારકું અને પોતાનું શ્રેયસ્કર્મ કરનારા સ્વાર્થત્યાગી સાધુપુરૂષોનો સમાગમ એ જ ખરો લાભ છે. એવા પુરુષોના સમાગમથી જ જ્ઞાન–વિજ્ઞાન થાય છે. જીવની હૃદયગુહામાં અનંત કાલથી ઘૂસી રહેલું અજ્ઞાન પાંખો કરી પલાયમાન થાય છે.

**दुर्लभं दर्शनं तेषां मर्त्योयद् विंदतेऽमृतम् ॥**

જેના સમાગમથી મનુષ્ય મોક્ષ મેળવી શકે એવા સાધુપુરુષોનાં તો દર્શન દુર્લભ છે.

**साधवो बहवःसंति शिष्यवित्तापहारकाः ।**
**साधवो विरलाःसंति शिष्यसंतापहारकाः ॥**

આ લોકમાં આશ્રિત જનોનાં વિત્ત અને વનિતાને હરનારા વેષધારી સાધુ પુરુષો તો ઘણા હોય છે, પણ સેવકોના પાપતાપ હરનારા ભગવાનને ભેટાડનારા સાધુ તો કોઇક વિરલા જ હોય છે.

એક વેરાગી વનમાં રહેતો ત્યાંથી ગામને ગોંદરે જગ્યા બાંધી રહ્યો. તેમાં એક બાઈ પણ રાખી. લોકો બાઇને જોઈ કહે–" ઓ ગુરુમહારાજ ! યહ , કહોન હય ? " તો કહે–" એક મુમુક્ષુ બાઈ હય. સંતનકી સેવાસમાગમ કે લિયે ઔર પઢને કે લિયે ઇધર રહતી હય." તો કહે, " ક્યા પઢતી હય ? " તો કહે, "ગીતાજી પઢતી હય. " " ગીતાજીમેં કોનસા અધ્યાય ચલતા હય ? " " પહિલા અધ્યાય. " " પહિલા અધ્યાયમેં ક્યા ચલતા હય ?' તો કહે–'પહિલા શ્લોક.' તો કહે, " પહિલા શ્લોકમેંભિ ક્યા ચલતા હય ? " તો કહે, આજ " શ્રી'કું છોડકે ઉનકા 'ગુ'મેં મુખ ડાલા હય." એટલે **श्री गुरवे नमः** આમાંથી 'શ્રી' મૂકી આજ 'ગુ' લીધો છે. આમ ગુમાં મુખ નંખાવે એવા ગુરુ તો ઘણા હોય પણ જ્ઞાનામૃતમાં મુખ નંખાવે એવા સદ્‌ગુરુઓ બહુ થોડા હોય છે.

કુંભારને ઘેર એક તોલડી લેવા જઇએ તો પણ તેને આંગળીથી વગાડી વગાડી લઇએ છીએ. જે રખે ખોખરી આપે ને પૈસા ફોગટ જાય ! તેમ જન્મમરણને ટાળવા માટે સાધુ સેવવા ત્યારે તો તેમના બોલની, વર્તનની, સ્વભાવની એમ ખૂબ પરીક્ષા કરીને ચોખા જેવા ચોખ્ખા જણાય તેમનો સમાગમ કરવો.

આ લોકમાં સર્વસિદ્ધિને દેવાવાળા સત્પુરુષો જ છે.

**दृष्टाः स्पृष्टा नता वा कृतपरिचरणा भोजिताः पूजिता वा**
**सद्यः सामर्थ्यं बहुजनिजनितं घ्नन्ति ये वै समूलम् ।**

मोक्ताः कृष्णेन ये वा निजहृदयसमा यत्पदे तीर्थजातम्
तेषां मातः प्रसंगात् किमिह ननु सतां दुर्लभं स्यान्मुमुक्षोः ॥

સત્પુરુષોનાં દર્શનથી, સ્પર્શથી, નમનથી, સેવાથી, જમાડવાથી અને પૂજન કરવાથી જીવોનાં અનેકાનેક જન્મોનાં પાપોનો નાશ થઈ જાય છે. જે સત્પુરુષોને સુખના સાગરભૂત, ભગવાન શ્રી હરિએ પોતાના પ્રાણસમા ગણ્યા છે, જેઓના ચરણમાં તીર્થ માત્રનો વાસ છે, તેવા સત્પુરુષોનો સમાગમ કરવાથી આ લોકમાં મુમુક્ષુને કંઇ પણ દુર્લભ રહેતું નથી. એટલે આલોક–પરલોકમાં સર્વ વાતની સિદ્ધિ થાય છે. ॥ मुक्तेर्द्वारं महत्संगः स्त्रैणसंग उ संसृतेः ॥ સત્પુરુષોનો સંગ એ જ મોક્ષનું દ્વાર છે અને સ્ત્રી-લંપટ કામી પુરુષોનો સંગ એ જ જન્મમરણરૂપ સંસૃતિનું દ્વાર છે. માટે હંમેશાં સત્પુરુષનો સંગ કરવો.

साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम् ।
मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि ॥

સાધુ પુરુષો એ મારૂં હૃદય છે. અને હું સાધુ પુરુષોનું હૃદય છું. તેઓ મારા શિવાય બીજા કોઇને જાણતા નથી. ( પ્રિય રાખતા નથી. ) હું પણ તેમનાથી જરા પણ દૂર રહેતો નથી. સર્વ પ્રકારે તેમની રક્ષામાં રહું છું.

येषां संस्मरणात् पुंसां सद्यः शुध्द्यन्ति वै गृहाः ।
किं पुनर्दर्शनस्पर्शपादशौचासनादिभिः ॥

સાધુપુરુષોનું તો સ્મરણ કરવાથી જ પાવન થઈ જવાય છે. તો તેમનાં દર્શન, સ્પર્શ કે પાદ પ્રક્ષાલિત કરવાથી પાવન થવાય તેમાં શું કહેવું ?

श्रीमद्भागवतार्चनं भगवतः पूजाविधेरुत्तमं
श्रीविष्णो रवमाननाद् गुरुतरं श्रीवैष्णवोल्लंघनम् ॥
तीर्थादच्युतपादजाद् गुरुतरं तीर्थं तदीयांघ्रिजं ।
तस्मान्नित्यमतन्द्रितो भव सतां तेषां समाराधने ॥

ભગવાનની સેવા કરતાં ભગવાનના ભક્ત સાધુપુરુષોની સેવા કરવી તે અતિશ્રેષ્ઠ છે. ભગવાનના અપરાધનું પાપ છે તે કરતાં ભગવદ્દભક્ત સાધુપુરુષોના અપરાધનું મહત્ પાપ છે. ભગવાનના ચરણમાંથી થએલાં તીર્થ કરતાં ભગવદ્દભક્ત સંતોના ચરણથી થયેલાં જે તીર્થ તે અત્યન્ત શ્રેષ્ઠ છે. માટે દરેક શ્રેયેચ્છુએ આવા સાધુપુરુષોનો સેવા–સમાગમ કરવામાં સાવધ ને શૂરા થવું.

આવા સત્પુરૂષો જ્યારે મળે છે ત્યારે જ આ જીવ, જીવ ઇશ્વિર માયા બ્રહ્મ અને પરબ્રહ્મના સ્વરૂપના જ્ઞાનને પામે છે, નિર્મોહી થાય છે, માયાતીત બને છે, અને શીઘ્રપણે દુ:ખોદધિરૂપ સંસારના પારને પામી જાય છે.

अघौघं प्राचीनं व्यपनयति पुण्यं प्रथयति ।
प्रसूते सद्‌बुद्धिं नवनवकलाः पल्लवयते ॥
हरत्यज्ञानान्धं दिशति च परब्रह्मपदवीं ।
सतां संगः कल्पद्रुम इव च किं किं न तनुते ॥

જેમ કલ્પવૃક્ષ સર્વ મનોરથોને પૂર્ણ કરે છે. તેમ આ લોકમાં સત્પુરુષોનો સમાગમ પણ સર્વ મનોરથોને પૂર્ણ કરે છે. સત્પુરૂષોનો સમાગમ આ જીવના પૂર્વજન્મોનાં પાપોના ઢગલાઓને બાળી ભસ્મ કરે છે. પુણ્યને ઉત્પન્ન કરે છે. રૂડી બુદ્ધિ આપે છે. અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે. ભગવાનને પામવાના સન્માર્ગને દેખાડે છે. માટે સત્સંગરૂપ કલ્પવૃક્ષ આ લોક–પરલોકની સર્વ સુખસંપત્તિને આપે છે. માટે દરેક શ્રેયાર્થીએ મન વચન અને દેહે કરી શુદ્ધ ભાવથી સત્પુરૂષોનો સમાગમ અવશ્યપણે કરવો.

મોક્ષમાર્ગનું ને વ્યવહારમાર્ગનું પણ જ્ઞાન સંતસમાગમથી જ થાય છે. માટે સન્માર્ગદર્શક સત્પુરૂષો છે. ભલે, ભગવાન ભેળો રહેતો હોય પણ સત્પુરૂષોના જોગ વિના ભવરોગ ટળતો નથી. માટે હંમેશા દરેક શ્રેયાર્થીયોએ તનમનથી સંતસમાગમ કરી લેવો.

## સંતસમાગમ વિના સમજાતું નથી.

એક વખતે સુરો ખાચર, સોમલો ખાચર, અલૈયો ખાચર આદિક કાઠીઓએ સાધુની સભામાં યોગીવર્ય ગોપાળાનન્દ સ્વામીને પૂછયું, "સ્વામિન્! અમારા ગૃહસ્થોનું કલ્યાણ આ તમારા સાધુ જેવું થશે કે નહિ?" ત્યારે સ્વામી કહે, "તમારૂં કલ્યાણ આ સાધુ જેવું જ થશે, પણ એમાં પેલા ઘાંયજાની પેઠે જરીક કહેવાનું છે." શું? તો એક દરબાર દુકાળને લીધે દહાડા ટૂંકા કરવા દૂર ગામ પોતાને સગેવહાલે ગયો. પાછળથી તેનો ઘાંયજો પણ એ દુકાળ ઉતરવા ગયો.

દરબાર ડાયરામાં બેઠા છે. હુકા પીવાય છે. ત્યાં છેટેથી ઘાંયજો દરબારને સલામ ભરી ઊભો, દરબાર કહે—અલ્યા કયાંથી આવ્યો? બાપુ! ઘેરથી. કેમ? તો કહે તમારી હજુરમાં રહેવા આવ્યો છું. પછી કહે—અલ્યા! દરબારમાં સૌ કહુળખેમ સેને? બાપુ સૌ કહળ ને ખેમ સે, પણ એક જરીક કહેવાનું છે. અલ્યા જરીક શું? ત્યારે કહે—બાપુ આપણો બાજીઓ કૂતરો મરી ગયો. હેં હેં? અલ્યા એ શેણે કરીને મૂઓ? બાપુ! એ ચંપા ઘોડીનાં હાડકાં કરડીને. હેં, હેં, અલ્યા, ચંપા! પવનપાવડી જેવી ઉડનારી મારી ચંપાઘોડી મૂઈ? અલ્યા એ શેણે કરીને? બાપુ! કુંવરના વિયોગે કરીને. અરરર! મારી રાજગાદીનો માલીક, કુળદીપક કુંવર મરી ગયો? અલ્યા એ શેણે કરીને? બાપુ! એ માતુશ્રીના વિયોગે કરીને. અરરર! ગજબ થયો. અલ્યા જરીક કહેવાનું હતું અને તેં તો ઘર ઘાલ્યું. કુંવરનાં માતુશ્રીએ સિધાવ્યાં? અલ્યા હવે દરબારમાં કેમ સે? બાપુ, હવે કશી ફકર નથી. હવે તો આખાએ દરબારને ફરતી લાલબાઈની ચોકી મૂકીને આવ્યો છું.

આવી રીતે ઘાંયજે જેમ જરીક કહ્યું હતું, તેમ મારે પણ એક જરીક કહેવાનું છે. શું તો? જેવું તમારે સ્રીમાં હેત છે. તેવુંજ ભગવાનમાં હેત હોય. જેવું હેત છૈયાંછોકરામાં છે, તેવું જ

હેત આ સત્સંગીમાં હોય તો આ સાધુ જેવુંજ તમારૂં કલ્યાણ થાય. આમ સ્વામીએ કહ્યું. પણ તેમને સમજણ પડી નહિ અને કહે–સ્વામી! એવું હેત તો અમારે છે. સ્વામી કહે, "બસ, ત્યારે અમારા જેવુંજ કલ્યાણ થશે."

હવે સભા ઊઠયા પછી કેટલાક સાધુએ સ્વામીને કહ્યું કે, "સ્વામી આ તમે શું કહ્યું? આપણા જેવું એમનું કલ્યાણ? એ તો રાતદહાડો સ્ત્રી, છોકરાં, સગાં, વહાલાં, કુટુમ્બ, પરિવાર, અને ન્યાતજાતમાં રચ્યાપચ્યા પડયા છે તેને અર્થે હાયવોય કર્યા કરે છે, અને અમે તો ઘરમાં સગાંવહાલાં અને સર્વસ્વનો ત્યાગ કરી એક ભગવત્પરાયણ થઈને બેઠા છીએ, અને ભગવાનને રાજી કરવા ટાઢ, તડકો, ભૂખ, તરસ, તાડન, તિરસ્કાર અને અનેક દુઃખોને સહન કરીએ છીએ. તો આપણા બરોબર તેમનું કલ્યાણ? સ્વામી કહે–મેં કહ્યું છે તેમ થાય તો તેમનું કલ્યાણ આપણી બરોબર થાય. પણ મેં કહ્યું તે કયાં સહેલું છે? તે જો સંતસમાગમ કરી ઊંડે ઉતરીને જુએ તો ખબર પડે. અહંમમત્વરુપી માયાને ભગવાન કે ભગવાનના ભક્ત સંત સિવાય બીજું કોણ તરી શકે?

પુરુષને નિરંતર સ્ત્રીનું અને સ્ત્રીને નિરંતર પુરુષનું ચિન્તવન થયા કરે છે. તેણે કરીને આ જીવ જન્મમરણ યમયાતના અને લક્ષચોરાસીના દુઃખોને વારંવાર પામ્યા કરે છે.

સૌભરી ઋષિએ એક હજાર વર્ષ સુધી પાણીમાં તપ કર્યું, પણ જ્યાં મચ્છ–માછલીનું મૈથુન દેખ્યું તો તરત જ આત્મભાન અને કર્તવ્ય ભાન ભૂલી ગયા. પોતે વનવાસી અને દેહદમની હતા, પણ સંતસમાગમ ન હતો તો આમ થયું. માટે ભગવાન મળે, પણ જો સાધુ–પુરુષો ન મળે તો જ્ઞાન થાય નહિ અને જ્ઞાન વિના મુક્તિ થાય નહિ. માટે જેને મુક્તિ જોઇતી હોય તેણે તન, મન અને ખરી ખંતથી સાધુપુરુષોનો સમાગમ કરવો.

## સંતસમાગમની આવશ્યકતા

આ લોકમાં ભગવાન અને સાધન–સાધુતાએ સંપન્ન એવા સાધુ, આ બે સિવાય કોઈ આપણું સાચું સગું નથી. આ બેની સેવાથી જ મોક્ષદ્વાર ખુલ્લું થાય છે, આ બેનો સેવાસમાગમ કર્યા વિના ગમે તેટલાં સાધનો કરો; તો પણ મોક્ષસિદ્ધિ થતી નથી. આ બેમાં પણ એકલા ભગવાન મળે અને સાધુપુરુષો ન મળે તો પણ જોઇએ તેવું જ્ઞાન થઇ શકતું નથી. માટે દરેક મુમુક્ષુને સંતસમાગમની જ ખાસ જરૂર છે. ભગવાન ન મળે, પણ સત્પુરુષ મળે તો એ જીવ કૃતાર્થ થાય છે. ભગવાન ભેટાડનારા, જ્ઞાન આપનારા ફક્ત સાધુપુરુષો જ છે.

બંધિયા ગામના જેહાજી ગરાસિયા તથા અરિઠા ગામનો હજુરી સેવક હમીરપાળો એ આદિક ભગવાન સ્વામિનારાયણ ભેળા રહેતા, ભેળા ફરતા, ભેળા જમતા અને સેવા કરતા તોપણ સંતસંમાગમ વિના તેમને જ્ઞાન થયું નહિ. જ્ઞાન વિના નિર્વાસનિક થયા નહિ તેથી તેમનો તથા સંતસમાગમનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. માટે સંસારસાગરના તારનારા મોક્ષમાર્ગના દેખાડનારા એકલા સત્પુરુષોજ છે. માટે જેમ બને તેમ સંતસમાગમ કરવાનું એક તાન રાખવું.

જંગલમાં વસનારા, ભયંકર તપશ્ચર્યાને કરનારા, જેને સ્ત્રીનું ભાન પણ ન હતું એવા એકલશૃંગિ આદિ મોટા મોટા ઋષિ–મુનિઓને પ્રગટ ભગવાનનો તથા સત્પુરુષોનો જોગ જોઇએ તેવો ન હતો, તો તેમને ધક્કા લાગી ગયા. ભલે મોટો કહેવાતો હોય પણ ભગવાનના આશ્રય વિના અને સત્પુરુષના જોગ વિના જેમ વાયુથી દીપક લોપાઇ જાય તેમ કાળ–કર્મ માયાથી લોપાઇ જાય. વાસ્તે હમેશાં ભગવાન અને સંતના સમીપે જ રહેવું.

સત્પુરુષનો સમાગમ તો ઇચ્છિત સુખ–સંપત્તિ–શાન્તિને આપનારો છે. અસત્ પુરુષનો સંગ કેવળ દુઃખ, અપયશ, હાનિ અને અશાન્તિને આપનારો હડકાયા શ્વાન જેવો, અને હળાહળ ઝેર જેવો છે.

गंगेवाघविनाशिनी जनमनःसन्तोषसच्चंद्रिका ।
तीक्ष्णांशोरपि सत्प्रभैव जगदज्ञानान्धकारापहा
छायेवा खिलतापनाशनकरी स्वर्धेनुवत्कामदा
पुण्यैरेव हि लभ्यते सुकृतिभिः सत्संगतिर्दुर्लभा ॥

સંતસમાગમ વિના સત્સંગની સમજણ આવતી નથી. સત્ સંગ વિના સતસંગનું સુખ આવતું નથી. સત્સંગના સુખ વિના સત્સંગમાં શ્રદ્ધા કે રુચિ થતી નથી. શ્રદ્ધા કે રુચિ થયા વિના સ્પર્શમણિ જેવા સતસંગમાં રહીને સુવર્ણ જેવા શુદ્ધ કિંમતી થવાતું નથી. તેમ માન, કામ, સ્વાદ, સ્નેહ અને લોભાદિક દોષથી મુક્ત થવાતું નથી.

સત્પુરૂષનો સમાગમ અત્યંત દુર્લભ છે. એ તો અનંત જન્મના શુભ સંસ્કારોથી જ મળે છે. એ સત્પુરૂષનો સમાગમ તો ગંગાની પેઠે પાપને નાશ કરનાર છે. ચાંદનીની પેઠે લોકોના મનને સંતોષ પમાડનાર છે. સૂર્યની પેઠે જગતના અન્ધકારને નાશ કરનાર છે. ઘાટી છાયાની પેઠે સર્વ તાપને સમાવનાર છે. અને કામધેનુની પેઠે સકળ કામનાઓને પૂર્ણ કરનાર છે. માટે દરેક મુમુક્ષુએ તનમન અને શુદ્ધ ભાવથી સન્તસમાગમ કરી લેવો.

कल्पद्रुमः कल्पितमेव सूते सा कामधुक्कामितमेव दोग्धि ।
चिन्तामणिश्चिंतितमेव दत्ते सतां हि संगःसकलंप्रसूते ॥

સત્પુરૂષોના સંગથી મહાનીચ જીવ પણ સત્પુરુષ જેવો જ પૂજ્ય વન્દ્ય અને માન્ય થાય છે. સૂર્યના સંબન્ધથી દર્પણ પણ દાહક શક્તિવાળું બને છે, (કાચ સૂર્યના સામે રાખવાથી એનાં કિરણનો બરોબર સંબન્ધ થાય છે, તો તે અગ્નિને ઉત્પન્ન કરી શકે છે.) તેમ સત્પુરુષનો સમાગમ કરનારો સત્પુરુષના ગુણોને જરૂર મેળવે છે. ધ્રુવજી, પ્રહલાદ, તથા મોટા નરપતિ, દાનવપતિ અને દેવપતિ જેવા પણ સત્પુરૂષના સંબન્ધથી જ મહત્પદવીને પામ્યા છે. માટે જેને આ લોકમાં સુખી થવું હોય, તેણે તો હમેશાં સત્પુરૂષનો સમાગમ કરી લેવો.

સાગરને કોઇની ઉપમા દેવાતી નથી, તેમ સત્પુરુષોને પણ કોઈની ઉપમા દેવાતી નથી. આવા સર્વોત્તમ સત્પુરૂષ છે.

( મનહર ).

ઝાડ પહાડ જંગલો ને સર્વપ્રાણ ધારનારી ।
સર્વથી મહાન એક ધરણી ધરાય છે. ॥ ૧ ॥
એ ધરણી તો નાવ જેવી તરે સદા સિન્ધુ વિષે ।
માટે સૌથી સિન્ધુ મોટો એમ એ કલ્પાય છે. ॥ ૨ ॥
તે કલશથી થયા એવા અગસ્ત્યમુનિએ પીધો ।
તે માટે અગસ્ત્ય મોટા એવો તર્ક થાય છે. ॥ ૩ ॥
તે અગસ્ત્ય આકાશમાંહી હીરા જેવા ચળકે છે ।
એ માટે આકાશ મોટું સહુથી મનાય છે. ॥ ૪ ॥
તે વ્યોમ પગલામાં પુરૂં થયું પ્રભુજીના ।
માટે તેથી પ્રભુ મોટા પ્રત્યક્ષ જણાય છે. ॥ ૫ ॥
એવા મહા પ્રભુ જે છે સમગ્ર સૃષ્ટિના સ્વામી ।
તે કૃપા કરીને સંત હ્રદયમાં સમાય છે. ॥ ૬ ॥
માટે આખા જગત માંહી સર્વથી મોટામાં મોટા ।
સર્વને પરમ પૂજ્ય સંત સિદ્ધ થાય છે. ॥ ૭ ॥

નદીઓ પર્વતો અને સ્થાવર જંગમાત્મક સર્વ સૃષ્ટિને ધારનારી પૃથ્વી સૌથી મોટી છે. પણ તે સમુદ્રમાં નાવની પેઠે તરે છે તેથી પૃથ્વી કરતાં સમુદ્ર મોટો છે. અને તે સમુદ્રનું પાન અગસ્ત્ય મુનિ કરી ગયા, તેથી સમુદ્ર કરતાં અગસ્ત્ય મોટા ખરા, પણ તે અગસ્ત્ય આકાશમાં એક તારારૂપે ચળકે છે; તેથી અગસ્ત્યથી આકાશ મોટું છે. આવું મોટું આકાશ તે વામનજી ભગવાને પોતાના ત્રણ પગલાંમાંથી માપી લીધું, તેથી સૌથી મોટા ભગવાન છે. એટલે સૌથી મોટી પૃથ્વી, પૃથ્વીથી મોટું જળ, તેથી મોટા અગસ્ત્ય, તે અગસ્ત્યથી મોટું આકાશ અને તે આકાશથી મોટા ભગવાન આમ સર્વથી મોટા સર્વના સ્વામી અને સર્વના કર્તાહર્તા એક ભગવાન જ છે. તે ભગવાનને પોતાના હ્રદયભૂવનમાં રાખનારા સત્પુરુષો તો સર્વથી મોટામાં મોટા છે. માટે આવા સત્પુષો જ્યારે મળે ત્યારે જ આ જીવ માયાના બન્ધનથી મુકાય છે. માટે સૌએ સતસંગ કરી લેવો.

# ।। લોભ પાપનો બાપ છે ।।



**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयम् त्यजेत् ॥**

કામ, ક્રોધ ને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે. માટે દરેક શ્રેયેચ્છુએ એ ત્રણેનો ત્યાગ કરવો. તેમાં લોભ મુખ્ય છે. માટે વિશેષે કરીને લોભનો ત્યાગ કરવો.

લોભમાંથી અનેક પાપોનો જન્મ થાય છે. લોભે કરીને માણસ પોતાનું ભાન ભુલી જાય છે. જેનામાં લોભ પેસે તેનામાં કૂડકપટ, અન્યાય, અધર્મ ને કામાદિક દોષો સર્વ વાસ કરીને રહે છે. લોભે કરીને જ મોટા મોટા રાજાઓ લોહીની નદીઓ વહેવડાવે છે. લોભે કરીને છોકરાઓ પોતાના માબાપને પૂછતા નથી. ભાઈભાઇમાં વેર બંધાય છે તે પણ લોભે કરીને જ. લોભે કરીને જીવનું જેટલું બગડે છે તેટલું બીજા કોઇ પાપથી બગડતું નથી કે દુઃખી થવાતું નથી. માટે જેને જીવીને આ લોકમાં સુખી થવું હોય અને મરીને પરલોકમાં પરમ સુખી થવું હોય, તેણે સર્વ પ્રકારે લોભનો ત્યાગ કરવો.

એક બ્રાહ્મણ કાશીથી ભણીને ઘેર આવ્યો અને પોતાના ભણતરનાં બૈરી આગળ વખાણ કરવા મંડયો. ત્યારે બૈરી કહે— બધુ ભણ્યા પણ પાપનો બાપ ભણ્યા છો ? તો કહે ના. ત્યારે કહે—એ ભણ્યા નથી ત્યાં સુધી કંઈ નહિ. આથી પેલો પસ્તાઇને ફેર ભણવા સારુ નીકળ્યો.

એક શહેરમાં કોઇ એક મોટી હવેલી દેખતાં તેણે કોઇને પૂછયું કે—આ હવેલી કોની છે ? આમાં કોણ રહે છે ? ત્યારે એક મૂર્ખ અને મશ્કરા માણસે કહ્યું—આ નગરશેઠની હવેલી છે. તેમાં

શેઠાણી રહે છે. ઉપર જાઓ. તમને સારો આશ્રય આપશે. પેલો તો ઉપર ગયો. ત્યાં તો એક વેશ્યાને વસ્ત્રાલંકારથી અલંકૃત જોઈ કહ્યું, હું બ્રાહ્મણ છું. આપને નગરશેઠની શેઠાણી જાણી આવ્યો છું. હું પાપનો બાપ કોણ, એ ભણવા નીકળ્યો છું. તો આપ કૃપા કરી બેચાર દહાડા રહેવાનો આશ્રય આપો, તો હું શહેરમાં ભણાવનારની શોધ કરું. વેશ્યાએ જાણ્યું કે–આ કોઈ લોભીઓ ભણેલો પણ વેદીઆ ઢોર જેવો અને ભૂલો પડેલો બ્રાહ્મણ છે. આને કોઈકે અહીં ચઢાવ્યો છે. એટલે તેણે કહ્યું–મહારાજ! હું પાપનો બાપ જાણું છું. અને હું આપને તે ભણાવી શકિશ. આપ સુખેથી અહીં રહો અને ભણો. એમ કહી એક હોલ ઉઘાડી આપ્યો. પેલો વિપ્ર રાજી થયો. તે નાહી સંધ્યા વંદન કરે છે, ત્યાં વેશ્યાએ આવીને કહ્યું કે–મહારાજ રસોઈ કરો. બ્રાહ્મણે જાત પૂછી તો કહે, મહારાજ હું નગરશેઠની શેઠાણી નથી. પણ વેશ્યા છું. પેલો અરરર! કહી ઊઠવા લાગ્યો કે, પેલીએ રૂપીઆ પચીસ તેના પગમાં મૂકી દીધા ને હાથ જોડી કહ્યું–મહારાજ આપ મૂર્ખાઇ ન કરો. અહીં કોણ જાણે છે. રહેશો? તો તમારૂં કામ થશે. વિદ્યા ભણાશે અને આપના દર્શનથી મારો ઉદ્ધાર થશે. બ્રાહ્મણ પૈસાથી લોભાયો અને રહ્યો. થોડીવારે વેશ્યાએ રસોઈ કરવા સીધુ આપવા માંડ્યું. પેલાએ ના પાડી 'શહેરમાંથી હું લઇ આવીશ' એમ કહ્યું. પેલી કહે મહારાજ! મેં એક બ્રાહ્મણને જમાડી દક્ષિણા આપવાની બાધા લીધી છે. માટે અહીં રહો. મારૂં સીધું લઇ મને પાવન કરો. અહીં કોઇ જાણતું નથી. અને હું કોઇને કહેવાની પણ નથી. આમ કહી દસ રૂપિયા પગમાં મૂકી પગે લાગી. પેલાએ લલચાઈ સીધુ લેવા હા પાડી.

પછી તે બ્રાહ્મણે તેના સીધાની રસોઇ કરી જમવાની તૈયારી કરી ત્યાં વેશ્યાએ આવી કહ્યું 'મહારાજ માફ કરજો એક વાત કહું તે સાંભળો. આપ પવિત્ર વિદ્વાન વિપ્ર છો. તમે મારે ઘેર આવ્યા. મારૂં સીધુ લીધું. તેથી તમારે પ્રાયશ્ચિત્ત તો કરવું પડશે.

ત્યારે જરા વધારે પ્રાયશ્ચિત કરજો. પણ મારા હાથનો એક ગ્રાસ લો અને મારા જીવનો ઉદ્ધાર કરો. મારા સદ્ભાગ્યે અણુ-તેડયા આપ વિપ્રનું પધારવું થયું છે. હું પણ આજથી મારો પાપધંધો છોડી દેવાનો નિયમ લઈશ. ત્યાં તો પેલો બ્રાહ્મણ એકદમ અકળાઇ ઊઠયો. અરે શું તું મને અધર્મી, અનાચારી ધનલાલચુ જાણે છે? બસ. તારું મારે કંઇપણ જોઈએ નહિ.

આમ કહી લૂગડાં પહેરવાની તૈયારી કરે છે, ત્યાં તો પેલીએ પાંચસો રૂપિયાની કોથળી પગમાં મૂકી દીધી. એટલે આ બ્રાહ્મણનો વેગ કંઇક મંદ થયો. વેશ્યા કહે—બાપજી! તમે તો વર્ણમાત્રના ગુરૂ કહેવાઓ. સૌને પાપથી મુકત અને પવિત્ર કરવા એ તમારો ધર્મ છે. તમારા જેવા વિદ્વાન વિપ્ર મળ્યા છતાં અમારા જેવાનો પાપથી ઉદ્ધાર ન થાય; તો પછી અમારે કયાં જવું? કોને કહેવું? અને શું કરવું? અગ્નિને ઉધઈ ચડતી નથી. એમ કહીને ફરીને એક ખોબો રૂપિયા પગમાં મૂકી દીધા.

આથી બ્રાહ્મણે પૈસાથી લલચાઈ એક ગ્રાસ લેવા કબૂલ કર્યું પછી પેલી બેઠી. મહારાજે ભોજનનું ભાણું ભરી આગળ બેસી કહ્યું કે—લે એક ગ્રાસ કરાવ. પેલીએ ગ્રાસ હાથમાં લઇ કહ્યુ:– 'લ્યો મહારાજ, મોં ઉઘાડો. પેલાએ મોં ઉઘાડયું કે એક તમાચો જોરથી મારી મોં ફેરવી દીધું. પેલો કહે—હં, હં, આ શું? પેલી કહે—પાપનો બાપ! આમ કહીને બોલી કે—મહારાજ! પાપનો બાપ લોભ છે. કેમકે પાપમાત્ર લોભમાંથી થાય છે. અને નરકનું દ્વાર પણ લોભથી જ ઉઘડે છે. તમને પૈસાનો લોભ લાગ્યો, તો ધર્મનો કે પાપનો ડર રહ્યો નહિ. માટે લ્યો. આ પાંચ રુપિયા આપું છું, તેમાંથી બજારમાંથી સીધું લઇ ધર્મશાળામાં રાંધી ખાઈ ઘેર પહોંચતા થઇ જજો. તમે ભણ્યા પણ ગણ્યા નથી. તમારી સ્ત્રી ભણી નથી, છતાં ગણી છે. માટે લોભ વૃત્તિ ન રાખતાં ધર્મવૃત્તિ રાખજો. સ્ત્રીને કહેજો કે પાપનો બાપ લોભ છે. માટે આપણે કોઇ દિવસ લોભે કરી પાપ કરવું નહિ.

લોભથી નંદરાજાનું મૃત્યુ થયું. લોભથી મહાન સમર્થ સહસ્રાર્જુનનું મૃત્યું થયું. સહસ્રાર્જુન પોતે હૈહય કુળના ક્ષત્રિયોનો રાજા હતો. તેણે દત્તાત્રેય ભગવાનની આરાધનાથી હજાર બાહુઓ મેળવ્યા હતા. બળ, લક્ષ્મી, તેજ, ઐશ્વર્ય અને યશ ઘણું મેળવ્યું હતું. લોકોમાં પવનની પેઠે અટક્યા વગર ફરતો હતો. એક વખત નર્મદા નદીમાં સ્ત્રીઓ સાથે વિહાર કરતાં પોતાના ઐશ્વર્ય તથા હજાર હાથના બળથી નદીનો પ્રવાહ અટકાવી ઊભો રહ્યો. ત્યારે તે નદીનો પ્રવાહ ભેળો થઇ પાછો વળી રાવણની છાવણીમાં પેઠો. આ લંકાપતિ દસસ્કંધી રાવણ દિગ્વિજય કરવા નીકળેલો. તેથી અહીં એની છાવણી હતી. છાવણીમાં પાણી પેઠું જોઇ, શૂરવીરતાનું મિથ્યાભિમાન ધરાવનાર, દસસ્કંધી રાવણ કોપ કરી ત્યાં આવી, 'અરે દુષ્ટ ! તું કોણ છે ? તું પાણીના પ્રવાહને છોડ. નીકળ બહાર; નહીતો હમણાં તારી બૂરી દશા કરીશ.'—આમ તિરસ્કાર કર્યો, કે સહસ્રાર્જુન એકદમ બહાર નીકળી બિલ્લી ઊંદરને પકડે તેમ રાવણને પકડી પોતાની માહિષ્મતી નગરીમાં કેદ કર્યો.

આવો મહા બળવાન પણ લોભથી કુળ, કુટુમ્બ, પુર અને પુત્રો સહિત નાશ પામી ગયો. એક વખત સહસ્રાર્જુન મૃગયા કરવાને નીકળેલો. તે મોડું થવાથી જમદગ્નિના આશ્રમે રાત્રિ પસાર કરવા આવ્યો. ઋષિએ રાજા જાણી સૈન્યસહિત ભારે દબદબાથી પરોણાગત કરી. રાજા ઋષિના આશ્રમમાં પોતાના રાજ્ય કરતાં પણ વધારે વૈભવો દેખી આશ્ચર્ય પામી ગયો. તેનું કારણ તપાસ કરતાં માલુમ પડયું કે, આ સર્વ વૈભવોનું કારણ કામધેનુ ગાય છે, આમ જાણ્યું. આથી લોભી સહસ્રાર્જુનનું મન એ ગાય લેવાને લલચાયું. આવી ગાય તો રાજ્ય–દરબારમાં શોભે પણ વનમાં વસનારા બ્રાહ્મણોને ત્યા શોભે નહિ. માટે આ બ્રાહ્મણ પાસે હું ગાય માગી લઊં અને તેના બદલામાં બીજી ગાયો તથા મનગમતું ધન માગે તેટલું આપું છેવટે કોઇ પ્રકારે

નહિ આપે તો બળાત્કારે પણ ગાય લઈ લેવી. આમ નિશ્ચય કર્યો. પછી જમી પરવારી સૌ સૂઈ ગયા.

પછી રાજાએ ઋષિ પાસે જઇ ગાયની યાચના કરી. ઋષિને કહે, 'આપ જગદ્‌ગુરૂ છો. સમર્થ છો. વિદ્વાન છો. અને ધારું છું કે મારી યાચનાને જરૂર પૂર્ણ કરશો. આ ગાયની મને ઈચ્છા છે, માટે મને આપો. આવી ગાય તો તપોધનના ભૂવન કરતાં રાજ્યભૂવનમાં વધુ શોભે. આપ કહો તેટલું નાણું બીજી ગાયો કે બીજું કાંઇ માગો તે આપું. પણ આ ગાય જરૂર મને આપો. ગુરુ મહારાજ ? આપ સમર્થ, નિર્લોભી અને નિષ્કામી છો; ગમે તેમ કરો, પણ આ ગાય મને આપો.' આમ ઘણું ઘણું કહ્યું, ત્યારે જમદગ્નિએ તેને શાંતિથી સમજાવ્યો કે—રાજન્ આ ગાય વિના ન ચાલે. અમારે દેવ ઋષિ અને પિતૃઓના પૂજનમાં તથા તમારા જેવા રાજાઓનો સત્કાર કરવામાં દહીં, દૂધ ઘી, તથા બીજી વૈભવ સામગ્રી જોઇએ તે આ ગાય વિના કયાંથી લાવીએ ? મૂર્ખા ! તું આ ગાય લેવાનો મનમાં જરાપણ સંકલ્પ કરીશ નહિ.

આમ ઘણું ઘણું કહી, તેને સૂઇ જવાનું કહ્યું. રાજા ત્યાંથી નિરાશ થઇ ઉકળતે હૃદયે શય્યામાં આવી સૂતો, પણ ઊંઘ આવી નહિ. છેવટે પોતાના માણસોને ઋષિ ન જાણે તેમ ગાયને લઇને રાજ્ય ભેળા થઈ જવાનું કહ્યું; એટલે ગાય લઈને માણસો રાજ્યમાં આવતા રહ્યા. રાજા પણ ચાલી નીકળ્યો. સવાર થતાં રાજાને દેખ્યો નહિ, તેમ ગાયને પણ દેખી નહિ. આથી ઋષિ એકદમ કોપાયમાન થઈ, પોતાના પુત્રોને ગાય લઈ આવવા કહ્યું. ધનુષબાણ તથા ફરશી હાથમાં લઈને પરશુરામ એકલા સહસ્રાર્જુનની વાંસે ગયા, તો સહસ્રાર્જુન તો પોતાની નગરીમાં પહોંચી ગાયને પોતાની દેખરેખ નીચે રાખવાની વ્યવસ્થા કરતો હતો. ત્યાં તો બૂમ પડી કે, પરશુરામ ગાય લેવા અને રાજાનો વધ કરવા આવ્યા છે. એટલે સહસ્રાર્જુને પોતાના સત્તર અક્ષૌણી સૈન્યને તૈયાર કરી પરશુરામ સામે યુદ્ધ કરવા મોકલ્યું. પણ ભગવાન પરશુરામે સર્વ સેનાઓનો સંહાર કરી નાખ્યો.

છંછેડાએલા કાળા નાગની પેઠે ધુંઆંકુઆં થતા સહસ્રાર્જુને પોતાના પાંચસો હાથમાં પાંચસો ધનુષો લઈ એકદમ નગરમાંથી બહાર નીકળી પરશુરામ ઉપર મહાભીષણ બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. મહાન પરશુરામે પોતાના બાણ વડે તેના ધનુષ અને બાણોને કાપી નાખ્યાં. એટલે મહા ક્રોધાયમાન થયેલો સહસ્રાર્જુન મોટા પહાડો તથા ઝાડોની વૃષ્ટિ કરવા લાગ્યો. પરશુરામે પોતાની ફરશી વડે જેમ કેળોના થાંભલા કાપી નાખે તેમ સહસ્રાર્જુનની સહસ્ર ભુજાઓને કાપી નાખી અને થોડી વારમાં જ તેના મસ્તકને ધડથી જુદું પાડી દીધું, પિતા સહસ્રાર્જુનના વધથી ત્રાસ પામેલા પાંચ હજાર પુત્રો રણાંગણને છોડી નાસી ગયા. પરશુરામ દુઃખી થયેલી કામધેનુને ત્યાંથી આશ્રમે લાવી, પિતાને પગે પડી બનેલા વૃત્તાન્તનું વિસ્તારપૂર્વક નિવેદન કરવા લાગ્યા. પિતા સાંભળી એકદમ ખેદયુક્ત થઇ તેને ઠપકો દેવા લાગ્યા. મૂર્ખ પુત્ર, તેં આ મહાન્ પાપ કર્યું. સર્વતઃ દેવમય રાજાનો તેં વધ કર્યો! હે બાપ! આપણે બ્રાહ્મણો ક્ષમાને લીધે જ આ લોકમાં પૂજ્યતાને પામેલા છીએ. ક્ષમા એ જ આપણું બળ, બુદ્ધિ અને ભૂષણ છે. ક્ષમા રાખવી એ જ આપણો ધર્મ છે.

**क्षमातुल्यं तपोनास्ति** ક્ષમા જેવું કોઇ તપ નથી.
**क्षमाखड्ग:करे यस्य दुर्जनः किं करिष्यति** ક્ષમારૂપી ખડ્ગ જેના હાથમાં છે, તેને દુર્જન કંઈ પણ કરી :શકતો નથી. હે ભાઈ! જે થયું તે ખરું. પણ હવે આના પ્રાયશ્ચિત માટે આલોક, ભોગ અને સગાંસબન્ધી સર્વમાંથી વૃત્તિ તોડી, એક ભગવાનમાં વૃત્તિ જોડી, બાર માસ સુધી તીર્થાટન કરવાથી આ પાપમાંથી મુક્ત થઇશ.

આમ કહ્યું ત્યારે સુપુત્ર પરશુરામ તીર્થાટન કરવા ચાલી નીકળ્યા. પિતાનું વેર લેવાને તલસી રહેલા સહસ્રાર્જુનના પાંચ હજાર પુત્રો પરશુરામની ગેરહાજરીમાં પિતા જમદગ્નિના આશ્રમમાં આવ્યા. ત્યાં આંખો મીંચીને ધ્યાનસ્થ બેઠેલા જમદગ્નિને યજ્ઞ-

શાળામાં જોઇને પાપનિશ્ચયવાળા ક્ષત્રિઓએ મારી નાખવાની તૈયારી કરી. જમદગ્નિનાં પત્ની રેણુકાએ પતિને નહિ મારવાની બહુ પ્રાર્થના કરી, છતાં તેના વચનને નહિ ગણુકારતાં જમદગ્નિનું મસ્તકકાપી લઇ ગયા. પાછળથી રેણુકાએ દુઃખ અને શોકથી વ્યાકુળ થઇ હે રામ ? હે પરશુરામ ! એમ એકવીસ વાર બૂમ પાડી, છાતી કૂટવા લાગી. તે સાંભળતાં જ પરશુરામ એકદમ ત્યાં દોડી આવ્યા; તો પિતાને મરણુ પામેલા દીઠા. તે જોઈ પોતે અત્યન્ત દુઃખી થઈ, ભાઇઓને પિતાનું શરીર સોંપી, માતાની આજ્ઞા લઈ એ ઉન્મત્ત ક્ષત્રિયોનો સંહાર કરવા નીકળી પડયા. પોતે માહિષ્મતી નગરીમાં જઇ એ નગરીના માણેકચોકમાં પાંચ હજાર પુત્રોનાં મસ્તક છેદીને મોટો ઢગલો કર્યો. આવી રીતે મહાન બલિષ્ઠ સહસ્રાર્જુને પોતાનો, પોતાના પાંચ હજાર પુત્રોનો અને પોતાનાં અતિ બલવાન સૈન્યનો લોભે કરીને નાશ કરાવ્યો. માટે લોભને જીતે તે જયવાન અને શૂરવીર ગણાય. આમ લૌકિક અને પારલૌકિક શ્રેયને પામવાની ઇચ્છાવાળાએ હંમેશાં લોભથી દૂર રહેવું. લોભ એ જ સર્વપાપનું અને દુઃખનું મૂળ છે.

ધ્રોળ ગામનો પ્રેમજી નામનો એકવણિક ભક્ત સમાધિવાન હતો; પણ એવો લોભી હતો કે, માનસી પૂજામાં પણ સીધુ તોળીને વાપરતો. એક વખત ભગવાન સ્વામિનારાયણ ધ્રોળ પધાર્યા. ત્યારે તે દર્શને આવ્યો. તે વખતે ભગવાન સ્વામિનારાયણ જમવા સારુ તૈયાર થઈ પાટલે બેઠા. તેમણે પ્રેમજીને જોઇને કહ્યું પ્રેમજી ! તેં તો અમને કોઈ દહાડો રસોઈ આપી જમાડ્યા નહિ, પણ આજ અમે તને જમાડીએ. ત્યારે બીજા હરિજન કહે બાપજી, એને તો આ બધું યે આપશો તો ય પૂરું નહિ થાય. મહારાજ કહે, પ્રેમજી ! તું આ અમારી છ જણાની રસોઈ જમી જાય ? ત્યારે કહે–હા મહારાજ, ધારીએ તો જમી જઇએ. મહારાજ કહે–લે, જમ જોઇએ. પણ જો તું ન જમી શકે તો તારી પાસેથી અમે છ જણાની રસોઈ લઇએ. પ્રેમજી કહે–ભલે મહારાજ. એમ કહીને જમવા બેઠો. મહારાજ કહે–જો જો હોં પડયું રહેશે, તો

કાલે રસોઈ દેવી પડશે. આ ભાઈ તો બેઠો જમવા. તે બધુંએ હોઈયાં કરી ગયો. મહારાજ કહે—હજી આટલું શાક પડયું છે ને! ત્યારે તે પણ જમી ગયો. આમ છએ જણાની રસોઈ પરાણે પરાણે જમી ગયો. મહારાજ માટે ઘેર રસોઈ કરવી પડી. જમવાનું બહુ મોડું થયું. પણ તે લોભિયો મહારાજને રસોઈ આપી શકયો નહિ. આમ લોભ બળવાન છે.

કચ્છ—માંડવીમાં સુંદરજી નામનો એક વણિક ભક્ત હતો. તે સારો સત્સંગી હતો, પણ લોભી બહુ હતો. જ્યારે જ્યારે ભગવાન સ્વામિનારાયણ માંડવીમાં આવતા, ત્યારે પોતે પોતાના ઘેર ઉતારતો. પોતે તેમના ઉતારા માટે એક ઘર જુદું રાખેલું. તેમાં જ્યારે જ્યારે પધારતા, ત્યારે ત્યારે ત્યાં ઉતરતા. એક વખત સુંદરજીભાઈ ગામ ગયેલા ત્યારે મહારાજશ્રી ત્યાં પધાર્યા. અન્ય હરિભક્તોએ તેમનું ઉતારાનું ઘર ઉઘાડીને તેમાં મહારાજને ઉતાર્યા. બે દિવસ રહી મહારાજ ચાલી નીકળ્યા. જ્યારે સુંદરજી આવ્યો ત્યારે મહારાજને ઘરમાં ઉતરેલા જાણી બીજા સત્સંગી-ઓને કહેવા લાગ્યો, કે હું તો મારા ઘરમાં ઉતારૂં પણ તમે ઉતાર્યા માટે તમારે ભાડું દેવું પડશે. આમ કહીને તેણે ઉતાર-નારાઓ પાસેથી ભાડું લીધું. જુઓ પોતે સ્વામિનારાયણને ભગ-વાન માનતો તેનું ભજનસ્મરણ કરતો, અને તેમને ઉતરવા સારૂ ખાસ જુદુ ઘર રાખ્યું હતું. તો પણ ભાડું લીધું. માટે લોભ એ પાપનું મૂળ છે. લોભીને સત્યાસત્યનો વિચાર રહેતો નથી. માટે પોતે પોતાના ગુરુ બની પોતાના ભૂષણ—દૂષણનું ભાન રાખી દૂષિત ભાવનો ત્યાગ કરવા તત્પર રહેવું.

વહાલા વાચકો ? વળી લોભનું કેવું બલ છે ? પિપલાણાના ઉનેવાળ બ્રાહ્મણ નરસિંહ મહેતા નામે હતા. તેમને ચાર ભાઇઓ હતા અને લાખ રૂપિયાના આસામી હોઇ સુખી હતા. તેમાંનો સૌથી નાનો ભાઈ પંચાળામાં લાડકીમાની દીકરી સાથે પરણી નાની ઉંમરમાં જ મરી ગયેલો. તેની વિધવા રૂકમઇને દેરાણી—જેઠાણી સાથે ન બનવાથી પંચાળે પિયરમાં રહેતી. તેને

દેહનિર્વાહ જેટલું અન્નવસ્ત્ર નરસિંહ મહેતા આપતા. વળી પુણ્યાર્થે વાપરવાની કાંઈ ઇચ્છા થાય તો નરસિંહ મહેતો ક્યારેક આપતા અને ક્યારેક ન આપતા; આથી લાડકીમા રૂકમઈને લઇને મહારાજ પાસે આવ્યા. મહારાજ? આ છોડી રાંડી છે. નરસિંહ મહેતો કશું આપતા નથી, તમે એને એના ધણીનો ભાગ આપવા સમજાવો. મહારાજ કહે એ બ્રાહ્મણ બહુ લોભી છે, અને અમારું પણ માને એવો નથી, છતાં પણ અમે કહી જોઇશું.

હવે કોઇક દિવસે મહારાજ પિપલાણે આવ્યા ત્યારે રૂકમાઈના ભાગની વાત કાઢી. જે આ બાઇને તમારે દીકરી સમાન તેના ઉપર સમદૃષ્ટિ રાખવી જોઇએ. અમે જ્યારે આવીએ છીએ ત્યારે અમને પોતાનો ભાગ અપાવવા કહે છે માટે તમે જો એને થોડો ઘણો ભાગ આપી દો, તો એને પણ શાંતિ રહે ને તમારે પણ શાંતિ રહે. નરસિંહ મહેતો કહે–મહારાજ એને જુદો ભાગ ન દેવાય. અને એનો બધો નિર્વાહ અમારા તરફથી ચાલે છે. તમારે આમાં ભળવું નહિ. મહારાજ કંઈ બોલ્યા નહિ અને પોતે ખાનગી રીતે લાડકી માને કહ્યું; અમે નરસિંહ મહેતાને વાત કરી પણ ભાગ આપવાની ના પાડે છે, ત્યારે હવે તમારે ભાગની શી જરૂર છે? અને રૂકમઇના જીવનનિર્વાહ જોગ અન્નવસ્ત્ર આપે છે તે ઘણું છે. ત્યારે લાડકી મા તથા છોડી બોલ્યાં–મહારાજ, અમારે તમારા અર્થે કે પુણ્યાર્થે કંઇ વાપરવું હોય તો ક્યાંથી વાપરીએ? માટે અમને થોડો ઘણો કંઈક ભાગ આપે તો સારૂં. મહારાજ કહે તમને તો ભાગ નહિ આપે. પણ જો તમારે પુણ્ય માર્ગમાં વાપરવું હોય તો અમને એ ભાગ લખી આપો. તો અમે કંઈક યુકિત કરીને તેની પાસેથી ભાગ લઈએ, અથવા એના હસ્તક પુણ્ય–માર્ગમાં વપરાવી નાખીએ. ત્યારે તે બન્ને કહે–મહારાજ? પુણ્યાર્થે વપરાય! એમ કરો. એમ કહી ભાગ લખી આપ્યો.

હવે આ વાતને કેટલાક દિવસ થઇ ગયા પછી મહારાજ ફેર જ્યારે પિપલાણે આવ્યા, ત્યારે વિવાહપ્રસંગ ચાલતા હતા.

જેમ બીજા દેશમાં ખારેકો વહેંચવાનો ચાલ તેમ અહીં સોપારીઓ વહેંચાય છે.

આ વખતે મહારાજ ખાટલા ઉપર બેઠા હતા. બે ખોબા સોપારી આવેલી તેના ઉપર હાથ ફેરવતા અને બોલતા જતા હતા. 'ભાઇઓ આ પ્રસાદીની સોપારી કોઈને લેવી છે?' ત્યાં તો સૌ લેવા ઊભા થયા. ત્યારે મહારાજે કહ્યું–અમારે બ્રાહ્મણ જમાડવા છે તેથી જે ભેટ મૂકે તેને આપીએ. એક કહે–હું પાંચકોરી આપું, મને આપો. બીજો કહે દસ અને ત્રીજો કહે–હું પચીસ આપું. એમ ચઢતે ચઢતે સો સો કોરી સુધી ચઢયા. ત્યાં તો નરસિંહ મહેતો બોલ્યા. મહારાજ! હું બસો કોરી આપું. ત્યારે મહારાજ કહે, નરસિંહ મહેતે હવે બોલવા માંડયું. માટે એમના કરતાં કોઇથી વધુ બોલાશે નહિ. માટે લાવો એમને આપી દઇએ. પછી મહારાજ કહે, નરસિંહ મહેતા! અમારે કોરી લેવી નથી; પણ અમારે બ્રાહ્મણ જમાડવા છે. તો મોદીખાનું જોખશો? આ લોભી, તે હસ્તે મોઢે કહે, હા, હા, મહારાજ, જોઈએ તેટલું સીધું તૈયાર કરીશ. મહારાજે તો બધી સોપારી તેમને આપી દીધી.

પછી ત્યાંથી દોઢેક ગાઉ છેટે મેઘપુરમાં જઇને મહારાજે છમાસ સુધી આસપાસના બ્રાહ્મણોને બોલાવી જમાડયા. પંક્તિમાં નિત્ય રામાનંદ સ્વામીકી જય! સહજાનંદ સ્વામીકી જય! ગોપાળાનંદ સ્વામીકી જય! આત્માનંદ સ્વામીકી જય!–આમ જય બોલાય. પછી મહારાજે છઠ્ઠા મહિનાના છેલ્લા દિવસે નિત્યાનંદ સ્વામીને કહ્યું–સ્વામી આજ નરસિંહ મહેતાની જય બોલાવજો. આથી જ્યારે નરસિંહ મહેતાની જય બોલાવી ત્યારે નરસિંહ મહેતા કહેઃ 'મહારાજ! મારી જય શાની?' મહારાજ કહે, જેના રૂપિયા વર્યા તેની જ જય હોય. તો મહારાજ! મારા રૂપિયા શેના? મહારાજ કહે, આ રૂકમઇના ભાગના પૈસા નીકળે છે તેનું આ બ્રહ્મભોજન અમે કરાવ્યું તેથી તમારા મરનાર ભાઈનું સારું થશે અને મરનારની બૈરી રૂકમઇ પણ પુણ્યમાર્ગમાં

વપરાયું જોઇ રાજી થશે. ત્યાં તો એકદમ શ્યામળું મોઢું થઇ ગયું અને કહે મહારાજ ! તમે મોટા થઇને આવું કપટ કર્યું ? આ તમને ઘટે ? એમ કહી પોતાના દીકરા કલ્યાણજીને કહે, અલ્યા ઊઠ ઊઠ, આ કાળીએ તો ગજબ કર્યો. પેલા વામનજીએ છેતરીને બળીરાજાનું બધું લઈ લીધું હતું. તેમ આમણે પણ આપણને છેતરી બધું લઇ લીધું. એમ કહીને પોતાના છોકરાને લઈને રીસાઇને ત્યાંથી ઊઠી નીકળ્યા. તે છ મહિના સુધી મહારાજના દર્શને ન આવ્યા. મોટા મોટા સંત હરિજનોએ ઘણા ઘણા સમજાવ્યા પણ બાપ કે દીકરો કોઈ દર્શને આવ્યા નહિ. જ્યારે પોતે દેહ મૂકી ગયા ત્યારે તેમનો દીકરો કલ્યાણજી રોજ દર્શને આવવા લાગ્યો.

પાઠકો ! જોયું લોભનું બળ ? નરસિંહ મહેતો સ્વામિનારાયણને ભગવાન માનતા હતા. છતાં લોભે કરીને છેટા થઈ ગયા. વાસ્તે લોભ એ જ પાપનો બાપ અને લોભ એ જ નરકનું દ્વાર છે. જેને જીવીને અને મરીને સુખી થવું હોય તેણે તો સર્વ દોષ માત્રના નિધિરૂપ લોભનો સર્વ પ્રકારે ત્યાગ કરવો.



# "લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે"



જીવને સન્માર્ગથી પાડનાર, અધમમાં અધમ સ્થિતિએ પહોંચાડનાર મોક્ષમાર્ગના અનેકાનેક વિરોધી દોષોમાં લોભ જેવો કોઇ બળવાન દોષ નથી. લોભથી સકળ પાપનો જન્મ થાય છે. સજ્જનોને દુર્જન બનાવનાર, વનવાસીઓને ગ્રામવાસીઓ કરનાર અને વિરાગીઓને વિત્તરાગીઓ બનાવનાર એક લોભ છે. કામ ક્રોધ અને માનસિક અન્તઃશત્રુઓમાં જે બળ છે, તેથી કોટીઘણું અધિક લોભમાં બળ છે.

ભૂતપૂર્વનો ઇતિહાસ જોતાં જણાય છે કે, રાજાઓનું રાજ્યથી, યોગીઓનું યોગથી, અને તપસ્વીઓનું તપથી પતન થયું તે સર્વ લોભથી જ થયું છે. લોભથી કીર્તિ, સમ્પત્તિ અને ખ્યાતિનો જોતજોતામાં લય થઇ જાય છે. લોભ પેઠો કે તરત જ સદ્‌ગુણો, વિદાયગીરી લઈ લે છે. માબાપ, સ્ત્રી છોકરામાં સ્નેહ હોય, પણ તે લોભથી જ નષ્ટ થઈ જાય છે. વધારે શું પણ ભવસાગરના તારક પૂજ્ય ગુરુદેવમાં પણ લોભે કરીને અપૂજ્યભાવ પેદા થાય છે. કૃતજ્ઞને બદલે કૃતઘ્ની થવાય છે. માટે જીવતાં અને મરીને સુખી થવું હોય, પરમકૃપાળુ પ્રભુશ્રીનાં પરંપદને પામવું હોય તો તેણે હમેશાં લોભનો ત્યાગ કરવો. લોભના ત્યાગ વિના કદીપણ સુખી થવાતું નથી.

કોઇ એક રામજી મન્દિરમાં જમનાદાસ નામે એક સાધુ હતો. તેને ગુરુએ મરતી વખતે મન્દિરનો સઘળો વહીવટ સોંપી મહંત બનાવી કહ્યું કે—આવકમાંથી કરકસરથી ખર્ચ કરવું અને રામજીના કોઠારમાં પૈસા વધારવા શીખવું. એ પૈસા કોઈ દિવસ દુકાળ પડે, દૈવકોપ થાય કે મન્દિરની જગ્યા પડે—આખડે તો કામમાં આવે. હવે જમનદાસ મન્દિરના મહંત થયા, તે વખતે

મન્દિરના કોઠારમાં વીસ હજાર રૂપિયા રોકડા હતા અને તે બધાય મન્દિરમાં પટારામાં હતા. મન્દિરનું ખર્ચ રામજીની કૃપાથી નભતું હતું. કોઇ તીર્થવાસી કે ફરતારામ સાધુસંત, કોઇ સેવક. હરિજન આવતા તો તેમની આગતાસ્વાગતા બરદાસ—ચાકરી સારી રીતે જમનાદાસ કરાવતા. જો કે ગામ મોટું ન હતું; ગામના મનુષ્યો ધર્મપુણ્યમાં તથા દેવદર્શનમાં આસ્થાવાળા હતા. એથી મન્દિરનો વહીવટ રૂડી રીતે ચાલતો હતો. મન્દિરમાં ઠાકોરજીને દૂધ પીવા માટે બે ભેંસો તથા ત્રણ ગાયો રાખી હતી. તથા મહારાજ માટે એક ઘોડો રાખ્યો હતો. મહંત જમનાદાસ પોતે, એક પૂજારી બ્રાહ્મણ અને મન્દિરમાં કામ કરનારા બીજા ચાર પાંચ માણસો રહેતા હતા. મહારાજ રૂપાની ચાખડીયોથી ચાલતા અને વ્યાઘ્રચર્મ પર બેસતા. ગામના ભાવિક લોકો દર્શને આવતા. મહારાજની વાતો પણ સાંભળવા બેસતા. તેમાં કેટલાક દર્શનના ચુસ્ત નિયમવાળા હતા. જે દિવસે દર્શન ન થતાં તે દિવસે ઉપવાસ કરતા. વળી ભક્ત ત્યાં અભક્ત પણ હોય. ધર્મ હોય ત્યાં અધર્મ પણ. ગુપ્તપણે રહ્યો હોય. ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય, તેમ સેવક—સમાજમાં કેટલાક ભાવિક અને અભાવિક પણ હતા. તેમાં એક ગરીબ સ્થિતિનો કચરાશા નામનો ચાલીસેક વર્ષની ઉંમરનો વાંઢો વાણીઓ હતો. હોશિયાર પહોંચેલો, ખટપટીઓ દંભી અને ધૂતારો હતો, પગે લંગડો હતો. રોજ જમનાદાસ મહારાજ પાસે ગાલપુરાણનાં ગપાટા મારતો. નવી નવી દંતકથાઓ કરતો અને મહારાજને ખૂશ કરતો. મહારાજ પણ એ કચરાશાની વાતચીતથી બહુ આનંદ માનતા. તે પડીઆચટ્ટ તેથી કોઈ કોઇ વખત મહારાજ પડીઆમાં પ્રસાદી આપતા. કોઈ કોઇ વખત મન્દિરમાં પ્રસાદ લેવાનું પણ કહેતા. વળી ઘણીકવાર દિવસે અને રાત્રે પણ મન્દિરમાં જ સૂઇ રહેતો. તમામ સેવક—સમાજમાં તે કચરાશા મહંતનો વહાલો અને ખાસ વિશ્વાસુ હતો. એક વખત મહંત સૂતાં સૂતાં વિચાર કરવા લાગ્યા કે, કચરાશા ગરીબ છે; તોપણ પોતાનો હાથ ધંધો કરી પૈસાવાળો થયો છે. આપણા મન્દિરમાં રૂપિયા

વીસ હજાર પડયા છે. તેને ઉધઇ ચડી જાય છે; પણ એમાંથી જો થોડા થોડા વેપાર કર્યો હોય તો જરૂર તેમાં વધારો થાય, અને છુટે હાથે મન્દિરનું ખરચ કરી શકાય. પૈસા સંઘરી રાખવા તે કરતાં તેમાંથી કંઈક આવક કરવી તે ડહાપણનું કામ છે. પણ વ્યાજે ધીરેલા પૈસા ઉજાગરો કરાવે છે. માટે ઉસીકે પૈસા રાખી ઊંઘવું એ તો સારૂં. પણ વેપાર વગર પૈસો વધે નહિ. કેમકે **व्यापारे वसति लक्ष्मी**: વેપારથી પૈસા વધે છે. પણ આપણે સાધુ થયા તે હવે વેપાર શી રીતે કરાય? કદાચ કરીએ તો ખોઇ બેસીએ ને જગ્યા મૂકી રખડવા દહાડો આવે. આ કચરાશા સારો ભકત છે. આપણી સાથે બેઠવા ઉઠવાવાળો છે. વળી વેપારનો લોભી-ઓ છે. માટે એની પાસે વેપાર કરાવ્યો હોય તો જરૂર એ પૈસો વધારી દે. વળી એ રામજીનો સેવક છે. તો એ દેવમન્દિરનો પૈસો બગાડે તેવો નથી. માટે તેને પુછીને કંઇક ધંધો કરીએ તો ઠીક.

આમ વિચાર કરતાં આખી રાત વીતી ગઇ. સવારમાં સ્નાન, ધ્યાન ને પૂજાપાઠથી પરવારી જમનાદાસ મહારાજ આસન પર બિરાજ્યા. ત્યાં તો કચરાશા આવ્યા. તેમને મહારાજ કહે. કેમ કચરાશા? બાપજી! સારૂં છે. ભલા તમને વેપારમાં ગમ પડે કે નહિ? અરે બાપજી! વેપારતો વાણીઆનો જ છે. તેમાં પણ આખા ગામમાં મારા જેવી વેપારમાં કોઇની નજર પડતી નથી. મહંત કહે, તમે વેપાર બરોબર કરી જાણો છો? બાપજી! હું અભિમાન કરતો નથી; પણ પચીસ પચીસ ગાઉમાં વેપાર ખાતે મારૂં નામ પંકાય છે. મહંત કહે, આવા છો ત્યારે કેમ કાંઇ વેપાર કરતા નથી અને અહીંના અહીં બેઠા રહો છો?

કચરાશા કહે એ તો કર્મનો દોષ ત્યાં કોણુ જુએ જોષ.” મહારાજ ભગવાને બુદ્ધિ આપી છે, પૈસા આપ્યા નથી. એથી વેપાર થોડા થોડા કરૂં છું. પૈસો પૈસાને વધારે છે અને વેપારથી પૈસો ઘણો વધે છે. વળી વેપારમાં પણ અક્કલ જોઇએ. મહારાજ મારાંમાં વહેપારની બુદ્ધિ ઘણી છે. મહા-

રાજ કહે–વેપારમાં વેપારીઓ નફો શા પ્રમાણે ખાતા હશે ? કચરાશા હરખતે હૈડે કહે છે. બાપજી ! દોઢા બમણા કરે છે, તે અન્તે મરે છે. હું તો સવાયા કરૂં છું. બાપજી ! વેપારની એ યુક્તિ છે. ન આવડે તો ખોઇ બેસે. એકનો સવાયો કરૂં એટલી તો મારામાં ખરેખરી આવડત છે.

મહંત કહે, કચરાશા ! એવો જો તું હોય તો લે આ એક રૂપિયો સાંજે સવાયો કરીને લાવજે. તો તારી બુદ્ધિની ખબર પડશે. અરે સ્વામી મહારાજ ! એમ સવાયા ન થાય. એ તો વેપારની રુખ જોવાય છે. કંઇ આંખો મીંચી વેપાર થતો નથી. મહંત કહે–જ્યારે વેપારનો વખત આવે ત્યારે કહેજો.

આવીરીતે વાત થઇ. પછી બીજેજ દિવસે કચરાશાએ આવી, મહારાજ ! લાવો આજ રૂપિયો સવાયો કરી લાવું. આમ કહી મહારાજ પાસેથી રૂપીયો લઇને ગયો. અને સાંજે એ રૂપિઆમાં ઘરના ચાર આના ઉમેરી મન્દિરમાં આવી મહારાજને કહે મહારાજ ! લ્યો આ તમારો સવા રૂપિઓ. જમનાદાસ કહે. શાબાશ છે કચરાશા, વેપારમાં તમારી ખૂબ નજર પહોંચેછેહો. આમાં તમને કંઇ મળ્યું ? હા, એક આનો મળ્યોમહારાજ. હં આનું નામ વેપાર.

મહારાજ કહે–શેઠ વળી રૂખ આવે ત્યારે કહેજો. કચરાશા કહે બહુ સારૂ બાપજી ! મહંત કહે જો જો ભૂલતા. અરે મહારાજ ! માણુસનું ભુલાય પણ દેવનું ભુલાય ? આ તો મારા તમારા જીવનું ભાતું છે. હું નહિ ભૂલું.

પછી આઠેકદિવસ જવા દઇ કચરો દોડતો દોડતો આવ્યો. અરે મહારાજ ! ઓ બાપજી ! સો રૂપિઆ લાવો. આજ બરાબર તાલ છે. મહારાજે સો રૂપિયા કાઢી આપ્યા. એટલે બે કલાક પછી તરત જ આવીને કહે–મહારાજ લ્યો આ રામજીના નામના સવાસો રૂપિયા. અરે કચરાશા ! શાબાશ ! અલ્યા તું તો એકનો સવાયો કરનાર સિંહ જેવો છે. ભલા કચરા, આમાં તને શું મળ્યું ? સાચું

બોલજે. મારા નસીબ પ્રમાણે મને પાંચ રૂપિયા મળ્યા. અલ્યા કચરાશા હવે તને ઓળખ્યો. તારી બુદ્ધિની બલાડી (અરે બલિહારી) બાપજી ! આમાં હું રળતો નથી. ઠાકોરજીનું નસીબ રળે છે. અને તમારી આશિષથી મારામાં બુદ્ધિ ખીલે છે. મહંત કહે–ઓ કચરાશા શેઠ ! તમને બરોબર પીછાણ્યા. તમે આંખમાં કોઇને કચરો નાખવા દ્યો તેવા નથી.

હવે આવી રીતે કચરાશા તથા મહંત વચ્ચે વહેપાર ચાલતો જોઇ મન્દિરનો પૂજારી કંઇક બુદ્ધિશાળી અને દૈવી હતો. તે વહેમાયો, તેને આ કચરાશાની કરામત મહારાજને જાળમાં લીધા જેવી જણાઇ. તેથી તે બોલ્યો. આંખમાં કચરો નાખવા દે એવા નથી પણ નાખે તેવા છે. માટે વિચારજો. કચરાશા કહે, પૂજારી ! કેમ કરડાકીમાં બોલો છો ? મહંત કહે બકવા દોને ! કોણ તેને ગણે છે ? પૂજારી કહે, બાપજી ! સાચું કહું છું. ખોટું લગાડશો નહિ. કચરાશા કહે પૂજારીજી ! વેપારની રીત ન્યારી છે. અહીં દેવલાં નવરાવવાનાં નથી. પૂજારી કહે–ના, શેઠ, ના. દેવલાં નવરાવવાનાં નહિં પણ ભોળા લોકને ભરમાવી તેનું નખોદ વાળવાનાં. મહંત કહે, હું વેપાર કરૂં છું તેમાં તમને શું થાય છે પૂજારીજી ? શેઠ કહે, ઝેરીલા અને ઇર્ષુક સ્વભાવ હોય તો તેનાથી દેખ્યું કેમ ખમાય ? મહંત કહે. બળવા દો, છો બળે એમને વેપારની શું ગમ પડે ? પૂજારી કહે. અમને ગમ પડતી નથી; પણ તમને ગમ પડે છે તો જાઓને એની વાંસે ? રૂપિયા ક્યાંથી લાવે છે અને વેપાર શો કરે છે તે તો જુઓ ! મહારાજ કહે, પૂજારી તમે છાના રહો. જોયા કરો શું થાય છે તે ! તમારે કંઇ બોલવાની જરૂર નથી. તમે તો દેવની ઘંટડી અને ઘડિયાળ બજાયા કરો. પૂજારી કહે, જોયા કરું છું ને જોયા કરીશ. પણ આ તો શ્રી રામજીનું છે તે પેટ બળે છે. તેથીજ બોલી જવાય છે. શેઠ કહે–મહારાજ ! મેલોને પૈડ; એ ભલેને બોલ્યા કરે. આપણે જેમ કરતા હોય તેમ કરો. આમાં ક્યાં તમારે કે મારે સ્વાર્થ છે ? જે છે તે શ્રી ઠાકોરજીનું છે

અને તેને અર્થે છે. જમનાદાસ કહે—શેઠ, ખરેખર, હવે શરત રાખજો હો. આ વખતે તો પાંચ હજાર રૂપિયા કાઢવા છે, પણ થોલ આવે ત્યારે તમે આગળથી ખબર દેજો.

કચરાશા કહે બાપજી ! મારો વિશ્વાસ રાખજો, આમાં મારે કંઈ ખાવાનું નથી. આ વખતે તો શ્રી રામજીની દયા થાય તો સવાયા નહિ પણ દોઢા કરી લાવું, એમ કહી ગયો અને બે ચાર દિવસે દોડતો દોડતો ખરે બપોરે આવ્યો. મહારાજ તો નિદ્રાદેવીને ખોળે સુખાળા થયા હતા. મહારાજ ! જાગો મહારાજ ! જાગો લાવો લાવો રૂપિયા લાવો. આજે તો ખરેખર તાલ આવ્યો છે. મહંતજીએ બબાકળા જાગી કોઠારમાંથી હજાર હજારની પાંચ થેલીઓ લાવી મુકી. એટલે શેઠ કહે, બાપજી ! મારે રળી દેવું; પણ મજૂરી કરવી એ મારૂં કામ નહિ, તો બે માણસ મોકલો. એટલે મહંતે બે માણસ મોકલ્યાં. શેઠ થેલીઓ લઇ ગયા, રાતના આઠેક વાગે રૂપિયા સાડા સાત હજારની થેલીઓ મજૂર પાસે ઉપડાવીને મહારાજ આગળ મૂકી દીધી. કૃપાનાથ ! આજ તો એકના દોઢા થયા છે. મહારાજ તો ઊંચા થઇ શાબાશ ! શાબાશ ! કચરાશા ! તમે સૌને કચરાપટીમાંથી બહાર કાઢો તેવા છો. મેં તમારી બુદ્ધિ, વેપારનું ડહાપણ અને તમારૂં શાણપણું જોઇ લીધું.

અરે બાપજી ! આ બધું તમારા આશિર્વાદનું છે. રામજી સૌનું સુધારે તો પોતાનું કેમ બગડવા દે ? મેં તમને પ્રથમથી જ કહ્યું હતું કે—વેપારમાં મારી નજર ચાલે તેટલી આખા ગામમાં કોઇની ચાલતી નથી. જો કે હમણાં અહીં વેપારનો થોલ છે. પણ શું કરૂં ? લાચાર કે મારે આવતી કાલે મણીનગર ગયા વગર છૂટકો નથી ત્યાંથી બે મહીને પાછા આવવાનું થશે. ત્યાં તો શ્રી રામજીના નહિ પણ **જમનાદાસ** બનેલા મહારાજ ધનની લાલસાથી એકદમ બોલી ઊઠયા. અરે મારા સોનાના કચરા હમણાં જવું રહેવા દો. હવે આજ તને સાચેસાચુ પેટ ખોલીને કહું છું કે, શ્રી રામજીના કોઠારમાં વીસ હજાર રૂપિઆ છે.

કચરાશા કહે, જુઓ બાપજી! સોના સવાસો, હજારના સવા હજાર, અને પાંચ હજારના દોઢા થયા. જો રામજી ઠાકોર દયા કરે અને તમારો અંતરનો આશીર્વાદ થાય તો આ વખતે વીસ હજારના ચાલીસ હજાર સમજી લ્યો. પણ મહારાજ આ છેલ્લો વેપાર છે. હવે આટલું કરીને આપણે બંધ રાખવું અને બે ચાર માસ પછી ખરેખરો થોલ આવશે તો કરીશું. પૂજારી કહે-તમને તો થોલ લાગશે પણ આ મહારાજને તો થોર લાગશે. તેનું કેમ? શેઠ હવે ઘણી થઇ. આ તો દેવનું ધન છે હો હર્ણીઓ પારો છે, તે પચવું કઠણ છે. આ તો સત્યાનાશ વાળી નાખશે, માટે વિચાર કરો અને આ મહારાજને ખોટે માર્ગે ભમાવી મન્દિરને શા માટે ભીખ માગતું કરો છો? મહારાજને ખોટું લાગે તો ભલે લાગે; પણ હું તો જે દેખું છું તે કહું છું. બાપજી! ગુરુ મહારાજ! આ એકલો વાણિયો નથી. આ તો કાણીઓ અને પગે લંગડો પણ છે. માટે બહુ સહવાસ રહેવા દો. વળી **તીન જનકા સંગ નહિં કરના; અન્ધે-લુલે-કાણેકા** અંધો, લૂલો ને કાણો-એ ત્રણનો સંગ ન કરવો, અને આ આપણા ત્યાગીનો ધર્મન કહેવાય. આમ કચરાશાને તથા જમનાદાસમહારાજને પૂજારીએ કહ્યું. કચરાશા કહે, બાપજી! આજથી મારે ને તમારે રામ રામ છે. હું તમારો વગર પૈસાનો ગુલામ, હું લોહીનું પાંણી કરી, હાશ કરી બેસું નહિ. પેટ ભરી પાણી પીઉં નહિ. ગામથી ગામ ને ગામથી ગામ આખો દહાડો રખડી રવડી તમને પૈસા કમાઇ આપું અને અહીં આવું ત્યારે આ પૂજારીના ટોણા-છણકા સહન કરવા પડે. માટે હવેથી મારે ને તમારે રામ, રામ છે. હું આવવાનો નથી. જમનાદાસ કહે-અરરર! આમ થાય? બિચારા પૂજારી ઉપર શા માટે માઠું લગાડો છો? એ તો મન્દિરનો નોકર કહેવાય અને હું તો મન્દિરનો માલિક મહંત છું. મારે ને તમારે સમજવાનું છે. કચરાશા કહે-બધું ખરું બાપજી! પણ હવે મારો જીવ ખાટો થઇ ગયો છે. માટે હું આવું છું તેમ આવીશ; પણ તમારા વેપારમાં નહિ ભળું. મહંત કહે-કચરાશા,

તમે માઠું ન લગાડો. વેપારમાં બરાબર ધ્યાન લગાડો. આ છેલ્લી ચોટ છે. તો આટલું કરી સુખેથી મણીનગર જાઓ. પછી છ મહિના વેપાર કરવો નથી.

ત્યાં તો પૂજારી કહે–ગુરુ મહારાજ! પછી તો કચરાશાએ રહેવા દીધું હશે તો વેપાર કરશોને? છ મહિના પછી તો તમારા અને શ્રીરામજીના ખજાનાની ખાખ થશે. ત્યાં તો ગુરુ મહારાજ લાલચોળ થઇ ઘાંટો કાઢી બોલ્યા–અલ્યા, પૂજારા! બહુ જીભડી વધાર માં. રાખ્ય રાખ્ય, બોલમાં. રાખ તો જે ચોળતા હશે તે ચોળશે. પૂજારી કહે–હા, તમે જ ચોળવાના છો. બાપજી! મને શું કરવા વઢો છો? પછી પોક મૂકીને રડશો. બીજે રઝળશો. હાય વોય કરશો. જિંદગી બગાડશો. આ ગરીબ બ્રાહ્મણનું માનો. વેપારની વાત જવા દો. બાપજી! તમે રાગી નથી, ત્યાગી છો. માટે વિચાર કરો અને પાછા વળો.. અત્યારે હું તમને ઝેરના કકડા જેવો દુશ્મન થઇ પડયો છું. પણ ઠીક કહું છું. આમ પુજારીએ મહંતનીશરમમાં ન દબાતાં કે કાઢી મૂકવાનો ડર ન રાખતાં ગુરૂજીને સાચે સાચું કહ્યું.

જમનાદાસ ઉકળી બોલ્યા; ઠીક તને હું જોઇ લઉં છું. એમ કહી–અરે કીધર ગયા જાનકીદાસ? એ આયો બાપજી! એમ કહ્યું, ત્યારે જમનાદાસ કહે–બોલાવી લાવો ઘોરીભાઇકું ઓર પુંજાભાઈકું, કચરા પટલકું. અબી અબી બોલા લાઓ ભુલાભાઈકું ઔર પદ્મસિંહકાકેકું. કચરાશા કહે બાપજી! જવાદોને. એ બ્રાહ્મણને એનું પેટ બળતું હશે તે બોલે. તેમાં તમારે આટલો ગુસ્સો કરવો તે ઠીક નહિ. વળી એને કાઢી મૂકો તો મને બ્રાહ્મણનો નિસાસો લાગે. માટે દયા કરો અને હવેથી એ નહિ બોલે.

પૂજારી કહે–કેમ નહિ બોલે? મને ઠીક લાગશે તો બોલીશ અને કાઢી મૂકશે તો બીજા ગામમાં ઠાકોરસેવા કરીશ; પણ જ્યારથી તમારાં પગલાં થયાં છે અને તમારી જાળમાં ગુરૂજીને લીધા

છે ત્યારથી મારું પેટ બળી જાય છે. હું કહું છું તે ક્યાં મારા સારું કહું છું. આમ વાત કહે છે ત્યાંતો પુંજોભાઈ આવ્યા. કેમ બોલાવવો પડયો ? મહંત કહે—આ પૂજારીની જીભડી હવે બહુ વધી ગઈ છે. કંઇ કહીએ છીએ ત્યારે સામું બોલે છે. સેવાપૂજા બરોબર કરતો નથી. કહીએ છીએ તે કાન સોંસરું કાઢી નાખે છે. માટે એને હું રજા આપીશ. અને બીજો માણસ રાખી લઇશ. ત્યાં તો કલ્યાણ શેઠ, ઘોરીભાઈ, અંબાઇદાસ એ સર્વે આવ્યા. તે સૌ સાંભળી બોલી ઊઠયા. બાપજી ! એમ કંઈ રજા દેવાય ? આપ તો મહંત કહેવાઓ અને બીજા બધા આજ્ઞાપાલક સેવક ગણાય. પણ જો આપ અણઘટતું આચરણ કરતા હો તો એ લોકો તમને પણ કહી શકે.

મહંત કહે, અણઘટતું હોય તોને ? તે વિના મારા કામમાં બકબકાટ કરે એ મને ના પાલવે. ઘોરીભાઇ કહે—"બાપજી ટાઢા થાઓ. મોટું પેટ રાખો. આવો બ્રાહ્મણ મળવો કઠણ છે." મહંત કહે, હું કોઇ પ્રકારનો શ્રી રામજીના લાભાર્થે વેપાર કરતો હોઉં અને આજીવિકામાં કમાણી થતી હોય તો એમાં એ રોકાણ કે ડખલગીરી શા માટે કરે ? ઉકરડો પટેલ કહે—એમાં તો શા માટે રોકે ! ત્યાં તો ઘોરીદાસ અને કલ્યાણકાકો કહે, પણ બાપજી ! આપણે સાધુને તો હરિભજનનો જ વેપાર જોઇએ. બીજો વેપાર શું કામ કરવો પડે ?

જમનાદાસ ખારા ઝેર જેવા થઈ કહે 'ક્યાં અમારા સારૂ કરીએ છીએ? અમારે તો ભગવાં પહેર્યાં એટલે બને તેટલી ઠાકોરની સેવા કરવી જોઇયે ત્યારે પુંજા પટેલ અને ભુલદાસ કહે બાપજી ઠાકરની મરજી હશે તેમ થશે.' પણ આપણે તો આપણા ધર્મ પ્રમાણે રહીને જ સેવા કરવી જોઇએ. ગુરુ મહારાજ ! તમે તો સોના જેવા સારા છો. પણ જગતમાં કેટલાક સાધુ **ઠાકરમન્દિરમાં રહીને વેપાર કરે છે. અને શેર રાખે છે. સટ્ટો કરે છે. પણ તેમનું શું થાય છે તે વિચારોને ? પેલા જાનકીદાસ, રામદાસ, જોડીદાસ એમણે મન્દિરનાં ઢોર ઢાંખર અને રામ-**

**જીના દાગીના સુદ્ધાં વેચી ખાધાં. તો એમનાથી ગામમાં અવાતું નથી કે કોઇને મોઢું દેખાડાતું નથી**. માટે બાપજી! માફ કરજો. બોલવા ઉપર આવ્યા એટલે બોલાય.

ત્યાં તો જમનાદાસ ધુંવાકુંઆ થઇ ગયા અને ન બોલવાના શબ્દો કહી નાખ્યા. પદમશી કાકો કહે—અલ્યા ભાઈ આ મહારાજને મનાય એવું નથી. એતો જ્યારે મુંડમાં લાગશે ત્યારે ખબર પડશે. એમ કહીને બધાને ટાઢા પાડયા. ત્યારે કલ્યાણ શેઠ કહે—બાપજી! ઊભા રહો, ઊભા રહો, પેલા કાણિયા કચરાશા વાણિયાને પૂછીને તો વેપાર કરતા નથીને!

જમનાદાસમહારાજ કહે—કચરાશાની મારફત જ કરું છું. એ આપણો સેવક છે. વેપારમાં બહુ કુશળ છે. મને એનો પાકો વિશ્વાસ છે. પાંચ સાત દિવસ પછી હું તમને બધું કહીશ. ત્યારે કલ્યાણશેઠ અને ઘોરીભાઇ એ બે જણા લાંબો હાથ કરીને કહે, મહારાજ! એ કચરો તો તમારી આંખમાં કચરો નાખે એવો છે. તેને રહેવાનું ઘર નથી. પગ મૂકવાનું ઠેકાણું નથી. અમે એને સારી રીતે ઓળખીએ છીએ. એણે તો કેટલાકનું ગામમાં નખોદ વાળી દીધું છે. માટે અમે પણ તમને તેની સંગાથે વેપાર કે કંઇપણ સહવાસ રાખવાની ના પાડીએ છીએ. નહિતર આ મન્દિર હતું ન હતું થઇ જશે અને પૂજારી પણ એને ઓળખતો હશે.

અને એને કંઈ કુડકપટ દેખાતું હશે. તેથી તમને એ રોકતો હશે. આમ બહુ બહુ મહારાજને સમજાવ્યા ત્યાં તો પૂજારી પોતાની ચીજ—જણસ લઇને ખલે ખડીઆપોટલીઆ કરી નજીક આવીને કહે—ભાઇઓ! તમને અને ગુરુ મહારાજને રામ રામ છે. હું જઉં છું. ત્યારે સૌ કહેવા લાગ્યા. મહારાજ! તમે શા માટે જાઓ છો? તમને કોણ કાઢી મૂકે છે? તમને તો અમે બોલાવ્યાય નથી. તમને ગુરુ મહારાજ કાઢતા નથી. અમે પણ કોઈ કાઢતા નથી. તમે ઠાકોરજીની હેઠે હૈયે સેવા કર્યા કરો. તમારે જવાનું કે ઉદ્વેગ પામવાનું કંઇ કારણ નથી. ત્યારે ગુરુ

મહારાજ કહે, જવાદો કાશ જાય. પૂજારી કહે, તમે તમારે ખેર રહો. અમારે અને ગુરુ મહારાજને ભેળું રહેવાનું તેથી આંખરોઠ પડે તે ઠીક ન કહેવાય. એ રાજી ન હોય અને રહેવું એમાં પણ સુખ ન આવે. આ તો જીવતો જીવ છે. કંઇક બગાડ થતો હોય, ગુરુ મહારાજ કોઈની કપટજાળમાં ફસાતા હોય ત્યારે જરા બોલી જવાય; પણ ગુરુને ઠીક ન લાગે અને કહેવાથી અવળું પડે, કચવાય, તો પછી મારે એમના હાથ હેઠે રહેવાનું શું સુખ આવે? માટે હું તો જાઉં છું. ઘોરીભાઈ કહે, જવા દો ભાઈ. એમની મરજી; પછી બારણામાંથી નીકળતાં પૂજારી કહે—ગુરુ મહારાજ! હું તો જઉં છું, પણ તમે કચરાશેઠના કચરાથી જરૂર અંધા થશો અને ચારે કોર અથડાશો. તમારે મતે આ કાશ જાય છે; પણ તમારી લાશ ન થઇ જાય અને મન્દિર મૂકી બીજે અથડાવું ન પડે તે સંભાળજો. આજથી તમારો અને તમારા મન્દિરનો, કચરાશા વાણીઆના પ્રતાપે કરીને દી આથમ્યો જાણજો. લ્યો, રામ રામ, માફ કરજો!

એમ કહી બ્રાહ્મણ ચાલતો થયો. તે ગામેગામ ફરતો, જાત્રાનું ધામ આવે ત્યાં દેવદર્શન અને તીર્થસ્નાન કરતો કરતો, ઘણે દિવસે એક મોટા શહેરમાં આવ્યો. ત્યાં રામચંદ્રજી ભગવાનનું મોટું મન્દિર હતું. તેમાં એણે ઉતારો કર્યો. તે દેવસેવાનો અનુભવી અને સહવાસથી સારો માણસ જાણી મન્દિરનો પૂજારી થવા લોકોએ અત્યાગ્રહ કર્યો. ત્યાંનો પૂજારી તથા તેની પત્ની વૃદ્ધ થઇ ગયાં હતાં. તેને એક પુત્રી પરણાવવાને યોગ્ય થએલી. તે સ્ત્રી–પુરુષે આવેલા પુરુષનો સેવાભાવ, સ્વભાવ અને આચાર-વિચાર જોઈને, છએક માસ થયા કે તેને પોતાની ઉંમરલાયક દીકરી પરણાવી. અને કહ્યું કે, તમે જિંદગીભર આ મન્દિરની સેવા કરો. અહીં જ રહો. આથી બ્રાહ્મણે જાણ્યું જે, મેં નિષ્કપટ અને શુદ્ધભાવથી દેવસેવા કરી તે મને આજે ફળી. એમ ધારી નિરંતર મન્દિરમાં દેવસેવા કરી, સુખેથી ત્યાં રહ્યો.

અહીં પૂજારીના ગયા પછી ઘોરીભાઈ, કલ્યાણભાઈ, કચરે-શેઠ એ આદિક સૌએ ગુરુમહારાજને ઘટે તેટલું કહીને તેઓ સૌ સૌને ઘેર ચાલી નીકળ્યા.

ત્યારપછી પેલા કચરાશા શેઠે તો મન્દિરમાં આવવાનું કે જમનાદાસ મહારાજને મળવાનું ઠામુકું બંધ કરી દીધું. આથી મહારાજ બહુ અકળાયા. પોતાને કચરાશા વિના એક દહાડો જતો તે જુગ જેવો થઈ પડતો. પોતે કચરાશાને તેડવા ઘણીવાર માણસ મોકલે; પણ ચોખ્ખો જવાબ આપે કે-મારે લેવાદેવા કંઈ નહિ અને ખાલી ઉપાધિ શા માટે વહોરવી? મારે આવ-વાની જરૂર નથી. આમ કહી મોકલે પણ આવે નહિ. છેવટ જમનાદાસ **ઠાકોરજીના દાસ નહિ પણ જમના દાસ** જાતે તેડવા ગયા, બહુ બહુ સમજાવ્યો અને આંખમાંથી પાણી કાઢયાં, ત્યારે કચરાશા કહે, આટલા દીલગીર થાઓ છો, તો ચાલો હું આવું. તમારા પર મારે કંઇ ધોખો નથી; પણ બીજા લોકો ખાલી અપકીર્તિ કરે કે કંઈ બોલે એવું મારે શું કરવા કરવું જોઇએ?

ત્યારે મહારાજે કહ્યું કે તમે તો શેઠ કહેવાઓ તમારે મોટું પેટ રાખવું જોઇએ તમારે તો એક મારી સાથે કામ છે. બીજા ઉકરડા, કચરા કે ઘોરી વગેરેનું શું કામ છે? એક પૂજારી બક-બકાટ કરતો તે તો ભાત લઇને ગયો તે હવે આવશે.

આમ બહુ બહુ કહ્યું ત્યારે કચરાશા શેઠ મંદિરમાં પધાર્યા. પછી બેચાર દિવસ થયા ત્યારે મહારાજ કહે–'કચરાશા હમણાં વેપાર કેમ ચાલે છે?' 'અરે મહારાજ? આજસુધી જો આપણો વેપાર ચાલતો હોત તો અત્યારે આ મન્દિર સોનાનું થઈ ગયું હોત. હમણાં વેપાર કરવાની ઝડપ ઘણી સારી ચાલે છે. અત્યારે બમણા તો નહિ પણ દોઢા તો અવશ્ય થાય એવું છે.

ગુરુ મહારાજ કહે:– ચરાશા! આજ મારે દીલ ખોલીને વાત કરવાની છે. તે તું અને હું બે જ જાણીએ. જો મારી પાસે શ્રીરામજીના કોઠારમાં રૂપિયા વીસ હજાર ભર્યા છે. આ વાત કરતાં જ કચરાશા વચમાં બોલી ઊઠ્યા. હાય! હાય! ત્યારે ક્યારના

કહેતા શું નથી ? એ બાપજી ! એ વીસના ચાલીસ હજાર અથવા પાંત્રીસ હજાર તો ખરા જ. ગુરુ મહારાજ કહે–કરવું હોય તેમ કર, પણ રૂપિયા વીસ હજાર લઈ જા. બીજા ગમે તેમ બોલે, પણ મને તારો વિશ્વાસ છે. કચરાશા કહે, બાપજી વિશ્વાસે વહાણ ચાલે છે. માટે વેપારમાં તો પહેલો વિશ્વાસ જોઇએ. છતાં હું જોઉં છું. એક બે દહાડામાં જ્યારે થોલ આવશે ત્યારે ડંકો મારવો છે. અને ત્યારે જ હું રૂપિયા લઈ જઈશ. અત્યારે ખાલી જોખમ શું કરવા લઈ જવું પડે ? એમ કહી કચરાશા ચાલ્યો ગયો.

તે ત્રણ દિવસે આવ્યો. ત્યારે ગુરુ મહારાજ કહે–શેઠ ! હમણાં કેમ જણાતા નથી ? હું તો તમારા નામની માળા ફેરવું છું. શેઠ કહે, બાપજી આ તો વેપારનું કામ છે. કંઈ તમારી પેઠે લાડવા ખાઇ, પેટ પર હાથ ફેરવી પડી રહેવાનું નથી. બે દહાડાથી પૂરું ખાધું યે નથી. તમારા વીસ હજારને ઠેકાણે કરવા ફરૂં છું. ગુરુએ ઊભા થઈ, માથે હાથ મૂકી વાંસો થાબડ્યો–ધન્ય છે, ધન્ય છે ! કચરાશા. આવો વાણીઆનો બચ્ચો હોય નહિ. આ તો તમારે–અમારે પૂર્વભવનો સંબંધ હશે. અને આ વખતે તો તમે શ્રીરામજીનો ખજાનો વધારવા જન્મ્યા છો. કચરાશા કહે–બાપજી ! તમારું છે અને તમને દેવું છે. હું કંઈક દોડાદોડ કરૂં છું એ તો દેવની સેવા છે. એમાં હું વધુ શું કરું છું ? ગુરુ મહારાજ કહે, કચરાશા હવે આજકાલમાં ઝટ કરી નાખો. એટલે મેં વીસ થેલીઓ કોઠારમાંથી કાઢી છે, તે ઠેકાણે પડી જાય. બાપજી ! કાલે વારો છે.

એમ કહી ગયો ઘેર. ઘેર જઇ પોતાનાં વાસણું–કુશણુ જે કંઇ લીધા જેવું હતું, તે સર્વના બીસ્તરા પોટલાં બાંધી, ગામ બહાર ધર્મશાળામાં રાખી, બીજે દહાડે ત્રણ ચાર મજૂર લઇને હરખભેર ઉતાવળો ઉતાવળો આવ્યો. ગુરુ મહારાજ ! ગુરુ મહારાજ તમારા કર્મનું પાંદડું ફર્યું. હવે આ છેલ્લીવારનો વેપાર છે.લાવો લાવો, ઝટ કરો, થેલિયો કાઢો. ત્યારે ગુરુ મહારાજ કહે ધન્ય

છે. ધન્ય છે, કચરાશા લ્યો, ઉપાડો, ઉપાડો! એમ કહી મજૂરોને માથે બબ્બે થેલીઓ મૂકી અને કચરાશાએ પણ બે લીધી. મંદિરમાં, બજારમાં કે માર્ગમાં કોઈ ન જાણે તેમ ધર્મશાળા ભેળી કરી દીધી. પછી બીજીવાર, ત્રીજીવાર, એમ બધી થેલીઓ ઉપાડી લીધી અને તરત જ ચાલતા ભાવથી વીસ હજારનું સોનું ખરીદ કરી લીધું.

હવે ભાઈ તો ગુરુ મહારાજની આંખમાં કચરો નાખી; ત્યાંથી ગાડામાં સામાન ભરી રવાના થઇ ગયા. તે ચારસો ગાઉ છેટે એક શહેરમાં જઇ રહ્યો. બે ચાર મહિને પૈસાના પ્રતાપથી એક કન્યા પણ પરણ્યો. હવે પોતે જમનાદાસને વિસારી મોજ-શોખ કરવા મંડયો. મંદિરમાંથી કચરાશા રૂપિયા લઇને ગયા છે, તે હમણાં દોઢા–બમણા કરીને આવશે, એવી આશામાં આ ગુરુ મહા-રાજ તો વાટ જોઈ રહ્યા, તે જોઇજ રહ્યા એક દિવસ, બે દિવસ, પાંચ પંદર દિવસ થઈ ગયા; પણ તેનાં દર્શન સ્વપ્નામાં પણ થયાં નહિ. આથી ગુરુ મહારાજ આકુળવ્યાકુળ થઈ ગયા, તરફડવા મંડયા. હાય, હાય! કરવા મંડયા. બેટી કે બાપ, કયા હુવા કચરાશા? તુમ કહાં ગયા? આમ બોલ્યા કરે છે અને તેના ઘેર માણસ મોકલ્યું. તો ઘરધણી કહે–એ તો અહીંથી પોતાનો ઉચાળો ભરી ઘરનું ભાડું પતાવી બીજે કોઇક ગામ રહેવા ગયો છે. માણસે મંદિરમાં આવી વાત કરી, કે ગુરુ મહારાજ તો બેભાન જેવા થઇ ગયા. વાઢે તો પાણી નીકળે પણ લોહી તો ન જ નીકળે, એવા જડ મૂઢ્દા જેવા બની ગયા. પછી ઘણા માણસો પાસે આસપાસના ગામોમાં શોધ કરાવી. પોતે પણ કેટલાક ગામ આથડયા, પણ કચરાશા તો ગયા, તે વાયરે ઉડી ગયા.

આ વાતને વીસ દિવસ થયા, મહિનો થયો, દોઢ મહિનો થયો. છેવટે જમનાદાસે જાણ્યું જે આ વાતની ઘોરીભાઈ, કચરાભાઇ, ઉકરડાભાઇ, કલ્યાણશેઠ, અંબીદાસ વગેરે આગેવાન સેવકોને ખબર પડશે, તો મારી ઇજ્જત જશે. મંદિરમાંથી કાઢશે, છેવટે

આપઘાત કરવાનો વખત આવશે. માટે લાવ આ પૂજારી નવો રાખ્યો છે તેને મંદિરની સોંપરત કરી, તીર્થ-યાત્રાનું નામ લઇ કચરીયાની શોધમાં ફરૂં. જો મળે ને પૈસા થોડા ઘણા હાથ આવે તો પાછો આવું; નહિ તો આમને આમ રખડીને મરૂં. આમ ધારી પૂજારીને મંદિર સોંપી તીર્થ-યાત્રાનું નામ લઇ ચાલી નીકળ્યા.

ખાવું, પીવું, ઊંઘવું, એ સર્વે જેને હરામ થઇ ગયું છે, એવા ગુરુમહારાજ જમનાદાસ મહંત ગામોગામ રખડતા રઝડતા, અશ્રુપાત કરતા, તેને ઢુંઢતા, આઠેક મહિને ચારસો ગાઉ નીકળી ગયા. જતી વખતે પૂજારીને તથા ગરીબદાસને કહેલું કે, હું ખબર મોકલું કે માણસ મોકલું તો કચરાશા આવ્યાની ખબર દેજો. પણ આઠ મહિના સુધી પત્તો લાગ્યો નહિ, અને દૂરથી સંદેશા મોકલવાનું પણ અશકય થઇ ગયું.

આમ જ્યારે બાર મહિના થયા કે જે શહેરમાં કચરાશા પારકે પૈસે તાગડધિન્ના કરી રહ્યો હતો, તે શહેરમાં ગુરુ મહારાજ આવી પહોંચ્યા. ત્યાં પોતે લોટ માગે, સદાવ્રત મળે ત્યાંથી લે અને ગામમાં કચરાની શોધ કરે. વખતોવખત યાદ કરતો કે, હું મોટો મઠધારી મહંત ગાદી ઉપર બેસનારો, લોકો મારા પગમાં પડતા, હું સૌનો ગુરુ બની બોધ આપતો, તે આજે ઘેર ઘેર ભીખ માગું છું. પેલો બિચારો પૂજારી રાત દિવસ મને ટોકતો, પણ કચરાશાની માયામાં હું લેવાઈ ગયેલો; તેથી તેને વેરવઇ જાણી તેનું એક વેણ પણ મેં સાંભળ્યું નહિ. ચાલતી વખતે પણ તેણે બહુબહુ ચેતવણી આપી; પણ અવળા નસીબનો હું તે મેં સાંભળ્યું જ નહિ. રામ રામ રામ એમ છેવટે જાપ ચાલુ રાખ્યો.

હવે એ શહેરમાં પંદરેક દિવસ વીત્યા બાદ, ગુરુ મહારાજ ગંગાસ્નાન કરી પોતાના ઉતારા તરફ આવતા હતા તેવામાં મહાકૃતઘ્ની, દેવધનનો કોળીઓ કરી જનાર, ગુરુ મહારાજ

જમનાદાસને ટોકરી વગાડતો કરનાર કચરો, રેશમી સોનેરી કોરનું ધોતિયું પહેરેલું, અંગરખું તથા ખભે રેશમી કિનારીનો ખેસ નાખેલો, માથે પેંઠની પાઘડી પહેરેલી એવો બનીઠની સામે આવતો હતો. તે બેની એક નજર થઇ; કે તરત જ એ ગુરુના ચરણમાં પડયો. અહોહો કચરાશા! શું કર્યું ? તમે તો ગયા તે ગયા જ. અરે બાપજી! બહુ ઉતાવળા થાઓ મા. ઘેર પધારો. એ ગાડીવાળા! અહીં આવ. આમ કહેતાં જ ગુરુ મહારાજને ગાડીમાં બેસાડી ઘેર લાવ્યો. ઘરમાં પેઠા કે શેઠ કહે—અલી એ! કયાં ગઈ? આ ગુરુ મહારાજને પગે પડ. આ જ આપણે સોનાનો સૂરજ ઊગ્યો. બૈરી એકદમ ઊઠી પગમાં પડી. કચરો કહે—સાંભળ્યું કે? આપણે જે ખાનપાન વગેરે ભોગવીએ છીએ મોજશોખ માણિયે છીએ તે બધું આ ગુરુદેવના ચરણનો પ્રતાપ છે. ગુરુ મહારાજ! તમને તો ચરણથી ચોટી પર્યંત મારો વિશ્વાસ ઊઠી ગયો હશે; પણ મેં તમારા વીસ હજારના દોઢા કર્યા અને તરત જ દોઢાના ત્રણ ગણા કરવાને કોઇકે મને આ શહેર બતાવ્યું. તેથી અહીં આવ્યો છું. ગુરુ મહારાજ કહે—કેટલા થયા છે? તો કહે—ગુરુ મહારાજ, લગભગ લાખે પહોંચ્યા છીએ. આજ કાલમાં મારે મોકલવાના હતા, પણ તમે જાતે આવ્યા તો હવે ચાર પાંચ ઊંટ ભરીને સુખેથી ઘેર પહોંચી જાઓ. ગુરુ મહારાજ કહે—તમે તો કાગળ—પત્ર કે સંદેશો મોકલ્યો નહિ. મારા તો હોશકોશ ઊડી ગયા. ખાવું—પીવું ભૂલી ગયો. હેરાન હેરાન—થઇ ગયો. બાપજી! કાગળ શી રીતે લખાય? ઉકરડાભાઈ કે કલ્યાણ શેઠ જેવાને ખબર પડી જાય તો બાર જ વાગી જાય, અને તમારે મન્દિરમાં રહેવું કઠણ થઇ પડે. તેથી કાગળ લખ્યો નથી. આમ ગપાટાથી ગુરુ મહારાજને રાજી કરી દીધા. પછી બૈરીને કહે—તું કયાં સુધી ઊભી રહીશ? પેલા કુબેર ભટને બોલાવ. મહારાજ સારુ શીરો, શીખંડ, માલપુવા, પુરી, ભજીયાં વગેરે સારી રસોઇ કરે. મહારાજ તો તેનું બોલવું સાંભળી; તેનો વિવેક જોઇ દિગ્મૂઢ બની ગયા.

થોડા દહાડા થયા પછી કહે. મને ઘેરથી નીકળે બહુ દિવસ થયા. માટે હવે તો હું જવાનું કરીશ. ઓલ્યા રૂપિયા તૈયાર કરો. શેઠ કહે—આપજી ! પૈસા તો તૈયાર છે પણ હજુ આ દાસને ત્યાં બે ચાર દિવસ વધારે રહો. એમ કહીને રાખ્યા. એક દિવસ દૂધપાક પુરી, બીજે દિવસે બાસુદી પુરી, ત્રીજે દિવસે મોહનથાળ, ખારીપુરી, ખાજાં, મેશુબ, મગજ, હલવો આદિક કરી મહારાજને જમાડયા; અને તેમના શરીર ઉપર બબ્બે આંગળ લોહી ચડી ગયું. જાડા ભીમ જેવા થઇ ગયા. એક દિવસ ગુરુજીને બે ઘોડાની ગાડીમાં બેસાડી, આખા ગામમાં ફેરવીને મુંમઇ બનાવનારના એક કારખાને આવ્યા. તેની દુકાન પર ગાદી તકીએ શેઠ બેઠા. જમનાદાસ મહારાજને પણ બેસાર્યા. મહારાજને કહે અહીં આપણા રૂપિયા છે તે આજે ઉપાડી લઈએ અને કાલે તમને ઊંટ ભરી દઇએ, તે સુખેથી ઘેર સિધાવો. લ્યો જરા બેસો. હું શેઠને મળી આવું.

એમ કહી બાજુના ઘરમાં જઇને મુમઈ કરનાર શેઠને કહ્યું—શેઠજી ! માણસ રાખવો છે ? શેઠ કહે—કયાં છે ? ત્યારે કચરાશાએ મહારાજ સામી આંગળી કરી. પેલી ગાદી ઉપર બેઠો છે તે જોઇ લ્યો. એમ મહારાજને દેખાડયા પછી વેપારી મહારાજ પાસે આવીને કહે—મહારાજ, આ કચરા શેઠ તમારા રૂપિયા લેવાનું કહે છે, એ તમારે કબૂલ છે ? મહારાજ કહે—હા. કચરાશા જે કહે એ મારે કબૂલ છે. ત્યારે વેપારી કહે—બોલો, કેટલા રૂપિયા ? મહારાજ કહે—એમાં મને કંઈ પૂછવાનું નથી. અમારા શેઠ અને તમે બે સમજો. પછી વેપારીએ કચરાશાને કેટલા લેવા છે એમ પૂછયું. ત્યારે કચરાશા કહે—હું શું કહું ? તમે જ કહોને ? ત્યારે વેપારીએ બે હજાર કહ્યા; પણ છેવટે કચરાશાના આગ્રહથી ત્રણ હજાર નક્કી કર્યા. અને ત્રણે હજારની થેલીઓ ગાડીમાં ભરીને મહારાજ ન જાણે તેમ ત્યાંથી કચરાશા પોબારા ગણી ગયા.

થોડીવારે વેપારીએ મહારાજને અંદર બોલાવી જુદા હોલમાં બેસાડી તાળુ વાસી દીધું. કચરાશા તો ઘેર જઈ, ત્રણ હજારનું

સોનું લઇ, ઘર વખરી અને ઘેરૂં લઇ, ત્યાંથી ચારસો ગાઉ છેટે એક શહેરમાં પહોંચી ગયો. હવે જમનાદાસ મહારાજે વેપારીને પૂછયું. ભાઈ તમે મને અહીં કેમ પૂરી દીધો! કંઈ કારણ તો સમજાવો. વેપારી કહે એમાં શું સમજાવવાનું છે. પાછલી બારીએથી જરા ડોકિયું કરીને જુઓ. મહારાજે જોયું! ત્યાં તો માણસને ઊંધો ઘાંણીમાં પીલાતો જોયો! મહારાજ તો ભય પામી કહે, અહીં તો માણસ પીલાય છે. શેઠ કહે અમે માણસની મુમઈ બનાવીએ છીએ. મહારાજ કહે, મારા એ હાલ? તો કહે કાલે સાંજે તમારો વારો. ત્યારે શું એ કાણિયો મને વેચી ગયો? વેપારી કહે હા. તમારા ત્રણ હજાર રૂપિયા દીધા છે. તમે પણ કેવા? મને પૂછવું તો હતું? વેપારી કહે, મેં તમને જાતે પૂછયું હતું કે આ તમારા રૂપિયા માગે છે. તો તમે કહ્યું કે હા. એજ હું. મેં કહ્યું બોલો ત્યારે તમે કહ્યું આમાં મને કંઈ પૂછવાનું નથી. તમે અને કચરાશા જે કરો તે મારે કબૂલ છે. આમ કહ્યું હતું. મહારાજ કહે હું વેચવાનું નહોતો સમજ્યો. હું તો એમ સમજ્યો હતો કે કચરાશાએ તમારે ત્યાં રૂપિયા મૂકયા છે. તે લઇ લેવાનું સમજ્યો હતો. વેપારી કહે–મહારાજ એમ સમજ્યા તો તમારૂં નસીબ. અમે શું કરીએ? અરે શું આ ગટરના કચરા જેવો ભુંડો પાપી કચરો મને વેચી ગયો! અરે હાય! હાય! વોય બાપ! આ પાપી જબરો નીકળ્યો. અરે તોબા તોબા! ભાઇ! એ મારા વીસહજાર રૂપિયા લઇને નાઠો છે. તેને ખોળતો ખોળતો અહીં પાંચસો ગાઉ આવ્યો એણે મને કહ્યું કે–ચાલો પેલી દુકાને રૂપિયા છે તે લઇ લઇએ. આમ કહી મને તમારી દુકાને લાવ્યો અરેરે પાપીએ દગો કર્યો. એ બાપ! એ કચરીઆ! તારું સત્યાનાશ જજો. મસાણમાં લાકડાં ન પામશો. અરેરે પાપી કસાઈ! મને વેચી ગયો! રામ, રામ, રામ, રામ. હરિ, હરિ, હરિ, હરિ. વેપારી કહે મહારાજ છાના રહો. હવે જે બન્યું તે ખરૂં. તમારું આવું અદૃષ્ટ હશે. એના હાથેજ તમારે વેચાવાનું અને અમારે ત્યાં

પિલાવાનું હશે. નહિ તો ક્યાં તમારો દેશ અને ક્યાં અમારો સંબન્ધ! માટે હવે તો હાયવોય કરવાનું કે રડવાનું પડ્યું મૂકી પ્રભુને સંભારો. હવે આ બાવે ગુરુમુખે સાંભળેલું કે **हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम्** ભગવાનનું નામ સર્વ દુઃખમાત્રને ટાળનારું છે. માટે હવે તો મારો વારો આવે ત્યાંસુધીમાં ભગવાનનું નામ લેવું. એમ વિચાર કરી, હે રામ, હે કૃષ્ણ, હે ગોવિંદ, હે હરે, હે રામ, રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ. હે પ્રભો! **मां पाहि पाहि**! આમ વારંવાર ઊંચે સાદે કરીને ભગવાનના નામની ધુન્ય કરવા લાગ્યો. ત્યારે મધ્યરાત્રિના સુમારે કોઇ કારણસર વાણિયાનું મહાજન બજારમાં ભેગું થયેલું તે ત્યાંથી મહારાજની ભીંત આગળ થઇને જતું હતું. તે આ પાપીના ઘરમાં ધુન્ય થતી જોઇ હેબકી ગયા. અરે! આ શું? પછી મહાજનના આગેવાનો ભેળા થઇ આ સુમઈગિરા વેપારીને જગાડી પુછ્યું. ભાઈ! તારા ઘરમાં આજ અમારા પ્રભુના નામની ધુન્ય કરનાર કોણ છે? તો કહે, એક બિચારા બાવાને કચરાશા નામનો ધુતારો વાણિયો મારે ત્યાં ત્રણ હજારે વેચી ગયો છે. અમે કોઇનો તકરારી માલ લેતા નથી. મહાજન કહે, અમને મહારાજ આગળ જાવા દ્યો. વેપારી કહે, ભલે, એમ કહી પોતે ભેળો આવી સાંકળ ઉઘાડી કહ્યું કે આ તમારા મહારાજ ત્યારે મહારાજ હાથ જોડી પોક મૂકી રડવા લાગ્યા. મહાજન કહે, મહારાજ કોણ છો? ક્યાંના છો? અને તમને અહીં કોણ લાવ્યું છે? ત્યારે મહારાજે આદિથી અન્ત સુધી બધી હકીકત કહી સંભળાવી ત્યારે મહાજને વેપારિને કહ્યું, શેઠજી! તમે આ મહારાજને અમારી સાથે આવવા દ્યો. જો આવવા દ્યો તો એ માણસને શોધી કાઢી તેનું કંઈક નિરાકરણ કરીએ. વેપારી કહે એ મળે તો આને શું તમારે છોડાવવો છે? અને ન મળે તોય તમારે શું છોડાવવો છે? મહાજન કહે—એ મળે કે ન મળે પણ અમે તો તમને રૂપિયા આપી તેને છોડાવીશું. ત્યારે વેપારી કહે—રૂપિયા આપવાનું કોઇ માથે લ્યો તો છોડું. ત્યારે મહાજનના શેઠ કપુરશાહે ત્રણ હજાર માથે લીધા અને

કહે-શેઠ! કાલે તમો મારી દુકાનેથી લઇ જજો. આવી રીતે વેપારીના મનનું સમાધાન કરી, મહાજન બાવાને છોડાવી. કચરાશાના ઘેર આવ્યા. તો તાળુ વાસેલું જોઇ પાડોશીને જગાડીને પૂછયું કે અહીં કચરાશા નામનો કાણિયો વાણિયો રહેતો હતો તે કયાં છે? તો કહે, એ તો કાલનો ઘરનો ઉચાળો ભરી અમારું ભાડું ઉતારી કયાંક પરગામ જતો રહ્યો છે. પાડોશી કહે તેનું તમારે શું કામ છે? મહાજન કહે એ પાપી આ મહારાજને મુંબઇ કરનારને ત્યાં ત્રણ હજારમાં વેચી પૈસા લઇ નાસી ગયો છે.

આ સાંભળી પાડોશી કહે, હત તારી જાતને માથે જુતું! સાલા, પાપી કસાઇ! જાઓ મહારાજ તમારા સદ્ભાગ્યે આ મહાજન તમને મળી ગયું. નહિતર તમારા બુરા હાલ થઇ જાત. મહાજન કહે-ચાલો મહારાજ, જેવું તમારૂં અદૃષ્ટ. હવે રખડયે શું? એ તો ગયો તે ગયો. પાકો ધુતારો, પાખંડી, પાપીએ મહારાજને ય મૂકયા નહિ. મહારાજ ચાલો. તમને અહીંના મોટા મંદિરમાં મૂકીએ. ત્યાં રહેવું હોય તો જિંદગીભર રહેજો. તમારો બંદોબસ્ત કરી દેશું અને જવું હોય તો સુખેથી જજો. એમ કહી મહારાજને મન્દિરમાં મૂકી ગયા. સવાર થતાં ઠાકોરજીના દર્શન કરે છે. ત્યાં તો પૂજારીએ ઓળખ્યા. અહોહો! આ તો જમનાદાસજી મહારાજ! અરે બાપજી! ગુરુ મહારાજ કયાંથી આવો છો? યાત્રા કરવા નીકળ્યા છો કે વેપાર કરવા? પેલા કચરાશા શેઠ તો મજામાં છેને બાપજી! એણે એકના સવાયા કર્યા કે બધા ગુમાવ્યા? આ શબ્દો સાંભળતાં જ જમનાદાસની આંખોમાંથી ઊનાં અશ્રુ ઉભરાઇ આવ્યાં. પૂજારી તો એક દમ બહાર આવ્યો. કેમ ગુરુ મહારાજ! આટલા દીલગીર! ત્યાં તો ગુરુજી પડયા પૂજારીના પગમાં. હાં, હાં, ગુરુ મહારાજ! આ શું કરો છો? જમનાદાસ કહે-ભાઇ, તારૂં કહેવું મેં જરાએ માન્યું નહિ. આખરે તારા ભાખેલા બોલ ખરેખરા સાચા પડયા. પેલા કચરાએ મને ખરેખરો કચરી નાખ્યો. મન્દિરને ભિખારી કર્યું. મને રખડતો રડતો કરી વીસ હજાર રૂપિયા લઇને નાસી

ગયો તેથી એને ઢુંઢતો ઢુંઢતો આટલે દૂર આવ્યો અને દોઢ વર્ષે દસેક દહાડા પહેલાં આ ગામમાંથી તેને ઝાલ્યો. ત્યારે હાવભાવથી અને ઘણા માનથી મને ઘોડાગાડીમાં બેસાડી ઘેર લઈ ગયો. પછી કહ્યું કે, વીસ હજારના ચાલીસ હજાર કર્યા છે, અને ચાલીસના એંસી હજાર કરવા આ ગામમાં અહીંનો વહેપાર સારો સાભળી આવ્યો છું. અને કહે કે આજકાલમાં બધા પૈસા ઊંટ ઉપર ચડાવી મોકલવા હતા ત્યાં તમે આવી ગયા, તે બહુ સારું કર્યું. એમ કહીને નિત્ય નવાં નવાં મિષ્ટાન્ન ભોજન ખવરાવી. મને કાલે મુમઇ કરનારા વહેપારીને ત્યાં ત્રણ હજારમાં વેચી પલાયન થઈ ગયો.

હું તો કાળના મોઢામાં જ હતો; પણ વળી ઠાકોરજીએ દયા કરી, મહાજનને મોકલી, મને છોડાવ્યો. તેઓ અહીં મૂકી ગયા. આમ કહેતાંજ ધ્રુસકે. ને ધ્રુસકે રડવા લાગ્યો. પૂજારી કહે—ગુરુ મહારાજ આમાં તમારો વાંક નથી. એતો અવળું થવાનું હોય ત્યારે લાખ માણસનું કહેવું થાય, છતાં કોઈનું સમજાતું નથી. તમારા અદૃષ્ટમાં હતું તેમ થયું. હવે મુંઝાવું કે રોવું તે નકામું છે. ભાવિએ ધાર્યું હતું તેમ થયું. માટે હવે તો શાન્ત થઈ અહીં પડયા રહો. મારાથી બનશે તે તમારી સેવા કરીશ. ગુરુજી કહે ભાઈ તારો અપરાધ બહુ કર્યો છે. પૂજારી કહે ના બાપજી! આપે કાઢયો એતો આપનો ગુણ લઉં છું. જુઓ નીકળ્યો તો અહીં મન્દિરસેવા, બૈરી ને મહંતની પદવીને પામ્યો. સર્વ પ્રકારે સુખી સુખી થયો. આ બધો તમારો પ્રતાપ માનું છું. બાપજી! હવે કચરાશાની આશા કે તેના નામની સ્મૃતિ પણ ઠામુકી મૂકી દેજો. જમનાદાસ કહે, રામ રામ રામ. હવે તે જુગારીઆનું કર્મચંડાળનું નામજ કોણ લે! આમ વાત કહે છે ત્યાં તો રાતવાળા બેચાર માણસો દર્શને આવ્યા. પુજારીજી રાત્રિએ આવેલા સાધુને સારી રીતે રાખજો. એ બિચારા ભોળા છે. માંડ માંડ કાળના મુખમાંથી બચ્યા છે. પૂજારી કહે, આતો અમારા ગુરૂ છે. હું તેર વર્ષ આ ગુરૂના હાથ તળે શ્રી ઠાકોરજીની સેવામાં રહ્યો છું. બહુ સારા મહાત્મા

છે. આ તો બિચારા લોળિયા તેથી લોભે કરી પેલા ધુતારાના પંજામાં સપડાઇ ગયા. ખરીવાત છે કે "લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે." પેલા ધુતારાયે આમને ધુતી લીધા. હવે તો સદાય અહીં રહેશે અને પ્રભુનું ભજન કરશે. આમ પૂજારીએ કહ્યું અને જમનાદાસ સદાય ત્યાંજ રહ્યા.

વહાલા વાચકો ! વાચિકાઓ ! આપને "લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે." એ કહેવતનો હાર્દ સમજાયો ? પાપ માત્રનો ઉત્પાદક લોભને તથા ધન ધુતારાઓને ઓળખી હમેશાં તેના સંગનો ત્યાગ કરવો.

**લોભ દુઃખનું મૂળ છે, લોભે ઉઠે લાય.**
**જો રહે પ્રભુ નામને, તો સઘળું દુઃખ સમાય.**

લોભથી સુખનો, સુખોત્પાદન સાધનોનો લય થાય છે. જમનાદાસ સાધુ હતો. સંસારીઓનો ગુરુ ઉપદેષ્ટા મહંત હતો; પણ લોભે કરીને મન્દિરને ભીખ માગતું કરી પોતે પણ ધૂળ ફાકતો થઇ ગયો. જેનો ગુરુ હતો તેનો જ ચેલો થવું પડયું, અને કાઢી મૂકયો હતો તેનો ચેલો થઇ જિંદગીભર રહેવું પડયું. માટે દરેક સુખાર્થીએ લોભનો તથા લોભી માણસોનો ત્યાગ કરવો.



## ॥ આ લોકમાં પૃથ્વી, સ્ત્રી, માયા અને કાળ ॥
## ॥ આ ચાર નિરંતર હસ્યા કરે છે ॥



### જરા જેટલી જમીન માટે જાદવાસ્થળી

મોટા મોટા રાજા મહારાજાઓ, સાક્ષરો, નિરક્ષરો, શ્રીમંતો, બેકારો અને મોટા ધર્મોપદેષ્ટાઓ પણ પોતાની હાથ જેટલી જમીન કોઈથી દબાતી હોય, તો મારવા કે મરવા અને લોહીની નદીઓ વહેવરાવવા તેમજ ધનનો ધુમાડો કરવા તૈયાર થઇ જાય છે. ત્યારે પૃથ્વી આ બધુંજોઇને હસે છે. અરે મૂર્ખાઓ ! મને 'મારી મારી' કહી શા માટે લડી મરો છો ? વેરઝેર વાવી શા માટે પૈસાનું પાણી કરો છો ? હું ક્યાં કોઈની થઇને રહી છું તે તમારી થઇને રહીશ ? આટલું ધન પરમાર્થમાં વાપરી મળેલા ધનનું તથા માનવ-જન્મનું સાર્થકપણું કરી લ્યોને ? આમ કહીને નિરંતર પૃથ્વી હસ્યા કરે છે.

### કજીઆનું મોં કાળું

એક ગામના પ્રજારામ અને સામજી દવે બે સગા ભાઇ, ખરેખરા સત્સંગી અને સાધુસન્તની સેવાસમાગમમાં પ્રીતિવાળા હોવા છતાં સામજી દવેના ઘર સામે છ હાથ જમીન સહિઆરા ખાતાની હતી. તેમાં બે ભાઈનાં બૈરાં છાણાં થાપે, પણ અણબનાવ થવાથી એક કહે—તેં મારાં છાણાં ભાગી નાખ્યાં. બીજી કહે—તેં મારાં છાણાં ફેંકી દીધાં.

આમ રોજ લડાઈઓ થાય. તેમાં શામજી દવેને સાત દીકરા. પ્રજારામ દવેને ચાર દીકરા અને બીજા ભત્રીજા હતા.

રોજે રોજ લડાઇઓ ચાલે, લાકડીઓ પણ ઉપડે. તેમાં કેટલાયના ખાટલા થાય. પછી કોર્ટે ચઢે. દંડ–સજાઓ ભરે. પાટાપીંડી કરી સાજા થાય કે વળી તકરાર થાય. આમ ને આમ બન્ને ભાઇઓ વચ્ચે છ હાથ જમીન સારૂ વેરઝેર વધી ગયાં. બન્ને ભાઈ, અને તેમનું કુટુમ્બ ભારે સત્સંગી હતું. પણ તે બન્ને ભાઇઓ વચ્ચે કુસંપ કલહ અને દ્વેષ વધી પડ્યો અને જીવ્યા ત્યાં સુધી લડ લડ કર્યું. છેવટે ઘર વિનાના, જમીન વિનાના અને બેકાર જેવા બની ગયા. આમ છ હાથ જમીન સારુ જિંદગીભર લડ્યા; પણ એ જમીન તો તેમને જોઇ નિરંતર હસ્યા કરતી. 'તમે મારા માટે લડો છો? પણ હું ક્યાં કોઇની થઇને રહી છું તે તમારી થઇને રહીશ? મારૂં નામ "જાયગા" એટલે મને મારી મારી કહેનારા કેટલાય જતા રહ્યા. અને તમે પણ જતા રહેશો, પણ હું તો જ્યાં છું, ત્યાં ને ત્યાં રહેવાની છું.'

## મમતાના માર્યા રાય ને રંક રોળાય છે

કેટલાક રાજાઓ પોતાના સીમાડાના ખૂટ, ફૂટ એક આઘા પાછા થાય કે પરસ્પર લડાઇઓ કરે, લોહીની નદીઓ વહેવડાવે; પણ તેને જોઈ પૃથ્વી હસ્યા જ કરે છે. અરે મૂર્ખાઓ! કેટલાય રાજા મહારાજાઓ મને મારી મારી કહી મૂકીને ચાલ્યા ગયા, પણ હું તો એની એ રહી છું.

ખેડૂત હોય તેને જમીન પોતાની તો ન હોય, રાજની કે બીજાની હોય પણ જો કોઇથી બે આંગળ સેઢો દબાતો હોય તો મરવા અને મારવા તૈયાર થઈ જાય. ત્યારે જમીન કહે, "ભાઈ આ જમીનના ખેડનારા હજારો થઇ ગયા અને હજીએ થશે, છતાં તમે મારી મારી કરી કેમ લડી મરો છો?" આમ કહી પૃથ્વી હસ્યા કરે છે.

રાજા ભોજની સગીર અવસ્થામાં તેનો કાકો મુંજ રાજ્ય-ગાદીપર રહી, રાજ્યવહીવટ ચલાવતો હતો. પણ રાજ્યલાલસુ અને સ્વાર્થાંધ બની, આ રાજ્ય સદાને માટે પચાવી પાડવાના ઇરા-

હાથી એમ રહેતું કે-અત્યારે હું રાજ્યવહીવટ સ્વતંત્ર પણે કરૂં છું, રાજ્યવૈભવ ભોગવું છું; પણ જ્યારે ભોજ મોટી ઉંમરનો થઈ રાજ્ય માગશે ત્યારે મારે રાજ્ય દેવું પડશે. કદાચ ન આપું તો મારા ઉપર બળજબરીનો ઉપયોગ કરીને પણ લઇ લેશે. અને અમીર, ઉમરાવો. તથા પ્રજાવર્ગ પણ ભોજને સાચો રાજા જાણી તેની જ તરફેણમાં રહેશે. આ મારા રાજ્યસુખને ભોજ જરૂર સ્વપ્ન જેવું બનાવી દેશે. માટે આની ઉંમર થયા પહેલાં જ આનું કાશળ કાઢી નાખું. આવો વિચાર કરી વિચારશૂન્ય અને સ્વાર્થાંધ મુંજે જલ્લાદોને બોલાવી કહ્યું કે 'તમો નિદ્રાધીન થએલા ભોજને જંગલમાં લઈ જઈ તેનો નાશ કરી નાખો. કારણ એ મારો ભત્રીજો અને નાનો બાળ છે, પણ જ્યારેત્યારે એનાથી મારે રાજ્યવિહીન થવાનું છે. માટે ઉગતા રોગનો તથા શત્રુનો નાશ કરવો જોઇએ.' આમ આજ્ઞા કરી કે જલ્લાદો ઊંઘતા ભોજનો પલંગ ઉપાડી, ઘોર જંગલમાં લઈ જઇ, જાગ્રત કરી મારી નાખવા તૈયાર થયા. ભોજ બેબાકળો જાગી, જંગલ તથા જલ્લાદોને સમશેર તાણી ઉભેલા જોઇ, ભયભીત થઈ ગયો. નમ્રપણે બોલ્યો.

અરેભાઇઓ, આ શું ? જંગલ કેવું ? તમો કોણ ? અરે આ નિર્દોષ બાળને મારવાને કેમ તૈયાર થયા છો ? આ નીચ કૃત્ય તમને કોણે સોંપ્યુ ?

આમ કહ્યું ત્યારે ભોજની કોમળ અને નમ્ર વાણી સાંભળી મારાઓનું હૃદય કંઈક પીંગળ્યું. સમશેર મ્યાન કરી. ભાઇ ! તારા કાકા મુંજને સદાને માટે રાજ્ય ભોગવવાની તીવ્ર મહેચ્છા થવાથી અને તેમાં તને મુખ્ય વિઘ્નકર્તા જાણી તારો નાશ કરવાનું કામ અમને સોંપ્યું છે. અમે તો જેના રાજ્યમાં રહીએ તેના જ ગુલામો કહેવાઇએ અને તેના હુકમ પ્રમાણે જ વર્તવું જોઇએ.

ભોજ કળકળતે અને કંપતે હૃદયે હાથ જોડી કહે, ભાઇઓ ! મારો કાકો કૃતઘ્ની થયો ! આ રાજ્યને મારા બાપદાદાઓ મૂકી

મૂકીને ચાલ્યા ગયા; પરન્તુ કોઇ અમર રહ્યા નથી. તો આ રાજ્યલોભથી મારી–નિર્દોષ બાળકની હત્યા કરવા તૈયાર થયો છે તો શું એ અમર રહેવાનો હશે? ભાઈઓ મરવાનું તો એકવાર હોય છે; તે પણ જે સ્થળે જે સમયે જે નિમિત્તથી થવાનું પ્રભુએ નિર્માણ કર્યું હોય છે તે પ્રમાણે જ થાય છે. મને મરવાનો ડર નથી. પણ ખેદ થાય છે જે મુંજ કાકો તદ્દન મતિહીન બની ઘોર પાપકર્મ કરવા તૈયાર થયો છે! પ્રભુ તેનો વિજય કરશે નહિ. આ કૃત્યનો બદલો જરૂર લેશે. ખેર, તમને રાજનો હુકમ છે. તો તમારે તમારી ફરજ અદા કરવી જોઇએ, તેથી તમે કરશો. પણ એક પાંદડામાં શ્લોક લખી આપું તે મુંજકાકાને આપવા લઈ જવાની દયા દર્શાવશો? આમ જ્યારે બહુ કહ્યું ત્યારે મારાઓ કહે, ભલે એ શ્લોક લઈ જઇએ. પણ અમને તેનો અર્થ સમજાવો તો.

પછી ભોજે ભોજપત્ર ઉપર નીચેનો શ્લોક લખી જલ્લાદોના હાથમાં આપી કહ્યું કે–આ શ્લોક કાકા મુંજના હાથમાં આપજો. આમ કહી પોતાના કંઠમાંથી નવલખો નવસેરોનો મોતીહાર કાઢી મારાઓના હાથમાં આપ્યો અને કહ્યું કે–બસ, હવે તમને સોંપાયેલું મારા નાશનું કાર્ય બજાવી તમે તમારી ફરજથી મુક્ત થઇ મને માર્યાની વાત મુંજને જાહેર કરશો. જલ્લાદો કહે–અરે બાલરાજા ભોજ! તમારે આ શ્લોકનો અર્થ અમને સમજાવવાનો બાકી છે તે સમજાવો. એટલે અમે અમારું કર્તવ્ય કરી રવાના થઇએ. ત્યારે ભોજ શ્લોકાર્થ સમજાવવા લાગ્યો કે—

**मान्धाता स महीपतिः क्षितितलेऽलंकारभूतो गतः ।**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ॥**
**अन्ये चापि युधिष्ठिरप्रभृतयो यावन्त एवाभवन् ।**
**नैकेनापि समं गता वसुमती मुञ्ज त्वया यास्यति ॥**

આ પૃથ્વી ઉપરથી મનુજો, દનુજો અને દેવોના પણ અલંકારરૂપ મહાન બળવાન માન્ધાતા, હિરણ્યાક્ષ, રાવણ, નહુષ, નળ અને યુધિષ્ઠરાદિક મહાન સમર્થ રાજાઓ પોતાના રાજપાટ સુખ

સાહ્યબીને–અને સમગ્ર પૃથ્વીને મૂકી ચાલ્યા ગયા. સમુદ્ર પર સેતુ બાંધનાર રમાપતિ રામચંદ્રજી પણ ચાલ્યા ગયા. તો હે મુંજ તું શું રહેવાનો છે? અને આ પૃથ્વી શું તારી સાથે આવવાની છે? તો મને મારવાનું મહાઘોર કર્મ શાથી કરી રહ્યો છે? હવેથી આવાં પાપકર્મ કરીશ નહિ; પણ પુણ્યકર્મ કરી પ્રજાનું પુત્રવત્ પાલન કરી સૌની આશિષ મેળવજે. આવો આ શ્લોકનો અર્થ છે. હવે તમે તમારી ફરજ અદા કરો. આમ કહી ભોજ સ્વસ્તિકાસને મૌનપણે બેસી ગયો.

આ શ્લોકનો અર્થ સાંભળતાં જ મારાઓનાં મન કુમળાં થઈ ગયાં. તેમણે ભોજને ન મારતાં ઉલટી માફી માગી કે, હમણાં તમે અહીં જંગલમાં ગુપ્તપણે વસો. અમે થોડા દિવસમાં તમને ક્યાંક પરરાજ્યમાં મૂકી આવશું. એમ તેને આશ્વાસન આપી ચાલતા થયા અને ભોજને માર્યાની નિશાની બતાવવા એક હરણની આંખો કાઢી લઈને મુંજ પાસે આવ્યા અને કામ પૂર્ણ કરી આવ્યા એમ કહી બે આંખો મુંજના હાથમાં આપી. કુમળી આંખો જોવાથી મુંજનું મન કુમળું થયું. અને મારાઓને કહે–ભોજે મરતી વખતે મને કંઇપણ કહ્યું છે? મારાઓ કહે–કૃપાનાથ! બાળક ભોજે કંઇ કહ્યું નથી; પણ આ ભોજપત્ર પર કંઇક લખીને આપને અર્પણ કરવાનું કહ્યું છે તે લ્યો. મુંજે શ્લોક વાંચ્યો. તેનો અર્થ સમજતાં પોતાનું અજ્ઞાન–પડળ ઉતરી ગયું. અને અશ્રુભીની આંખે મનથી અત્યન્ત પસ્તાવો કરી બોલી ઊઠયો. અરે જલ્લાદો મેં ઘણી મૂર્ખામીભર્યું નીચ કૃત્ય કર્યું. મારા વિદ્વાન ભત્રીજા બાળક ભોજનો નાશ કરવાનું કર્યું. અરેરે! હવે ભોજ મને શેનો મળે? આમ બહુ જ પસ્તાવો કરી ઊંચે સાદે રડતાં રડતાં મારાઓને કહે–ભાઈ! કોઇ વાતે ભોજને જીવતો બતાવો? મારૂં ઉંચું મન રાજ્યલાલસાથી નીચું થયું; પણ કદાચ તમારૂં નીચું મન વિદ્વાન ભોજની વાણીથી ઉંચું થયું હોય અને તેનો ઘાત ન કર્યો હોય, તો તમે મને અહીં લાવી આપો. હું આપને મનેપ્સિત ઇનામ આપીશ! આમ ઘણું ઘણું કહ્યું. ત્યારે મારાઓએ મુંજને

નિષ્કપટ થયો જાણી અને પસ્તાવો કરતો જોઇ ભોજ લાવી આપ્યો. આથી મુંજ ભોજને હર્ષપૂર્વક ભેટી પડયો અને પોતાના ગુનાની માફી માગી. ત્યાર પછી યોગ્ય વય થયે તેને રાજ્યગાદી ઉપર બેસાડી પોતે એશઆરામ તથા સુખ સાહ્યબીનો, તથા પૃથ્વીપતિના લોભનો ત્યાગ કરી તીવ્ર તપ કરવા વનમાં ચાલી નીકળ્યો.

વાચક! આ લોકમાં સ્વપ્ન જેવા તુચ્છ રાજ્ય માટે મુંજે કેવો અનર્થ ધાર્યો હતો? તેમ આ જીવ જેને માટે મહાન અનર્થ કરે છે તે તો અહીં જ રહે છે. તેની સાથે કોઈ જતું નથી.

મમતા એ જ માયા છે. એ મમતાથી જ ઉચ્ચકક્ષાના જનો પણ જડત્વને પામી પોતાનું ભાનસાન ભૂલી અકર્તવ્ય કરી બેસે છે. અને તેથી જ લોકો વારંવાર દરિદ્રતાથી તેમ દુઃખોથી રીબાય છે. વાસ્તવિક રીતે જોતાં આ લોકમાં કોઇ કોઇનું નથી. પાણીની પરબડી ઉપર ભેળા થએલા વટેમાર્ગુઓની માફક સહુ કર્મસંસ્કારથી ભેળું થયું છે અને સંસ્કાર પૂર્ણ થયે સૌ સૌને રસ્તે ચાલ્યું જાય છે; છતાં પણ મમતાને લીધે મારૂં–તારૂં, હું–તું આદિક વિકારને પામી હેરાન થાય છે. હંમેશાં દરેક આત્મશ્રેયાર્થીએ મમતાનો ત્યાગ કરી પરસ્પર સંપ, સ્નેહ અને નિખાલસ દિલથી વર્તવું, પણ વેરઝેર વાવી પૃથ્વી હસે એવું કયારેય ન કરવું.

## સ્ત્રી હંમેશાં હસ્યા કરે છે

સ્ત્રી ગમે તેવી સારી, સુશિલા, પ્રેમાળ અને પ્રાણદાતા હોય તો પણ તે વિશ્વાસ કરવા યોગ્ય નથી. પતિ કે પિતા સ્ત્રીને મર્યાદામાં રાખવા ગમે તેટલો પ્રયાસ કરે તો પણ કેટલીક સ્ત્રીઓ એ પ્રયાસને નકામો કરે છે–તેને જોઇને હસ્યા કરે છે. અરે મર્યાદામાં હું ન રહું તો તમે મને રાખનાર કોણ? કેટલીક સ્ત્રીઓ હોયછે પ્રાણહર્તા. પણ તેઓ પતિવ્રતાનો ડોળ કરી, પતિને ઠગનારી હોય છે. કેટલીક તો પતિ, પુત્ર કે પોતાના માતાપિતાનો પણ ઘાત કરે કરાવે છે.

ભર્તૃહરિ રાજાએ સ્ત્રીને કારણે જ ભાઈ વિક્રમાદિત્યને દેશવટો દીધો હતો. રાજ્ય પણ સ્ત્રીના દુ:ખથી જ છોડવું પડ્યું હતું. સમુદ્રનો અવતાર શંતનુ રાજાએ પણ સ્ત્રીને લીધે જ સાત બાળકોની હત્યા કરાવી હતી. માટે સ્ત્રી નિયમમાં રહે ત્યાં સુધી સારી. નહિતર નિયમમાં રાખવાને ગમે તેટલા પ્રયત્ન કરીએ પણ નિયમમાં રહે તેવી નથી. ઉલ્ટી નિયમમાં કરનારાનો પ્રાણ પણ લઈ લે છે.

## સ્ત્રી એ પ્રાણદાતા કે પ્રાણહર્તા

એક સ્ત્રીએ પોતાની મરજી વિરુદ્ધ પતિને આડો આવતો જોઇ તેને તથા તેના દીકરાને મારી નાખ્યો. એક પુરુષને પોતાની સ્ત્રીની બદચાલ વિષે શંકા પડી. ત્યારે પરીક્ષા કરવા નિશ્ચય કરી પોતાના સાતેક વર્ષના દીકરાને કહ્યું–"બેટા! હું ગામ જાઉં છું. આપણા ઘેર પેલો કચરાનો બાપ ઉકરડો આવે તો ખબર રાખજે.

આમ કહી પોતે બૈરીને કહે, હું આઠેક દિવસના ગામત્રે જાઉં છું. તું ઘરને તથા છોકરાને સાચવજે. આમ કહી પોટલું બાંધી પાસેના ગામમાં જઈ રહ્યો. પછી જમપુરીની જાત્રાએ જવા પાપનું પોટલું બાંધી તૈયાર થઇ રહેલા નવા માંટીને કહ્યું. હવે રોજ ઘેર સુખેથી આવજો. આઠ દહાડા નિરાંત છે. પછી તે આવતો થયો. રોજ શીરો શેકાય, ભજીયાં તળાય અને જમપુરીનું ભાથું બંધાય. એમ ત્રણેક દહાડા થયા કે છોકરો બોલ્યો બા મારા બાપાએ કહ્યું છે કે કચરાનો બાપ ઉકરડો આવે તો ખબર રાખજે અને હું આવું એટલે મને કહેજે. તો હવે હું કહીશ કે રોજ આવતા હતા. રાંડે જાણ્યું, ગજબ થયો. પછી બન્ને જણે છોકરાને ડુચો દઈ મારી નાખ્યો. રાત્રિ તેથી રખે કોઇને જાણ થઇ જાય! આમ ધારી છોકરાના શબની પોટલી બાંધી ખડ ભરેલા ઘરમાં આઘે એક ખૂણામાં મૂકી. માથે ખડ ખડકી દીધું. પણ વહેલી સવારમાં તેને ઠેકાણે કરવાનો વખત

મળ્યો નહિ. તેટલામાં તેનો ધણી આવ્યો. સ્ત્રી કહે, કેમ વહેલા આવ્યા? તો કહે કામ થયું નહિ.

પેલો તો નાહ્યો, ધોયો અને રોટલા વેળા થઇ ત્યારે કહે, છોકરો કેમ દેખાતો નથી? તો કહે નિશાળે ગયો હશે. તમે ખાઈ લ્યો. પેલો તો નિશાળે ગયો. તો ત્યાંયે ન જોયો. ફાળ પડી. સ્ત્રીનું મોઢું પડી ગએલું જોતાં અને તેનું બોલવું સાંભળતાં શક તો આવ્યો જ હતો. પેલો કહે-નિશાળે તો નથી. તો કહે ક્યાંક રમવા ગયો હશે, હમણાં આવશે. પેલો તો વાડામાં આડોઅવળો આકુળવ્યાકુળ થઇ ફરવા લાગ્યો. પેલી કહે આમ કેમ બાવરા બની ગયા છો? છોકરો શોધો છો તે શું કંઈ જમીન–બમીનમાં પેસી ગયો છે? આમ બેબાકળા ફર્યા કરો છો? પેલાએ ખડ ભરવાનું ઘર ઉઘાડ્યું તો દુર્ગંધ આવી. આથી તે મહીં પેઠો. પેલી રાંડ ઝટ-પટ દીવાસળી લઇને આવી પહોંચી. કહે જુઓ જુઓ, મહીં કોઇકે છોકરાને સંતાડયો હશે. પેલો ખડ પરૂં કરવા રહ્યો કે આ રાક્ષસણીએ નજર ચુકાવી દીવાસળી ચાંપી દીધી અને એકદમ બહાર નીકળી ખડકીની સાંકળ ચઢાવી દીધી. ખડ સુકું તે દારૂની પેઠે ભડકો થયો. તેથી પેલો તો એકદમ અંજાઇ ગયો. હેબકી ગયો. થોડી ઘણી રાડો પાડી, પણ તે દાઝી મરણ પામ્યો. પછીથી સ્ત્રીએ "દોડજો દોડજો, ઘર લાગ્યું." એમ બૂમો પાડી. જુઓ પોતાની સ્ત્રી છતાં પોતાના પુત્રનો તથા પતિનો પ્રાણ લઈ લીધો. માટે આ તો પ્રાણદાતા કે પ્રાણહર્તા! માટે સ્ત્રી એ સ્ત્રી નથી પણ રાક્ષસણી છે. ગમે તેવી સારી, ધર્મવાળી અને પતિવ્રતાના ડોળવાળી હોય તો પણ તેનો વિશ્વાસ કરવો નહિ. **સ્ત્રી વિશ્વાસો ન કર્તવ્યઃ** સ્ત્રી પોતાને મર્યાદામાં રાખનારાને, તેનો વિશ્વાસ કરનારાને તથા "મારી" "મારી" કરનારાને જોઇને હસ્યા કરે છે. અરે! તમે શું મને નિયમમાં રાખનારા છો? હું તો મૂર્તિમંત માયા છું. મેં તો ઘણાય ગાફલપણે રહે-નારા જ્ઞાની, ધ્યાની, ઋષિ, મુનિ કે મહા તપસ્વીને પણ નમાવી

ભર્તૃહરિ રાજાએ સ્રીને કારણે જ ભાઈ વિક્રમાદિત્યને દેશવટો દીધો હતો. રાજ્ય પણ સ્રીના દુઃખથી જ છોડવું પડયું હતું. સમુદ્રનો અવતાર શંતનુ રાજાએ પણ સ્રીને લીધે જ સાત બાળકોની હત્યા કરાવી હતી. માટે સ્રી નિયમમાં રહે ત્યાં સુધી સારી. નહિતર નિયમમાં રાખવાને ગમે તેટલા પ્રયત્ન કરીએ પણ નિયમમાં રહે તેવી નથી. ઉલ્ટી નિયમમાં કરનારાનો પ્રાણ પણ લઈ લે છે.

## સ્રી એ પ્રાણદાતા કે પ્રાણહર્તા

એક સ્રીએ પોતાની મરજી વિરુદ્ધ પતિને આડો આવતો જોઇ તેને તથા તેના દીકરાને મારી નાખ્યો. એક પુરુષને પોતાની સ્રીની બદચાલ વિષે શંકા પડી. ત્યારે પરીક્ષા કરવા નિશ્ચય કરી પોતાના સાતેક વર્ષના દીકરાને કહ્યું–"બેટા! હું ગામ જાઉં છું. આપણા ઘેર પેલો કચરાનો બાપ ઉકરડો આવે તો ખબર રાખજે.

આમ કહી પોતે બૈરીને કહે, હું આઠેક દિવસના ગામત્રે જાઉં છું. તું ઘરને તથા છોકરાને સાચવજે. આમ કહી પોટલું બાંધી પાસેના ગામમાં જઈ રહ્યો. પછી જમપુરીની જાત્રાએ જવા પાપનું પોટલું બાંધી તૈયાર થઇ રહેલા નવા માંટીને કહ્યું. હવે રોજ ઘેર સુખેથી આવજો. આઠ દહાડા નિરાંત છે. પછી તે આવતો થયો. રોજ શીરો શેકાય, ભજીયાં તળાય અને જમપુ-રીનું ભાથું બંધાય. એમ ત્રણેક દહાડા થયા કે છોકરો બોલ્યો બા મારા બાપાએ કહ્યું છે કે કચરાનો બાપ ઉકરડો આવે તો ખબર રાખજે અને હું આવું એટલે મને કહેજે. તો હવે હું કહીશ કે રોજ આવતા હતા. રાંડે જાણ્યું, ગજબ થયો. પછી બન્ને જણે છોકરાને ડુચો દઈ મારી નાખ્યો. રાત્રિ તેથી રખે કોઇને જાણ થઇ જાય! આમ ધારી છોકરાના શબની પોટલી બાંધી ખડ ભરેલા ઘરમાં આઘે એક ખૂણામાં મૂકી. માથે ખડ ખડકી દીધું. પણ વહેલી સવારમાં તેને ઠેકાણે કરવાનો વખત

મળ્યો નહિ. તેટલામાં તેનો ધણી આવ્યો. સ્ત્રી કહે, કેમ વહેલા આવ્યા? તો કહે કામ થયું નહિ.

પેલો તો નાહ્યો, ધોયો અને રોટલા વેળા થઇ ત્યારે કહે, છોકરો કેમ દેખાતો નથી? તો કહે નિશાળે ગયો હશે. તમે ખાઈ લ્યો. પેલો તો નિશાળે ગયો. તો ત્યાંયે ન જોયો. ફાળ પડી. સ્ત્રીનું મોઢું પડી ગએલું જોતાં અને તેનું બોલવું સાંભળતાં શક તો આવ્યો જ હતો. પેલો કહે- નિશાળે તો નથી. તો કહે ક્યાંક રમવા ગયો હશે, હમણાં આવશે. પેલો તો વાડામાં આડોઅવળો આકુળવ્યાકુળ થઇ ફરવા લાગ્યો. પેલી કહે આમ કેમ બાવરા બની ગયા છો? છોકરો શોધો છો તે શું કંઈ જમીન–બમીનમાં પેસી ગયો છે? આમ બેબાકળા ફર્યા કરો છો? પેલાએ ખડ ભરવાનું ઘર ઉઘાડયું તો દુર્ગંધ આવી. આથી તે મહીં પેઠો. પેલી રાંડ ઝટ-પટ દીવાસળી લઇને આવી પહોંચી. કહે જુઓ જુઓ, મહીં કોઇકે છોકરાને સંતાડયો હશે. પેલો ખડ પરૂં કરવા રહ્યો કે આ રાક્ષસણીએ નજર ચુકાવી દીવાસળી ચાંપી દીધી અને એકદમ બહાર નીકળી ખડકીની સાંકળ ચઢાવી દીધી. ખડ સુકું તે દારૂની પેઠે ભડકો થયો. તેથી પેલો તો એકદમ અંજાઇ ગયો. હેબકી ગયો. થોડી ઘણી રાડો પાડી, પણ તે દાઝી મરણ પામ્યો. પછીથી સ્ત્રીએ "દોડજો દોડજો, ઘર લાગ્યું." એમ બૂમો પાડી. જુઓ પોતાની સ્ત્રી છતાં પોતાના પુત્રનો તથા પતિનો પ્રાણ લઈ લીધો. માટે આ તો પ્રાણદાતા કે પ્રાણહર્તા! માટે સ્ત્રી એ સ્ત્રી નથી પણ રાક્ષસણી છે. ગમે તેવી સારી, ધર્મવાળી અને પતિવ્રતાના ડોળવાળી હોય તો પણ તેનો વિશ્વાસ કરવો નહિ. **स्त्री विश्वासो न कर्तव्यः** સ્ત્રી પોતાને મર્યાદામાં રાખના-રાને, તેનો વિશ્વાસ કરનારાને તથા "મારી" "મારી" કરનારાને જોઇને હસ્યા કરે છે. અરે! તમે શું મને નિયમમાં રાખનારા છો? હું તો મૂર્તિમંત માયા છું. મેં તો ઘણાય ગાફલપણે રહે-નારા જ્ઞાની, ધ્યાની, ઋષિ, મુનિ કે મહા તપસ્વીને પણ નમાવી

ધૂળ ફાક્તા કરી ફજેત–ફાળકે ચઢાવી દીધા છે. આવી રીતની સ્ત્રીને પરણી પોતાની કરવાને દેશપરદેશ રખડાય છે. પૈસા ભેળા કરાય છે. અને તેના માટે દુઃખી થઈ જવાય છે. પણ સ્ત્રી તો સમી હોય ત્યાં સુધી સારી. નહિ તો જરૂર રાક્ષણીનું કૃત્ય કરનારી હોય છે.

## કુસંપ કરાવનારી કુભારજા

પુત્રને માતા નવ માસ ઉદરમાં રાખે, પાળીપોષી મોટો કરે, પિતા તેને સારી કેળવણી આપી વિદ્વાન, કુળવાન અને ગુણવાન બનાવી પોતાની સર્વ મિલ્કતનો વારસદાર બનાવે. તો પણ એ દીકરો ન પરણ્યો હોય ત્યાં લગી એ દીકરો રહે. એટલે દી વાળે એવો રહે. પરણ્યો કે છોકરો થાય. એટલે છો કરનારો બને. અને પરણ્યો ન હોય ત્યાં લગી જ માબાપની સેવા કરે, સામું જુએ. પણ જ્યાં પરણ્યો અને ઘરમાં પારકા ઘરની પેઠી કે તુર્તજ હૃદયપલટો થઈ જાય. **“ઘરમાં આવી વહુ, તો નીકળો બહારાં સહુ”** આમ થઈ જાય. માબાપનો ભાર ન રહે. તેની સેવા ન થાય. માનભરી દૃષ્ટિથી પણ સામું ન જોવાય. માટે સ્ત્રી તો માયા છે.

## નારી કે નાગણ?

એક પુરુષ પોતાની સ્ત્રીને કંઈક વાંકમાં આવવાથી બઢયો. જરા ટપલી મારી. તો પેલી નાગણી સમી કુંફાડા મારતી પતિને સાત પેઢીની સંભળાવી દીધી. અરેરે મારાં કયા ભવનાં પાપ ઉખળ્યાં! પીટયા તારે ઘેર આવતાં મને કાળો નાગેય આડો ઉતર્યો નહિ! પેલો કહે, રાંડ, લવારી થોડી કર. નહિતર નીકળ બહાર, લઈલે પીયરનો મારગ. અરે પીટયા! નખોદિયા તારો ઓટલો વળે! લે તારો છેડાવાળું! આમ કહી લાંબે રાગડે રોવા લાગી. પેલો તો ગાળોથી ધરાઈ ગયો. કલેશથી કંટાળ્યો. એટલે ખેતરે ચાલ્યો ગયો. પાછળથી પેલી કુભારજાએ વિચાર કર્યો, જે હું મરું તો ભલે મરું. પણ આ પાપીનો ઓટલો વાળું.

આમ ધારી ઘરમાંથી ઘરેણાની પોટલી માથે મૂકી અને નાના છોકરાને કેડે બેસારી, બેને આંગળીએ ઝાલી. લુગડાં ધોવાના મિષથી વગડાના ખારા કૂવે ગઈ. ત્રણે છોકરાંઓને કૂવામાં નાખી દીધાં અને પોતે પણ પડી. જુઓ એ સ્ત્રી રાક્ષસણી ખરી કે નહિ? છોકરાની જરાયે દયા આવી કે પાછળથી? પતિનું શું થશે એ વિચાર આવ્યો? માટે સતી હોય ત્યાં સુધી સ્ત્રી, નહિતર જરૂર એ રાક્ષસણી છે. માટે આપણને જોઈ સ્ત્રી હસે એવું તો ક્યારેય પણ કરવું નહિ.

## આ લોકમાં માયા નિરંતર હસ્યા કરે છે.

માયા કહે છે–તું મને ગમે તેટલી ભેગી કરે, લાકડાની કે લોખંડની પેટીઓમાં ભરે કે ભૂમિમાં ભંડારી રાખે અને અત્યન્ત કાળજીપૂર્વક કબજે રાખે તો પણ હું ક્યાં કોઇને કબજે રહી છું તે તારે કબજે રહીશ? આમ કહી હસ્યા કરે છે.

વળી કહે છે કે, નંદરાજાએ મને ચારે કોરથી ભેળી કરી હતી. તો પણ હજી ક્યાંક હોય તો લઇ લઉં એટલા માટેજ તેણે દમડે દમડે (પૈસે પૈસે) ઊંટ વેચવા કાઢયા. પણ ઊંટ ક્યાંય વેચાયો નહિ. જ્યારે ઊંટ પાછા આવ્યા ત્યારે નંદરાજાએ પૂછયું કે ક્યાંય ધન છે? ચાકરો કહે, પ્રભુ! કોઇ જગો પર પૈસા રહ્યા નથી. તેથી ઊંટ કોઇએ ખરીદયું નહિ. પણ એટલી વાત જાણી કે, અમે દેશોદેશ ફરતા ફરતા આવતા હતા ત્યારે એક ગામમાં ઊંટ જોઈ એક મુસલમાનનો છોકરો પોતાની માને કહેવા લાગ્યો, 'મા! એક દમડેમેં ઊંટ મીલતા હય; તો એક લા દે.' મા બોલી–બેટે, ઘરમેં દમડી નહિ હય, તો કાંસે ઊંટ લા દઉં, છોકરો તો એકદમ રડવા લાગ્યો. જમીન પર પછાડો ખાવા લાગ્યો. મા કહે–'સાલે રડકે રડકે મર જાઓ તોભી પૈસા નાહીં હય. પીટયે નંદરાજાને કીસીકે ઘરમેં પૈસાં નહિ રહેને દીયા હય. તો મેં કહાંસે લાઉં? લેકીન ચહિયે તો જા તેરે બાપકી કબર મેંસે નીકાલલે.' છોકરો કહે, વ્હાં કાંસે હોગા? તો કહે, મુડદેકે

સાથ કબરમેં એક પૈસા ડાલને પડતા હય. એસી બાત હમને સુની હય. તો કબરો સિવાય કોઈ જગો પર પેસા નાહીં હય. ચાહિયે તો કબરો મેંસે નીકાલો આમ કહ્યું. એ અમે સાંભળ્યું માટે કબર શિવાય ક્યાંય પૈસો રહ્યો નથી. ત્યારે નંદ-રાજાએ કબરો ખોદાવવાનું કામ શરૂ કર્યું.

આવી રીતે નંદ રાજાએ મને ચારે કોરથી ભેગી કરી હતી અને રોજ મોટા મોટા જતી, જોગી, પૂજ, ફકીર એ આદિકને પુછતો જે; મારી માયાને કોઈ ન લઇ શકે એવું કોઇ સ્થળ બતાવો. ત્યારે કોઇક જૂના જોગીએ તેને કંઈક જડબુટ્ટી આપી અને કહે, આ ચીજ તું મોઢામાં રાખી સમુદ્રમાં જઈશ એટલે પાણીમાં માગ થશે. એટલે તું ત્યાં માયા મૂકજે. ત્યાં તેને કોઇ દેખી શકશે નહિ કે લઇ શકશે નહિ. ત્યારે એણે તે પ્રમાણે કરી મને સાગરમાં સંઘરવા માંડી. તો પણ હું ત્યાં ને ત્યાં રહી અને સંઘરનારો ચાલ્યો ગયો. માટે મને મારી મારી કરનારાઓને હું મૂકીને જાઉં છું; કાંતો એ મને મૂકીને જાય છે. અરે નંદરાજાને ત્યાંથી ગઇ. માન્ધાતા જેવા રાજાને ત્યાંથીએ ગઈ. તો તારે ત્યાં ક્યાં રહેવાની છું ? જે મને ભેગી કરવાને, સાચવવાને આટઆટલો દાખડો કરે છે. મારી મારી કરી સંચય કરનારા અને તેને ભેળી કરવાને કુડકપટ, પ્રપંચ અધર્મ અને અન્યાય કરનારાઓને જોઈને માયા નિરંતર હસ્યા કરે છે.

માટે માયા (ધન) તો કેવળ દુઃખોની ખાણરૂપ અનર્થનું મૂળ અને મદમાત્રનું સ્થાન છે. જેમ જન્માંધ કોઇને દેખતો નથી, તેમ મદથી અંધ થએલો કોઇને દેખતો નથી. માટે દુઃખના ભાજનરૂપ માયાને ધિક્કાર છે. ધનને ભેળું કરવામાં દુઃખ, સાચવવામાં દુઃખ, વાપરવામાં દુઃખ અને નાશ પામવામાં દુઃખ. આમ સર્વ પ્રકારે ધનમાં તો દુઃખ—દુઃખ ને દુઃખ જ રહ્યું છે. પક્ષીઓ વૃક્ષોને આશરીને રહે છે. તેમ સર્વ દોષમાત્ર એક માયાને (ધનને) આશરીને રહે છે. ભલે ધનવાન હોય, પણ તેને ય ક્યાં સુખ છે ? તેને ચોરનો ભય રહે છે. જે રખે કોઈ મારૂં ધન ચોરી

ભય. રાજાનો ભય રહે છે. રખે મારા ધનને દંડી લે. તેમ જ તેને માગણથી, જ્ઞાતિથી અને પોતાના માણસોથી પણ સર્વ પ્રકારે ભયને ભય જ રહે છે. માટે માયામાં તો કેવળ દુઃખ જ છે. પણ જરાય સાર કે સુખ નથી. જેમ વિષ્ટાનો કીડો વિષ્ટામાં આનંદ માને છે, તેમ માયાના જીવડા માયામાં રચ્યાપચ્યા રહે છે. અને તેમાં જ સુખ માને છે. તેને માટે હાયવોય કરે છે. માથાં કપાવે છે. અપકીર્તિના ડુંગરે ચઢે છે અને પરલોક બગાડી નાખે છે. ધન એ જડ–માયા છે. અને સ્ત્રી એ ચૈતન્ય–માયા છે. પણ બન્ને સમાન બળનાં છે.

कान्ताकनकसूत्रेण वेष्टितं सकलं जगत् ।
तासु तेषु विरक्तोयो द्विभुजः परमेश्वरः॥

કાન્તા જે સ્ત્રી, કનક જે દ્રવ્ય. એ બે રૂપ જે સૂત્ર તેણે કરીને આખું જગત બંધાયું છે. એ બેથી જે વિરક્ત હોય તેને બે હાથવાળો પરમેશ્વર જાણવો. જેમ પરમેશ્વર મળે અને જીવનું કલ્યાણ થાય તેમ જ તેવા પુરૂષ મળે તો જરૂર જીવનું કલ્યાણ થાય. પણ આવા પુરુષો શુભ સંસ્કારી જીવને મળે છે. બીજાને મળતા નથી.

## ચમડી તૂટે પણ દમડી ન છુટે

આગ્રા શહેરમાં એક ભિખારી માંદો પડયો. તે ભૂખ્યો–તરસ્યો રીબીરીબીને ભૂંડે મોતે મૂઓ. પગે મધનો પાટો બાંધી માખીઓ બણબણાવી બોલતો–"અરે" માય બાપ કોઈ સામું જુઓ. દુઃખિયાના દુઃખ સામું કોઈ જોનાર દયાળુ છે? આમ આંખ્યો ભીની રાખી બરાડા પાડયા કરતો. પોતે પહેરેલા કોટમાં સો રૂપિઆ જેટલું પરચુરણ સીવીને રાખેલું. તે કોટ પહેરેલો ને પહેરેલો રાખે. તેમાંથી એક પાઈ કાઢે નહિ. પણ તેમાં કંઇ ને કંઇ નાખતો રહે. એ મરી ગયો અને પોલીસને ખબર પડતાં એક અમલદાર કોન્સ્ટેબલને લઇ આવ્યો. સાહેબે ખટારો મંગા-

ચો. અને કહ્યું–ઉઠાવ ઇસકુ, ખટારામેં લે લો. પેલા ઉપાડવા મંડયા, ત્યારે કોટમાં ભાર જણાયો. એથી મજુરે કહ્યું સાહેબ! "એ કોટમેં કુચ્છ બજન હૈં" સાહેબ કહે–"કયા હૈ! ધાગા તોડકે દેખ લો." આથી દોરો તોડયો કે; અંદરથી સો રૂપિયા જેટલું પરચુરણ નીકળ્યું. સાહેબે ગુસ્સે થઇ, બે ત્રણ સોટીયો મુડદાને મારી. "સાલે કમજાત ઇતને પૈસા થા, તો ભી કૈસી બુરી હાલતસે મર ગયે હો." આમ કહી બધાય પૈસા લઇ લીધા.

વાચકવૃંદ! આ ભિખારીએ મહાદુઃખ વેઠી માયા ભેળી કરી; પણ અંતે શું કામ આવી? પોતે મારી મારી કરી સાચવી અંતે મૂકી ભૂંડે મોતે મરી ગયો અને ખાલી હાથે જવું પડયું.

**धनानि भूमौ पशवश्च गोष्ठे भार्यागृहद्वारि जनः स्मशाने ।**
**देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः ॥**

માયા ગમે તેટલી ભેળી કરી હશે, પણ એ જ્યાં હશે ત્યાં ને ત્યાં રહેશે. પશુઓ પણ જ્યાં બાંધ્યાં હશે, ત્યાં ને ત્યાં બાંધ્યાં રહેશે, અને પોતાની સ્ત્રી ગમે તેવી પ્રાણપ્રિયા હશે તો પણ તે પોતાના ફળિયા સુધી અને સમ્બન્ધીઓ સ્મશાન સુધી આવશે. દેહને ગમે તેવો સારો રાખ્યો હશે, તો પણ તેને ચિતામાં પધરાવવો પડશે. મતલબ કે મરતી વખતે કંઇ પણ સાથે આવવાનું નથી. માત્ર આ જીવ પોતાના સારાં નરસાં કર્મનો ગાંસડો બાંધી પરલોકને માર્ગે એકલો જાય છે. માટે માયા (લક્ષ્મી) મળે તો માયાથી બદ્ધ થઈ તેનો દુરુપયોગ નહિ કરતાં સદુપયોગ કરવો.

નંદરાજાને અતિશય ધનની તૃષ્ણા વધતાં અને ભેળા કરેલા ધનનો પ્રજાહિતમાં, પરોપકારમાં, વિદ્યાદાનમાં કે પોતાના કુટુમ્બમાં સદ્વ્યય ન થતો જોતાં, જીવોને અભયદાન દેવાવાળા નારદમુનિ નંદરાજાને બોધ દેવા આવ્યા–રાજન્! આ જીવને માયાનો સંબન્ધ રહે છે ત્યાં સુધી તેને માયાતીત ભગવાનનો સંબન્ધ

થતો નથી, અને જ્યાં સુધી તેને માયાતીત ભગવાનનો સંબન્ધ થતો નથી, ત્યાં સુધી દુઃખ–દરિયારૂપ સંસારમાંથી મુક્તિ થતી નથી. માટે આ લોકની માયા અને આ લોકનાં સગાં–સંબન્ધી રાજ્યપાટ સર્વ સ્વપ્ન તુલ્ય છે. એમાં સાર કે સુખ નથી. માટે તેમાંથી પાછી વૃત્તિ વાળી આત્મશ્રેયસ્કાર્ય કરવામાં સાવધશૂરો થા.

એક વખત સમય જોઇને નારદ મુનિ રાણી પાસે આવ્યા. રાણી નારદને જોઈ બેબાકળી ઊભી થઇ, આસન આપી, તેમનું પૂજન કર્યું અને આવવાનું કારણ પૂછયું. ત્યારે નારદમુનિ કહે–તારા ભલા માટે આવ્યો છું. હું તને પૂછું છું કે આ નંદરાજાને તારા પર કેટલું હેત છે? રાણી કહે-એ તો મને જ દેખે છે. હું કહું તેમ કરે છે. એમને મારા ઉપર અત્યંત હેત છે. નારદમુનિ કહે મૂર્ખી, "રાજાનું મીઠું મીઠું બોલવું અને તેનો હાવભાવ જોઇ તું અમસ્તી ફુલાય છે. હું ચોક્કસ કહું છું કે રાજાને મરી ગએલી રાણી ઉપર જેટલું હેત હતું તેના દશમા ભાગનુંયે તારા પર નથી. એને મરી ગયે સાત વર્ષ થયાં તોય હજી તેનું હાડકું સંઘરી રાખ્યું છે. તેને રોજ જુએ છે. ચુમ્બન કરે છે. રાણી કહે બાપજી એ વાત સંભવતી નથી.

। नराणाम् समूहः नार : तं द्यति खण्डयति इति नारद : ।।

મનુષ્યોમાં કલેશ કરાવે અને સંપથી ભેળા રહેલાને જુદા કરી નાખે તેનું નામ નારદ કહેવાય. આવું. પોતાનું નામ સાર્થક કરતા બોલ્યા. કે તારે જોવું હોય તો રાજાના કબાટમાં સુવર્ણની ડાબલી છે. તેમાં એ સાચવીને રાખ્યું છે. તે તું જોજે અને મારૂં નામ લઈશ નહિ. તું તારે ફાવે તેમ કરજે. પણ રાજાના હાવભાવમાં ભોળવાઇશ નહિ આમ કહી. નારદ મુનિએ ચલતી પકડી. બીજે દિવસે ખાનગી રીતે રાણીએ તપાસ કરી, તો સુવર્ણની ડાબલીમાં હાડકું દેખ્યું, કે તુર્તજ તેને ચરણથી ચોટીપર્યંત ક્રોધ ચઢી ગયો અને મનમાં બડબડી કે, "આટઆટલી હું તેની સેવા કરૂં છું તો પણ હજી મરેલીનો સ્નેહ

મુકાતો નથી. બસ હું ખરી કે આનો હવે સ્નેહ તોડાવી નાખું. આમ ધારી હાડકાને ઝીણું ખાંડી કઢીમાં નાખી રાજા જમવા બેઠો ત્યારે પોતે હાથમાં પંખો રાખી પૂછવા લાગી–સાચું કહેજો. તમને મારા ઉપર કેટલું હેત છે? તો કહે–તારા માટે પ્રાણ આપી દઉં, તોય થોડું છે. રાણી કહે–આજ કઢી કેવી થઇ છે? આજ તો કઢીનો સ્વાદ ઓર છે. રાણી કહે–કેમ સ્વાદ ન હોય? પેલી તમારી વ્હાલી વસ્તુ અન્દર આવી છે. રાજા કહે–કઇ વસ્તુ? તો કહે–પેલી મરનારીનું હાડકું. સુવર્ણની ડાબલીમાં સાચવી રાખ્યું છે તે. રાજા કહે પેલી સોનાની ડાબલીમાં છે. તે! તો કહે હા. હા. એજ. રાજા ઉઠ્યો થઈ ત્યાં જુવે છે. તો ડાબલીમાં દેખ્યું નહિ. કે એકદમ મુર્છિત થઇ પૃથ્વી ઉપર ઢળી પડયો, અને જીવ વિનાનો થઇ ગયો;

પ્રેમી પાઠકો! નંદરાજાએ પુષ્કળ નાણું ભેળું કર્યું પણ ખાધું કે ખાવા દીધું નહિ. તેમ સદ્વ્યય પણ કર્યો નહિ. તો અંતે તેનું મોત થયું, માટે ધન ભેળું કરી ખાવું ખવરાવવું અને સદ્પાત્રમાં સદ્વ્યય કરવો. પણ આપણને બન્ધ મુઠીના કીડી અને મધમાખી માફક કેવળ સંચય કરનારા જાણીને માયા હસે, એવું તો આપણે કયારેય પણ કરવું નહિ.

## કાળ નિરન્તર હસ્યા કરે છે

મનુષ્ય માંદો બિમારીને બીછાને પડયો હોય, ઉપડી જવાની તૈયારીમાં હોય, ત્યારે સાચા સગા નહિ. પણ સ્વાર્થના સગા, સહુ સ્નેહ દેખાડવાની ખાતર ભેળા થાય, વૈદ્ય, ડોકટરો આવે અને કહે કે લ્યો આ ઉમદા દવા હમણાં જ આરામ થઈ જશે અને જવાબ દેશે, આમએ દવા આપી. પોતાની ફી. લઇ ચાલતો થાય ત્યારે તેને જોઈને કાળ હસ્યા કરે છે. જે હું અહિં બેઠો છું અને લઈ જવાની તૈયારીમાં જ છું. તો પણ આ ધનલાલચુ કહે છે કે–હમણાં જ બેઠો કરી દઊં છું" ખરી વાત છે, કે "વૈદ્ય વેશ્યા ને વકીલ આ ત્રણ તો રોકડિયા છે. તેમાં વૈદ્ય તો"

**वैद्यराज नमस्तुभ्यं यमराजसहोदर ।**
**यमस्तु हरति प्राणान् वैद्यप्राणान् धनानि च ॥**

"હે યમરાજના મોટાભાઇ વૈદ્યરાજ તમને તો પગે લાગીએ છીએ. કેમકે યમરાજા તો કેવળ પ્રાણુ હરનારા છે. પણ તમે તો પ્રાણુ અને ધન એ બેયને હરનારા છો,

**ઉગ્યા સો આથમે, ફૂલ્યા સો કરમાય ।**
**ચણુયા દેવળ ખળભળે જાયા સો મરજાય ॥**

—દરેક જાણે છે કે સૂર્ય ઊગ્યો તે આથમવાનો તો ખરો જ, ફૂલ ખીલ્યું તે કરમાવાનું તો ખરૂં. દેવળ ગમે તેવું ચણ્યું પણ ખળભળવાનું તો ખરૂં જ. જન્મ્યો તે મરવાનો તો ખરો. આમ છે. તો પણ કાળથી બચવાને ધર્મને મૂકી ફાંફાં મારે છે અને પૈસાને પુણ્યમાર્ગે વાપરતાં ટાઢ ચડે છે. જ્યારે તેઓ વૈદ્યોને દેવામાં મોટાઇ માને છે. પોતે જાણે છે કે, કરાળકાળ વિશ્વનો કાળ કરી રહ્યો છે. તે કોઇનેય છોડનાર નથી, છતાં તે વાત ભૂલીને જીવવાની ખાતર અખાદ્ય ખાય છે. અપેય પીવે છે. તેથી કાળ જોઇ હસ્યા કરે છે. માટે કોઇ પણ પ્રકારે આપણને કાળ હસે એવું કરવું નહિ.

**कालो बलियान् बलीनां भगवानीश्वरोऽव्ययः ।**
**प्रजाःक्रीडयते कालः पशुपालो यथा पशून् ॥**

બળીયામાં બળીયો મહા સમર્થ કાળ છે. જેમ ગોવાળ પશુઓને વગડામાં ખુશીમાં આવે તેમ ભમાવે છે. તેમ કાળ પણ સર્વ જીવોને ચોરાશી લક્ષ યોનિમાં ભમાવી રહ્યો છે. લોકો કાળથી બચી શકતું નથી માટે સર્વનો કાળ કરનાર તો બળવાન એક કાળ જ છે.

**જબરો કાળ ઝપાટો રે, કોઇ ચેતનહાર ચેતો**
**જમ દે નિત્ય ઝપાટો રે, માથે મરણુબીક છે મોટી ॥૧॥**
**કાશીવાસી અતિઉદાસી જંગલવાસી જોગી**
**કાળઝપટમાં ચપટ થયા કાંઈ ભાતભાતના ભોગી ॥૨॥**
**જબરો કાળ ઝપાટો રે, કોઇ ચેતનહાર ચેતો**
**જમ દે નિત્ય ઝપાટો રે, માથે મરણુબીક છે મોટી ॥૩॥**

મરવા પડેલો, કાળથી બચવા માટે અનેકવિધ ઉપાયો રચે છે. પણ કાળથી કોઈ બચતું નથી.

એક સત્સંગી સુતારનો વીસ વર્ષનો બાળક હતો. તેની જન્મોત્રીમાં શ્રાવણ વદી ૮ને દિવસે અગ્નિથી ઘાત હતી. તેથી તે તિથિ આવી ત્યારે છોકરો રહેવાના ઘરની બાજુના ઘરમાં પેસી બારણું બન્ધ કરી બેસી રહ્યો. તેના માબાપે કહ્યું કે–બેટા આજે ભગવાનનો જન્મ દિવસ છે. માટે મન્દિરમાં જા. દેવ દર્શન કર ત્યારે તેણે કહ્યું, કે "આજે અગ્નિથી મારું મોત થવાનું મારી જન્મોત્રીમાં લખેલું છે. માટે આજ તો મારે આ ઘરમાંથી બહાર નીકળવું જ નથી, મા બાપ કહે–કાળ આવવાનો હશે તો આમ ઘરમાં ઘૂસી ગયે પાછો જશે નહિ, અને જો તને એ સાચું જણાતું હોય તો મંદિરમાં જા, દેવદર્શન કર, માળા ભજન કર તો ભગવાન કાંઈક રક્ષા કરશે." છોકરો કહે ગમે તેમ થાય પણ આજ તો મારે આ ઓરડીમાંથી બહાર પગ દેવો નથી. આ જોઇ કાળ હસે છે કે, "અરે મૂર્ખા! તું ઓરડીમાં તો શું પણ પાતાળમાં પેસ કે ગમે તેને શરણે જા પણ હું તને છોડવાનો નથી."

જ્યારે રાતે ઘરનાં બધા માણસો મન્દિરમાં ભાગવાનનાં જન્મસમયનાં દર્શન કરવા ચાલ્યા ત્યારે તેને દર્શને આવવાનું કહ્યું. ત્યારે કહે–હું તો આજ આ ઓરડી બહાર નીકળવાનો નથી. કાલે હું વધારે દેવદર્શન કરીશ. ત્યારે કહે–અમે જઇએ છીએ, તું ખડકી વાસીને માંહી જાગતો રહેજે. અમે આવી ઘાંટો પાડીએ, ત્યારે ઉઘાડજે; એમ કહી સૌ દર્શને ગયાં. આ ભાઈ તો ખડકી વાસી પોતાની ઓરડીમાં પેસી ગયો,

**मातुलो यस्य गोविंदः पिता यस्य धनंजयः।**
**अभिमन्युः रणे शेते कालोऽयंदुरतिक्रमः॥**

અભિમન્યુ ને મામા શ્રીકૃષ્ણ હતા. બાપ બાણાવળી અર્જુન હતો. તેને પણ રણભૂમિમાંથી તેનો કાળ કોળિયો કરી ગયો. માટે

કાળ કોઇને છોડતો નથી. ભગવાન સિવાય બળીઆમાં બળીઆ કાળને કોઇ હઠાવનાર નથી. આ ભાઇને વિચાર થયો જે પેલા મોડા આવશે અને હું ઊંઘી જઇશ તો ખડકી કોણ ઉઘાડશે? માટે લાવને દીવો કરી વાંચવા બેસું. એમ ધારી ગ્યાસતેલની ડબીનો દીવો કરી વાંચવા બેઠો; પણ સવારનો ઉપવાસી તેથી થોડીવાર થઇ કે બેઠાં બેઠાં ઉંઘી ગયો અને જન્મોત્રીમાં લખ્યા મુજબનો બરોબર બાર વાગ્યાનો સમય થયો કે ગરોળી ભીંતે ચઢી અને દીવા ઉપરના જીવડાને પકડવા તરાપ મારી તેથી દીવો નીચે ગ્યાસતેલનું અડધિયું પડેલું તેમાં પડયો. અને તુર્તજ ભડકો થયો. તેલ ઉડયું તે બધું તેના શરીર પર પડતાં, આ એકદમ બે બાકળો જાગ્યો, પણ ભડકો દેખતાં બેભાન થઇ ગયો. ઘણી બૂમો પાડી, ચોકમાં આવ્યો; પણ કાળે પકડયો તે કોણ બચાવે? બળીને મરણ પામ્યો. થોડીકવારે સૌ ઘરનાં માણસો આવ્યાં. બૂમો પાડવા માંડી,"સાંકળ ઉઘાડ" "સાંકળ ઉઘાડ" એમ ઘણાં ધાંટા પાડયા પણ ભાઈ તો કાળના કરાળ મોંમાં પેશી ગયેલો તે કયાંથી બોલે? છેવટે નીસરણી લાવી અંદર ઉતરી સાંકળ ઉઘાડી. સૌ ઓરડી તરફ જાય છે. ત્યાં તો ભાઇ બળી ગએલો જોવામાં આવ્યો. માટે ખરી વાત છે કે, આપણે કાળથી બચવા ગમે તેટલા ઉપાય કરીએ પણ તે પ્રાણ લીધા વગર રહેતો નથી. અને બચવાના ઉપાય કરનારા સામું જોઇને હસ્યા કરે છે.

यस्माच्च येन च यथा च यदा च यच्च ।
यावच्च यत्र च शुभाशुभमात्मकर्म ॥
तस्माच्च तेन च तथा च तदा च तच्च ।
तावच्च तत्र च कृतान्तवशादुपैति ॥

માટે જેનાથી, જે વડે, જેવું, જ્યારે જે સમયમાં અને જ્યાં પોતાનું મૃત્યુ થવાનું હોય ત્યાં; તેનાથી, તે વડે, તેવી રીતનું અને તે જ સમયમાં મૃત્યુ થાય છે, અને તે જ સ્થાનમાં કાળ પોતાને ઢસરડી જાય છે.

## ગરુડનો મિત્ર પોપટ

એક પોપટને ગરુડ જોડે ગાઢ મિત્રાચારી હતી. એક વખત પોપટ વૃક્ષ ઉપર બેઠો હતો. ત્યાંથી યમરાજાની સ્વારી નીકળી. તેમાં યમરાજ પોપટ સામું જોઈ મંદમંદ હસ્યા. આથી પોપટે જાણ્યું કે, જરૂર કાંઈક નવાજૂની થવી જોઈએ. મને તો એમ જ જણાય છે કે, મારો કાળ નજીક આવ્યો હશે. તેથી યમરાજને એમ થયું હશે, જે આ પોપટ અત્યારે ભલે આનંદ-કિલ્લોલ કરે. પણ એનો કાળ નજીક આવ્યો છે, તેને એ જાણતો નથી. આથી તે હસ્યા હશે. પોપટ તો ચણ-જળ મૂકી અતિ ઉદાસ થઇ ગયો. ત્યાં તો મિત્ર ગરુડ આવ્યો, તેણે ઉદાસ થવાનું કારણ પૂછયું. તો કહે, હમણાં અહીંથી યમરાજા સ્વારી લઇને જતા હતા તે મારા સામું જોઇને હસ્યા. તેથી મને વહેમ પડે છે કે, રખે મારું મૃત્યુ નજીક આવ્યું હોય! આથી મને કોઈ પ્રકારનું ચેન પડતું નથી. ગરુડ કહે, હમણાં તું શાન્ત થા. હું એમને પૂછી આવું છું. પોપટ કહે-તમે જાઓ પણ એટલામાં મારો કાળ થઈ જાય તો? માટે તમો મને જ્યાં કાળ ન પહોંચે તેટલે દૂર મૂકીને જાઓ. એટલે તમો આવો ત્યાં સુધી મારું મ્હોત થવાનું હોય; તો પણ ન થઈ શકે. એટલે ગરુડે કહ્યું, થા તૈયાર. જ્યાં કાળ ન પહોંચી શકે ત્યાં દૂર મૂકીને જાઉં. આમ કહી ગરુડે પોપટને પાંખમાં બેસાડી મેરુ ઓળંગી તથા સાત સમુદ્રો ઉલ્લંઘી પૃથ્વીને ફરતો ચારે કોરે ગઢની પેઠે રહેલો લોકાલોક પર્વત છે તેની એક મોટી ગુફાના મુખે અંજીરના ઝાડ ઉપર મૂકી દીધો. અને કહ્યું કે "હું હમણાં આવતો રહીશ. હવે તારે મ્હોતનો ભય નથી" આમ કહી પોતે જમપુરીમાં જઇ ધર્મરાજાને મળ્યા. તેમણે ગરુડને ભક્ત અને ભગવાનનું વાહન જાણી, સત્કારી પૂજન કર્યું. આવવાનું કારણ પૂછયું. ત્યારે ગરુડ કહે-મૃત્યુલોકમાં એક મારો પ્રાણપ્રિય પોપટ છે. તેના સામું જોઇને આપ કાલે હસ્યા હતા. તો હસવાનું કારણ શું? તે પૂછવા આવ્યો છું. તે તો અન્નજળ મૂકી ઉદાસ ચહેરે રહ્યો છે. જ્યારે હું તેને આપના હસવાનું કારણ કહીશ,

ત્યારે જ તે અન્નજળ લેશે અને ખુશી થશે. ત્યારે સૌના કાળરૂપ કાળરાજા ( યમરાજા ) કહે વિધાતાના લેખ ખોટા પડતા નથી. છતાં આજે પોપટના ભાલમાં વિધાતાનો લખેલો લેખ ખોટો પડવાનો સંભવ જાણી મને હસવું આવ્યું છે. કારણુ તેનું મૃત્યુ આજે બરોબર બાર વાગે લોકાલોક પર્વતની ગુફામાં સિંહથી લખેલું છે. તો આ સ્વલ્પ બળવાળો અલ્પ પ્રાણી ત્યાં કેવી રીતે પહોંચી શકશે ? માટે જરૂર વિધાતાનો લેખ ખોટો પડશે. આથી મને હસવું આવ્યું હતું. ત્યારે ગરુડ કહે–ત્યાં તો હું મૂકી આવ્યો. ત્યારે યમરાજે કહ્યું કે, બસ થઈ રહ્યું. જાઓ તેનો કાળ થઇ ગયો. ને વિધાતાનો લેખ સાચો થઈ ગયોઆ સાંભળતાં જ ગરુડ એકદમ જઈ ત્યાં જુએ છે તો ગુફામાંના એક સિંહે તેને મારી નાખેલો જોયો.

વહાલા વાચક! ખરી વાત છે કે કાળ કદી કોઇને છોડતો નથી. દિવસમાં ત્રણવાર જીવના માથે હાથ ફેરવી જાય છે. અને જેનો વખત થયો હોય તેને ઉપાડી જાય છે. માટે કાળથી બચવાનાં ખાલી ફાંફાં મારવાં મૂકીને એક ભગવાનને જ કર્તાહર્તા જાણી તેમનો દઢાશ્રય કરવો; પણુ તેનાથી બચવા માટે અખાદ્ય ખાવું કે અપેય પીવું એ આદિક અધર્માચરણુ કરી કાળ હસે એવું તો કયારેય પણુ કરવું નહિ.



## ॥ સંગ બળવાન છે ॥



**यादृशां यस्य संगः स्याच्छास्त्राणां वा नृणामपि।**
**तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ॥**

આ લોકમાં ગમે તેવો વિદ્યાવાન, વિવેકવાન, વિચારવાન અને વર્તનશાળી હોય; તો પણ તેને જેવાં શાસ્ત્રોનો તથા પુરુષોનો સંગ થાય છે તેવી જ તેની બુદ્ધિ થાય છે. સ્વભાવ પણ તેવો જ થાય છે. કારણ આ જીવનો સ્વભાવ શ્વેત કપડાં જેવો છે. શ્વેત કપડાને જેવા રંગમાં બોળીએ, તેવો તેને રંગ ચડી જાય છે. "કાળીઆ સાથે ધોળીઓ બાંધે, તો વાન ન આવે, પણ સાન આવે." માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકે સારાનો સંગ કરવો, પણ નરસાનો સંગ તો ક્યારેય પણ કરવો નહિ.

### મગ્નિરામ દેવીવાળા

દ્રાવિડદેશનિવાસી મગ્નિરામ નામનો એક વિપ્ર હતો. પોતે પૂર્વનો સતસંસ્કારી અને વિદ્વાન હતો. પોતે નાની વયથી માબાપ સગાસમ્બન્ધી સર્વને છોડી ભગવાનને ભેટવા ચાલી નીકળ્યો. ફરતો ફરતો એક ગામમાં દેવીના ઉપાસક અને સિદ્ધ કહેવાતા વિપ્રને સાંભળીને ત્યાં ગયો અને વિનયથી કહ્યું કે–" તમો સિદ્ધ પુરુષ છો. માટે મને ભગવાન ભેટાડો. હું ભગવાનને ભેટવા માટે ઘર છોડી નીકળ્યો છું." પેલાએ તેને મુમુક્ષુ અને વિદ્વાન્ જાણી ઘેર રાખ્યો; અને દેવીનો ચુસ્ત ઉપાસક કર્યો. પછી કહ્યું કે,–'જો દેવી પ્રસન્ન થશે, તો તને ભગવાનનો ભેટો કરાવશે.'

હવે મગ્નિરામે ભગવાનના દર્શનની આશાથી તે દેવીની તન, મન અને ખરા સ્નેહભાવથી ખૂબ સેવા કરી. દેવી પ્રત્યક્ષ દર્શન

આપે તથા ધાર્યું કામ કરી દે, એવો પોતે મમ્મિરામ સિદ્ધ થઇ ગયો.

હવે ગુરુની પુત્રી પુખ્ત વયની થવાથી ગુરુએ મમ્મિરામને ગુણવાન્ જાણી પોતાની પુત્રી પરણવાને કહ્યું. ત્યારે તેણે કહ્યું કે, ગુરુની પુત્રી તો મારી બ્હેન ક્હેવાય. તો તેને મારાથી કેમ વરાય? તેમ હું સ્રીને પરણવાની ઇચ્છાવાળો નથી; પણ ભગવાનને ભેટવાની ઇચ્છાવાળો છું. ગુરુએ તેને બહુ બહુ સમજાવ્યો, લલચાવ્યો. પણ તે તો નકાર ભણતો રહ્યો. મમ્મિરામે વિચાર કર્યો જે, હું ઘર છોડી ભગવાનને ભેટવા નીકળ્યો છું. આ સિદ્ધ ગુરુ ભગવાન ભેટાડશે, એમ જાણી એમની પાસે આવ્યો; પણ એમણે તો દેવી ભેટાડી. વળી મને પોતાની પુત્રી પરણાવી સંસાર માંડવાનું કહે છે. માટે હવે અહીં રહ્યા જેવું નથી. આમ ધારી ગુરુને કહ્યું. 'ગુરુ મહારાજ! મને જગદંબા દેવીનાં દર્શન થયાં; પણ જ્યાં સુધી હૃદયેશ્વર પરમેશ્વરનાં દર્શન નહિ થાય ત્યાં સુધી શાન્તિ થવાની નથી, માટે મને પ્રભુની શોધ કરવા જવાની રજા આપો. હું મારું ધ્યેય પૂરું કરી જરૂર તમારા ચરણમાં હાજર થઇશ.' ગુરુએ ઘણી ના પાડી, પણ છેવટે તેનો અત્યાગ્રહ દેખીને રજા આપી. "જા બચ્ચા, તેરેકુ ભગવાનકા ભેટા હોગા." આમ કહ્યું. મમ્મિરામ ગુરુના પાદપદ્મને વંદન કરી ચાલી નીકળ્યો.

દેશોદેશ, ગામોગામ અને મોટાં મોટાં તીર્થોમાં અને દરેક સ્થળોમાં ભગવાનની અગર ભગવાનને ભેટાડે એવા પુરુષોની શોધ કરતો કરતો છેક જગન્નાથપુરી પહોચ્યો. ત્યાં વસી રહેલા જંત્રમંત્ર કામણટુમણ અને મૂઠચોટના પ્રયોગોને જાણનારા, પાખંડી, પાપી, ધનધૂતા એવા ઘણાક રાગી, વેરાગી, બાવાલંગોટાનો તેને જોગ થયો. **જેવો સંગ તેવો રંગ** એ ન્યાયે તેમના સહવાસથી પોતે પણ તેવો જ થઇ ગયો. ભગવાનને ભેટવાની વાત તો વિસરી ગયો; અને સિદ્ધ બનું, લોકોને સિદ્ધાઈ જણાવી શિષ્યો બનાવું, અને જગપ્રસિદ્ધ જોગી કહેવાઉં. આવું તેના મનમાં થઇ ગયું. આથી લોકોને સિદ્ધાઇ જણાવી, ડરાવી, દબાવી મનગમતું

ધન તે પડાવવા લાગ્યો. મોટા મોટા રાજાઓ, શ્રીમંતો અને વિદ્વાનોને પોતાના ચમત્કારથી આંજી દઈ પોતાના શિષ્યો બનાવવા લાગ્યો. પોતે હાથી, ઘોડા, ઊંટ તથા મોટી જટા-વાળા લંગોટાની જમાત ભેળી કરી દેશોદેશ ફરતો ફરતો અને દેવીપ્રભાવે ચારેકોર દિગ્વિજય કરતો કરતો પોરબંદર આવ્યો. ત્યાં કોઇ મઠધારી ગોસાંઈની સમૃદ્ધિ દેખી તેને ડરાવી–દબાવી તેની પાસેથી મનગમતાં નાણું પડાવ્યાં. ગોસાંઇ કહે–અમારા જેવા ગરીબો તમને શું કરી શકીએ? અમારા જેવાં દેડકાંને ડાભો તેથી તમારી કંઈ મહત્તા ન કહેવાય; પણ માંગરોળમાં મિથ્યાભિમાનીઓના માન ઉતારનાર એક સ્વામિનારાયણ નામે જીવનમુક્તા છે. તેને રંજાડો અને તેની પાસેથી કંઇ પડાવો તો હું તમને ખરા સિદ્ધરાજ જાણું. મગ્નિરામ કહે–વો કૈસા હય જો મેરે સામને ટક્કર લે શકે? ગોસાંઈ કહે–એણે તો મોટો પંથ ચલાવ્યો છે. કેટલાયને સાધુ કર્યા છે. બહુ પ્રતાપી છે. તમારા જેવા મદોન્મત્તોનો મદ ઉતારનાર, મોટા સિદ્ધોનો પણ સિદ્ધ છે. અને પ્રભુપણે પૂજાય છે. આમ કહ્યું કે તરત જ તે માંગરોળ ગયો.

## મગ્નિરામનું માન ઉતર્યું

પોતે ગામ બહાર પડાવ નાંખી ત્યાંના નવાબ બદરૂદીનને મળી કહ્યું કે, "હમકુ પાકા સીધા દીલવાવો;" ઔર પાંચહજાર રૂપીએકી ભેટ ધર દ્યો. નહિતર તુમ્હારાશહેરકા ખેદાનમેદાન કર દઉંગા. આવી રીતે મેલી વિદ્યાના મદથી મદાંધ બનેલા મગ્નિરામે કહ્યું. ત્યારે નવાબે કહ્યું, "યોગિરાજ! ઇહાં સ્વામિનારાયણ નાંવકા જીવનમુક્તા રહતા હૈ, ઉન્કુ જીતો તો આપકું પાંચ હજાર તો ક્યા મગર દસ હજાર દઉંગા." આથી મગ્નિરામ એકદમ રાતોપીળો થતો જ્યાં પ્રભુ સ્વામિનારાયણ સભા કરીને બિરાજેલા છે ત્યાં આવી મહારાજને લાંબો હાથ કરી કહેવા લાગ્યો; ઓ જીવનમુક્તા! તુમ ક્યા પાખંડ કર રહા હો? તુમ બડા પંથ ચલાનેવાલા જીવનમુક્ત બન કર બૈઠે હો; તો મૈં આજ તેરી ખબર

લેઉંગા. જો જીત્તા રહેનેકી ઇચ્છા હોવે તો અભી અભી પાંચ હજાર રૂપીઆ મેરેકું ધર દ્યો, ઓર તુમ સબ લોગ મેરા ચેલા બન જાવ. મહારાજે કહ્યું, "અમે ભગવાનના ચેલા થયા છીએ, તો હવે તમારા કેમ થવાય? તમે તો ધર્મરાજાના (યમરાજાના)–પાર્ષદ અને કાળના કોળીઆરૂપ છો." ત્યારે પેલો તો ખૂબ બડાઈ મારી મહારાજ પ્રત્યે જેમ તેમ બકવા મંડયો. મહારાજે વિનયથી. ખૂબ ખૂબ સમજાવ્યો. તો પણ ભરી સભામાં લાંબો હાથ કરી ખૂબ તિરસ્કાર કરવા મંડયો. ક્રોધથી થરથર કંપતો મહારાજને કહેવા લાગ્યો કે, "બસ તેરા કાલ તેરેકુ બુલાતા હૈ. મેં અયોધ્યા, કાશી ઓર જગન્નાથ જૈસે બડે બડે તીર્થોમેં ફીરતે ફીરતે તેરે જેસા મિથ્યાભિમાનીઓંકા માન તોડ તોડકે, ઇધર તેરા નામ સુન કર આયા હું. તો જીત્તા રહેનેકી ઇચ્છા હોવે તો તુમ ઓર તુમ્હારા ચેલે લોગ સબ હમારા શરના લે લો." આમ બહુ બહુ ગર્વથી બળમાં બોલ્યો. આવાં દુર્વચનો સાંભળી ગર્વગંજન ભગવાન શ્રીહરિ એકદમ વીરાસને બેસી વીરતાથી લાંબો હાથ કરી બોલ્યા–ઓ માગણ! દંભી લંગોટા! ઓ પાખંડી અઘોરી! ઊઠ ઊઠ, અહીંથી ભાગ ભાગ, નાસી જા. નહિતર હમણાં હતો ન હતો થઈ જઈશ. આવી મહારાજની વીર હાક સાંભળી મગ્નિરામના હાજા ગડગડી ગયા, અંતરમાં ડરી ગયો. જાણ્યું જે આ પણ કંઈક મારા માથાનો છે ખરો? છતાં મિથ્યા મદથી અંધ થયેલો, તેથી મહારાજ સામે કટુ વાણીથી બોલતો, મૂઠ, ચોટ અને મારણ વિદ્યાના મલિન પ્રયોગો અજમાવવા લાગ્યો. પણ જ્યારે મહારાજને કે કોઈને કંઇ પણ તેની અસર થઇ નહિ, ત્યારે છંછેડાયેલા સર્પની પેઠે ધુંવાફુંવા થતો ક્રોધથી કંપતો, "અબ દેખ લેના જીવનમુક્તા!" આમ કહી ઉતારે ચાલ્યો ગયો.

ત્યાં નાહી–ધોઈ વ્યાઘ્રચર્મ પર બેસી દેવીનું આવાહન કરવા લાગ્યો. મધ્યરાત્રિ વિષે દેવી હાજર થઇ કહેવા લાગી. બોલ બોલ મગ્નિરામ શી ઇચ્છા છે? મને કેમ બોલાવી? તું આટલો બધો કેમ ક્રોધાયમાન થયો છે? ત્યારે અશ્રુભીની આંખે

ગળગળે સાદે બોલ્યો–" માજી ! મહા દુઃખ દાવાનળસે જલ જાતા હું. સમુદ્ર તરકે યહ ખાબોચીયામેં મૈં ડુબતા હું. ઓ માત જગદંબે ! જલ્દીસે કામ કર ઔર તેરા યહ દાસકા ત્રાસ હર. નહિતર મેરા ગ્રાસ કરજા; પણ જીત્તા મત રખ." દેવી કહે આવું દુઃખ તને શું આવ્યું ? મગ્નિરામ કહે, યહ ગાંવમેં એક સ્વામિનારાયણ નાંવકા જીવનમુક્તા હય, ઈન્ને મેરા બહુત અપમાન કીયાં હે. ઇસ લીયે તુમ ઉન્કો ઔર ઉસકે સાધુસેવક લોગોંકો નાશ કરદે. તેરેસે યહ કામ ન હો શકે તો મેરા નાશ કર દે.

દેવી જરા કોપાવેશમાં આવી બોલ્યાં "અલ્યા મૂર્ખ મગ્ના ! તું કોણ છે ? કેવા હેતુથી ઘર મૂકી નીકળ્યો છે ? તેનો વિચાર તો કર. નાની વયથી તારે ભગવાન ભેટવાનો વિચાર હતો અને તેથી તેં ઘર છોડી દીધું. તે બધો તારો વિચાર કયાં જતો રહ્યો ? તું વિદ્યા ભણ્યો, મારું આરાધન કર્યું પણ તું તદ્દન કર્તવ્યભ્રષ્ટ થઇ કરવાનું કંઇ હતું અને કરી બેઠો કંઈ ! તારા વિદ્યાગુરુએ પોતાની પુત્રી પરણાવવાને કહ્યું તો પણ તું પરણ્યો નહિ. એ બધો તારો શુદ્ધ વિચાર કયાં જતો રહ્યો ? અને કેવળ પાપ–રસ્તે ચડી પાપરૂપ બની ગયો ! માટે વિચાર કરી પાછો વળ." પછી દેવીએ ખૂબ ખૂબ ઠપકો આપ્યો. ત્યારે મગ્નિરામનું મન કંઇક શાંત થયું; અને બોલ્યો કે–ઓ માત ! તું કહતી હૈ સો સબ બાત સચ્ચી હય. મેં ચરનસે ચોટી પર્યંત પાપરૂપ ચીકલમેં ખુંચપડા હું ઉસમેંસે મેરા ઉદ્ધાર કર. ઔર મેરેકું ભગવાનકા ભેટા હોવે એસી કૃપા કર. દેવીપ્રસન્ન મને, હાસ્ય વદને કહેવાલાગી–મગ્નીરામ, જો તારે ભગવાનને ભેટવા હોય અને મારામાં પ્રેમ અને વિશ્વાસ હોય તો હું કહું તે સાંભળ.

પૃથ્વીના ભાર રૂપ અસુરોનો તથા અધર્મનો નાશ કરવા, અને ધર્મનું તથા ધાર્મિકોનું રક્ષણ કરવા, જેમ વખતોવખત પરમાત્માના અવતારો થયા છે, થાય છે, તેમ જ જીવોને અનંતકાળથી ભવાટવીમાં ભટકાવનારા કામક્રોધાદિક મહાન અજેય અંતઃ–શત્રુઓનો તેમ જ અન્યાય, અનાચાર અને અધર્મનો નાશ કરવા

અને એકાંતિક ધર્મનું સંસ્થાપન કરવા આ હડહડતા કરાળ કળિ-કાળમાં પણ **अक्षरात् परतः परः** આવા સર્વાવિર્ભાવ કારણ ભગવાનશ્રી પુરુષોત્તમ નારાયણ પોતે આજે સ્વામિનારાયણ નામે પ્રગટ થયા છે. તેમનો પ્રભાવસૂર્ય આ ભારત ભૂમિની ચતુઃસીમામાં વ્યાપી રહેલો છે. તેમનાં ઐશ્વર્ય, પરચા અને ચમત્કારોથી કોઈ પણ દેશીવિદેશી અજાણ નથી. તે વિષે મારે કંઇ તને જણાવવું તે તો દીવાથી દિવાકરને દેખાડવા જેવું છે. સ્વામિનારાયણના નામનો પ્રભાવ અતિશય મોટો છે. આ નામ લેનારને ભૂત, પ્રેત, પિશાચ, વીર, પીર, ભૈરવ કે બ્રહ્મરાક્ષસાદિક કોઇ પણ નડી શકતું નથી. અરે! કાળકર્મ કે માયા પણ તેને પરાભવ કરી શકતો નથી. કેટલાક પાતકી જીવને મરતી વખતે યમદૂતો તેડવા આવેલા તે પણ આ સ્વામિનારાયણ નામ સાંભળતાં ત્રાસી નાશી ગયા છે. અરે આવા દાખલા મેં મારી સગી આંખે અને સગા કાને ઘણા જોયા–સાંભળ્યા છે.

આમ દેવીએ તેને બહુબહુ કહ્યું અને કહે મગ્નીરામ તારી સેવાથી હું પ્રસન્ન થઈ છું માટે સત્ય કહું છું કે જેને તું મારવાનું કહે છે તે જ સાક્ષાત્ પરબ્રહ્મ પતિતપાવન. પરમાત્મા પોતે છે. તે ભગવાન ધર્મનું અને ધાર્મિકોનું રક્ષણ કરવા માટે, અધર્મ અને અધર્મીઓનો નાશ કરવા માટે આ કળિકાળમાં સ્વામિનારાયણ નામે પ્રગટ થયા છે. તેમને ભેટ. તારા અનંત પાપોનો પ્રલય કરીને સુખીઓ થા. મગ્નિરામ! દેવદેવીઓ ગમે તેવાં સમર્થ હોય તો પણ આ લોકનાં કે ઈન્દ્રાદિ દેવતા-ઓનાજ સુખ આપી શકે. પણ આત્યંતિક મોક્ષ તો એક ભગવાન જ આપી શકે. માટે તું હવે તેમને શરણે જા. હવેથી તું મંત્રજંત્રનો તથા મલિન વિદ્યામાત્રનો ત્યાગ કરી, ડહાપણનો ડોડ મૂકી નિર્માની થઇ, સુખસાગર ભગવાન સ્વામિનારાયણને ભેટ અને તેમના મહા સમર્થ સાધુ પુરુષોનો સમાગમ કરીને તેમનાં ઐશ્વર્ય પ્રતાપ, બળ, મહિમા અને પરાક્રમને યથાર્થ જાણી તેમની સેવા કર.”

દેવીનું આ કહેવું સાંભળી મગ્નિરામ તો એકદમ હર્ષઘેલો બની દેવીને વારંવાર પ્રણામ કરવા લાગ્યો. "હે દેવી! હે જગજ્જનની! તારી સેવા આજે મને ફળી. આજ કૃતકૃત્ય થયો. તેં મને પ્રગટ પ્રભુનો ભેટો કરાવ્યો. મને ગુરુએ કહ્યું હતું કે, તને દેવી ભગવાનનો ભેટો કરાવશે. તે વચન આજે સત્ય થયું. હે માત! મારી ધારણા તમે પૂરી કરી. હવે તમે સુખેથી પધારો. તમારી સેવામાં મારાથી કંઇ અસેવા થઇ હોય તો તે સર્વે માફ કરજો." આમ કહી વારંવાર પાદવંદન કરવા લાગ્યો. દેવી તેને મસ્તકે સુખદ વરદ હસ્ત મૂકી, આશીર્વાદ આપી અદૃશ્ય થઇ ગઇ.

હવે ક્યારે સવાર પડે અને ભગવાનને ભેટું! આમ વિચાર કરતાં કરતાં તેને તે રાત્રિ મોટા યુગ જેવી થઈ પડી. સવાર થતાં જ મગ્નિરામ ન્હાઈ-ધોઈ પવિત્ર થઈ-સ્વામિનારાયણ! સ્વામિનારાયણ!-એમ ઊંચે સાદે બોલતો બોલતો મહારાજ જ્યાં સભા ભરી બિરાજમાન થયા છે ત્યાં આવી મહારાજને દંડવત્ કરવા લાગ્યો. અને ધ્રૂસકે ને ધ્રૂસકે રડતો રડતો ખોખરે સાદે બોલવા લાગ્યો-"ઓ મહાપ્રભુ! હું મહાપતિત છું. આપ પતિતપાવન છો. હું અધમ છું. આપ અધમોદ્ધારક છો. હું કૃતઘ્ની છું. આપ કૃતજ્ઞ છો. હું માયિક જીવ છું. આપ તો માયાતીત પરબ્રહ્મ સાક્ષાત્ પરમાત્મા છો. હે દીનેશ્વર! હે હૃદયેશ્વર! હે પરમેશ્વર! હું આજથી આપના સુખદચરણને શરણ થયો છું. માટે **માંપાહિ, માંપાહિ.** મારૂં રક્ષણ કરો! હે દીનદયાળ અનન્ત જન્મના શુભ સંસ્કારોદયથી જ મને આપનો સમ્બન્ધ થયો. હે કૃપાળુ! મારા અનાથના નાથ થઇને આપનું "અનાથનાથ" નામ સાર્થક કરો." આમ બોલતો રડતો દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. તેને જોઈને હસ્તે વદને કહ્યું-"હ્યો રાખો, રાખો. મગ્નિરામ! ઓરા આવો." એટલે મગ્નિરામ મહારાજ પાસે આવ્યો કે તુર્ત મહારાજ પલંગ ઉપરથી એકદમ બેઠા થઈ બાથમાં ઘાલી મળ્યા. માથે હાથ મૂકી વાંસો થાબડી, ધન્ય છે ધન્ય છે મગ્નિરામ! તેં અમને ઓળખ્યા?

આડો અવળો આથડીને પણ ભગવાનને ભેટયો ખરો. એમ કહી સાધુની સભામાં બેસાડયો.

મગ્નિરામ કહે, મહારાજ ! મને સાધુ કરો, તો આ સભામાં શોભું. મહારાજ કહે, બેસો બેસો બધાં સારા વાનાં થશે. સભા વિસર્જન થયા પછી મગ્નિરામના અનુયાયીઓ તેને સ્વામિનારાયણનો સેવક થયો જાણી અતિ આશ્ચર્યચકિત થઈ મગ્નિરામને કહેવા લાગ્યા કે, તમે આવા સમર્થ છતાં આ શું કર્યું ? જેને નમાવીને શિષ્ય કરવાના હતા તેની આગળ નમીને તમે જ તેના શિષ્ય થઈ ગયા ?

મગ્નિરામે કહ્યું–"હું વિદ્યા ભણ્યા પછી ઘરબાર છોડી ભગવાન ભેટવા નીકળ્યો હતો, પણ દેવીઉપાસકના સહવાસથી હું દેવીઉપાસક થઇ ગયો; મંત્ર જંત્ર, કામણ ટુમણથી લોકોને ઠગનારા કામના કીડારૂપ છતાં ઉપરથી સિદ્ધપણાના અભિમાનવાળા અસત્ પુરૂષોના સંગ–સહવાસથી હું પણ એવો અસત્પુરુષ અને પાખંડી બની ગયો. પણ મારા અનંત જન્મોના શુભસંસ્કારોદયથી અને જગદંબા દેવીના સેવાપ્રભાવથી મને અહીં પ્રત્યક્ષ ભગવાનનો ભેટો થયો. દેવીએ જ મને આ ભગવાનને ઓળખાવ્યા. માટે તમે પણ જો મને ગુરૂ માનતા હો અને મારામાં કાંઈક વિશ્વાસ હોય તો આ સ્વામિનારાયણ પોતે ભગવાન છે; તેનો તમે પણ આશ્રય કરો, અને પાપથી મુક્ત બનો.

આવું મગ્નિરામનું બોલવું સાંભળી તરત જ હાથે પહેરેલાં તાંબા લોઢાનાં કડાં તથા બાંધેલા દોરા વગેરે કાઢી ફેંકી દીધાં. કંઠમાંની રૂદ્રાક્ષની, કમળકાંકડીની, અને ચણોઠીઓ વગેરેની જે માળાઓ હતી તે સર્વે કાઢી ફેંકી દીધી. તરત જ મહારાજને પ્રણામ કરવા મંડી પડયા. "હે સ્વામિનારાયણ ! આજથી અમે તમારા શરણે છીએ. આમ દૈવી હતા તે મગ્નિરામની સાથે રહી ગયા. આસુરી હતા તે સર્વે ત્યાંથી પાછા પોતાના દ્રાવિડ દેશ તરફ ચાલી નીકળ્યા.

થોડા દિવસ પછી મગ્નિરામે મહારજને સાધુ થવાનું કહ્યું, ત્યારે મહારાજે મુક્તાનંદસ્વામી, ગોપાળાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી વગેરે મોટા મોટા સંતોને બોલાવી પૂછ્યું–આને સાધુ કરીશું? ત્યારે કહે મહારાજ! ઊભા રહો, ઉતાવળ કરવાનું કામ નથી. કદાચ આને ચટકીનો વૈરાગ્ય હશે તો! માટે પરીક્ષા લઈને સુખેથી સાધુ કરો. મહારાજ કહે, ઠીક, એમ રાખો.

## મગ્નિરામની પરીક્ષા

એક દિવસ મહારાજે મગ્નિરામની પરીક્ષા લેવા માટે તેને સાધુની ધર્મશાળામાં આસન રાખવાનું કહ્યું. સાધુઓને પણ એના નિર્માનીપણાની પરીક્ષા લેવાનું કહ્યું. એટલે મગ્નિરામ બેઠો હતો ત્યાં કોઇ સાધુ આવીને કહે–અલ્યા! ઊઠ. અહીં તો મારે બેસવાનું છે. એટલે ત્યાંથી ઊઠી બીજે ઠેકાણે બેસે, ત્યાં તો બીજો સાધુ આવી ઉઠાડી મૂકે. એમ રોજ રોજ થયા કરે, અને સૌ તેને તિરસ્કારની દૃષ્ટિએ જુએ. પણ મગ્નિરામને તેથી જરા ક્રોધની ચટકી ચઢતી નહિ. એક દિવસ બેઠેલો ત્યારે એક સાધુએ આવી પગનું ઠેબું મારી પાડી દીધો. અલ્યા, અહીં બેસે છે તે તને ભાન નથી? અહીં તો હું બેસું છું. પેલો હાથ જોડી, હા બાપજી! મારી ભૂલ થઇ. લ્યો આપ બેસો. હું બીજે જાઉં છું. એમ એ બેસતો જાય અને બીજા ઉઠાડતા જાય. છેવટે જ્યાં સાધુના જોડા હતા ત્યાં જઇને બેઠો.

પછી મુક્તાનંદસ્વામીએ મહારાજને કહ્યું–"મહારાજ! આ નિર્માની તો થયો. પણ એ જટા ઉતારશે? તે પૂછો?" મહારાજે તેને દૂર જોડામાં બેઠેલો જોઈ બોલાવી પૂછ્યું; કેમ ત્યાં બેઠા છો? ત્યારે કહે–મહારાજ! હું સાધુના જોડામાં બેસીસ ત્યારે જ શુદ્ધ થઇશ. મહારાજ કહે સાધુ થવું છે? થવું હોય તો ઉઠો, આ સાધુઓના જોડાઓનું પોટલું બાંધી આ સભાને પાંચ પ્રદક્ષિણા કરો. આ તમારી માથાની જટા ઉતારી તેને સાધુના સ્નાન કરવા જવા–આવવાના રસ્તામાં બહાર ફેંકી દો. તો અમે

તમને ખરા નિર્માની થયા જાણીએ. પછી તેણે તેમ કર્યું. જ્યારે જોડાનું પોટલું બાંધી માથે લીધું ત્યારે તેની જમાતના કોઇકે કહ્યું, મગ્નિરામ! બ્રાહ્મણ થઇને આ જોડા ઉપાડવાનું કામ થાય કે? ત્યારે કહે, હરિશ્ચંદ્રરાજાએ વિશ્વામિત્રના વચનથી શ્વપચને ઘેર વેચાઇને તેનું બધુંય કામ કર્યું. તો પછી આતો અસંખ્ય વિશ્વામિત્ર જેવાના ઇષ્ટ ઉપાસ્ય! સાક્ષાત પરમાત્મા! તો એમનાં વચને કરી જોડા ઉપાડીને ફરવું એ કામ કેમ ન થાય?

આ બધું જોઈ તેને શુદ્ધ ખરા ખપવાળો અને નિર્માની જાણીને મહારાજે સાધુ કર્યો, અને સભામાં કહ્યું કે, આ મહા પાપી અને જગતના પ્રભુ જેવો છતાં કોઇથી ન બને તેવું કામ આણે કર્યું. માટે આજથી આનું નામ અદ્વૈતાનંદ છે. આમ નામ પાડયું. પણ ઘણા ખરા તેમને અદ્વૈતાનંદસ્વામી ન કહેતાં દેવીવાળા મગ્નિરામસ્વામી કહેતા. આમ પૂર્વનો મહાન શુભ સંસ્કારી પરમાત્માને ભેટવાની ઇચ્છાવાળો છતાં નઠારા સંગથી એકદમ નઠારો થઇ ગયો.

વાચક! સંગ શું નથી કરતો? ગમે તેવો ધ્યાની, ભજની કે મોટો ભક્ત હોય તો પણ પાપીના સંગથી પાપાચારી બની જાય; અને પોતાનું ધર્મભાન, કર્તવ્યભાન, પોતાની જાતિનુંભાન ભૂલી નીચ બની જાય છે. માટે દરેક શ્રેયેચ્છુએ નઠારાના સંગથી હંમેશાં દૂર રહેવું.

ભીષ્મપિતા મહાન્ શાસ્ત્રવેત્તા, સત્યવક્તા અને ધર્મની મૂર્તિસમા હતા. છતાં ભગવાનના વિરોધી દુર્યોધનાદિક ક્રૂર કોરવોના સંગથી તથા તેમના અન્નોદકના આહારથી ધર્મ અને કર્તવ્યના ભાનસાન વિનાના થઈ ગયા. તેમણે પ્રાણપતિ પરમાત્મા કૃષ્ણચંદ્ર ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો હતો. તેજ ભીષ્મપિતા બાણશય્યામાં સૂતા સૂતા શાન્તિધર્મનું વર્ણન કરતાં બોલ્યા કે, જે સભામાં અધર્મ થતો હોય ત્યાં સભાસદોએ પોતામાં શક્તિ હોય તો તેને અટકાવવો, શક્તિ ન હોય તો સભાનો ત્યાગ કરી ચાલી

નીકળવું. તેમ પણ ન બને તો આંખો મીંચી કાનમાં આંગળીઓ નાખી મૌનપણે બેસી રહેવું.

આમ બોલે છે ત્યાં તો સતી દ્રૌપદીજી મંદમંદ હસતાં બોલી ઉઠયાં. દાદા ! આપ બોલો છો તે પ્રમાણે વર્ત્યા છો ? દુષ્ટ દુર્યોધને મારી લજ્જા લેવાનો અને પોતાની સાથળ ઉપર બેસાડવાનો અધમ ઉદ્યમ કર્યો, ત્યારે તમે એ અધર્મને કેમ અટકાવ્યો નહિ ? તથા ત્યાંથી ઉઠી કેમ નીકળ્યા નહિ ? વળી દુષ્ટ દુઃશાસન મને વનિતા વિશ્રામમાંથી પકડીને મારતો, ઝુડતો, ઢસડતો સભામાં લાવ્યો, ત્યાં નગ્ન કરવા લાગ્યો. તે વખતે મારા પાંચ પ્રાણપતિઓ મૂર્છિત થઈ પડયા હતા. મારો કોઇપણ રક્ષક ન હતો. તે વખતે મેં સભામાં આપના નામને તથા દ્રોણાચાર્ય, કૃપાચાર્યએ આદિક મહારથીઓના નામને પોકારી, પોકારી 'બચાવો, બચાવો'ની બૂમો પાડી હતી. છતાં તે સભામા તમે મૌનપણે કેમ બેસી રહ્યા હતા ? કેમ આંખો ફાડી જોઇ રહ્યા હતા ? કેમ કાનમાં આંગળીઓ નાખી નહોતી ? ત્યારે ભીષ્મપિતા બોલ્યા; હે સતિ, તે વખતે પાપી કૃતઘ્ની દુર્મતિ દુર્યોધનનું અન્નોદક મારા ઉદરમાં પડયું હતું. તેથી મને તે વખતે ધર્મનું ભાન રહ્યું ન હતું. આજ છપ્પન દિવસથી અન્નોદકનો ત્યાગ કરી આ બાણ શય્યામાં પડયો છું તેથી દુરાચારી દુર્યોધનના અન્નનો વિકાર અને તેનો સંગ તદ્દન નિવૃત્ત થઈ ગયો છે. તેથી અત્યારે સદ્‌બુદ્ધિ થઇ છે. જેથી આમ બોલું છું.

હે સતિ ! જેવું અન્નોદક લેવાય તથા જેવો સંગ કરાય તેવું જ અંતઃકરણ થાય છે; અને ક્રિયા પણ તેવીજ કરાય છે. માટે સુસંસ્કારી પુરુષો કહે છે કે–

**ભલો ભલો પાવકમાં પ્રવેશ, ભલો ભલો સર્પ તણોજ ડંશ;**
**શત્રુ કરે નાશ કદાપિ અંગ, તથાપિ સૌથી ભુંડો કુસંગ.**

અગ્નિમાં પડી બળી મરવું સારૂં, સર્પના દંશથી મરવું સારૂં શત્રુ કદાપિ નાશ કરે તો પણ સારૂ. પણ કુસંગીનો સંગ કરવો એ

સારૂ નથી. કેમકે તેવાઓનાં સંગથી તો અનંતવાર મરવું, અવતરવું અને ભવાટવીમાં ભટકવું પડે છે. માટે કયારેય પણ કુસંગ કરવો નહિ.

દીનાનાથ ભટ્ટજી ભગવાન સ્વામિનારાયણ પાસે નિરંતર કથા કરતા. તેમને અઢાર હજાર શ્લોકનું ભાગવત્ પુરાણ આખુંયે કંઠે હતું. ઘણેખરે ભાગે તેમના ભેળા જ રહેતા; પણ નિર્વિકલ્પાનંદ નામના મિથ્યાભિમાની સાધુનો સંગ થયો તો વિમુખ થઈ ગયા; એટલે તેમની પાસે આવતા બંધ થઈ ગયા. ભગવાન સ્વામિનારાયણે તેમને બોલાવ્યા, પણ એ પાસે આવ્યા નહિ. તેમ કોઇના સમજાવ્યા સમજ્યા પણ નહિ.

વાચક ! જો ! કુસંગનો કેવો પ્રભાવ છે. માટે તું હંમેશાં કુસંગને ઓળખી રાખજે.

## ચમત્કાર ત્યાં નમસ્કાર

જ્યારે એમની મોટી દીકરીને બ્રહ્મરાક્ષસ વળગ્યો ત્યારે પોતે ઘણા ઘણા દેવદેવીઓનાં પાઠ-પૂજન કર્યાં, કેટલાક પૂજ, પીર અને ભૂવાના દોરા ધાગા બાંધ્યા, બાધાઓ રાખી એમ ઘણા ઘણા ઉપાયો કર્યા, પણ બ્રહ્મરાક્ષસ ગયો નહિ. છેવટે છોડી મરવાની અણી પર આવી ત્યારે કેટલાક સત્સંગીઓએ કહ્યું, ભટ્ટજી ! છોડીને જીવતી રાખવી હોય તો વિદ્યાનું અને બુદ્ધિનું બળ મૂકી દઇ, નિર્માની થઈ મહારાજ પાસે જાઓ તો બ્રહ્મરાક્ષસ જશે. નહિ તો જરૂર છોડી મરી જશે. ત્યારે તે મહારાજ પાસે આવ્યા.

મહારાજે તેમને જોઇને સત્કાર કરી સભામાં બેસાડયા અને કુશળતા પૂછી. ભટ્ટજી કહે-કૃપાનાથ ! આ છોડીને બ્રહ્મરાક્ષસ વળગ્યો છે. તે કોઈ ઉપાયે જતો નથી. મહારાજ કહે- તમે આવા સમર્થ વિપ્ર છતાં તમારાથી ન ગયો તો તમે અમને તો પાખંડી અને હિન્દુસ્થાનમાંથી રખડતા રખડતા આવી ભગવાન થઇ બેઠેલા. કહો છો તો અમારાથી કેમ જાય ? ભટ્ટજી કહે, બાપજી ! ચામડાની જીભ, વળી નિર્વિકલ્પાનંદનો સંગ થયો તેથી ગમે તેમ બોલ્યો

હોઇશ; પણ આપ તો ભગવાન, તેથી અપરાધ માફ કરો અને આ દીકરીના શરીરમાંથી બ્રહ્મરાક્ષસ કાઢો. મહારાજ કહે, અમો કાઢીએ તો ભગવાન ખરા કે નહિ? તમે પાછા આ સત્સંગમાં આવો કે નહિ? ભટ્ટજી કહે, બાપજી તમે ભગવાન, ભગવાન, સો વાર ભગવાન; પણ આનો બ્રહ્મરાક્ષસ કાઢો. હું આપનો તેમ આ સત્સંગનો ક્યારેય પણ ત્યાગ નહિ કરૂં. આમ કહ્યું કે તરતજ મહારાજે ચપટી વગાડી. ભાગી જા, ભાગી જા, એમ બોલ્યા કે તરત જ તેમાંથી બ્રહ્મરાક્ષસ નીકળી ગયો. આથી તરતજ ભટ્ટજીને ભગવાનપણાનો નિશ્ચય થઈ ગયો.

વાચક! આવા પ્રખર વિદ્વાન છતાં પણ સંગે કરી પડી ગયા તો અલ્પજ્ઞને સંગ લાગે તેમાં શું કહેવું? માટે હંમેશાં સારાનો સંગ કરવો પણ બુરાનો સંગ તો સ્વપ્ને પણ કરવો નહિ.

## પશુને પણ સંગની અસર

કારીઆણી ગામના વસ્તાખાચરે શ્રીજીને કહ્યું. મારી ઘોડીને કાંણા વછેરા આવે છે તેનું શું કારણ? ત્યારે કહે; તમારી ઘોડીને ચાકરી કરનારા પર હેત છે અને તે આંખે કાંણો છે; તેથી તેને કાંણા વછેરા આવે છે. માટે જો તેને કાઢી મૂકો અને બીજો માણસ રાખો તો સારા વછેરા આવે. આથી તેમણે ચાકરને કાઢી મૂકયો. એટલે કાંણા વછેરા આવતા બંધ થઇ ગયા. આમ સર્વત્ર સંગનું પ્રાબલ્ય છે. માટે ક્યારેય નરસાનો સંગ ન કરતાં સારાનો જ સંગ કરવો.

## સંગે કરીને બ્રાહ્મણ ચોરી કરતાં શીખી ગયો

એક વિદ્વાન પવિત્ર અને જ્યોતિષ શાસ્ત્રનો પ્રખર જ્ઞાની વિપ્ર હતો. જેને જેનું મુહૂર્ત જોઇ આપે તેને તેનું સિદ્ધ થતું. આથી ઘણાક લોકો તેને ત્યાં સુખદુઃખનું, રોગ વધવા–ઘટવાનું વેપારમાં લાભાલાભનું–વગેરે જોવરાવવા આવતા. તે જેને જ્યોતિષ જોઈ આપતો તેને તે પ્રમાણે થતું. આથી લોકોમાં તેની

પ્રસિદ્ધિ થવાથી બહારગામથી પણ ઘણાક લોકો મુહૂર્ત જોવરાવવા આવવા લાગ્યા.

ચોર લોકો પણ ચોરી કરવા જવાનું મુહૂર્ત જોવરાવવા આવવા લાગ્યા. પ્રથમ તો તેમને તમે કેવા છો? શું જોવરાવવું છે? તેમ પૂછે. ત્યારે તેઓ કહે–બાપજી! ગોર મહારાજ! અમે તમારી આગળ ખોટું નહિ બોલીએ. અમે કોળી છીએ, અને અમારો ધંધો લૂંટફાટનો છે. તેથી અમે અમારા ધંધે જવાનું મુહૂર્ત જોવરાવવા આવ્યા છીએ. ત્યારે બ્રાહ્મણે ગુસ્સે થઈ કહ્યું. અરરર તમો આવો પાપરૂપ ધંધો કરો છો! તમો હાલ આવું દુઃખ ભોગવો છો, તોય પાપનાં પોટલાં બાંધો છો? તો પરભવે તમારૂં શું થશે? હું તમને મુહૂર્ત જોઇને મારી વિદ્યાનો દુરુપયોગ કરી પાપમાં પડવા માગતો નથી. આમ કહેતો. એટલે પેલા લોકો રૂપિયાની મૂઠી ભરી આગળ ધરી દે. પછી કહે, અરે બાપજી! ગોરભા! તમારા ભણતરનો લાભ સૌને મળે. તો પછી અમને કેમ ન મળે? "જે કરે તે ભોગવે, વાવે તે લણે." અમે કરશું તે અમે ભોગવશું. એમાં તમને શું? બાપજી! તમારે તો સૌમાં સરખો ભાવ રાખવો. તેમાં વળી એક જણો ધીમેથી કહે, "બાપજી! અમારી પાસેથી મળશે એવું બીજા પાસેથી નહિ મળે." લ્યો બાપજી. એમ કહી ખીસ્સામાંથી બીજી મૂઠી રૂપિયાની ભરી આગળ મૂકી. ત્યારે પૈસા દેખી લલચાયો. અને મુહૂર્ત જોઇ દેવા મંડયો. જેમ જેમ ચોરો ફાવતા જાય તેમ તેમ વધારે વધારે રૂપિયાની બ્રાહ્મણને ભેટો કરતા જાય. પછી તો બ્રાહ્મણે ના પાડવાનું મૂકી જ દીધું.

જેમ જેમ ચોરનો સહવાસ વધારે વધારે થતો ગયો અને હરામના પૈસા લેતો ગયો, તેમ તેમ બુદ્ધિ બગડતી ગઈ. પછી પોતે તેઓની પાસે ચોથો ભાગ લેવા મંડયો. કયારેક અર્ધો ભાગ પણ લેવા મંડયો. પછી એક વખત બ્રાહ્મણને જ ખુદ વિચાર થયો કે, આ લોકોને હું મુહૂર્ત જોઈ આપું છું તો સલામત રહે છે; અને પુષ્કળ ધન લાવે છે. તો પછી હુંજ મુહૂર્ત જોઇને ચોરી

કરવા કાં ન જાઉં ? મારી વિદ્યાનો હું કાં ઉપયોગ ના કરૂં ? આમ ધારી પોતે એકવાર ચોરી કરવાનું મુહૂર્ત જોઇને પોતે એકલો ચોરી કરવા નીકળી પડયો.

પોતે મૂળ સંસ્કારી તેથી વિચાર થયો કે, ગરીબગરબાની કે મોટા કુટુમ્બવાળાની ચોરી કરવાથી તેઓ દુઃખીયા થઇ જાય ને શાપ આપે. માટે રાજાની ચોરી કરવી; જેથી મુલકનો બાદશાહ તેથી તેને જણાશે નહિ ને આપણું કામ થશે. આમ ધારી રાજાને મહેલે ગયો. તો ત્યાં રાજા સુખશય્યામાં સૂતો સૂતો દેવ ભાષામાં પોતાની સમૃદ્ધિનું વર્ણન કરવા લાગેલો કે—

**चेतोहरा युवतयः स्वजनोऽनुकूलः सद्बान्धवाः प्रणति-नम्रगिरश्च भृत्या गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरङ्गाः**

ગમે તેવાઓના મનનું આકર્ષણ કરી લે એવી મારે સ્ત્રીઓ છે. સમ્બન્ધીઓ મારી આજ્ઞામાં તનમનથી યથાર્થપણે વર્તનારા છે. ભાઇઓ તો કિંકરની પેઠે હાથ જોડી–'હાજર, જી; હજુર.' આવા શબ્દો વિનયથી બોલી રહ્યા છે. હાથીઓના તથા ઘોડાઓના શબ્દોથી ગજશાળાઓ તથા અશ્વશાળાઓ ગાજી રહેલી છે. અહોહો મારા સુખનો પાર નથી. આમ ત્રણ પદ બોલી ચોથું પદ બનાવવા એકવાર, બીજીવાર બોલી ત્રીજીવાર બોલવા જાય છે ત્યાં તો પેલો ચોર વિપ્ર પોતાની વિદ્યાના અંકુરો સ્ફુરી આવવાથી પોતાનું કર્તવ્યભાન ભૂલી એકદમ બોલી ઉઠયો– **सम्मीलने नयनयोर्नहि किंचिदस्ति** હે રાજન્ ! જેનું તું વર્ણન કરે છે તેમાંનું કોઇપણ તારી આંખ વિંચાયે કામ આવવાનું નથી. આમ બોલી ચોથું પદ પૂર્ણ કરી આપ્યું. આ સાંભળી રાજા એકદમ ચમકી ઉઠયો. અંગરક્ષક હજુરીઓ પણ ખમા ખમા કહેતા એકદમ ઊભા થઈ ગયા. ત્યાં તો બ્રાહ્મણને કંઈક ભાન આવ્યું. એકદમ ખિન્ન થઇ ગયો. જરૂર હવે તો મોત આવ્યું. આમ ધારી રાજા પાસે હાથ જોડી ઉભો રહ્યો. રાજા કહે—

**कस्त्वं विदग्धः कविषु प्रवीणः किमर्थमीतो जनराजसद्मनि तमःप्रविष्टे निशिथेषु विद्वन् भट्टैस्तु गुप्तेऽतिदुरासदेऽस्मिन्**

અરે મહાન વિદ્વાન, કવિઓમાં ઉત્તમ કવિ જેવો તું કોણ છે? આ અંધકારમય મધ્યરાત્રિના સમયે શસ્ત્રાસ્ત્રધારી યોદ્ધાઓથી રક્ષાએલા આ મારા અંતઃપુરમાં તું ક્યાંથી અને કેમ આવ્યો?

द्विजाग्रजन्मा कविषु प्रवीणो वेदांगविद्वेदपुरातनं च ।
धनार्थमाप्तः कृपणो दरिद्रश्चोरप्रसंगादपि चोरभूतः ॥

હે રાજન્! હું બ્રાહ્મણ વિદ્વાન અને શીઘ્ર કવિ છું. પણ નિર્ધન હોવાથી અને ચોર લોકોના સંગ–સહવાસથી ચોરરૂપ થઇ ગયેલો હું તે અહીં ચોરી કરવા આવ્યો છું. રાજા કહે–તું વેદ-શાસ્ત્રનો ભણેલો મહાન વિદ્વાન અને શીઘ્ર કવિ છતાં તારી કેવી સ્થિતિ? જે તું આટલે બધે દુઃખનો કે મરણનો વિચાર કર્યા વગર ચોરી કરવા આવ્યો? બ્રાહ્મણ કહે–હે ભૂપાલ મેં મારી સાચેસાચી હકીકત કીધી. હવે શિક્ષા કરવી તેમાં તમે સ્વતંત્ર છો. રાજા કહે–તું સત્ય બોલ્યો માટે તને અભયદાન આપું છું; પણ હવે તારા ઘરની સ્થિતિ કેવી છે તે દેવભાષામાં બોલ એટલે વિપ્ર બોલ્યો.

मद्गेहे मषकीव मूषकवधूर्मूषीवमार्जारिका ।
मार्जारीव शुनी शुनीव गृहिणी पुत्रा यथा वायसाः ॥
नान्नं खादति चक्रिकापि दिवसे चर्करिति चांद्रायणं ।
चुल्ली चानलसंगमं न कुरुते भीमस्य पुत्री यथा ॥

હે રાજન્! મારા ઘરની સમૃદ્ધિ અને સ્થિતિ હું શું કહું? મારા ઘરમાં એક ઉંદરડી રહે છે. તેને અન્નનો એક કણ નહિ મળવાથી માખી જેવી કૃષ થઇ ગઈ છે. ઘરની બિલાડી બાપડી ઉંદરડી જેવી કૃષ થઇ ગઈ છે. ફળીઆમાં એક કૂતરી રહે છે તે બાપડી બિલાડી જેવી કૃષ થઇ ગઈ છે. છોકરાંઓ ઘેર આવું છું ત્યારે બાપા! શું ખાવાનું લાવ્યા? કહી કાગડાની પેઠે કાગારોળ કરી વીંટળાઇ વળે છે. વધારે શું કહું? મારા ઘરની ઘંટી તો

ચાંદ્રાયણવ્રત કર્યા કરે છે. એટલે કોઇક દહાડો જ એને બશેર પીસવાનું મળે છે. અને ચૂલો તો જેમ ભીમક રાજાની પુત્રી દમયંતી અનલનો એટલે 'નળ' વિના બીજા માણસનો સંગ કરતી ન હતી તેમ કોઈ વખત અનલનો (અગ્નિનો) સંગ કરતો નથી. વળી હે રાજન્!

पीठाःकच्छपवत्तरन्ति सलिले संमार्जनी मीनवत् ।
दर्वी सर्पविचेष्टितानि कुरुते संत्रासयन्ति शिशून् ॥
शूर्पार्धावृतमस्तका च गृहिणी भीत्तिःप्रपातोन्मुखी ।
राजन् पूर्णसरोवरेण सदृशं जातं मदीयं गृहम् ॥

વર્ષાઋતુમાં તો મારા ઘરનું છાપરૂં જીર્ણ થવાને લીધે પાણી ભરાતાં સરોવર જેવું શોભે છે! તેમાં લાકડાના પાટલા કાચબાની માફક તરે છે. ઘરની સાવરણી માંછલા જેવી દેખાય છે. લાકડાનો તાવીથો સર્પ જેવો દેખાવાથી છોકરાં, સ્ત્રી બ્હી મરે છે. વળી ઘરની ભીંત પડવાની ધાસ્તીથી સ્ત્રી વરસાદની ધારાને ઝીલવા સુપડું હાથમાં લઈ આમ તેમ હડીઉં કર્યા કરે છે. હે રાજન્, મારા ઘરની આ સ્થિતિ છે.

આમ જ્યાં દુઃખદ સ્થિતિનું વર્ણન સાંભળ્યું ત્યાં રાજાનું હ્રદય એકદમ પીગળી ગયું. અને બોલ્યો, હે વિપ્ર ? આપ વિદ્વાન છો તો કયાંઈક પરદેશ જતા હો તો ? ત્યારે બ્રાહ્મણ કહે:—

यद्धात्रा निजभालपट्टलिखितं स्तोकं महद्वा धनं ।
तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो नाधिकम् ॥
तद्धीरो भववित्तवत्सुकृपणां वृत्तिं वृथा मा कृथाः ।
कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं जलम् ॥

હે રાજન્! દેશમાં રહો કે વિદેશ જાઓ પણ, દૈવે પ્રારબ્ધમાં જે નિર્માણ કર્યું હોય છે તેટલું જ ધન મળે છે. તે સિવાય ગમે તેટલા ધોડા કરો કે સુવર્ણના મેરૂ પાસે જાઓ પણ વધારે મળતું જ નથી. ઘડાને કૂવે લઇને જાઓ કે સમુદ્રમાં લઈ

જાઓ પણ સરખું જ પાણી આવે છે. માટે બધું પ્રારબ્ધ પ્રમાણે જ થાય છે. એમાં પરદેશ જઇ શું કરવું ?

વળી:—

**दैवं फलति सर्वत्र न विद्या न च पौरुषम् ।**
**समुद्रमथनाल्लेभे हरिर्लक्ष्मीं हरो विषम् ॥**

રાજન્! સર્વત્ર ભાગ્ય જ ફળે છે. વિદ્યા કે પુરુષાર્થ ફળતાં નથી. વિષ્ણુ અને શંકર એ બન્નેએ મળીને સમુદ્રમન્થન કર્યું હતું છતાં પણ વિષ્ણુને લક્ષ્મી મળી અને શંકરને ઝેર મળ્યું. જુઓ પત્થર તો બધાય સરખા છે. પણ એક દેવ-પ્રતિમારૂપે થઇને પૂજાય છે ત્યારે બીજા ખડકા રૂપે થઈને ધોબીઓથી કપડાં ધોવાય છે. માટે.

**यद्धात्रा निजभालपट्टलिखितं तन्मार्जितुं कः क्षमः**

હે રાજન્! દૈવે જે ભાલમાં સુખદુ:ખ કે ધન સંબંધી લેખ લખ્યો છે તેને ઉલ્લંઘન કરવાને કોઈપણ સમર્થ નથી. માટે પરદેશમાં જઇને શું કરવું?

રાજા કહે, 'હે વિપ્ર! તું મોટો જ્ઞાની છતાં આવા નીચ ધંધે કેમ ચડી ગયો છે?' વિપ્ર કહે, 'બધું જાણું છું; પણ સંગદોષથી એ બધું થઈ ગયું છે. જ્યારે નઠારાનો સંગ થાય ત્યારે મતિમાં પણ ફેર પડી જાય છે.'

રાજા આ બ્રાહ્મણની તથા તેના ઘરની સ્થિતિ જાણીને એકદમ દયાર્દ્ર થઇ બોલ્યો–'હે વિપ્ર! માગ માગ! તારે કેટલું ધન જોઇએ છે? આ શબ્દ સાંભળતાં જ હર્ષઘેલો થઇ ગયેલો વિપ્ર બોલ્યો, બાપજી! હું ગળા સુધી દટાઉં એટલું ધન આપો. રાજાએ તેટલું ધન આપવા દિવાનને કહ્યું, પણ દિવાન વાણિયો, કાણિયો લક્ષણનો પૂરો અને ઉદારતાનો અધૂરો હતો; તેથી તેણે તેના માણસોને કહ્યું કે, આ બ્રાહ્મણ ચોરી કરવા આવેલો તે સખત શિક્ષાને લાયક છે; છતાં આટલું ધન લઇ જાય તે ઠીક ન કહેવાય;

પણ આપણે રાજાના હુકમને માન આપવું જોઇએ. માટે તમો આ બ્રાહ્મણને ઊભો રાખી તેના ફરતે રૂપિયાની થોકડીઓ ચઢાવો અને તેના ગળે અડકે કે બન્ધ કરી દ્યો. તેને હાલવા ન દેવો. આમ કહ્યું. ત્યારે વિપ્ર કહે, નહિ હાલું. પણ દિવાનનું કપટ અને કંજુસાઈ જાણી તેણે યુક્તિ કરી. રૂપિયાની થોકડીઓ જ્યાં ખભા જેટલે આવી કે તરત જ તેણે પડખું ફેરવી પાછું જોયું. આથી રૂપિયાની થોકડીઓ પડી ગઈ અને રૂપિયા પગની ઘુંટી સુધી થયા. ત્યારે દિવાનનાં માણસોએ કહ્યું–હં, હં, મહારાજ! આ શું કર્યું? રાજા પણ ખડખડાટ સાંભળી ત્યાં આવ્યો અને આમ થવાનું કારણ પૂછતાં તે બોલ્યોઃ—

**यो गंगामतरत्तथैव यमुनां यो नर्मदां शर्मदां ।**
**कावेरींसरयूं महेन्द्रतनयां यश्चार्णवांस्तीर्णवान् ॥**
**सोऽस्माकं चिरमाश्रितोऽयमधुना दारिद्र्यनामासखा ।**
**त्वद्दानाम्बुसरित्प्रवाहलहरौ मग्नोऽत्र संभाव्यते ॥**

હે રાજન્! દારિદ્ર નામનો મારો એક મિત્ર મારી પાછળ પડયો છે. તેનાથી છૂટવા હું દેશ છોડી પરદેશ ગયો. ગંગા, યમુના અને નર્મદાદિક મહા નદીઓને તથા સાગરને પણ ઓળંગી ઘણે દૂર રખડયો, પણ દારિદ્રે મારો કેડો મૂકયો નહિ.

હે રાજન્! આજ તારા દાનરૂપી નદીમાં એ મારો મિત્ર બૂડી ગયો, કે નહિ એ જોવા મેં પડખું ફેરવ્યું. ખરેખર, **"જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ"** રાજા તથા દિવાન જાણી ગયા કે વિપ્ર લોભે ગયો. 'ખેર' હવે રૂપિયાના ટોપલે ટોપલા લાવી તેની ફરતે ઢગલા કરી તેને દાટી દ્યો. આમ જ્યારે તે ગળા સુધી દટાયો ત્યારે બોલ્યો. હવે બંધ કરો. પછી નોકરોએ તેને રૂપિયામાંથી બહાર ખેંચી કાઢી રૂપિયા તેને ત્યાં પહોંચતા કર્યા.

રાજા કહે, 'કેમ મહારાજ! રાજી થયાને? હવે કોઇ પણ દિવસ ચોરીનું કામ કરશો? હજુય કાંઇ ઇચ્છા હોય તો બોલો.' આથી તે બોલ્યો–બાપજી! દારિદ્ર તો ગયું. હવે કાંઇ ઇચ્છા

નથી; પણ છોકરાને છાશ પાણી માટે એક ભેંસ આપો તો ઠીક. ત્યારે રાજાએ તે પણ આપવા કહ્યું. દિવાને જાણ્યું કે, આ તો ખરો ચોર મળ્યો! આટઆટલું ધન આપતાં હજી ભેંસ માગે છે. તેણે એક ઘરડી ભેંસ માંડ માંડ ચાલે એવી આપવા ચાકરોને સાન કરી. ત્યારે ચાકરોએ વસ્ત્ર ઓઢાડી ફૂલના હાર પહેરાવી બ્રાહ્મણને દાનમાં આપી.

હવે વિપ્ર ઘણો યુક્તિબાજ. તેથી તે શણગારેલી ભેંસને દોરીને કચેરી પાસે થઇ નીકળ્યો. રાજાની નજર પડી કે વિપ્રે રાજાને સલામ ભરી અને કહ્યુ; કૃપાનાથ! હું જાઉં છું. રાજા નજીક આવ્યો, એટલે વિપ્રે ભેંસના કાનમાં માથું રાખી ઝીણો નખ માર્યો. એટલે ભેંસે માથું હલાવ્યું; અને પોતે પણ માથું હલાવવા લાગ્યો. આથી રાજા કહે, બોલો. આ શું કર્યું? તો કહે, રાજન્! આ ભેંસને મેં પૂછ્યું કે તું કેટલા વેતરની છે તથા કેટલાં વેતર કરીશ. કેટલું દૂધ આપીશ? તો તેણે મને ઠપકો દેવા માંડયો.

मे भर्ता महिषासुरः कृतयुगे देव्या भवान्या हतः ।
तत्संगेन शुभं चतुर्मुखशतं दृष्टं विनष्टं मया ॥
दन्ताः संपतिताः कुचा विगलिता दृष्टिश्च नाशं गता ।
वृद्धायां मयि गर्भसंभवविधिं पृच्छन्न किं लज्जसे ? ॥

હે વિપ્ર! મારો સ્વામી મહિષાસુર નામે હતો. તેને દેવીએ સતયુગમાં જ્યારથી માર્યો છે, ત્યારથી હું વિધવા થઇ છું. હે વિપ્ર! મારા દેખતાં સો બ્રહ્મા થઈ ગયા. શરીર જીર્ણ અને કરચોલીવાળું થઇ ગયું. આંખે ઝાંખ થઈ. આવી વૃદ્ધ થએલી હું, તેને તું વિયાવાનું અને દૂધ આપવાનું પૂછે છે, તે કંઈ શરમ નથી આવતી? આવું સાંભળી રાજા દિવાન પર ખૂબ ગુસ્સે થઈ એક સારી ભેંસ આપવા આજ્ઞા કરી. બ્રાહ્મણ તે સારી ભેંસ લઇ કચેરી આગળ થઇ નીકળ્યો.

## સંતોષ એ જ બ્રાહ્મણનો ધર્મ છે

રાજાએ પાછું ફરી પરીક્ષાની ખાતર બ્રાહ્મણને પૂછયું: મહારાજ પ્રસન્ન થયા ને? હજી ઇચ્છા હોય તો બોલજો. મારા જેવો દેનારો અને તમારા જેવો લેનારો કોઇ નહિ મળે. ત્યારે વિપ્ર વ્હીલે મોંએ ધીમે સ્વરે બોલ્યો. 'ના કૃપાનાથ! કંઇ જોઇએ નહિ.' રાજા કહે કેમ ઢીલું બોલો છો? કાંઇ ઇચ્છા હોય તો બોલો. વિપ્ર ધીમે સ્વરે ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો. કૃપાનાથ! ઘણું આપ્યું; પણ જો એક ઘોડો આપો તો બેઠો બેઠો નિરાંતે ઘેર પહોંચી જાઉં. રાજાએ જાણ્યું કે, આ વિપ્ર ભણ્યો છે; પણ ગણ્યો નથી. વિપ્રનો ધર્મ સંતોષ રાખવો તે જ છે. એનું તો આને ભાન નથી. આટઆટલું આપ્યું છતાં સંતોષ થતો નથી. પછી દિવાનને ઘોડો આપવાનું કહ્યું. ત્યારે દિવાન પણ ગુસ્સે થઇ બોલ્યો; મહારાજ ચાલો તમને ઘોડો અપાવું. એમ કહી ચાકરોને એક ઘરડા નિર્બળ અને નકામા જેવા ઘોડાને શણગારીને આપવાનું ને ત્યાંથી બીજે રસ્તે કાઢવાનું કહ્યું. ત્યારે ચાકરોએ તેવો ઘોડો આપી તેને બીજે રસ્તે જવાનું કહ્યું. બ્રાહ્મણ કહે, રાજાનો દૃષ્ટિપાત થયા સિવાય મારાથી આ ઘોડાનું દાન લેવાય નહિ. માટે કચેરી આગળથી જઇશ. પછી તે હાથમાં લાકડું લઇ ઘોડાને હાંકતો હાંકતો ચાલ્યો. અને કચેરી આવી એટલે એક લૂગડાની ઝોળી કરી તેમાં થોડા ઢેખાળા ભરી ઘોડાની ડોકે બાંધી દીધા. એટલે ઘોડો વાંકોચુંકો થતો કચેરી આગળથી નીકળ્યો. રાજાએ એ દેખી આશ્ચર્યપૂર્વક પૂછયું. 'મહારાજ આ શું કર્યું? તો કહે બાપજી! આ મોટો રોઝો ઘોડો રાજમાંથી મળ્યો છે તે ઉછળી જાય છે. તેથી આગળ વજન બાંધ્યું છે!' આ સાંભળી રાજા દિવાન પર એકદમ ગુસ્સે થઇ, બીજો ઘોડો આપવાનું તથા બીજે રસ્તે કાઢવાનું કહી દીધું. એટલે ચાકરોએ તેને બીજો ઘોડો આપી બીજે રસ્તે રવાના કરી દીધો.

વહાલા વાચકો! જોયું? લોભને થોભ છે? આટઆટલું લીધું પણ સંતોષ થયો? પોતે શાસ્ત્રવેત્તા અને સદાચારી હોવા છતાં

લોકોના સહવાસથી ચોર થઈ ગયો. માટે હંમેશાં સારાનો સંગ કરવો, સારાં શાસ્ત્રો વાંચવાં અને સારૂં વર્તન રાખવું. ગમે તેવાને પણ સંગ લાગી જાય છે. તેવા હજારો દાખલા મેં મારી સગી આંખે જોયા છે.

## આહાર તેવો ઓડકાર

**सम्पृष्टा विभुनैकदा निकटगाः कृष्णं कुतः कज्जलं।**
**नो वर्त्यादिषु कालिमा किल ततः माहैक धीमान् नृपम् ॥**
**ध्वान्तं भक्षति दीपकस्तु नृपते कृष्णं तु तेनांजन-।**
**माहारो भुवि यादृशो भवति वा नीहारकस्तादृशः ॥**

એક વખત દીપકને બળતો જોઇ ભોજ રાજાએ બારસો પંડિતોની સભામાં દીવા સામે આંગળી કરીને હાજરજવાબી કાલિદાસને પૂછયું ! કાલિદાસ ! "**अयं किमस्ति**" તો કાલિદાસ કહે "**दीपोऽयं**" તો કહે–આમાં શું છે ? કાલિદાસ કહે–રૂ અને તેલ. બીજું શું છે ? પાત્ર. પછી કહે એ કેવું છે ? તો કહે–રૂ, તેલ ને પાત્ર ત્રણે સફેદ છે. એમાં કાળો ભાગ છે ? તો કહે– ના મહારાજ ! ત્યારે રાજા કહે– એમાં એકે કાળો પદાર્થ નથી. તો પછી ઉપર કાળું કયાંથી નીકળે છે ? ત્યારે કહે, પ્રભુ ! દીવો અંધારાનો આહાર કરે છે, એટલે અંધારૂં દૂર કરવા સારૂ દીવો કરવામાં આવે છે. માટે "આહાર તેવો ઓડકાર", આમ કહ્યું કે રાજા સમજી ગયો.

વાચક ! **"જેવો આહાર તેવો ઓડકાર" "સંગ તેવો રંગ"** અને **"સોબત તેવી અસર"** માટે હંમેશા સારાનો સંગ રાખવો અને સારો સાત્ત્વિક આહાર કરવો. સારાના સંગે રહેવું, સારાના સંગે ચાલવું. **प्रायेणाधम मध्यमोत्तमगुणो संसर्गतो जायते** ॥ માણુસમાં ઉત્તમ, મધ્યમ અને અધમ જે કાંઇ ગુણો આવે છે તે સર્વે સારા નરસા સંગથી જ આવે છે.

## કુસંગે કરીને ઉતરતે ઉતરતે ઉતરી જવાય છે

**भिक्षो कन्था श्लथा ते नहि शफरिवधे जालमश्नासि मत्स्यां-।**
**स्ते वै मद्योपदंशा पिबसि मधु समं वेश्यया यासि वेश्याम् ॥**
**दत्त्वांघ्रि मूर्ध्न्यरीणां तव किमु रिपवो भित्ति भेत्तास्मि येषां।**
**चोरोऽसि द्यूतहेतो स्त्वयि सकलमिदं नास्ति नष्टे विचारः ॥**

એક વિદ્વાન વિપ્ર વૈરાગ્યવૃત્તિથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી ત્યાગાશ્રમમાં સાધુ થઈ રહ્યો હતો. છતાં તેને અસત્પુરુષોનો સંગ થવાથી પોતે પણ મોટો અસત્પુરુષોનો શિરોમણિ બની ગયો. એક વાર નદીથી નીતરતે લૂગડે આવતો જોઈ વિદ્વાન વિપ્રે પૂછયું, કેમ સ્વામીજી મહારાજ! બગલમાં શું ગોદડી છે? તો કહે, ના. આ તો માછલાં પકડવાની જાળ છે. અરે! તમે માછલાં ખાઓ છો? તો કહે એકલાં નથી ખાતો, દારૂમાં ઝબોળીને ખાઉં છું. અરે! તમે દારૂ પીઓ છો? તો કહે, વેશ્યાઓની સાથે બેસીને પીઉં છું- અરે! વેશ્યાને ત્યાં જાઓ છો? તો કહે, શત્રુના માથા પર પગ દઈને નિર્ભયપણે જાઉં છું. અરે! તમારે શત્રુ કેવા? તો કહે જેની ભીંતો કોચી ખાતર પાડું એ બધા શત્રુ જ કહેવાય ને! અરે! તમે શું ચોરીનું કર્મ કરો છો? તો કહે, જુગાર શેનાથી રમવો?

આ બધું સાંભળી પેલો આશ્ચર્યપૂર્વક પૂછવા લાગ્યો. અરે! સાધુમહારાજ આ શું બોલો છો? તમે તો જગતના ગુરુ, પૂજ્ય અને ઉપદેષ્ટા ગણાઓ. છતાં શું આ અવગુણો તમારામાં છે? તો કહે–ભાઈ! હું શું, પણ જે ભ્રષ્ટ થાય તેને વિચાર હોતો નથી અને ઉતરતે ઉતરતે ઉતરી જાય છે.

મારા વહાલા સજ્જનો? સાક્ષર, ધર્મોપદેષ્ટા અને ઉચ્ચાશ્રમી છતાં આ ભ્રષ્ટના સંગથી કેવો ભ્રષ્ટ થઈ ગયો, માટે દુરાચારી અને દુર્વ્યસનીનો સ્વપ્ને પણ સંગ ન કરવો. આ જન્મમરણ, ગર્ભવાસ અને યમયાતનાનાં ભયંકર દુઃખોથી મુકત થવું હોય અને આ લોકમાં કીર્તિદેહે અમર રહેવું હોય તેને તો

હંમેશાં સારાનો સંગ કરવો; પણ નઠારાનો કદી પણ સંગ કરવો નહિ. દુર્જન ગમે તેવો સારો ગુણિયલ હોય અને ખાસ હિતેચ્છુ હોય તો પણ તેને પોતાનો હિતેચ્છુ જાણવો નહિ. પુંઠ કદી પવિત્ર હોતી નથી. તેમ દુર્જન કદી પણ સારો થતો નથી.

## બ્રાહ્મણ ગરોડો થઇ ગયો

એક બ્રાહ્મણ કાશીથી ભણીને ઘેર આવ્યો. લોકો તેની પાસે બેસવા આવે. વિદ્વાન ને જ્યોતિષી તેથી પટેલીઆ વગેરે સૌ કોઈ મુહૂર્ત જોવરાવવા આવે. ત્યારે ઢેડ લોકોને ખબર પડી એટલે તેઓ પણ ખાનગી રીતે ખાદીની જાડી પછેડીઓ લઇ લઇને મુહૂર્ત જોવરાવવા આવવા લાગ્યા. બ્રાહ્મણ પછેડીઓમાં લલચાઈને તેમને પણ મુહૂર્ત જોઇ આપતો. પણ કહેતોકે તમને અહીં ફળીઆમાં બેઠેલા કોઇક દેખે તો મારૂં ખોટું દેખાય. માટે તમારે અહીં આવવું નહિ. પણ હું જ્યાં નદી તળાવ ન્હાવા જાઉં ત્યાં આવવું, હું મુહૂર્ત જોઇ આપીશ. આમ કહેતો. છતાં કેટલાક ઢેડીઆઓએ તેનું ઘર છોડયું જ નહિ. આ વાતની નાતમાં તથા ગામમાં ખબર પડી. એટલે તેઓએ ઢેડ જોડે સંબંધ ન રાખવાનું ઘણું ઘણું કહ્યું; પણ પછેડીના લોભથી તેણે તેઓનું કહ્યું માન્યું નહિ. આથી નાતીલાઓએ નાતબહાર કર્યો. ગામવાળાએ પણ ગામમાંથી નીકળી જવાનું કહ્યું. આમ બહુ બહુ ઉપાધિ થઈ ત્યારે તેણે આગેવાન ઢેડીયાઓને નદી ઉપર ભેગા કરી કહ્યું કે તમને હું ના પાડતો હતો, છતાં માન્યું નહિ. તો મને આ નાતીલે તથા ગામવાળાએ મોટી ઉપાધિ કરી; અપકીર્તિ થઇ. હવે નાતીલા નાતમાં રાખે નહિ. કન્યા કોઇ આપે નહિ. સારા માણસોથી મારી આજીવિકા હતી તે પણ તૂટી ગઇ. હવે મારે ક્યાં જવું? શું કરવું? એમ કહી રડવા લાગ્યો. ઢેડીયાં કહે—ગોર ભા! આવા ભારે ભણેલા થઇને કેમ ભૂલો છો? અમારા ઢેડવાડાના નાકે રહો. ગામવાળા કરતાં હમારી નાતથી તમને વધારે લાભ થશે. સુખીયા થશો. આમ બહુ બહુ કહ્યું, ત્યારે પલો

બ્રાહ્મણ સગાંવહાલાં નાત તથા ગામના લોકોથી કંટાળેલો, તેથી ગામ બહાર ઢેડવાડાના નાકે એક ઘર લઈને રહ્યો. જો કે ઢેડને અડતો ન હતો. જરૂર જેટલો જ સમ્બન્ધ છેટેથી રાખતો હતો. છતાં લોકો તેને ઢેડીયો ઢેડીયો કહેવા લાગ્યા. આથી ઉદાસ થઈ ઢેડાને બોલાવી રડતાં રડતાં કહેવા લાગ્યો. તમારા સંગ–સહવાસથી મારા તો બુરા હાલ થયા. આબરૂના કાંકરા થયા. હવે મારે આખી જીંદગી દુ:ખમાં કયાં સુધી કાઢવી? ત્યારે ઢેડ હાથ જોડી કહે, બાપજી! ગોર ભા! સાચું કહીએ છીએ કે હવે તમને બે ઘોડે ચડવામાં સુખ નહિ આવે. માટે નાતને અને ગામને મુકી અમારા ઢેડવાડામાં આવો. અમો તમને કન્યા આપીશું. અમારી નાતમાં તમને બ્રાહ્મણ તરીકે માનશું. વાસ્તે રડવાનું કે વિચાર કરવાનું મૂકી અમારાં ગોર થઈ જાઓ. આમ બહુ બહુ કહ્યું એટલે તે બ્રાહ્મણ ઢેડવાડામાં રહેવા ગયો. ઢેડની પુત્રી પરણ્યો અને આખી ઢેડની નાતનો ગોર ગરોડો કહેવાયો.

વાચક! સંગ શું નથી કરતો! વિપ્ર વિદ્વાન હતો, છતાં ઢેડ લોકોના સહવાસથી ગરોડો થઇ ગયો. માટે હંમેશાં સારાનો સંગ રાખવો. પણ નરસાનો તો કદીપણ સંગ કરવો નહિ.



## ॥ સત્ય એ મોક્ષનું મુખ્ય સાધન છે ॥



सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वायवो वान्ति सत्ये सर्वं प्रतिष्ठितम् ॥

॥ सत्यमेव जयति, सत्यंपरंधीमहि, सत्यान्न प्रमदितव्यम् ॥

શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકો ! જ્યાં સત્ય છે ત્યાં સુખ, સંપત્તિ. સિદ્ધિ અને કીર્તિ છે. સર્વપ્રકારે "સત્યનું જ" સેવન કરવું. પ્રાણાન્તે પણ "સત્ય" છોડવું નહિ. "સત્યથી" પૃથ્વી સૌને ધરી રહી છે. "સત્યથી" સૂર્ય તપી રહ્યો છે. "સત્યથી" વાયુ વાય છે. "સત્યથી' સાગર મર્યાદામાં રહ્યો છે. "સત્યમાં જ" સર્વ સુખ રહ્યું છે. "સત્ય" એ મોક્ષનું મુખ્ય સાધન, સર્વ સુખનું મૂળ અને સદ્ધર્મનું મુખ્ય અંગ છે. જેમ શરીરના હાથ, પગ આદિ બધા અંગને સાચવીએ છીએ, તે કરતાં મર્માંગને વિશેષ કરી સાચવીએ છીએ. તેમ ધર્મનાં બધાં અંગ સાચવવાં તે કરતાં ધર્મનું મુખ્યાંગ "સત્ય" તેને તો વિશેષે કરીને સાચવવું જોઇએ. "સત્ય" એ જ સંસારસાગર તારક નાવ અને પરમાનન્દ પ્રભુનો ભેટો કરાવનાર સર્વ સાધનોમાંનું એક સુખદ સાધન છે. જેમ બને તેમ દરેક શ્રેયસ્સાધકે દુઃખના સાગરભૂત "અસત્યને" છોડી સુખના સિન્ધુરૂપ "સત્યના" ઉપાસક બનવું.

एकदा ऋषयस्सर्वे साश्रमत्यास्तटेशुभे ।
दधिच्याश्रममागत्य पप्रच्छुस्तं तपोनिधिम् ॥
सत्यात्सहस्राश्वमेधो मेधात्सत्यं विशिष्यते ।
तद्ब्रूहिमुनिशार्दूल त्वयि सत्यम् प्रतिष्ठितम् ॥

**ऋषीणां वचनं श्रुत्वा तद्वचस्तुलयाधृत-**
**मश्वमेध सहस्राणि सत्यमेकमधोगतम् ॥**

પૂર્વે આ આપણું શ્રીનગર (અમદાવાદ) વસ્યુ છે. તે જ ભૂમિમાં પાપમોચિની જલભર સાભરસરિતાના તીર ઉપર દધિચિ ઋષિના આશ્રમે ઘણાક વેદવેદાન્તના પારને પામેલા ઋષિઓ, તપસ્વીઓ, અને મુનિ મહાત્માઓનો મોટો મેળાવડો થયો હતો. તેમાં પ્રશ્ન ઉઠયો, કે 'સત્ય' અધિક છે, કે "હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ" અધિક છે? પછી તે મોટી બ્રહ્મસભામાં સત્યવાદી પરોપકારની મૂર્તિસમા પોતાના પૃષ્ઠનાં અસ્થિથી દેવોને વિજય અપાવનારા સમર્થ દધિચિ ઋષિને સભાનું પ્રમુખપદ આપી આ પ્રશ્ન સંભળાવ્યો. તેમણે કહ્યું કે—આ પ્રશ્નનો નિર્ણય તમો સહુ તુલા (ત્રાજવા)માં તોળીને કરો. પછી તેઓએ, મોટી તુલા બાંધી, એક પલ્લામાં હજાર અશ્વમેધ-યજ્ઞના ફલનો મોટો ગાંસડો મુકયો. અને બીજા પલ્લામાં 'સત્ય'ની નાની પોટલી મૂકી. તરત જ 'સત્ય'નું ત્રાજવું હેઠું બેઠું, અને યજ્ઞ ફલનું ઊંચું ગયું. તેથી તેઓએ ચોક્કસ નિર્ણય કર્યો, કે "હજાર અશ્વમેધ યજ્ઞ" કરતાં 'સત્ય'નું અધિક ફળ છે. માટે દરેક શ્રેયસ્સાધક અને વિદ્યાના ઉપાસકોએ સર્વથી સત્યને અધિકતર માની તેના આરાધક ને તેનાજ પૂજારી બનવું. જેમ સ્રીઓનું ભૂષણ લજ્જા છે, નદીઓનું ભૂષણ જલ છે, ને ગુણનું ભૂષણ વિનય છે. તેમજ શાસ્રાર્થજ્ઞાનનું ભૂષણ વર્તન છે, તેમ મોક્ષનું અને સર્વ સત્સાધનોનું ભૂષણ એક 'સત્ય'જ છે. સત્ય પાળતાં ભલેને આપણું અસત્ય થઇ જાય, કે મૃત્યુના મુખમાં સપડાઇ જવાય પણ તેથી નાહિમ્મત બની કદી પણ સત્યથી જરાપણ ડગવું નહિ.

એક દિવસ સ્વર્ગનો રાજા ઇન્દ્ર મોટી સભા ભરી રત્નસિંહાસને બેઠો હતો. તેમાં તેત્રીશ કરોડ દેવતાઓ અને અઠ્ઠાસી હજાર ઋષિઓ વિરાજીત હતા. આગળ અપ્સરાઓ નૃત્ય કરી રહી હતી, ગાંધર્વો ગાન કરી રહ્યા હતા. જાદુગરો જાદુ ચલાવી

અજબ ચમત્કારો બતાવી સભાને આકર્ષી રહ્યા હતા. પણ શોક-નિમગ્ન રાજા ઇન્દ્ર વસિષ્ઠ મુનિને ન જોવાથી ગમગીન બની કહે છે: 'અરે! હજી વસિષ્ઠ કેમ ન આવ્યા? આજે ક્યાં અચકાઇ રહ્યા? અરે! વસિષ્ઠ મુનિ વિનાનો મારો દરબાર જલવિનાની નદી જેવો, નાસિકા વિનાના મનુષ્ય જેવો અને મૂર્તિ વિનાના મંદિર જેવો શોભે છે.

આવા ઇન્દ્રનાં વચનો સાંભળતાં ગાધી રાજાના પુત્ર વિશ્વા-મિત્ર ઋષિ, જે મહાતપસ્વી, પણ ક્ષત્રીયપ્રકૃતિ ટાળી બ્રહ્મર્ષિ નહિ થયેલા તેથી અંગારા જેવી લાલચોળ આંખો કરી મસ્તક ધુણાવી અંતરમાં બળવા ને બડબડવા લાગ્યા. "શું! વસિષ્ઠ વિના અંધારું? એ સૂર્યવંશી રાજાઓનો ગુરુ માટે? બસ બસ જોઉં છું, એ વસિષ્ઠ મુનિ માન કેવું પામે છે? એમને દરેક વાતે જૂઠો પાડી દેવતાઓ સમક્ષ માનભંગ કરું ત્યારે જ હું વિશ્વામિત્ર ખરો.

એટલામાં વસિષ્ઠ મુનિની પધરામણી થઇ. ઇન્દ્ર એકદમ બેઠો થઇ—પધારો, પધારોના શબ્દ બોલી પાદવન્દન કરી ખૂબ સત્કાર કર્યો. આથી વિશ્વામિત્રના ક્રોધાગ્નિમાં તેલ રેડાયું. પોતે મનમાં ગણુગણુવા લાગ્યા. શું! વસિષ્ઠ તે આભલામાંથી ઉતર્યો છે? શું એ જ સર્વગુણસંપન્ન છે? બસ, હવે કયારે વખત આવે અને વસિષ્ઠને ખબર પાડી દઉં? આમ વિશ્વામિત્ર ભારેલાદેવતાની માફક પોતે ઉપરથી ક્રોધને ઢાંકી તકની રાહ જોઈ મૌન ગ્રહી બેસી રહ્યા.

ઈન્દ્ર વસિષ્ઠને કહેવા લાગ્યો—ગુરુ મહારાજ! ભગવદ્ પ્રસ-ન્નતાના અનેકાનેક સાધનો છે, પણ 'સત્ય' એ સર્વથી ઉત્તમોત્તમ સાધન છે. જ્યાં 'સત્ય' છે ત્યાં જ સુખ, સંપત્તિ અને ખ્યાતિ છે. સત્યાત્મા ભગવાન પણ સત્યવાદીના જ રક્ષક, અને સહાયક બને છે. વળી '**यथा राजा तथा प्रजा**' જેવો રાજા હોય તેવી જ પ્રજા થાય છે. જેવો બાપ તેવો બેટો હોય છે. મા જેવી દીકરી હોય છે. જો રાજા સત્યવાદી હોય, તો પ્રજા પણ સત્યવાદી, સુખી અને

સંપીલી હોય જ. માટે આપને પૂછું છું કે, આપ અખિલ બ્રહ્માંડમાં ફરનારા છો. તો હાલ મૃત્યુલોકમાં ખરેખર સત્યપાલક કોઇ છે? ત્યારે વસિષ્ઠે કહ્યું–રાજન! સત્યના પાલક તો હોય જ. સત્યનો લોપ થાય તો વિશ્વ રસાતાળમાં જાય. વિશ્વ સત્યને જ આધારે છે. તે સાંભળી ઈન્દ્રરાજા બોલ્યા–કૃપાનાથ! સત્યવાદી તો હશે. પણ અનેકવિધ દુઃખોના વરસાદની ઝડીઓ પડે, આફતોનો આસ્માન તૂટી પડે, ગમે તેટલા દુઃખના ડુંગરાઓ ગબડી પડે; તો પણ સત્યથી ચલાયમાન થાય નહિ એવો કોઇ સત્યવાદી છે?

વસિષ્ઠ—ઈન્દ્ર! બ્રહ્માંડમાં સત્યવાદી તો ઘણા છે. પરંતુ હાલ મૃત્યુ લોકમાં ત્રિશંકુનો પુત્ર હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી છે, તેવો કોઈ પણ સત્યવાદી નથી. સત્ય એ જ એનું જીવન, દીપન અને પ્રકાશન છે. રાજપાટ, સુખ, સમૃદ્ધિ અને સ્રીપુત્ર પણ એને સત્યથી અધિક નથી. અરે! એ તો શું પણ એની સ્રી તારામતી તથા પુત્ર રોહિત એ બે પણ ખરેખરાં સત્યની મૂર્તિસમાં છે.

આમ વસિષ્ઠ બોલે છે, ત્યાં તો વિશ્વામિત્ર કળકળી બોલી ઊઠયાઃ–વસિષ્ઠ મહારાજ! વિચારીને બોલજો. એ હરિશ્ચંદ્રને આ ઈન્દ્રદેવ ઓળખતા નથી, પણ હું તો એમને રજેરજ ઓળખું છું. તમે તો એને યજમાન જાણી વખાણતા હશો, પણ મારે તો એનો અનુભવ છે. જો કોઈ મારા જેવો એની પરીક્ષા લેનારો મળે, તો હમણાં જ એની સત્યતાની ખબર પડી જાય. વસિષ્ઠ કહે– વિશ્વામિત્ર! તમારા જેવા રાજર્ષિ એને શું ઓળખે? એ તો બ્રહ્મર્ષિ હોય એ ઓળખે. તમે શું, પણ તમારા જેવા સો વિશ્વામિત્ર ભેળા થઈ એની પરીક્ષા લે; તો પણ એ સત્યથી કદીપણ ચલાયમાન થાય તેવો નથી.

॥ हरिश्चन्द्रः समो राजा न भूतो न भविष्यति ।

ધરાતલમાં હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી કોઈ પણ રાજા થયો નથી અને થવો પણ દુર્લભ છે.

વિશ્વામિત્ર—વસિષ્ઠ! અહંકાર ન કરો. કોઇનો અહંકાર ટકયો છે? બહુ કરશો તો મારે જ એની પરીક્ષા લેવી પડશે.

વસિષ્ઠ—વિશ્વામિત્ર! જો ખરા હો, તો અત્યારે જ જાઓ. એની પરીક્ષા લ્યો, પણ જો જો હો! પાછા પડી, શામળું મુખ કરીને પાછા આવતા! આમ સામાસામી ચડસાચડસીં ખૂબ ચાલી.

ઇન્દ્ર—ઋષિ મહારાજો! આપ બન્ને મમતે ચડેલાઓની મમતાને મુકાવવા સમર્થ છો; છતાં તમે મમતાએ ચઢી સ્વભાન કેમ ભૂલી જાવ છો? આપ બન્નેથી તો આ મારી સભા શોભવી જોઇએ, પણ આમ ક્લેશથી કલુષિત થવી ન જોઇએ. માટે શાન્ત થાઓ.

વિશ્વામિત્ર—"હવે વાત વંઠી ગઈ. ગોફણમાંથી ગોળો છૂટી ગયો. બસ હરિશ્ચન્દ્રની પરીક્ષા હું જ લઉ, તેની સત્યતા અને વસિષ્ઠની કેટલી પોગળતા છે, એ સર્વ દેખાડી આપું. બસ હવે તો અહીંથી સીધો જ હરિશ્ચન્દ્રને ત્યાં જઉં. તેની અયોધ્યા નગરીને ઉજ્જડ કરી નાખું. હરિશ્ચન્દ્રના પણ હાલ બેહાલ કરી નાખું. અન્નદાંતને વેર કરાવું. વનેવન ભટકતો કરૂં. ચીંથરેહાલ કરું. અરે! થ્હાય તેમ થાય પણ એને સત્યમાંથી ચલાયમાન કરૂં ત્યારેજ હું વિશ્વામિત્ર ખરો.

વસિષ્ઠ—વિશ્વામિત્રજી! તમારાથી રિબાવાય તેટલો રિબાવજો, પણ ચોક્કસ જાણજો કે, સૂર્ય કદાચ પશ્ચિમમાં ઊગે, સમુદ્ર મર્યાદા મૂકે, ત્રણે લોકમાં હાહાકાર વર્તાય, છતાં પણ એ હરિશ્ચન્દ્ર સત્યનો જ રાજા છે. એની નસેનસમાં સત્ય ભરાયું છે. સત્યનો જ એક ખરેખરો ઉપાસક છે. તે કદીપણ "સત્ય" ને છોડી સત્યથી ચલાયમાન થનાર નથી, આમાંથી તમારે પસ્તાઇ નીચું જોવા જેવું થશે. આમ બહુ બહુ કહ્યું, પણ વિશ્વામિત્ર તો અર્ધબળેલા કાષ્ટની પેઠે અંતરમાં ધુંધવાતા. ધુંધવાતા, હરિશ્ચન્દ્રને સત્યથી પાડવા ચાલી નીકળ્યા. આ તો વસિષ્ઠ મુનિની મોટાઇ સહન ન થવાથી, તેમ જાતિસ્વભાવ ન ટળવાથી, આમ કર્યું. પણ અંતરમાં તો પોતે હરિશ્ચન્દ્રને ખરેખર સત્યવાદી જાણે છે. તેથી ચાલતાં ચાલતાં વિચાર કરે છે કે, અરે! આ કુબુદ્ધિ મને કયાં સુઝી? આ ઉપાધિ મેં કયાં, વ્હોરી? આમાંથી જો હું ખોટો પડયો, તો જરૂર મારે ઈન્દ્રની સભામાં નીચું જોયા

જેવું થશે. ઈર્ષુક સ્વભાવી ઠરીશ. એમ મનમાં વિચાર કરતાં કરતાં હરિશ્ચન્દ્રની અયોધ્યાનગરીમાં આવી પહોંચ્યા. પોતે ગંગાનદીના મેદાનમાં દર્ભની સળીના બ્રાહ્મણના બાળક, બાળકી બનાવી, પરણાવવા બેઠા. ત્યાં પોતાના બગીચાને છિન્નભિન્ન કરનાર એક ભૂંડને પકડવા નીકળેલા, રાજા હરિશ્ચન્દ્રે પૂછયું; 'મારો શિકાર એક ભૂંડ ભાગ્યો છે. તેને નીકળતાં દેખ્યો ?"

વિશ્વામિત્ર—અરે મૂઢ ! એકવચની ધર્મિષ્ઠ, સત્યવાદી, હરિશ્ચન્દ્રના રાજ્યમાં શિકાર કરનાર તું કોણ ?

હરિશ્ચન્દ્ર—બ્રહ્મદેવ ! હરિશ્ચન્દ્ર હું પોતેજ !

વિશ્વામિત્ર—અરે ! હરિશ્ચન્દ્ર તું હિંસક છે ?

ના મહારાજ, હિંસક તો નથી, પણ એક સુવર મારા બગીચાને છિન્નભિન્ન કરી નાઠો છે, તેને શિક્ષા કરવા નીકળ્યો છું.

વિશ્વામિત્ર—હા, અફસોસ ! હું ધારતો હતો એટલી ઉદારતા તારામાં નથી. શું અજ્ઞાન પ્રાણીને શિક્ષા ? રાજન ! તારામાં શિક્ષા કરવાનું સામર્થ્ય હોય તો, તારો અને તારા બાપદાદાનો કાળ કરનાર ક્રૂર કાળને શિક્ષા કર્ય. અરે, તારો બગાડેલો બગીચો થોડા વખતમાં ખીલી નીકળશે, પણ જે પ્રાણીનો નાશ કરવા માગે છે, તે શું ફરીથી સજીવન થશે ? માટે વિચાર કર, હિંસા જેવું કોઈ પાપ નથી, અને અહિંસા જેવું કોઈ પુણ્ય નથી.

હરિશ્ચન્દ્ર—મહારાજ ! **ऋते ज्ञानान्नमुक्तिः** જ્ઞાન વિના મુક્તિ નથી. ગુરુ વિના જ્ઞાન થતું નથી. માટે આપ મને ગુરુ મલ્યા. આપના દર્શનથી પાવન થયો. મને ઘોર કર્મ કરતાં બચાવ્યો.

વિશ્વામિત્ર—રાજન, તને તારા મહદ્ભાગ્યે જ અહીં મોકલ્યો છે. આ કન્યાદાન દેવાનો શુભ અવસર આવ્યો છે. માટે પુણ્યમાં ભાગ લે. કૃતાર્થ થા. આથી ભૂતળમાં માન વધશે. વિખ્યાત થઈશ અને તારાં સર્વે વિઘ્નો દૂર થશે.

હરિશ્ચન્દ્ર—ગુરુદેવ ! ભલે; કન્યાદાનમાં શું શું જોઇએ તે કહો.

વિશ્વામિત્ર—સવામણ સોનું—

ત્યારે હરિશ્ચન્દ્ર—'ભલે ગુરુદેવ,' પછી સવામણ સોનું આપવાનો સંકલ્પ કર્યો.

ત્યાર પછી વિશ્વામિત્ર એક બ્રાહ્મણના બાળકને સાથે લઇ, રોહિત પાસે આવ્યા. રાજપુત્ર! આ બાળકને જનોઇ દેવાની છે; પણ કહે છે કે રાજપુત્રનાં વસ્ત્રાલંકાર મને પહેરાવો તો હું જનોઇ લઉં. તો તમો તમારા શરીર પર રહેલાં વસ્ત્રાભૂષણ આપશો? અમે કાલે પાછાં આપી દેશું.

રોહિતે ખુશ થઇ જવાબ આપ્યો—મહારાજ! ભલે ખુશીની વાત છે. બ્રાહ્મણ બાળક જનોઈ ધરતો હોય, તો હું આપવા તૈયાર છું.

એમ કહેતાં જ પોતે વસ્ત્રાલંકાર ઉતારી આપી દીધાં. વિશ્વામિત્ર હરખતા હૈડે રોહિતનાં વખાણ કરી, આશીર્વાદ આપી ચાલતા થયા. ત્યાંથી નીકળી એક બુઢ્ઢીનું રૂપ લઇ, એક બાળકીને આંગળીએ ઝાલી અંતઃપુરમાં તારામતી રાણી પાસે આવ્યા અને કહ્યું, રાજમાતા, આ બ્રાહ્મણ બાલિકાનું કન્યાદાન દેવાનું છે. પણ તેણે હઠ લીધી છે કે, રાણી તારામતીના શરીર પરનાં વસ્ત્રાલંકાર લાવી દ્યો તો જ હું પરણું, નહિ તો ન પરણું. માટે આપ કૃપા કરી તમારાં વસ્ત્રાલંકાર આપશો?

તારામતી—઼ઓ ઋષિ મહારાજ! બ્રાહ્મણ બાળા રાજી થતી હોય, તો મારે એથી બીજું શું સારૂં? ભલે લ્યો. આમ કહેતાં જ પોતાના શરીર પરથી કિંમતી વસ્ત્રાલંકારો ઉતારી આપ્યાં.

ત્યાંથી વિશ્વામિત્ર રાજા હરિશ્ચન્દ્ર પાસે આવ્યા. ઋષિને જોતાં જ રાજા એકદમ બેઠો થઈ પાદવંદન અને કરસંપુટ કરી, બોલ્યો મહારાજ આજ્ઞા!

વિશ્વામિત્ર—રાજન ધન્ય છે તને, તારી બરોબરી કરે એવો કોઈ સતીયો નથી.

હે રાજન! તારી પાસે કોઇ મહદ્દાન માગે તો તું આપે ખરો?

હરિશ્ચન્દ્ર—કૃપાનાથ! મારી પાસે જે કંઈ છે, તે દેવ, સાધુ અને આપ જેવા સુપાત્ર બ્રાહ્મણોનું જ છે. મારૂં કંઇ નથી. મારૂં મારૂં કરનારા કેટલાય ચાલ્યા ગયા, અને હું પણ ચાલ્યો જઈશ. માટે આપને જે ઈચ્છા હોય તે સુખેથી જરા પણ અચકાયા વિના માગો.

વિશ્વામિત્રે હસતે મોઢે કહ્યું–રાજન્! મને રાજ્યની ઈચ્છા થઈ છે. તો તારૂં રાજ્ય મને આપ.

હરિશ્ચન્દ્ર આ સાંભળતાં જ કહે–અહોહો કૃપાનાથ! મારૂં ધન્ય ભાગ્ય. આપે મારા પર પૂર્ણ કૃપા કરી. મારા માથેના ભારને હલકો કરવાની કૃપા કરી. ગુરુદેવ! વામનજીએ બળી રાજાની પાસેથી દાન લઈ જેમ એને કૃતાર્થ કર્યો હતો, તેમ વિષ્ણુસ્વરૂપ આપ મારી પાસેથી દાન લઇ મને કૃતાર્થ કરો. આમ કહી હરખાતે હૈડે અને હાસ્યવદને ઝારીમાંથી જલ લઈ વિશ્વામિત્રને આપી કહ્યું 'લ્યો કૃપાનાથ! આજથી મારૂં સમગ્ર રાજ્યપાટ આપને આપ્યું.'

ત્યારે વિશ્વામિત્ર બોલ્યા:–અહોહો! ધન્ય છે! ધન્ય છે તને! અરે! એથી પણ ધન્ય છે તારી ઉદારતાને! ભૂમિ પર ઘણા ઘણા ભૂપતિઓ છે, પણ બસ તું તો એક અદ્વિતીય છે. તારા જેવો સત્ય અને ઉદાર કોઈ નહિ જ હોય. પરંતુ હે રાજન! રાજ્ય આપ્યું એ તો મને મળ્યું, પણ પેલું કન્યાદાનમાં આપેલું સવામણ સોનું બાકી રહ્યું. એ પણ આપી દેને?

હરિશ્ચન્દ્ર—કૃપાનાથ! રાજ્ય આપ્યું, એમાં એ બધું આવી ગયું.

વિશ્વામિત્ર—રાજન્, જ્ઞાની થઈ કેમ ભૂલે છે? આ તો રાજ્ય પહેલાં તેં કન્યાદાન આપ્યું છે. માટે એ તો દેવું જ પડશે. આમ જરા કોપાવેશમાં આવી બોલ્યા, ત્યાં તો રાજા ભયભીત થઇ ગયો. પણ પાછળથી સ્મૃતિ આવી કે, રાણી તથા પુત્ર પાસે અલંકાર ઘણા છે. એમાંથી સવામણ સોનું આપી દઉં. આમ ધારી કહે–

ગુરુદેવ અકળાશો નહિ. સવામણ સોનું હમણાં જ આપી દઉં છું. આમ કહેતાં જ રાણી તારામતી તથા પુત્ર રોહિતને બોલાવ્યા. પણ સામું જુએ છે તો જાણ્યે કોઈકે લૂંટી લીધાં હોયને તેમ જણાયાં. અને–સાશ્ચર્ય પૂછયું કે, તમારા શરીર પરના અલંકારો કયાં ગયા ?

રોહિત—પિતાજી! એક બ્રાહ્મણના બાળકને જનોઈ દેવા માટે મારી પાસે એક વિપ્રે યાચના કરવાથી તેને મેં તે આપી દીધા.

તારામતિએ પણ એ જ કહ્યું કે–પતિદેવ, એક બ્રાહ્મણબાળાનો વિવાહપ્રસંગ હોવાથી તેણે યાચના કરી, તેથી તેને દાનમાં આપી દીધા.

આ સાંભળતાં જ રાજા, આ વિશ્વામિત્રની માયા છે, એમ જાણી મૂર્છિત થઈ ગયો. રાણી રાજાની આ સ્થિતિ જોતાં જ એકદમ ગાભરી થઇ ગઇ, અને ઋષિને કહે:–"કૃપાનાથ આ શું ? આમાં કાંઈક કારણ છે."

વિશ્વામિત્ર—કારણ શું ? આ તારો પતિ મોટા દાનેશ્વરીનો દીકરો બની મને દાનમાં રાજ્ય આપી દીધું છે અને તેની પહેલાં કન્યાદાનમાં સવામણ સોનું આપવાનું કહ્યું છે. તે આપવું કઠણ પડે છે, તેથી આ ઢોંગ કરે છે. પણ રાજ્ય મને આપ્યું, એ તો મને મળ્યું. પણ કન્યાને સોનું આપવાનું કહ્યું છે, તે તો મળવુંજ જોઇએ ને ?

રાણી—કૃપાનાથ! એ તો ન્યાય છે. ભલે, તમને તે પણ આપીશું. આમ કહી રાજાને મસ્તકે હાથ ફેરવી જાગ્રત કર્યા. પ્રાણપતિ આમ કેમ ઉદાસ, હતાશ અને દીન બની જાઓ છો? આપણું રાજપાટ, ધન, ધામ, વાહન વગેરે ગયું. પણ હું, તમે, અને પુત્ર ત્રણ તો છીએ. તો ચાલો આપણે ભાલચન્દ્ર શંકરદેવની વારાણસીપુરીમાં વેચાઇને, ઋષિનું દાન પુરૂં કરી દઇએ.

વિશ્વામિત્ર—હે રાજન! તારૂં સત્ય જોઈ લીધું. આ રાજ્ય તને પાછું આપું છું. તે સંભાળીલે, અને સોનું દેવું હોય, તો એ બ્રાહ્મણબાળાને આપજે અને ન આપવું હોય તો કંઇ

નહિ. આમ કહ્યું કે, એકદમ રાજા, રાણી, પુત્ર ત્રણે બોલ્યાં, ઓ કૃપાનાથ! એ શું બોલો છો? રાજ્ય આપને આપ્યું. તેતો આપ ભૂદેવનું કહેવાય. તે અમારે ભૂપતિથી પાછું લેવાય? માટે હવે ઋષિમહારાજ; ચાલો કાશીએ. અમે ત્યાં વેચાઈને, આપનું ઋણ પુરૂં કરી દઈએ. આપનું દેવું પુરૂં ન થાય, ત્યાં સુધી અમારે અન્ન હરામ છે. આમ કહી પોતે તથા રાણી સાથે કોમળ વચનો કુમાર રોહિત, ત્રણે કાશી તરફ રવાના થયાં. આ વાતની શહેરમાં જાણ થતાં જ હાહાકાર થઈ ગયો. અંતરમાં સહુ કોઈ ઋષિને ફીટકારવા લાગ્યું. પ્રજા અત્યંતપીડાએ હૃદયફાટ રડવા લાગી, અને સૌ તેમની પાછળ પાછળ ચાલવા લાગી. રાજાએ આ પ્રસંગે ધીરજનાં વચન પ્રજાને કહ્યાં:-તમો કોઈ રડશો મુંઝાશો નહિ. ભાવિ બળવાન છે. તમારો અને અમારો ભેળા રહેવાનો સંસ્કાર હતો-ત્યાં સુધી ભેળા રહ્યા, હવે એ સંસ્કાર પૂર્ણ થાય છે. જીવોના કલ્યાણાર્થે પ્રકટ થયેલા કૃષ્ણ જેવા અવતારોએ પણ ભાવિનું જોર દેખાડવા પોતે પણ સુખ-દુ:ખને પામ્યા છે. માટે ભાવિ તો, દરેકને ભોગવવું જ પડે છે. આમ કહી સર્વને આશ્વાસન આપી તેમને પાછા વાળી, પોતે આગળ ચાલતા થયા. વિશ્વામિત્ર પણ જેમ નળની પાછળ કળિયુગ ચાલ્યો હતો તેમ, તેમને સત્યથી પાડવા અને પીડવા ચાલ્યા.

રસ્તામાં ગ્રીષ્મના પ્રખર તાપમાં વિશ્વામિત્રજી અન્યરૂપે પાણીની પરબ બનાવી બેઠા તેમણે ત્રણેને પાણી પીવાને બોલાવ્યા. રાજા કહે, ઋષિના દેવામાંથી છૂટયા સિવાય અમારે પાણી ન પીવાની પ્રતિજ્ઞા છે. ત્યારે કહે-મને અને મારાં સ્ત્રી છોકરાંને જોડા નથી, તેથી દુ:ખી છીએ. તો આપ કૃપા કરી અમને તમારા જોડા આપશો? ત્યારે આ ત્રણે સત્યવાદીઓએ જોડા કાઢી આપી દીધા. રાજાની આ ઉદારતાથી વિશ્વામિત્ર ગુસ્સે થઈને સૂર્યને એકદમ તપવા કહ્યું.

સૂર્ય—કૃપાનાથ! આપના કહેવાથી ખૂબ તપ્યો છું. આથી વધારે તપીશ, તો પ્રાણધારીઓનો પ્રલય થઇ જશે;

પછી પોતે અગ્નિદેવ પાસે દાવાનળ પ્રકટાવ્યો, પણ સત્યના પ્રભાવે ત્રણે તેમાંથી પસાર થઇ ગયાં.

હવે આગળ ચાલતાં, એક ઘાઢવૃક્ષોની ઝાડીમાં જરા વિશ્રામ લેવા બેઠા કે ત્રણે નિદ્રાવશ થઇ ગયાં. ત્યાં તો પેલા કાળ જેવા ક્રૂર સ્વભાવી વિશ્વામિત્ર આવી પહોંચ્યા, અને રાજાને લાત મારી જગાડયો, અરે બ્રાહ્મણનું દેવું માથે છે અને ઉંઘ કેમ આવે છે?

હરિશ્ચંદ્ર—કૃપાનાથ ! ઉંઘમાં પણ આપના દેવામાંથી મુક્ત થવાના જ વિચારોમાં હતો. એમ કહેતાં બેઠા થઇ ચાલતા થયા, અને બરોબર સાંઝ વખતે કાશીપુરી પહોંચી ગયા.

હવે કાશી નગરના મોટા ચોકમાં ઉભા રહી, હરિશ્ચંદ્રે ઊંચા સ્વરે કહેવા માંડયું એ કાશીવાશીજનો; અમો ત્રણે જણાં સત્યની ખાતર વેચાવા આવ્યા છીએ, તો અમને તમે વેચાતાં રાખી આ ઋષિના ઋણમાંથી મુક્ત કરો. આમ બૂમો પાડે છે, પણ કોઇ ખરીદનાર મળતો નથી.

વિશ્વામિત્ર—રાજન ! શા માટે જક (હઠ) કરે છે ? રાજ્ય પાછું લઇ લે, અને આ ઉપાધિથી મુક્ત થઈ જા.

હરિશ્ચંદ્ર—કૃપાનાથ, શા માટે આકરા–ઉતાવળા બનો છો ? હમણાં જ સત્યનો બેલી દીનોનાથ કોઇના કોઈક ઘરાકને મોકલી દેશે. આમ વાત કરે છે ત્યાંતો એક ગણિકા આવી. તારાની ખૂબસૂરતી જોઇ કીંમત પૂછી તો ઋષિએ હજાર સોનામહોરો કહી, એટલે તરત ગણિકાએ હજાર સોના મહોરો આપી તારાને લઇ ચાલતી થઇ ગઇ. મકાન પર આવતાં તારાએ પૂછયું–

'બહેન, મારે શું કરવાનું ?'

ગણિકાએ ઉત્તર આપ્યો–

તમો ખાઓ, પીઓ, વસ્ત્રાલંકાર પહેરી મોજ ઉડાવો. તમારે કંઇ પણ કામ કરવાનું નથી. લ્યો આ વસ્ત્રાલંકાર પહેરો અને બહાર બેઠકમાં બેસી રસ્તે ચાલનારા પુરુષોને મોહિત કરી તેની સાથે સુખમાં ગરકાવ થાઓ.

ત્યારે તારાએ કહ્યું–ઓ પાપાચારિણી, હું આ અધમ ધંધો કદી પણ કરનાર નથી. એ તો જે કુલાંગાર, શિયળભ્રષ્ટ અને વ્યભિચારિણી હોય એ જ કરે, હું તો સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની ધર્મપત્ની છું. તો પ્રાણાન્તે પણ આ પાપી ધંધો કદીપણ કરનાર નથી.

ગણિકાએ કહ્યું–ઓ રાંકડી રાંડ, ડાહ્યલી થા મા, હું તારી નિયામક છું. મેં તને વેચાણ લીધી છે. તો હું કહું તેમકરવું જ પડશે. બહુ ડાહ્યલી થઈશ તો જીભડી ખેંચી લઈશ. આ સાંભળતાં જ તારા થરથર ધ્રૂજતી દીનાનાથ દયાળુ પ્રભુને સંભારવા લાગી. ત્યાંતો ભક્તભીડભંજન ભગવાન શ્રી હરિ વાંદરનું રૂપ લઈ છાપરા પરથી ગણિકા ઉપર કૂદી પડયા અને તેને નખના અને દાંતના તીક્ષ્ણ પ્રહારોથી નાક, કાન વિદારી લોહીલુહાણ કરી, તેના મહેલમાં લ્હાય લગાડી હુકાહુક કરતાં, અદૃષ્ય થઇ ગયા. ગણિકાને જરા શાંતિ વળી કે તારાને લઇને વિશ્વામિત્રને પાછી સોંપવા આવી. ઋષિ મહારાજ! લ્યો આ તમારી રંડા, આતો મંગલ ટાણે મોકાણ મંડાવે એવી છે. મારે ન જોઇએ. એમ કહી મહોરો પાછી લઈ તારાને મૂકી ચાલી નીકળી.

એટલામાં અગ્નિસેન નામનો વિધુર બ્રાહ્મણ તારાની યુવાવસ્થા જોઇ ઋષિના કહેવા પ્રમાણે હજાર સોનામહોરો શાન્તિથી આપી તારાને ખરીદી ઘેર લઇ ગયો અને ત્યાં તેણે તારાને કહ્યું–તારા, મારે સ્રી નથી. ઘરમાં સ્રીનો સહવાસ કે કામ કરનાર કોઇ નથી. માટે હું તો તને ઘરનું બધું કામકાજ કરવા લાવ્યો છું. તું મારી દીકરી. હું તારો બાપ. તું મારી બ્હેન અને હું તારો ભાઇ. માટે નિશ્ચિત બેધડક રહેજે.

તારા—મહારાજ! મારા મનને હવે શાન્તિ વળી, ભય ટળ્યો; હવે ગમે તેવું કઠણ કામ હશે, તો પણ તે કરીશ.

અગ્નિસેન—તારા, તારે સૂર્યોદય પહેલાં ઉઠવું, દળવું, ખાંડવું, કચરો–પૂંજો કાઢી નાખવો, દેવસેવાનાં વાસણ તથા માગીને

ત્યાંથી ફૂલ લાવી બીજી પણ સેવાસામગ્રી લઈ દેવગૃહમાં મૂકવી. રસોયા પર દેખરેખ રાખવી. જમ્યા પછી જમવું. તે પણ વધ્યું-ઘટયું ખાઈ સંતોષ માનવો રાત્રીએ બાર વાગ્યા પછી સૂવું! રજા વિના પરઘેર જવું નહિ.

તારા—ભલે જેવી આપની આજ્ઞા.

તારા વેચાયા બાદ રોહિતને એક માળી આઠશો સોના મહોરો આપી લઈ ગયો.

માળી—રોહિત, ગંગાકિનારા પર બગીચો છે. તેને મારી અવસ્થા થવાથી હવે તારે સંભાળવાનો છે. દરરોજ પાણી પાવું. પાંદડાં તણખલાં વગેરેથી વાળીઝુડીને સાફ રાખવો. રાત્રી દિવસ બગીચામાં રહેવું. નવાંનવાં ફૂલઝાડ ઉછેરવાં, ફૂલો ઘેર આપી જવાં, અને ખાવાનું હું આપી જઈશ. મોડુંવહેલું થાય; તોપણ કોઇ દિવસ ફળ ખાવું નહિ. આ કામ તારે કરવાનું છે.

હવે રોહિત વેચાયા બાદ કાળસેન નામનો ભંગીયો બજારમાં આવી ચઢયો. ભેળા થએલા માણસોને પૂછવા લાગ્યો; 'ભાઇ અહીં શું છે? કેમ ભેળા થયા છો?' તો કહે–'આયોધ્યાનગરીનો રાજા હરિશ્ચંદ્ર આજે બજારમાં વેચાય છે.'

કાળસેન—અરે શું! હરસેન વેચાય છે? મારગ મેલો માબાપ, મને જોવા તો દયો.

વિશ્વામિત્ર—કેમ અલ્યા, તારે મનુષ્ય લેવા મરજી છે?

કાળસેન—હોવે, માબાપ. મારૂં નસીબ એવું ક્યાંથી કે મારે ઘેર હરસેન. નોકર! એ માબાપ, ઋષિમારાજ, એના પૈસા કહો.

વિશ્વામિત્ર—એની બારસો સોના મહોરો લેવાની છે. એટલે કાળસેન બારસો સોના મહોરો આપીને રાજા હરિશ્ચંદ્રને લઇ ચાલ્યો ગયો,

કાળસેન—અલ્યા હરિયા! આજથી તારૂં નામ ખેમરો મસાણીયો હો. કોઈ મહણીયોમાં મડહું બાળવા આવે, તો તેને તારી

રજા સિવાય બાળવા દેવું નહિ. તેની પાસેથી એક પૈસો, સવા ગજ લૂગડું, અને ખીચડી એટલું લીધા વિના તારે બાળવા દેવું નહિ. રાત દિવસ તારે મહણીયામાં રહેવું. ખીચડી મળે તે ત્યાં ઓરી ખાવી. ના મળે તો ઉપવાસ કરવો, પણ મહણ રેઢું મૂકી ઘેર આવવું નહિ. આ કામ હરિશ્ચંદ્રને સોંપ્યું.

સાબાશ! સાબાશ! એ હરિશ્ચંદ્રની સત્યતાને ધન્ય છે. એનાં ધૈર્યને, જનેતાને એથીય વળી ધન્ય છે. એની સ્ત્રી તારા તથા પુત્ર રોહિતને, ક્યાં અવધપુરી, ક્યાં ગંગાનો તટ, ક્યાં વિલાસમંદિર, અને ક્યાં મશાણભૂમિ? ક્યાં અમૂલ્ય ખાનપાન અને ક્યાં ખોબો ખીચડી! પુત્ર ગયો, સ્ત્રી ગઇ, ભોગસુખ ગયાં- આમ હરિશ્ચંદ્ર રાજાએ સત્યની ખાતર સર્વસ્વનો ત્યાગ કર્યો, પણ સત્યનો ત્યાગ કર્યો નહિ.

આવી રીતે સત્યની મૂર્તિસમા આ ત્રણે જણાની મહાન કફોડી સ્થિતિ થઇ ગઈ. અન્નને દાંતને વેર થયું. પરઘેર પેટ ભરવું પડયું, તો પણ તેઓ સત્યથી જરા પણ ચલાયમાન થયાં નહિ. તેમ આટઆટલું દુઃખ આપવા છતાં ઋષિનું હૃદય જરાપણ કુણું થયું નહિ. વિચાર કરવા લાગ્યા જે ગજબ થયો! આ લોકો હજી કોઇ વાતે સત્યમાંથી ડગ્યા નહિ. હવે હું દેવસભામાં જઇશ, તો શું મોઢું દેખાડીશ? વસિષ્ઠને શો જવાબ આપીશ? અરે! મેં જ મારું માન ખોયું. આમ ખૂબ વિચાર કરી ખિન્ન થઇ ગયા. બસ ચાહ્ય તેમ થઈ જાય, પણ હજી આમના પર કંઈને કંઇ કરી અસત્ય બોલે એવું જરૂરાજરૂર કરૂં. આમ ધારી છેવટનો દાવ નાખવા કૈલાસપતિ શંકરને મંત્રબળથી બોલાવ્યા.

વિશ્વામિત્ર—ઓ ભાલચન્દ્ર ભોળાનાથ! પ્રણામ, પ્રણામ; તમને સેંકડો વાર મારા પ્રણામ.

શંકર—વિશ્વામિત્ર! ઘણી થઇ! હવે હરિશ્ચંદ્રનો કેડો છોડો. તમારી મહેનત છૂટી પડી. હજી પણ જે જે કરશો તે સર્વ નકામું જ છે. એ હરિશ્ચંદ્ર, રાણીતારા, કે પુત્ર રોહિત–એ

કદીપણ સત્યથી ચલાયમાન થનાર નથી, નથી ને નથી જ. વસિષ્ઠે કહ્યું હતું કે, તમારા જેવા સો વિશ્વામિત્ર ભેળા થશે તોયે તેમ સત્યથી પાડી શકવાના નથી. માટે હવે વિરામ પામો અને બાપડા પર કંઇ દયા કરો.

વિશ્વામિત્ર—ઓ ભોળાનાથ આપ કહો છો તે બધુંયે ખરૂં, પણ મારૂં શું? એને સત્યમાંથી ડગાવ્યા શિવાય મારાથી દેવસભામાં શી રીત્યે જવાય? અને પેલા વસિષ્ઠને મોઢું શી રીત્યે દેખાડાય? માટે આપ કંઇ કૃપા કરો તોમારી ધારણા પાર પડે.

શંકર—'હજી તમારી શી ધારણા છે?'

વિશ્વામિત્ર—કૃપાનાથ! કાળસેનને કાળજ્વર મૂકો. આટલી મારી ઈચ્છા પુરી કરો. ભોળાનાથ ભોળવાઇ તથાસ્તુ કહી અદૃશ્ય થઇ ગયા. હવે કાળસેન કાળજ્વરથી પટકી પડયો. અને ઋષિમહારાજ ગરોડા રૂપે ઢેઢવાડે ગયા. તેમને જોઇ કાળસેન કહે ગોરમહારાજ મારો જોષ જુઓ કયાં સુધી તાવની પીડા છે? આમણે તો આંગળીઓના વેઢાગણી ધન, મકર ને ધબ બોલી કાળસેનને કહે-આ ગ્રહ પીડા કરે છે (એટલે તમને ગ્રહ નડે છે), માટે તમો સવાસો ઘડા ગંગાના પાણીને ઉકાળી ન્હાવો; એટલે તાવ જશે. કાળસેને હરિશ્ચન્દ્રને બોલાવવા ઘાંટો પાડયો; 'હરિયા, ઓ હરિયા, અહીં આવ. મને સવાસો ગાગર ગંગોદક લાવી, ઉકાળી ન્હવડાવ. આમ કહેવાથી તેમ કર્યું. ત્યાં વિશ્વામિત્રના હુકમથી, અગ્નિદેવ પાણી બાળતો ગયો, અને રાજા રેડતો ગયો. એમાં પણ હરિશ્ચન્દ્ર પાછો પડયો નહિ. આથી વિશ્વામિત્ર હતાશ, નિરાશ થઇ સર્પરૂપે થઇ રોહિત બગીચામાં પાણી પાતો હતો ત્યાં ડશ્યો કે તરફડી તે નીચે પડયો. તેવામાં તેણે બીજા કેટલાક છોકરાઓને આવી ચડેલા જોયા. તેણે મરતાં મરતાં છોકરાઓને કહ્યું કે, મારી માતા અગ્નિસેન બ્રાહ્મણને ત્યાં છે. તેમને મારા મરણના સમાચાર કહેજો. આમ કહી પ્રભુનું સ્મરણ કરતાં કરતાં મરણને શરણ થયો. ત્યાં માળી આવી ચડયો અને રોહિતને મૂવો જોઇ-અરેરે! મારા રૂપિયા છૂટી પડયા!-આમ કહી રોહિતને

ઢસરડી બાજુ પર કર્યો. અને નેકમાંથી પાણી જતું બંધ કર્યું. છોકરાઓએ તારામતીને સમાચાર કહ્યા, જે તમારો બાળક નાગ કરડવાથી મરણને પામ્યો છે. આ વજ્રઘાત જેવું વચન સાંભળતાં જ મૂર્છિત થઈ ગઇ. થોડીવારે પુત્ર–મરણના કારા ઘાથી ગાભરી બની, અગ્નિસેનને અરજી કરી, રજા લઈ બગીચામાં બાળકના શબ પાસે આવી. બાળકના શબને ખોળામાં લઇ ખૂબ રડી પડી. તેને ઉપાડી સ્મશાનમાં આવી ચિતા તૈયાર કરી બાળકને મહીં પધરાવ્યો.

તારામતી હૃદયફાટ રૂદન કરે છે. ઓ પ્રાણપ્યારા પુત્ર, તને ચંદનના કાષ્ટના અભાવે, આકડા અને થોરના લાકડાઓમાં પધરાવવો પડે છે. પુત્ર! તારા પિતાને ખબર કોણ આપે? તારૂં મોઢું કયાંથી જોવા પામે? આમ રાત્રિનો વખત અને તેના ભયંકર રડવાનો શબ્દ સાંભળી હરિશ્ચન્દ્ર સૂતેલો તે જાગ્રત થઈ ગયો, અને દોડતો આવી ચિતાને લાત મારી વીખેરી નાંખી હે રંડે, કાળસેનનો કર આપ. નહિ તો આ લાસ ઉપાડી લે.

તારામતિ ઓળખતી નથી. એટલે તે કહે છે–ભાઇ હું હરિશ્ચન્દ્ર રાજાની સ્ત્રી તારામતી છું. અમે સત્યની ખાતર આ પુરમાં વેચાયાં છીએ. તેમાં હું અગ્નિસેન વિપ્રને ત્યાં પેટ ભરવા રહી છું. આ મારો પુત્ર રોહિત બગીચામાં રહે છે. તે સર્પદંશ થવાથી મૃત્યુ પામ્યો છે. માટે ભાઇ મારી પાસે કર આપવાનું કંઇ નથી.

હરિશ્ચન્દ્રને "આ મારી સ્ત્રી અને આ મારો પુત્ર" એટલું ભાન થતાંજ તે મૂર્છિત થઇ ગયો. અને તેના તરફ તારાની બરોબર નજર ગઇ કે રાજાને તેણે ઓળખ્યા. અરે! આ તો મારા પ્રાણનાથ, પતિદેવ. અરે શું તેઓ ચંડાલના દાસ? અહોહો! વિધિની શું ગતિ છે? આમ કહી વિલાપ કરવા લાગી. ત્યાં હરિશ્ચન્દ્ર ભાનમાં આવી કહેવા લાગ્યો–

હે સતી! આ લોકમાં કોઇ કોઈનું નથી. સૌ કર્મસંસ્કારે ભેળાં થયાં છે. હે સ્ત્રી રુદન પડયું મૂક અને મારા ધણીનો કર લાવ્ય; પછી તું મડદું બાળ્ય.

અરે સ્વામિનાથ મારી પાસેય કર ? દેવી ! મારી ખીચડી હું મૂકી દઉં. પણ મારા ધણીનો કર, જે સવાગજ કપડું, તે તો તારે આપવુંજ પડશે. હે સતિ ! જે સત્ય માટે રાજ્ય મૂક્યું, આપણે પુત્ર–સહ વેચાયાં અને સત્યને માટે હું નીચનો દાસ થઈ, આ સ્મશાનભૂમિમાં વસનારો થયો, છતાં જો આ વખતે સવાગજ કપડા માટે સત્ય છોડું તો પૃથ્વીપ્રલય થઈ જાય, માટે કાપડની માફી તો નહિજ કરાય. ત્યારે તારાએ પોતાના પહેરેલા કપડામાંથી સવાગજ ફાડીને આપ્યું, આ બધું અદૃશ્ય રૂપે વિશ્વામિત્ર જોઈ રહેલા તે પ્રગટ થઈ કહેવા લાગ્યા; 'રાજન્ આ તારૂં સત્ય કે તારૂં સત્યાનાશ ? બસ તારૂં "સત્ય" જોઇ લીધું. તારા જેવો કોઇ પણ સતિયો જોયો નથી. બસ, બસ હવે તું તારી સત્યની હઠ છોડી રાજ્ય પાછું લઇ સુખી થા. આમ બહુ બહુ રીત્યે સત્યમાંથી ચલિત કરવાને યુક્તિપ્રયુક્તિનાં વચનો કહ્યાં, ત્યારે રાજા બોલ્યો જે—

**રે રે રે ઋષિ સાંભળો રવિ ફરે મેરૂય કાં તો ચળો.**
**યા તો આ ધરણી રસાતળ પળે, સિંધુ સૂકે સામટો,**
**છો ને આપ સમા સહસ્ર ઋષિયો દુઃખો દિયો લક્ષધા**
**તો યે આ હરિશ્ચન્દ્ર સત્ય પથથી પાછો ફરે ના કદા ॥૧॥**

ઋષિ મહારાજ માથે વજ્ર તૂટી પડે, કાં વિજળીપાત થાય, મૂર્તિમંત ભયંકર કાળ આવી ઉભો રહે; તો પણ હું મહોતથી ડરનાર કે, સત્યથી ચલિત થનાર નથી. જો હું સત્ય મુકી અસત્યવાદી થઉં, તો મારા નામમાં રહેલો "હરિ" શબ્દ વિહાયગીરી લઇ લે, અને 'ચન્દ્ર' તો અસ્ત થઈ જાય; માટે હું કદી પણ સત્યથી ચલિત થઉં તેમ નથી. એટલે ઋષિએ ગુસ્સે થઇ ઇન્દ્રને વૃષ્ટિ કરવા આજ્ઞા આપી, એટલે મેઘ એકદમ તૂટી પડયો. ત્યારે તારામતી અર્ધબળેલા પુત્રના શબને લઇને જીર્ણ દેવાલયમાં પેઠી. ત્યારે વિશ્વામિત્ર ઋષિએ પોતાના તપોબળથી રાજાના પુત્રને ઉપાડી જંગલમાં સંતાડી દીધો. સવારે પાધડીમાં

ટીપણું ઘાલી જોશીનો વેશ લઈ રાજદરબારમાં ગયા. રાજાએ વંદન કરી પૂછ્યું, જોશી મહારાજ! મારો પુત્ર ખોવાયો છે, તે, ક્યાં હશે? તેનો જોશ જોઇ દ્યો.

વિશ્વામિત્ર—રાજન્, તારા પુત્રને નદીના તીર પર એક ખંડિયેર દેવળમાં ડાકણુ શેકીને ખાવા બેઠી છે. જાવ તપાસ કરો સાંભળતાજ આ વખતે રાજાએ તપાસ કરી તો તેમ જોવામાં આવ્યું.

રાજા—આ ડાકણુને મારી નાખો. તેના ઉપર પત્થરનો મારો ચલાવો, યા ગમે તેમ કરો પણુ આનો પળમાં પ્રાણુ કાઢી નાખો. લોકોએ પત્થર ફેંકી સતીને મૃતપ્રાયઃ કરી નાખી. તેટલામાં કાળસેન ભંગી આવ્યો. તેને રાજાએ કહ્યું કે આ પાપિણી ડાકણુને વધેરી નાખ. કાળસેને નજીક જઇ તપાસ કરી રાજાને કહે–ખાવિંદ? આ ડાકણુ હોય એવું મને ભાસતું નથી. રાજા કહે–ગમે તે હોય. પણુ એને કાપી જ નાખો. ત્યારે તેણે નોકર ખેમરા મસાણીને, 'એ હરિયા. એ હરિયા' એમ કહી બોલાવ્યો

હરિશ્ચન્દ્ર—હાજર અન્નદાતા સલામત—

કાળસેન—અલ્યા ખેમરા લે તલવાર, આ સ્રીનું માથું કાપી નાખ.

હરિશ્ચંદ્ર—તૈયાર સાહેબ! એમ કહી તલવાર લઈ મારવા નજીક ગયો. તારા પત્થરોના મારાથી લોહીલોહાણુ થઈ ગઇ છે. બોલીયે શકાતું નથી. આંખો તગતગી રહી છે. અને પોતે ઓળખે છે. કે, આ સ્રી મારી તારા છે. છતાં, અન્નદાતાના હુકમને માન આપી તલવાર ઊંચી ઉપાડે છે. પણુ જરા સ્થિર થાય છે. ત્યાં, તારાએ કહ્યું–પ્રભો? પ્રાણુ પ્યારા પતિદેવ! મને આપના અંતકાળે દર્શન થયાં. અહો મારું ધન્ય ભાગ્ય!

હરિશ્ચન્દ્ર—સતિ! સૌ પ્રાણીઓ ભાવિ પ્રમાણે સુખ દુઃખને ભોગવે છે. આપણે કોણુ? ક્યાંના રહીશ? કઈ સ્થિતિના? છતાં અત્યારે ક્યાં અને કેવી હાલતમાં પડયાં છીએ? બસ. પ્રભુની

ઇચ્છા પ્રમાણે બને છે અને બનશે. સતિ! પ્રભુને યાદ કરી પ્રભુના દરબારમાં પહોંચવા તૈયાર થઇ જા! આ નાશવંત દુનિયામાં કોઇ કોઇનું નથી. સર્વમાંથી સ્નેહવૃત્તિ તોડી એક પ્રભુના ચરણમાં જોડી દે. સતિ! પ્રભુના નામની સ્મૃતિ સર્વ દુઃખમાત્રની હોળી કરનારી છે. માટે પતિ–પુત્રાદિક સર્વમાંથી વૃત્તિ તોડી ભગવાનમાં વૃત્તિ જોડી મરવા સાવધ થા. એમ કહી હરિશ્ચન્દ્ર રૂપ ખેમરો-મસાણીઓ તલવાર લઇ સતિની ગરદન પર ઝુકાવવા જાય છે ત્યાં તો પરમ કૃપાળુ પરમાત્માએ પ્રકટ થઇ–'હાં હાં' કરી તેનો હાથ પકડી લીધો. ત્યાં તો બ્રહ્મા, શંકર, અગ્નિદેવ, યમરાજ અને વસિષ્ઠ મુનિ સર્વ વિમાનમાંથી આવી ખડા થઇ ગયા. સાબાશ, સાબાશ, હરિશ્ચન્દ્ર સાબાશ! ધન્ય છે તને! ધન્ય છે તારી સ્ત્રીને! ધન્ય છે તારા પુત્રને! એથી યે પણ ધન્ય છે, તારી "સત્ય" ટેકને! એમ કહેવા લાગ્યા. ભગવાનની અમી દૃષ્ટિથી રોહિત સજીવન થયો, તારા સ્વસ્થ બની. અને હરિશ્ચન્દ્ર એકદમ હર્ષિત થયો. ત્રણે જણ સુખસિંધુ પ્રભુના ચરણમાં ઝૂકી પડયાં. ભગવાને પોતાનો વરદ હસ્ત તેમના શિર પર મૂકી પીઠ થાબડી. "ઓ સત્ય-વાદીઓ! વિશ્વામિત્રે તમારી આવી મહાન કફોડી સ્થિતિ કરી દુઃખદરિયામાં ડુબાવ્યાં, તો પણ મારાથી તમારી ખબર લેવાઇ નહિ. બસ બસ હું વિશ્વામિત્રને જોઈ લઉં છું. તારા અપરાધનું ફળ તેને આપું છું." આમ કહેતાં જ ઋષિને હણવા હાથમાં સુદર્શન ચક્ર લે છે. ત્યાં તો હરિશ્ચંદ્રે ભગવાનનો હાથ પકડયો: 'કૃપાનાથ! આ શું?'

ત્યારે પ્રભુ બોલ્યા–રાજા તને અસહ્ય દુઃખ દેનાર, ઇન્દ્ર સભામાં અસત્ય રીતે ઝગડો મચાવનાર, તારૂં રાજ્ય લેનાર, તારા પુત્રને સર્પ રૂપે ડંસનાર, સ્ત્રીને ડાકણ ઠરાવનાર, આવી મહાન તારી દુર્દશા કરનાર આ નિર્દય વિશ્વામિત્ર છે માટે એને હણવો જ જોઇએ.

હરિશ્ચંદ્ર—કૃપાનાથ હીરો અમૂલ્ય હોય, તો પણ શરાણે ચઢાવ્યા સિવાય તેની કિંમત થતી નથી. તેમણે મારી સત્યતાની

કસોટી કરી મને કિંમતી ઠરાવ્યો છે. આ સિવાય આટલી મારી કીર્તિ વધત નહિ. કૃપાનાથ ! આ વિશ્વામિત્રે આટલું ન કર્યું હોત તો અમને આપનાં દર્શન ક્યાંથી થાત ? વિશ્વામિત્રના કાર્યથી જ હું ખરો સત્યવાદી અને કીર્તિવંત બન્યો છું. કૃપાનાથ મારા નિમિત્તે તેને હણો તો મને બ્રહ્મહત્યા લાગે, અને સદાને માટે મને કપાળમાં કાળપ ચોટે. આપ કૃપા કરી ક્રોધ શમાવો. વિશ્વામિત્રને અભય કરો. આમ બહુ બહુ કહી ભગવાનને શાંત કર્યા. આથી ભગવાને એકદમ પ્રસન્ન થઇ, હરિશ્ચંદ્રને વર માગવા કહ્યું.

હરિશ્ચંદ્ર—કૃપાનાથ, મારા ઉપર જેવી કૃપા છે તેવી સદાય રહે, અને આ એક વિશ્વામિત્ર નહિ પણ આવા હજારો વિશ્વામિત્રો મારી પરીક્ષા કરે. તો પણ સત્યથી ચલાયમાન ન થાઉં એ વર માગું છું. ત્યારે તારાને વર માગવાનું કહ્યું. તેણે પણ એમ જ કહ્યુ. કૃપાનાથ ! મારા ઉપર આવી ને આવી કૃપાદૃષ્ટિ રાખો, અને સત્યથી કદી પણ મન ચલિત ન થાય એવું બળ અને ધીરજ આપો. રોહિતે પણ એમ જ કહ્યું. કૃપાનાથ ! મારા ઉપર આપે પૂર્ણ કૃપા કરી. હવે એ જ માગું છું કે, મને, મારા પિતાને અને મારી માતાને આપના સુખપુર–ધામમાં આપની હજુરમાં અખંડ વાસ આપો. આવી રીતે આ ત્રણે જણાએ ભગવાન પાસે માગી લીધું.

ભગવાને ત્યારે જણાવ્યું રાજન્ ! તમો અયોધ્યાપુરી જાવ, પ્રજાને મળો અને પાછું અવધપુરીનું રાજ્ય સંભાળી લ્યો.

હરિશ્ચંદ્ર—કૃપાનાથ મને રાજ્યની ઇચ્છા નથી. આ લોકનાં તુચ્છ અને નાશવંત કાકવિષ્ટા જેવા વૈભવાદિક વિષય–સુખમાં મારૂં મન નથી. માત્ર તમારા ચરણની સેવા કરવામાં જ મારૂં એક મન છે.

ભગવાને ત્યારે એમ કહ્યું કે–એમ છે તો પણ તું રાજ્યમાં રહે મારી સેવાભક્તિ કર. પુત્રવત્ પ્રજાનું પાલન કર. આયુષ્યને અંતે હું તારા કહેવા પ્રમાણે મારા ધામમાં રાખીશ. તમો ત્રણે જણા મને જેવા વહાલા છો તેવું મને આ મારૂં દેહ કે ધામ વહાલું નથી.

વિશ્વામિત્રે હરિશ્ચંદ્રના ચરણુમાં પડી પોતાના કૃત્ય માટે વારંવાર માફી માગી અને હાથ જોડી કહ્યું: 'રાજન્! હું ત્યાગાશ્રમમાં છું. તું ગૃહસ્થાશ્રમમાં છે. તો પણુ તું ભગવદ્-પ્રસન્નતાના ગુણોને લીધે મારે પૂજ્ય અને માન્ય છે. અને હું રાજર્ષિ મટી બ્રહ્મર્ષિ થઉં એવો તારી પાસે આશીર્વાદ માગું છું. આમ કહી વિશ્વામિત્ર વારંવાર વંદન કરવા લાગ્યા.

વસિષ્ઠ—હે રાજન્! તારૂં નામ હરિશ્ચંદ્ર એટલે તારામાં પાપ-તાપ હરનાર હરિનો વાસ છે. તેમ અંધકારને ટાળનાર ચંદ્રનો વાસ છે. તેથી તારો કોઇપણુ પરાભવ કરી શકનાર નથી. ધન્ય છે, ધન્ય છે, તારી સત્યતાને, રાજન્! સુવર્ણની, હીરા માણેકની કે કોઈપણુ અમૂલ્ય પદાર્થની કિંમત હોય છે, પણુ આ લોકમાં તારી કિંમત કરવાને અને તને ઉપમા દેવાને કંઇ પણુ વસ્તુ નથી. આમ વાત થાય છે ત્યાં તો ઇન્દ્રે, યમરાજાએ અને અગ્નિદેવે આ ત્રણે સતીયાઓના વખાણુ કરી કંઠમાં પુષ્પોના હાર પહેરાવ્યા.

રાજન્! આ અમારી વિજયમાળા આપનો સદાય વિજય કરો. તમે અમારે સદાય માન્ય અને પૂજ્ય છો. આ વાત ચાલે છે, ત્યાં તો આકાશમાંથી એકદમ પુષ્પોની તથા ચંદનની વૃષ્ટિ થઈ. આકાશમાં જય જયના શબ્દો અને વિજયના વાજાંઓના શબ્દો થવા લાગ્યા. આવી રીતે મહાન આનંદોત્સવ થઈ રહ્યો છે, ત્યાં તો ભગવાન તથા દેવો અદૃષ્ય થઇ ગયા અને પછી આ ત્રણે જણાં પ્રભુનું નામ જપતાં જપતાં અવધપુરીમાં આવી પહોંચ્યાં.

વાચકો! સત્ય એ જ ખરેખર મોક્ષનું સાધન છે. રાજા હરિશ્ચંદ્રે સત્યને જ પોતાનું જીવન કર્યું હતું. અને સત્યનો જ એક પૂજારી હતો. ક્રોધની મૂર્તિ સમા વિશ્વામિત્રે તેની સત્યતાની ખરેખરી કસોટી કરી, તો પણુ તેમાંથી જરાપણુ ચલિત થયો નહિ. બ્રહ્માંડના વડીલ બ્રહ્માદિક પૂજ્ય દેવોએ, તેની પૂજા કરી તેના ઉપર પુષ્પોના અને ચંદનોના વરસાદ કર્યા અને ભારે ધન્યવાદ આપ્યો. પોતે પ્રાતઃસ્મરણીય અને સત્યવાદીઓના શિરોમણિ

કહેવાયા અને પરમાનન્દ પરમાત્માના પરમ પદને પામી ગયા. તેમ આ લોકની અંદર જે સત્યનો સમાગમ કરશે એટલે સત્‌-પુરૂષો, સતશાસ્ત્ર, સતધર્મ, અને સત્યરૂપ એવા પરમકૃપાળુ શ્રીહરિ-આ ચારના સંગ–સહવાસમાં જે રહેશે તે જન્મ, મરણ, યમયાતના અને કાળકર્મ માયાના બંધન થકી મુક્ત થઇ, પરબ્રહ્મ પરમાત્મા શ્રીહરિને પામી, પરમ સુખીઆ થશે. જ્યારે સત્ય-ટેકધારી અને સત્યશ્રેયી બનશે; ત્યારે ભગવાન પણ સત્યનો સંગ કરનારાઓની સહાયમાં ખડા પગે ઊભા રહેશે.

ચોરાસી હજાર દેશનો માલીક મહા શૂરવીર પાંડુ રાજા, મૃગયા કરવા વનમાં ગયો. ત્યાં અજાણતાં બ્રહ્મહત્યા થઇ ગઇ, ત્યારે તેણે પોતાનું રાજ્યપાટ પોતાના જન્માંધ ભાઇ ધૃતરાષ્ટ્રને સોંપી કહ્યું, 'ભાઈ! હું આવું ત્યાં સુધી તમે રાજ્યને જાળવજો. આપણા દાદા ભીષ્મ પાસે રહી બધો રાજ્યવહીવટ ચલાવજો અને પુત્રવત્‌ પ્રજાનું પાલન કરજો. હું બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કરવા વનમાં જાઉં છું, તે બાર વરસે પાછો આવીશ.' આમ કહી પોતાની બે સ્રી કુંતા અને માદ્રી તથા કેટલુંક સૈન્ય અને પુષ્કળ ધન લઈ વનમાં ગયો. ત્યાં કેટલાક દિવસ કુંતાને નાની વયમાં દુર્વાસાથી મળેલા પાંચ મંત્રોથી પાંચ પુત્રો થયા. પોતે હંમેશાં વનમાં ઋષિઆશ્રમોમાં ફરતા, અને આનંદ–કિલ્લોલ કરતા હતા. તેવામાં તેમના સુખના સૂર્યનો અસ્ત થવા સમય આવ્યો. પોતાને વનમાં બ્રાહ્મણે મરતાં મરતાં શાપ આપેલો, કે મારી સ્રીને ઋતુદાન આપતાં મારો પ્રાણ જાય છે, તેમ તારો પ્રાણ પણ સ્રીને ઋતુદાન આપતાં જજો. આવો શાપ પોતાને થયો છે, તેના પ્રાયશ્ચિત માટે જ વનમાં નિકળવું થયું છે. એટલે સ્રી પાસે જવું ન જોઇએ, પણ આ વાત તો તેઓ તદ્દન ભૂલી જ ગયા. ખરી વાત છે કે, " **विनाशकाले विपरीतबुद्धिः** "–વિનાશ થવાનો હોય, ત્યારે જ વિપરીત બુદ્ધિ થાય છે. હિતસ્વીઓનાં વચન મનાતાં નથી. આમ પડતીના ગણેશ બેઠા કે આ બધુ ભાન ભૂલી ગયો. "**સુખે સાંભરે સ્રી ને દુઃખે સાંભરે રામ**" તેથી પોતાને પુત્રલાભનું સુખ

મળતાં કામના ઉત્પન્ન થઈ. કુંતાની ગેરહાજરીમાં માદ્રી પાસે જઇ અંગસંગ માગતાં તે બોલી 'કૃપાનાથ! આ શું વદો છો? આપનો શાપ વિચારો. આમાંથી તમારૂં અને મારૂં મોત થશે. અને કાળી ટીલી ચોટશે. છોકરા રઝળતા થઇ જશે. માટે શાન્ત થાવ. વૃત્તિ પાછી વાળી વિચાર કરો. આમ ઘણું ઘણું કહ્યું, પણ એકાંતમાં કામનો વાસ છે, તેથી કામાંધ થઈ જવાથી માદ્રીનું કાંઈ પણ મનાયું નહિ. ખરેખર "**कामान्धो नैव पश्यति ॥**" કામાન્ધ કોઇને દેખતો નથી તે સર્વથા સત્ય છે. ના ના કહેતાં જ નિર્લજપણે બળાત્કાર કરવા ગયો, ત્યાં તો મરણ પામ્યો. પાછળ માદ્રી સતી થઇ. પડતી થાય, ત્યારે ચારે કોરથી ઊના વાયરા વાવા લાગે છે. તેમ આમને પણ થયું. રાત્રી પડતાં ચારે કોરથી દાવાનળ લાગ્યો. તેમાં પાંચ પુત્ર અને છઠ્ઠી માતા કુંતા–આ છ સિવાય બધું બળીને ખાખ થઈ ગયું. દુઃખિત થઈ ગયેલાં એ છએ જણાં રખડતાં રઝળતાં પાછાં રાજ્યમાં આવ્યાં. અહીં તો ધૃતરાષ્ટ્રનો વડો દીકરો દુર્યોધન બધો રાજ્યવહીવટ હાથમાં લઇ પોતેજ સઘળું રાજ્યતંત્ર ચલાવતો હતો. રાજ્યને પચાવી પાડવા સત્યને બાજુ પર મૂકી કેવળ કપટાચરણ કરવા લાગ્યો કપટભર્યાં ઉપાયો રચ્યા. પણ "**જેને રામ રાખે, તેને કોણ ચાખે?" જેનો પ્રભુ પાંસરો તેનો વેરી આંધળો**–તેમ દ્વારિકાધીશ કૃષ્ણચંદ્રે એ નિષ્કપટ અને નિર્દોષ બંધુઓનું સર્વ પ્રકારે રક્ષણ કર્યું.

એક વખત દુર્બુદ્ધિના દુર્યોધને સત્યને વેગળુ મૂકી ભોળીયા યુધિષ્ઠિરને ભોળવી પાસા રમાડી કપટથી રાજપાટ છીનવી વલ્કલ પહેરાવી બૂરી હાલતે વનમાં કાઢયા. પણ અંતે શું થયું? તેણે અસત્ય રાખ્યું તો તેનું સર્વ પ્રકારે અસત્ય થયું. યુધિષ્ઠિરે સત્ય રાખ્યું તો સર્વ પ્રકારે તેનું સત્ય થયું! જો કે ભીમાદિક ભાઈઓએ તો કહ્યું:

**यस्मिन् यथा वर्तते यो मनुष्यस्तस्मिंस्तथा वर्तितव्यं स धर्मः ।**

ખરો બુદ્ધિશાળી તેનેજ જાણવો કે, જેવો આગલો વર્તે તેવું જ તેણે વર્તવું જોઇએ. **वृजन्ति ते मूढधियः पराभवं भवन्ति-**

**मायाविषु ये न मायिनः** શઠ આગળ શઠ થતા નથી તે જ દુઃખી થાય છે. માટે આપણે પણ તેના જેવુ જ થવું જોઇએ. ત્યારે યુધિષ્ઠિર કહે. ના, ના, ચહાય તેમ થઈ જાય. ગમે તેટલું દુઃખ પડે, અરે! પ્રાણ ભલે જાય, પણ સત્ય કેમ, જાય? **मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाः । मनस्यन्यत् वचस्यन्यत् कर्मण्यन्यत् दुरात्मनाम्** જેનું મન, વચન અને વર્તન એક હોય તેને સતપુરૂષ કહેવાય. પણ અબી બોલ્યા, અબીફોક-તેને અસત્પુરૂષ કહેવાય. માટે જેને સતપુરૂષની પંક્તિમાં ભળવું હોય તેણે તો હંમેશાં સત્યનું જ સેવન કરવું.જો સત્ય રાખશો તો જરૂર સત્યના બેલી સત્યાત્મા ભગવાન સતીઆની સહાયમાં રહેશે.

દુર્યોધને અસત્ય રાખ્યું, તો વનમા ગયો ન હતો છતાં તેને ઋષિઓનો શાપ મળ્યો તેથી તે દુઃખી થયો અને ભૂંડે મોતે મૂવો. આ સર્વ અસત્યનો જ પ્રભાવ છે. માટે હંમેશાં આ સંસારના દુઃખદરિયામાંથી નીકળવાની ઇચ્છાવાળા મુમુક્ષુએ સત્-પુરૂષોનું સેવન કરવું. સત્યના જ સમાશ્રયી બનવું. જગતમાં ભલે સંત, સત્સંગી કે મોટો ઉપદેષ્ટા હોય; પણ જ્યારે એ સત્ય બોલશે, સત્ય ચાલશે, સત્ય જમશે, અને સર્વ પ્રકારે સત્યનું જ સેવન કરશે તથા સત્શાસ્ત્ર, સત્પુરુષ અને સત્ય એવા શ્રીહરિના જ સંગમાં મસ્તપણે રહેશે ત્યારે જ તેઓ સાર્થક નામ ધારી, સાચા સંત સત્સંગી અને ઉપદેષ્ટા કહેવાશે. માટે જેને અનેક જન્મના પાપરૂપ ખાતાઓને ખતમ કરવાં હોય, પૂર્ણાનંદ પ્રભુના પૂર્ણાનન્દ-પદે પહોંચવું હોય તેણે તો સત્યનું જ સેવન કરવું. સત્યાગ્રહી બનવું અને સત્યનાજ સંગી થવું. પ્રથમ તો સત્યવાદીને માથે હરિશ્ચંદ્ર અને નળરાજાની માફક અણધાર્યા અને ઓચિંતા દુઃખના ડુંગરાઓ ગબડી પડશે, વિઘ્નોના વાદળો તૂટી પડશે; પણ જો સત્ય નહિ છોડે તો આખરે સત્ય જ તેઓને તારશે. તેમનાં વિજય-વાજાં વાગશે. સત્યથી પ્રશંસનીય, ઉન્નત, સુખી અને સુખસિંધુ શ્રી. હરિના કૃપાપાત્ર બનશે. માટે દરેક મુમુક્ષુએ સાર્થક નામધારી સાચા સત્સંગી થવું અને બીજાને સત્સંગી કરવા આગ્રહ રાખવો.

જેનું જીવન આદર્શમય હશે; જેનામાં વર્તન, વાણી અને વિચારની એકતા હશે, તે જ બીજાના ઉપર સત્વર છાપ પાડી શકશે. માટે જે કાંઇ કરવું તે નિઃસ્વાર્થપણે પરોપકારાર્થે પ્રભુપ્રીત્યર્થે નિખાલસ દીલથી અને શુદ્ધ નિષ્ઠાથી કરવું. ગમે તેવા સંકટમાં સપડાયા છતાં જો માનવી સત્ય છોડતો નથી, પ્રાણાન્તે પણ સત્ય ટકાવી રાખે છે, તો સત્યના બેલી સત્યાત્મા ભગવાન શ્રી. હરિ તેનું રક્ષણ કરે છે. વળી જ્યારે કૌરવ–પાંડવોને યુદ્ધ કરવાનું નક્કી થયું, ત્યારે દુર્બુદ્ધિના દુર્યોધને ભીષ્મદાદાને કહ્યું દાદા,! દ્વારકાવાળા કાળીઆ કૃષ્ણે યુદ્ધનું નોતરૂં દીધું, તો હવે આપણે યુદ્ધ કરવું પડશે. માટે આપણે જીતીએ અને પાંડવો હારે, આપણે બધા જીવીએ અને પાંડવો બધા મરે–એવું મુહૂર્ત જોઇ દ્યો. ત્યારે ભીષ્મદાદાજીએ હાસ્યવદને કહ્યું ભાઇ! હું એટલું ભણ્યો નથી. તારે જો ખરૂં મુહૂર્ત જોવરાવવું હોય તો સહદેવ પાસે જા.

દુર્યોધન—એ તો આપણો શત્રુ છે. તો કહે–તારે માટે એ શત્રુ છે, પણ એ સતિકુમારને માટે તું શત્રુ નથી. પછી એ ત્યાં ગયો અને કહ્યું–સહદેવ ! અમે બધા જીતીએ અને તમે બધા હારો. અમે બધા જીવીએ અને તમે બધા મરો, એવુ મુહૂર્ત જોઇ દ્યો. મને દાદાએ મોકલ્યો છે. આ સાંભળીને પ્રથમ તો સહદેવ ખૂબ હસી પડયો. પછી વિચાર કર્યો, કે કર્તાહર્તા પરમાત્મા છે. **ધણીનું ધાર્યું થાય છે. વિચાર્યું વાયે જાય છે. यद् भाव्यं तद्भवत्येव भावि येन्न तदन्यथा** જે થવાનું હોય તે થયા કરે છે. નથી થવાનું તે થતું નથી. ભાવિ કોઈ અટકાવી શકયું નથી. આપણા ઉપર આકીન રાખી આવ્યો તો આપણે સત્ય કહેવું. વિશ્વાસઘાત કરવો નહિ. જો 'સત્ય' રાખીશું તો આપણું કોઈ અસત્ય કરનાર નથી. "સત્યમાં સંપ, જશ, જય અને સતૂપ્રિય ભગવાનનો વાસ છે. અસત્યમાં ક્ષય, કલેશ, વિઘ્ન, વિપત્તિ ને મૃત્યુનો વાસ છે. આ બિચારો આશાથી આવ્યો, તો પ્રભુ–ઇચ્છા પ્રમાણે ગમે તે થાય પણ એને તો સત્ય જ કહેવું. આમ વિચારી ટીપણું કાઢી જોષ

જોઈ સહદેવ બોલ્યા–ભાઇ ! મુહૂર્ત આવતી કાલે આવે છે. તો મધ્યાહ્ન સમયે બાર વાગતા અભિજીત નક્ષત્રમાં રણસ્તંભ રોપજે એટલે તારા ધાર્યા પ્રમાણે સિદ્ધિ થશે. પરંતુ યાદ રાખજે કે, તેનું પૂજન કોઇ બત્રિસલક્ષણા પુરૂષ પાસે કરાવજે. આ સાંભળી દુર્યોધન મલકાતો, ફૂલાતો, મરડાતો દાદા પાસે આવ્યો અને બધી વાત કહી. બીજે દહાડે રણસ્તંભ રોપ્યો. શેષમાથે ખીલી આવી. હવે ભક્તાધીન ભગવાન દ્વારકાધીશ શ્રીકૃષ્ણ પ્રભુને ચટપટી થઈ: અરે ગજબ થયો ! સહદેવે ભૂંડુ કર્યું ! કૌરવો કાળા કૃત્ય કરનાર કપટી અને પાંડવોના પાકા શત્રુ છે. તો જો એ જીવશે તો ગજબ કરશે. આમ વિચારી પ્રભુએ દુર્યોધનને દુર્બુદ્ધિ મૂકી. જેથી તેણે બત્રિશ કુલક્ષણા નીચ પુરૂષ પાસે પૂજન કરાવ્યું. આથી કાળ કળકળી ઊઠયો અને આકાશવાણીથી શાપ આપ્યો–અરે દુષ્ટ ! મને ભ્રષ્ટ કર્યો ? બસ જા, તું રણસંગ્રામમાં તારા કુળકુટુંબ પરિવાર અને મિત્રો સહિત નાશ પામી જઇશ.

વાચકો ! જુઓ સહદેવે સત્ય રાખ્યું તો ભક્તભીડભંજન ભગવાને તેઓનું રક્ષણ કર્યું.

**“ દળફરે, વાદળ ફરે, ફરે નદીનાં પુર**
**પણ, સતીઆ સત છોડે નહિ, જો પશ્ચિમ ઉગે સુર ”**

ચહાય તેમ થઇ જાય, તો પણ સતિયા સત છોડતા નથી. જેઓને માયા થકી મુક્ત થવું હોય, જન્મમરણ રૂપ દુઃખદરિયામાંથી નીકળી સુખસિંધુ શ્રીહરિને પામી સુખીઆ થવું હોય, તેમણે તો હંમેશાં ‘સત્યને જ’ પોતાનું જીવન, આધાર અને ભૂષણ માનીને જેમ બને તેમ સદાચારી, સદાહારી ને સત્યસ્થાયી બનવું. એમ થવાશે ત્યારે જ કૃતકૃત્ય થવાશે અને સર્વત્ર વિજયડંકો વાગશે. સત્ય એ જ સુખનું અને મોક્ષનું ખરૂં સાધન છે. સર્વ પ્રકારે સત્યના જ પૂજારી બની સતપુરૂષ સતશાસ્ત્ર, સતધર્મ અને સતસ્વરુપ ભગવાન આ ચારના જ સંગી બની પોતાનું આત્મશ્રેયસ્સાધન સાધી લેવું.

## ।। કન્યાવિક્રય એ મહાપાપ છે ।।



હાલ હિન્દમાં વાણીઆ–બ્રાહ્મણ જેવી ઉત્તમ કોમોમાં પણ કન્યાવિક્રયનું કામ પૂરજોસથી ચાલી રહ્યું છે. તેઓમાં કન્યા-દાન કરવાનું ભૂલી કન્યાદામ લેવાનું વધી ગયું છે. **કેટલાક નિર્દય, ધનલાલચુ માબાપો ચમારવાડે સુકાવેલા ચામડાનાં ખોખા જેવા, બોખા બુઢ્ઢાઓને પણ પોતાની દેવકન્યા જેવી દીકરીઓનાં બલિદાનો આપે છે.** કાળ જેવા ક્રૂર માબાપો પોતાના સુખ સામું જુએ છે. પણ બિચારી ગરીબ ગાય જેવી બાપડી કુમળી કન્યાઓનાં સુખ સામું જોતા નથી.

### હરામનું હરામમાં

ગમે તેટલા દામ લીધાં હોય, તો યે **"દૂધનાં દૂધમાં અને પાણીના પાણીમાં" જાય છે;** કેમકે **હરામના પૈસા લેનારને એ કદી પચતા નથી-ટકતા નથી.** અને **હકના હોય તેને પણ ઉઠાવી જાય છે.** તો પણ ધનાર્થી, વિચારશૂન્ય માબાપો, બિચારી કુમળી કન્યાઓને દુ:ખના દરિયામાં ડુબાવતાં દિલથી જરા પણ ડરતા નથી.

### નિસાસાની વરાળ

દીકરી નાની કે મોટી વયની હોય, પણ શરમને લીધે કંઇ બોલી શકતી નથી. તેમને તો, માબાપનો એવો વિશ્વાસ હોય કે મારા માતાપિતા મારૂં સારૂં જ કરશે. વળી વિશ્વાસી ગરીબ ગાયની પેઠે જ્યાં દોરે ત્યાં જાવાવાળી દીકરીઓને જ્યારે પોતાના માબાપ પાપી, પેટની ખાતર તેમ જ પૈસાદાર થવાની ખાતર ખાડામાં નાંખે છે, ત્યારે તેઓ આવા નિર્દય માબાપો ઉપર પોતે જિંદગીભર નિસાસાની વરાળ કાઢ્યાં કરે છે.

## માબાપ કે કસાઇ ?

હાલમાં ઘણીક કન્યાઓ બિચારી દયામણે ચ્હેરે દુઃખિયારી બની દુઃખાવસ્થામાં રિબાયા કરે છે. જે માબાપો પોતાની પુત્રીનું હિત ઇચ્છતા નથી, તેમનું કદિ પણ દીનેશ્વર એવાં પરમેશ્વર હિત કરતા નથી. જે માબાપ પોતાની વહાલી દીકરીને ગુંગળાવી મારવા જેવું દુઃખ દેવામાં લેશમાત્ર પણ દયા લાવતા નથી, તે માબાપ નહિ પણ ખરેખર **કસાઇ અને નિર્દયતાની મૂર્તિ છે.** માટે જેને સુખી, યશસ્વી અને દીર્ઘાયુષી બનવું હોય તેણે તો પોતાની દીકરીને લાયક વર–ઘરની તપાસ કરીને આપવી; જેથી તે સદૈવ સુખ–શાન્તિમાં રહે અને નિરંતર આશીર્વાદનો વરસાદ વરસાવ્યા કરે.

પૂર્વે વિરાટનગરીમાં એક **વનાશા** વાણીઆને સુશીલ સ્વભાવની **વિદ્યાવતી** નામની મોટી પુત્રી હતી. તેને વિવાહિત કરવાનો વિચાર ચાલતો હતો. તે વાતની વૃષભનગરમાં ખબર પડી; એટલે એક વિધુર. વૃદ્ધ અને વધૂની ઇચ્છાવાળા **ખબાશા** શેઠે પોતાના ગોર ભોળાદેવને બોલાવી કહ્યું–" ગોર ! પૈસાને ઉધઇ ચઢી જાય છે, માટે ગમે તેમ કરો, પણ કન્યા શોધી લાવો."

**ગોર**—દાંત પડી ગયા, પળીઆં આવી ગયા, આંખે ઝાંખ આવી ગઇ, શિથિલાંગી થઈ ગયા, તો હવે તમને એવો કયો હૈયા-ફૂટો હોય તે કન્યા આપે ?

**ખબાશા**—ગોર ! **ન કરે કોઇ કામ, તે કરે દામ**

**ગોર**—તે વાત ખરી.

**શેઠ**—ખરી હોય તો આજ ને આજ ઊઠો, વિરાટનગરીમાં જાઓ. ત્યાં **વનાશા** શેઠ પોતાની કન્યાને પરણાવવાનો તથા પોતાનું પેટ ઠારવાનો વિચાર કરે છે. તેને મળો અને તમને ઠીક પડે તે આપવાનું કહીને એ ઘાટ બેસાડી દ્યો. હું તમને રાજી કરીશ. થાવ તૈયાર લ્યો ! આ ખરચીના રૂપિયા પાંચસો. તે લઈને વહેલા સિધાવો.

ગોરે જાણ્યું "ગોળનું ગાડું મળ્યું." રૂપિયા પાંચસો આવે છે, ત્યારે લાવને જઈ આવું. કન્યા મળશે તો ઠીક છે, નહિ તો શહેર જોઈને પાછા આવશું. આમ જાણી ગોર ગયો.

વિરાટનગરી ગામમાં પેસતાં એક માણુસને ઊભો રાખી પૂછ્યું–"ભાઇ! તમો કેવા છો? શો ધંધો કરો છો?" તે કહે–"હું લાડ વાણીઓ છું. અને રૂનો વેપાર કરૂં છું. તમારે શું કામ છે? અને ક્યાંના છો?"

**ભોળોભટ**—"હું વૃષભનગરનો બ્રાહ્મણ છું. અમારા ગામના **અબાશા** શેઠને ચાર બૈરીઓ થઇ તો પણ કમનસીબે હાલ એકે ય રહી નથી. વિધુર બન્યા છે તેમ કંઈ સંતાન પણ નથી. હાલમાં તેમને પરણુવાની ઈચ્છા થઇ છે, માટે તેમના સારૂં એક મોટી કન્યાની શોધ કરવા અહીં આવ્યો છું. આપ કોઇના ઘરે મોટી કન્યા જાણુતા હો તો મહેરબાની કરી બતાવશો? હું આપનો ઉપકાર માનીશ."

**વેપારી**—મહારાજ! આ ગામમાં મોટી કન્યાઓ તો ઘણી છે, પણ ઘણા દોકડા દીધા વિના મલે તેમ નથી.

**ભોળોભટ**—કન્યા મોટી હોય તો પૈસા ખર્ચવાનો કંઈ વાંધો નથી.

**વેપારી**—એમ હોય તો અમારી જ્ઞાતિના **ગાંડારામ ગોરને** મળો તો જરૂર એ તમારૂં કામ કરી દેશે. એ ઘરોઘરનો લોમિયો છે.

**ભોળોભટ**—"હું તેને ઓળખું નહિ. તમો તેનો મેળાપ કરાવી આપો તો આપનો પાડ માનીશ.

વેપારીએ આડું અવળું જોયું કે એક દુકાને ગોર ગાંડારામને ગપ્પા મારતો જોયો. ઓ ગાંડાજી ગોર! ગાંડાજી ગોર! એમ બૂમ પાડી કે પેલો ઉતાવળો ઉતાવળો પાસે દોડી આવ્યો.

"શેઠ! મને કેમ બોલાવ્યો?" એટલે **ભોળાભટ** સામી આંગળી કરીને કહ્યું કે, આ માણુસ કહે તે સાંભળો. અને એની

મદદમાં ભળી તેનું કામ કરી દ્યો. એમાં તમને પણ લાભ છે. આ પરદેશી માણસ અજાણ્યો છે, માટે હાલ તમારે ઘેર લઇ જાવ.

**ગાંડારામ**—ચાલો મહારાજ! મારે ઘેર. તમારે જે કામ હોય તે કહેજો. મારાથી બનતું બધું તમારૂં કરીશ.

પછી ભોળોભટ્ટ તેને ઘેર ગયો.

**ગાંડારામ**—તમારે શું કામ છે?

**ભોળોભટ્ટ**—અમારા **ખબાશા** શેઠને ચાર બૈરીઓ થઇ તો પણ રાંડયા છે અને તેને કાંઈ પ્રજા પણ નથી. તેને હમણાં પરણવાની ઘણી ઇચ્છા થઇ છે. તેથી તેના સારૂં અહીંની દીકરી **વિદ્યાવતી**ની વેવિશાળની વાત સાંભળી હું અહીં આવ્યો છું. જો શેઠ માને તો વાત ચલાવો. હું તમારૂં મહેનતાણું આપીશ.

**ગાંડારામ**—શેઠની ઉંમર કેટલી?

**ભોળોભટ્ટ**—"ઉંમર તો લગભગ સાઠેક વરસની છે. પણ આ જમાનામાં હાલ ઉંમર સામું કોણ જુએ છે! સૌ પૈસા સામું જુએ છે. જેને દીકરી વહાલી હશે એ તો નહિ આપે. પણ જેને પૈસો વહાલો હશે તે આપશે. માટે તમો આમાં ભળો અને આ ચોકઠું બેસાડી દ્યો."

**ગાંડારામ**—મહારાજ! સાઠ વરસના બુઢ્ઢાને તો કોઈ કન્યા આપે નહિ, પણ હું ગમે તેમ કરી એ કન્યા અગર કોઈ મોટી કન્યા મેળવી આપુ. પણ એમાં તમે મને શું આપશો?

**ભોળોભટ્ટ**—ભાઈ! તમે બ્રાહ્મણ છો. હું પણ બ્રાહ્મણ છું. તમારાં ઘરમાં આવશે એમાં હું રાજી છું, પણ તમારી ઇચ્છા કયાં સુધીની છે? તે જરા જણાવશો?

**ગાંડારામ**—આમાં પરસેવો બહુ વાળવાનો છે. અને હાલના ધર્મ-સુધારકો સામે વેર બાંધવાનું છે. પણ એમને તો હું પહોંચી વળીશ; પણ તમારી પાસેથી રૂપિયા પાંચસોની ઇચ્છા છે.

**ભોળોભટ્ટ**—તમારો-મારો આ નવો સંબંધ થાય છે. માટે આટલું નહિ પણ જાવ રૂપિયા ચારસો આપીશ. બાંધો કેડ અને સવારે ને સવારે ગોળધાણા ખવાય તેમ કરી દ્યો.

**ગાંડારામ**—ભલે તમે એટલેથી રાજી હો તો હુંય રાજી છું. મારે એ રકમ કબૂલ છે. હું સવારે **વનાશાશેઠના** ઘેર જઈશ. મહારાજ ! મને મળ્યા છો તો જરૂર તમારૂં કામ થશે.

## વનાશાશેઠને ઘેર ગોર ગાંડારામ-

સવાર પડતાં સ્નાન સંધ્યાથી પરવારી ગોર **ગાંડારામ** "કાળિયા ઠાકુરકી જય," "જગદંબા દેવી કી જય"-એમ બોલી ઘેરથી નીકળ્યો ને બહાર ખાંચામાં રહેલા નવગજા પીરને પગે પડી દુવાઇ માગી વનાશાશેઠને ઘેર પહોંચ્યો.

**વનાશા શેઠ**—આવો, આવો ગોરદેવ, આવો હમણાં જ તમને સંભારતો હતો. એટલામાં તમારાં દર્શન થયાં. તેથી ધારૂં છું કે **प्रसादचिह्नानि पुरः फलानि**. તમારા પૂજ્યપગલાંના પ્રભાવે મારી ધારણા જરૂર સફળ થશે.

બ્હેન વિદ્યાવતી ઊઠ, ગોરમહારાજને આસન આપ. પછી તેણે આસન આપ્યું અને ગોર બેઠા.

**વનાશા શેઠ**—ગોરભા, હમણાં અમારાથી કેમ છેટા થયા છો ?

ત્યારે ગાંડારામ હસતે વદને કહે-ઓ મારા જજમાન રાજા, હું તો આપનાથી જરા પણ છેટો નથી. હું તો આપના દુઃખનો ભાગિયો છું. બોલો, કેમ મને સંભાર્યો.

**વનાશા શેઠ**—મહારાજ, આપણી વિદ્યાવતીની ઉંમર આજ ઓગણીસ વર્ષને નવ મહીનાની થઇ. તેમાં સાત વર્ષથી ભણવા માંડયું છે. તે અત્યારે ભણીગણી હોંશિયાર થઇ ગઈ છે. પોતે સુશીલ, શાન્ત સ્વભાવની અને બહુ વિચક્ષણ છે. તેના વેવિશાળનો વિચાર ઘણા દિવસથી ચાલે છે, **પણ અમારૂં પેટ ઠરે તેવું કોઇ ઘર મળતું નથી**. તમારા ધ્યાનમાં કોઇ ઠેકાણું હોય તો તપાસ કરો. તમને રાજી કરીશું.

**ગાંડારામ**—શેઠ હમણાં એક બ્રાહ્મણ વૃષભનગરથી પોતાના શેઠ માટે કન્યાની શોધ કરવા માટે મારે ઘેર આવ્યો છે. તેની સાથે કેટલીક વાતચીત થઈ છે. તેનાથી તમારૂં પેટ પાણીના માટલા જેવુ ટાઢું હેમ થાય એવું મને જણાય છે. માટે જો આપની ઇચ્છા હોય તો તેની સાથે વાતચીત ચલાવીએ.

**વનાશા શેઠ**—એમ હોય તો બોલાવો એ બ્રાહ્મણને . તમે વચ્ચે રહી અમારૂં ચોકઠું બેસાડી દ્યો.

**ગાંડારામ**—પણ શેઠ, એ વર મોટી ઉંમરનો છે.

**વનાશા શેઠ**—વર મોટો છે તો **આપણને રકમની આશા પણ મોટી છે. વર તો ભલેને નાનો મોટો કે બુદ્ધિનો બારદાન હોય, પણ આપણે તો મુંબઇગરા પચીસ હજારની જરૂર છે**

**ગાંડારામ**—શેઠ બોલો છો કે બકો છો? એટલું ધાર્યું ધન તે ક્યાંઇથી મળતું હશે? માગ્યું તો મોતે મળતું નથી, કહેતા હો તો પંદર હજાર સુધીમાં નક્કી કરી દઉં.

**વનાશા શેઠ**—ના, એ વાત ન બને. એ જશે તો એનો ભાઈ બીજો મળશે. આપણે બાવીસ વર્ષ સુધી રાહ જોઈશું. પછી વિદ્યાવતીના નસીબે જે મળશે તેને પરણાવશું.

**ગાંડારામ**—શેઠ ભૂલો છો. સમય ચૂકશો તો પસ્તાશો. આટલા પૈસા આપનાર કોઇ નહિ મળે. જો છેવટમાં છેવટ કહેતાં હોતો વીશ હજાર સુધી નકકી કરી આપુ. અત્યારે મારા હાથમાં છે. જેવો વિચાર હોય તેવું કહો.

વનાશા શેઠે ઘણીવાર અંતરમાં ઉંડા ઉતરી વિચાર કરી કહ્યું—ગોરદેવ! તમે અમારા પૂજનીય છો. અમારૂં બધું કરનારા છો. અમારા ઘરમાં ઓછું આવવા નહિ દ્યો અને તેમાં જ તમે રાજી હો. જેમ બને તેમ મોટી રકમ કરજો, પણ આજને આજ ગોળ ધાણા ખવાય તેવું કરી નાંખો. અમારી બેની અવસ્થા થઈ છે. દેહનો ભરૂંસો નથી. એકની એક દીકરી છે. તો તેનો વિવાહ અમારા દેખતાં થઈ જાય એમ ઇચ્છીએ છીએ.

**ગાંડારામ**—જેમ બનશે તેમ તમારો વહેલો ઘડોલાડવો કરીશ. તમે તમારે બેઠા બેઠા જોયા કરો. આમ કહી ગાંડારામ ગોર ઘેર આવ્યો. અને ભોળાભટ્ટને ઓટલા ઉપર બેઠેલ જોઈ બોલ્યા, મહારાજ ! બેઠા છો કે ? '

**ભોળોભટ્ટ**—બેઠા–ઊઠયા તો ઠીક, પણ પેલી આપણી વાતનું શું કર્યું ? હું તો મેહની પેઠે તમારી વાટ જોઇ બેઠો છું.

**ગાંડારામ**—હું ત્યાં જઇ આવ્યો. કન્યા ઓગણીસ વર્ષને નવ મહીનાની છે. તેજ તેજના અંબાર અને સાક્ષાત્ દેવકુમારી જેવી છે. વિદ્યા, ગુણ, રૂપ, કે બુદ્ધિમાં કંઇ ખામી નથી. પણ મુંબઇગરા રોકડા રૂપિયા વીસ હજાર માગે છે. તેમાં એક દોઢિયું પણ ઓછું થાય તેમ નથી. તમારી મરજી હોય તો અત્યારે જ ચાલો. ચાંલ્લો કરાવી આપું.

**ભોળોભટ્ટ**—અહોહો હો ! મારા બાપ ! વિચાર તો કરો એટલા બધા રૂપિયા હોય ! કંન્યાના ભારોભાર તો રૂપિયા હોય ? પણ આ તો કન્યાના મા બાપ અને કન્યાના કુટુમ્બીઓના ભારોભાર રૂપિયા થયા. આતો ઠીક છે કે, અમારા **ખબાશા** શેઠ પહોંચી વળશે, પણ કંઈક ઓછું થાય તો ઠીક.

**ગાંડારામ**—ભાઈ, મેં તો કન્યાના માબાપને બહુબહુ સમજાવ્યા પણ એકના બે ન થયા. એ તો કોઇને પૂરો જવાબ આપે એવા નથી, પણ હું ગોર એટલે મહામહેનતે હા પડાવી છે.

**ભોળોભટ્ટ**—અરરર ! આ **વનાશા** શેઠે પોતાની એકની એક દીકરીનું શું ભલુ વાંચ્યું ? પોતાની દીકરી સિવાય બીજું કાંઈ સંતાન નથી. અમે તો આટલું આપીશું, પણ દીકરીને લુંટયા જેવું કહેવાશે. આ વીશ હજાર દીકરીના ઘરમાંથી જવાના તેથી. દીકરી ભણેલી ને સમજણી હશે તો તો રાજી નહિ થાય, તેમ ઈશ્વર પણ રાજી નહિ રહે. ભલે જ્યારે એની એટલી રકમ લેવાની મરજી છે તો હવે અમારે વીશ હજાર રૂપિયા આપવા કબૂલ છે, પણ ઊઠો આજને આજ ચાંલ્લો કરાવી આપો.

## વનાશા અને તેમની પત્ની દિવાળીબાઇ—

હવે ગાંડારામ ગયા પછી શેઠ પોતાની સ્ત્રી દિવાળીને કહે -સાંભળ્યું કે? આજ આપણા તથા વિદ્યાવતીના નસીબ ઉઘડયાં. આપણા ગાંડારામ ગોરને પગલે આપણુને ઘેર બેઠાં, ગોળનું ગાડું મળ્યું. ગમે તેમ પણ ગોર કાચો નથી.

**દિવાળી**—ઘણી ઘંટીનો લોટ ખાનારો કાચો કેમ હોય? જરૂર એ આપની ધારેલી રકમ પૂરી કરી દેશે.

**શેઠ**—આપણુને પુત્ર નથી, પણ પૈસે ટકે કમી નથી. આટલી રકમ મળશે તો આપણુને સગાંવહાલાંની કે કોઈની ગરજ રહેશે નહિ. આપણે સૌથી સવાયા ગણાશું. આપણે મોટી રકમ માટે જ વિદ્યાવતીને વિવાહિત કરવામાં ઢીલ કરી છે, પણ હવે આપણા તકદીરનો તબેલો ખુલ્યો. ગોર પુરેપુરા વીશ હજાર કરશે.

**દિવાળી**—એટલા ન મળે તો ભલે ઓછા મળે, પણ હવે વિદ્યાવતીનું ઠેકાણું જલદી કરી નાખો. આપણે છેલ્લી ઉંમરે પહોંચ્યાં છીએ. કોણ જાણે કાલે શું થશે? સીતાજીએ જાણ્યું હતું કે મને વનવાસ થશે? કે રાવણ હરણ કરશે? કે મ્હારા વચનથી મોટી રામાયણ થશે! માટે જેમ બને તેમ વિદ્યાવતીનો વિવાહ જલદી કરી નાંખવો જોઇએ.

**વનાશા**—ધીરી રહે, અકળાઇશ નહિ. ગોર હમણાં આવવો જોઇએ. ગઇ કાલે ગોર આગળ બધો ખુલાસો કર્યો છે. આમ વાત કરે છે ત્યાં તો ગોર **ગાંડારામ** તથા **ભોળોભટ્ટ**, બન્નેને આવતા જોઈ **દિવાળી**બાઇ કૂદવા મંડી. 'આવ્યો, આવ્યો ગોર!' **વનાશા** કહે, 'આવો મહારાજ, ભૂદેવો! પધારો. આ આસન પર બિરાજો.' એમ કહી બન્નેને આસન નાંખી આપ્યાં.

**ગાંડારામ, ભોળાભટ્ટ** સામી આંગળી કરીને કહે-શેઠ, આ મહારાજ વૃષભનગરથી આવ્યા છે. આમને ગઈ કાલે

આપણી વચ્ચે થયેલી વાતચીત કરી છે. આપના કહેવા મુજબ આ મહારાજ **વિદ્યાવતીના** વીશ હજાર આપવા કબૂલ થયા છે.

**વનાશા**—મહારાજ હવે વાર શું કરો છો? કરો કબુલાત નામું.

## કબુલાત નામું—

**વૃષભનગરના** રહેવાસી **ખબાશા** શેઠ સાથે તમારી પુત્રી **વિદ્યાવતીનાં** લગ્ન આજે કર્યા બાબતના, રૂપિયા વીસ હજાર મુંબઇગરા રોકડા અમોએ આપવા ઠરાવેલા છે. તે આપણે બંનેને કબૂલમંજૂર છે. આમાં કોઇ ફર્યું બોલે તેને **ગેબલશાપીર, રામાપીર** અને **હનુમંતવીર** પૂછે. આ લખ્યા પછી—

**ભોળાભટ્ટ**—શેઠ તમારા સગાંવહાલાને તથા ગામના આગેવાનોને જેને બોલાવવા ઘટે તેને બોલાવો. એટલે **વનાશાએ** સગાંવહાલા, આડોશીપાડોશી શેઠશાહુકાર અને મુખીમતાદાર સર્વેને તેડાવ્યા. સૌના દેખતાં ચાંલ્લા કર્યા અને સૌને ખોબેખોબે સાકર વહેંચી ભલેભલે કહેવરાવ્યું.

**વનાશા—ભોળાભટ્ટ** લગ્ન જેમ વહેલાં આવે તેમ કરજો. અમારી બન્નેની અવસ્થા છે. સારા કાર્યમાં સો વિઘ્ન પડે. કેમ **ગાંડારામ** ગોર! આ મારૂં કહેવું ખરું છે ને?

**ગાંડારામ**—હા. આવતી અખાત્રીજનું મુહૂર્ત ઊંચું છે. માટે ભોળાભટ્ટ ઘેર વહેલા જાવ અને અખાત્રીજનું મુહૂર્ત નક્કી કરી જાન લઈ વહેલા આવજો.

## ખબાશાની ખુશાલી

**ભોળોભટ્ટ** ત્યાંથી બીજે દિવસે નીકળી વૃષભનગર ગયો. અહીં **ખબાશા** તો ભોળાભટ્ટ સામી મીટ મરડી એકી ટશે રાહ જોઇ રહ્યો હતો. ત્યાં તો છેટેથી ભોળાભટ્ટને ઉપડતે પગે આવતો દેખી હાથ હાથ કૂદવા મંડયો.

**ખબાશા—ભોળાભટ્ટ**! બોલો સિંહ કે શિયાળ?

**ભોળોભટ્ટ**—ભાઈ સિંહ, સિંહ! તમારું ચોકઠું બેસાડી દીધું. વિરાટપુરીમાં **વનાશા**ની વિદ્યાવતી નામની પુત્રી વેરે, તમારૂં વેવિશાળ વીશ હજારમાં કરી લાવ્યો છું. અને વિવાહ પણ પંદર દહાડા પછી આવતી અખાત્રીજનો નક્કી કર્યો છે. હવે સઘળી તૈયારી કરવા માંડો. કન્યા મોટી, ભણેલીગણેલી રૂપે દેવાંગના જેવી છે. આ વિષે મારે બડાઈ માર્યા જેવું કહેવાય! પણ જ્યારે દેખશો ત્યારે ખબર પડશે આ સાંભળી **ખબાશા** હર્ષઘેલો થઈ કહેવા લાગ્યો–'ગોરદેવ' તમે અમારા ગોર, પૂજનીક છો. તમારા કામથી હું ઘણો રાજી થયો છું.'

**ભોળોભટ્ટ** હસતે મુખડે—શેઠ! તમે રાજી થયા, પણ મને રાજી કરવો જોઇને?

શેઠ—"ધીરા રહો, બધાં સારાં વાનાં થશે."

હવે થોડા દિવસ થયા કે મુહૂર્ત નજીક આવ્યું. સર્વ પ્રકારે સઘળી તૈયારી કરી.

**ખબાશા**—**ભોળાભટ્ટ**! ખબર છે ને અખાત્રીજ નજીક આવી? હવે પરવારજો!

**ભોળોભટ્ટ**—તે તો બધું ઠીક. લગ્ન કર્યાં છે તે જાન લઈ જવી પડશે. પણ મારૂં કંઈ કર્યું?

**ખબાશા**—હમણાં બોલશો નહિ. પરણીને આવ્યા પછી તમને રાજી કરીશ. તમે ચિન્તા કરશો નહિ.

**ભોળોભટ્ટ**—શેઠ! એ વાતનો કાંઈ વાયદો ન હોય. પરણ્યા પછી કોણ ભાવ પૂછે? **"ગુમડું ફાટયું ને વૈદ વેરી"** ઠીક! ત્યારે હવે તમે જાન લઈને જજો. મારે તો હમણાં ખાનગી ઘરકામ છે. તે જાનમાં અવાશે નહિ." એમ કહી ઊઠવા જાય છે ત્યાં તો **ખબાશા**એ ધોતિયું ઝાલ્યું. મહારાજ! બેસો બેસો. ઉતાવળા ન થાવ. આ એક વખતનું કામ છે? તમારા હાથે તો આવાં ઘણુંય કામ કરવાં છે. અકળાવ છો શું કરવા?

**ભોળોભટ્ટ**—"ઘણાં કામ હોય તો કરજો."–એમ કહી ઊઠે છે. તો ફરી 'બેસો, બેસો' કહ્યું.

**ભોળોભટ્ટ**—"બેસીને શું કરવું?" તમને માણસની કે તેના કામની કાંઇ કદર છે? તમે તમારી હઠ મૂકતા નથી. પણ શેઠ તમને બુઢ્ઢાને તે કોણ કન્યા આપે! આ રત્નરૂપ કન્યા મળી તે તો આ **ભોળાભટ્ટ**ના પગનો પ્રભાવ છે.

**ખબાશા**—**ભોળાભટ્ટ**! અકળાશો કે રિસાશો નહિ. મારે વાંસેથી રાજી કરવા છે તે હમણાં જ કરું, પણ કદાચ કન્યામાં કોઇ જાતની ખોડખાપણ નીકળે તો કેમ કરવું?

**ભોળોભટ્ટ**—'તેની તમારે શી ચિન્તા છે? અમે કર્યું તે **સવાવીશ ને સાંબેલું ઉપર.**' એમાં કાંઈ ખોડખામી નીકળે તો મારાં નાકકાન જાય. મારાથી નાતજાત કે ગામમાં મોઢું દેખાડાય નહિ, સમજ્યાને!

**ખબાશા**—એમ જો હોય તો લ્યો, આ ઈનામમાં પાંચસો રૂપિઆ અને પ્રથમ તમને ખરચી સારૂ આપ્યા છે તેમાંથી બચત હોય તે પણ તમને આપ્યા. લ્યો હવે રાજી થયા? અને જાનમાં આવશો ને?

**ભોળોભટ્ટ**—"હા, જજમાન રાજા! હું આવીશ, તમારૂં શોભાવી દઇશ. તમારે કંઈ ચિન્તા રાખવાની નથી.'

ખબાશાની જાન વિરાટ જવા નીકળી.

બીજે રોજ **ખબાશા**ની જાન લઇ સહુ ચાલ્યા અને વિરાટપુરી પહોંચ્યા. **વનાશા**એ વાજતેગાજતે સામૈયું કરી સૌને જાનીવાસો આપ્યો. **વિદ્યાવતી**ની સખીઓ તથા બીજી કેટલીક બાઇઓ તથા ભાઇઓ સહુ **વિદ્યાવતી**ના વરને જોઇ મોં મરડવા અને હૈયાની વરાળ કાઢવા લાગ્યાં. 'અરે! હાય! હાય!'

'આ **વનાશા**ને શું સૂઝયું? આ બિચારી કુમારી કન્યાને કૂવામાં નાંખી! અરે આ તો સાવ ટરચો? બિચારી છોડીનો ભવ

બગાડયો. પોતે પૈસા લઈ તાગડધિન્ના કરશે અને આ બિચારીના રોઈ રોઇ ને દહાડા જશે? **આ તે માબાપ, કે કસાઇ? રૂપિયાના લોભે આ છોડીનો ભવ બગાડયો.** ભગવાન આમનું શું ભલું કરશે? આમ સૌ બેસીને **વનાશાને** ફિટકારવા અને શાપ દેવા લાગ્યા. કેટલાકે તો રૂબરૂમાં પણ કહ્યું. '**વનાશાકાકા!** ધનલાલચથી તમે છોડીનું બહુ ભૂડું કર્યું! આ એકની એક વહાલી દીકરીને દુઃખના દરિયામાં ફેંકી સ્વાર્થ સાધી લીધો. બિચારી નાની બાળકી શરમને લીધે કંઇ કહી શકી નહિ. હવે તમારા ઉપર અંતરનો બળાપો કાઢશે ને ગાળોનો વરસાદ વરસાવશે. શેઠ! હજુ પણ કંઇક સમજો અને આ **ખબાશાને** પાછો વીલે મોઢે કાઢો. અરે! જુઓ તો ખરા, આ **ખબાશાનું** ખાળ જેવું ડાચું ગંધાય છે! લથડિયાં ખાય છે, આંખોમાં પાણી નીતર્યા કરે છે. અરે! આવા બુઢીઆને દેવ જેવી કન્યા આપી બિચારીને દુઃખમાં નાખી! આમાં **વનાશાનું** તથા તેની સ્ત્રી દિવાળીનું શું સારૂં થશે? આમ સહુ કહેવા મંડયાં.

## વિદ્યાવતીના મનનો ઉકળાટ

**વિદ્યાવતીએ** પણ બારીમાં બેસી ભવિષ્યમાં થનારા ભરથારનું મોઢું જોયું ત્યારથી તે હોશકોશ વિનાની થઈ રોયા કરતી. **દિવાળી** તેને સમજાવતી. **વનાશા** પણ રોઇને તેને હાથે પગે લાગી સમજાવતો. આમ ધમારોળ થઇ રઇ છે ત્યાં તો ગોર **ગાંડારામ** ઘરમાં આવી કહે શેઠ શું ધાર્યું છે? બધા લોકો કન્યાને પધરાવવાની વાર જોઈ રહ્યા છે.

**વનાશા**—ભાઇ શું કરવું! છોકરી હઠીલી થઈ ચૂલા આગળ બેઠી છે તે ઊઠતી નથી. મેં તો ઘણી ઘણી સમજાવી પણ કહે છે કે, હું મરીશ પણ આ પીટયા બુઢીયાને નહિ વરૂં. પછી ગોરે તથા માબાપે ઘણું ઘણું સમજાવી પણ ઊઠી નહિ અને કહે તમે મને પારકે ઘેર મોકલી રિબાવી રિબાવી મારશો તે કરતાં અત્યારે જ અહીં મારી નાંખોને!

ત્યારે માબાપે ઘણું ઘણું રોઇને આંસુ કાઢયાં. બાપ કહે– બેટી ! જે થયું તે ખરૂં, તું હવે ઊઠ, અને હઠ નહિ મૂકે તો હવે હું આબરૂનો માર્યો જરૂર જીભ કચરીને મરીશ.

મેલડી જેવી **દિવાળી** માતાએ કહ્યું. 'બહેન ! બાપુ ! **વિદ્યાવતિ !** મારૂં માન અને ઊઠ ! જો તારો બાપ ગભરાય છે. તેથી આ મંગળ કાર્યમાં જરૂર અમંગળ થશે. અને તારે કે મારે કોઇને મોઢું દેખાડવા જેવું રહેશે નહિ. માટે ઉઠય અને બહાર આવ.

આમ બહુ બહુ કહ્યું ત્યારે **વિદ્યાવતી** દિલગીર ચ્હેરે, રડતે હૃદયે, નીતરતી આંખે ઊઠો, 'આવું છું,' 'કરો તમારૂં કાળું' એમ કહી બહાર આવી પાટલે બેઠી અને ગોર ગાંડારામે ગાલપુરાણનાં ગપ્પાં ચલાવી લગ્નવિધિની બધી ક્રિયા સંપૂર્ણ કરી.

## વિદ્યાવતીના બળતા હૃદયની વાણી

બીજે દહાડે જાન ચાલવા વખતે **વિદ્યાવતી** પોતાના માતપિતાને એકાંતમાં બોલાવી બળતે હૃદયે આંસુભીની આંખે અને ગળગળે શબ્દે બોલવા લાગી. "બાપા, તમે કે મારી માએ કાંઇ મારા સુખ સામું જોયું નથી. કેવળ પૈસા સામું જોઈ મારો ભવ બગાડયો. પણ ચોકકસ જાણજો કે, દીકરીનો પૈસો લેઈ તેને વેચવી એ અધમમાં અધમ કામ છે. દીકરીના ધનથી કોઈ સુખી થયો નથી. દીકરીનાં દોકડાલઇ તેને દુઃખદરિયામાં ધકેલી મેલે છે એ માતાપિતા નહિ પણ એ તો પૂર્વભવના દીકરીના ખરેખરા શત્રુ છે. પુત્રીનું ધન હળાહળ ઝેર જેવું છે. દીકરીના સુખ સામું નહિ જોતાં કેવળ પોતાનો સ્વાર્થ સાધે છે તેનું ઈશ્વર કદીપણ ભલું કરતો નથી. તેની વંશવૃદ્ધિ થતી નથી. થઇ હોય તોપણ નિર્મૂળ થઈ જાય છે. તમે સુખ માણવા અને સૌથી સવાયા થવા મનગમતા પૈસા લીધા અને મને આવા બુઢિયા સાથે પરણાવી મારો ભવ બગાડયો. તે બહુ ખોટું કર્યું. આ પૈસાથી તમને સુખ નહિ થાય અને આ કૃત્યને ભગવાન નહિ સહન કરે.

આમ કહી ધ્રુસકે ને ધ્રુસકે **વિદ્યાવતીએ** રડવા માંડ્યું. ત્યારે તેના બાપ **વનાશાએ** અને મેલડી જેવી **દિવાળીમાએ** કહ્યું–'બહેન. અમારી ભૂલ થઈ ખરી, પણ તારા ભવિષ્ય પ્રમાણે થયું. હવે રડે શું વળે ? અમારી પાસે જે છે તે બધું તારૂં જ છે, –એમ બહુ બહુ કહીને તેને વળાવવાની તૈયારી કરી, તોય **વિદ્યાવતી** કળકળતે હૃદયે ચાલતાં ચાલતાં બળતે હૃદયે બોલી, 'ઓ મારા પૂર્વભવની વેરવઈ મા, ઓ મારા પૂર્વભવના વૈરી, બાપ ! નકકી જાણજો કે તમોએ દીકરીનું બગાડી, મનગમતું ધન ઘરમાં ઘાલ્યું, પણ આજથી તમારા ઘરમાંથી લક્ષ્મી, કીર્તિ, શોભા, લાજ, આબરૂ, અને સુખ સૌ પગ કરીને ચાલ્યાં ગયાં જાણજો.

## વિદ્યાવતીનો કળકળતો શાપ

વિદાયગીરી આપતાં પિતાએ કહ્યું. બેટી સુખમાં રહેજે. ! ત્યારે **વિદ્યાવતી** કહે; 'બાપા, તમે અત્યારે મારા સુખની હોળી કરી નાંખી છે. તો સુખમાં રહેવાનું કહેતાં શરમાતા નથી ?' એમ કહી હાય પોકારી ઊંડો નિસાસો નાંખી બોલી. 'હાય હાય, ઓ મારા સુખહર્તા પિતા, તું પાગલ બનજે. ઓ મારી દુઃખદાતા માતા, તું કમોતે મરજે. અરેરે ! મારીરાંકડીનો ભવ બગાડયો ! માટે તમને બેઉને આ મારો શાપ છે.'–આમ કહી **વિદ્યાવતીએ** વિદાયગીરી લઈ લીધી.

હવે **વિદ્યાવતી** સાસરે પહોંચી. અને માબાપ લીધેલા પૈસાથી મનગમતાં સુખ મહાલવા લાગ્યા. તેમાં બાપતો મુંબઈગરાના જોરથી ઊંચા ચાલવા લાગ્યા. નાતમાં, કુટુંબમાં, પાડોશમાં, અને ગામમાં સહુને ડોળા–કાઢી ડરાવવા, દબાવવા લાગ્યા. એટલામાં પેલી કંગાલડી વિદ્યાવતીનો શાપ ફળવાનો સમય આવી પહોંચ્યો.

## વનાશાના ધનનો ભડકો

વનાશાશેઠ એક વખત બહારગામ ગયો ત્યારે ગામનો મુખી મરઘોપટેલ ઘેર આવી કહે દિવાળી કાકી, મારે દહ રૂપિયા

જોઇએ છીએ તે ઉછીના આપો. મારે પેલા મુઆ, તલાટીને લહણુની વિઘોટીમાં દેવા સે. મારો કાકો આવશે એટલે જેમ કહેશે તેમ કરી દઇશ. દિવાળી કાકીએ દશ રૂપિયા આપ્યા. રાત્રિયે વનાશા ઘેર આવ્યો ત્યારે પેલી કહે–મુખીને જરૂર હતી એટલે દસ રૂપિયા ઉછીના આપ્યા છે. ત્યાં તો વનાશાના મગજનું બોયલર તપી ગયું. મિજાજ ખસ્યો. અને દારૂ પીધાની પેઠે બોલ્યો. અરે રાંડ, પૈસા દેખી ફાટવા માંડી કે ? મનેય પડતો મૂકી આડફેર કરવા લાગી ? તું એવડી મોટી કઇ કે મને ય વેચી ખાય ? હું તને પરણીને ઘરમાં લાવ્યો છું ! કે તું મને પરણીને લાવી છે ? એમ કહેતાં જ પોતાના મગજનું બોયલર એકદમ ફાટયું. રાંડ લે, લે, કર ધીરધાર....આમ કહેતાં જ મૂર્તિમંત ક્રોધરૂપે થઈ બે ત્રણ લાતો મારી અને ગાળોનો વરસાદ વર્ષાવવા લાગ્યો:

## દિવાળીએ દીવાથી વીશહજારની ખાખ કરી

દિવાળીબાઇને આ અપમાન હાડોહાડ લાગી ગયું. ચિરાતે હૃદયે અશ્રુ ટપકાવતાં બડબડતી બોલી. બસ બસ, અલ્યા વાણિયા. તારૂં સત્યાનાશ થવા બેઠું. તારો દિ' પરવાર્યો. અલ્યા, મેં સાચી વાત કરી તો મારવા મંડયો.–આવું કહેતાં બડબડતાં અને રડતાં ઘરમાં પેસી કમાડ વાસી દીધું અને પટારો ઉઘાડી દીવો પેટાવી રૂપિયા વીસહજારની નોટોનું બંડલ કાઢયું. તેમાંથી એક એક નોટ લઇ આ દીકરીના માંસનો કકડો છે આમ કહી એક પછી એક એમ બધાય કકડા ખાટલાના પાયા પાસે દીવાથી સળગાવી દીધા.

## હરામનું ધન હકના ધનને લઇ જાય છે—

નોટો સળગાવ્યા પછી જે કાંઇ ઘરાણું હતું તે પણ પટારામાંથી કાઢીને ભાંગી તોડી દિશાએ જવાના બહાને બહાર લઈ જઇ વગડાના ખારા કૂવામાં નાંખી દીધું.

## દિવાળીનું મ્હોત

દિવાળીબાઇ બહારથી પાછી આવી પાશેરેક અફીણુ તેલમાં ઘોળી પીને ખાટલે સૂતી. ત્યાં તો થોડીવારે હૃદયના ધબકારાનો

વેગ વધતે વધતે એક મિનિટમાં દોઢસો જેટલો વધી ગયો. થોડી-વારમાં તરફડી તરફડી ભૂંડે મોતે મરી ગઇ વિદ્યાવતીએ ભૂંડે મોતે મરવાનો શાપ આપ્યો હતો તે ફળ્યો.

## વનાશા પાગલ થયો—

વનાશા શેઠ તો જાણે રીસ ચઢી છે તે હમણાં બોલાવવી નહિ. એની મેળે એ ઘણીયે ઉઠશે. નહિ તો સવારે ઉઠાડશું. આમ ધારી ચોકમાં ખાટલે સૂતો. સવાર થતાં કમાડ ઉઘડયું નહિ, ત્યારે પોતે ઝાડે ફરી આવી, દાતણ કરી, જગાડવા બુમાટા માર્યા, પણ દિવાળીબાઇ તો વાયુવેગે યમલોકની જાત્રાએ પહોંચી ગયેલી, તે ક્યાંથી બોલે ? છેવટે વહેમ પડયો. સુતારને બોલાવી કમાડ ઉઘાડયું, તો બળતો દીવો, બળેલી નોટોનો રાખનો ઢગલો જોયો. ખાટલામાં જુએ તો દિવાળીબાઈ તો ધર્મરાજાના દ્વારે પહોંચી ગયેલી જણાઇ. ત્યાં તો વનાશાના હાજા ગગડી ગયાં. અને નીચે બળતા બચેલા નોટોના ટુકડા જોયા .કેઃ-હાય-હાય-હાય- મારૂં નખ્ખોદ વાળી નાંખ્યું! અરે તું મૂઇ અને મનેય મારી નાંખ્યો. અરરરર ! મારા વીસેહજાર બાળી નાખ્યા ? એમ હાય! હાય! પોકારતો પટારો ઉઘાડતાં જુએ છે તો ઘરાણાનો ડાબલો પણ ખાલી થયેલો અને ખાટલા આગળ દાગીનાની લાખ પડેલી. તેને જોતાં જ બરાડી ઊઠયો-'અરેરે ! આ શું કર્યું ? અરે! હાય-હાય-મને ભિખારી કર્યો ! અરરર ! ગજબ થયો. વોય ! વોય ! ગજબ કરી નાખ્યો !' આમ કહેતાં જ પોતાનું ભેજું ચશ્કી ગયું અને પુરો પાગલ બની ગયો. તે રખડીરવડી ભૂંડે મોતે છેવટે મરી ગયો.

## કન્યાદામ લેવાનું ફળ—

પેલી રાંકડી છોડીનો શાપ નડયો. પૈસા ગયા. પાપ કપાળે ચોટયું. અને નામને કાળપ ચઢાવી બન્ને જણાં ભૂંડે મ્હો તે બેહાલ દશામાં મુવાં. છોડીને કૂવામાં નાંખી તેનો ભવ બગાડી રૂપિયા વીસહજાર લીધા તે તેને શું કામ આવ્યા ? માટે

આ લોકમાં અને પરલોકમાં પણ સુખાભિલાષી કોઇપણ બાઇભાઇએ કયારેય પણ કન્યાનાં દામ લેવાં નહિ, પણ કન્યાના દામ લેવા મૂકી કન્યાનું દાન કરવા શીખવું, અને બાપડી રાંકડી કુમળી કળિ જેવી કન્યાઓના સુખ સામે નહિ જોતાં તેના પૈસા લઇ સુખ માણવા ચાહે છે તે કદીપણ સુખી થતો નથી. ભગવાન તો આવા પાપાત્માઓને દંડ દેવા ખડે પગે ઊભા છે. માટે હંમેશાં કન્યાદામ લેવું બંધ કરી કન્યાદાન કરવા તૈયાર થઇ રહેવું અને બીજાને તેવું કન્યાદાન કરવાને શીખવવું.

## કુશળ કન્યાની કળા—

એક પુરુષ ધનવાન છતાં પોતાની એકની એક દીકરીના બે હજાર રૂપિયા લીધા તો પણ ધરાયો નહિ. તેથી વર માંડવે આવ્યો કે કંઈક બાનું કાઢી બીજા બસો રૂપિયા માગ્યા. પરંતુ આ ભાઇએ તો ઘરમાં હતા તેટલા અને બીજા અંગ ઉધારે ઉપાડી લાવેલો. હવે આ વખતે બસેં રૂપિયા કયાંથી કાઢવા ? અને પાછા ફર્યે લાજ જાય. અને મરવા જેવું કહેવાય. વળી બે હજાર આપેલા તે પણ પેલો પાછા આપે કે ન આપે. આવા કેટલાક કારણથી પોતે આપઘાત કરવા તૈયાર થયો. છેવટે જાનમાં આવેલા એક માણસે તેના ઘર ઉપર બસો રૂપિયા આપી તેની પાસે લખાવી લીધું. એટલે આ બસો રૂપિયા તેને આપીને પરણ્યો. પણ પરણીને રહેવું કયાં ? શું ખાવું ? આ દેવું શી રીતે ભરાશે ? આમ બધી વાતનો વિચાર થઇ પડયો, પણ તેની નવોઢા વધૂ ભણેલી, કેળવાયેલી અને બહુ વિચક્ષણ હતી. પોતે પોતાના પિતાની કપટજાળ જાણી. અને પોતાના પતિને વિચારવમળમાં ઉતરી ગયેલા જાણીને પોતે લાજશરમ મૂકી એકાંતમાં પતિને કહ્યું પ્રાણનાથ, તમો કાંઈ ગભરાશો નહિ. વિચારવમળમા ઊંડા ઉતરશો પણ નહિ. તમારી સાચી ધર્મપત્ની હોઇશ, તો જરૂર તમને લૂંટનાર, મારા પૂર્વ ભવના શત્રુરૂપ મારા પિતા પાસેથી આપણા બધાય પૈસા હું પાછા લાવીશ. તમો ધીરા રહો. કોઇ વાતે

અકળાશો–મુંઝાશો નહિ. આમ કહીને પતિનો શોક ટાળ્યો અને તેને આપઘાતથી બચાવ્યો.

## કન્યાએ પૈસા પાછા મેળવ્યા

હવે તે કન્યા પરણીને સાસરે આવી અને માસ એક પછી તેના પિયેરિયાં તેડવા આવવાથી પિયેર ગઇ. પોતે બે ત્રણ માસ ત્યાં રહી. એક વખત પોતાનાં માતાપિતાની ગેરહાજરીમાં પટારો ઉઘાડી, પોતાના પતિ પાસેથી લીધેલા બાવીસો રુપિયાની એક પોટલી કાઢીને બહાર છાણાના મોઢવામાં સંતાડી દીધી. બીજે દિવસે ઘેર પતિ ઉપર કાગળ લખ્યો કે, આપણા તરફથી બે વિશ્વાસપાત્ર માણસોને ગાડું લઈને મને તેડવા મોકલો. આથી સાસરેથી ગાડું તેડવા આવ્યું. છોડીએ માબાપને કહ્યું કે, મારા ઘેરથી માંદા રહે છે માટે મને તેડાવી છે એટલે હું જાઉં છું. એમ કહી રજા માગી. કોઈ ન જાણે તેમ પેલા બાવીશો રૂપિયાનું પોટલું ગાડામાં મૂકી દીધું અને ઉપર ખડ તેમ જ ગોદડું પાથરી દીધું. પોતે માબાપની સગાંવહાલાની રજા લઈ ગાડે ચડીબેઠી અને ઘેર આવી. પતિને કહ્યું કે ‘ પ્રાણનાથ, લ્યો આ પોટલું. તમારા સાચા પરસેવાનું હતું તો તમને મળ્યું. ’ પતિ કહે ‘ આ ખોટું કહેવાય. ચોરી કહેવાય, ત્યારે કહે; ‘ ખોટું કાંઇ નથી. મારા પૈસા મારા બાપે લીધા હતા તે હું અહીં પાછા લાવી તેમાં શું ખોટું કહેવાય? અને શું ચોરી કહેવાય? હું જવાબ આપીશ. તમારે કાંઇ બોલવાનું નથી.’

## “ લોભે લાજ જાય ”

હવે આ વાતને કેટલાક દિવસ થયા પછી માબાપને પટારામાંથી પોટલી ઉપાડી ગયાની ખબર પડી. વિચાર કરતાં જાણ્યું કે; છોડી વિના આ પટારામાંથી કોઇ લઈ શકે તેમ નહોતું. પછી માબાપ ગાડું જોડી એકદમ છોડીના ઘેર આવ્યા અને છોડી આગળ એકદમ રોવા, કરગરવા મંડયા. ત્યારે છોડી કહે-બાપા મેં કાંઈ તમારૂં લીધું નથી. મારા પૈસા હતા તે હું પાછી લાવી છું. એમાં

મેં કાંઈ ચોરી કરી નથી. તમારી સ્થાવર–જંગમ મિલ્કતમાં મારા ભાઇનો ભાગ પડે, પણ મારો નહિ. અને અમે ભાઇ–બહેન તમારાં સરખાં સંતાન કહેવાઈએ. છતાં ભાઇને ભાગ મળે અને મને તો પર ઘેર વેચીને જે આવે તે તમે લઈ લો. ત્યારે મારે મારો નિર્વાહ શાનાથી કરવો. ? માટે મારા લીધેલા પૈસા હું પાછા લાવી છું. મેં કંઈ તમારા લીધા નથી. માટે રડશો, કે મુંઝાશો નહિ અને માણુસ ભેળાં કરશો નહિ, આમાં તમારી આબરૂ જશે.

## " છોડીનો ઉપદેશ "

મારા પતિએ ઘરમાંથી તથા જ્યાંત્યાંથી ઉછીના કે ઉધાર લાવી તમને બે હજાર રૂપિયા ઠરાવ પ્રમાણે આપ્યા; તો પણ તમે માંડવામાં મારા ધણીને રોવરાવી ખોટું બહાનું કાઢી બીજા બસો રૂપિયા લીધા. તે મારા પતિએ ઘર ગીરો મૂકી તમને લાવી આપ્યા. પણ તમને એમ દયા ન આવી કે, આ મારી બાપડી રાંકડી દીકરી કોને ઘેર રહેશે ? શું ખાશે ? કારણ એના ધણીને તો મેં લૂંટી લીધો છે, ઘર વિનાનો કર્યો છે. તમને મારી દયા ખાતર આવો જરાપણ વિચાર આવ્યો નહિ. આથી જાણું છું કે, તમે મારા માબાપ નહિ, પણ મને દુઃખના ખાડામાં નાંખી જિંદગીભર રિબાવનારા મારા પૂર્વભવના શત્રુ છો. આમ ઘણું ઘણું છોડીએ કહ્યું.

માબાપ કહે બેટી કાંઈક દયા કર અને થોડુંઘણું કાંઈક પાછું આપ. તો કહે હું પુત્રરૂપે થઇ હોત તો તમારી પુંજીનો ભાગ માગતને ? અને આ તો તમારી પુંજીયે નથી. આતો મારા પતિદેવ પાસેથી લીધું હતું તેજ હું લાવી છું. પિતા કહે આથી અમને તારા પર અભાવ આવશે અને જિંદગીભર તારા ગામમાં આવવાનું કે તારૂં મોઢું જોવાનું મન નહિ થાય. છોડી કહે પિતા તમે તમારો સ્વાર્થ સુધારવા મારૂં સર્વસ્વ લૂંટી લઇ મને ભિખારણ જેવી બનાવતાં જરાપણ વિચાર કર્યો નથી. તો તમારૂં મોઢું જોવાનું મને કેવી રીતે મન થાય ? માટે હું તમારી દીકરી નથી. અને

તમે મારા માબાપ નથી. તમે તમારે ઘેર સુખેથી રહો. હું મારા ઘરે રહીશ. હવે અહીંથી વહેલાં સીધાવો. આમ કહ્યું ત્યારે તેમણે છોકરીના પતિને તેમ જ તેના સસરાને આ વાત કહી. ત્યારે તેઓ કહે અમે આમાં કાંઈ જાણીએ નહિ. તમે અને તમારી પુત્રી ગમે તેમ કરો. અમારા માથે કરવામાં અને અમારૂં નાક લેવામાં તમે કાંઈ બાકી મૂક્યું નથી. આથી તેઓ ઉદાસ થઇ રડતે હૃદયે દીકરીનું તથા આખા ગામનું અન્નજળ હરામ કરી ચાલી નીકળ્યા.

## "વીસમી સદીની વીરાંગના"

પોતાના પિતા પૈસાપાત્ર અને બાર મહિને બે હજારની જમીનની પેદાશવાળા છે તેમ આ છોકરી જાણતી હતી. પણ લોભને થોભ ન હોય. તેથી કન્યાવિક્રય કરી દામ લીધા અને કપટ કરી ઠરાવ ઉપરાંત બસો રૂપિયા પણ લીધા. આ બધું તે જાણતી હતી. તેથી પોતાના પૈસા પોતે લીધા. સાબાશ, સાબાશ. આ કન્યાને, ધન્ય છે પતિના ઘરને પોતાનું ઘર માનનારી પુત્રીને. આ છોકરી ભણેલી, ગણેલી અને વ્યવ્હારવિચક્ષણ હતી. તેથી પોતાના માબાપનો અન્યાય, પોતાના પતિદેવની કરેલી દુર્દશા અને થયેલી રખડપટ્ટી જોઈને તેણે આમ કર્યું હતું. આવી રીતે પતિના ઘરને સાચું ઘર માનનારી, પતિદેવને દેવતરીકે પૂજનારી છોકરીઓને ધન્યવાદ ઘટે છે. આવી રીતે દરેક છોકરીઓ લાજશરમ મૂકી પોતાનો વેવિશાળ થતાં પહેલાં પોતાના માતપિતાને અન્યાયથી અટકાવતી હોય, તો ઘણેખરે ભાગે કન્યાવિક્રય થતો જરૂર અટકી જાય.

વાચક, વાચિકાઓ, કન્યાદાન નહિ કરનારા પણ કન્યાદામ લેનારાની શી ગતિ થાય છે અને કન્યાદામથી ઘરમાં કેવું સુખ થાય છે તે સર્વે આ ઉપરના દૃષ્ટાંતથી દર્પણ જેવું ચોખ્ખું જણાઇ આવે છે. માટે હંમેશા દરેક શ્રેયસ્સાધકે કન્યાદામ લેવાનું મૂકી કન્યાદાન કરવા. કરાવવાનું શીખવું.

## ॥ પ્રભાવશાળી સ્ત્રીઓનો પ્રભાવ ॥



આ સંસારમાં સ્ત્રી એ જ ઘરનું ભૂષણ, સુખદુઃખની ભાગીદાર અને ખરી દાસી છે. સ્ત્રી એ જ સંસારના તાપથી તપ્ત થયેલાઓને શીતળ અને શાન્ત થવાનું ઠેકાણું છે. સ્ત્રી એ જ પોતાનું અર્ધું અંગ છે. યજ્ઞયાગાદિક ધાર્મિક ક્રિયાઓની પૂર્ણાહુતિ કરાવનારી પણ સ્ત્રી જ છે.

**न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।**
**गृहं तु गृहिणीहीनमरण्यसदृशं भवेत् ॥**

ઘર એ ઘર નથી, પણ સ્ત્રી એ જ ખરૂં ઘર છે. સ્ત્રી વિનાનું ઘર તો સ્મશાન તુલ્ય છે. સ્ત્રી હોઈને જ ઘરની, કુળની અને પોતાની શોભા તથા આબરૂ છે. પણ એ સ્ત્રીને રાત્રિદહાડો નાનાં-મોટાં છોકરાં ઉછેરવાં પડે, ઘરનું બધું કામકાજ કરવું પડે, વળી તેનામાં પુરુષ કરતાં અગીઆર ઘણો કામ વધારે હોય તેથી તેનામાં જોઇએ તેવી પવિત્રતા રહેતી નથી. માટે સ્ત્રીને અનાચારની, મલીનતાની અને કામની મૂર્તિ કહી છે. સ્ત્રી ગમે તેવી સારી સુશિલા અને હિતકર્તા હોય, પણ ॥ **स्त्रीविश्वासो न कर्तव्यः॥** સ્ત્રી વિશ્વાસ કરવા યોગ્ય નથી, એમ શાસ્ત્રકારો કહે છે.

સ્ત્રી ગમે તેવી દેહદમની, વિચારવંત, વયોવૃદ્ધ અને ભગવદ્ભક્ત હોય; પણ જો પુરુષના સહવાસમાં આવે અને ગાફલપણું રાખે તો જરૂર ધર્મભ્રષ્ટ થઈ સન્માર્ગથી પતિત થાય છે. માટે દરેક બહેન-બાઈઓએ ધર્માત્મા ધર્મતનુજ ભગવાન શ્રીહરિના દૃઢાશ્રયી બની પોતાના યમનિયમાદિકનું પાલન કરવું, અને કોઇપણ નાનામોટા નરથી જેમ કાળા નાગથી છેટે રહેવાય છે, તેમ છેટે રહેવું. સ્ત્રીના હૃદયમાં કામની હોળી બળ્યા કરે છે.

પુરુષના હૃદયમાં પણ કામનો ભડકો ભડભડયા કરે છે. તેથી સ્ત્રીને નિરંતર પુરુષનું અને પુરુષને નિરંતર સ્ત્રીનું ચિન્ત્વન થયા કરે છે. અને તેથી જ સંસૃતિ થાય છે. કાર્બોનિક એસિડને જરા જેટલો જો અગ્નિનો સમ્બન્ધ થાય તો તરતજ ભડકો થાય છે, તેમ સ્ત્રી–પુરુષને પરસ્પર સમ્બન્ધ થાય તો તરત તેમાંથી કામનો ભડકો સળગી નીકળે છે. માટે દરેક મુમુક્ષુ બાઈઓએ હંમેશા મોક્ષમાર્ગમાં ખરેખરા સાવધ અને શૂરા રહેવું. હંમેશાં પિતા, પતિ કે પુત્રની આજ્ઞામાં રહેવું અને વ્રત, તપ તીર્થાદિક પણ તેમની આજ્ઞામાં રહી કરવાં. સ્ત્રી એ મૂર્તિમંત માયા છે. તેના સ્વભાવને કે તેના ચારિત્ર્યને જાણવું કઠિણ છે. આવી સ્ત્રી છે, છતાં જો ભગવદ્ભક્ત વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ શિલપ્રિય સ્ત્રીઓના સહવાસમાં રહે અને પતિવ્રતાધર્મને પાળનારી અને ભગવાનનો દૃઢ આશ્રય કરનારી પોતે અબળા છે પણ સબળા થાય જેમ યોગસિદ્ધ યોગી પુરુષ સ્વતંત્રપણે પોતાના દેહનો ત્યાગ કરે, પાછો ગ્રહણ કરે, મરેલાને જીવંત કરે, અને ગમે તેવાં અસાધ્ય કાર્યને સાધ્ય કરે, તેમ પતિવ્રતા સ્ત્રી પણ પોતાના પાતિવ્રતધર્મના પ્રભાવથી લોકલોકાન્તરમાં ગતિ કરનારી અને ગમે તેવાં અશકય કાર્યને શકય કરનારી દેવદર્શનીય બને છે.

પતિવ્રતા સ્ત્રીને માનવ, દાનવ, દેવ કે કરાળ કળિકાળ પણ અધર્મયુક્ત કરવાને સમર્થ થતો નથી. પતિવ્રતાના સૌભાગ્યનો ભંગ કરવાને–તેને વૈધવ્યપણું આપવાને યમરાજા પણ ડરે છે.

**यथा गङ्गावगाहेन शरीरं पावनं भवेत् ।**
**तथा पतिव्रतां दृष्ट्वा सकलं पावनं भवेत् ॥**

જેમ ગંગાસ્નાનથી શરીર પાવન થાય છે, તેમ પતિવ્રતા સ્ત્રીના દર્શનથી મનુષ્યનાં મન–ઇન્દ્રિયો સર્વ પાવન થાય છે.

## પતિવ્રતાનો પ્રભાવ

એક વખત ભોજરાજા વેષ બદલો કરી રાત્રિએ શહેરચર્ચા જોવા નીકળ્યો. ફરતો ફરતો બ્રહ્મપોળમાં આવ્યો. ત્યાં એક અગ્નિ-

હોત્રિના ઘરની પાસે આવતાં જાળિયામાંથી અજવાળું આવતું જોઈ તેમાં નજર કરે છે તો અંદર કુંડમાં અગ્નિદેવ જ્વાળારૂપે પ્રકાશિત થયેલો. બાજુમાં અગ્નિહોત્રિ વિપ્ર પોતાની સ્ત્રીના ખોળામાં માથું મૂકી બે ઘડી માટે ચટાઇ પર સુતેલો અને સ્ત્રી અગ્નિદેવની રક્ષા કરતી પતિના મસ્તક પર હાથ ફેરવતી બેઠેલી. આમ જોવામાં આવ્યું. ત્યાં તો શય્યામાં સૂતેલું બાળક જાગ્રત થઇ રડવા મંડયું; પણ પતિવ્રતા ધર્મ પ્રમાણે પોતાથી પતિને નિદ્રાભંગ કરી બાળક પાસે જવાય નહિ. બાળક રડતાં રડતાં બેઠું થઇ ગયું. માતાને દેખી રડવું ભૂલી મા, મા, બોલતું, હસતું, ઢીંચણીયા ચાલતું માતા તરફ આવવા લાગ્યું. માતાએ જાણ્યું કે, છોકરૂં હમણાં કુંડમાં પડશે અને ગજબ થશે. હવે પોતાથી તો ઉઠાય નહિ તેથી અગ્નિદેવને કહેવા મંડી–ઓ અગ્નિદેવ! હું પતિવ્રતા છું. આપ પતિવ્રતાધર્મના જ્ઞાતા છો. ગમે તેમ થાય પણ મારાથી પતિની સેવામાંથી ઉઠાશે નહિ. માટે તમો મારા બાળકનું રક્ષણ કરજો. તમે ધર્મસ્વરૂપ છો. ધર્મનું રક્ષણ કરવું એ તમારો ધર્મ છે. માટે મારા બાળકને જરાપણ આંચ આવવા દેશો નહિ. આમ પ્રાર્થના કરે છે અને ભોજરાજા પણ બહાર જાળિયામાંથી એકીટસે પેલા છોકરાનું શું થાય છે તે જોઇ રહ્યો છે. ત્યાં તો મા, મા, કરતું નજીક આવતાં છોકરૂં પડયું કુંડમાં.

**सुतं पतन्तं प्रसमीक्ष्य पावके न बोधयामास पतिं पतिव्रता ।**
**तदा ह्यसौ तद्व्रतशक्तिपीडितो हुताशनश्चन्दनपङ्कशीतलः ॥**

ભડભડતા અગ્નિકુંડમાં તે બાળકને પડતાં દેખ્યો. તો પણ એ પતિવ્રતા પતિસેવાનો ત્યાગ કરી બાળક બચાવવા ગઇ નહિ. તો અગ્નિદેવ પણ તે પતિવ્રતા ધર્મનાપ્રભાવથી ડરીને મલિયાગર ચન્દન જેવો ઠંડોગાર થઇ ગયો. આ જોઇ ભોજ અત્યન્ત વિસ્મય પામી ગયો. સવારે સભામાં પોતે પંડિતોને **हुताशनश्चन्दन पङ्कशीतलः** ( અગ્નિ પણ ચન્દન જેવો શીતલ થઇ ગયો ) એ પાદપુર્તિ કરવા કહ્યું. ત્યારે બીજા કોઈથી ન

બોલાયું; પણ સરસ્વતી દેવીના કૃપાપાત્ર કાલિદાસે ઉપર પ્રમાણેનો શ્લોક પૂરો બોલી પાદપૂર્તિ કરી આપી અને કહ્યું. રાજન્! પતિવ્રતાનો પ્રતાપ તો અતિ અતુલને અપાર છે. આવી સ્ત્રીઓ જેના રાંજ્યમાં હોય તે રાજાનું પણ મહદ્ ભાગ્ય છે.

## પતિવ્રતા સ્ત્રી પુનિતા.

એક ગામમાં વિદ્વાન વિપ્રને પુનિતા નામે પતિવૃતા સ્ત્રી હતી. તે પતિની સેવામાં સદાય શૂરી અને તત્પર રહેતી. પતિના મુખમાંથી ઉચ્ચાર થતાં પહેલાં જ જોઇતી વસ્તુ લાવીને હાજર કરતી. હંમેશાં પતિના પહેલાં જાગતી અને પોતાની સ્નાનાદિક દૈહિકક્રિયા તથા ઘરનું વાળવું, માંજવું વગેરે કામ કરી પોતાના સ્વામીની સેવામાં હાજર રહેતી. પતિ ઊઠે કે તેમને પાદવંદન કરવું, દાતણ આપવું, તેલમર્દન અને સ્નાનાદિક ક્રિયા કરાવવી, સ્વચ્છ કપડાં પહેરવા આપવાં, ગરમાગરમ ભોજન કરી જમાડવા. વગેરે ઇશ્વરબુદ્ધિથી પતિ સેવા કરતી. સદાય સેવા વખતે હાજર અને 'જી' શબ્દ સાથે હાજર થતી.

આ પતિવ્રતાના નજીકના ઘરમાં દુર્વાસાની સ્ત્રી કદળી જેવી, અવળચંડી જમની નામની સ્ત્રી રહેતી. એક વખત પુનિતાનો સ્વામી નજીકના ગામમાં કામે ગયેલો. ત્યાં જજમાનને ઘેર તેના સમ્બન્ધી આવેલા. તે પરસ્પર વાત કરવા મંડયા કે, અમે પેલા લાંપડા ગામમાં ગયા ત્યાં જમનીબાઈ નામની સ્ત્રી પોતાના પતિ પાસે મજૂરી કરાવે છે. પોતે આળસુ, અનાડી અને બહુબોલકી છે. પતિ પાસે ઘરનું કામ કરાવે છે દળણું દળાવે છે અને પોતાનાં લૂગડાં સુદ્ધાં ધોવરાવે છે. પણ ઉપરથી પતિવ્રતાનો ડોળ કરે છે. અને વર્તનનું તો ઠેકાણું નથી. તેનો પતિ હમણાં બહારગામ ગયો છે. પોતે પરાયા પુરુષને ઘરમાં ઘાલી મોજમજા ઉડાવે છે. શીરાપુરી શેકાય છે, ભજીયાં તળાય છે. અને જમપુરીનું ભાતું બંધાય છે. હવે પેલા પુનિતાના પતિને વહેમ પડયો. જે લાંપડા ગામનો તો હું છું અને હમણાં ગામ પણ હું જ નીકળ્યો છું. પતિવ્રતા સ્ત્રી પણ મારી કહેવાય છે. તેથી રખે મારી જ સ્ત્રી હોય?

આમ શક પડવાથી એકદમ સન્ધ્યા વખતે ઘેર આવ્યો. સ્ત્રી ઘરના ત્રીજા માળે બેઠી પતિની રાહ જોતી પ્રભુનું સ્મરણ કરતી હતી. તેને દેખતાં પતિએ જરા હાથની આંગળી ઊંચી કરી એકદમ નીચે આવવાનો ઇશારો કર્યો. સ્ત્રીએ જાણ્યું જે એકદમ આવવાનું કહે છે. તેથી જો દાદરે ઉતરવા જઇશ તો વાર લાગશે. અને પતિવ્રતાધર્મમાં ખામી આવશે. આમ જાણી બારીએથી એકદમ પડતું મૂક્યું; પણ પતિવ્રતાના ધર્મ પ્રતાપે જરાપણ વાગ્યું નહિ. એકદમ પતિ પાસે કર જોડી 'હાજર હજુર' એમ કહી ઊભી રહી. આ સ્ત્રીનું ત્રીજા માળથી પડતું મૂકવું અને તેનું કુશળ રહેવું જોઇ પતિને તેની પરીક્ષા થઇ ગઇ. મને હજુ બે દિવસ વધુ થશે માટે ફીકર કરશો નહિ, ઘર સાચવજો—આમ કહેવા આવ્યો છું. હવે હું જાઉં છું. આમ કહી પાછો ગામ ચાલ્યો ગયો.

હવે પતિવ્રતાનું ચેષ્ટિત પેલી જમનીબાઈએ જોયેલું તેથી બીજે રોજે તેની પાસે આવી પૂછ્યું. બાઇ તમે કાલે ત્રીજે માળથી પડતું મૂક્યું. છતાં કાંઇપણ ઇજા થઇ નહિ આ બધું જોઈ મને મહાઆશ્ચર્ય થઈ ગયું છે. તેથી પૂછવા આવી છું, જે તમે ઊંચેથી પડયાં પણ તમને જરાપણ ન લાગ્યું, તેનું શું કારણ? તેણે કહ્યું કે–'હું પતિવ્રતાધર્મ પાળું છું. માટે પતિવ્રતા–ધર્મથી મને વાગ્યું નહિ. ભગવાનના પાર્ષદ નિરંતર પતિવ્રતા સ્ત્રીની રક્ષામાં જ ઊભા છે. પેલી કહે 'પતિવ્રતાધર્મ પાળે તો ઉપરથી પડે તોય ન વાગે?' તે કહે—ના. ન વાગે. ત્યારે પતિવ્રતા ધર્મ કોને કહેવાય? તે કહે; 'પતિની સેવા ઈશ્વરબુદ્ધિથી કરવી, નવરાવવું, ખવરાવવું, શય્યા પાથરી સુવરાવવું. માગે તે આપવું અને બોલાવે ત્યારે 'જી, હજુર, હાજર.' આમ કહેવું. શું કહેશે, શું જોઇશે, એમ અનેક પ્રકારે તેની સેવામાં સાવધાન રહેવું.' ત્યારે તે કહે 'બસ, આ જ પતિવ્રતાધર્મ?' તો કહે 'હા. એ જ પતિવ્રતાધર્મ. પણ તે ધર્મ પાળવો કાંઈ સહેલો નથી છોકરાની રમત નથી. આતો શિરસાટાની વાત છે.' પેલી

કહે ' તે તો ઠીક, પણ આમ કરે તો પછી પડે તોય વાગે નહિ?' ના, ન વાગે.' પેલી કહે 'બસ, હવે મારે કાલથી પતિવ્રતાધર્મ પાળવો. આમ કહી ઘેર ગઇ. બીજે દિવસે સવારમાં પોતે નાહી–ધોઇ ઘરના કામમાંથી પરવારી પટેલને કહે, ' ઊઠો,– લ્યો હોકો તૈયાર કર્યો છે. તે પીઓ. પછી દિશાએ જઇ આવો. દાતણ કરો. હું તેલ ચોળી ઊને પાણીથી નવરાવું. લ્યો, ઝટ કરો, ઊઠો.' પેલો કહે ' કોઇ દિવસ નહિ અને આજ તને આ શું સુઝયું છે?' પેલી કહે ' મારે આજથી પતિવ્રતાનો ધર્મ પાળવોસે પછી પટેલ ઊઠયા, નાહી ધોઇ હોકો પીને તૈયાર થયા કે ઊની ઊની રસોઇ ધરી દીધી. પટેલ જમ્યા પછી ખાટલે બેઠા, એટલે તેમની પગચંપી કરી. થોડીવારે ઊંઘી ગયા. પછી જમનીએ પટેલને ઊંઘમાંથી જગાડીને કહ્યું ' ઊઠો, હવે તમે બહાર જાઓ. સંધ્યા વખતે ઘેર આવી મને એક હાથની આંગળી ઊંચી કરી–'અરે નારી' એકદમ નીચે ઉતર'–આમ કહેજો.' પટેલ કહે એમ કહેવાનું કારણ શું? પેલી કહે ' તમારે પાડાપાડીનું શું કામ છે? તમારે હું કહું તેમ કરવું. કાલથી પતિવ્રતા ધર્મ પાળનારી થઈ છું, પેલો કહે ' ઠીક, આ ચાલ્યો, હે કાળિયા ઠાકર! આનો આવો ને આવો સ્વભાવ રાખજે.' એમ કહી બહાર ગયો. સંધ્યા વખતે આવી અંગુઠા પાસેની આંગળી ઊંચી કરી. બીજા માળની બારીએ બેઠેલી પેલી જમનીબાઈને કહે ' નારી એકદમ નીચે ઉતર. આમ કહ્યું કે ' જી હજુર. આવું છું.' એમ કહેતાં જ બારીએથી પડતું મૂકયું કે તેના હાથ પગ ભાંગી ગયા. લોહીલોહાણ લૂગડાં થઇ ગયાં. મૂર્છા આવી ગઇ. આડોશીપાડોશી ભેગાં થઇ ગયાં. લોકોએ પટેલને પૂછયું–' ભાઈ! આ શાથી પડી?' તો કહે ' તેણે આજથી પતિવ્રતાનો ધર્મ પાળવો શરૂ કર્યો છે. મને કહ્યું હતું કે તમે બોલાવજો. એટલે મેં બોલાવી. એટલે એ પડી. પછી મૂર્છા વળી કે પેલી પતિવ્રતા બાઇને ગાળોનો વરસાદ વરસાવવા લાગી. પતિવ્રતા બાઈ પણ તેને જોવા આવેલી. તે કહે ' મને શું કરવા ગાળો દે છે? તને વાગ્યું તેમાં હું શું કરૂં? તે કહે રાંડ! તેં

પતિવ્રતાધર્મ પાળવાનો કહ્યો હતો તેમ પાળ્યો. તેં કહ્યું હતું કે પડીશ એટલે વાગશે નહિ. પણ આ તો મારાં હાડકાં ભાંગી ગયાં. તે કહે તેં પતિવ્રતાધર્મ બરોબર પાળ્યો નહિ હોય. તો કહે 'પતિને ઉઠાડવા–જમાડવા એ બધું તેં કહ્યું હતું તેમ કર્યું હતું. પેલી કહે 'તેમ કર્યું હોય તો આમ થાય જ નહિ. જેમ પતિ કહે તેમ જ આપણે કરીએ તો જ પતિવ્રતાધર્મ પાળ્યો કહેવાય. જ્યાં સુધી મન ધાર્યું કરવાનો સ્વભાવ રાખો ત્યાં સુધી પતિવ્રતા કહેવાઓ નહિ. જ્યારે ઇશ્વરબુદ્ધિથી પતિની સેવા કરશો ત્યારેજ પતિવ્રતા કહેવાશો. અને એવાં થશો ત્યારે તો આભલા-માંથી પડશો તોય લાગશે નહિ પેલી કહે, ના, બા મારે એવું વરતાય નહિ. મારે એવો પતિવ્રતાધર્મ જોઈતો નથી.

## રાખમાંથી જીવતી થનાર પતિવ્રતા

એક ગામમાં પટેલે પોતાની વાડીમાં ઘણો પૈસો ખરચી મોટો કૂવો કરાવ્યો અને ઊંડો ખોદ્યો, પણ પાણી આવ્યું નહિ. આથી દીલગીર થઈ કોઇએક મહાત્માને પૂછ્યું કે કૂવામાં પાણી થાય એવો કોઈ ઉપાય છે?' તેણે કહ્યું કે પતિવ્રતા સ્ત્રી કૂવાને વધાવે તો કૂવો પાણીથી ઉભરાઇ જાય અને સદાય અખૂટ પાણી રહે. માટે પતિવ્રતા સ્ત્રીની તપાસ કરી એની પાસે કૂવાનું પૂજન કરાવો. આ પટેલે પતિવ્રતાની તપાસ કરતાં એક ગામમાં પતિવ્રતા સ્ત્રી મળી આવી. તેને કહ્યું કે 'મોટે ખરચે કૂવો કરાવ્યો; પણ તેમાં પાણી થતું નથી. મને એક મહાત્માએ કહ્યું છે કે, પતિવ્રતા સ્ત્રી જો એ કૂવાને વધાવે તો પુષ્કળ પાણી થાય. માટે તમો મારા કૂવાને વધાવવા આવો. એટલી દયા તમે મારા ઉપર ન કરો? સ્ત્રી કહે 'એ વાત ખરી. પતિવ્રતા સ્ત્રી કૂવાને વધાવે તો કૂવો પાણીથી ઉભરાઇ જાય; પણ ભાઈ! કોઇ દિવસ નહિ અને આજે જ મારા પતિવ્રતાધર્મમાં ફેર પડી ગયો છે. શું? તો, હું ખાણીયામાં ધાન ખાંડતી હતી, તેવામાં મેં સાંબેલું ઊંચું ઉપાડ્યું અને પતિદેવે બહારથી આવી પાણી માગ્યું. જો એ સાંબેલું

ઊંચું ને ઊંચું રાખી પાણી આપ્યું હોત તો તો વાંધો ન આવત પણ ચોખા ખાંડવાના ઇરાદાથી ખાંણીયામાં નાંખ્યું અને પછી ઊઠીને પાણી પાયું. માટે આટલી પતિવ્રતાના ધર્મમાં ખોટ આવી ગઇ છે. તેથી મારા વધાવવાથી પાણી થશે નહિ, પણ મારી બ્હેન અહીંથી પાંચ ગાઉ દૂર રહે છે. તે પતિવ્રતા છે. ત્યાં જાઓ અને તેને કૂવો વધાવવા લઈ જાઓ. પછી પટેલે ત્યાં જઇ કૂવો વધાવવાની અને બહેન પાસે ગયાની બધી વાત કરી. સ્ત્રી કહે– પતિ કહે તો અવાય. પછી પટેલ તેના પતિને મળ્યો. ત્યારે પતિ સ્ત્રીને કહે. જા, જા, પટેલનો કૂવો વધાવવા જા. ભલા પુણ્યનું કામ છે, પણ કૂવો વધાવ્યા પછી પાછી આવજે આમ કહ્યું નહિ.

પોતે ત્યાં જઈ કૂવો વધાવ્યો અને પાણીથી કૂવો ઉભરાઈ ગયો. ગામમાંથી અને બહારગામથી ઘણા લોકો જોવા આવ્યા અને સૌ આશ્ચર્ય પામી ગયા. હવે આ બાઇએ તો કૂવેથી છેટે નદીમાં જઇ બળી મરવાની તૈયારી કરવા માંડી. પટેલ કહે. કેમ બહેન, આ શું ? ભાઇ હું પતિવ્રતા છું. મારા પતિએ કૂવો વધાવવા તો કહ્યું, પણ પાછી આવજે એમ કહ્યું નથી. તો હવે મારે આજ્ઞા વિના ઘેર કેમ જવાય ? અને એકલું પણ કેમ રહેવાય ? માટે બળી મરૂં છું. પટેલ કહે લ્યો હું તમારા પતિને અહીં તેડી લાવું. આમ કહે છે, ત્યાં તો સતી શરીરમાંથી અગ્નિ પ્રકટ કરી રાખનો ઢગલો થઈ ગઈ.

આથી હાહાકાર થઈ ગયો. અને કૂવાવાળો પટેલ દોડાદોડ સતીના પતિ પાસે ગયો અને આ બધી વાત કહી. એટલે તે ત્યાં આવ્યો અને રાખના ઢગલા પાસે જઇને લાત મારી કહ્યું કે, ઊઠ ઊઠ. કેમ રાખ બની ગઇ ? હાલ, હાલ, ઘેર હાલ-આમ કહ્યું કે, બાઇ તરત જ રાખમાંથી બેઠી થઈ. આ જોઇ લોકો અત્યન્ત આશ્ચર્ય પામી ગયા અને કેટલીક સ્ત્રીઓ આ પતિવ્રતાનો પ્રભાવ જોઇ પોતે પણ પતિવ્રતાધર્મ પાળનારી થઇ ગઈ.

વાચકો! પતિવ્રતા એ દૈવી જીવન છે. પુનિતા માળ ઉપરથી પડી તો પણ વાગ્યું નહિ. અને આ સ્ત્રીએ કૂવો વધાવી પુષ્કળ પાણી કર્યું. પતિવ્રતા ધર્મના પ્રભાવથી બળી ગઈ છતાં રાખના ઢગલામાંથી પાછી સજીવન થઇ બહાર આવી. આ પતિવ્રતાનાધર્મનો પ્રભાવ કંઈ ઓછો ન કહેવાય? આવી રીતે દરેક સ્ત્રી પતિવ્રતાના ધર્મને પાળે તો આ પૃથ્વીલોક દેવલોક જેવો સમૃદ્ધ અને સુખી થાય કે નહિ? માટે દરેક સધવા સ્ત્રીએ પતિવ્રતા ધર્મનું પાલન કરવાનું ધ્યાન રાખવું. અને તેવી પતિવ્રતાધર્મ પાળનારી સ્ત્રી સામે ભગવાન પણ પ્રસાદદૃષ્ટિથી અખંડ જોઈ રહ્યા છે.

## સ્ત્રી ભક્તોનું સામર્થ્ય

કાઠિયાવાડના વાંકિયા ગામમાં રાજબાઇ નામે એક કાઠીબાઈ હતાં. પોતે પૂર્વના મહાશુભ સંસ્કારી મહામુક્તરાજ હતાં. નાની વયમાં કુમારિકાઓ ઢીંગલા–ઢીંગલીઓથી રમે તેમ આ રાજબાઇ બાળમુકુન્દ ઠાકોરજીની મૂર્તિ સાથે રમતાં; એટલે–તેમની સેવા કરતાં.

અગીઆરેક વર્ષની ઉમરમાં તેમને ભગવાને પોતાના બાળસ્વરૂપે દિવ્ય તેજોમય દર્શન આપ્યાં ત્યારે રાજબાઈએ મા, મા, ભગવાનનાં દર્શન કરવાં હોય તો આવ, ઝટ આવ. એમનાં માતુશ્રી ઘરમાંથી બહાર આવ્યાં તો તેજમાં અંજાઈ ગયાં અને ભગવાન અદૃશ્ય થઇ ગયા.

રાજબાઇ કહે મા, મને તેજતેજના અંબારમાં ભગવાનનાં યોગીસ્વરૂપે દિવ્ય તેજોમય દર્શન થયાં. માતાએ જાણ્યું જે, આ છોડી સાધારણ માનવબાળ નથી, પણ કોઇ મહાન સંસ્કારી જીવ છે. રાજબાઈએ તેની માતુશ્રીને તથા તેના પિતાને પણ કહેલું કે, મારે પરણવું નથી. મને પૂછયા વિના મારૂં સગપણ કરવું નહિ. અને કરશો તો હું પરણીશ નહિ.

એક વખત રાજબાઇ જેતપુરમાં મોસાળે ગયેલાં, ત્યાં તેમનાં મામી, રાજબાઇને ઠાકોરજીની સેવા કરતાં અને સ્તુતિ કરતાં જોઇ બહુ રાજી થયાં. 'રાજબાઇ? તું નાની ઉમરમાં આટલી બધી

ભગવાનની સેવા કરે છે, તેથી તારા ઉપર હું બહુ રાજી થઇ છું. રાજુબા કહે, મામી રાજી થયાં હો તો તમારી પાસે એક વચન માગું છું કે, તમે મારી માતુશ્રીને સમજાવજો જે મારૂં સગપણ ન કરે. મને જ્યારથી ઠાકોરજીની સેવાની લગની લાગી છે, ત્યારથી મને સંસારી સુખ ઝેર જેવું થઈ ગયું છે. અને પરણવું જ નહિ એવી ભીષ્મ પ્રતિજ્ઞા કરી છે. મામી કહે તારી, માને હું જરૂર સમજાવીશ.

આવી રીતે ઉગતી ઉમરમાં લગભગ પંદરેક વર્ષની ઉમરમાં આ બાઇને વિષયવાસનાનું વમન થઈ ગયું. વળી પોતે ગઢડામાં પોતાના માસાને ત્યાં ગયેલાં ત્યાં સ્વામિનારાયણ ભગવાનનો યોગ થતાં અને તેમના આશ્રિત મુક્તબાઈઓના સહવાસમાં આવતાં મહાન સિદ્ધરાજ યોગી જેવાં સિદ્ધ થઈ ગયાં. તથા મન, વચન અને દેહે કરીને ભગવાન સ્વામિનારાયણનાં આશ્રિત થઈ તેમનું ભજન કરવા લાગ્યાં. હવે રાજબાઇ ગઢડે છે ત્યાં તો તેમનાં માબાપે પૂછયા વિના રાજબાઇનું સગપણ કર્યું. અને તેમને કાગળ લખી માણુસ તેડવા મોકલ્યું. રાજબાઇએ કાગળ વાંચતાં ક્રોધાવેશમાં આવી કાગળ લાવનારને કહ્યું કે, હું તો સગપણ કરવાની ના પાડતી આવી છું. બીજા પાસે પણ ના પડાવી છે; છતાં મારૂં સગપણ કર્યું તો એ મારે માન્ય નથી. અને મારે વાંકિયાનાં ઝાડવાં જોવાં નથી. આમ કહી તેને વિદાય કરી દીધો. એનાં માબાપે એ સમાચાર જાણી ગઢડામાં રહેનારાં પોતાનાં સગાં ઉપર તથા ભગવાન સ્વામિનારાયણ ઉપર રાજબાઈને સમજાવીને મોકલી દેવા કાગળ લખ્યો. ત્યારે તેમણે રાજબાઇને ઘેર જવાનું અને માબાપ કહે તેમ કરવાને ઘણું ઘણું સમજાવ્યું. રાજબાઇએ ઉદાસ ચહેરે નીચું જોઈ આંખોમાંથી આંસુ દદડાવતાં કહ્યું કે, હું કોઈવાતે પણ પરણવાની નથી. તેમ ઘેર પણ જવાની નથી. આ મારો નિશ્ચય છે. આમ બહુ બહુ કહ્યું, ત્યારે મહારાજે કહ્યું કે, માબાપની આજ્ઞામાં રહેવું એ જ પુત્રીનો ધર્મ છે. માટે જાઓ. પરણો. પરણ્યા પછી ક્યાં ભગવાન ભજાતા નથી? શું માથું મુંડાવે

કલ્યાણ થાય છે? શુદ્ધ ભાવથી પ્રભુને ભજવાથી કલ્યાણ છે. માટે મારા વચને કરી તમે જાઓ. રાજબાઇ કહે કે, ન પરણવું એ મારી ભીષ્મ પ્રતિજ્ઞા છે. નાના મોટા પુરુષોને ભાઇ બાપ ગણ્યા છે. મહારાજ કહે 'જો તમારો શુદ્ધભાવ હશે, તો ભગવાન તમારી સહાય કરશે, પણ અત્યારે જવું પડશે. આમ બહુ બહુ કહ્યું ત્યારે રડતાં રડતાં હાથ જોડી કહ્યું "કૃપાનાથ! આપના વચને જાઉં છું. પણ સર્વ પ્રકારે મારી રક્ષા કરજો. મને નિયમભંગ થવા દેશો નહિ." આમ કહી પગે લાગી પોતાને ગામ ગયાં. માબાપ વરસાદની માફક તેની રાહ જોઈ રહ્યાં હતાં. તે આવ્યાં કે તેમને પરણાવી દીધાં.

## રાજબાઇની રક્ષા

જે દિવસે જાન ચાલવાની હતી તે દિવસે રાજબાઇ વહેલાં ઊઠી નાહીધોઇ લાલજી મહારાજની સેવાસ્તુતિ કરી બોલ્યાં. લાલજી મહારાજ! મેં નાની વયથી આપની સેવા કરી છે, માટે મારૂં વ્રતભંગ ન થાય તેવી કૃપા કરજો. આમ પ્રાર્થના કરી સાસરે સિધાવ્યાં. ત્યાં રાત્રિએ શયનગૃહમાં પોતે શય્યા ઉપરબેસી ભગવાનનું ધ્યાન કરવા લાગ્યાં અને બોલ્યાં હે કૃપાનાથ! દીનદયાળ અનાથનાથ! દ્રૌપદીની લજ્જા રાખી હતિ તેમ મારી લજ્જા રાખજો. લાખાગૃહમાં પાંડવોનું રક્ષણ કર્યું હતું તેમ આ ઘરમાં મારૂં રક્ષણ કરવા આવજો. હે પ્રભુ! હું અબળા નિરાધારી છું. કેવળ તમારૂં જ એક શરણું છે. મને આ વખતે વિસારશો નહિ.

આમ ભગવાનને સંભારે છે ત્યાં તો તેમનો પતિ રામજેબલીઓ શયનગૃહમાં આવ્યોકે રાજબાઈના ફરતો મોટો સિંહ દેખાયો. વોય બાપ! ખાધો, એમ કહી નાઠો. ઘરમાં કોલાહલ થઈ ગયો. માણસો ભેગાં થઈ ગયાં. માબાપે ઘરમાં જોયું તો તેમને પણ કંઈ સિંહ જેવો ભાસ થયો. ધણી તો બાપને કહે, બાપા! આને કાઢો, આ તો મહાન ખપ્પર જોગણી છે. આમાં સ્ત્રીભાવ રાખું તો જરૂર મારૂં મ્હોત થાય અને જો ઘરમાં રહેશે

તો આપણું સૌનું મ્હોત કરશે. આને તો ઘેર પહોંચતી કરી દ્યો. આ તો ભકતાણી છે. સંસાર સુખની ઈચ્છાવાળી નથી. માબાપે એને પરાણે પરણાવી છે.

આમ વાત થાય છે, તે વખતે ગામ દેરડીનો સોની શામજી ત્યાં આવ્યો. પોતે ભગવાન સ્વામિનારાયણનો ચુસ્ત અનુયાયી અને રાજબાઈની સ્થિતિ તથા સ્વભાવને નાની વયથી જ જાણતો હતો. તેણે રાજબાઇને સંસારજાળમાંથી કાઢવા સારૂ સૌને કહ્યું અરે! આ ભકતાણીને કયાં, ઘરમાં ઘાલી? આ તો સીતાએ જેમ રાવણનો સંહાર કરાવી રામાયણ રચાવી, દ્રૌપદીએ કૌરવો પાંડવોનો સંહાર કરાવી ભારત રચાવ્યું. તેમ આ પણ તમારા સર્વનો નાશ કરાવી મહોકાણ મંડાવશે. આને તો પગે લાગી રાજીખુશી કરી સ્વામિનારાયણના ગઢડે પહોંચાડી દ્યો. આનું મનધાર્યું મરડાશે તો તમારૂં સર્વનું નિકન્દન થઈ જશે. હું આ છોડીને નાની વયથી ઓળખું છું. ત્યારે રામજેબલીઓ કહે અમે ઘરમાં જઇએ છીએ તો અમને સિંહ જેવો ભાસ થાય છે. સોની કહે. આને કાઢો એટલે બધું મટી જશે. પછી સવારે સાસુ-સસરા કહે બાઇ તમારે અમારે રામરામ છે. અમે તમને રાજી-ખુશીથી રજા આપીએ છીએ. તમારે અહીંથી પહેલું ઘેર જવું છે કે ગઢડે? રાજબાઇ કહે ગઢડે.

પછી તેમને રથમાં બેસારી ગઢડા પહોંચતાં કર્યાં, રાજબાઇ ગઢડાની ઉન્મત્ત ગંગાનો પુરૂષોત્તમઘાટ આવ્યો કે રથમાંથી નીચે ઉતરી સૌને પાછા વળવાનું કહ્યું અને પોતે સ્નાન કરી પોતાનાં રેશમી વસ્ત્ર ઘરેણાં ઊતારી સાદો સાધ્વી વેશધારણ કરી મહારાજનાં દર્શન કરવા આવ્યાં. મહારાજ જોઇને કહે રાજબાઈ! આ શું?

અરે મહારાજ! આપબધુંય જાણો છો. આ તો ભગવાને મારી ટેક રાખી અને એ લોકોએ જ મને પગે લાગી રજા આપી છે. ભગવાન સ્વામિનારાયણ કહે! ભગવાન તો ભકતના પણ ભકત છે. તેમને પોતાની ભાર્યા કે દેહપણ ભક્ત જેવો વહાલો નથી. તમારો સાચો ભાવ અને સાચી ટેક હતી, તો ભગવાને તમારી રક્ષા કરી.

રાજબાઇ અઢાર દિવસે ભગવાન સ્વામિનારાયણ પાસે પાછાં આવ્યાં. પણ અઢારે દહાડા ઉપવાસ કર્યા આવાં ચુસ્ત સ્વામિનારાયણનાં સેવક હતાં.

પોતે નદીએ સ્નાન કરી નિયમ લીધો કે, જિંદગીભર પુરૂષનું મોં જોવું નહિ. પુરૂષથી ૧૮ હાથ છેટું ચાલવું. એકવાર જમવું તે પણ રસકસ વિનાનું. આસન વિના ભોંય પર બાર વાગ્યા પછી સુવું અને ચાર વાગ્યા પહેલાં ઊઠવું.

રાજબાઇ કોઇ ગર્ભવંતીના ઉદરે પુત્ર હોય તો તેને દેખી કહેતાં બાઇ તારા ઉદરમાં પુત્ર છે. માટે મને અડીશ નહિ આવાં મહાન્ નૈષ્ઠિકવ્રતની મૂર્તિસમાં હતાં.

સ્રીને ભક્ત થવું કે બ્રહ્મચર્યનું પાલન કરવું તે અત્યન્ત દુષ્કર છે. તેમાં વળી કલિના કલુષિત વાતાવરણમાં ઉછરતી બ્હેન-બાઈઓને બ્રહ્મચર્ય પાળવું કે ભકત બનવું એ તો નેવનાં પાણી મોભે ચઢાવવા જેવું કઠિણ છે. છતાં આ સ્વામિનારાયણસંપ્રદાયમાં ઘણીક બહેન–બાઇઓ મોક્ષને હસ્તામલકવત કરનારી મોટી યોગિની જેવી હતી.

## સાસરૂ પિયર બધું સ્વામિનારાયણ

રાજબાઈ સાસરેથી પરબારાં ગઢડે આવ્યાં તે આવ્યાં. પણ પોતાના ગામ વાંકિયે તો ગયાં જ નહી. જીવોખાચર માસો થાય. પણ એ માને કરીને મહારાજનો દ્રોહ કરતો તેથી તેને ઘેર પણ ગયાં નહી. દાદાખાચરની બહેનો તથા બીજી કેટલીક સાંખયોગી બાઇઓ દાદાખાચરના દરબારમાં રહેતાં તેમનાં ભેળાં પોતે રહેતાં.

**"મારા હરજી શું હેત ન દીસે રે તેને ઘેર શીદ જઇએ ?"**

એ કીર્તન તેમના જીવનમાં ચરિતાર્થ થયું હતું.

એક વખત ગઢડામાં મોટું મન્દિર બાંધવાનો ઠરાવ કરવા ભગવાન સ્વામિનારાયણે રાત્રિએ પોતાના નિવાસસ્થાને દાદાખાચર, ગોપાળાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, લાડુબા જીવુબા અને રાજબાઈ આદિ ઘણાંક નામાંકિત સંત સત્સંગીઓ તથા બાઇઓને

ભેળાં કર્યાં અને પૂછ્યું કે અહીં મન્દિર બાંધવું કે કેમ ? ત્યારે એકી અવાજે સર્વેએ મન્દિર બાંધવાને હા કહી.

આવી રીતે સર્વાનુમતે મન્દિર બાંધવાનો તે પણ શીઘ્રતાથી બાંધવાનો ઠરાવ કર્યો અને આ વાત હમણાં કોઇને પણ જાહેર કરવી નહિ કારણ કેટલાક વિઘ્નસંતોષીઓ વખતે રાજને ખોટી રીતે ભંભેરી વિઘ્ન કરાવે તેથી આમાંથી તો કોઇએ કોઈને કહ્યું નહિ; પણ એક જીવાખાચરનો ચાકર બુઢો કાઠી ત્યાં નજીકમાં સૂતેલો તેણે આ ઠરાવ જાણી વહેલી સવારમાં જ જીવાખાચરને કહ્યું કે તમને મૂકીને દાદાખાચર આદિક ઘણાકને ભેળા કરી મહારાજે અહીં મન્દિર બાંધવાનો ઠરાવ કર્યો છે અને જેમ વહેલું બંધાય તેમ ચોક્કસ નિર્ણય પણ કર્યો છે. સ્વામિનારાયણના ચુસ્ત સેવક દાદાખાચરને ત્યાં ભગવાન સ્વામિનારાયણ નિરંતર રહેતા તેને લીધે દાદાખાચરને સંપત્તિવાન અને કીર્તિવાન થયેલા જોઈ સગા કાકાના દીકરા જીવાખાચરને તેમના પર કંઇક દ્વેષ રહેતો. જીવાખાચરે તો આ વાત જાણી કે તુરત જ આખા ગામમાં પ્રસિદ્ધ કરી દીધી.

સવારે મહારાજ પોતાનું નિત્યકર્મ કરતા હતા, ત્યાં લખુ કંદોઇ દર્શન કરી કહે મહારાજ ! ક્યારે મંદિર કરવાના છો ? મહારાજ કહે, મંદિર કેવું ? તો કહે મહારાજ તમે છાનું રાખતા હશો, પણ ગામમાં તો સૌ વાતો કરે છે, જે મહારાજે અહીં મોટું મંદિર બાંધવાનો ગઈ રાત્રિએ નિશ્ચય કર્યો છે. અને થોડા દહાડામાં આરંભ પણ કરશે. મહારાજ કહે અમારી છાની વાત બહાર ક્યાંથી આવી હશે ? એમ કહી રાત્રિએ જેટલા હતા તે સર્વને બોલાવી પૂછ્યું. સૌએ કહ્યું કે, અમે તો કંઈ કોઈને કહ્યું નથી. ત્યારે મહારાજ બહુ વિચારમાં પડી ગયા.

લાધો ઠક્કર કહે, મહારાજ ! અમારામાંથી કોઇ કહે તેમ નથી, પણ આ રાજબાઈએ પોતાના માસા જીવાખાચરને કદાચ કહ્યું હોય તો ભલે. ત્યાં તો રાજબાઇ એકદમ ક્રોધે થઈ બોલ્યાં;

અરે લાધીઆ! તારો ભલકે (સવારમાં) ભુંડો થાય! હું તે કહું ખરી? હું જ્યારથી ગઢડે આવી છું ત્યારથી એને ઘેર ગઈ નથી. જ્યારથી એ જીવોખાચર મહારાજનો દ્રોહી થયો છે, ત્યારથી તેના ઘરનાં અન્નજળને તજી દીધું છે. છતાં જાણ્યા વિના જૂઠો આળ મૂકે છે? તો જા, તારો ભલકે ભુંડો થઈ જશે!

મહારાજ કહે, હાં, હાં, રાજુબા! આ શું બોલો છો? રાજબાઈની ત્રાડ સાંભળતાં જ દાદાખાચર, સુરોખાચર, ગોપાળાનંદસ્વામી, મુક્તાનંદસ્વામી વગેરે કંપી ઊઠયા. રાજબાઇ બોલ્યાં તે જરૂર કંઇ ભુંડુ થશે.

હવે બીજે દિવસ વહેલી સવારમાં લાધા ઠક્કરનો દીકરો શામજી, ભરવાડવાડે દૂધ લેવા ગયો. ત્યાં તેના દ્રોહીએ જુઠું આળ મૂકયું અને તેને મારવા દોડયા. છોકરો નાસી ગયો. આખા ગામમાં હાહાકાર થઇ ગયો. આથી છોકરો શરમાયો. તેથી તરત જ અફીણ ઘોળી પી સૂઇ ગયો. તે સૂતો તે સૂતો! બે કલાકમાં મરી ગયો. જુઓ વચનસિદ્ધ રાજબાઈ ખરાં કે નહિ?

## આશ્ચર્યજનક અક્ષરવાસ

રાજબાઇએ દેહ મૂકયા પહેલાં ત્રણ દિવસ અગાઉથી દાદાખાચરને કહેલું કે, મારા શબને તમો તથા અમુક માણસો અડકજો અને અગ્નિ તો તમે જ મૂકજો. મારા અસ્થિ ઘેલા નદીમાં ન નાખશો, કારણ ત્યાં રખે પુરૂષનો સંબંધ થઇ જાય. માટે જમીનમાં અઢાર હાથ ઊંડો ખાડો ખોદીને દાટજો. પોતે દેહ મૂકતી વખતે હજારો બાઇઓને સત્સંગનો અને મહારાજની આજ્ઞાનો બોધ કર્યો અને અપાર ચમત્કાર જણાવી મહારાજ તથા અનંત મૂક્તો તેડવા આવ્યા હતા તેની સાથે પધાર્યાં. હવે તેમણે કહેલા માણસો દ્વારા શબ ઉપાડી અગ્નિદાહ કરવા લઈ ગયા. ત્યાં કાષ્ટની ચેહમાં પધરાવી દાદાખાચર જરા અગ્નિ લેવા જાય છે ત્યાંતો પાછળથી ચેહનું એક લાકડું નજીકમાં ઉભેલાએ સમું કર્યું. પછી દાદાખાચરે અગ્નિ મૂકયો, પણ અગ્નિ લાગે જ નહિ. તેમણે ગોપાળાનંદ સ્વામીને

કહ્યું સ્વામી આ શું ? સ્વામી કહે તમને ખબર નહિ હોય. પણ કોઇ એમની ચ્હેને અડી ગયું હશે. માટે ફરીથી એ શબને પુરૂષોત્તમઘાટમાં નવરાવી ચ્હે ખડકો એટલે તુરત અગ્નિ લાગશે. પછી એમ કર્યું એટલે તુરત અગ્નિ લાગ્યો. આવા રાજબાઇ પોતે સમર્થ અને મહા નિષ્કામવ્રતની મૂર્તિસમાં હતા. નિરંતર તેમનું ચિત્ત શ્રીજીચિંતામણીનાં ચરણોનું ચિંતવન કરવામાં જ તત્પર હતું. અને તેમની પ્રસન્નતામાં જ પોતે તત્પર રહેતાં.

## વ્યારનાં માનબાઇનું સામર્થ્ય

ગામ વ્યારના પીતામ્બર ત્રવાડી અને અમુલખ ત્રવાડી એ ભાઈ ભારે સત્સંગી હતા. અને તેમનાં બહેન મુક્તરાજ માનબાઇ હતાં. ઉનાળામાં પીતામ્બર ત્રવાડીએ નવું ઘર કરવા માંડયું. ત્યારે અમુલખે બહેનને કહ્યું કે, અત્યારે ઉનાળાના કાળા તાપમાં ભાઇએ ઘર કરવા માંડયું છે, પણ દૂધ છાસ વિના બહુ કઠણ પડે છે. માનબાઇ કહે આપણે અઢી વર્ષની એક પાડી છે. તે એને બશેર બાજરી મૂકી માંડોને દોવા ! ભાઇ કહે બહેન ? એટલી નાની પાડીને દૂધ કયાંથી આવે ? માનબાઈ કહે મોટાને ઝાઝું આવે તો નાનાને થોડું આવે, પણ આપણે બશેર દૂધ થાય તોય ઘણું. લાવ બાજરી ખાણુ મેલ. હું તેને દોવા બેસું. એમ કહી થાળીમાં બાજરી મૂકીને દોહવા બેઠાં ને બશેર દૂધ થયું. આમ ઘર પૂરૂં થતાં સુધી સવારે અને સાંજે બશેર બશેર દૂધ નીકળતું. આ ચમત્કાર સાંભળી ગામના અને બહારના ઘણાક લોકો જોવા આવતા.

માનબાઇ ! તમે તો સાક્ષાત્ જગદંબા દેવી જેવાં છો, આમ પગે લાગતાં. આ જોઈ કેટલાય લોકો સત્સંગી થઇ ગયા.

## ભુજનાં મુકતરાજ મેનાબા

ભુજમાં મેવાડા સુથાર મેનાબાઈ નામે મહા મુક્તરાજ હતાં. ભગવાન શ્રી. નરનારાયણ દેવ પોતે પ્રગટપ્રમાણ ઘણીવાર તેમની સાથે વાતો કરતા. તેમના હાથે પ્રત્યક્ષ જમતા. એક વખત એક

કણબી હરિભક્ત આફ્રિકામાં પાંચ વર્ષ રહી દશેક હજાર રૂપિયા કમાઈને પાછો દેશમાં આવવા નીકળ્યો. મુંબઈ બંદરે ઉતરી ઘેર કાગળ લખ્યો. હું સલામત મુંબઇ ઉતર્યો છું. અને થોડા દહાડામાં આવું છું. પોતે દેશમાં આવતાં ભુજ પાસેના માધાપુર ગામમાં પોતાની બહેનને મળવા ઉતર્યો. રાત્રિએ જોખમની પોટલી બહેનને સોંપી. બહેન કહે ભાઇ તું દૂર દેશાવરમાં પાંચ વરસ રહ્યો ત્યારે આટલી જ કમાણી? ભાઇ કહે, બહેન આટલામાં તો દસ હજાર રૂપિયા છે. આ તો નોટો, રોકડા નહિ, જે ભાર હોય. બહેન તો દસ હજારનું નામ સાંભળતાં જ દિગ્મૂઢ બની ગઇ. વિચાર કર્યો જે ભાઇને ઠેકાણે કર્યો હોય તો નિરાંતે આ બધા ય રૂપિયા રહે અને આપણે ખાઈએ, પીએ ને સુખ માણીએ. પછી આ રાક્ષસણી બહેને પોતાના ધણીને પણ પૈસાથી લલચાવી ભોળવી આ કામમાં ભેળવ્યો.

અર્ધરાત્રિ થઇ અને ભાઈ ભર ઊંઘમાં સુતો હતો ત્યાં કુહાડો લઇને આવી. ધણીને કહે લે આનું માથું કાપી નાખ. ધણી કહે અરરર! આ બહુ ખોટું થાય છે. આપણે આનું મ્હોત કરશું, પણ પાપ છાનું નહિ રહે અને આપણું મ્હોત થશે. માટે રહેવા દે. પેલી ગુસ્સે થઇને કહે, લાવ લાવ હીઝડા! તારાથી શું થાય? આમ કહેતાં જ બેહાથે કુહાડો ઉપાડી ભાઇનું માથું કાપી નાખ્યું. હવે બહાર લઇ જતાં રખે કોઇ દેખી જાય? આમ ધારી પોતાના પડખાના ખડ ભરવાના ઘરમાં ખાડો ખોદીને મુડદાને દાટી દીધું. દસેક દહાડા થયા તો પણ છોકરો ઘેર ન આવવાથી માબાપે તપાસ ચલાવી. અને સગાંવહાલામાં તથા માધાપર બહેનને પણ પૂછાવ્યું કે, ભાઈ આવ્યો છે? તો કહે અહીં તો આવ્યો નથી. પણ **પાપ તો પાતાળમાંથી પણ પાપીને પોકારે છે.**

## પાપનો પશ્ચાતાપ

બાઇને ચિંતા થવા લાગી; "હાય હાય! બહુ ખોટું કર્યું. ખબર પડશે તો મારા શા હાલ થશે? જો કે મેં અર્ધા પૈસા

લીધા હોત તો એ મને શું કરત? આ તો બહુ ખોટું થયું. એમ ચિન્તા કર્યા કરે. ખાવું, પીવું ભાવે નહિ. ઊંઘ આવે નહિ. આથી વિચાર કર્યો જે **પુણ્યે પાપ ઠેલાય છે.** માટે ભુજ જઇને એ ચાર હજાર રૂપિયા દેવ, સાધુની સેવામાં વાપરૂં. આમ ધારી ભુજ આવીને પકવાન્નની રસોઈ આપી. તેમાં બ્રહ્મચારી થાળ લઇને જતા હતા, ત્યાં થાળ પડી ગયો. આથી સૌ બ્રહ્મચારીને વઢવા માંડયા. બીજે દિવસે રસોઈ બીજી આપી. તે દિવસે પણ બ્રહ્મ-ચારીના હાથમાંથી થાળ પડી ગયો. આથી બહુ કોલાહલ થયો. કેટલાક વિચારમાં પડયા જે આ દેવના અપરાધનું જ કારણ હોવું જોઇએ.

હવે બાઇઓના મન્દિરમાં ડોસીઓની સભામાં કથાવારતા થાય છે. પોણોસોએક ડોસીઓ બેઠેલી છે. માધાપરવાળી ગોઝારી બાઇ પણ એક બાજુ બેઠેલી છે, તેવામાં મેનાબાઇને ભગવાનશ્રી નરનારાયણ દેવે દર્શન આપી કહ્યું કે, બે દિવસથી અમો ભૂખ્યા છીએ અને થાળ પડે છે. તેમાં બ્રહ્મચારીનો વાંક નથી. એ તો પેલી માધાપરવાળી પાપિણીનો વાંક છે. પોતે દસ હજાર રૂપિયા સારૂ પોતાના ભાઇને મારી નાખી ખડ ભરવાના ઘરમાં લોંયમાં ભંડારી દઇને પોતાનું પાપ છાનું રાખવા અમને રસોઇ દેવા આવી છે. તે અમે એ પાપિણીનું કેમ ખાઇએ? મન્દિરમાં ખબર આપો કે બ્રહ્મચારી ન્હાઈ ધોઇ ભંડાર લીંપી ગુંપી પવિત્ર થઇ રસોઈ કરે, એમ કહી ભગવાન અદૃશ્ય થઈ ગયા. મેનાબાઈ જાગ્યાં કે એકદમ કંપી ઊઠયાં. બીજાએ કહ્યું બા અત્યાર સુધી કેમ સ્થિર થઈ ગયાં હતાં અને હવે કંપી કેમ ઉઠયાં? મેના બા કહે, પેલી માધાપરવાળી બાઇએ રૂપિયા સારૂ પોતાના ભાઇને મારી નાખી ઘરમાં દાટીને પોતાનું પાપ છાનું રાખવા સારૂં અહીં દેવને રસોઈ દેવા આવી છે. દેવ કંઈ એવા લાંચિયા કે ભૂખાળવા નથી જે એ પાપિણીનું ખાય? હવે મન્દિરમાં કહેવ-રાવો કે થાળ પડે છે એમાં બ્રહ્મચારીનો વાંક નથી. અને બ્રહ્મ-ચારીને ન્હાઇ ધોઈ પવિત્રપણે ફરી રસોઈ કરવાનું કહો. આમ

વાત થાય છે. ત્યાં તો પેલી બાઈ સૌની નજર ચુકવી ઉઠીને ઘર ભેળી થઇ ગઇ.

षट् कर्णो भिद्यते मंत्र श्चतुष्कर्णः स्थिरो भवेत् ।
द्विकर्णस्य च मंत्रस्य ब्रह्माप्यन्तं न गच्छति ॥

છ કાને વાત જાય એ છાની ન રહે, ચાર કાને વાત જાય તો થોડા દહાડા છાની રહે અને બે કાને વાત હોય તો તેને બ્રહ્મા પણ જાણી શકે નહિ. તેથી આટલી મોટી સભામાં વાત થઇ તે કેમ છાની રહે? મન્દિરમાં, ગામમાં, ન્યાતમાં છેક રાજદરબારમાં આ વાત પહોંચી કે તરત જ પોલીસ આવ્યા અને પૂછયું કે મેનાબા કયાં છે? પછી પોલીસો લઇને કોઠારી તથા કેટલાક હરિજનો ડોસીઓના મન્દિરમાં મેનાબાઇ પાસે આવ્યા, અને કહ્યું કે માધાપરનાં ખૂનની વાત તમે કરી એ વાત તમે જાણો છો? મેનાબા કહે, હું માધાપર ગઇ નથી. મારી આંખેથી એ વાત જોઈ નથી. પણ મને ભગવાન શ્રી નરનારાયણદેવે દર્શન આપી આ વાત કરી છે. માટે તમે ત્યાં જઇને તપાસ કરો. પછી પોલીસો તથા કેટલાક હરિભક્તો ત્યાં ગયા. અને તપાસ કરી તો બધું સાચું ઠર્યું. આવી સમર્થ ઘણીક ભગવદ્ ભક્ત બાઇઓ આ સંપ્રદાયમાં હતી.

## ઉદેપુરનાં રાણી ઝમકુબાઇ

મહેમદાવાદના બે સત્સંગી વડાદરા બ્રાહ્મણ ભિક્ષા માગતા-માગતા ઉદેપુર ગયા. ત્યાં ગામના કૂવા ઉપર સ્નાન કરતાં સ્વામિનારાયણ સ્વામિનારાયણ ઊંચે સાદે બોલતા હતા ત્યાં રાણાની રાણી ઝમકુબાઈ જે ભવિષ્યમાં માતાજી કહેવાશે; તેનો રસોઇઓ પાણી ભરવા આવેલો. તેણે પૂછયું. કે એ સ્વામિનારાયણ કોણ છે? ત્યારે કહે-એ સ્વામિનારાયણ ભગવાન છે. જેમ રામકૃષ્ણાદિક ભગવાનના અવતારો થયા છે; તેમ આ સ્વામિનારાયણ નામે હાલ ભગવાનનો અવતાર થયો છે; ગુજરાત કાઠિયાવાડ સોરઠ અને કચ્છાદિક

દેશોમાં હજારો જીવ એ સ્વામિનારાયણનું ભજન કરે છે. લોકોને સમાધિઓ કરાવે છે જે જે દેવના ઉપાસકો હોય તેમને તે તે દેવોરૂપે પોતે દર્શન આપે છે. કેટલાક ને વૈકુંઠ ગોલોકાદિક ધામને વિષે મોકલે છે અને પાછા લાવે છે તેમણે ત્યાગ વૈરાગ્ય ધૈર્ય અને સહનતાની મૂર્તિ સમા ઘણાક સાધુઓ કર્યા છે તેમના અમે આશ્રિત છીએ રસોઇઓ આસ્તિક હતો તેથી તેને બ્રાહ્મણનો ગુણ આવ્યો. પોતે દરબારમાં જઇ રાણી ઝમકુબાઇને કહ્યું કે ગુજરાતમાં સ્વામિનારાયણ નામે ભગવાન પ્રગટ થયા છે. હજારો જીવ તેમનો પ્રતાપ ઐશ્વર્ય પરચા, ચમત્કાર જોઇને તેમના આશ્રિત થઇ તેમનું ભજન કરે છે તમે ભગત છો અને ભગવાનને ભેટવાની ઇચ્છાવાળાં છો માટે તમે ત્યાં જાઓ તો જરૂર તમને એ ભગવાન મળે.

રાણી સાંભળી રાજી થઇ અને કહ્યું કે તને જેણે આ વાત કરી હોય તેને મારી પાસે બોલાવી લાવ એટલે બ્રાહ્મણોને શોધી બોલાવી લાવ્યો અને તેમને રાણીએ જે જે પૂછયું તે તે બધું કહ્યું.

રાણી પૂર્વનાં મહાન સત્સંસ્કારી હતાં વળી મહારાજના પરચાની વાતો સાંભળી ત્યારથી તેમણે સ્વામિનારાયણ, સ્વામિ-નારાયણ' એમ ભજન કરવા માંડયું. જેમ જેમ ભજન થતું ગયું, તેમ તેમ એ બાઇને આ લોકનાં ભોગસુખમાંથી વૃત્તિ તૂટતી ગઈ અને ભગવાનમાં ચોંટતી ગઇ. 'હું એ ભગવાનને કયારે ભેટું?' એ જ વિચાર રાતદહાડો હૃદયમા ઘોળાવા લાગ્યો. છેવટે:—

॥ देहम् पातयामि वा अर्थम् साधयामि ॥

કાંતો મરૂં છું અને કાંતો ભગવાનને ભેટું છું એમ નક્કી કરી કોઇ ન જાણે તેમ અર્ધી રાત્રિએ બારીએ દોરડું બાંધી નીચે ઉતરીને સ્વામિનારાયણને મળવા ચાલી નીકળ્યાં. ચાર પાંચ ગાઉ ગયા ત્યાંતો સવાર પડી અને રાણી ભાગી ગયાની ખબર પડી, કે તેમની શોધખોળ કરવા ચારેકોર રાણાએ પાયદળો ઘોડ-સ્વારો મોકલી દીધા. બાઇએ કેટલાક ઘોડેસ્વારો દોડતા આવતા

છેટેથી દેખી ને જાણ્યું કે, જો હાથમાં આવી તો જરૂર મ્હોત થશે. ભગવાન ભેગું થવાશે નહિ. આથી ડરીને એક મોટી ખાઇમાં કેટલાક દિવસથી મરી સુકાઈ ગએલા ઊંટના ખોખામાં પેસી ગયાં. બે દહાડા ભૂખ્યાંતરસ્યાં 'સ્વામિનારાયણ! સ્વામિનારાયણ!' ભજન કરતાં પડી રહ્યાં. શાબાશ, શાબાશ! એ ભગવાનના ખપવાળાં બાઇને!

ત્રીજે દહાડે રાજ્યના માણસોની પ્રવૃત્તિ કંઇક ઓછી થઇ ત્યારે ત્યાંથી નિકળી પાંચેક ગાઉ ચાલ્યાં કે ભૂખ, તરસ અને થાકને લીધે લથડિયાં આવવા લાગ્યાં. તેથી તે એક ઝાડ નીચે બેઠાં.

## ભક્તના બેલી ભગવાન

અંતરમાં મહારાજને મળવાની આતુરતા અને મુખમાં તેમનું ભજન તેથી ભક્તાધીન ભગવાન શ્રી હરિ પોતે વૃદ્ધ વિપ્રરૂપે આવી તે ઝાડ તળે વિસામો ખાવા બેઠા. તેમણે બાઈને પુરુષના વેશમાં જોઇને ઘણા સ્નેહથી અને દયાર્દ્રભાવથી કહ્યું. 'તમે સ્ત્રી છો પણ ઉપરથી પુરુષનો પોષાક પહેર્યો છે. માટે આમ કરવાનું શું કારણ? વળી તમે કોણ છો?' કયાં જાઓ છો? ત્યારે બાઈ કહે. 'મહારાજ આ વાત કહ્યાની નથી. એ તો હું જાણું છું કે મારો ભગવાન જાણે છે.' ત્યારે કહે, 'બાઈ! તમારો ભગવાન જ તમને પૂછે છે, કારણ અમે બ્રાહ્મણ તે સર્વના ગુરુ અને ભગવાન જેવા કહેવાઇએ. માટે સાચેસાચું કહો, મારાથી બનશે તો તમારા દુઃખનો ભાગી થઈશ.'

બાઈ કહે, 'ગુરુમહારાજ! હું ઉદેપુર રાણાની રાણી છું. ગુજરાતમાં સ્વામિનારાયણ નામે ભગવાન પ્રગટ થયા છે. તેમને મળવા સારૂં નિકળી છું. લાંબો રસ્તો. વળી સ્ત્રી જાતિ. તેથી મને કંઇ દુઃખ કે ધર્મમાં વિઘ્ન ન આવે, તેટલા સારૂ પુરુષનો પોષાક પહેર્યો છે. મહારાજ! આપના દર્શનથી અને આપની વાણીથી મારૂં હૃદય બહુ શાન્ત અને નિર્ભય થયું છે. આપ કયાં જાઓ છો? અને કયાંના છો?' ત્યારે વિપ્રરૂપ મહારાજ મંદમંદ હસતા

કહે: 'બહેન, હું સ્વામિનારાયણનો ભક્ત છું. સ્વામિનારાયણના ગઢડા પાસેનો વતની છું.'

આ સાંભળતાં જ બાઈ અત્યન્ત આનંદ પામી, આનંદોદધિમાં નિમગ્ન થઈ ગઈ. ભૂખ, તરસ અને થાકની પીડા એકદમ સમાઈ ગઇ. અત્યન્ત હર્ષઘેલડી બની વારંવાર પગે લાગી બોલી. 'મહારાજ, તમને સ્વામિનારાયણ ભગવાને જ મોકલ્યા હોય તેમ જણાય છે. મને એમનાં દર્શન જેટલો જ આનંદ થયો છે.' વિપ્ર કહે, 'બહેન! કંઇપણ ફીકર કરશો નહિ. હું તમને ગઢડે મહારાજના ભેગાં કરી દઇશ.' એમ કહીને પોતાના ખડિયામાંથી સુખડીનું ટીમણ કરાવ્યું અને કૂવેથી પાણી ભરીને પાયું. પછી કહે, 'બહેન હવે જરા શાન્તિ પામો.' ત્યારે કહે, 'જ્યાંસુધી મહારાજનાં દર્શન થયાં નથી, ત્યાં સુધી મને શાન્તિ થવાની નથી. માટે ઊઠો, ચાલો. પંથ ટૂંકો કરીએ.'

આમ કહી બન્ને ચાલ્યાં. રસ્તામાં એ વિપ્ર તેમના ખાધાપીધાની ખબર રાખતો, જાળવતો અને મહારાજનાં ઐશ્વર્ય, ચમત્કાર અને પરચાની વાતો કરતો.

આગળ ચાલતાં એક ઝાડ નીચે વિસામો ખાવા બેઠાં કે બન્ને ઊંઘી ગયાં. ભગવાને જેમ રુકમણિનો કાગળ લઇને આવનારા વિપ્રને ઊંઘમાં ઉપાડીને દ્વારિકા પહોંચાડી દીધો હતો, તેમ આમને ગઢડે પહોંચાડી દીધાં. બન્ને જાગ્યાં એટલે વિપ્રરૂપ મહારાજ કહે, 'અરે! બહેન આ શું? આ તો ગઢડાની ઘેલાનદી આવી. ઓહોહો! આતો ભગવાને દયાકરી આપણને અહીં પહોંચાડી દીધાં.' બાઈ ઊઠી અત્યન્ત હર્ષઘેલી બની વિપ્રને પગે લાગી. 'મહારાજ! આ તો જરૂર ભગવાને આપણી ખબર લીધી.' વિપ્ર કહે. 'બહેન, આ નદીમાં મહારાજ અને સંતો ન્હાયા છે. અને જલક્રીડાઓ કરી છે. આ નદી સર્વ તીર્થોત્તમ તીર્થરૂપ છે. માટે હું અહીં ન્હાવા, ધોવા અને નિત્યકર્મ કરવા રહીશ. તમો સીધાં ગામમાં જાઓ. ત્યાં મહારાજ મોટી સભા ભરી બેઠા હશે. હું પરવારીને આવીશ. અને તમને મળીશ.' બાઈ કહે, 'અહીં ઘણી બાઇઓ

ન્હાય છે. અને 'સ્વામિનારાયણ ! સ્વામિનારાયણ' ભજન કરે છે. માટે એમની પાસે એક પહેરવાનું વસ્ત્ર માગી જોઉં. અને જો મળે તો આ સ્ત્રીવેશ ધારણ કરી, મહારાજ પાસે જાઉં. એમ કહીને પોતે બાઇઓ પાસે જઈ છેટે ઊભાં રહીને કહે, 'બાઈઓ ! હું પણ તમારા જેવી સ્ત્રી છું. અને દૂર દેશથી મહારાજને મળવા સારૂ આવું છું. આ તો સ્ત્રી અને એકલી, તેથી કોઇ જાતનું વિઘ્ન ન પડે તેટલા સારૂ પુરુષનો વેશ રાખ્યો છે. માટે મને કોઈ જેવું-તેવું પહેરવાનું લૂગડું આપો તો આ પુરુષનો વેશ ઉતારી સ્ત્રી-વેશે મહારાજનાં દર્શને જાઉં.' ત્યારે એક દયાળુ બાઇએ પહેરવા ઓઢવાનાં ત્રણ લૂગડાં આપ્યાં; એટલે પહેરીને દરબારમાં આવ્યાં.

## ભગવાનનું દર્શન

ભગવાન શ્રી હરિ સભામાં વિરાજમાન છે ત્યાં તે બાઈ આવીને મહારાજની સામે અને સભાની પાછળ દૂર ઊભાં રહીને દર્શન કરે છે. એટલે મહારાજે લાંબી સોટી કરી માગ કરો, પેલી બાઇને અહીં આવવા દ્યો—એમ કહ્યું. એટલે તે બાઇએ નજીક આવી દર્શન કર્યાં કે તરત જ સમાધિ થઈ અને પૃથ્વી ઉપર પડી ગયાં. મહારાજ કહે, 'એને સમાધિ થઇ છે. કોઈ અડશો નહિ.' પછી સર્વ સભાને સાંભળતાં કહ્યું કે, 'આ બાઈ ઉદેપુરનાં રાણાની રાણી ઝમકુબાઈ નામે છે. તેમને ત્યાં ભિક્ષા માગવા ગયેલા બે બ્રાહ્મણોથી સત્સંગ થયો અને ત્યાંથી અમને મળવા સારૂ એકલાં છાનાંમાનાં અહીં આવ્યાં છે.'

આમ કહે છે ત્યાં તો બાઈ સમાધિમાંથી જાગ્યાં અને અશ્રુ ટપકાવતાં ગળગળે સ્વરે મહારાજની વારંવાર સ્તુતિ કરવા લાગ્યાં. મહારાજ કહે, 'ઝમકુબાઈ ! તમે એકલાં શી રીતે આવ્યાં ?' તો કહે, 'કૃપાનાથ ! એક દયાળુ વૃદ્ધ બ્રાહ્મણ મને સાચવીને અહીં લાવ્યો. હમણાં જ તે અહીં આવશે.' મહારાજ કહે, 'બ્રાહ્મણ કેવો ? એ તો અમે પોતે બ્રાહ્મણનું રૂપ લઇને આવ્યા હતા.' એમ કહીને જ્યાં જ્યાં રસ્તામાં ઉતર્યાં હતાં અને ખાધું પીધું હતું તે સર્વે

કહી બતાવ્યું. તેથી બાઈ બહુ રાજી થયાં અને ભરસભામાં મહારાજે તેમની પ્રશંસા કરી. પછી રાજુબા,' જીવુબા, લાડુબા આદિક બાઇઓને બોલાવી તેમની ભલામણ કરી દરબારમાં રખાવ્યાં.

## માતાજી નામ પાડી કચ્છમાં મોકલ્યાં

કચ્છમાંથી ગાંગો પટેલ મહારાજનાં દર્શને ઘણા દિવસથી આવેલા તેથી કચ્છમાં જવા સારૂ મહારાજને પગે પડી રજા માગવા આવ્યા. મહારાજ કહે, 'આજ નહિ, કાલ જજો.' બીજે દિવસે મોટી સભામાં મહારાજે ઝમકુબાઇને બોલાવી કહ્યું. 'તમે રાજ્યમાં હતાં ત્યારે સ્વામિનારાયણ સ્વામિનારાયણ ભજન કરતાં તે રાણો જાણે છે; તેથી અમારા નામની તપાસ કરતાં કરતાં અહીં જો કોઇક આવી જાય તો મોટું દુઃખ થઈ પડે. માટે તમે આ ગાંગા ભગતની સાથે કચ્છ દેશમાં જાઓ અને ત્યાં લાધીબાઈ નામે અમારાં મોટાં ભક્ત છે તેમના ભેળાં રહેજો.' એમ કહીને લાધીબાઈ ઉપર કાગળ લખી આપ્યો અને ગાંગા ભક્તને સાચવીને લઇ જવાની ભલામણ કરી. મહારાજે તાળી વજાડી સર્વ સભાને શાન્ત કરી કહ્યું કે, રાજા સૌનો પિતા કહેવાય. માટે આ રાજાનાં રાણી તે સૌની માતા કહેવાય. તેથી આજથી સૌ આમને માતાજી કહેજો. આમ માતાજી નામ પાડીને તેમને કચ્છમાં મોકલી દીધાં.

વહાલા વાચકો ! જુઓ તો ખરા ! આ જેવું તેવું આશ્ચર્ય ન કહેવાય ! આ તો સમગ્ર આશ્ચર્યનો નિધિ કહેવાય. આવી સ્ત્રીઓ સ્વામિનારાયણને ભેટવા સારૂ ઘરબાર, પતિ, પુત્રાદિક સમ્બન્ધી અને રાજવૈભવ સુખસંપત્તિ એ સર્વનો ત્યાગ કરી મોટા સિદ્ધ મુનિઓ જેવી વર્તનશાળી બની પોતાનાં શ્રેયસ્સાધે છે અને પાસે આવેલી બીજી મુમુક્ષુ બાઇઓને ઉપદેશ આપી સન્માર્ગી કરે છે.

## લાધીબાઇ તથા માતાજીનો સહઅક્ષરવાસ

લાધીબાઈ નાની વયમાં વિધુર બનેલાં. કાયસ્થ જાતિમાં પોતે જન્મેલાં હતાં. પોતે ત્રિકાળજ્ઞ હતાં. સ્વામિનારાયણ જ્યાં જ્યાં હોય અને જે જે ક્રિયા કરતા હોય તેને પોતે અખંડ દેખતાં. આવાં મહાન સમર્થ નિષ્કામ વ્રતની મૂર્તિ સમાં હતાં. તેમના

ભેળાં રહેવા માટે માતાજીને મોકલ્યાં. તે બહુ વરસ ત્યાં સાથે રહ્યાં.

જ્યારે લાધીબાઇએ દેહ મૂકવાની તૈયારી કરી ત્યારે માતાજીને કહ્યું કે, હું આજે દેહ મૂકીશ, તમે ભગવાન ભજવાનો ખટકો રાખજો. ભગવાનની નાનીમોટી આજ્ઞાઓને શિર સાટે પાળજો. ધર્મનિયમમાં ખબડદાર રહીને સત્સંગ કરજો અને બીજાને કરાવજો. માતાજીએ આ સાંભળતાં જ ગળગળે સ્વરે કહ્યું કે, મને તમારી પાસે રહેવાની મહારાજે આજ્ઞા કરી છે. તો હવે તમે મને મૂકીને ચાલ્યાં જશો? આમ કહેતાંજ અશ્રુપૂર્ણ નેત્ર થઇ ગયાં. લાધીબાઇ કહે, 'દીલગીર શું કરવા થાઓ છો? મારા વિના ન ફાવે તો થાઓ તૈયાર. તમને પહેલાં દેહ મુકાવું અને પછી હું મુકીશ.' આમ કહ્યું કે, માતાજી ચોકો કરી સુતાં. આ વાતની જાણ થતાં ઘણાક સત્સંગીઓ તથા આડોશીપાડોશીઓ તથા ગામના ઘણા જ લોકો જોવા સારૂ આવ્યા. લાધીબાઇએ સત્સંગીઓને કહ્યું કે, માતાજી હમણાં દેહ મૂકશે, માટે તમે એમના શબને શ્મશાન પહોંચાડી મને લેવા આવજો. અમારા બંનેના દેહને ચ્હેમાં સાથે બાળજો. આમ કહીને સ્વામિનારાયણના નામની ધુન્ય કરાવી. અને માતાજીએ પણ સૌને ભગવાન ભજવાની ભલામણ કરી. સૌને જયસ્વામિનારાયણ કહીને દેહ મૂકી દીધો. તેમના દેહને સત્સંગીઓ શ્મશાનમાં મૂકીને લાધીબાઇના શબને લેવા આવ્યા. લાધીબાઇ એજ ચોકામાં સૂતાં. જેમ ગામ જનાર માણસ પોતાના ઘરની ભલામણ કરે તેમ સૌ સત્સંગીઓને સંત્સગની અને ભગવાન ભજવાની ભલામણ કરીને દેહ મૂકી દીધો અને બન્નેનાં શબને એક જ ચ્હેમાં બાળ્યાં.

આવી રીતે ભજનભક્તિના બળથી તેમ ભગવદ્ભક્ત જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ અને તપોવૃદ્ધ એવી બાઇઓના સમાગમથી તથા કથાવાર્તાના જોગથી કામની અને અપવિત્રતાની મૂર્તિ સમી સ્ત્રીઓ છતાં આવી મહાસમર્થ અને પ્રતાપી થઇ જાય છે. આવી ઘણીસમર્થ બાઇઓ આ સંપ્રદાયમાં હતી.

## ॥ વ્યભિચાર એ મહાપાપ છે ॥



**॥ व्यभिचारो न कर्तव्यः पुम्भिः स्त्रीभिश्च मां श्रितैः ॥**

આ લોકમાં કોઈ પણ સ્ત્રીપુરુષે ક્યારેય વ્યભિચાર કરવો નહિ. અર્થાત્ પુરુષે પરસ્ત્રીનું ગમન અને સ્ત્રીએ પરપુરુષનું ગમન ક્યારેય પણ કરવું નહિ.

**व्यभिचारात्तु भर्तृस्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।**
**श्रृगालयोनिमाप्नोति पापरोगैश्च पीडयते ॥**

સધવા સ્ત્રી વ્યભિચાર કરે છે, તો લોકમાં નિંદ્યતાને પામે છે. સગાવહાલાંમાં કે સારા માણસોમાં મોં દેખાડાતું નથી. સર્વત્ર તિરસ્કારને પાત્ર થાય છે. અને મરીને શિયાળના જન્મને પામે છે; અને ત્યાં પણ અનેકાનેક મહાભયંકર દીર્ઘ રોગોથી રિબાય છે. આ લોક–પરલોકમાં સુખી થવાની ઇચ્છાવાળી સધવા સ્ત્રીએ ક્યારેય પણ વ્યભિચારરૂપ પાપકર્મનું આચરણ કરવું નહિ. **સધવા યા વિધવા સ્ત્રી જો વ્યભિચાર કરે છે તો અનંત કાળ સુધી ચારસો ગાઉ પહોળી એવી ભયંકર વૈતરણી નદીમાં પડે છે.** ત્યાં વીર્ય, વિષ્ટા, મૂત્ર, પરૂ અને રૂધિરનું પાન કરે છે. વારંવાર તેમાં ડૂબકાં ખાય છે. અને તેમાં રહેલાં મગર, મચ્છ, કાતરણી, વીંછી અને સર્પાદિક નવલાખ જાતના જળજંતુઓથી અનેકાનેક કષ્ટને પામે છે. માટે સધવા, વિધવા બાઇબહેનોએ ક્યારેય પણ વ્યભિચાર કરવો નહિ. તેમાં **વિધવાએ તો વાંઢા, વિવાહિત, વિધુર અને વૃદ્ધ એવા પુરુષોથી અને પુરુષના ચિન્હવાળા બાળકથી પણ દૂર રહેવું.** પરપુરુષનું ગમન કરનારી સ્ત્રીને જે પાપ લાગે છે, જે દુઃખ ભોગવવું પડે છે, તે જ પાપ પરસ્ત્રીનું ગમન કરનારા પુરુષને પણ લાગે છે, અને તે જ

ભયંકર દુઃખ ભોગવવું પડે છે. માટે કોઈપણ સ્ત્રીએ કે પુરુષે ક્યારેય પણ વ્યભિચાર કરવો નહિ.

विष्णोश्चमन्दिरे स्थित्वा सेवायां तस्य वा क्वचित् ।
मुदा ये स्त्रीर्निरीक्षन्ते योनिकीटा भवन्ति ते ॥

ભગવાનના મન્દિરમાં રહીને કે સેવામાં રહીને જો જાણીને સ્ત્રી સામું જુએ છે, તો તે ત્યાગી યા ગૃહી ખરેખર ભગવદ્ભક્ત કહેવાતો હોય તો પણ તે બ્રહ્મચર્યવ્રતથી પતિત થાય છે અને મરીને મહાદુઃખરૂપ નરકોને પામે છે. અને એ દુઃખ ભોગવ્યા પછી સ્ત્રીની યોનિમાં કીડારૂપે થાય છે. માટે જાણીને સ્ત્રી સામે જોવું પણ નહિ.

આ લોકમાં સુખ, પુણ્ય, પ્રતિષ્ઠા અને આયુષ્યને નષ્ટ કરનારૂં વ્યભિચાર જેવું કોઇ પાપકર્મ નથી.

यावंतो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः ।
तावत् वर्षसहस्राणि नरकं पर्युपासते ॥

સ્ત્રીના તથા પુરુષના શરીરમાં સાડાત્રણ કરોડ રૂંવાડાં છે. તો પરસ્ત્રીનું ગમન કરનારો પુરુષ તથા પરપુરુષનું ગમન કરનારી સ્ત્રી એ દરેક રૂંવાડે રૂંવાડે એકએક હજાર વર્ષ સુધી નરકના મહાદુઃખોને ભોગવે છે.

परस्त्रियाश्च वस्त्रान्तं यदि स्पृशेच्च कामतः ।
ब्रह्महत्यासमं पापं मुनिः कात्यायनोऽब्रवीत् ॥
यावन्ति तस्य सूत्राणि तावद् वर्षशतानि च ।
अन्ते स नरके वासः प्रकरोति नराधमः ॥

કામબુદ્ધિથી પરસ્ત્રીના વસ્ત્રના છેડાને જો અડે છે તો તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે. તે વસ્ત્રના છેડાનાં જેટલાં તંતુઓ હોય છે તેટલા દરેક તાંતણે સો સો વર્ષ સુધી તે નરાધમ પુરુષ નરકમાં પડે છે અને અનેકવિધ દુઃખોને ભોગવે છે.

कामभावेन नेक्षेत परयोषां तु कर्हिचित् ।
श्राद्धपर्व व्रतादादौ नोपेयाच्च स्वयोषितम् ।

જેને કલ્યાણુનો ખપ હોય તેણે પરસ્રીને ખોટા ભાવથી જોવી નહિ, તેમ જ શ્રાદ્ધ પર્વ અને એકાદશી આદિક વ્રતોના દિવસે પોતાની સ્રીનો પણ ત્યાગ કરવો.

परदारेषु ये मूढाश्चक्षुर्दुष्टं प्रयुञ्जते ॥
तेन दुष्टस्वभावेन जात्यन्धास्ते भवन्ति हि ॥
मनसापि प्रदुष्टेन ये पश्यन्ति परस्त्रियम् ।
रोगार्त्तास्ते भवन्तीह नरा दुष्कृतकारिणः ॥

જે મૂઢ પુરુષો પરસ્રીને દુષ્ટભાવથી જુએ છે, જે સ્રી પરપુરુષને દુષ્ટભાવથી જુએ છે, તે પુરુષ તથા સ્રી જ્યાં જ્યાં જન્મે છે ત્યાં ત્યાં જન્માંધ થાય છે. અને યમયાતનાનાં અનેક કષ્ટોને ભોગવે છે. પછી ચોરાસીલક્ષ યોનિમાં જન્મે છે. ત્યાં પણ અનેકવિધ રોગોથી રિબાય છે.

या कामेनान्यपुरुषं योषाऽभिसरति क्वचित् ।
सा खरी सप्तजन्मानि निरयान्तेऽतिरुग्भवेत् ॥

જે સ્રી કામભાવે કરીને પરપુરુષ સામે ગતિ કરે છે તે સ્રી નરકોના અનેક દુઃખો ભોગવે છે. પછી સાત જન્મ સુધી ગધેડીના જન્મને પામે છે અને તે પણ ભયંકર રોગવાળી થાય છે.

यस्त्विह वा ह्यगम्यां स्त्रियमगम्यं वा पुरुषं योषिदभिगच्छति तावमुत्र कशया ताडयन्तस्तिग्मया सूर्म्या लोहमय्या पुरुषमालिङ्गयन्ति स्त्रियं च पुरुषमय्या सूर्म्येति ॥

જે પુરુષ પરસ્રીનો અથવા જે સ્રી પરપુરુષનો સંગ કરે છે, તે બન્નેને યમદૂતો યમલોકમાં લઈ જઇને વ્યભિચારરૂપ પાપના ફળને ભોગવવા માટે લોખંડના મોટા મોટા ચાબુકોથી મારતા મારતા तप्तसूर्मि નામના નરક પ્રત્યે લઇ જાય છે. અને ત્યાં

**પુરુષને અગ્નિથી તપાવીને લાલચોળ કરેલી લોખંડની સ્ત્રીની મૂર્તિસાથે તથા સ્ત્રીને પુરુષની મૂર્તિ સાથે આલિંગન કરાવે છે.** આમ કેટલાંય વર્ષો સુધી સ્ત્રીપુરુષ પોતાના વ્યભિચારરૂપ પાપકર્મના ફળને ભોગવે છે. માટે કોઇએ કયારેય મને કરીને પણ વ્યભિચાર કરવો નહિ. જે મનુષ્યો નમુચ્છિયા છોકરા સાથે અથવા મોટા પુરુષ સાથે ગુદાગમન કરે છે અને ગધેડી, વાછડી, બકરી કે પાડી એ આદિક નાનાં મોટાં પશુઓ સાથે મૈથુનાચરણ કરે છે, તેને યમદૂતો લોખંડના મોટા દંડા, ભાલા, તલવાર ને ગદાઓથી મારતા મારતા શાલ્મલી નામના નરક પ્રત્યે લઇ જાય છે. (શાલ્મલી એટલે શેમળાનું વૃક્ષ.)

तत्र वृक्षो महानेको ज्वलदग्निसमप्रभः ।
पंचयोजनविस्तीर्ण एकयोजनमुच्छ्रितः ॥
तद्वृक्षे श्रृंखलैर्बध्वाऽधोमुखं ताडयन्ति ते ।
रुदन्ति ज्वलितास्तत्र तेषां त्राता न विद्यते ॥

પાંચ યોજનના વિસ્તારવાળું, એક યોજન ઊંચું અને અગ્નિ જેવું તેજસ્વી એવું એ શાલ્મલી વૃક્ષ છે. તે પાતકીને પગે સાંકળ બાંધીને વૃક્ષ પર ઊંધો નાખી નીચે ખેંચે છે. **તેની શીષ્નું ઇંદ્રિયને કાપીને 'પાપી! લે આ તારા પાપકર્મનું ફળ' એમ કહીને તેના મુખમાં વારંવાર મૂકે છે** અને માર મારે છે. ક્ષુધાતૃષાથી પીડિત થરથર કંપતો, બરાડા પાડતો યમદૂતોને બે હાથ જોડી કરગરે છે. ઓ માબાપ! હું મહા પાતકી છું. મારા અપરાધને માફ કરો. અનાથ રાંક અને દુઃખિત એવો જે હું તે મારા રંક પર દયા કરો! બાપજી! હવે માર ખમાતો નથી. આમ આજીજી વારંવાર કરે છે. મૂર્છિત થઈ પૃથ્વીપર ઢળી પડે છે, ત્યારે યમદૂતો કહે છે. "અરે નીચ! કૃતઘ્ની! તને સત્કર્મ કરવા માટે માનવદેહ આપ્યો, પણ તેં તો કેવળ કુકર્મ જ કર્યાં. જન્મીને મૂઓ ત્યાં સુધી સદ્દકર્મ કર્યું નહિ. કેવળ પાપકર્મનાં જ પોટલાં બાંધ્યાં. હવે તો સુખની આશા મૂકીને તારાં કરેલાં

કર્મનાં ફળને ભોગવ. અરે નીચ ! પાપી તેં આનંદથી પાપકર્મ કર્યાં છે તો અત્યારે પણ તે પાપના ફળરૂપ દુઃખને આનંદથી ભોગવ. "**વાવીએ તેવું લણીએ અને કરીએ તેવું પામીએ.**" તેં પાપકર્મનાં ઝાડવાં રોપ્યાં છે તો તેનાં ફળોનો પણ તું જ માલિક છે. માટે હવે શા માટે બરાડા પાડે છે ? પાપકર્મનાં ફળ તો તારે જ ભોગવવાં પડશે. " આમ કહી તેને ભાલા, બરછી, તીર વગેરે ખોસે છે અને છરાથી કાપે છે.

આવી રીતે વ્યભિચાર કર્મનું મહાન દુઃખદાયક ફળ છે. વ્યભિચારકર્મ કરનાર આ લોકમાં દુઃખી દુઃખી થાય છે. બેઆબરૂ બને છે. વ્યભિચારી પુરૂષનો કોઈ વિશ્વાસ કરતું નથી. માટે કોઇએ ક્યારેય પણ વ્યભિચાર કરવો નહિ. વ્યભિચારકર્મ કરવાથી કેટલાક રાજા મહારાજા કામના કીડા બની રાજ્યપાટ ખોઇ બેઠા છે. મોટા શ્રીમંતો પણ વ્યભિચારથી પોતાની સ્થિતિમાંથી પડી ગયા છે.

વણગામનો કુબેરબ્રાહ્મણ ઢેઢડીમાં મોહિત થઇ બ્રાહ્મણધર્મથી, બ્રાહ્મણકોમથી પતિત થઈ ગયો હતો. **માટે વાંઢા, વિધુર, વિવાહિત અને વૃદ્ધ પુરૂષે પણ હમેશાં નાની મોટી સ્રીથી દૂર રહેવું.** તેની સાથે ક્યારેયપણ એકાન્તવાસમાં ઊભા રહેવું નહિ. આ જીવ અનંતકાળથી વિષયસુખ ભોગવતો આવ્યો છે, પણ તૃપ્તિને પામ્યો નથી. દેવતામાં ઘી નાખવાથી તે કદીપણ બુઝાય નહિ, પણ ઉલટો પ્રજ્વલિત થાય છે. તેમ સ્રીને જોવાથી તો શું પણ તેને સંભારવાથીયે મનુષ્ય ભાનસાન વિનાનો થઇ જાય છે. માટે હમેશાં સ્રીએ પુરુષથી અને પુરુષે સ્રીથી દૂર જ રહેવું. વ્યભિચાર જેવું કોઈ પાપ નથી. અને જે વ્યભિચારી થયો કે તરત જ તેનામાંથી જેટલા સદ્ગુણો હોય છે તે સર્વે વિદાયગીરી લઇ લે છે. ભગવાન પણ તેનાથી છેટા થાય છે. તેમ નાત્યમાં, સગાવહાલાંમાં, ગામમાં પણ તેનો કોઈ વિશ્વાસ કરતું નથી. આ લોકમાં દુઃખે જિંદગી પસાર કરે છે. પરલોકમાં પણ મહાદુઃખોને ભોગવે છે. માટે હમેશાં ભગવાનની કથાવાર્તા વાંચવી, સાંભળવી અને હૃદયમાં ઉતારી હમેશાં તેનું મનન કરવું. આમ કરે તો તેની વૃત્તિ હમેશાં શુદ્ધ રહે અને સન્માર્ગથી કદીપણ ચલાયમાન થાય નહિ.

# ॥ એકાદશીનો જન્મ તથા વ્રતવિધિ ॥



આ લોકમાં જેને જન્મમરણરૂપ સંસારની જેલમાંથી છૂટવું હોય અને સુખસિન્ધુ શ્રીહરિને પામી પરમ સુખી થવું હોય તેણે મન આદિક એકાદશ ઇન્દ્રિયોને નિયમમાં રાખીને એકાદશીનું વ્રત પરમ આદર થકી કરવું.

**જેમ રવિવાર એ મુંડન કરાવ્યાનો, કપડાં ધોવાનો, અને સ્વચ્છ થવાનો દિવસ છે, તેમ એકાદશી એ મન-ઇન્દ્રિયોના મળને ધોવાનો અને પવિત્ર થવાનો દિવસ છે.** જેવી તપે કરીને ભગવાનની પ્રસન્નતા થાય છે, તેવી બીજા કોઈ સાધને કરીને થતી નથી. માટે એકાદશી એ તપ કરવાનો દિવસ છે.

જીવને ભવાટવીમાં ભટકાવનારૂં એક મનોમય ચક્ર છે, તો એકાદશી એ મનોમય ચક્રને બુઠું કરવાનો દિવસ છે. એકાદશી એ પરલોકનું ભાતું બાંધવાનો દિવસ છે. વધારે શું! પણ એકાદશીનો પ્રભાવ અતિ મોટો છે.

પૂર્વે મોટા મોટા રાજાઓ રાજ્યપાટ છોડીને; સુખસાહ્યબી મૂકીને અને વૈભવમાત્રનો તથા કુળકુટુમ્બ અને પરિવારાદિક સર્વનો ત્યાગ કરીને ઘોર જંગલમાં જતા. માથે રાફડા થઇ જાય તેવાં ભયંકર તપ કરતા અને અષ્ટાંગયોગાદિક દુસ્સાધ્ય સાધનો સાધતા. તો પણ તેમને જે સિદ્ધિ મળી નથી, તે સિદ્ધિ તો આજ હડહડતા કરાળ કળિકાળના સામ્રાજ્યમાં એક એકાદશીનું વ્રત કરવાથી મળે છે.

જ્યારે તેઓ અસહ્ય કષ્ટો સહી હાડપિંજર જેવા થઇ જતા, ત્યારે તેમને સૂર્યનારાયણના કે બ્રહ્માંડના સર્જક, પોષક અને

સંહારક એવા બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિ દેવનાયકોનાં દર્શન થતાં; પણ કાળકર્મ ને માયાદિકના પ્રવર્તક, પ્રેરક ને આધારભૂત એવા પરબ્રહ્મ પરમાત્માનાં દર્શન કોઇને થતાં નહિ અને આજ તો ઇન્દ્રિયો અંતઃકરણને નિયમમાં કરી યથાશાસ્ત્ર એક એકાદશી-વ્રત કરનારાને ભવતારક ભગવાનનો ભેટો થાય છે. માટે જેને મોક્ષનો ખપ હોય અને પરમાનંદ પરમાત્માના પરમપદને પામી પરમ સુખી થવું હોય, તેણે દરેક માસના શુકલ અને કૃષ્ણ પક્ષના અગિયારમા દિવસે આવનારી એકાદશીનું વ્રત શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે કરવું.

પૂર્વે ભગવાને દેવતાઓનો પક્ષ લઇને દૈત્યો સામે યુદ્ધ કર્યું હતું. તેમાં વિજય મેળવીને યુદ્ધનો થાક ઉતારવા બદ્રિકાશ્રમની ગુફામાં જઈને પોઢયા હતા. ત્યારે દેવનો કટ્ટો શત્રુ મહાન ભયંકર મૂરદાનવ નામનો દૈત્ય ભગવાનને હણવા સારૂ તેમની શોધ કરતો કરતો તે ગુફા તરફ આવવા લાગ્યો. ત્યારે ભગવાનના અંગમાંથી મોહિની સ્વરૂપી એક કન્યા ઉત્પન્ન થઇ દૈત્યને આવવાના માર્ગમાં સામી આવી ઊભી રહી. દૈત્ય તેના રૂપથી મોહિત થઇ બોલ્યો. “હે મોહિની દેવિ! **कासित्वम् तव पतिरऽस्ति न वा.** તું કોણ છે? તારો પતિ છે કે નહિ. હે દેવિ તું મને વરે તો તારા સર્વ મનોરથોને હું પૂર્ણ કરૂં. દેવી કહે:–

**यो मां जयति संग्रामे यो मे दर्प व्यपोहति ।**
**योमे प्रतिबलो लोके स मे भर्ता भविष्यति ।**

હજી મેં પતિ કર્યો નથી. પણ પતિ કરવાની ઇચ્છાવાળી છું. પણ મારે એવી પ્રતિજ્ઞા છે કે જે, મને યુદ્ધમાં જીતે, મારા ગર્વને હરે, અને મારા જેવો બળવાન હોય તેને મારે વરવું. આવી મારી દૃઢ પ્રતિજ્ઞા છે. ત્યારે દૈત્ય કહે, “થા તૈયાર અને મારી સાથે યુદ્ધ કર.” પછી બન્નેને દ્વંદ્વયુદ્ધ થયું.

॥ न च पश्यति जन्मान्धः कामान्धो नैव पश्यति ॥

જન્મથી આંધળો હોય, એ કોઇને દેખતો નથી તેમ કામે કરીને આંધળો થયેલો પુરૂષ પણ કોઇને દેખતો નથી. તેથી કામાન્ધ થએલા આ દૈત્યને એવો વિચાર ન આવ્યો જે, **આ છે અબળા અને યુદ્ધ માગે છે. માટે કંઇક સબળા હોવી જોઇએ.** કદાચ યુદ્ધમાં હું એને મારીશ કે એ મને મારશે તો પછી વરવાનું ક્યાં રહેશે ? આવો વિચાર તેને થયો નહિ. તે બન્નેને દ્વંદ્વ યુદ્ધ થયું. તેમાં તે કન્યાએ દૈત્યનાં મસ્તકો છેદી તેને કાળના મોંમાં હોમી દીધો. હવે આ બધી ધમાલ થતાં ભગવાન જાગી ઊઠયા અને કન્યાએ દૈત્યને માર્યો એ સર્વ વૃત્તાંત જાણીને ભગવાને કન્યા ઉપર બહુ પ્રસન્ન થઇ કહ્યું કે—

॥ देवि त्वयि प्रसन्नोऽस्मि मत्तो वै व्रियतां वरः ॥

હે દેવી ! તારા ઉપર હું બહુ પ્રસન્ન થયો છું. માટે માગ્ય માગ્ય, જે માગે તે આપું. દેવિ કહે. દિનાનાથ ! પ્રાણપ્રિય ! પ્રભો ! હું આપની દીન દાસી છું. મારે કંઇ માગવાની ઇચ્છા નથી, છતાં આપ કહો છો તો માગું છું કે હું આપની એકાદશ ઇન્દ્રિયોમાંથી પ્રગટ થઇ માટે આજથી મારૂં નામ એકાદશી થાય અને હું તપસ્વિની છું. માટે દરેક માસના શુકલ તથા કૃષ્ણ-પક્ષના અગીઆરમા દિવસે સકળ ભારતી પ્રજા પોતાનાં મન ઇન્દ્રિયોને નિયમમાં કરીને મારૂં એકાદશી નામનું વ્રત કરે. આ માગું છું.

ત્યારે ભગવાને પ્રસન્નવદને કહ્યું કે, 'હે દેવિ ! આજથી તારૂં નામ એકાદશી થશે. અને મનુષ્યમાત્ર તારૂં વ્રત કરશે. અને જે વ્રત કરશે તેને હું મારો માનીશ અને જેમ **પાંપણ આંખનું રક્ષણ કરે છે, કાંઠુ ગળાનું રક્ષણ કરેછે, માબાપ પોતાના બાળકનું રક્ષણ કરે છે તેમ આ તારા એકાદશી વ્રત કરનારાનું હું સર્વ પ્રકારે રક્ષણ કરીશ. અને એને દેવાદિક લોકને તથા—**

**यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम**

જે ધામને પામી પાછું પુનરાવર્તન થતું નથી, એવા મારા દિવ્ય ધામને પમાડીશ. મારા દિવ્યભોગ સુખનો ભોગી કરીશ. આમ ભગવાને કહ્યું. માટે જેને મોક્ષનો ખપ હોય તેણે તો અવશ્યપણે એકાદશીનું વ્રત કરવું.

એકાદશીનું વ્રત કરવું. તે દિવસે કામક્રોધાદિક સમ્બન્ધી ભુંડા ઘાટ મનમાં થવા દેવા નહિ. દેહે કરીને કાંઇપણ ભૂંડું આચરણ કરવું નહિ. આમ પવિત્રપણે વ્રત કરવું, પણ તે દિવસે અન્નભક્ષણ તો કરવું જ નહિ. એકાદશીનું વ્રત સદાય ઉપવાસ કરીને કરવું અને અશક્ત હોય તેણે સ્વલ્પ ફલાહાર કરીને કરવું, પણ અન્નભક્ષણ તો કરવું જ નહિ.

**एकादश्यां तु यो भुङ्क्ते नरोऽन्नं स तु पातकी ।**
**विण्मूत्रपूयवाहिन्यां पतत्येव न संशयः ॥**

જે મનુષ્ય એકાદશીને દિવસે અન્ન ખાય છે, તે મહાપાતકી પુરુષ વિષ્ટા, મૂત્ર, રુધિર અને પાચથી વહેતી વૈતરણી નદીમાં પડે છે અને મહા દુઃખોને ભોગવે છે.

નારદમુનિ તો એકાદશીના વ્રત કરનારાને રાંધેલા અન્ન સામે જોવાની પણ ના પાડે છે.

**अन्नस्य दर्शनाघ्राणे स्मरणं गुणकीर्तनम् ।**
**नैव कुर्यादुपवसन् पचनं चान्यहेतवे ॥**

એકાદશીના વ્રત કરનારાએ રાંધેલા અન્ન સામે પણ જોવું નહિ. તેને સુંઘવું નહિ. તેના સ્વાદને સંભારવા નહિ અને તેના ગુણોનું ઉચ્ચારણ પણ કરવું નહિ. તેમ જ બીજાને રાંધી પણ આપવું નહિ.

એકાદશીવ્રતના દરેક દિવસે ઉપવાસ, કથાકીર્તન, પૂજા-ધ્યાન પ્રભુના નામની ધુન્ય, સંતસમાગમ અને જાગરણ વગેરે

પરમ આદરથી અને શ્રદ્ધાથી કરવાં. તો જ તેનું ફલ મળે. અને જો વિધિસર ન કરાય તો ઢોરલાંઘણુ કહેવાય. માટે ગમે તેટલી પ્રવૃત્તિ હોય કે ગમે તેવી શરીરની શિથિલતા હોય તો પણુ મોક્ષાભિલાષી પુરુષોએ ક્યારે ય પણુ એકાદશી વ્રત છોડવું નહિ.

વાક્, પાણિ, પાદ, પાયુ (ગુદા) અને ઉપસ્થ આ પાંચ કર્મેન્દ્રિયોમાં પોતપોતાનાં કર્મો કરવાં એ જ એમનો આહાર છે. અને જ્ઞાનેન્દ્રિયોમાં શ્રોત્રને શબ્દ સાંભળવો, ત્વચાને સ્પર્શ કરવો, નેત્રને જોવું, જીહ્વાને (જીભને) જમવું; નાસિકાને સુંઘવું અને મનને સંકલ્પવિકલ્પ કરવા એ એમનો આહાર છે. એવી રીતે અગીઆરે ઇન્દ્રિયોના જુદા જુદા આહાર છે.

જે આમ સર્વ આહારનો ત્યાગ કરીને એકાદશી કરશે, તેણે સાચી એકાદશી કરી કહેવાશે. બાકી તો ઢોરલાંઘણુ કહેવાશે. માટે મળેલા માનવજન્મનું સાર્થક કરી પુર્નજન્મ ટાળવો હોય, તેણે દરેક માસના બન્ને પક્ષની બન્ને એકાદશીઓને મન આદિક એકાદશ ઇન્દ્રિયોને નિયમમાં કરીને સાવધ અને શૂરા બની શ્રદ્ધા સહિત કરવી.

આખો દિવસ ભગવાનની કથાવાર્તા અને કીર્તનાદિક કરવાં. સાંભળવાં. રાત્રિએ જાગરણ કરવું. હાલતાં ચાલતાં દરેક ક્રિયામાં ભગવાનના નામના મંત્રનો જપ કરવો.

**બારે માસની એકાદશીનું વ્રત ઉપવાસ કરીને કરવું.** અશક્ત હોય, તેણે તો શિયાળો–ઉનાળો એમ આઠ માસ ફરાળ કરવું, અને ચોમાસાના ચાર માસ તો કોઈએ પણુ ફરાળ કરવું નહિ. તેમાં પણુ.

**शयने मदुत्थाने च मत्पार्श्वे परिवर्तने ।**
**नरो मूलफलाहारी हृदि शल्यं ममार्पयेत् ॥**

દેવ પોઢણી, ઝીલણી અને દેવ ઉત્થાપની અર્થાત્ અષાડ સુદ ભાદ્રસુદ, અને કાર્તિક સુદ આ ત્રણુ એકાદશીએ તો ગમે તેવો

અશક્ત હોય પણ તેણે ફરાળ કરવું નહિ. કેમકે તે દિવસે ફરાળ કરે છે તો મને છાતીમાં બાણ મારે એટલું વસમું લાગે છે. એમ ભગવાને પોતે કહ્યું છે.

॥ एकादशीनां सर्वासां कर्तव्यं व्रतमादरात् ॥

દરેક માસની દરેક પક્ષની એકાદશી અવશ્યપણે કરવી. તે પણ નિરાહારપણે કરવી. યજ્ઞ, તપ ને વ્રતાદિકથી જે ફળ મળે છે તેથી અત્યંત વિશેષ ફળ તો એક એકાદશીવ્રત કરવાથી મળે છે. પણ જીવ મોક્ષમાર્ગમાં અનાદિકાળથી નિર્માલ્ય, નિર્બળ ને નિર્જીવ જેવો થઈ ગયો છે, તેથી સંત સત્‌શાસ્ત્ર નિરંતર કર્તવ્યનો બોધ કરે છે, પણ જીવમાં બળ આવતું નથી. સચેત થતો નથી.

તાવ આવે ત્યારે ખવાય, પીવાય નહિ અને પીડા થાય તે પણ સહન કરાય, પણ એક એકાદશીનો ઉપવાસ કરવો હોય તો તે થાય નહિ. વીંછી કરડયો હોય તો આખી રાત્રિ બરાડા પાડે, પીડા સહે ને જાગરણ કરે, પણ જાણી જોઇને સ્વશ્રેયાર્થે એક એકાદશીનું જાગરણ કરવું હોય તો તે થાય નહિ. કારણ જોઇએ તેટલી મુમુક્ષુતા જાગી નથી. માટે ખરેખરા ખપવાળા થઈને સ્વશ્રેયાર્થે એકાદશીનું વ્રત વિધિપૂર્વક પરમ આદરથી કરવું.

આ એકાદશી પન્દર દિવસે આવે છે, તો પણ કરવી કઠણ પડે છે અને શ્વેતદ્વિપમાં નિરન્નમુક્તો તો એકાદશ ઇન્દ્રિયોને નિયમમાં કરી નિરાહારી બની ધ્યાનભજનાદિક કરવારૂપ એકાદશીનું વ્રત નિરન્તર કર્યા કરે છે. તેથી જ તેઓ નિરન્નમુક્ત કહેવાય છે. આપણે પણ એ નિરન્નમુક્ત જેવા જ થવાનું છે. અને એવા થઇશું ત્યારે જ પુરૂષોત્તમનારાયણના પુનિતપાદપલ્લવને પામીશું.

હવે **દશ પ્રકારે ઉપવાસનો નાશ થાય છે.** તેથી વ્રતઉપવાસ કરનારાએ બરોબર સુરત રાખવી.

असकृज्जलपानाच्च सकृत्ताम्बूलचर्वणात् ।
उपवासः प्रणश्येत दिवास्वापाच्च मैथुनात् ॥

એકાદશીઆદિક વ્રત કર્યું હોય તે દિવસે વારંવાર પાણી પીવાથી, મુખવાસ લેવાથી, દિવસે સુવાથી, મૈથુનથી, દુષ્ટભાવથી, સ્ત્રીની સામે જોવાથી, તેનો સ્પર્શ કરવાથી, તેની સાથે વાત કરવાથી તથા ક્રોધ કરવાથી, રડવાથી અને ક્લેશ કરવાથી વ્રત તથા ઉપવાસનો નાશ થઇ જાય છે. માટે દરેક મુમુક્ષુએ એકાદશીનું કે ભગવાનની જયંતિતિથિનું વ્રત કર્યું હોય, ત્યારે ઉપરોક્ત દશ દોષોને જોઇને અને શૂરા સાવધ શ્રદ્ધાવાન બનીને શુદ્ધભાવથી વ્રત કરવું અને જો તેમ ન કરે તો વ્રત કર્યું એમ કહેવાય નહિ પણ ઢોર લાંઘણ કરી કહેવાય. માટે માનવજન્મનું સત્સંગનું અને પુરૂષોત્તમનારાયણની પ્રાપ્તિનું સાર્થકપણું કરવું હોય તેણે તો ખરેખરા ખબરદાર થઈ શુદ્ધ ભાવથી ઉપરોક્ત નિયમ પાળીને એકાદશીનું વ્રત કરવું.



# ॥ કથામાહાત્મ્ય ॥



तत्रैव गंगा यमुना त्रिवेणी गोदावरी सिन्धु सरस्वती च।
सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदारकथाप्रसंगः ॥

જ્યાં પરમાત્માની કથાવાર્તા થાય છે ત્યાં જ ગંગા, યમુના, ત્રિવેણી, ગોદાવરી, સિન્ધુ અને સરસ્વતી આદિક નદીઓ તથા સર્વે તીર્થો આવીને વાસ કરે છે.

यत्र कृष्णकथाः सन्ति तत्रैव सर्वदेवताः।
ऋषयो मुनयश्चैव तीर्थानि निखिलान्यपि ॥

જ્યાં ભગવાનની કથાવાર્તા થાય છે ત્યાં કથારૂપી અમૃતનું પાન કરવા દેવો, ઋષિ મુનિ, મહાત્માઓ તથા તીર્થમાત્ર આવીને રહે છે. કથાવાર્તા એ ભગવાનના ભક્તોનું જીવન છે. જીવના હૃદયભુવનમાં જ્ઞાનદીપક પ્રગટાવનાર પણ કથા છે.

यत्फलं सर्वयज्ञेषु सर्वदानेषु यत्फलं।
भक्त्या तत्कथाश्रवणात् तत्फलं विन्दते नरः ॥

જે ફળ અનેકાનેક દુષ્કર યજ્ઞ કરવાથી તેમ જ અનેકાનેક દાન થકી પ્રાપ્ત થાય છે તે ફળ તો ભક્તિપૂર્વક ભગવાનની કથાવાર્તા સાંભળવાથી જ થાય છે. જેમ **સાબુથી વસ્ત્રનો તથા શરીરનો મળ જાય છે, તેમ ભગવાનની કથાવાર્તારૂપ સાબુથી મન અને ઇન્દ્રિયોનો મળ જાય છે.** જ્ઞાન વિના મુક્તિ નથી અને તે જ્ઞાન કથાવાર્તા સિવાય થતું નથી. માટે હંમેશાં કથાવાર્તાને પોતાનું જીવન ગણી તેને સાંભળવાનો અને તેનું મનન કરવાનો ખટકો રાખવો. જેને જેટલી કથાવાર્તામાં

પ્રીતિ હોય તેને તેટલી ભગવાનને વિષે પ્રીતિ અને તેટલું જ જ્ઞાન થાય છે. ઉત્કૃષ્ટ ગુણની પ્રાપ્તિ પણ કથાવાર્તાથી જ થાય છે.

**मुहूर्तं वा तदर्धं वा क्षणं वा पाविनीं कथाम् ।**
**ये श्रृण्वन्ति नरा भक्त्या न तेषामस्ति दुर्गतिः ॥**

મનુષ્યો મન ઇન્દ્રિયોને એકાગ્ર કરીને અતિ ભક્તિભાવે એક ઘડી, અર્ધી ઘડી કે અર્ધીની પણ અર્ધી ઘડી જો ભગવાનની કથાવાર્તા સાંભળે, તો તે પુરૂષોની ક્યારે ય પણ દુર્ગતિ થતી નથી. ઉત્તમોત્તમ ભગવાનની કથાવાર્તાથી જીવ સંસારસાગરને સહેજમાં તરી જાય છે. એટલા સારુ શ્રી હરિ કહે છે કે, કથા-વાર્તા, કીર્તન, અને ભગવાનની મૂર્તિનું ધ્યાન—આ ચારમાંથી કોઈ કાળે અમને તૃપ્તિ થતી નથી. અને અમારી બાલ્યાવસ્થા હતી, ત્યારે પણ અમને (૧) દેવમન્દિર હોય ત્યાં દર્શને જવું, [૨] કથા-વારતા સાંભળવી; [૩] સાધુનો સમાગમ કરવો; [૪] ભગવાનની મૂર્તિનું ધ્યાન ધરવું; [૫] અને તીર્થ કરવા જવું. આ પાંચ વાર્તા ગમતી. આમ પોતે કથાની મહત્તા દેખાડવા પોતાનો બાલ્યાવસ્થાનો સ્વભાવ કહ્યો. મોટા મોટા દેવતાઓ ભગવાનની કથાની બહુ પ્રશંસા અને માગણી કરે છે:—

**कथा त्वदीया भवपाशमोचिनी सुधेव तापत्रयतप्तदेहिनाम् ।**
**अनेकजन्माघचयापहारिणी तनोति भक्तिं वयुनं तवांजसा ॥**

હે ભગવન, આપની કથા આ જીવને સંસારરૂપ લાક્ષસાથી ચુકાવનારી છે. આધ્યાત્માદિક ત્રિવિધ તાપથી તપ્ત થએલા જીવોને અમૃતની પેઠે શાન્તિ કરનારી છે. અને જરા પણ પ્રયાસ વિના આપની સર્વોપરી ભક્તિ અને આપના શુદ્ધ જ્ઞાનને આપનારી છે. એ આપની કથાનું શ્રવણ મૃત્યલોકને વિષે મનુષ્યજન્મ પામવાથી જ થાય છે. માટે **અમારી પ્રાર્થના સાંભળીને એકવાર ભરતખંડની ભૂમિના આંગણાને વિષે મનુષ્ય-જન્મ આપો.** જેથી અમો આપણા સુખદ ચરણને પામી સુખિયા અને નિર્ભય થઈએ.

न यत्र वैकुंठकथासुधापगा न साधवो भागवतास्तदाश्रयाः ।
न यत्र यज्ञेशमखा महोत्सवाः सुरेशलोकोऽपि न वै स सेव्यताम् ॥

જે લોકમાં ભગવાનની કથાવાર્તા રૂપી અમૃતની નદીઓ ન હોય, જે લોકમાં તે કથાઓના કહેનારા ભગવદ્‌ભકત સાધુ–પુરુષો ન હોય, જે લોકમાં ભગવાનના યજ્ઞયાગાદિક મહોત્સવો ન હોય તે લોક જો બ્રહ્માનો હોય, તો પણ તે પળવાર પણ સેવવાયોગ્ય નથી.

॥ अघौघविध्वंशकरम् सदैव कथासमानंभुविनास्ति किंचित् ॥

પાપાત્માઓના પાપોના પર્વતોને પ્રજ્વલિત કરનાર, કર્મ-બંધનોને તોડનાર, વિષય–વાસનાઓનું વમન કરાવનાર અને નિત્યાનંદ પ્રભુના નિત્યાનંદરૂપ ધામને પહોંચાડનાર આ ધરાતળમાં ભગવાનની કથાસમાન બીજું કોઈપણ ઉત્તમ સાધન નથી.

निवृत्ततषरुपगीयमानाद् भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ।
क उत्तमश्लोक गुणानुवादात् पुमान् भवाब्धि न
तरेत् स आत्महा ॥

પરિક્ષીત રાજાએ ભગવતૂસ્વરૂપમાં તલ્લીન થઇ કથા સાંભળી તો સાત દિવસમા શાપથી મુકત થઇ સદ્‌ગતિને પામી ગયો. માયિક તૃષ્ણાઓથી વિરામ પામેલા મુકત પુરુષોને ગાન કરવાયોગ્ય ભવરોગથી રિબાતા મુમુક્ષુઓને સંસારરોગ ટાળવામાં પરમ ઔષધરૂપ અને વિષયી જીવોને પણ મન–ઇન્દ્રિયોને આનંદ આપનાર આવી સુખરૂપ પરમાત્માની કથાવાર્તાથી, કેવળ આત્માનું અધઃપતન કરનાર પુરૂષ વિના બીજો કોણ વિરામ પામે ?

પરિક્ષીત રાજા કહે છે કે, હે શુકદેવ ! આ ભગવાનની કથા સાંભળવાથી મને જરાપણ તૃપ્તિ થતી નથી. માટે કહો, કહો, એ કથાને આગળ કહો.

नैषातिदुस्सहा क्षुन्मां त्यक्तोदमपि बाधते ।
पिबन्तं त्वन्मुखांभोजच्युतं हरिकथामृतम् ॥

ભૂખતરસની પીડા કોઇથી સહન ન કરી શકાય એવી અતિ દુસ્સહ છે, છતાં મેં એ ક્ષુધાપિપાસાનો ત્યાગ કર્યો છે. તો પણ આપના મુખકમળમાંથી સ્રવતુ એવું જે ભગવાનની કથારૂપી અમૃત તેનું પાન કરૂ છું. તેથી મને એ દુઃખ થતું નથી. માટે મને અવિરતપણે ભગવાનની કથા સંભળાવો. ભગવાનની કથા-વાર્તા તે જન્મમરણરૂપ મહારોગનો નાશ કરનારી સંજીવની ઔષધિસમાન છે.

जीह्वा न वक्ति भगवत्गुणनामधेयं चित्तश्च
न स्मरति तच्चरणारविन्दम् ।
कृष्णाय नो नमति यत् शिरमेकदापि
तानानयध्वमसतोऽकृतविष्णुकृत्यान् ॥

યમ રાજા પણ પાશ હસ્તમાં લઇને સમીપે ઉભેલા પોતાના દૂતોને કાનમાં કહે છે કે, ભગવાનની કથા નહિ સાંભળનારાઓને, તેમાં પ્રમાદ રાખનારાઓને, તેની અવગણના કરનારાઓને પકડી પકડીને અહીં લાવજો. પણ કથાવાર્તાના સાંભળનારા અને તેનું મનન કરી જીવનમાં ઉતારનારા શંખ ચક્રાદિક તપ્તમુદ્રાઓને ધારણ કરનારા અને ઉર્ધ્વપુંડ્ર તિલક અને કંઠી આદિક ભગવત્‌ભકતના વેશને ધારણ કરનારા ભકતોને અહીં ભૂલેચૂકે પણ લાવશો નહિ. તેમના પર જરા પણ મારૂં જોર ચાલતું નથી. માટે દરેક શ્રેયસ્સા-ધકે ભગવાનની કથા વાર્તારૂપી અમૃતનું પાન કરી અમર થવાય તેમ કરી લેવું. ગમે તેવો કામી, ક્રોધી, લોભી કે લંપટ જીવ હોય અને તે જો વિશ્વાસ રાખી પ્રીતિએ કરીને ભગવાનની કથા વાર્તાને સાંભળે તો તેના સર્વે વિકાર માત્ર ગળી જાય છે. કાચા ચણા ચાવે એવું દાંતમાં બળ હોય, પણ કાચી કેરી ખાય તો તેથી ભાત પણ ચવાય નહિ. તેમ ગમે તેવો કામાદિકને વિષે

આશક્ત હોય પણ જો ખરા ખપવાળો થઈ શ્રદ્ધાપૂર્વક ભગવાનની કથાવાર્તા સાંભળે તો તે પુરૂષ વિષયનાં સુખ ભોગવવાને સમર્થ થઈ શકે નહિ. વ્રત ઉપવાસાદિકે કરીને ગમે તેવા દેહને સૂકવી નાખે તો પણ જેવું ભગવાનની કથાવાર્તા સાંભળવાથી મન નિર્વિષયી અને નિર્મોહી થાય છે, તેવું તેનું થતું નથી. માટે તન, મન અને શ્રદ્ધાથી ભગવાનની કથાવાર્તા સાંભળવાનું દૃઢ તાન રાખવું. જેમ અન્ન જીવનું જીવન છે, તેમ કથાવાર્તા એ ભગવાનના ભકતનું જીવન છે. જેમ અન્ન છોડવાથી દર્દીની જીવનઆશા છોડાય છે, તેમ કથાવાર્તા છોડવાથી ભક્તની સન્માર્ગમાં રહેવાની આશા છોડાય છે.

**अन्नक्षये वर्ध्धतिजाठराग्निः कुलक्षये पुत्रशठः प्रसूतिः ।**
**पुण्यक्षये नीचजनानुरागः पापक्षये सज्जनसङ्गतिःस्यात ॥**

જ્યારે દુકાળ પડે ત્યારે ભૂખ ઘણી લાગે, કુળનો ક્ષય થવાનો હોય ત્યારે જ દુષ્ટ પુત્રનો જન્મ થાય. પાપ ક્ષય થવાનો હોય ત્યારે જ તેને સજ્જન માણસોનો સંગ થાય, અને ભગવાનની કથાવાર્તામાં પ્રીતિ થાય.

કોઈને એમ શંકા થાય જે કથાવાર્તાની આટલી મહત્તા છે, ત્યારે કેટલાક તો અખંડ કથાવાર્તા સાંભળે છે, તો પણ તેમને કંઈ પણ કથાની અસર કેમ થતી નથી? તો એનું એમ છે કે, એ કાનથી સાંભળે છે પણ મનથી નહિ. અને મનથી સાંભળે છે પણ જેની કથા કરે છે, સાંભળે છે તે ભગવાનનો મહિમા સમજ્યો નથી. તેથી એક કાને સાંભળે છે અને બીજે કાને નીકળી જાય છે. તેમાં અસર શું કરે? માટે ભગવાનનો મહિમા જાણીને તન-મન ને ખરાપ્રેમથી મન ઇન્દ્રિયો એકાગ્ર કરીને સાંભળે, તો જરૂર તેને લાભ થાય ને તેને આનંદ આનંદ વર્તે. જો એવાને આ લોકનાં ખાનપાનાદિક ગમે તેવા ભોગનો જોગ મળે તો પણ એ સર્વે અતિતુચ્છ જણાય. પણ તેમાં માલ મનાય નહિ.

છત્રપતિ શિવાજીરાવને મહાભારતની તથા રામાયણની કથા સાંભળવાથી જ પોતાના હિન્દુપણાનું, હિન્દુ ધર્મનું અને પોતાના હિન્દ દેશનું અભિમાન પ્રકટી આવ્યું હતું અને ગમે તે જોખમે હિન્દુ ધર્મનો ઉદ્ધાર કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી હતી. એમણે જ્યારથી મહાભારતની કથા સાંભળી ત્યારથી જ ક્ષત્રિયપણાનું અભિમાન મનમાં વસી ગયું. રાજસત્તાથી દબાઈ રહેલા યા કોઈપણ કારણથી હિન્દુધર્મથી વિમુખ થયેલા હિન્દુઓને જાગ્રત કરવાના ત્યારથી તેમણે પ્રયત્નો કર્યા. તથા કળ, બળ અને બીજી અનેક યુક્તિઓથી પોતાના હિન્દુધર્મની, હિન્દુજાતિની કીર્તિને તાજી કરવાનો નિશ્ચય કર્યો. મતલબ **શિવાજીરાવે હિન્દુજાતિનું, હિન્દુધર્મનું અને હિન્દદેશનું ઉદ્ધાર કરવાનું જ્ઞાન મહાભારત તથા રામાયણની કથા સાંભળીને જ પાસ કર્યું હતું.**

પૃથુરાજાએ કથાનો મહિમા જાણી હજાર કાન માગ્યા હતા; એટલે હજાર કાન જેટલી શ્રદ્ધા માગી હતી.

॥ श्रवणं कीर्तनं विष्णोः ॥

નવ પ્રકારની ભગવાનની ભક્તિમાં શ્રવણ ભક્તિને મુખ્ય ગણી છે. કેમકે શ્રવણભક્તિથી બીજી આઠ ભક્તિ પાછળ આવે છે. માટે કલ્યાણનો ખપ હોય તેણે તો અવશ્યપણે કથાવાર્તા કરવી અને સાંભળવાનો ખરો ખટકો રાખવો. કથાવાર્તાથી નિર્બળ સબળ થાય છે તેમજ નિર્જીવ સજીવ થઇ પોતાના કર્તવ્યના ભાનમાં તથા સાનમાં આવે છે. માટે જેમ વકીલ બેરીસ્ટરો પોતાના કામને વ્યવસ્થિત કરવા સમયપત્રક રાખે છે તેમ દરેકે દરેક મુમુક્ષુએ પણ આત્મ-શ્રેયાર્થે કથાવાર્તા કરવા, સાંભળવાને તથા ધ્યાન ભજન અને નામસ્મરણ કરવાને જરૂરથી ટાઇમટેબલ રાખવું.

આપણને સમય મળ્યો છે, તેવો મોટા મોટા યોગી, યતિ, મુનિ મહાત્માઓને તથા રાજપાટ, કુળ, કુટુંબ અને પરિવારનો

ત્યાગ કરી જંગલમાં ગયેલાઓને પણ મળ્યો નથી. આવો સમય ગુમાવીશું તો રડવાનો કે પસ્તાવાનો પાર નહિ રહે; માટે મળેલા સમયને સાર્થક કરી લેવા, સમગ્ર રાગી ત્યાગી સૌએ તૈયાર થઈ જવું જોઇએ. આપણુને તૈયાર થયા દેખશે, તો દયાળુ ભગવાન શ્રી. હરિ તથા મોટા મોટા સંતો આપણું પૂરૂં કરી દેશે. માટે ઊઠો, બેઠા થાઓ! જેમ જલચરને એક જળનું જીવન છે. ખેચરને ખનું જીવન છે, તેમ સહુને એક ભગવાનની કથાવાર્તાનું જ જીવન હોવું જોઇએ.

જ્યારે પરિક્ષીત રાજાને કથા કહેવા માટે શુકદેવજી સભામાં આવીને બેઠા, ત્યારે सुधाकुंभं गृहीत्वैव देवास्तत्र समागमम् સ્વર્ગમાંથી અમૃતનો કુંભ લઇને સુરગણો ત્યાં આવ્યા અને શુકદેવજીને પ્રણામ કરીને કહ્યું કે, આ અમૃત લ્યો. અને તેના બદલામાં અમને કથારૂપ અમૃત આપો. આ અમૃતનું રાજાને પાન કરાવો એટલે એ અમર થશે. ત્યારે શુકદેવજી કહેઃ–

**क्व सुधा क्व कथा लोके क्व काचः क्व मणिर्महान् ।**
**ब्रह्मरातो विचार्यैवं तदा देवान् जहास ह ॥**

આ લોકમાં સંજીવિની ઔષધિ સમાન ક્યાં કથા અને ક્યાં અમૃત? ક્યાં કાચનો કકડો અને ક્યાં હીરો? આમ કહી દેવતાઓની હાંસી કરી તેમને કથામૃત આપ્યું નહિ.

**॥ कलिदोषा इमे सर्वे सिंहशब्दाद् वृकाइव ॥**

સિંહના શબ્દથી જેમ ન્હાર નાસી જાય તેમ ભગવાનની કથાનો શબ્દ સાંભળતાં જ કૂડ, કપટ, અસત્ય, અન્યાય અને અધર્માદિક કલિદોષો પલાયન થઇ જાય છે.

## મનન વિના શ્રવણ વ્યર્થ છે

**इक्षुणामपि मध्यान्तं शर्करा चाप्य तिष्ठति ।**
**पृथग्भूता च सा मिष्टा तथा भागवती कथा ॥**

જેમ શેરડીમાં સાકર રહી છે, પણ જુદી પડે છે ત્યારે જ સાકરનો સ્વાદ આવે છે. દૂધમાં ઘી રહ્યું છે, પણ જુદું થાય છે ત્યારે જ તેનો સ્વાદ આવે છે. વૃક્ષમાં મૂળથી છેક ટોચ સુધી રસ વ્યાપી રહ્યો છે, પણ ઝાડવાંને બચકાં ભરવાથી સ્વાદ આવતો નથી. એ તો જ્યારે રસ એકઠો થઇ ફળરૂપે થાય છે ત્યારે જ તેનો સ્વાદ આવે છે. તેમ ભગવાનની કથામાં અનેકાનેક મોક્ષકારક ગુણો રહ્યા છે. પણ જો મહાત્મ્યપૂર્વક કથા સાંભળી, મનન કરી હૃદયમાં ઉતારે તો જ તે ગુણો તે કથાસેવનારામાં આવે છે. પણ મહિમા વિના કેવળ યંત્રવત્ શ્રવણ કરવાથી નથી આવતા. આ કથાનો યોગ પણ અનેક જન્મના શુભ સંસ્કારોદયથી જ મળે છે. અમૂલ્ય નરદેહ પામીને જેણે ભગવાનની કથાવાર્તા સાંભળી નથી, એવા પૃથ્વીના ભારરૂપ મનુષ્યને ધિક્કાર છે!

આ લોકમાં પાપના પર્વતોને પ્રજાળનારું કથાસમાન બીજું કોઈપણ ઉત્તમ સાધન નથી. કથાથી જ્ઞાન થાય છે, જ્ઞાનથી મુક્તિ થાય છે, વળી ભગવાનના ચરિત્રામૃતની કથા સાંભળવાથી તો મહાપાપી, વ્યભિચારી, હિંસક અને સ્તેનકર્મ કરવાવાળો પતિતજીવ હોય તે પણ શુદ્ધ, ધર્મની મૂર્તિસમો બને છે અને ભગવતધામને પામી જાય છે.

## પાપી ધુંધુકારીનું કલ્યાણ

ધુંધુકારી નામનો એક બ્રાહ્મણ હતો. તેણે પાંચ વેશ્યાઓ ઘરમાં રાખી હતી. તે વેશ્યાઓના પોષણ માટે તથા તેમની પ્રસન્નતા માટે ચોરીનાં કર્મ કરતો. પોતે જ્યાંત્યાંથી ધનની ચોરી કરીને વેશ્યાઓને સારાં સારાં વસ્ત્રાભૂષણો આપતો. એક વખત ચોરીનું પુષ્કળ ધન ભેળું થએલું જોઇને પેલી દુષ્ટ વેશ્યાઓએ વિચાર કર્યો, કે આ ધુંધુકારી બહુ ચોરીઓ કરે છે. અને ઘરમાં ચોરીનો માલ ભરે છે. તેથી જો કદાચ રાજાના સપાટામાં આવશે, તો જરૂર તેનું મોત થશે. રાજા આ ઘર કબજે કરી બધું ધન લઈ લેશે. અને આપણે ભિખારી થઇશું. માટે એને જ મારી નાખી બધું ધન લઇ ઠેકાણે કરીએ.

એક વખતે સૂતેલા ધુંધુકારીને વેશ્યાઓએ દોરડાથી બાંધીને ગળામાં ફાંસો નાખી મારી નાખવા માંડયો. પણ તે જલદી મુઓ નહિ, ત્યારે વેશ્યાઓએ તે ધુંધુકારીના મોંમાં ધગધગતા અંગારા નાખી મારી નાખ્યો. અને તેના શબને ખાડામાં દાટી દીધું. થોડા કાળ પછી અનેક ધણી કરનારી એવી વેશ્યાઓ સઘળું ધન લઇ, ત્યાંથી નાસી ગઈ. પેલો ધુંધુકારી પોતાના પાપકર્મો વડે મોટો પ્રેત થયો, અને ટાઢ, તડકો, ભૂખ, તરસ ઇત્યાદિક અનેકાનેક દુઃખોથી પીડાવા લાગ્યો અને હાય! હાય એમ પોકારતો ચારે કોર અથડાવા લાગ્યો.

હવે ધુંધુકારીનો ભાઇ ગોકર્ણ તીર્થાટન કરવા ગએલો. ત્યાં તેણે કોઇકના કહેવાથી ધુંધુકારીના મરણના સમાચાર સાંભળ્યા. એ ગોકર્ણ મહાધર્મવાન, વિદ્યાવાન, અને જ્ઞાનવાન હતો. તેથી તેણે ભાઈનું કમોતે મોત થયું જાણી તેનું ગયાશ્રાદ્ધ કર્યું. જે જે તીર્થમાં જતો ત્યાં ત્યાં પણ તેનું શ્રાદ્ધ કરતો. આ પ્રમાણે કરતાં કરતાં એ ગોકર્ણ પોતાને ગામ આવ્યો, પણ રાત્રિ હોવાથી આવ્યાની કોઇને ખબર પડી નહિ. પોતે આંગણામાં ખાટલા ઉપર સૂતો હતો. ત્યાં મધ્ય રાત્રિએ ધુંધુકારી પોતાનાં અનેકરૂપ દેખાડવા મંડયો. કયારેક ઘેટારૂપે, કયારેક પાડારૂપે, કયારેક આખલા રૂપે અને કયારેક સ્રીરૂપે એમ જુદાજુદા સ્વરૂપો દેખાડવા મંડયો. ત્યારે નિર્ભયસ્વભાવી ગોકર્ણે આ કોઇ અસદ્ગતિને પામેલો પ્રેત છે, એમ જાણી પૂછયું. "અરે! તું કોણ છે? અને તારી આવી દુર્દશા કેમ થઇ છે તે મને કહે, મારાથી બનશે તો તારૂં કંઇક શ્રેય કરીશ." આમ બહુ બહુ કહ્યું પણ બોલ્યો નહિ અને રડવા લાગ્યો. ત્યારે ગોકર્ણે ભગવાનના નામના મંત્રથી મંત્રીને પાણી છાંટયું, કે તરત બોલી ઊઠયો. "હું તારો સગો ભાઇ ધુંધુકારી છું. મેં મારા પોતાના પાપથી બ્રાહ્મણત્વ ગુમાવ્યું છે. ભાઈ! મારા કુકર્મની સંખ્યા કેટલી છે. તે મારાથી પણ ગણી શકાય તેમ નથી. આવો મહાકુકર્મી તેથી હું એ કર્મના ફળરૂપ આ દેહને પામ્યો છું. હે ભાઈ! મારૂં દુઃખ અકથનીય અને અપાર

છે. ભાઈ તું વિદ્વાન, જ્ઞાની અને શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છે. માટે તું મારો ઉદ્ધાર કર. હું તારે શરણે છું."

ગોકર્ણ કહે, તારૂં કમોતે મોત થયું તેથી અસદ્ગતિ થઇ હશે. એમ જાણીને મેં તારૂં વિધિસર ગયા શ્રાદ્ધ કર્યું છે. તેમ બીજાં કેટલાંક તીર્થોમાં પણ તારા નિમિત્તિનાં વિધિસર શ્રાદ્ધો કર્યાં છે. છતાં તારી મુક્તિ થઇ નહિ, એ મહાન આશ્ચર્યની વાત છે. અને જ્યારે ગયાશ્રાદ્ધથી તારી મુક્તિ થઈ નહિ, તો હવે બીજો કોઇ ઉપાય નથી. પ્રેત કહે, દયાળુ બાન્ધવ ! હું મહાપાપી, અધમ અને મહાકુકર્મી છું. તેથી એક ગયાશ્રાદ્ધ તો શું ! પણ સો ગયાશ્રાદ્ધ કરો તો પણ મારી મુક્તિ થવાની નથી.

ભાઇ આ અસહ્ય અકથનીય દુ:ખ મારાથી કેમેય સહન થતું નથી. માટે તમે વિદ્વાન છો, તો **ગમે તે ઉપાય કરો, પણ મને આ દુઃખરૂપ પ્રેતયોનિથી મુક્ત કરો.** આવી રીતની ભાઈની વાત સાંભળી ગોકર્ણની આંખમાં ઊનાં પાણી આવી ગયાં. પોતે કહેવા લાગ્યો. ભાઇ સો ગયાશ્રાદ્ધથી પણ મુક્તિ ન થાય તો પછી મારે બીજો શો ઉપાય કરવો ? છતાં તું ધીરજ ધર. હું તારા છુટકારા માટે ઘટશે તેટલા ઉપાયો કરીશ. હમણાં તું જા. આમ કહ્યું, કે તે પ્રેત અદૃશ્ય થઈ ગયો.

હવે ગોકર્ણે તેની મુક્તિનો આખી રાત વિચાર કર્યો. પણ કોઇ વિચાર હાથ આવ્યો નહિ. સવાર થતાં ગોકર્ણ આવ્યાની ગામમાં ખબર પડી કે સૌ લોકો મળવા આવ્યા. પરસ્પરની કુશળતા પૂછી. ત્યારપછી ગોકર્ણે રાત્રિએ જે વાત બની હતી, તે સર્વને કહી સંભળાવી. ત્યારે વિદ્વાન બ્રાહ્મણો તથા જલકમલવત્ સંસારમાં રહેવાવાળા ભગવદ્ભક્તો તથા કેટલાક જ્ઞાની ને યોગી પુરુષોએ ભેળા થઇ અનેક શાસ્ત્રો જોયાં, પણ આ પ્રેતમુક્તિનો ઉપાય જડયો નહિ. ત્યારે સર્વેએ ગોકર્ણને કહ્યું કે, અમને કોઇ ઉપાય મળતો નથી; પણ તમે મોટા યોગી અને ભગવદ્ભક્ત છો. માટે તમે સૂર્યને પૂછો તો એ તમને ઉપાય બતાવશે. પછી

ગોકર્ણે પોતાની યોગક્રિયાથી સૂર્યની ગતિને અટકાવી કહ્યું કે, હે જગન્નાથ! હે દિન દિવાકર! આપને મારા કોટિ પ્રણામ છે. હે જગત્તાત! પ્રેતની મુકિતનો ઉપાય શો છે? તે મને કહો. ત્યારે સૂર્યનારાયણ ઘણે દૂર હતા, છતાં સ્પષ્ટ રીતે બોલ્યા કે, ભગવાનની લીલાચરિત્રની કથા સાંભળવી એ જ પ્રેતમુકિતનો ઉપાય છે. માટે પ્રેતને ભગવાનની કથા સંભળાવો. આ પ્રમાણે સૂર્યનારાયણે કહ્યું. આ સાંભળી ગોકર્ણે વિચાર્યું જે, આ કામ ઘણું સારૂં, સ્હેલું અને સુગમ થઈ શકે તેવું છે. પણ **धर्मस्य त्वरिता गतिः** માટે ધર્મનું કામ જલદી કરી લેવું. તેમાં વિલંબ કે વિચાર કરવો નહિ. **श्रेयांसि बहुविघ्नानि** સારા કામમાં સો વિઘ્નો આવે છે. માટે આ કામ જલદી કરવું. આમ ધારી સર્વે જનોને આ સૂર્યનારાયણે કહેલો ઉપાય જાહેર કર્યો. ત્યારે સર્વેએ કહ્યું કે–હે ગોકર્ણ! તમે આ કામ જલદીથી કરો. પછી ગોકર્ણે ભગવાનની લીલાચરિત્ર, ઐશ્વર્ય, પ્રતાપ અને મહિમાથી ભરપૂર એવી ભાગવત–પુરાણની કથા વાંચવા માટે તૈયારી કરી. તે કથા સાંભળવાને ગામેગામથી, દેશેદેશથી લોકો ત્યાં આવવા લાગ્યા. લૂલાં, લંગડા, બહેરાં, બોબડાં, અંધાં અને માંદાં પણ પોતપોતાનાં પાપો ટાળવાને ત્યાં આવવા લાગ્યાં. જોતજોતામાં મોટો જનસમાજ ભેળો થઈ ગયો. અને તેનું ઘર તો મોટા તીર્થરૂપ બની ગયું.

જ્યારે ગોકર્ણ વ્યાસાસન ઉપર બેસી કથાનો આરંભ કરવાની તૈયારી કરી ત્યારે પેલો પ્રેત ધુંધુકારી પણ ત્યાં આવી પોતાને બેસવાનું ઠેકાણું જોવા લાગ્યો. તો ત્યાં સાત ગાંઠોવાળો, પોલો એક મોટો વાંસડો હતો તેના મૂળના છિદ્રમાં પેસીને કથા સાંભળવા બેઠો. ગોકર્ણે વાંચવાનું શરૂ કર્યું. લોકોએ સ્થિર ચિત્તે સાંભળવા માંડયું. અને તે કથા સાયંકાળે બંધ કરી કે તરત જ કેટલાક પુરુષોના જોતાં મોટા શબ્દથી વાંસની એક ગાંઠ તૂટી. બીજે દિવસે બીજી ગાંઠ તૂટી. તેમ જ ત્રીજે, ચોથે, પાંચમે, છઠ્ઠે અને સાતમે દિવસે સાતે ગાંઠ તૂટી ગઈ. આવી રીતે તે કથાના શ્રવણથી મહા અધર્મી, કુકર્મી અને મહાપાપની મૂર્તિસમા ધુંધુકા-

રીનું પ્રેતપણું મટી ગયું. અને કાનમાં કુંડળ, મસ્તકે મુગટ, હૈયે હાર અને વસ્ત્રઅલંકારથી સુશોભિત દેવ થઇને પોતાના ભાઈ ગોકર્ણને વારંવાર પગે લાગવા મંડયો, અને બોલ્યો. 'ભાઇ ! તમે દયા કરી પ્રેતપણાના અસહ્ય કષ્ટથી મને છોડાવ્યો. અહોહો ! ભગવાનની કથાનું શ્રવણ નહિ કરનારાનો જન્મ નિષ્ફળ છે. અને ભગવાનની કથાથી જ આ દેહનું સાર્થક છે. હાડકાંરૂપી થાંભલાવાળું, માંસ, રુધિર, મજ્જા, લીંટ, ગળફા, મૂત્ર અને વિષ્ટાથી ભરેલું, ચામડાથી મઢેલું, દુર્ગંધના પાત્રરૂપ, શોક, રોગ અને જરાના રોગથી પીડિત એવું આ શરીર છે. અને તે પણ ક્ષણભંગુર છે. છતાં આ શરીરથી જો કથાનું શ્રવણ કરવામાં આવે છે, તો આને આ દેહથી જ માયાથી મુક્ત થઈને માયાતીત એવા પરમાત્માને પામે છે. જો ખરા ખપવાળા થઇને તનમનથી સાચી શ્રદ્ધાપૂર્વક ભગવાનની લીલાચરિત્રની કથાને સાંભળે, તો જેમ નિર્જીવ વાંસડાની ગાંઠો તૂટી ગઈ તેમ શ્રોતાની હૃદયગ્રંથીઓ તૂટી જાય એમાં શું કહેવું ? માટે સંસારસાગરને તરવામાં નાવરૂપ ભગવાનની કથા છે. દરેક જીવે તેનો આશ્રય કરીને સુખસિન્ધુ, સર્વેશ્વર એવા પરમાત્માને પામી પરમ સુખીયા થઇ જવું.

વળી વ્યાસમુનિની ઉદાસીનતા ટાળવાને માટે નારદમુનિએ ભગવાનની લીલાચરિત્રનું વર્ણન કરવાનું કહ્યું છે. પરાશર ઋષિના પુત્ર મહાસમર્થ વ્યાસજી તેમણે વર્ણાશ્રમી સકળ પ્રજાઓના કેવળ કલ્યાણાર્થે એક વેદના ચાર વિભાગ કર્યા; એટલે એક વેદમાંથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ એમ ચાર વેદને જુદા જુદા કર્યા. વળી સ્ત્રી, શૂદ્રો અને પાતકી જીવોને વેદ સાંભળવાનો અધિકાર નથી. તેથી એમના ઉપર કૃપા કરી તેમના શ્રેયાર્થે વેદના અર્થરૂપે મહાભારત અને પુરાણો રચ્યાં. આટલું આટલું કર્યું તો પણ પોતાને હૃદયમાં શાન્તિ થઇ નહિ. તેથી એક દિવસ પોતે પાપમોચિની સરસ્વતી સરિતાના પવિત્ર તટપર એકાન્તમાં ઉદાસ ચ્હેરે બેસી પોતાની અશાન્તિના કારણનો વિચાર કરવા લાગ્યા. ત્યાંતો દૈવ-ઈચ્છાથી સમર્થ નારદમુનિ આવ્યા.

વ્યાસમુનિને ઉદાસ દેખી પૂછયું. 'વેદ વ્યાસ! તમે મહાન ઉપકારી છો. છતાં આજ કેમ પ્રાકૃત જીવની પેઠે શોકગ્રસ્ત જણાઓ છો?' વ્યાસજી કહે, 'મેં આજ સુધીનું તમામ જીવન જીવોના કલ્યાણાર્થે વ્યતિત કર્યું છે. છતાં મને જોઇએ તેવી હૃદયમાં શાન્તિ થતી નથી. માટે આપ મહામુનિવર્ય પધાર્યા તે બહુ સારૂં થયું. કૃપાનાથ! મને બીલકુલ શાન્તિ થતી નથી. તેનું શું કારણ?' જ્યારે આમ કહ્યું, ત્યારે સમર્થ નારદમુનિએ કહ્યુ. 'વ્યાસજી! તમે ધર્માદિ પુરૂષાર્થોનું જેવી રીતે વર્ણન કર્યું છે, તેવી રીતે પરમાત્માના લીલાચરિત્રોનું તથા તેમના ઐશ્વર્ય, બળ, પ્રતાપ અને માહાત્મ્યનું વર્ણન કર્યું નથી. માટે તમારે શાન્તિ જોઇતી હોય અને અશાન્તિ ટાળી કૃતકૃત્ય બનવું હોય તો તમો તન, મન ને ખરા પ્રેમથી પ્રભુમાં સંલગ્ન થઇને ગોલોકાધિપતિ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રના લીલા ચરિત્રોનું ગાન કરો. આમ કહેવાથી જ્યારે તેમણે વસુદેવનન્દન પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણની લીલાચરિત્રનું ભાગવત્ શાસ્ત્ર રચ્યું ત્યારે તેમને શાન્તિ થઈ.

## કથાવાર્તા એ વિસલ્યકરણી ઔષધિ છે

રામરાવણના યુદ્ધમાં લક્ષ્મણજીને બહુ બાણ વાગ્યાં. કેટલાંક શરીરમાં પેઠાં તે કાઢવા માંડયાં તો પણ નિકળ્યાં નહિ. અને પોતે નિર્બળ, નિર્જીવ જેવા મૂર્ચ્છિત થઇ પૃથ્વી પર ઢળી પડયા. ત્યારે દેવોના વૈદ્ય અશ્વિનિકુમારના કહેવાથી વિસલ્યકરણી ઔષધિ લાવીને પાઈ કે સર્વ શૈલ્ય શરીરમાંથી પાણી થઈ નીકળી ગયાં. લક્ષ્મણજી તરત જ ભાનમાં આવી મારો મારો કરતા બેઠા થઈ ગયા અને શૌર્યમાં આવી વાનરદળ લઇ યુદ્ધાંગણે પહોંચી ગયા. તેમ આ જીવને અનંત કાળથી પંચ વિષયરૂપી બાણ લાગ્યાં છે. કેટલાક જીવમાં પેસી ગયા છે. તેથી જીવ સૂન્યકાર અને નિર્બળ થઈ ભવાટવીમાં આમતેમ ભટકયા કરે છે. પણ જો સાર્થક નામધારક સત્પુરૂષ રૂપ વૈદ્ય પાસેથી કથાવાર્તારૂપી વિસલ્ય કરણી ઔષધિનુ સેવન કરે તો તરત જ વિષયરૂપી શૈલ્ય (બાણ)નું પાણી થઈ નીકળી જાય; માટે જેને ભવરોગ ટાળી ભગવાનને

બેટી સુખી થવું હોય તેણે તો હંમેશા શુદ્ધભાવે કરીને ભગવાનની કથાવાર્તારૂપી વિસલ્યકરણી ઔષધિનું સેવન કરવું. કથાવાર્તાના હાર્દને સમજ્યા વિના, કે તેનું મનન કરી જીવમાં ઉતર્યા વિના જિંદગીભર કથાવાર્તા સાંભળે તો પણ તેને સમાસ કે સુખ થતું નથી.

ગામના લોકોએ સુરદાસજીને કહ્યું કે, ગુરૂ મહારાજ! તમારો કંઠ બહુ સારો છે. અને કીર્તન બોલતાં થાકતા નથી. માટે કાંઇક કીર્તન સંભળાવો. પછી ગુરૂ મહારાજ તો ખૂબ કીર્તન બોલ્યા, પણ જેને કીર્તનનું હાર્દ સમજવાનું નથી. કેવળ રાગડા તાણવાનું ને ફૂદકા મારવાનું તેમજ કરતાલા વગાડવાનું જ એક તાન છે; તેઓ, વાહ વાહ! ભલે સુરદાસજી! ભલે! આમ બોલતા. પછી તેઓ કહે, ગુરૂ મહારાજ તમો બોલો અને અમો ઝીલીએ. પછી સુરદાસજી ઊંચે સાદે બોલવા લાગ્યા અને લોકોએ ઝીલવા માંડયા. **"રાધાજીને કાને ઝાલર ઝબુકે વહાલો મારો મોહ ઉપજાવે છે!"** ત્યારે હાર્દ સમજવાનું નહિ પણ રાગડા તાણવાનું સમજેલા લોકો બોલ્યા. **"રાધાને કાનો ઝાલર બુકે વાલો મારો મોભ ઉસકાવે સે!"** પછી ગુરૂજી સાંભળી હસીને કહે, આમ નહિ, આમ બોલો. પછી તેઓએ બોલી બતાવ્યું. પછી ગુરૂજી કહે 'બીજું બોલું છું. તમે સહુ ઝીલજો.' એમ કહી બોલ્યા "**એ મારો વહાલો તે ચલણી નાણું રે. શામળો ગીરધારી!**" ત્યારે લોકો કહે "**મારો વાલો તે ચોરણાનું નાડું રે, શામળો ગીરધારી!**" કહો આમ સમજે તેને ભજનીઆં શો સમાસ કરે? માટે કથાવાર્તા, જ્ઞાનોપદેશ જે જે કરવું, સાંભળવું તે સમજી વિચારી કરવું અને તેનું મનન કરી હૃદયમાં ઉતારવું તો જ હૃદયભુવનમાં અજવાળું થાય અને જીવમાં સમાસ થાય, પણ વગર વિચાર્યે કરનારાને સમાસ કે સુખ થાય નહિ.

વાચકો! જેમ તેજ વિના તમ ટળતું નથી તેમ જ્ઞાનવિના અજ્ઞાન જતું નથી. અજ્ઞાન ગયા વિના મુક્તિ થતી નથી, અને તે અજ્ઞાન પણ કથાવાર્તાના શ્રવણ મનન વિના ટળતું નથી. માટે હંમેશાં ભગવાનની કથાવાર્તા કરવી, સાંભળવી અને મનન કરી જીવમાં ઉતારવી, એ જ મુમુક્ષુ જીવોનું કર્તવ્ય છે.

## ॥ ચુડેલની પેઠે ચોટનારી ચ્હાય દેવી ॥



હાડમાંસને ચૂસનારી, રોગને બોલાવનારી, ચુડેલની પેઠે ચોટનારી, ચ્હાય દેવીને ઓળખો. અને જેમ બને તેમ તેનો તત્કાળ ત્યાગ કરો.

**प्रज्ञैरज्ञैस्तरुणजरठै र्ब्राह्मणैरन्त्यजातैः ।**
**पौरैर्ग्राम्यैर्नरपतिवरैर्निगृहैर्निःस्वकैश्च ॥**
**मातः सायंनियमिततयाऽभ्यर्चिताभक्तिभावाद् ।**
**हाहाचाहाहतकलियुगेकर्षतिप्राणवित्तम् ॥**

અક્કલવાન્ અને અક્કલના ઉઠેલા, માંદા અને સાજા, બ્રાહ્મણો અને અન્ત્યજો, ધર્મગુરૂઓ અને કર્મગુરૂઓ, બાલ અને બાલિકાઓ, યુવાનો અને બુઢ્ઢાઓ, વિચારવાન અને વિચારશૂન્યો, ધનધામાદિસાધનસંપન્ન અને સાધનવિહીનો આમ દરેક માણસો હાલ આ કલિના સામ્રાજ્યમાં દયાના દરિયા, દયાળુ પ્રભુને વિસારી ધન, તન અને ધર્મને લૂંટનારી કલિના દૂત સમી ચ્હા દેવીના જ સવાર સાંજના પૂજારી બની બેઠા છે. ચ્હાય એ ચ્હાય નથી, પણ ચુડેલની પેઠે ચોટનારી એક પિશાચણી છે.

દેશીવિદેશી વૈદ્યો, સંતમહાત્માઓ અને સતશાસ્ત્રો પણ ચ્હા પીવાની ચોકકસ ના પાડે છે. એમાં ધર્મની, ધનની, આરોગ્યતાની હાનિ બતાવે છે. તો પણ નિર્બળ મનના માનવીઓ છોડી શકતા નથી. એ ચ્હામાં કેટલીક શાસ્ત્ર નિષિદ્ધ કેફી ચીજો પણ ભેળવવામાં આવે છે. ચ્હાના વ્યસનીઓ ભલે ચ્હામાં ફાયદો માનતા હોય કે કહેતા હોય પણ તે તદ્દન સત્યથી વેગળું છે. બકે છે કે ચ્હા પીવાથી શરીરની બેચેની દૂર થાય છે, ભૂખ જાય છે. દુખતું માથું મટે છે અને દસ્ત સાફ આવે છે. પણ એતો

ચાયનુ ગરમ પાણી પીવાથી ઉદરનાં આંતરડાં ઢીલાં પડે છે, અને તેના પર ન્હા અને ખાંડનું થોડુંક દબાણ થવાથી દસ્ત થાય છે. આથી અજ્ઞજન જાણે છે જે મને ચાયથી દસ્તનો ખુલાસો થયો, પણ ચાયથી તો ઉલટી ઝાડાની કબજીઆત રહે છે. અને તેમાં આળસ, સુસ્તી, હાથપગનું તૂટવું આદિક દોષો ભરેલા રહે છે. માટે દરેક સ્ત્રી, પુરુષ, બાલ, બાલિકા, સાધુ, સંત અને ધર્મોપદેષ્ટા આદિક કોઇએ પણ ક્યારેય ચાય પીવી નહિ. તેનો સ્પર્શ સરખોયે કરવો નહિ. ચાય પીનારા કથે છે કે, ચાયથી ભૂખ જાય છે અને તે તદ્દન ખરૂં છે. કારણ કે ખાંડ દૂધવાળું ચાયનું પાણી પીવાથી હોજરીનો, લોહીનો તથા ધાતુનો બગાડ થાય છે અને આરોગ્ય બગડે છે. તેથી ભૂખ લાગતી નથી. આગલા જમાનામાં જ્યારે સવારમાં દૂધરોટલો કે છાશરોટલો ખાતા ત્યારે તે વખતે શરીરનો બાંધો અને બળ કેવું હતું ? અત્યારે ચાય પીવાથી કેવું છે ? તે જરા અંતરના ઉંડાણમાં તપાસી જોવાથી ખબર પડશે. વળી કેટલાક બુદ્ધિના બારદાન માબાપો પોતાના નાના કુમળાં બાળકોને દૂધ પાવું મૂકી, ચાય પીતાં શીખવે છે. તેથી તે બાળકો બળ, રૂપ, નૂર અને શૂર વિનાનાં થઈ, શિથિલ આળસુ ને હાડપિંજર જેવાં લોહીવગરનાં સૂકાં થઇ જાય છે.

**ક્યારેક શરીરમાં બાદી, શરદી, સુસ્તી કે માથાનો દુખાવો જણાય ત્યારે ફુદીનો, તુળસી, સૂંઠ, મરી, આદુ અને એલચી આટલી ચીજોને ઉકાળી દૂધ અને ખાંડ નાંખી પીવું એ જ સર્વોત્તમ ચાય અને ગુણકારક પીણું છે.** પણ તાકાત. તન્દુરસ્ત ને વિત્તને લૂંટનારી, લોહીને ઉકાળનારી, ચુડેલની પેઠે ચોટનારી, વિદેશમાંથી આવેલી પેલી કાળી ચાયને તો ક્યારેય પણ પીવી નહિ. હાલ તો એ ચાયચુડેલે સર્વેને પકડી જકડી લીધા છે. સહુના ચિત્તને ચકડોળે ચડાવી મૂક્યાં છે. સહુનાં તન, મન, ધન અને બુદ્ધિના બળને હરી લીધાં છે. મોટા મોટા ભૂદેવો, વિદ્વાનો, જગદ્‌ગુરૂઓ અને સન્તમહાત્માઓમાં પણ કેટલાક સવારના ઉઠયા કે પ્રથમ ચાયદેવીનું પૂજન અને પછી

પોતાના ઇષ્ટદેવનું પૂજન કરનારા બની ગયા છે. ઘરમાં, સગાવહાલામાં, નાતજાતમાં, ગામમાં, દેશમાં, મન્દિરમાં, મસ્જીદમાં કે ધર્મસ્થાનમાં આમ જગતના ખુણેખુણામાં ચાયદેવીની જ પૂજાઓ થઇ રહી છે. આમ છેલ્લા ત્રણેક ડઝન વર્ષથી તો દેશમાં સર્વત્ર ચાય ને ચાય ઘૂમી રહી છે. કોઈ સંસારી, સન્યાસી, મઠધારી કે જંગલવાસી જોગીઓ હશે, તે પણ ચાયદેવીના જ પૂજારી બની બેઠા છે. દેશવાસીઓના મોટા મોટા રાય કે રાંકમાં ચાયનું પૂર જોસથી જોર ચાલી રહ્યું છે.

ઠેકઠેકાણે ભાનભૂલ્યા આપણા ભોટ ભાઇઓ હિન્દુ હોટલો, લોજો, વીશીઓ અને ચાયપીઠાઓ વગેરે અનાચારના અખાડા, ખોલી, બિચારા ધર્મને ધકકે મારી, ચાયદેવીનું જ પૂજન કરી રહ્યા છે. ચાય એ 'ચાય' નથી પણ મનુષ્યના પ્રાણ, ધન ને ધર્મને હરનારી પિશાચ ચુડેલ છે.

॥ ગઝલ ॥

કરીને લોહીનું પાણી, જમાવ્યો રોગ પાંડુનો;  
ઉદર મોટું કર્યું જુઓ, અતિશય ચાય ચૂડેલે.  
હશે વિપ્ર અગર વૈષ્ણવ, અગર ઊંચા ભલે નીચા;  
ગુમાવી સૌ જને જાતિ, અભાગી ચાય ચૂડેલે.  
બગાસાની ચડે સ્વારી, ન સુઝે ભજન કે ધંધો;  
તૂટે અંગો દુ:ખે માથાં, ખરેખર ચાય ચૂડેલે.

ઉચ્ચ વર્ણના પણ હોટલમાં ખાવા જતાં, હૈયે અતિ હરખાય છે, બિસ્કુટ હૈયાકુટ તે તો ખાંત ધરીને ખાય છે. તેમાં ચાય, જે એક જ પાત્રથી સૌને અપાય છે, દરેકનાં પીધેલાં પાત્ર પણ જે એક જ પાત્રમાં પ્રક્ષાલિત કરાય છે, તેનાથી સહુ કોઈ ચાય પીવે છે. ઓહોહોહો! ચાયએ તો આડો આંક જ વાળી દીધો છે!

**ઓ વહાલા વાચકો! તમે સૌ ચુડેલની પેઠે ચોટનારી ચાયથી દૂર રહેજો.**

એક માણુસ ચાયનો વ્યસની (બંધાણી) બની ગએલો; પરન્તુ જ્યારે ઘરમાં હનુમાન હડીઓ કરનારા થયા, તાવડી તડાકા મારતી થઇ, ખીસાં ખાલી થયાં ત્યારે ચાયને છોડવા માંડી, પણ ચાયએ તો તેને છોડયો નહિ. એક વખત ચાય પીતાં પીતાં ચાયને કહ્યું:—

**भ्रातः कस्त्वं तु च्हायो गमनमिह कुतो वारिधेः पूर्वपारात् ।**
**कस्य त्वं दण्डधारी नहि तव विदितं श्रीकल्रेव राज्ञः ॥**
**चातुर्वर्ण्यम् विधात्रा विविध विरचितम् ब्रह्मणा धर्महेतो ।**
**रेकी कर्तुं बलात्त मिखिल जगति रे शासनादागतोस्मि ॥**

અરે અભાગણી! મારૂં લોહી પીનારી તું કોણ છે? ત્યાં તો ચાય બોલી "**च्हायोऽहम् च्हायोऽहम्**" હું તો ચાય, ચાય છું. જેને ઘરના, ગામના, દેશના, સારી દુનિયાના માણુસો ચાય છે, તેજ હું મૂર્તિમંત ચાય છું. આમ તેણે કહ્યું. ત્યારે કહે 'અરે! તું અહીં અમારા દેશમાં કયાંથી આવી?' તો કહે 'સમુદ્રના કાંઠેથી, પશ્ચિમમાંથી.' તો કહે 'તું કોની નોકરી કરે છે?' તો કહે 'શું તું નથી જાણતો? હું તો બલિષ્ઠ કલિરાજાની નોકરી કરૂં છું.' તો કહે 'તને શું કામ સોંપ્યું છે?' તો કહે 'જગદ્ધાતા બ્રહ્માએ જીવોના કલ્યાણાર્થે ચાર વર્ણ અને ચાર આશ્રમ જુદા કર્યા. આથી કળિરાજા ગુસ્સે થયો અને **તેણે મને બોલાવી, સર્વને એકાકાર કરવાનું કામ સોંપ્યું છે. આથી હું તમારા હિન્દ દેશમાં 'ચાય'રૂપે થઇને આવી છું અને સર્વ ઉચનીચ વર્ણને એકાકાર કરવાનું કામ કરું છે.'**

વહાલા વાચકો! સાંભળો છો ને? ચાય શું કહે છે! સર્વ

ઉચ્ચનીચને એકાકાર કરવા માટે કાળા મોઢાની કળિના હુકમથી આપણા દેશમાં આવેલી ચાને આપણા ધર્મગુરૂઓ, ભૂદેવો અને મોટા મોટા સદ્‌ગુરૂઓ પણ 'ચાય' ચાયને ચહાય છે.

બસ, બસ, ધર્મ, ધન, બળ આરોગ્ય અને આયુષ્યને હરનારી, ચુડેલની પેઠે ચોટનારી, તાકાત ને તંદુરસ્તીને લૂંટનારી, કાળા મોઢાવાળી, ચાયને તો દરેક સ્રીપુરૂષોએ, સન્તમહાત્માઓએ, અને મોટા મોટા ધર્મગુરુઓએ, સર્વ પ્રકારે ત્યાગ કરવો. તેમાં પણ ધર્મગુરુઓ, ધર્મોપદેષ્ટાઓ અને કાષાયવસ્રધારી સાધુપુરુષોએ તો ચાયનો સ્પર્શ સરખોય ન કરવો. કેમકે તેઓ તો બીજાઓને વ્યસન, વિષય, ને વહેમથી પાછા વાળી સન્માર્ગે દોરનારા છે. છતાં જો તેઓ જ આવા ચાય જેવા તુચ્છ વ્યસનોમાં વ્યસની થતા હોય, તો તેમનામાં ઘણું લાંછન ગણાય. મણુમાં બાર પાંચશેરીની ભૂલ કહેવાય. માટે તેમણે તો મન, વચન ને દેહે કરીને 'ચાય'નો ત્યાગ કરવો જોઇએ.

**'ચાય' માં કાંઇ, સુખ, સાર કે કશો ફાયદો નથી. કેવળ દુઃખ, રોગ ને હાનિ છે. માટે ઊઠો ! ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. જાગ્યા ત્યારથી સવાર જાણો. ભલે આજ તમે 'ચાય' ઘણી પીધી કે પાઇ પણ આજથી, અત્યારથી જ 'ચાય' ન પીવાની ભીષ્મપ્રતિજ્ઞા લ્યો.**

યાદ રાખજો કે ચાયના શોખીન તમારા ગોઠીયાઓ તમને 'ચાય' પાવાના પ્રયત્નો કરે, પણ તમે જરૂર જીભડીને નિયમમાં રાખી ને, મક્કમ મનના બનજો. જેમ ત્યાગેલા મળ સામું જોવાનું મન થતું નથી, તેમ ત્યાગેલી 'ચાય, સામે ગુણદોષથી કે કોઇના કહેવાથી પણ એક મીટ સરખીયે માંડશો નહિ.

વળી, એમ થાય કે આજ મોટો તહેવાર છે, કે મોટો મેળાવડો છે. વળી આમને ખોટું લાગે છે. તો લાવને આજનો દહાડો પી લઉં. એવા તમારા મનના કહ્યા પ્રમાણે ચાલી, જો

ચા, સ્વીકારી તો જરૂર એ તમને ચુડેલની પેઠે ચોટી પડશે.

ચા છોડવાથી કોઇ ગેરફાયદો બતાવે કે કાકતાલીય ન્યાય માફક થાય, પણ તમે ચાના ચાળે ચડશો જ નહિ. કોઈ પણ વ્યસનના વાયરે ચડવાથી બુરી હાલત થાય છે. બેઆબરૂ થવાય છે, ફજેતફાળકે ચઢાય છે. છેવટે મરણને શરણે પણ થવાય છે.

એક અફીણના બંધાણીને બંધાણ પુરૂં ન થવાથી કૂવે પડવું પડયું હતું. અને એક અફીણનો બંધાણી જાતે ગરાશીઓ પણ બંધાણ પુરૂં ન થવાથી ધર્મરાજાના પાર્ષદ જેવા, એક બંધાણી બાવાના ભેળું રહેવું પડયું હતું. ત્યાં પણ કામ કરતાં વાર લાગે તો ચીપીઓ ચાંપવાની શરતે રહેલો. તેથી જીવ્યો ત્યાંસુધી બળતા ચીપીઆના ડાંમ ખાવા પડયા. આ સર્વ વ્યસનનો પ્રભાવ છે. માટે ચાય, બીડી, હોકો, વગેરે વ્યસનો સન્માર્ગથી વેગળા કરનારા છે. તેથી ચાય ઢુકડા જાવું જ નહિ. એક ઘુંટડો પણ ચાય પીવી નહિ. ચાયનું વ્યસન છોડતાં ગમે તેટલું વસમું લાગે કે ભલેને મૃત્યુ આવે તોપણ છોડેલી ચાય સામે એક મીટ સરખીયે માંડવી નહિ. ને મળની પેઠે તેનો ત્યાગ કરી દેવો

## ચાયની ઉત્પત્તિ

ચાય આપણા હિન્દુસ્તાનમાં આસામ તથા નિલગીરી જેવા પ્રદેશોમાં પાકે છે. ચાના ઉગાડનારા, ઉછેરનારા, તૈયાર કરી દેનારા જે જે મજૂરો છે તે સઘળા આપણા હિન્દીઓ જ છે. અને આ બગીચાના માલિકો ઘણેખરે ભાગે વિદેશીઓ જ છે. તેઓ મજૂરોને જુજ પગારથી રાખી તેમની પાસે બે ચાર કે પાંચ વર્ષનું એગ્રીમેન્ટ લખાવી લે છે. તથા તેમના ફોટાઓ પણ લઈ લે છે. કદાચ કોઈ માર કે મહેનતની બીકથી નાસી જાય, તો તેને ફોટાની મદદથી એજન્ટો શોધી કાઢી પકડીને તેના માલિકોને સોંપી દે

છે. એટલે તેમના પર પહેલાં કરતાં અતિશય ત્રાસદાયક જુલ્મ વર્તે છે.

કેટલીક મજુરણ બહેનબાઇઓને પોતાના પ્રાણપ્રિય શીયળવ્રતની આહુતિઓ એ વિષયાંધ બનેલા નિર્દય મનના કામના કીડારૂપ વિદેશીઓના કામાગ્નિમાં હોમવી પડે છે. જ્યારે મજૂરોથી કબુલેલું કામ મુદતસર થઇ શકતું નથી ત્યારે તેઓને શરીરના ગોરા, પણ કર્મના કાળા અને મનના મેલા તે લોકો નિર્દયપણે નેતરની સોટીથી કે ચાબુકથી ચામડીમાંથી લોહી છૂટી આખુયે ચામડું રંગાઈ જાય ત્યાંસુધી મારે છે. તેમના પર કોઇથી ફરીયાદ ચાલતી નથી. કારણ તેઓને થર્ડ ક્લાસનો મેજીસ્ટ્રેટનો પાવર મળેલો હોય છે.

આવી રીતે ચાય પોતાને જમીનમાં જન્મ આપનારા, ઉછેરનારા, રક્ષણપાલન કરનારા બિચારા હીનવૃત્તિના હિન્દી મજુરો ઉપર મારના, ત્રાસના મહાજુલ્મોના વરસાદ વરસાવે છે. ચાય પોતે હિન્દી મજુરોના લોહીની પ્યાસી છે. આથી કર્યાકૃત્યને નહિ જાણનારી મહા ભયંકર ચા તેને ઓ મારા વહાલા હિન્દીઓ! તમને પેટમાં રેડતાં કે ગળે ગટગટાવતાં જરા પણ કમકમાટી, દયા કે અરેરાટી આવતી નથી? માફ કરજો. તમે ચાય પીવો છો, એ ચાય નથી પીતા પણ શીલભંગ થાતી તમારી હિન્દી મજુર સ્ત્રીઓના નેત્રાશ્રુનાં ઊનાં પાણી છે. એ ચાય નથી, પણ હિન્દી મજૂરોના હૈયાની હાયવરાળ છે. આવી પાપરૂપ ચાયને પીતાં તમને જરાપણ શરમ કે વિચાર કેમ નથી આવતો? બસ, બસ, હવે ઉઠો, બહુ કહ્યું. બેઠા થાવ! ચાય ન પીવાનું પાણી લ્યો. ચાયનું વ્યસન મૂકશો ત્યારે પ્રથમ તો મગજ દુખશે, બગાસાં આવશે, આંખો ઘેરાશે, બળશે, ઝાડો પણ અધિકન્યૂન થાશે. એમ બેચેની જેવું જણાશે, પણ દૃઢ મનથી મૂકશો, અને હિંમત હારી તેને પાછી સ્વીકારશો નહિ તો જરૂર તમે સુખી થશો. અને પ્રભુને વહાલા બનશો.

જ્વર આવે ત્યારે દુ:ખ અને બેચેની સહન કરવી પડે છે તેમ ધર્માર્થે, આત્મશ્રેયાર્થે, અને તમારા દેશબાન્ધવો મજુરોની દયાર્થે સહન કરતાં શીખો.

**દરેક મનુષ્યે, 'ચાય'નું નહિ પણ આ ચારનું વ્યસન રાખવું જોઇએ. ખાવા માટે અનાજનું, પીવા માટે પાણીનું, સ્વાદ માટે મીઠાનું, અને અંગઢંકણ માટે જેવાતેવા વસ્ત્રનું. આ ચારનું વ્યસન રાખવું જોઇએ. બીજા આ લોકપરલોકના સુખના વિરોધી વ્યસન માત્રને સાગરના તળીએ પધરાવી દેવા જોઇએ.**

વહાલા વાચકો! વાચિકાઓ! હવે હું કેટલું કહું? કહી કહી થાકયો. પણ હવે તમે આ નિસ્વાર્થે, હિતાર્થે બોલેલા મારા બોલને વાંચી વાંચી, પુન: વાંચી તમારા હ્રદયગુહામાં ઠસાવજો, અને તે પ્રમાણે વર્તવા–વર્તાવવામાં જરૂરથી આગ્રહ રાખજો.



## ॥ ચાયદેવીની મોટી બહેન બીડીબાઈ ॥



### મેલડી માફક વળગનારી ચાયદેવીની મોટી બહેન બીડીબાઈને ઓળખો !!! અને સત્વર તેનો ત્યાગ કરો.

**तमालं त्रिविधं प्रोक्तं कलौ भागीरथी यथा ।**
**क्वचिद्भुक्ता क्वचित्थुक्ता क्वचित् नासाग्रवर्तिनी ॥**

આ લોકમાં જગતપાવની ગંગાજી જેમ પાપાત્માઓનાં પાપોનો પ્રલય કરવાને ત્રણ ઠેકાણે વાસ કરીને રહી છે, તેમ કલિરાજાના દૂતી સમી તમાકુ પણ પુણ્યાત્માઓના પુણ્યોને પ્રજાળવાને બીડી, મોં અને નાસિકા આ ત્રણ ઠેકાણે વાસ કરીને રહી છે.

એક મહાત્માએ રાજાને કહ્યું. **तमाखुपत्रं राजेन्द्र भज माज्ञानदायकम्** હે રાજન તું **तमाखुपत्रं** એટલે તમાકુને સેવીશ નહિ પણ તમાખુપત્રં એટલે **आखुः पत्रं वाहनं यस्य सः तम्** ઉંદરના વાહનવાળા ગણુપતિને સેવજે. કેમકે તમાકુ તો **अज्ञानदायकम्** મહાઘોર નરકને દેવાવાળી છે અને ગણુપતિ તો (**मा ज्ञान दायकम्**) લક્ષ્મી અને સરસ્વતીને દેવાવાળા છે.

ચોક્કસ છે કે, તમાકુ દુઃખદરીઆમાં ડુબાવનારી, નરકમાં નાંખનારી કલિરાજાની મુખ્ય દાસી છે. પ્રથમ તો આપણા પૂજ્ય ભૂદેવો હોકાબીડીનો ધુમાડો પણ લેતા નહિ. તેમ હીંગ, ડુંગળી, લસણ આદિક અભક્ષ્ય વસ્તુઓ જાણી તેમને હાથ પણ અડાડતા નહિ. લોકોને શાસ્ત્રોપદેશ આપતા કે—

**लशुनं ग्रंजनं चैव पलाण्डुं कवकानि च ।**
**अभक्षाणि द्विजातीनाममेध्यप्रभवानि च ॥**
**पलांडुं लशुनाद्यं च हिंगा भंगा तथैव च ।**
**दुर्गन्धदुष्टदुर्भक्ष्यं नाश्नान्ति वैष्णवाः क्वचित् ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના જનોએ લસણ, ગાજર, ડુંગળી, બિલાડીનો ટોપ, હીંગ, ભાંગ અને અપવિત્ર ભૂમિમાં ઉત્પન્ન થએલી ભાજી, તરકારી તથા દુર્ગંધવાળાં અને દેખાવમાં ખરાબ જણાતાં પંડોળાં આદિક વસ્તુઓને કયારેય પણ ખાવાં નહિ. તેમાં પણ ભગવદ્ભક્ત વૈષ્ણવોએ તો ખાવાં જ નહિ. આવી રીતે બોધ આપતા.

પરંતુ હાલ પાંચેક દસકાથી સારા સારા ભૂદેવો, જગદ્‌ગુરુઓ, ધર્મગુરુઓ પણ શાસ્ત્રવચનોને વિસારી તમાકુનો બીડીથી, નાસિકાથી અને મુખથી આમ ત્રણ પ્રકારે ઉપયોગ કરી રહ્યા છે. કળિરાજાની વડી દાસી બીડીબાઇએ તો ઉચનીચ સર્વ જનોમાં ધીમે ધીમે પગપેસારો કરી પોતાનો ઝંડો ફરકાવી દીધો છે. જગતમાં મોક્ષમાર્ગીઓની પાકી બેડીરૂપ બીડીબાઇએ સૌનાં કાળજાં બાળી મૂકયાં છે. બુદ્ધિ બુઠ્ઠી કરી નાંખી છે. બીડીબાઇના તદ્દન ગુલામ બની બીડી પીવી એ શાસ્ત્રવિરુદ્ધ અને નિન્દ્ય છે એ તો ભાનજ ભૂલી ગયા છે.

આગળ કેટલાક બ્રાહ્મણબાળકો ખૂણેખાંચરે ખાનગી રીતે બીડી પીતા. હવે તો વેદપાઠી મોટા વિપ્રો પણ લજ્જા મૂકી ખુલ્લી રીતે મેદાનમાં, જ્ઞાતિમેળાવડામાં, બજારોમાં, અરે શ્મશાનભૂમિમાં પણ મોંમાં બીડી રાખી મીલનાં ભૂંગળાંની પેઠે ધુમાડાના ગોટેગોટા કાઢતા નજરે પડે છે. વધારે શું કહું ? પણ પ્રભુના પ્રાતઃસ્મરણને બદલે બીડીનાં જ પ્રાતઃસ્મરણ થઇ રહ્યાં છે. સવારમાં ઊઠતાં બીડી, ઝાડે ફરવા જતાં બીડી, પેસાબ કરતાં બીડી, દાતણ કરતાં બીડી, સ્નાન કરી કેશસેવા કરી રહ્યા કે બીડી, નાસ્તાપાણી કર્યા કે બીડી, જમવા પહેલાં બીડી, જમ્યા પછી બીડી, પા પા કલાકે બીડી, જરાક નવરા થયા કે બીડી, આમ સાંજસવાર બીડી, રાતદહાડો બીડી, સૂતાં બીડી, ઊઠતાં બીડી, ચાલતાં બીડી, આમ બીડી બીડી બીડી જ થઇ રહી છે. બીડી એ બીડી નથી, પણ કોઇ અલભ્ય લાભ આપનારી કોઇ જગદેવી હોયને શું ! એમ એ બીડીનું જ સૌ સેવન કરી રહ્યા છે !

બીડી એ કોઇ દેવ નથી, દેવી નથી; કે હાડમાંસની મૂર્તિ નથી. પણ હાડમાંસને ચુસનારી મેલડી માફક વળગનારી, મનોબળ સ્વરબળ અને શરીરબળને હરનારી, સદ્દગુણોને તગડનારી, સમય, સંપત ને સત્ત્વને લુંટનારી, મોક્ષમાર્ગથી પાડનારી ભૂંડી ભુતડીની પેઠે ભરખનારી ભૂખી રાક્ષસણી છે. બીડી એ બીડી નથી. પણ બંગાળી બસોમણ લોખંડની પાકી બેડી છે.

**अग्निर्गुरु द्विजातीनां वर्णानां ब्राह्मणोगुरुः**

## ઓ સુજ્ઞ ભૂદેવો!

અગ્નિદેવ તો દ્વિજાતિનો ગુરુ છે અને તમે તો વર્ણમાત્રના ગુરુ છો. તો કંઈક સમજો. બીડીને ઓળખો. તેના ગુણદોષને જાણો અને જરૂર તેથી પાછા વળો. ઊજળે લૂગડે શા માટે ડાઘ લગાડો છો? જરા ભાનમાં આવો. તમારા પૂજ્ય પૂર્વજોના કીર્તિદીપકને શા માટે ઝાંખો કરો છો? તમો તમારા મુકામ પર આવો. કર્તવ્યને ખ્યાલમાં લ્યો અને **બીડીને દુઃખોની દુર્ગુણોની અને મહાદર્દોની ખાણરૂપ મોક્ષમાર્ગની મહાવિરોધી જાણી તેને વિદાયગીરી આપવા તૈયાર થઇ જાઓ.**

બીડીથી તમારૂં મનોમન્દિર મેલું થશે, ભગવાન ભાગવા માંડશે અને ભરતખંડમાં મોક્ષના સાધનભૂત મળેલા માનવદેહનું વ્યર્થપણું થઈ જશે. વાસ્તે ઓ બીડીના પીનારા શોખીનો! જરા વિચારો! બીડી, એ દેહનું અને દેહીનું બૂરૂં કરનાર છે. આ શબ્દો તમારા અંતરના ઉંડાણમાં સંઘરી રાખજો. આ શબ્દો બીડીના વ્યસનીને તો કડવા કંટાળાભર્યા લાગશે. પણ ખરાખપવાળા ભૂદેવો, સંતસત્શાસ્ત્રોના વ્યસનીઓ તમો તો જરૂરથી આ શબ્દો ખ્યાલમાં લઇ તેનાથી છેટા રહેજો.

બીડીથી બુદ્ધિ બૂઠ્ઠી થાય છે, હૃદયમાં અંધકાર છવાય છે, પ્રભુ વેગળા થાય છે, કાળજું સડી જાય છે, દાંત કાળા તદ્દન વિરૂપ બની જાય છે, અંધાપો વહેલો આવે છે, ગટર સમું મોં

ગંધાય છે અને ઉધરસ ક્ષય, પીત્ત, જેવા રોગોનો રાફડો ફાટી નીકળે છે. માટે આ લોકમાં સુખી જિંદગી પસાર કરવી હોય તેણે તો ખરા શૂરવીર દ્રઢ મનના બની બીડીબાઇને ગડગડીયું પરખાવી તેને વિદેશે રવાના કરવા તૈયાર થઇ જાઓ. તમને તમારા દોસ્તદારો પોતાની ટોળીમાં ભેળવવા, પ્રતિજ્ઞાથી પાડવા હાવભાવ કે આગ્રહ કરશે; પણ જરાપણ નબળા મનના ન થતાં દૃઢ ભીષ્મપ્રતિજ્ઞાવાળા થઈ રહેજો. તમારા સામે કોઈ બીડીનું ભુંગળું ધરે કે તમાકુને દાંતમાં રાખવાનો ગુણ ગાય કે સુંઘવાથી મગજ તર રહે, આમ ફાયદો જણાવે તો પણ તમો ત્યજેલા મળ સામે જોવાનું મન કરતા નથી, તેમ બીડી સામે તમાકુ કે તપખીર સામે જરા પણ પ્રીતિની નજર સરખીયે કરશો નહિ. ત્યજેલાં વ્યસનોનો તો જરા પણ વિશ્વાસ કરશો નહિ.

હાલ આ હડહડતા કળિયુગમાં તમાકુ, ભાંગ, ગાંજો, અફીણ વગેરે વ્યસનનો પ્રભાવ સર્વત્ર વ્યાપી રહ્યો છે. તેમાં તમાકુ તો સહુને ખરેખરી વળગેલી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ચાર વર્ણ અને બ્રહ્મચારી ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, એ ચાર આશ્રમોમાં તમાકુએ તો પોતાનું થાણું નાખ્યું છે. એટલે સહુ તમાકુને ખાય છે, પીવે છે, સૂંઘે છે અને ઘસે છે.

उपासन्ते तमाखुं वै कलौ नारद ये नराः ।
क्षीणपुण्याः पतिष्यन्ति महारौरवसंज्ञके ॥

હે નારદ જે સ્ત્રીપુરૂષ તમાકુને મોંમાં રાખે છે, હોકા બીડીમાં રાખી પીએ છે, નાકથી સૂંઘે છે કે દાંતમાં ઘસે છે, તો તેમનું પુણ્ય નાશ પામે છે અને જીવતાં દુઃખી અને મરીને મહા રૌરવ નામના નરકમાં પડે છે.

पीता येन तमाखुर्वै नरेण भुवि नारद ।
तत्पापेन भवेत् पापी म्लेच्छादपि च सोऽधमः ॥
व्रतानि नियमाः सर्वे यथाश्रैव महामुने ।
हृथैव तानि सर्वाणि तमाखूपानमात्रतः ॥

હે નારદ, આ લોકમાં જે મનુષ્ય તમાકુનું કોઈ પણ પ્રકારે સેવન કરે છે, તો તે પાપી અને મ્લેચ્છથી પણ નીચ છે. તમાકુને સેવે છે, તો તેનાં વ્રત, યમ, નિયમ ને જપ એ સર્વે વ્યર્થ થઇ જાય છે.

તમાકુને સેવનારો ભલેને ઉચ્ચ કોમનો હોય તો પણ તેને શ્વપચ સમાન જાણવો. તમાકુને સેવનારા પુરૂષના ગમે તેટલા સદ્ગુણો હોય તો પણ તે લય પામી જાય છે.

**अफीमी कल्पमेकंच भृंगी कल्पशतत्रयम् ।**
**मद्यपः कल्पसाहस्रं ब्रह्मापि नैव शुध्यति ॥**

અફીણ પીનારો એક કલ્પ સુધી, ભાંગ પીનાર ત્રણસેં કલ્પ સુધી, તથા મદ્ય પીનાર સહસ્ર કલ્પ સુધી નરકમાં પડે છે. બ્રહ્મા જેવો સમર્થ હોય તો પણ તે પાપથી શુદ્ધ થતો નથી.

બસ બહુ થયું. કહેવાનું કહી દીધું. ઊઠો, જાગૃત થાઓ, બીડી ન પીવાની, હોકાને ન અડવાની, તમાકુને મોંમાં ન રાખવાની, દાંતને ન અડાડવાની અને ન સૂંઘવાની ભીષ્મ પ્રતિજ્ઞાઓ લઈ લ્યો. તેમાં પણ ભગવાનની કથાવાર્તાને સાંભળનારા સત્યાસત્યના જ્ઞાનવાળા સત્સંગી હોય, તેમણે તો અવશ્ય ભીષ્મ પ્રતિજ્ઞાઓ લેવા સાવધ ને સૂરા થઇ જવું જોઇએ. ગમે તેટલાં તીર્થ કરે, ગમે તેવું તપ, વ્રત, કરે, કે ભગવાનની કથાવાર્તા કરે કે સાંભળે પણ તમાકુ સેવનારાને એનું ફળ મળતું નથી. તમાકુ એ સુખકર, રોગહર કે શાન્તિકર નથી, પણ તન, ધન, ધર્મ ને બુદ્ધિના બળને લૂટનાર છે; માટે સર્વ પ્રકારે તેનો ત્યાગ કરવો.



## ॥ શ્રેયસ્સાધકોએ ખાસ જીતેન્દ્રિય બનવું ॥



॥ वाचं यच्छ मनोयच्छ यच्छ प्राणेन्द्रियाणि च ॥

વહાલા વાચકો ! જો તમારે જન્મમરણ રૂપ સંસારથી છૂટી પરમાનન્દ પરમાત્માના પૂનિતપાદપદ્મને પામી પૂરેપૂરા કૃતકૃત્ય બનવું હોય, તો ભવાટવીમાં ભ્રમણ કરાવનારાં ઇન્દ્રિયો અને અંતઃકરણને નિયમમાં કરો. મનઇન્દ્રિઓને જીત્યા શિવાય વિજયવંત થવાતું નથી. વાસ્તે તમો સહુ વાણીને નિયમમાં કરો, મનને નિયમમાં કરો. પ્રાણને નિયમમાં કરો. અરે શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના, ઘ્રાણ, એ પંચ જ્ઞાનઇન્દ્રિયો વાક, પાણી, પાદ, પાયુ અને ઉપસ્થ એ પંચ કર્મઇન્દ્રિઓ અને ઇન્દ્રિઓનો નિયામક મન એ સર્વને નિયમમાં કરો. તેને કાબુમાં રાખો. જો તમે તેમને નિયમમાં કરશો તો જ ભવાટવીના ભ્રમણથી છૂટશો. મળેલા સુયોગનું સાર્થકપણું કરી શકશો. અને સંસારસાગરની સફર સફળ કરી સર્વેશ્વર, સુખેશ્વર, શ્રીજીના સુખરૂપ ધામને પામી પરમ સુખી થઈ જશો. **ઇન્દ્રિઓને નિયમમાં કર્યા શિવાય કદી પણ દુઃખી મટવાના નથી અને સુખી થવાના નથી.**

**चिरमिह वृजिनार्तस्तप्यमानोऽनुतापैरवितृषषड्मित्रोऽलब्ध शान्तिः कथंचित् शरणद समुपेतस्त्वदूपदाब्जम् परात्मन्नभयमृतम शोकं पाहि मापन्नमीश ॥**

માન્ધાતાના પુત્ર મુચકુન્દે કહ્યું કે, આ લોકમાં બહુ પ્રકારના દુઃખોથી દુઃખિત થઇ ગયો, ત્રિવિધ તાપથી તપ્ત થઈ શેકાઇ ગયો, કામક્રોધાદિક છ દોષોને તથા ઇન્દ્રિઓ અંતઃકરણ રૂપ અંતઃશત્રુ-

ઓને ન જીતવાથી, સુખશાન્તિ વિનાનો થઈ ચોરાશીમાં ભટકતો અને દુઃખોદધિમાં ડૂબકાં ખાતો થઇ ગયો એવો હું શરણુને દેવાવાળા હે ભગવન્ આપના સુખદ ચરણુના શરણુને પામ્યો છું. માટે મોક્ષમાર્ગના વિરોધી કામક્રોધાદિક દોષોથી તેમજ ઇન્દ્રિઓ અંતઃકરણુ થકી મારૂં રક્ષણુ કરો અને તેને જીતવાનું સામર્થ્ય આપો.

પ્રલ્હાદજીએ પણુ નૃસિંહભગવાનને કહ્યું કે, તમે આ મારા પંચભૌતિક શરીરનું રક્ષણુ કર્યું, તેને હું રક્ષણુ માનતો નથી, પણુ જ્યારે ઇન્દ્રિઓ અંતઃકરણુરૂપ અંતશત્રુઓથી મારૂં રક્ષણુ કરશો ત્યારે જ હું રક્ષણુ કર્યું એમ માનીશ. માટે **સર્વેના કટ્ટા અને ખરા શત્રુઓ તો ઇન્દ્રિયો અને અંતઃકરણુ જ છે.**

**॥ के शत्रवः सन्ति निजेन्द्रियाणि तान्येवमित्राणिजीतानि कानि ॥**

જીત્યા વિનાની ઇન્દ્રિયો એ જ શત્રુ છે. જીતાએલી ઇન્દ્રિઓ એ જ મિત્ર છે. વળી મનઇન્દ્રિઓના જીતનારાને જ શ્રી કૃષ્ણુચંદ્રે પોતાનો અંશ કહ્યો છે. માટે મનઇન્દ્રિઓને છૂટી રાખવાથી બંધન થાય છે અને તેનો સંયમ કરવાથી મોક્ષ થાય છે. આ લોકમાં ધર્મોદ્ધાર, ધર્મપ્રચાર અને એવાં જ બીજાં સદ્કર્મ કરનારાએ તો ઇન્દ્રિઓરૂપ અંતઃશત્રુઓને કટ્ટા શત્રુઓ જાણી તેના ઉપર ખરેખરો કાબુ મેળવી જીતેન્દ્રિય બનવું. જીતેન્દ્રિય-પુરુષને જ વિજયવાન્, ધર્મવાન્, બળવાન યોગી અને યશસ્વી કહેવાય છે. જીતેન્દ્રિય પુરુષ જ સર્વત્ર વિજય મેળવી શકે છે. અજ્ઞાનીઓને તેવા વિજયવંત બનાવી શકે છે. ધર્મનું રક્ષણુ કરવામાં, ધર્મબાન્ધવોની વાર કરવામાં અને દીનોદ્ધાર કરવામાં જીતેન્દ્રિય પુરુષ જ બળવાન ગણાય છે. માટે સ્વેષ્ટદેવ ભગવાન શ્રીહરિને તથા તેમના પાદપૂજક મહાન પુરુષોને મદદમાં લઇ જીતેન્દ્રિય બનવું. જીતેન્દ્રિય પુરુષ ભગવાનને ગમે છે. તેના હાથની સેવાને અંગીકાર કરે છે. અને તે લાખ ગાઉ દૂર હોય તો પણુ

તેને સમીપે માને છે. અજીતેન્દ્રિય પુરુષ સમીપે હોય તો પણ તેને લાખ ગાઉ છેટે માને છે. તેને વીસારી મૂકે છે.

જીતેન્દ્રિયત્વ મોક્ષનું મૂળ છે. અને અજીતેન્દ્રિય ભવાટવીનું મૂળ છે. જીતેન્દ્રિયપણાથી સદ્‌ગુણી સ્વેષ્ટદેવના કૃપાપાત્ર અને વચનસિદ્ધ થવાય છે. **ધર્મસિદ્ધિ, કાર્યસિદ્ધિ, મંત્રસિદ્ધિ, અને મોક્ષસિદ્ધિ પણ જીતેન્દ્રિયપણાથી જ થાય છે.** સત્સાધનોની સફળતા પણ જીતેન્દ્રિયપણાથી જ થાય છે. દેવ, દૈત્ય અને મનુષ્યમાં અગ્રગણ્યતા પણ જીતેન્દ્રિયપણાથી જ થાય છે. જીતેન્દ્રિય પુરુષ દેવસમાન માનનીય અને સર્વત્ર પૂજનીય ગણાય છે.

સકલ ભૂતલના ભૂપતિને કે સુરલોકના સુરપતિને જીતે તો પણ તેને વિજયવંત કહેવાય નહિ. દશ માથાવાળા રાવણે સમગ્ર નરપતિ અને દેવપતિને ક્યાં નહોતા જીત્યા? પણ પોતાના અંતઃ-શત્રુઓને તેણે જીત્યા નહોતા; એથી રામની રમાનું હરણ કરી પોતે સહકુટુંબ ને નગરી સહિત હતો નહોતો થઇ ગયો. માટે અંતઃશત્રુઓને જીતે તે જ ખરો જયવાન, ધર્મવાન અને શૂરવીર ગણાય.

શાસ્ત્રોમાં જીતેન્દ્રિય પુરુષોનાં યશોગાન ગવાયાં છે અને અજીતેન્દ્રિય પુરૂષોના અપયશોના ઇતિહાસો ચીતરાયા છે. ઇન્દ્રિયો જ અંતઃકરણ ને અનાદિકાળથી આ જીવના શત્રુ છે, મોક્ષમાર્ગના વિરોધી છે. માટે તેને અવશ્યપણે જીતવાનું અને તેના પર દબાણ રાખવાનું જોરશોર રાખવું. પણ ક્યારેય ઇન્દ્રિયા-નન્દી વિષયાનંદી બનવું નહિ.

**સદ્‌ગુરૂ હંમેશાં જીતેન્દ્રિય શિષ્યને જ આશિષ દે છે.** અને પ્રશંસા કરે છે. પિતાને પણ જીતેન્દ્રિય પુત્ર પ્રાણાધિક પ્યારો લાગે છે. પુત્રનું નપુંસકત્વ અને અજીતેન્દ્રિયત્વ તો માતા પિતાને પણ બહુ ખૂંચે છે. રાજાના જીતેન્દ્રિત્વને પ્રજા ચાહે છે. તેના હુકમોને માન આપે છે. રાજા પણ પ્રજાના જીતેન્દ્રિયત્વને

ઇચ્છે છે અને તેના પોષ્યોપાયમાં સતત સાવધાન રહે છે. રાજાને પ્રજાનું, પ્રજાને રાજાનું; અજીતેન્દ્રિયત્વ તો પરસ્પર અણુગમો ઉપજાવે છે. છેવટે રાજાને રાજ્ય છોડવાનો અને પ્રજાને પુર છોડવાનો વખત પણ અજીતેન્દ્રિયપણાથી જ આવે છે.

ભીષ્મપિતાના પિતા શંતનું રાજા, પોતે સમુદ્રનો અવતાર છતાં અજીતેન્દ્રિયપણાથી જ સ્ત્રીઓનો ક્રીડામૃગ બની ગયો. સ્ત્રીએ પોતાના છ બાળકોને ગંગામાં પધરાવી દીધા, પણ જરાયે અરેરાટ થયો નહિ. ઘોર જંગલમાં વસનારા જેને સ્ત્રીપુરુષોના ભાન નહિ તેવા પુરૂષો પણ અજીતેન્દ્રિયપણાથી જ પોતાનું તપોધન ગુમાવી સ્થાનભ્રષ્ટ થયા છે.

વહાલા વાચકો, તમો સૌ આ વાંચીને જીતેન્દ્રિય બનવાને કમર કસો. જીતેન્દ્રિય બનશો તો જ તમો શાશ્વતી શાન્તિના સામ્રાજ્યને પામશો. ત્યારે જ તમો પ્રભુને વહાલા થશો. ત્યારે જ તમો કીર્તિદેહે અમર થશો. માટે વીર્યવાન, બ્રહ્મચર્યવાન, અને જીતેન્દ્રિય બનવાને અત્યાગ્રહી બનો.



## ॥ વર્તનથી થાય છે તેવું વાતોથી થતું નથી ॥



વર્તન વિનાનો માનવી કોઇપણ કાર્યની સિદ્ધિ મેળવી શકતો નથી. વર્તન એજ માણસને ઊંચનીચ બનાવે છે. ગમે તેવી સારી ઇમારત હોય, પણ પાયા વિના ચિરકાળ ટકતી નથી, તેમ વર્તન એ જ સારી નરસી અને લાંબી જિંદગીનો પાયો છે. આ લોકમાં માણસની શોભા, પ્રતિષ્ઠા, વિદ્વત્તા અને સુખ એ સર્વે વર્તનથી જ છે. વર્તન વિનાનો માનવી ગમે તેવો કુળવાન, ધનવાન કે જ્ઞાનવાન હોય, તો પણ લોકમાં તેની મહત્તા કે ગણના હોતી નથી માટે **આખી જિંદગી સુખમાં પસાર કરવી હોય, તેણે તો હંમેશાં સદ્‌વર્તની બનવું. વર્તનથી સમાસ, સુખ અને શાન્તિ રહે છે. વર્તન એ જ માણસનું ભૂષણ છે. વર્તન વિનાનો માનવી પ્રાણ વિનાના શરીર જેવો જડ, અને અસ્પૃશ્ય** છે ઉપદેષ્ટાઓનો ઉપદેશ, વિદ્વાનોની વિદ્યા અને જ્ઞાનીઓનું જ્ઞાન વર્તનથી જ શોભે છે.

એક વખત ભગવાન સ્વામિનારાયણે પોતાના પરમહંસોને કહ્યું કે, તમો દેશોદેશમાં સત્સંગ કરવા જાઓ. તેઓને સત્યાસત્યનો, ધર્માધર્મનો, સાધુઅસાધુનો, જ્ઞાનાજ્ઞાનનો, ખાદ્યાખાદ્યનો અને પેયાપેયનો બોધ આપજો. અને ભગવાનનાં ઐશ્વર્ય, પ્રતાપ, મહિમા અને ચમત્કારની વાતો કરી ભગવાનના સ્વરૂપનો દૃઢાશ્રય કરાવજો.

તમો સૌ સુખ, દુઃખ, હર્ષશોક, માનાપમાન તથા તાડનતિરસ્કારાદિકને સમ ગણી સહનશિલ બનજો. ભૂંડુ કરનારાનું પણ ભલું કરજો, નાસ્તિકને આસ્તિક કરવાનું, આસુરીને દેવી

કરવાનું અને વિમુખને ભગવાન સન્મુખ કરવાનું એકતાન રાખજો. ત્યારે જે ભણેલા, અનુભવી અને બીજાને બોધ આપી શકે તેવા હતા, એ તો સર્વે રાજી થઇ આજ્ઞાને માથે ચડાવી ચાલી નીકળ્યા, પરન્તુ જે સન્તો વગર ભણેલા, બીનઅનુભવી પણ વર્તનમાં શૂરા અને ભગવાનના ધ્યાનમાં પૂરા હતા તેઓ હાથ જોડી કહેવા મંડયા, "કૃપાનાથ! અમને વાતો કરતાં આવડે નહિ, ધ્યાનમાંથી બહાર નીકળવું ગમે નહિ, તો અમે જઇને શું કરીએ? સત્સંગ કેમ કરાવી શકીએ?" મહારાજ કહે, 'તમારે વાતો કરવી નહિ પડે, તમારે તો તમારાં વર્તન વાતો કરશે. ભણેલાઓથી સમાસ થશે તે કરતાં તમારાથી વધારે સમાસ થશે. માટે તમો પણ જાઓ." ત્યારે તે સંતો પણ મહારાજને મળી તેમની આજ્ઞા લઈ ફરવા નીકળી પડયા. તેમાં જે ભણેલા અને અનુભવી હતા તેમના સાથે શાસ્ત્રાર્થ કરવા, વાદવિવાદ કરવા અને કેટલાક વિતંડાવાદ કરવા પણ આવતા. રાતદહાડો ઉપદેશ આપતા. ત્યારે માંડમાંડ કોઈક સત્સંગી થતા અને આ નહિ ભણેલા સંતોને તો ગામને ગોંદરે કે ઝાડ નીચે મૌનવૃત્તે સિદ્ધાસને ધ્યાનમાં બેઠેલા જોઈને 'અહોહોહો આ સાધુ સ્થિરપણે કેવા ધ્યાનાસને બેસી રહ્યા છે! આ કોઈક મોટા યોગી છે.' ત્યારે કોઈ કહે, આ યોગીને તો હું સવારથી બેઠેલા દેખું છું. કોઇ કહે હું તો કાલથી આમને આમ બેઠેલા જોઉં છું. આમ વર્તન જોઈ સહુ કોઈ તેમનો ગુણ લેતા. તેમનામાં હેત થતું અને તેમનું વચન સાંભળવા લોકોની ઠઠ જામી જતી. જ્યારે મધ્યાહ્ન વખતે આંખો ખોલે, ત્યારે લોકો પગે પડે અને પૂછે. 'બાપજી! કંઇ જમશો?' ત્યારે કહે, હરિ ઇચ્છા. આથી લોકો તેમને અયાચક, મુનિબાવો જાણી ખાવાનું લાવે. તેમાંથી પોતાના ખોબામાં સમાય તેટલું લઇને ખાય. પાછા આંખો મીંચી ધ્યાનાસને બેસી જાય. આમ બેચાર દહાડા રહે એટલે ગામના બહારગામના લોકો તેમના દર્શને આવે. જ્યારે બીજે ગામ જવા તૈયાર થાય, ત્યારે લોકો પગમાં પડે. આશીર્વાદ માગે અને માથે હાથ મુકાવી, બાપજી અમને કંઇક ઉપદેશ આપો.

સંતો ફક્ત આટલું જ બોલે કે, ભગવાન સત્ય છે. જગત જૂઠું છે. આપણું કોઇ નથી અમે આપણે કોઇના નથી. એકલા આવ્યા છીએ અને પાપપુન્યનું પોટલું બાંધી એકલા જવાનું છે. જેમ ભગવાન રાવણને મારવા રામરૂપે થયા હતા, કંસને મારવા કૃષ્ણરૂપે થયા હતા તેમ આજ જીવના અંતઃશત્રુ જે કામક્રોધાદિક તેમને સંહારવા સ્વામિનારાયણ નામે ભગવાન પ્રગટ થયા છે. માટે તમો સહુ અંધારામાંથી નીકળી અજવાળામાં આવો, તેમને ઓળખો. અને તેમનો આશ્રય કરી મનુષ્ય જન્મની સાફલ્યતા કરી લ્યો. આટલી વાત કરી સ્વામિનારાયણ, સ્વામિનારાયણ કહી ચાલવા માંડતા. હવે પ્રથમથી એ સાધુના વર્તનથી ગુણ તો આવેલો હતો અને આવો સુધાબોધ સાંભળી તેમનાપરનો પાપનો પીછેડો ભેદાઇ જતો. ઘણા જનો પરસ્પર બોલી ઊઠતા, જેના સાધુ આવા તપસ્વી, સહનશીલ અને સદ્‌વર્તની છે, તો એ પોતે સ્વામિનારાયણ ભગવાન હોય તેમાં શું કહેવું ? આપણે આ સાધુ કહે તેમ કરીએ તો જરૂર આ લોકેપરલોકે સુખી થઇએ. આમ ધારી કહેતા કે ઓ મુનીબાવા તમે સાચા સાધુ છો, અમને સ્વામિનારાયણના આશ્રિત કરો અમને તેમના ધર્મનિયમનો બોધ આપો. ત્યારે સાધુ તેમને હસ્તે વદને, પ્રસન્ન મને કહેતા, ભાઇઓ ! સ્વામિનારાયણનો ધર્મ અને સનાતન ધર્મ કંઇ જુદો નથી. બન્ને એક જ છે. માટે નાવું, ધોવું, પવિત્રપણે રહેવું, દેવદર્શન કરવાં, અન્ન જલ ખપતું હોય તેનું જ ખાવું, પણ બીજાનું નહિ. ડુંગળી, લસણ, હીંગનો ત્યાગ કરવો અને સ્વામિનારાયણ ભગવાનનો દૃઢાશ્રય રાખવો. આવો બોધ આપી સત્સંગી કરતા.

આવી રીતે ભણેલાઓથી સત્સંગ થતો તે કરતાં, વગર ભણેલાઓના વર્તનથી વધુ સત્સંગ થતો. વાસ્તે જેટલું વર્તનથી થાય છે તેટલું વાતોથી થતું નથી. કૂવામાં મીઠું પાણી હોય તો જ અવાડામાં મીઠું પાણી આવે; નહિ તો સો કોસ જોડીએ તોય મીઠું પાણી ક્યાંથી આવે ? તેમ ઉપદેષ્ટા જો સદ્‌વર્તની હોય તો તેવા સદ્‌વર્તની બીજાને બનાવી શકે.

## " મહાત્મા ગાંધી અને આ પુસ્તકનો પ્રકાશક "

સન ૧૯૧૬ ની સાલમાં હું દશક્રોઈ તાલુકામાં ગાડી લઈ નામવેરો લેવા ફરતો ત્યારે નવાગામમાં મહાત્મા ગાંધી તથા સરદાર વલ્લભભાઈ આવેલા. તેમને મળવા પાંચસાત હરિભક્તોને લઈ હું ધર્મશાળામાં ગયો, ત્યાં તેમના તથા મારી વચ્ચે કેટલીક ધર્મસંબંધી તથા દેશની ચાલતી પરિસ્થિતિ સુધારણા વિષેની ઘણી વાતો ચાલી. જ્યારે હું ચાલવા તૈયાર થયો ત્યારે ગાંધીજીએ મને વિદાય આપવા ઊભા થઇ હાથ જોડી હાસ્યવદને કહ્યું કે, 'રજા હોય તો બે બોલ બોલું.' મેં કહ્યું, 'ઘણી ખુશીની વાત છે. બોલો.' ત્યારે તેમણે કહ્યું કે, હિંદુસ્તાનમાં ઘણા ધર્મો છે. પણ આ સ્વામિનારાયણ ધર્મ જેવો પ્રશંસનીય, શુદ્ધ અને આકર્ષક છે તેવો બીજો કોઇ નથી. મને આ ધર્મ વિષે ઘણું માન છે. પછી સરદાર વલ્લભભાઇની સામે આંગળી કરી કહ્યું, 'આ હમણાં દેશભક્ત થયા છે. પણ આ ધર્મના જ અનુયાયી છે. આમના માતાપિતા, ભાઇઓ સર્વે સ્વામિનારાયણનો જ ધર્મ પાળે છે.'

## " વાણી, વેષ, ને વર્તનની વિશિષ્ઠતા "

આ ધર્મ માત્ર દોઢેક સૈકાથી આટલો ગતિકારક, પ્રતિષ્ઠિત અને વિશ્વવ્યાપી બન્યો છે. તે તમારા જેવા વર્તનશાળી સાધુઓનો જ પ્રભાવ છે. **આ ધર્મના મુખ્ય ઉપદેષ્ટાઓ સાધુ છે. તેઓ વેષ, વર્તન, વાણી, અને વિનયથી સંપન્ન છે.** જગતમાં કેટલાક સાધુબાવાના વેશથી છોકરાંઓ ડરીને 'વોય બાપ!' કહેતાં ઘરમાં જ ઘૂસી જાય છે. ત્યારે કેટલાક વૈખરી વાણી બોલવાવાળા અને કેટલાક વર્તનના ઠેકાણા વિનાના હોય છે. પરન્તુ **આ ધર્મના સાધુઓ તો વેશ, વર્તન, વાણી અને વિનયગુણથી સંપન્ન છે.** માટે આવા સાધુથી જ આ ધર્મ આટલો પ્રશંસનીય અને વિશ્વવ્યાપી બન્યો છે. રેલ્વેય હજારો માણસોને ધારેલે સ્થળે ઝડપી ગતિએ લઈ જાય છે, તે

માત્ર એન્જીનના પ્રભાવથી જ. તેમ આ ધર્મ પણ વર્તનથી જ આટલો વધ્યો છે. પછી મને કહે, 'બ્રહ્મચારી મહારાજ !'

તમે જેમ સેવકોને ધર્મબોધ કરો છો, તેમ સંપ્રદાયની ઉન્નતિની ખાતર જરા વર્તનનો પણ બોધપાઠ આપતા રહેજો. હવે આપ સુખેથી પધારો.' આમ મને કહ્યુ. આ મહાત્મા ગાંધીનાં સારગર્ભિત તથા ભાવભીનાં વચનો મારા હૃદયપટમાં ચોટી રહ્યાં છે. ખરી વાત છે કે, જન વદે છે, તેવું વર્તનમાં રાખતો નથી. તેથી જ જનતામાં તેના વચનની ઊંડી છાપ પડતી નથી.

**॥ मनस्येकम् वचस्येकं कर्मण्येकंमहात्मनाम् ॥**

**જેઓ મન, વચન ને વર્તનથી એક હોય તેને જ "મહાત્મા" કહેવાય. અને એવા સદ્વર્તની હોય એ જ કાળમિંઢ પત્થર જેવા કઠોર કાળજાવાળાને પણ પીગળાવી શકે છે.** મણિ ગમે તેવો અમૂલ્ય હોય પણ જ્યારે સુવર્ણમાં રહે ત્યારે તે શોભે છે. પણ એકલો શોભતો નથી. તેમ સંપ્રદાય ગમે તેટલો સારો હોય પણ સદ્વર્તની અનુયાયી-ઓથી જ શોભે છે.

## મનુષ્ય પોતાના ચારિત્ર્યથી ઉચ્ચનીચ થાય છે.

કૂવો ખોદનારો દિવસે દિવસે નીચો થતો જાય છે. હવેલીનો બાંધનારો દિવસે દિવસે ઊંચો થતો જાય છે.

**॥ गुणैरूत्तमताम् याति नोच्चैरासनसंस्थितः ॥**

માણસનાં માન, મોટપ, શોભા સદ્વર્તનથી છે, પણ ઉચ્ચાસને બેસવાથી નથી માટે દરેક શ્રેયસ્સાધકે સદ્વર્તની બનવું.

શુદ્ધ વર્તન એ જ શુદ્ધ વિચાર અને શુદ્ધજીવનનો પાયો છે. જે વ્યક્તિ ધર્મનેતા બની ધર્મનું પાલન કરતીકરાવતી નથી અને વખત આવે સ્વાર્થાગ્નિમાં ધર્મની તીલાંજલી આપી દે છે તે ધર્મનેતા નહિ પણ પાપનેતા છે.

## " સદ્ધર્મના સંસ્કારો "

વહાલા વાચક ! ગૃહસ્થે પોતાના બાલબાલકીઓને સાધુએ પોતાના શિષ્યોને વિદ્યા, વિવેક, વર્તન અને સત્સંગના ધર્મ-નિયમની ખાસ કેળવણી આપવી જોઈએ. હંમેશાં ધર્મકેળવણીથી જ તેમને અંકુશમાં રાખવાં જોઇએ. જેનામાં નાની વયમાં સદ્‌વર્તનના, સદ્‌વિદ્યાના, સદ્‌ગુણોના, સત્સંગના અને સદ્ધર્મના સંસ્કારો પેઠા હશે, તે કદી પણ કુસંગમાં કે કુસંપમાં લેવાશે નહિ. અને ચાલુ સદીનો ધર્મધ્વંશક ઝેરી વાયરો પણ તેનો પરાભવ કરી શકશે નહિ. આપણે સત્સંગદેવના પ્રખર પૂજક છીએ તો આપણે આપણા પૂજ્ય પૂર્વજોનો ઝળહળતો ભૂતકાળ લક્ષમાં લઇ તેમના જેવા શુદ્ધ સંપીલા ખરાખપવાળા અને સચ્ચારીત્ર્યવાળા બનવું.

## " વેરાભાઇનું વર્તન "

એક વખતે વેરાભાઈ મહારાજના દર્શને આવતા હતા. તો બહાર ખેતરમાં કાંટાનો ભોર પડેલો. તેમાંથી દાતણ લીધું. આગળ ચાલતાં વિચાર થયો, જે પ્રથમ તો હું સદ્‌વર્તન વિનાનો, કુસંગી, બધા સાથે વેર બાંધનારો વેરાભાઇ નામે પ્રસિદ્ધ હતો. પરંતુ સત્સંગી થયા પછી ચોરી, આગ, ધાડ, લૂંટનો ક્રૂર સ્વભાવ મૂકી ભગવાન ભજવામાં અને તેનાં વચન પ્રમાણે વર્તવામાં વીર તેથી જ વીરાભાઇ નામે પ્રસિદ્ધ થયો. છતાં આજે મેં ચોરી કરી, મારૂં નામ બદનામ કર્યું, જે ધણીયાતા ભોરમાંથી દાતણ લીધું. બસ આનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. આમ ધારી પાછા ગામમાં આવી પૂછવા લાગ્યા કે અમુક ઠેકાણે કાંટાનો ભોર પડયો છે તે કોનો છે? એમ પૂછતાં પૂછતાં મૂળ ધણી પાસે આવ્યા. તેને દંડવત પ્રણામ કરી માફી માગી. પેલો કહે. ' હાં. હાં. આ શું ? ' તો કહે, ' ધણીયાતી નજેવી વસ્તુ હોય તો પણ તેના ધણીને પૂછયા વિના ન લેવી એ અમારા ગુરૂની આજ્ઞા છે. તેથી મેં આપને પૂછયા વિના

તમારા કાંટાના ભોરમાંથી દાતણ લીધું એ ચોરી કરી. માટે એ અપરાધ માફ કરો.' પેલો કહે ભાઈ જોઇએ તો આખોય ભોર ઉપાડી જાઓ. અમારે ક્યાં એની ગણુના છે? પછી પટેલ કહે.

ભલા તમારૂં નામ શું? અને તમારો ગુરૂ કોણુ? તો કહે મારૂં નામ તો તમે સાંભળ્યું હશે! મારૂં નામ વેરોભાઈ. પટેલ કહે ધાડો પાડનાર, ગામબાળનાર, ચોરોનો મોવડી જે વેરોભાઈ કહેવાય છે, એ તો નહિ? તો કહે, હા, એ જ હું પોતે. આમ કહ્યું કે તરત જ પેલો તો તેમને દંડવત કરવા મંડી પડયો. આ જોઈ કેટલાય લોકો ભેળા થઈ ગયા. પટેલ કહે, ભાઇ તમો મહાનિર્દય પાપના પર્વત છતાં આવા ધર્મવાન, જ્ઞાનવાન્ વિચારવાન્ અને તલવાર મૂકી માળા ઝાલનારા ભગવાનના ભક્ત શાથી બની ગયા?' તો કહે, કાઠીઓને ગરીબ ગાય જેવા અને બ્રાહ્મણુ જેવા સદ્વર્તની કરનારા જે સ્વામિનારાયણુ તે મારા ગુરુ છે. અને તેમના સાધુના સમાગમથી હું આવો સદ્વર્તની થયો છું. પટેલ કહે, જે સાધુના સમાગમથી તમે આવા થયા. ત્યારે એ સાધુ જેમનું ભજન કરે છે, તે જરૂર ભગવાન હોય તેમાં શું કહેવું?

વેરોભાઈ કહે, એ સ્વામિનારાયણુ જરૂર ભગવાન છે. અનેક જીવોના કલ્યાણુ કરવાને માટે પોતે પ્રગટ થયા છે. માટે તમે તેનો આશ્રય કરો અને જન્મમરણુરૂપ સંસારથી મુક્ત થઇને તેમના સુખપુર ધામને પામી સુખીયા થઈ જાઓ. આમ ઘણી વાતો કરી તેને સાંભળીને એ પટેલ સત્સંગી થયો બીજા પણુ કેટલાક લોકો તે વેરાભાઇનો ઉપદેશ અને તેમનું વર્તન જોઇ પાકા સત્સંગી થઇ ગયા. માટે જેવું વર્તનથી થાય છે, તેવું વાતોથી થતું નથી.

આ જમાનામાં આપણે સહુએ સત્સંગોત્કર્ષ સાધવામાં, ધર્મોદ્ધાર કરવામાં, ધર્મબાન્ધવોની વાર કરવામાં કટિબદ્ધ થવું

જોઇએ. શુદ્ધ સત્સંગી બનવું અને બીજાને તેવા બનાવવા એ જ ખરૂં કર્તવ્ય છે. સદ્દવર્તન એ જ શુદ્ધ વિચાર ને શુદ્ધ જીવનનો મુખ્ય પાયો છે.

વિદ્વત્તાભર્યા સદ્દુપદેશથી જેટલી અસર થતી નથી તેટલી અસર સદ્દવર્તનથી થાય છે. માટે હમેશાં દરેક શ્રેયસ્સાધકે સદ્દવર્તની બનવું અને સદ્દવર્તનીઓનો જ સંગસહવાસ રાખવો. દિનપ્રતિદિન રાગી નહિ પણ ત્યાગી બનવાનું, ભોગી નહિ પણ યોગી બનવાનું તાન રાખવું. આત્મશ્રેયસ્સાધવામાં શિથિલ નહિ પણ શૂરવીર થવું. હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, એ નામા મેળનું ખાતું જોયા કરવું.

**હાલ આ ચાલતી ઝેરી સદીના ધર્મસુધારકો (ધર્મના કાપનારાઓ)નો રાફડો ફાટી નીકળ્યો છે.** તેઓ સૃષ્ટિ સર્જાણી ત્યારથી તેની સાથે જ બંધાએલી આપણા ધર્મની પ્રણાલિકાઓને નાબુદ કરવા મંડયા છે. શાસ્ત્રોને પાપપુણ્યોને અને યમપૂરીને કપોલકલ્પિત કહે છે. માટે આવાનો સંસર્ગ ભૂલ્યે પણ ન કરવો. હંમેશાં સત્પુરૂષો અને સત્શાસ્ત્રોનું સેવન કરવાનું જોર રાખવું.



## ॥ મનોમન્દિર સાફ રાખવું ॥



સમગ્ર અંતઃશત્રુઓમાં મુખ્ય અને બળવાન શત્રુ એક મન છે. જીવને ભવાટવીમાં ભટકાવનારૂં પરમાત્માથી વિખુટા પાડનારૂં એક મન છે.

॥ जितं जगत् केन मनो हि येन ॥

આ લોકમાં જેણે મન જીત્યું તેણે સમગ્ર જગત જીત્યું. તેજ જીતેન્દ્રિય, જયવાન અને કીર્તિવાન છે. મન એ જીવનો મુખ્ય દિવાન છે. જીવને તથા ઇન્દ્રિયોને કુમાર્ગે દોરનાર તેમનો નિયામક એક મન છે.

मन एव मनुष्याणाम् कारणं बन्धमोक्षयोः ।
बन्धस्य विषयासक्तिर्मुक्तिर्निर्विषयं तथा ॥

મન એ જ મનુષ્યોને બંધન અને મોક્ષનું કારણ છે. એટલે વિષયાસક્ત થવાથી બંધન અને નિર્વિષયી થવાથી મોક્ષ થાય છે.

અત્યંત ચંચળ એવા મનનો કોઇ વખત પણ કોઇએ વિશ્વાસ કરવો નહિ. મનના વિશ્વાસથી પરાશર અને સૌભરી જેવા મહા સમર્થ પુરુષોને કલંકની કાળપ લાગી છે.

"મન જેસો મહા પાતકી દુજો કહ્યો ન જાય ॥
મુકત કહે હરિભજનમે ધકા દેત હે આય ॥ ૧ ॥
શ્વાન, શૃગાલ, બિડાલ, ખર, સિંહ, સરપ, ઠગ જાર ॥
મુકત કહે સબસેં બુરો મન જગ કરત ખુવાર ॥ ૨ ॥
પીપરપત્ર પતાકપટ વિદ્યુત કુંજર કાન ॥
મુકત કહે મન યું સદા થિર ન રહત એક ધ્યાન ॥ ૩ ॥

મુક્ત કહે મનકે મતે વર્તે સો ચંડાલ ॥
જો વાકી સંગત કરે તાંહિ ન છોડત કાલ ॥ ૪ ॥
માયિક સુખ માનત રહે તેહિં કારણ મન નામ ॥
મુકત કહે જબ હરિ ભજે તબ નિજ મન નિષ્કામ" ॥૫॥

મન જેવું કોઇ જીવનું બુરૂં કરનાર નથી. અનંતકાળથી આ જીવને, જન્મમરણ યમયાતના અને ચોરાશી લક્ષયોનિનાં દુઃખરૂપ દરિયામાં ડુબકાં ખવરાવનારૂં એક મન છે. પીપરનું પત્ર, ધ્વજાનો છેડો, વિજળીનો ઝબકારો અને હાથીનો કાન-આટલાં વાનાં જો સ્થિર રહે તો જ મન સન્માર્ગમાં સ્થિર રહે. એટલે ઉપરોક્ત દર્શાવેલાં કદી સ્થિર હોતાં નથી. તેમ મન પણ કદી સ્થિર રહેતું જ નથી. માટે જ શાસ્ત્રકારો કહે છે કે, મનના કહેવા પ્રમાણે જે ચાલે, વર્તે, તે જ ચંડાલ છે. આવી રીતનું મન ક્રૂર, નિર્દય મોક્ષમાર્ગથી તદ્દન ઉન્મુખ રહેનારૂં અને જીવને પણ તેવું જ વિમુખ કરાવનારૂં છે. તેથી જ તેને મન કહેવામાં આવે છે. માટે આવી રીતનું ક્રૂર, કપટી અને મોક્ષમાર્ગનું વિરોધી એવું જે મન તેનો મોક્ષમાર્ગી મુમુક્ષુઓએ ક્યારેય પણ વિશ્વાસ કરવો નહિ; પણ તેને નિયમમાં કરવાને સતત સાવધાન રહેવું. મનને વશ કરીશું ત્યારે જ મનોમન્દિર સાફ થશે. ત્યારે જ તેમાં પ્રભુનો વાસ થશે અને ત્યારે જ ભગવાનની પ્રસન્નતાનાં સાધનો કરવાનું ભાન થશે અને ત્યારે જ કૃતકૃત્ય થવાશે.

એક વખત કચ્છભુજમાં ભગવાનશ્રી સ્વામિનારાયણ હતા. તેમના દર્શનાર્થે બહારથી ગામડાના લોકો આવેલા. તેઓએ ત્યાંથી વિદાયગીરી લેતી વખતે કહ્યું કે, કૃપાનાથ ! દયા રાખજો. અમે જઇએ છીએ. તેમણે કહ્યું. તમે પણ દયા રાખજો, આમ કહ્યું. પણ તેઓ આ શબ્દના મર્મને સમજ્યા વગર પગે લાગી ચાલતા થઇ ગયા. બેએક ગાઉ ગયા ત્યાં તો આ વચન ઉપર ચર્ચા ચાલી. તેમાં એક કહે. ભલા, આપણે જીવ તેથી અજ્ઞાન ટાળવાને અને આપણા ગુના માફ કરવા અને સુખી

થવાને ભગવાનને દયા રાખવાનું કહીએ એ તો ઠીક, પણ ઉલ્ટું તેમણે આપણાને દયા રાખવાનું કહ્યું. એ શું? ત્યારે બધા કહે, ખરી વાત વળો પાછા. મહારાજ પાસે તેનો ખુલાસો કરી આવીએ. પછી બધા ભગવાન સ્વામિનારાયણ પાસે આવ્યા. ત્યારે ભગવાન સ્વામિનારાયણ કહે, ભક્તો! હજુ ગયા નથી કે શું? તો કહે કૃપાનાથ! બેએક ગાઉ જેટલે ગયા તો હતા, પણ બાપજી! કંઈક પૂછવા આવ્યા છીએ કે, અમે આપને દયા રાખવાનું કહ્યું એ તો ઠીક. કારણ અમો અનાદિ કાળથી માયાના આહારી, વિહારી, માયાના કીડા બની રહેલા. તેથી તમારી દયા હોય તો માયાથી મુક્ત થવાય. અધર્મસર્ગને જીતી શકાય, સત્યાસત્યના જ્ઞાનમાં તથા કર્તવ્યતાના ભાનમાં રહેવાય; પણ આપે અમને દયા રાખવાનું કહ્યું એ શું? ત્યારે કહે, ભક્તો! જો પહેલી તમારી દયા હોય, તો જ અમારી દયા હોય. ત્યારે ભક્તો આશ્ચર્યપૂર્વક પૂછવા લાગ્યા, બાપજી! અમારી દયા શું? તો કહે, સાડાત્રણ આંગળનું હૃદય છે. તેમાં અમારો વાસ છે. માટે તમારે અમારૂં નિવાસસ્થાન જે મનોમન્દિર ચોખ્ખું રાખવું. એ તમારી દયા. અને પછી એમાં વાસ કરી રહેવું, એ અમારી દયા. આમ કહ્યું ત્યારે એ હરિભક્તોએ તથા ત્યાં હાજર રહેલા બીજા સંતહરિભક્તોએ પાકો નિશ્ચય કર્યો કે જેને પોતાના હૃદયકમળમાં ભગવાનને અખંડ રાખવા હોય, તેણે તો અનંતકાળથી પોતાના મનોમન્દિરમાં ભરાઈ રહેલા અહંમમત્વરૂપ માયાના કચરાને કહાડી છેક અમદાવાદની કચરાબેંકમાં પધરાવી દેવો. જ્યારે મનોમન્દિર શુદ્ધ રાખશું, ત્યારે શુદ્ધાત્મા ભગવાન શ્રી અખંડવાસ કરીને રહેશે.

## ચોરોનો સરદાર વેરોભાઈ

ચોરોનો સરદાર, ધાડોનો પાડનાર, કાળરૂદ્ર જેવો ક્રોધી અને કોળાંની પેઠે માણસોને વધેરનારો, પાપના પર્વતરૂપ વેરોભાઈ નામે એક ગરાસીયો હતો. પણ સાચા સાધુના સમાગમથી પોતાનો નિર્દય, ક્રૂર સ્વભાવ મૂકી, એકદમ ભગવદ્ ભક્ત, જ્ઞાની અને

તલવારને ઠેકાણે માળા ઝાલનારો થઇ ગયો. ભગવાન સ્વામિનારાયણ પાસે જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે પ્રાર્થના કરે કે, ઓ કૃપાનાથ! કંઈક કૃપા કરો તો માયાથી મુક્ત થવાય. સાધુ ભેળા બેસાય, અને અખંડ ધ્યાનપરાયણ થવાય. કારણ ધ્યાનાગ્નિ વિના કર્મોનો નાશ થતો નથી. આમ પ્રાર્થના કરતા તેવામાં દૈવ ઇચ્છાથી ભયંકર રોગ ફાટી નીકળ્યો. તેમાં દીકરા દીકરીઓ, દીકરાની વહુઓ આદિક પોતાનાં બાવીસ માણુસો સર્વે રોગનાં ભોગ થઇ પડયાં. (મરી ગયાં.) ઘરમાં પોતે એકલા જ રહ્યા. આથી પોતાને જરા પણ ખેદ થયો નહિ અને કોઇ ખેદ કરે તો કહેતા કે, આ લોકમાં કોઈ અમરપટો લઇને આવ્યું નથી. જેનો જેટલો કર્મસંસ્કાર આ લોકમાં રહેવાનો હોય છે તેટલો જ તે રહી શકે છે. એમ કહેતા. પછી પોતે ઢોરઢાંખર, રાચરચીલું, જમીન-જાગીર વગેરેનો ખુડદો કરી પોટલું બાંધી ભગવાન સ્વામિ-નારાયણ પાસે આવી ઢગલો કરી પગે લાગ્યા. ત્યારે કહે, વેરાભાઇ! આ શું? તો કહે, બાપજી! આ તો પરલોકનું ભાતું. પછી કહે, બાપજી! અમારે ત્યાં બે ત્રણ મહિના રોગચાળો ચાલ્યો. તેમાં ઘરનાં સર્વે માણુસો ખપી ગયાં, અને હું એકલો રહ્યો. તેથી જગ્યા જમીન એ સર્વે વેચી તમારી પાસે અહીં સાધુ થઈને રહેવા આવ્યો છું. ત્યારે કહે, અરરર! ગજબ થયો! સૌ મરી ગયાં? વેરાભાઈ કહે, હા બાપજી! પણ ગજબ નથી થયો. કારણ સૌ કર્મસંસ્કારે જે આવ્યાં હતાં અને ભેળાં રહેતાં હતાં તે હવે સૌનો કર્મસંસ્કાર થઇ રહ્યો કે સૌ સૌને રસ્તે ચાલતાં થઈ ગયાં. અને હું અનંતકાળથી ગર્ભવાસ અને જન્મમરણાદિક અનેક કષ્ટોને ભોગવતો હતો અને માબાપ, સ્ત્રી, છોકરાંને વિષે સ્નેહરૂપ પાસથી બંધાયો હતો, તે છૂટો થયો. એમાં ગજબ શો? આથી તો હું બહુ સુખીઓ થયો. વેરાભાઇની આવી જ્ઞાન-સ્થિતિ જોઈ, ભગવાન શ્રી સ્વામિનારાયણ ઊભા થઇ તેમને એકદમ બાથમાં ઘાલી મળ્યા તથા મસ્તકે પોતાનો વરદ કર મૂકયો. થોડા દહાડામાં સાધુ પણ કર્યા. પરંતુ જ્ઞાન વિના મુક્તિ

થતી નથી. અને તે જ્ઞાન ગુરુ વિના મળતું નથી. તેથી તેઓ મુમુક્ષુ હતા; પણ સદ્‌ગુરુના સમાગમ વિના શુદ્ધ જ્ઞાનને પામ્યા ન હતા. અને તે જ્ઞાન થયા વિના પોતાનું મનોમન્દિર પણ જોઇએ તેવું સાફ થએલું નહિ.

## વેરાભાઇનો કાન કપાયો

એક વખત ખોખરા મહેમદાવાદમાં ભગવાન સ્વામિનારાયણ પોતાના થોડાક પાર્ષદો અને સાધુઓ સહિત આવ્યા હતા. ત્યારે તેમની ઉપર વઢવાણ, લીંબડી અને ધ્રાંગધ્રા આદિક ગામોના ઘણાક વેરાગીઓ ભેળા થઈ પોતાના આગેવાન લોકંગર નામના વેરાગીને અગ્રેસર કરી ખોખરે આવી તેમના ઉપર હુમલો કર્યો અને ભયંકર તોફાન થયું. તે વખતે વેરાભાઇ સાધુ થએલા હતા; પણ પોતાની ક્ષાત્રપ્રકૃતિ જોઇએ તેવી ગયેલી નહિ. તેથી તેમના મનોમન્દિરમાંથી ક્રોધાદિક દોષોનું થાણું પણ ઉઠેલું નહિ. તેથી એકદમ પોતાનું ક્ષત્રિયપણાનું લોહી ઉછળી આવ્યું. ક્રોધભાઇ પણ વિકરાળ સ્વરૂપે મનોમન્દિરમાંથી બહાર નીકળી પડયો. આથી વેરાભાઇ પોતાના સાધુપણાનું ભાન ભૂલી શ્રી સ્વામિનારાયણની આજ્ઞા વિના જેને ઘેર પોતાનો ઉતારો હતો તેની કાટ ખાધેલી જૂની તલવાર પડેલી તેને લઇને પોતાની ગોદડીની ઢાલ કરીને જંગમાં એકદમ કૂદી પડયા. તેમાં કેટલાયનો ઘાણ વાળ્યો. કેટલાયને ઘાયલ કર્યા; પણ તેમાં પોતાનો એક કાન ખોઇ બેઠા. લડાઈ શાન્ત થઈ અને ભગવાન શ્રી સ્વામિનારાયણે લડનારાઓની ખબર લેવા માંડી, સારવાર કરવા માંડી. ત્યારે વેરાભાઇને ( પરમાનંદ સ્વામીને ) લોહી દડદડતું જોઇને કહે, અરે સ્વામી ! આ તમને શું ? તો કહે, બાપજી ! ખુમાટા સાંભળી શૂરવીરતા આવી ગઇ તે રહેવાયું નહિ. પણ **મારો સાધુધર્મ મુકયો તો આ કાન કપાયો**. ત્યારે કહે, સ્વામી તમે બહુ ખોટું કર્યું. સાધુધર્મથી પતિત થયા. હવે તમને સાધુ ભેળા કેમ રખાય ? એમ કહી ધોળાં પહેરાવી પાર્ષદો

ભેળા રાખ્યા. વેરાભાઇને ભારે ખેદ થયો. પસ્તાવાનો પાર ન રહ્યો. આંખોમાંથી શ્રાવણભાદરવો ચાલતો થયો. ત્યારે ભગવાન સ્વામિનારાયણ કહે, સ્વામી ! આટલું રડો છો ત્યારે પહેલો જ વિચાર કરવો હતોને ? પણ ખેર ! હવે તમે ઉપરથી સાધુ થવા કરતાં અંદરથી સાધુ થાઓ. ઉપરથી ભગવાં પહેરી સાધુ થયો હોય પણ જો અંદરથી સાધુ થયો ન હોય તો તેના ઉપર અમે પ્રસન્ન થતા નથી. તેને પોતાનો માનતા નથી. "**વિના મન મુંડે ઉપર, મુંડમુંડે કયા હોવત્ હૈ.**" **મન મુંડયા સિવાય મુંડ મુંડાવી સાધુ થવું તે શા કામનું ?** માટે તમો તમારા મનોમન્દિરમાંથી માયાના કચરાને કહાડી તેમાં ભગવાન અખંડ વાસ કરીને રહે તેવું શુદ્ધ કરો. મનોમન્દિર સાફ રાખનારા પર જેવી અમારી પ્રસન્નતા થાય છે, તેવી વ્રત, યજ્ઞ, તીર્થ, યમ, નિયમ એ આદિક સાધન કરવાવાળા ઉપર થતી નથી. માટે તમો રડવાનો તેમ ઉદાસીપણાનો ત્યાગ કરી ધર્મ-નિયમમાં તથા અમારા વચનમાં ખબરદાર રહીને અમારા સ્વરૂપના ધ્યાન કરવામાં નિમગ્ન રહો. આમ કહ્યું કે, વેરાભાઇનો હૃદયપલટો થઈ ગયો. પોતે અખંડ ધ્યાનપરાયણ બની ગયા. એક દિવસ પાછલી પહોર રાત્રિએ ધ્યાન કરતા હતા, ત્યાં તો પોતાના મનોમન્દિરમાંથી મૂર્તિમંત કામ, ક્રોધ, લોભાદિ અંતઃ-શત્રુઓ, કૂડ, કપટ, અન્યાય, અનાચાર અને અધર્માદિક પોતાના સૈન્યસહિત ઉચાળા ભરી નીકળતા દેખ્યા. તેમણે એકેકને પૂછયું, અહ્યા તમે કોણ છો ? તેઓ કહે, "અમે કામાદિક દોષો છીએ. તે અનંતકાળથી તમારા મનોમન્દિરમાં થાણું નાખી રહ્યા હતા; પણ હવે તમારા ધ્યાનાગ્નિથી બળી જવા લાગ્યા છીએ. માટે તમારામાંથી અમે જઇએ છીએ." આમ કહ્યું. આ વાત વેરાભાઇએ સવારે મહારાજને કહી. ત્યારે મહારાજ કહે, હવે તમે શુદ્ધ મનોમન્દિરવાળા સાચા સાધુ થઈ ચૂક્યા.

વેરાભાઈ ( પરમાનંદ સ્વામી ) વૈરાગ્યની મૂર્તિસમા શુદ્ધ આજ્ઞાપાલક હતા, પણ જોઈએ તેવું શુદ્ધ મનોમન્દિર ન હોવાથી

તેમને ધક્કો લાગ્યો. ધોળાં પહેરી પાર્ષદો ભેળા રહેવું પડ્યું. ગમે તેટલાં અસાધ્ય સાધનો સાધીયે પણ મનોમન્દિર સાફ હોય તો જ તે ફળે. તે સિવાય ફળીભૂત થતાં નથી. માટે જેને મળેલા માનવજન્મનું સત્સંગનું અને પરમાનન્દ પરમાત્માની પ્રાપ્તિનું સાર્થકપણું, કરવું હોય તેણે તો હંમેશાં પોતાના મનોમન્દિરને સાફ રાખવા શીખવું.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥**

આ લોકમાં ભગવાનના અંશ જે જીવ છે, તે તો મને સહિત પંચ જ્ઞાનેન્દ્રિયોને પંચવિષયથી ખેંચીને પોતાને વશ રાખે છે. અને જે ભગવાનના અંશ નથી તેને તો ઇન્દ્રિયો ખેંચીને પોતાને વશ રાખે છે. ઇન્દ્રિયોને નિયમમાં રાખે તે ભગવાનના અંશ કહેવાય. એટલે જેમ ભગવાન્ સ્વતંત્ર છે; જીવકોટી, ઈશ્વરકોટી અને મુક્તકોટી એ સર્વેના નિયંતા છે તેમ એ સ્વતંત્રપણાનો અંશ જેનામાં આવે તે જ ઇન્દ્રિયો અન્તઃકરણને નિયમમાં રાખી શકે અને એવો **જીતેન્દ્રિય હોય તેને જ ભગવાનનો અંશ કહેવાય**. અને એવા જીતેન્દ્રિય હોય તે જ મનોમન્દિરને સાફ રાખી શકે. માટે દરેક મોક્ષાર્થિએ પોતાનું મનોમન્દિર સાફ રાખીને હંમેશાં ભગવાનની કથા વાર્તા, કીર્તન, ધ્યાન, ભજન, નામરટનરૂપ, જ્ઞાનયજ્ઞ કર્યા કરવો. જ્ઞાનયજ્ઞ રહિતનું કોઈ રીતે કલ્યાણ થતું નથી. વેદ, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પુરાણ, ભારત, રામાયણ એ આદિક સકલ સત્‌શાસ્ત્રનો એ જ સિદ્ધાંત છે. અને અમારો પણ એ જ સિદ્ધાંત છે. જે જ્ઞાન યજ્ઞ વિના જીવનું મનોમન્દિર સાફ થતું નથી અને મનોમન્દિર સાફ થયા વિના કલ્યાણ પણ થતું નથી; માટે દરેક શ્રેયસ્સાધકે હંમેશાં જ્ઞાન યજ્ઞ કર્યા કરવો.

## ॥ ભગવાનના આશ્રયનું બળ ॥



જેને આ લોકમાં પરમકૃપાળુ પરમાત્માનો દૃઢ આશ્રય હોય તેનું સર્વ પ્રકારે ભગવાન રક્ષણ કરે છે. પાંડવોને દ્વારિકાધીશ કૃષ્ણચંદ્રનો આશ્રય હતો, તો તેમનું લાખાગૃહથી, ભૂતભૂવનથી અને વિષદાનથી રક્ષણ થયું. વનમાં ગયા. ત્યાં પણ અનેકવિધ દુઃખોથી રક્ષણ થયું છે, અને ભગવાનના આશ્રયથી જ રક્ષિત, કીર્તિવંત અને વિજયવંત બન્યા છે. ભારતરણસંગ્રામનાં આરંભમાં ભેળા થયેલા સગાસંબંધી અને મિત્રો આદિકને જોઇને અર્જુન દયાર્દ્ર બની કહેવા લાગ્યો કે સ્વલ્પ રાજ્યસુખ મેળવવા સર્વેનો મારે નાશ કરવો નથી. આમ કહી શસ્ત્ર મૂકી દીધાં. કૃષ્ણ કહે, અરે અર્જુન! આ શું કરે છે? તો કહે " આ બધાને મારવાનું પાપ વહોરીને મારે મારી અધોગતિ કરવી નથી. માટે મારે કોઈ પ્રકારે યુદ્ધ કરવું જ નથી.

ત્યારે કૃષ્ણચંદ્ર કહે.

**॥ पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रशः ॥**

હે અર્જુન! તું મારા સામું જો. એમ કહી, તેને પોતાનું વિરાટ સ્વરૂપ દેખાડયું. યુદ્ધાંગણામાં મરણશરણ થયેલા અસંખ્ય યોદ્ધાઓ જોયા. આથી અર્જુન વિસ્મિત થઇ ગયો. કૃષ્ણ કહે- "પૃથ્વીનો ભાર હરવા માટે જ મારો અવતાર છે. આ સર્વે મરેલા જ છે. તું તો નિમિત્ત માત્ર છે. માટે ક્ષત્રિયધર્મ સ્વીકારી શસ્ત્ર ધારણ કર. હું કહું છું તેમ કર. મારૂં એક જ શરણ રાખ. હું સર્વ પ્રકારે તારૂં રક્ષણ કરીશ; તને કોઇ પ્રકારનું પાતક લાગશે નહિ, તેમ પરાજીત થઈશ નહિ." આમ કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું, ત્યારે અર્જુને યુદ્ધ કરવું નક્કી કરી શસ્ત્ર લીધાં.

આવી રીતે અર્જુને જેમ કૃષ્ણના અનન્યાશ્રથી જ વિજય મેળવ્યો છે, જેમ સમુદ્ર નાવના આશ્રયથી તરી શકાય છે, જેમ વનસ્પતિ સૂર્યના આશ્રયથી ઉગાડી શકાય છે, તેમ પરમકૃપાળુ પરમાત્મા શ્રીહરિના સમાશ્રયથી જીવ દુઃખદરીઆને તરે છે. આ લોક પરલોકની સર્વ પ્રકારની સુખસંપત્તિ મેળવી શકે છે. માટે જેને સુખી થવું હોય, આ દેહે અમર કીર્તિ મેળવવી હોય તેણે તો તન, મન અને શુદ્ધભાવથી એક ભગવાનનો જ આશ્રય કરવો.

निचाश्रयो न कर्तव्यः कर्तव्यो महदाश्रयः ।
अजासिंह प्रसादेन चारुढा गजमस्तके ॥

એક લંગડી નિરાધારી બકરી વનમાં પોતાના રક્ષકથી અને ટોળાથી વિખૂટી પડી. અને સાંજ પડતાં તેણે વિચાર કર્યો કે આજે જરૂર મારો કાળ થશે. કારણ હમણાં શિકારી પશુઓ હડિયો કરતાં અહીં આવશે. હવે શું કરવું ? એમ વિચાર કરતી કરતી ચાલી જાય છે, ત્યાં મહાન કેસરીસિંહનું પગલું ધરતી પર પડેલું જોયું કે તેનો આશ્રય લઈ બેઠી. પછી રાત્રિ પડતાં રીંછ, વાઘ, વરૂ આદિક શિકારી પશુઓ આવ્યાં, અને નિર્ભય બેઠેલી જોઈ પૂછયું. અરે તું અહીં કોના આશ્રયથી કુશળ અને નિર્ભયપણે બેઠી છો? ત્યારે તે નિર્ભયપણે બોલી—શું તમે જોતા નથી ? હું તો આ બળિયાના પગલાંના આશ્રયથી બેઠી છું. ત્યારે તેઓ કેસરીસિંહના પગલાંને ઓળખી ચાલતા થતા. છેવટે મધ્યરાત્રિએ કેસરીસિંહ પોતે આવ્યો અને આશ્ચર્યચકિત થઇ પૂછયું, અરે તું અહીં કોના આશ્રયથી કુશળ રહી છો. શું કોઈ શિકારી પશુઓ અહીં આવ્યા નથી ? અરે કૃપાનાથ ઘણાં ઘણાં આવ્યાં હતાં, અને મને પૂછતાં ત્યારે હું આ પગલાંને બતાવતી હતી અને કહેતી કે મને આ બળિયાના પગલાંનો આશ્રય છે. એટલે તેઓ આ પગલાં ઓળખી નમન કરી ચાલ્યાં જતાં. હવે આપ પધાર્યા છો. અને આ પગલાંને ઓળખો. પછી જેમ કરવું હોય તેમ કરો. ત્યારે પેલે પગલું જોઈ કહ્યું કે, અરે આ તો મારૂં

પગલું! બકરી કહે, કૃપાનાથ! આપના આ પગલે હું અત્યાર સુધી જીવતી રહી છું. અને હવે તમારે મારવી હોય તો આપ ધણી છો. સિંહ કહે, હું વનરાજ. મારા પગલાંના આશ્રયથી તને કોઇએ મારી નહિ તો મારાથી કેમ મરાય? આમ કહી ચાલતો થાય છે. ત્યારે કહે, ઓ કૃપાનાથ! તમારી આશ્રિત થઈ તો હવે મને મારા ટોળામાં ભેળવી સુખી કરવી જોઇએ. સિંહ કહે, સબુર કર. એમ કહી એક મોટા વનગજને લાવી કહ્યું કે, આ બકરીને તારી પીઠ પર બેસાડી વૃક્ષનાં કોમળ પલ્લવાંકુરોને ખવરાવી ધરાવી છેક ગામના ગોંદરે તેના વાડામાં મૂકી આવ્ય, નહિતર ભુંડી વલે કરીશ. ત્યારે હાથી હાથ જોડી, કૃપાનાથ! આપના વચનને મસ્તકે ચડાવું છું. આમ કહી પોતાની સૂંઢથી કુંભસ્થળમાં બેસાડી સિંહે કહ્યું તેમ તેને ખવરાવીરાજી કરી છેક તેના વાડામાં મૂકી આવ્યો.

વહાલા વાચકો! જુઓ આશ્રયનું બળ. આ બકરી બિચારી નિર્બળ નિરાધારી અને અપંગ હતી. પણ એક પગલાનો આશ્રય હતો તો બીજાં વનવાસી શિકારી પશુઓએ તેને નમન કર્યું. કેસરીસિંહે તેનું રક્ષણ કરી, વાડા ભેગી કરી. તો જેને દીનાનાથ દીનેશ્વર પ્રભુનો આશ્રય હશે તે કેમ દુઃખી થશે?

**જગતમાં કેટલાક ભેખો હાથી, ઘોડા અને ઊંટ ભેળા લઈ મોટી મોટી જમાતો કાઢી ફરે છે, પણ જો તેમને જોઇએ તેવો પરમાત્માનો દ્દઢાશ્રય નથી તો પેટ પુરતુંયે ખાવા મળતું નથી.** આખો દિવસ ધમપછાડા કરે, ત્યારે સાંજ વખતે માંડ માંડ ખીચડું મળે અને જ્યારે આખો દહાડો ભૂખ્યા મરે, વખતે લોહી પણ કાઢવું પડે ત્યારે તેમને માંડ માંડ મિષ્ટાન્ન મળે. કારણ તેમને પરમાત્માનો જોઇએ તેવો શુદ્ધાશ્રય નથી. જેને પરમાત્માનો આશ્રય છે અને ધર્મનિયમમાં ખબરદાર છે તેમને તો સ્વામીજી, બાપજી, ગુરુ મહારાજ! શું જમશો? શું લેશો? આમ હાથ જોડી વિનયથી કહે છે. **અને**

**આવ્યાની આગળ તો અન્નદેવી, વસ્ત્રદેવી અને માનદેવ તો હાથ જોડી ખડા રહે છે. ના, ના, કહેતાં છતાં મિષ્ટાન્ન, મેવાના ઢગલા થાય છે. આ સર્વે ભગવાનના આશ્રયનો પ્રભાવ છે.**

પાન્ડુપત્ની કુન્તાજીને કુંવારાવસ્થામાં કલંક લાગ્યું હતું. દુર્વાસા ઋષિના મંત્રથી પુત્રવાળી થઇ હતી, છતાં દ્વારિકાધીશ કૃષ્ણચંદ્રનો આશ્રય હતો. તો સતી કહેવાઈ. અને દ્રૌપદીને પાંચ પતિ થયા. તોયે કૃષ્ણાશ્રયના બળથી મહા જગદંબા જેવી સમર્થ, સતી કહેવાણી. અને ગાન્ધારી દુર્યોધનાદિક સો પુત્રોની માતા હતિ અને પોતાને સતી કહેવરાવવા માટે પરપુરુષનું રૂપ ન દેખાય એટલા સારૂ આંખે પાટા બાંધતી. તો પણ તેને ભગવાનનો આશ્રય ન હતો. તો તે સતી કહેવાણી નહિ. માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકે હંમેશાં ભગવાનનો જ એક દૃઢાશ્રય રાખવો.

ગમે તેવો વિદ્વાન વિવેકી વક્તા કે મોટો ગુણનિધિ હોય પણ જો તેને સર્વાવતારી એવા અક્ષરાધિપતિ ભગવાન શ્રી હરિનો સમાશ્રય ન હોય તો તેના **સકળ સદ્ગુણો એકડા વિનાનાં મીંડાં જેવા નિરર્થક થઇ જાય છે.** કુબડી કુબજા સાત અંગે વાંકી હતી. પણ જો તેને ગોલોકાધિપતિ સાક્ષાત ભગવાન કૃષ્ણચંદ્રનો આશ્રય થયો તો તે સીધી સરલાંગી અને મોહિનીરૂપ રમા જેવી રમણીય અને સ્મરણીય બની ગઇ.

**षडंगादि वेदो मुखे शास्त्रविद्या। कवित्यादिगद्यं सुपद्यं करोति। हरेरङ्घ्रिपद्मे मनश्चेन्न दत्तं। ततः किं ततः किं ततः किं ततः किम्॥**

વેદ, શાસ્ત્ર, પુરાણ અને ભારતાદિક ઇતિહાસ એ સર્વે કંઠે બોલી બતાવતો હોય, નાના પ્રકારના ગદ્યપદ્યાત્મક ગ્રંથોને રચી જાણતો હોય તો પણ જો તેને પરબ્રહ્મ પરમાત્મા શ્રીહરિનો આશ્રય ન હોય તો તેની એ બધી વિદ્યા અને બુદ્ધિ નકામી, નિરર્થક અને શ્રમરૂપ છે.

**ચાર અરૂ અઢાર, ખટ, દ્રઢ દિલ ધારલી એહ**
**બાર અગીઆર સત્યાવીશ સમનૂર હય.**
**બઉંતેર બત્રીશ ચોદ બાવનકો ખાવન હય.**
**તીન નવ તેત્રીશ જાહીકે હજુર હય.**
**નવસે નવાણું સાત આઠકું ઉઠાત હાથ.**
**સાંઠ પાંચ છપન અરૂ શતસમ શુર હય.**
**ચોરાશી અઠાશી જેસે ધ્યાની હરદમ રહે,**
**ધર્મ સુત જાને નાંહી તો વાકે સુખ ધુર હય,**

ચારવેદ, છશાસ્ત્ર, અઢાર પુરાણ, ભલે કંઠે કર્યાં હોય. બારસૂર્ય, અગિયાર રૂદ્ર અને સત્યાવિશ નક્ષત્રોના જેવું તેજ મેળવ્યું હોય. બુંતેર કળાઓને જાણતો હોય. બત્રીશ લક્ષણો સિદ્ધ કર્યાં હોય. ચૌદ વિદ્યાઓને જાણતો હોય. બાવન વીરને સાધ્ય કર્યા હોય. દેવ, દાનવ, માનવ એ ત્રિલોકવાસી સર્વે. નવગ્રહો અને તેત્રીશ કરોડ દેવતાઓ તો જેની હજુરમાં, હાથ જોડી હાજર રહેતા હોય. નવસોનવાણું નદીઓનાં તથા સાત સાગરનાં જળને શોષણ કરી લે એવો હોય. આઠ મોટા પર્વતોને તો હાથમાં ઉપાડી લે એવો મહાન બળિયો હોય. અને ચોરાશી હઝાર સિદ્ધો અને અઠાશીહજાર ઋષિયોના જેવો મહાન ધ્યાની હોય. તો પણ જો ધર્માત્મા ધર્મપ્રિય, ધર્મકુમાર એવા અક્ષરાધિપતિ ભગવાન શ્રીહરિનો સમાશ્રય નથી કર્યો તો તેની એ વિદ્યા બુદ્ધિ બળ તેજ પ્રભાવ એ સર્વે નકામું, નિરર્થક, શ્રમ માત્ર અને નિરૂપયોગી છે.

આ લોકમાં રાજાનો, શેઠ શાહુકારનો કે સાધારણ માણસનો આશ્રય હોય તો તે પણ દુ:ખી થતો નથી. તો **જેને પરમાત્માનો હોય તે દુ:ખી કેમ થાય?** પોલીસને પટો એ રાજનું ચિહ્ન છે. એ હોય ત્યાંસુધી સૌ તેનાથી ડરે. તેના હુકમને માન આપે. પણ પટો મૂકી હુકમ ચલાવવા આવે તો તેનો હુકમ માને નહિ, પણ પેલા કાફરખાં જમાદારની પેઠે માર ખાઈ બેસે.

અલારખિયાનો છોકરો કાફરખાં લાકડાંની ભારીઓ વેચી જેમ તેમ નિર્વાહ ચલાવતો હતો. તેમાં દરબારે તેને જુવાન જાણી જમાદારની નોકરીમાં રાખ્યો. એક વખત દરબારના કહેવાથી ઢેડીયાંઓને બોલાવવા ઢેઢવાડે ગયો. ત્યાં જઇ, ચલો સાલે, દરબાર બુલાતા હય. આમ કહેતાં જ જેને તેને ગાળો દેવા અને ધક્કે મારવા મંડયો. ઢેડ કહે, જમાદાર સાબ ! આવીએ છીએ. બાપજી ! ગાળો શું કરવા દો છો ? તેમ તેમ આ તો ઢેડાંઓને ગાળો દેવા અને ધકકે મારવા મંડયો. એક જુવાનડો ઢેડ કહે, કાફરખાં ! તમને, તમારા ઘરને અને તમારા બાવા અલારખીયા સૌને ઓળખીએ છીએ. આજ સુધી લાકડાની ભારી વેચી ખાતા. તમને તો અમે મચ્છરાંની પેઠે પીચલી નાખીએ તમારો. માર ન ખાઇએ. પણ શું કરીએ? આ દરબારનો પટો, તેથી માર ખાવો પડે છે. પેલો મીયાં કહે, સાલે, દરબારકા પટા કયા કરે ? તો કહે, પટો મૂકીને જોર કરો તો ખબર પડે. મીયાં કહે લે સાલે. એ દરબારકા પટા ધર દીયા ! બોલ સાલે, અબ કયા કરેંગે ? એમ કહી ઢેઢીયાને ગાળો દેતો, ધબે મારી આગળ કરવા મંડયો. જુવાન ઢેઢ કહે, અલ્યા શું જોઇ રહ્યા છો ? આ કયાં દરબારી જમાદાર છે ? આ તો મીયાં અલારખિયાનો છોકરો કાફરખાં છે. માંડોને દેવા ! ત્યાં ઢેઢીયાં ઉપડયાં તે હાડકાંના નળા મારી મારી ખોખરો કરી નાખ્યો. પછી એ ગયો દરબાર પાસે ફરિયાદ કરવા. દરબારે એકદમ ગુસ્સે થઇને ઢેડીયાઓને બોલાવ્યા. અલ્યા તમે અમારા પોલીસને કેમ માર્યો ? એમ કહીને હાથમાં સોટી લઈ ઊભા થાય છે. ત્યારે ઢેડીયા કહે, બાપજી ! ઉભા રહો. અમે તમારા પોલીસને માર્યો નથી. આણે જયાં સુધી આપનો પટો રાખ્યો હતો, ત્યાં સુધી અમે તેનો માર ખાધો. ગાળો ખાધી. અમે કહ્યું, **મીયાં ! આટલા બધા આકળા ન થાઓ. અમે તમને ઓળખીએ છીએ. ઊંટ ને વળી ઉકરડે ચઢયો. માંકડું અને વળી મદિરા પીધી.** એમ તમે કરો છો. સ્વભાવના હલકા અને વળી આં પટો મળ્યો તેથી છકી ગયા. પણ માણસાઈ રાખો. અમે તમારો માર ખાઇએ નહિ.

પણ આ પટાને લઇને માર ખાઇએ છીએ. આમ અમે કહ્યું, ત્યારે આણે, લે સાલે એ પટા ફેંક દીયા. આમ કહી પટો ફેંકી દીધો અને અમને મારવા મંડયો. પછી અમે એને માર્યો. દરબારે જમાદારને પૂછયું, કેમ મીયાં તુમને પટા ફેંક દીયા થા. પેલો કહે, હા સાહેબ. દરબાર ઢેડીયાંને કહે, મારો સાલાને. એકેકો ધબ્બો સૌ મારો. એમ ફરીથી ઢેઢીયાં પાસે મરાવીને પટો લઇ નોકરીમાંથી કાઢી મૂકયો. **તેમ આપણે કંઠી, તિલક અને તપ્ત મુદ્રાદિક ચિન્હરૂપી પ્રાણેશ્વર પ્રભુનો પટ્ટો રાખશું અને એમના આદેશ (આજ્ઞા) પ્રમાણે વર્તીશું, તો આપણે ધણીઆતા કહેવાઇશું, અને સર્વ પ્રકારે પ્રભુ આપણી ખબર લેશે.** પણ જો પટ્ટો મૂકયો, અને નિધણીઆતા બન્યા, તો જરૂર કામ, ક્રોધ, લોભાદિકના ધોકા ખાવા પડશે, અને જન્મમરણરૂપ સંસારજેલમાં ગોંધાઇ રહેવું પડશે. માટે હંમેશાં પોતાના ઈષ્ટ-દેવનો દૃઢાશ્રય રાખી તેમના વચન પ્રમાણે વર્તવું.

**केचिद्वदन्ति धनहीनजनो जघन्यः**
**केचिद्वदन्तिगुणहीनजनो जघन्यः**
**व्यासो वदत्यखिलवेद विशेष विज्ञो**
**नारायणस्मरणहीनजनो जघन्यः**

કેટલાક ધન વિનાનો નિર્ધન હોય તેને હલકો કહે છે. કેટલાક સદ્ગુણ વિનાનો હોય તેને હલકો કહે છે. પરન્તુ ભગવાન વ્યાસજી તો સમગ્ર વેદશાસ્ત્રોને જાણતો હોય પણ જો પરમકૃપાળુ પરમાત્માનો જેને આશ્રય નથી તેને જ અધમ કહ્યો છે.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

કૃષ્ણ પરમાત્મા કહે છે કે, હે અર્જુન તું મનથી માનેલા સર્વ ધર્મોનો ત્યાગ કરી એક મારા શરણને પામ્ય, હું તને સર્વ પાપથી મુક્ત કરીશ તું જરાપણ શોક ના કર્ય. મારા શરણાગત

જીવનો હું જ એક ખરેખર રક્ષક છું હંમેશાં તેના રક્ષણમાં જ હું એક પગે ખડો રહું છું.

**सकृदेव प्रपन्नाय तवाऽस्मीति च याचते ।**
**अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्‌व्रतं मम ॥**

રામચન્દ્રજી ભગવાન પોતે કહે છે કે, જે જીવ મારે શરણે આવી એકજવાર કહે છે કે, હે રામ ! હું આપનો શરણાગત છું તો તેને હું કાળ, કર્મ ને માયાદિક સર્વથી નિર્ભય કરી મારી સેવામાં જ રાખું છું.

**शरणागत पापपर्वतं गणयित्वा न तदीयसद्‌गुणम् ।**
**अणुमप्यतुलं हि मन्यते सहजानन्दगुरुं भजे सदा ॥**

શરણાગત જીવોના પાપના પર્વતો હોય તો પણ તેને અતિઅલ્પ ગણવાવાળા અને અલ્પસદ્‌ગુણ હોય તેને મેરૂ સમાન મોટો માનવાવાળા સહજ સ્વભાવિક આનંદ જેને વિષે રહેલો છે. એવા અજ્ઞાનરૂપ અન્ધકારને નાશ કરવાવાળા સર્વાવિર્ભાવકારણ ભગવાન શ્રીહરિને નિરન્તર હું ભજું છું. હે દીનાનાથ ! આ શરણાગત દીનદાસનું આપ રક્ષણ કરો. જેને આત્મશ્રેયસ્સાધી પૂર્ણાનન્દ પ્રભુના પૂર્ણાનન્દ પદને પામી પૂર્ણ કામ થવું હોય તેને તો એક ભગવાનના દૃઢાશ્રયી બનવું, ભગવદ્‌ પ્રસન્નતાના અનેકાનેક સાધનો છે. પણ તે કરતાં આશ્રય એ જ સર્વશ્રેષ્ઠોત્તમ શ્રેષ્ઠ સાધન છે.

એક બુઢી ડોશી નદીના પૂરમાં તણાવા મંડી ત્યારે હે રામ ! મને તાર આમ કહ્યું કે તરત દીનોદ્ધાર ભગવાન રામચંદ્રજી તેનો ઉદ્ધાર કરવા દોડી આવ્યા અને કાઢવાનો વિચાર કરે છે ત્યાં તો હે કૃષ્ણ ! મારી વારે ધાજો. આમ કહ્યું કે રામ ઊભા થઈ રહ્યા ને કૃષ્ણ આવ્યા. ત્યાં તો પેલી કહે, હે દરિયાપીર ! મને તારવા આવજે. થોડીવારે હે અલ્લા, હે અરિહંત, હે ભોળાનાથ મહાદેવ હે મહાવીર હનુમાનજી, હે મેલડી મા, હે શકિતદેવી આમ દરેકનાં

નામ લેતાં લેતાં બુડી મુઇ, પણ કોણેય સહાય ન કરી. કારણ નામ લીધાં તેમાં કોઈનોય એક આશ્રય નહોતો, તેથી કોઇએ પણ રક્ષા કરી નહિ. તેમ જે જીવ એક ભગવાનનો દૃઢાશ્રયી બને છે તો ભગવાન તેની રક્ષા કરે છે. પણ જો આ ડોશીની પેઠે મોઢે બોલે, પણ એક સાચી ટેક ન હોય તો જરૂર સંસાર-સાગરમાં બુડી મરે છે.

ભગવાનનો ભક્ત થઇને ભગવાન વિના બીજા જે કાળ, કર્મ માયા કે કોઈ દેવદેવીને કર્તા જાણે, તેને વિષે કંઇ મહત્તા માની, તેમની પાસે કંઈ યાચના કરાય તો તેને ખરો ભક્ત ન કહેવાય. પણ સલેલ ભક્ત કહેવાય. તેનું કલ્યાણ કોઈ દહાડો થાય જ નહિ. ભગવાનને સર્વકર્તાહર્તા જાણવા. એ જ ખરૂં જ્ઞાન છે. એ જ સર્વ શાસ્ત્રોનો સાર છે. અને એ જ મોક્ષનું સાધન છે. જે જીવ ભગવાનને સર્વકર્તાહર્તા નથી જાણતો તો તેના જેવો બીજો કોઇ પાપી નથી ગૌહત્યા, બ્રહ્મહત્યા, ગુરૂસ્રીનોસંગ, બ્રહ્મવેત્તા, સત્પુરૂષનો દ્રોહ કરનારાથી પણ એને વધુ પાપી જાણવો.

સર્વકર્મફલપ્રદાતા પરમેશ્વર તો દેશ કાળ, કર્મ, માયા, એ સર્વેના પ્રવર્તક, પ્રેરક ને આધાર છે. પોતાની ઇચ્છાયે કરીને દેશ, કાળ ને કર્માદિકનું પ્રધાનપણું રહેવા દે છે. પણ એ સર્વ પરમાત્માને આધારે છે. જેમ શિશુમાર ચક્ર ધ્રુમંડલને આધારે છે. પ્રજા સર્વે રાજાને આધારે છે. માળાના મણિકા જેમ દોરાને આધારે છે. તેમ એ સર્વે સર્વેશ્વર એવા ભગવાનને આધારે છે. તેમનું ભગવાન ચાલવા દે તેટલું જ ચાલે, પણ તેઓ સ્વતંત્રપણે કંઇ પણ કરવાને શક્ય નથી.

**मयि सर्वमिदं प्रोक्तं सूत्रे मणिगणा इव ।**
**मतः परतरं नान्यद् किंचिदस्ति धनंजय ॥**

હે અર્જુન, જેમ દોરાને આધારે બધા માલિકાના મણુકા રહ્યા છે, તેમ દેવ દેવી કાળ કર્મ માયા અરે સકલ જીવકોટી ઇશ્વરકોટી અને મુક્તકોટી પણ એક મારે જ આધારે છે. મારી

ઇચ્છા વિરૂદ્ધ કંઇ પણ તેઓ સ્વતંત્રપણે કરી શકતા નથી.

મહાપાપ કરનારાનો પણ કોઈક કાળે છુટકો થાય છે. પણ ભગવાનને સર્વેશ્વર સર્વ કર્મફલપ્રદાતા અને સર્વાધાર નહિ જાણનારાનો અને શુષ્ક વેદાન્તિઓનો કોઇ કાળે છુટકો થતો નથી.

ભગવાન વિના બીજા કાળ કર્મને માયાદિકને કર્તા જાણનારો અને મંત્રતંત્રમાં પ્રતિત રાખનારો પાપપુણ્ય અને યમપુરીને મિથ્યા માનનારો, ધર્મને કપોલકલ્પિત કહેનારો એ જ ખરો પાપી, કૃતઘ્ની અને નિચમાનીચ છે. માટે દરેક શ્રેયસ્સાધકે ભૂલ્યે પણ તેવાનું વચન સાંભળવું નહિ કે તેવાની છાયામાં પણ ઊભું રહેવું નહિ.

ભગવાનને પામ્યાનું મુખ્ય સાધન તેમનો આશ્રય કરવો એ જ છે.

આંધળે પાંગળાનો આશ્રય કર્યો. પાંગળે આંધળાનો આશ્રય કર્યો. તો બન્ને જણા કાશીએ પહોંચ્યા એટલે પાંગળો આંધળાની પીઠપર બેશી ડાબો, જમણો, સીધો, એમ માર્ગ બોલતો ગયો. અને આંધળો તેના કહેવા પ્રમાણે ચાલતો થયો. તો બન્ને જણા કાશીએ પહોંચી ગયા. તો આ જીવ કેવળ આંધળો અને પાંગળો છે, પણ જો ભગવાનનો દ્રઢાશ્રય રાખે અને તેમના વચન પ્રમાણે વર્તે તો જરૂર ભગવાનના સુખપુર ધામને પામી પરમ સુખીયો થઈ જાય.

માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકોએ ભવતારક ભગવાનનો એક દ્રઢાશ્રય રાખી પોતાનો પુનર્જન્મ નિરસ્ત થઈ જાય તેમ કરી લેવું.



# ॥ પતિવ્રતા ભક્તિનું અંગ દૃઢ કરવું ॥



દરેક ભગવાનના ભક્તે પતિવ્રતાની ટેક રાખવી અને સર્વ પ્રકારે ભગવાનના શરણાગત થવું. પોતાના પતિ ઇષ્ટદેવને મૂકી તેનો મહિમા વિસારી કોઇ બીજા દેવદેવી પાસે યાચના ન કરવી, કે આશા ન રાખવી, એ જ ખરૂં પતિવ્રતાનું અંગ કહેવાય. આ તો સહેજસાજ માંદા થવાય કે કંઇક વહેમ જણાય તો તુરત ઇષ્ટદેવને મૂકી તેનો મહિમા, ઐશ્વર્ય, પ્રતાપ વિસારી બીજા દેવ દેવી, પીર પૂજ, બાવા ભૂવા, મંત્રીયા અને તંત્રીયા પાસે દોડાદોડ કરાય, દોરાધાગા બંધાય, બલિદાન દેવાય અને વખતે મંત્રેલાં પાણી પણ પીવામાં તૈયાર થઈ જવાય. ત્યારે આવાને પતિવ્રતાના અંગવાળા ભક્ત કહેવાય નહિ. પણ સલેલ ભક્ત કહેવાય. પોતાના પ્રાણપતિ પ્રભુ વિના બીજે જ્યાં જ્યાં આશા રખાય કે આશાભર્યું મસ્તક નમાવાય. તો પતિવ્રતાના અંગમાં મોટી ખોડ કહેવાય.

પંચ દેવની પૂજા કરવી, રસ્તે ચાલતાં દેવમંદિર આવે તો તેમનાં દર્શન કરવાં, પણ તેમની પાસે કંઈક આશા રખાય કે કંઈક માગવાનો સંકલ્પ કરાય. તો તે પતિવ્રતા ભકિત ન કહેવાય. પણ વ્યભિચારીણિ ભકિત કહેવાય. આતો કોઈ ભગવદ ભક્ત કે સાધુજન કહે જે તમે હોળીભૂખ્યા રહ્યા ? પેલી હડકાઇ માતાને નાળીએર ચઢાવા ગયા ? પેલા ગેબલશાહ પીરને ધ્વજા ચઢાવી ? આ બહુ ખોટું કર્યું કહેવાય. આપણે ભગવાનના વૈષ્ણવ ભકતને આ કરવું ઘટે નહિ. કેમ કે પતિવ્રતાની ભકિતમાં મોટી ખોટ ગણાય. તો કહે છે કે, ભાઈ લોકમાં રહેવું તે લોક કરે તેમ કરવું જોઇએ. આતો અમે લોકને મળતું રાખવા કર્યું છે.

પણ અમને અમારા ઇષ્ટદેવ વિના કોઇ દેવીદેવલાંનો ભાર નથી. અમે પગે લાગ્યા. કે દેખાદેખી દીવો ચઢાવ્યો. કે નાળીએર વધેર્યું તેમાં શું થઇ ગયું. આમ બોલે પણ જો ભગવાનના ભકતથી એમ થાય તો તેનામાં બાર પાંચશેરીની ભૂલ ગણાય.

વળી કહે છે કે અમે માતાને, પીરને, કે દેવીદેવલાંને પગે લાગીએ પણ તેમાં ભાવ તો ભગવાન શ્રીહરિનો જ રાખીએ છીએ. એટલે, ગમે તે દેવદેવી કે પીર હોય પણ આપણા ઇષ્ટદેવ બેઠા છે એમ ધારી પગે લાગીએ છીએ, આમ કહે છે. પણ જો એમ હોય તો પોતાની જન્મદાતા માતાને નિરંતર પગે લાગવું જોઇએ. તે શિષ્ટાચાર છે. પણ કોઈક વખત માતા બહારગામ ગઈ હોય, ત્યારે પોતાની સ્ત્રીને માતા માની ક્યારેય પણ પગે લગાય છે? નથી લગાતું?

પતિવ્રતા સ્ત્રી પતિના મિત્રો પર પોતાના પતિનો ભાવ રાખી બોલે કે હસે ખરી? અને આવા હોય તેને પતિવ્રતાના અંગવાળા ભકત કહેવાય જ નહિ. આવાને તો ભગવાનના આશ્રયની જ ખબર નથી. સંતસમાગમ કે કથાવાર્તા વિના ખબર પડતી પણ નથી. ઉલટો કોઈ શિખામણ દે તો કપાળમાં બળબળતા ડામ દીધા જેવું વસમું લાગે. અને સામો ઝઘડો કરવા તૈયાર થઇ જાય. **मूर्खाणां बोधको रिपुः** ખરી વાત છે કે મૂર્ખાઓને બોધ આપનારો જ શત્રુ જણાય છે.

એક બ્રાહ્મણ સ્ત્રીએ પોતાના જેઠનું ઘર માંડયું, ત્યારે બીજી બાઇઓ તેને કંઇક કહેવા ગઈ. અલી મૂર્ખી આ શું કર્યું? તને કાંઇ વિચાર આવ્યો નહિ. પતિ મૂકી જેઠનું ઘર માંડયું? આ તો નાક કાન કપાવ્યાં! મોઢું કાળું કર્યું! કુળને લાંછન દીધું અને સગાવહાલાને નીચું જોવરાવ્યું! અરે અભાગણી, તારી બુદ્ધિ ક્યાં બળી ગઇ? તારૂં કાળજુ કુતરૂં ખાઇ ગયું કે શું? આમ શિખામણ દેવા માંડી. ત્યારે તે શંખણી બળભેર લાંબો હાથ કરી બોલવા મંડી. જાઓ જાઓ વેવલીઓ તમારો દી પરવાર્યો છે. વિચાર્યા

વિના શું બોલો છો? મેં શું બગાડયું, શું ખોટું કર્યું? તે આટલી બધી ભેળી થઇ લાંબા હાથ કરી બોલવા મંડી છો? આ તો હું ગરીબ તે સહન કરૂં. પણ બીજીને કહેવા જાઓ તો ખબર પડે. અને જોયાં જેવું થાય. આ તો મેં જેઠનું ઘર માંડયું છે, પણ બીજા તો પરનાતીલાના ઘર માંડે છે. અને ફાવે તેમ વર્તે છે એને કહેવા જાઓ. મેં તો ગોર, ગોરાણી, સાસુ, સસરો, નણંદ, દીયર અને ઘર બધું, એના એજ રાખ્યું છે. ફક્ત એક પતિનો જ બદલો કર્યો છે. તેમાં શું? આટલું બોલી બતાવો છો? તમારો તો ખોદચીણો સ્વભાવ, તે જેની તેની નિંદા કરો, અને ખોતરણાં કાઢો. જાઓ ઘરે જાઓ, ભુંડીયું દેખાઓ છો. આમ ઉલટી શિક્ષા દેનારીને ઠપકો દઈને વઢવાડ કરવા તૈયાર થાય છે, તેમ જેને પોતાના ભક્તપણાનું ભાન નથી તેને ઉપરની શંખણી સ્ત્રી જેવાં જાણવાં. સિંહ જેવાં શૂરાં ભકત ન જાણવાં. માટે દરેક મુમુક્ષુઓને ભગવાનને વિષે પતિવ્રતાટેક રાખવી. જુઓ, તુલસીદાસજીને પતિવ્રતાની ટેક હતી. તો કૃષ્ણ પરમાત્માએ તુલસીદાસજીને દર્શન આપ્યું તો ય પણ મસ્તક નમાડી પગે ન લાગ્યા અને કહ્યું, "**તુલસી મસ્તક જબ નમે ધનુષ બાણ લો હાથ.**" તમે પૃથ્વીનો ભાર હરવા પ્રગટ થયેલા પરમાત્મા ખરા, પણ ધનુષબાણ લઇ મારા ઇષ્ટદેવ રામચંદ્ર રૂપે દર્શન આપો તોજ મારૂં મસ્તક તમને નમે." આથી તરત જ શ્રી કૃષ્ણે રામચંદ્ર રૂપે દર્શન આપ્યું. તુલશીદાસ ઉભા થઈ ચરણમાં પડયા. વળી હનુમાનજીને પણ રામચંદ્ર વિષે પતિવ્રતાની ભક્તિ હતી. તો જ તે દાસત્વથી વૈકુંઠાધિપતિ શ્રી રામચંદ્રજી ભગવાન પોતે રાવણને મારી સીતાને લઈ વિજય મેળવી પોતાની અયોધ્યાપુરી આવ્યા. પછી દેવ, ઋષિ મુનિ અને મોટા નરપતિઓએ તખ્ત પર સીતા સહિત બિરાજેલા શ્રી રામચંદ્ર મહા પ્રભુજીની વેદવિધિપૂર્વક પૂજા કરી. ત્યાર પછી શ્રીરામચંદ્રજીએ સીતાને કહ્યું, કે આ સર્વ વનચરવાનરોએ તમારી ભારે સેવા ઊઠાવી છે અને તમારા માટે અપાર દુઃખો સહન કર્યાં છે. માટે હવે એમને કંઈક ઇનામ આપો.

તે સાંભળી પોતે કંઠમાંથી અમૂલ્ય હાર કાઢી સુગ્રીવને પહેરાવ્યો. જાંબુવાનને કાનનાં કુંડલ આપ્યાં. અંગદને હીરાનો હાર આપ્યો. અને હનુમાનજીને મોતીની માળા પોતાની ડોકમાંથી કહાઢી પહેરાવી. ત્યાર પછી બીજા ઘણા વાનરોને રીંછોને વસ્ત્રાલંકારો આપ્યાં અને સર્વેને ઇચ્છિત વર આપ્યા, પરન્તુ હનુમાનજી તો પોતાના દાંત વડે ભાંગી ભાંગી નાખી દેવા મંડ્યા. તે જોઈ સર્વ સભાસદોને આશ્ચર્ય થઈ ગયું. ત્યારે વાલીના લઘુબંધુ સુગ્રીવ બોલ્યા, કે હનુમાનજી ભલે સેવક અને બુદ્ધિશાળી ખરા, પણ અંતે વાનરની જાતિ ઉપર ગયા. જુઓને, અમૂલ્ય મોતીની માળા સીતામાતાએ આપી તો તેનાં મોતી દાંતેથી તોડી તોડી ફેંકી દે છે. સુગ્રીવે હસ્તા વદને પવનસુત હનુમાનજીને પૂછ્યું, તમો મોતી તોડી મહીં શું જોતા હતા? અને હાર કેમ તોડી નાંખ્યો? હનુમાનજીએ ધીરે વિનયવાણીથી કહ્યું કે, એ મોતીમાં મારો સ્વામી રામ છે કે નથી? એ જોતો હતો. જો તેમાં રામ હોય તો તેને અમૂલ્ય ગણી હૈયાનો હાર કરત. પણ તેમાં રામ ન હોવાથી એ હાર તોડીને ફેંકી દીધો. જ્યાં સુધી શરીરમાં રામ હોય ત્યાં સુધી જ તેને શરીર કહેવાય. નહિતર શબ કહેવાય. તો રામ વિનાના હારને હું કેમ રાખું? સુગ્રીવ કહે, તમારા શરીરમાં રામ નથી છતાં તમે કેમ રાખ્યું છે? હનુમાનજી કહે, અરે, નથી? એમ કહેતાંજ બે હાથનાં આંગળાના લાંબા નખથી તરત જ પોતાની છાતી પહોળી કરી દેખાડી, તો દિવ્ય સિંહાસન ઉપર વિરાજેલાં તેજના અંબારરૂપ શ્રીરામ, લક્ષ્મણ અને જાનકીજી દેખાયાં અને રોમે રોમે રામ, રામ, રામ, એ શબ્દ થતો સંભળાયો. આ જોતાં જ સુગ્રીવ ઊભા થઈ તેમના ચરણમાં પડ્યા, અને બાથમાં ઘાલી મળ્યા. અને તેમ જ ઘણી પ્રશંસા કરી. રામચંદ્રજીની પ્રસાદદ્રષ્ટિથી હનુમાનજીની છાતી પાછી હતી તેવી થઈ ગઇ. સાક્ષાત ભગવાન રામચંદ્રજી ઊભા થઈ હનુમાનજીને બાથમાં ઘાલી મળ્યા. હનુમાન! તું મારો ખરો ભક્ત છે, ખરો દાસ છે. હું તારા ઉપર ઘણો પ્રસન્ન છું. માટે જે જોઇએ તે

મારી પાસે માંગી લે. હનુમાનજી કહે, " કૃપાનાથ ! આપના લીલા-ચરિત્ર સાંભળવાની મને બહુ ઇચ્છા છે. માટે આ પૃથ્વી રહે ત્યાં સુધી આપનાં ચરિત્ર જ્યાં જ્યાં ગવાતાં હોય ત્યાં ત્યાં હું રહીને સાંભળું. કેવળ આપનાં ચરિત્રામૃતને પાન કરવાની જ મને ઇચ્છા છે. ત્યારે ભગવાન શ્રીરામચંદ્રજી કહે, હનુમાનજી, તમો ચિરંજીવ રહો. અને હંમેશાં મારાં મનુષ્યચરિત્ર તથા દિવ્યચરિત્રની કથાઓને સાંભળો. આજથી તમે મારા ભક્તોમાં અગ્રગણ્ય થયા છો.

આખુ વિશ્વ તમને વન્દન કરશે, પૂજશે, સેવશે. અને તમે સર્વ કષ્ટોને કાપશો. તેથી તમોને કષ્ટભંજન એ નામથી લોકો બોલાવશે. તમો સર્વના મનોરથોને સિદ્ધ કરશો. તમારા શરણે આવનારાઓની સમગ્ર પીડાને તમો સમાવશો જનોને પીડનારા ભૂત, પ્રેત, પિશાચ, ડાકિણી, બ્રહ્મરાક્ષસ, જન, વીર, પીર, ભૈરવ, આદિક તમારૂં નામ સાંભળતાં જ કાળી ચીસ પાડી નાશી જશે. તમે મહાન બળવાન થશો. મારા વરદાનથી તમે આજથી વજાણી બની **यावच्चंद्र दिवाकरौ** પૃથ્વી ઉપર રહો. આવી રીતે શ્રી રામચંદ્રજીની કૃપાથી હનુમાનજી વજ્રેણી ચિરંજીવી અને મહાન બલીષ્ટ થયા આ સર્વ શ્રી રામચંદ્રજીને વિષે પતિવ્રતાની ભક્તિનો જ પ્રભાવ છે. માટે જેને દુઃખદરિયામાંથી નીકળીને સુખસિન્ધુ ભગવાનને પામી પરમ સુખી થવું હોય તેને તો ભગવાનને વિષે પતિવ્રતાની ટેકથી જ આ લોક પરલોકની સકલસિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને પતિવ્રતા ભક્તિથી જ જીવનું આત્યંતિક કલ્યાણ થાય છે.



## ॥ ભગવાન ભાવના ભૂખ્યા છે. પણ ભોજનના ભૂખ્યા નથી ॥



જે જે કરવું તે શુદ્ધ ભાવથી કરવું. ભાવવિના કોઈપણ કાર્યની સિદ્ધિ થતી નથી, ગમે તેવાં અસાધ્ય સાધનો સાધો, પણ ભાવ વિના ફળતાં નથી. શ્રીમદ્‌ભાગવત પુરાણની કથા સૌ સાંભળે છે, પણ ભાવમાં ફેર હોય છે, જો કે પરિક્ષિત રાજાએ સાંભળી તો તેને ફળીભૂત થઈ. ભાવ વિના યંત્રવત જિંદગીભર કથાવાર્તા કરે, સાંભળે, પણ ફળતી નથી.

**देवे तीर्थे द्विजे मन्त्रे दैवज्ञे भेषजे गुरौ ।**
**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥**

દેવ, તીર્થ, બ્રાહ્મણ, મંત્ર, જ્યોતિષ જાણનારો પુરૂષ, ઔષધ, અને ગુરૂ આ સાતને વિષે જેવી ભાવના હોય છે, તેવી સિદ્ધિ થાય છે. માટે ઉપરોક્ત સાતે ભવથી ફળે છે. માટે જે જે કરવું તે આસ્તાપૂર્વક મહિમા સમજીને શુદ્ધભાવથી કરવું. ભાવના ફળે છે, પણ સાધન ફળતું નથી. ભગવાન ભાવના ભૂખ્યા છે. પણ ભોજનના ભૂખ્યા નથી. જેતલપુરમાં તળાવ પરના બાદશાહી મહેલ પર ભગવાન સ્વામિનારાયણને જમાડવા સારૂ ઘણા લોકો સારા સારા મિષ્ટાન્નમેવાના થાળ ભરી ભરી લાવતા. તેને જોઇ એક ગરીબ સત્સંગી બાઇએ પોતાના પતિને કહ્યું, આ લોકો પ્રેમથી ભાતભાતનાં ભોજન જમાડે તેમ મારે પણ જમાડવાનો ઘણો ભાવ છે, પણ પૂર્વના પાપરૂપ પ્રારબ્ધના પરિણામે ઘરમાં કંઈ નથી. શું જમાડીએ ? પતિ કહે, ભગવાન તો ભાવના ભૂખ્યા છે. સ્નેહના તરસ્યા છે. દયાના સાગર છે. પણ કંઇ મિષ્ટાન્ન મેવાના ભૂખ્યા નથી. કિન્તુ મૂર્તિમંત લક્ષ્મી તો તેમની હજુરમાં

રહે છે. મોટા મોટા ઇન્દ્રાદિક દેવતાઓ તથા તેમના પ્રપૂજ્ય મોટા મોટા બ્રહ્માંડેશ્વરો પણ તેમના દર્શનની અતિત્વરાયુક્ત રાહ જોઈ રહ્યા છે. માટે ભગવાન તો ભાવિક ભક્તોના ભાવના ભૂખ્યા છે. તારે ભગવાનને જમાડવાનો સાચો ભાવ હોય તો ઘરમાં મઠ છે, તેનો રોટલો કર અને હું વગડામાંથી ડોડીની ભાજી લઈ આવું. આપણે રોટલો ને ભાજી લઇને જઈશું. તો આપણો સાચો ભાવ દેખી સૌથી પહેલો આપણો થાળ સ્વીકારી લેશે. બાઈ કહે, મને તો ભગવાનને જમાડવાનો ઘણો ભાવ છે. પછી એ ડોડીની ભાજી લેવા ગયો. બાઈ મઠનો રોટલો કરવા બેઠી. **જેતલપુરનાં વીદુરજી બાઇએ અતિ પ્રેમભાવથી મઠનું ઢેબરૂં કર્યું અને ડોડીની ભાજી થોડી બાફી મીઠું નાખી તૈયાર કરી. કારણ આ ભક્તના ઘરમાં હનુમાન હડીયું કરતા હતા. હાંડલાં કુસ્તી કરતાં હતાં અને ઘરમાં ચારેકોર વામનજીનો વાંસડો ફરતો હતો.** તો ત્યાં ભાજી વઘારવાનું કે રોટલાને અન્ન પવિત્ર કરવાનું ઘી તો ક્યાંથી હોય ? આ બાઇએ તો એક થાળીમાં મઠનો રોટલો અને ડોડીની ભાજી મૂકી લૂગડાનો કકડો ઢાંકી પતિને કહ્યું, જાઓ મહારાજને જમાડવા. ત્યારે એ ભક્ત થાળ લઇને સરોવર પરના બાદશાહી મહેલ ઉપર ભગવાન સ્વામિનારાયણ પોતે સાધુ, પાર્ષદો, અને હરિજનોની સભામાં જ્ઞાનોપદેશ કરે છે, ત્યાં કેટલાક મિષ્ટાન્ન મેવાના સુન્દર રેશમી રૂમાલથી આચ્છાદિત કરેલા થાળ ભરીને કેટલાક ભક્તો ઉભા છે. તેની પાછળ પેલો વિપ્ર ઉભો રહ્યો. થોડીવારે ભગવાન સ્વામિનારાયણે વાતો કરવી બંધ કરી. થાળ લાવનારા સામું જોયું. તો સૌથી પાછળ ચીંથરેહાલ ઉભેલા વિપ્ર સામું જોઇને બ્રહ્માનંદ સ્વામિને કહે, સ્વામી આ ગામમાં અમને ગળ્યાની બહુ અરૂચિ થઇ ગઇ છે. પણ લોકો એ જ લાવ્યા કરે છે. એમ કહી હાથના ઈશારાથી પેલા વિપ્રને બોલાવ્યો. ભૂદેવ, શું લાવ્યા છો ? બીતાં બીતાં, મહારાજ ! આપના માટે થાળ લાવ્યો છું. મહારાજ કહે, લાવો તમારો થાળ જમીએ, એટલે પ્રભુજને હાથે થાળ મૂક્યો.

## ભાવ ત્યાં ભોજન

મહારાજે વસ્ત્ર પરૂ કરી મઠનો રોટલો અને ભાજી દેખી એકદમ હર્ષઘેલા બની, ઓ બ્રહ્માનન્દસ્વામિ જુઓ ભગવાને અમારો ભાવ પુરો કર્યો. અમને જોઇતું હતું એજ મળ્યું. એમ કહેતાં જ મઠનો રોટલો અને ભાજી જમવા મંડી પડયા. મહારાજ કહે, આ બ્રાહ્મણને તો આવું લાવવાને ભગવાને જ સુજાડયું હશે. અમે આ બ્રાહ્મણના થાળથી બહુજ રાજી થયા. ભગવાન આ બ્રાહ્મણનું ભલું કરો. એમ આ બ્રાહ્મણનાં વખાણ કરતાં કરતાં રોટલો અને ભાજીઅડધોઅડધ જમી ગયા. બ્રહ્માનંદસ્વામિએ જાણ્યું જે મઠનો રોટલો અત્યારે આ બ્રાહ્મણનો ભાવપુરો કરવા જમે છે. પણ પછી જરૂર પેટમાં દુ:ખશે. પછી યુક્તિથી બોલ્યા, મહારાજ, ખાય તેને ખબર પડે. મહારાજ કહે, આમાંથી કોઈને પ્રસાદી આપવાની નથી.

## દેવદુર્લભ પ્રસાદ

બ્રહ્માનંદ સ્વામિએ સુરાખાચરને ઇસારો કર્યો. કંઇક હાસ્ય કરી હાથમાંથી લઇ લ્યો, નહિ તો મઠનો રોટલો પેટમાં પીડ કરશે. સુરાખાચરે ઘણી રમૂજભરી હાંસીમશ્કરી કરી રોટલો હાથમાંથી લઇ લીધો. મહારાજ કહે, અમારા હાથમાંથી લઈ લીધો; પણ આ પ્રસાદી તમારા હાથમાં રહેવાની નથી. એમ કહે છે ત્યાં તો આકાશમાંથી સમળી ઝડપ મારી હાથમાંથી લઈ ગઈ. મહારાજ કહે, લ્યો તમે રહ્યા. આ બ્રાહ્મણ અમને જમાડવા ભાવથી લાવ્યો, પણ તમે જમવા દીધો નહિ. તમારે પણ જમવા રહ્યો નહિ. સુરાખાચર આદિકે મહારાજને આગ્રહથી પૂછયુ. એ પક્ષી કોણ હશે? મહારાજ કહે, એ ત્રિલોકીનો રાજા ઇન્દ્ર અમારી પ્રસાદી લેવા આવ્યો હતો.

ભગવાન શ્રીહરિ ભાવિક ભકતનો ભાવ પૂરો કરી, તેના ઉપર બહુ રાજી થયા. ત્યાર પછી એક પછી એક એમ સહુને બોલાવી સહુના થાળ જમ્યા. આવી રીતે ભગવાન શ્રીહરિ અતિ

ભાવે કરીને મઠનો રોટલો અને ભાજી જમી ભાવિક ભકતનો ભાવ પૂરો કર્યો.

## પ્રતાપસિંહરાજાની પત્નીનો ભાવ પૂરો કર્યો.

ભાડેર ગામમાં પાતલભાઇ (પ્રતાપસિંહ)ના ઘરે ભગવાન સ્વામિનારાયણ પોતે જમવા બેઠા હતા. ઘરનાં મનુષ્ય કહે, દૂધ લાવું ? તો કહે, 'તમારો ભાવ ત્યારે, બાઈ પ્રેમમાં ને પ્રેમમાં ઊઠયાં તે છાશની દોણી લાવ્યાં, અને દૂધ જાણી છાશ પીરસી. મહારાજ તેનો ભાવ દેખી પી ગયા. અને કહે, આ દૂધ તો બહુ મીઠું છે. અન્દર સાકર નાખી છે કે શુ ? એમ કહી બાઇનો ભાવ દેખી બીજી વાર, ત્રીજી વાર માગી માગીને બધી દોણીની છાશ પી ગયા. પાછળથી બાઇને ખબર પડી. અરરર ! ગજબ થયો ! આ તો દૂધ રહી ગયું. અને બધી ખાટી છાશ પાઈ દીધી. એમ અતિ ખેદ પામતાં વલોપાત કરતાં કરતાં મહારાજ પાસે આવીને, મહારાજ ! કૃપાનાથ ! મેં તો તમને છાશ પાઈ અને દૂધ તો રહી ગયું ! તમેય કંઇ બોલ્યા નહિ. મહારાજ કહે, ના, ના, એ તો દૂધ હતું. અરે મહારાજ ! દૂધ કેવું ? એ તો ત્રણ દહાડાની ખાટી છાશ હતી. મહારાજ કહે, છાશ હશે, પણ તમારો ભાવ છાશનો ન હતો. માટે એ છાશ અમને દૂધ કરતાંય ગળી લાગી, તેથી પી ગયા. આમ ભાવિક ભકતોનો ભાવ દેખી છાશને દૂધ કરતાં અધિક માની પી ગયા. માટે ભગવાન ભાવના ભૂખ્યા છે. પણ માન, પાન કે ભોજનના ભૂખ્યા નથી.

## દુર્યોધનની દુર્બુદ્ધિ

દુર્મતિનો દુર્યોધન પાંડવોનું રાજ્ય પચાવી પડયો. પાંચ પાંડવોએ સમજાવ્યો, છતાં કંઇ પણ આપવા બંધાયો નહિ. ઉલ્ટો પાંચે પાંડવોને મારી નાખવા અનેકાનેકવિધ ઉપાયો રચ્યા, પણ દ્વારકાધિશ કૃષ્ણપ્રભુએ રક્ષા કરી અને દુર્યોધન તે ઉપાયોમાં નિષ્ફળ નીવડયો. અર્જુનાદિક ચાર ભાઇ તથા સતી દ્રૌપદી અને માતા કુન્તાજીના અત્યાગ્રહથી યુધિષ્ઠિર યુદ્ધ કરવા તૈયાર થયા.

ત્યારે યુધિષ્ઠિરે કૃષ્ણુપરમાત્માને છેલ્લીવાર બોલાવીને કહ્યું, અમારે યુદ્ધ કરવું નથી. અને અમારૂં રાજ્ય અમારે પાછું લેવું, એ ચોક્કસ. પણ હજી એકવાર દુર્યોધનને જરા સમજાવો તો ઠીક. જો અમને વધારે નહિ પણ પાંચ ગામડાં આપે તો અમારે યુદ્ધ કરવું નથી. એમાંથી જ નિર્વાહ કરી લઇશું. જો કે એ રાજ્ય અમારૂં આપેલું ભોગવે છે. અમારા પિતાએ યુદ્ધમાં ચોરાશી હજાર દેશ જીતેલા, પરન્તુ જ્યારે બ્રાહ્મણના શાપનું પ્રાયશ્ચિત કરવા વનમાં જવું પડયું, ત્યારે તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હું આવું ત્યાં સુધી આ રાજ્યાસને બેસીને તું કાકા ભીષ્મપિતાને આગળ રાખી તેમની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવજે. પ્રજાને પુત્ર સમાન ગણી પાલન કરજે. હું બાર વરસ સુધી વનમાં રહીને પાછો આવીશ, ત્યારે આ રાજ્યાસન લઇશ. આમ અમારા પિતાએ તેને સોંપેલું છતાં, તેઓ અન્યાયથી રાજ્યના માલિક થઇ પડયા. તો ભલે તે જ ભોગવે, પણ અમને અમારો નિભાવ થાય એવું કંઇક આપે તો યુદ્ધમાં હજારો જીવોનો સંહાર થતો અટકી જાય. માટે તમો હજી છેલ્લીવાર પંચાત કરવા જાઓ.

## કૃષ્ણવિષ્ટિ

કૃષ્ણ પ્રભુ યુધિષ્ઠિરના આગ્રહથી દુર્યોધન પાસે ગયા. ઘણું ઘણું સમજાવ્યો પણ ભાવી પાસે કોનું જોર ચાલે? વળી **विनाशकाले विपरित बुद्धिः** તેમનો વિનાશકાળ નજીક આવ્યો હોવાથી તેઓને ઘણું ઘણું સમજાવ્યા છતાં પણ સમજ્યા નહિ. અને ઉલટુ કૃષ્ણજીનું સખ્ત શબ્દોથી અપમાન કરી, પૂરમાંથી બહાર નીકળી જવાને કહ્યું. ત્યારે કૃષ્ણચંદ્ર તેને યુદ્ધનું નોતરૂં આપી ચાલી નીકળ્યા.

## ભાવઘેલી ભોળીનો ભાવ

કૃષ્ણજી પોતાના ભાવિક ભક્ત વિદુરનો ભાવ પુરો કરવા અને ભક્તોને પોતાના ચરિત્રનું ભાન કરાવવા તેમના ઘરે ગયા. ત્યાં વિદુરપત્ની સ્રીસ્વભાવથી ખડકી વાસી નગ્ન સ્નાન કરતાં

હતાં. ત્યાં ભક્તના ભાવની પરીક્ષા કરવા કૃષ્ણ પરમાત્માએ આવી ખડકીની સાંકળ ખખડાવી. 'કોણ છે?' 'એ તો હું કૃષ્ણ છું.' માજી ! કમાડ ઉઘાડો. કૃષ્ણ નામ સાંભળતાં જ હર્ષઘેલાં વિદુરપત્ની બેબાકળાં નગ્નપણે ઉઠી કમાડ ઉઘાડી 'પધારો પધારો' કહેવા માંડયાં. કૃષ્ણ એકદમ અવળે મોઢે થઇને કહે, 'માજી લૂગડાં પહેરો.' ત્યારે વિદુરપત્ની ભાનમાં આવ્યાં. 'કૃપાનાથ! હું ઘરડી, ભાન વિનાની, તેથી મારો અપરાધ માફ કરજો. અમારૂં આજ મોટું ભાગ્ય ફળ્યું. આપ અણધાર્યા ઓચિન્તા પધાર્યા!' કૃષ્ણ કહે, પાંડવોની છેલ્લી પંચાત કરવા દુર્યોધન પાસે આવ્યો, પણ તેણે કંઇ પાંડવોને આપવાનું કહ્યું નહિ અને ઉલટું સભામાં મારૂં અપમાન કર્યું અને મારે એટલું કર્યું. આથી હું એને યુદ્ધનું નોતરૂં આપી જતો હતો, પણ ભૂખ લાગવાથી તમારે ઘરે આવ્યો છું. તો ખાવાનું હોય તો કંઈક આપો.' વિદુરપત્ની કહે, 'કૃપાનાથ! લ્યો આ કેળાં જમાડું અને ભગત હમણાં ગામમાંથી આવશે કે જમવાનું કરીશું.' આમ કહી **કેળાં લાવી પ્રેમમાં ને પ્રેમમાં છાલ ઉખાડી ભગવાનને જમવા આપી. ગર્ભ નાખી દેવા માંડયો. ભગવાન મંદ મંદ હસતા હસતા જમવા જાય છે, ત્યાં તો વિદુરભક્ત આવ્યા અને ભગવાનને છાલ જમાડતા જોઇ, અરે ગાંડી ! આ શું કરે છે? ગર્ભ નાખી દઈ છાલ જમાડે છે?** એટલે ભાનમાં આવી. અરરર! બહુ ખોટું કર્યું. મેં ગાંડીએ તમને છાલડાં ખવરાવ્યાં. આમ કહી કેળાંનો ગર્ભ જમાડવા માંડયો. કૃષ્ણ કહે, 'માજી, જેવો પ્રથમ સ્વાદ આવતો તેવો આમાં આવતો નથી.' પછી વિદુરપત્નીએ પતિને કહ્યું કે, 'ભગવાન ભૂખ્યા થયા છે તો સીધું લઇ આવો.' ત્યારે વિદુર કહે, 'આજે દુર્યોધને બજાર બન્ધ કરાવ્યો છે. તેથી કંઈ પણ મળે તેમ નથી. છતાં હું કૃષ્ણને આપણે ઘેર આવતા જાણી બધે ફર્યો, પણ ક્યાંયથી કંઈ પણ મળ્યું નથી, છતાં હજી પણ એકવાર બજારમાં જઈ આવું.' આમ કહી ગયા; પણ સીધું ક્યાંય મળ્યું નહિ. ત્યારે ખેતરોમાં ભાજી દેખી તે

લઈને ઘેર આવ્યા. વિદુરપત્નીએ ભાજી રાંધી ભાવથી જમવા આપી ભગવાન તેમનો ભાવ જોઇ ભાજી આરોગ્યા. ભગવાન કહે, મને ભાજી બહુ વહાલી છે. હવે ખૂબ ધરાયો. પંચ પકવાન્નની પણ હવે રૂચિ નથી.

**આવી રીતે ભૂખ્યા ભૂધરે ભક્તના ભાવથી કેળાંનાં છોડલાં ખાધાં. ભાજી ખાધી. માટે ભગવાન ભાવના ભૂખ્યા છે, પણ ભોજનના ભૂખ્યા નથી.**

વાચક ! હજી આગળ ચાલ.

## ગાંફના વસ્તા રાવળની સાળીનો ભાવ

ગામ ગાંફના વસ્તો રાવળ ઘરભંગ થયા, ત્યારે તેમની સાળી ઘરનું બધું કામ કરી જતી. તેમને એક ભેંસ હતી. વસ્તા રાવળે જાણ્યું જે, આ બાઇને બહુ મહેનત પડે છે. તો લાવ ભેંસ વેચી દઉં. એમ જાણી રૂપીઆ એંશીમાં ભેંસ વેચી દીધી. જ્યારે બાઈએ ભેંસ ન દેખી, ત્યારે ભેંસ કયાં ? આમ પૂછયું. તો વસ્તો રાવળ કહે, એ તો વેચી દીધી. અરરર ! આ શું કર્યું ? ભેંસ વેચી દીધી ? આટઆટલું તમારા ઘરનું કામ કરૂં છું, તો મને પૂછયુંયે નહિ. ભેંસનો દાખડો હતો તે તો મારે કરવાનો હતો. વસ્તો રાવળ કહે, મેં જાણ્યું જે તમને દાખડો બહુ પડે છે તે લાવ વેચી દઉં. એમ જાણી વેચી દીધી. બાઈ કહે, આનું દૂધ ઘણું ઘાટું સ્વાદુ, ને સારૂં છે. તેથી મારે આના દૂધનો દૂધપાક કરી ભગવાન સ્વામિનારાયણને જમાડવા હતા, અને એટલા સારૂ જ તમારા ઘરનું બધું કામ કુટતી હતી. તે એ મારો સંકલ્પ તમે ખોટો કર્યો. આમ કહી ઉદાસ થઈ ગયાં.

વસ્તો રાવળ કહે, એમાં ઉદાસ કેમ થાઓ છો ? દૂધપાક કરી મહારાજને જમાડવાનો સંકલ્પ હોય તો કરો દૂધપાક. આજનું દૂધ તો પડયું છે. તે બાઈ કહે, પણ હાલ મહારાજ કયાં છે ? એ તો કચ્છમાં છે. વસ્તોરાવળ કહે, ગમે ત્યાં હશે પણ ભગવાન ભાવના ભૂખ્યા છે. તે તમારો સાચો ભાવ હશે

તો અહીં પધારશે, ને તમારા હાથે જમશે. અગર આ ગોખલામાં મૂર્તિ છે, તો તે દ્વારાયે જમશે. માટે ઊઠો, થાઓ બેઠાં અને કરો દૂધપાક. આમ બહુ કહ્યું. બાઈ કહે, મારે તો ખરેખરો ભાવ છે. પણ મહારાજ નથી. રાવળ કહે, ભાવિક ભક્તોની આગળ તો મહારાજ એકપગે ખડા છે. તેનાથી જરા પણ છેટા નથી. માટે ઊઠો. કરો પરીક્ષા. જો સાચો ભાવ હશે, તો જરૂર ભગવાન દૂધપાક જમશે. મનુષ્યમૂર્તિ જે કચ્છમાં છે તે, અને આ ગોખલામાં પ્રતિમાસ્વરૂપ છે તે બન્ને એક જ છે. જરા પણ ફેર નથી. માટે ઊઠો. કરો દૂધપાક. ભગવાન તમારો ભાવ હશે તો જરૂર પૂરો કરશે. આમ બહુ કહ્યું ત્યારે બાઈ બેઠાં થઈ સ્નાન કરી પવિત્રપણે રસોઇ કરવા મંડયાં. ને વસ્તો રાવળ કહે, હું દૂધપાકની સાકર તથા મસાલો લઇ આવું. આમ કહી બજારમાં ગયા અને સાકર લઈ દુકાને મસાલો લેતા હતા ત્યાં તો ભાવભૂખ્યા ભગવાન શ્રીહરિ પોતે સ્વાર થએલા ઘોડાની વાળેલી ભેગા સાત આઠ પોતાના સખા સ્વાર તે સૌ ધડબડ ધડબડ કરતા બજાર સોંસરા આવ્યા. વસ્તારાવળને દેખી, વસ્તારાવળ ! જય સ્વામિનારાયણ ! ત્યાં તો વસ્તારાવળે દેખ્યા અહોહોહો ! મહારાજ ! કૃપાનાથ ! તમે કયાંથી ? મહારાજ કહે, કયાંથી બ્યાંથી પછી પૂછજો. પણ અમને ભૂખ લાગી છે. બે ગાઉનો ફેર ખાઇને અહીં તમારે ત્યાં આવ્યા છીએ. માટે ખાવાનું હોય તો આપો. અમારે છેટે જવું છે. અરે કૃપાનાથ ! તમારા માટે જ રસોઇ થાય છે. અને આ સાકર તથા મસાલો લેવા આવ્યો છું. મહારાજ કહે, ઊઠો. ઘેર ચાલો. જમવાની તૈયારી કરાવો. વસ્તો રાવળ હર્ષમાં ને હર્ષમાં આગળ દોડયા અને ઘરના ફળીયામાં પેસતાં, 'મહારાજ પધાર્યા છે. મહારાજ પધાર્યા છે,' એમ બૂમ પાડવા માંડી. એ સાંભળતાં બાઈ બેબાકળી બહાર નીકળી જુએ છે ત્યાં તો મહારાજને દેખ્યા. અહોહોહો ! કૃપાનાથ ! તમે પધાર્યા ? એમ કહી પગે લાગી. મહારાજ કહે, શું કરો છો ? તો કહે, કૃપાનાથ આપના

માટે થાળ કરૂં છું. અરે જલ્દી કરો. અમે ભૂખ્યા થયા છીએ. બાઈ કહે 'મહારાજ, કરો તૈયારી. ત્યારે મહારાજ ઊભા થયા ને હાથપગ ધોઈ બેઠા પાટલે. સખાઓ પણ ભેઠયો છોડી ટપોટપ જમવા બેસી ગયા. બાઇએ તો બધુંયે તૈયાર કરી માંડયું પીરસવા. અને મહારાજે તથા સખાઓએ માંડયું જમવા. મહારાજ કહે, દૂધપાક બહુ ભારે કર્યો છે. આવો દૂધપાક તો લાડુબા, જીવુબા ને ગંગામાને પણ આવડતો નથી. એમ કહેતા જાય અને પાર્ષદોને કહે. હં, હં, જમજ્યો. આવું આગળ નહિ મળે. એમ કહી વારંવાર દૂધપાક માગી માગી પીવા મંડયા. પાર્ષદોને કહે, સબડકા શું ભરો છો ? તાંસળીયું મોઢે માંડોને. એમ કહી પાર્ષદોને પણ પીવડાવ્યો. મહારાજ પેટે હાથ ફેરવી કહે, ખૂબ જમ્યા. બેઠું થવાશે નહિ. બાઇ કહે, મહારાજ આજ તો અહીં રહો. સવારે પધારજો. મહારાજ કહે, રહેવાય તેમ નથી. આ તો તમારો ભાવ દેખીને અને ભૂખ લાગી હતી, તેથી બે ગાઉનો ફેર ખાઇને અહીં આવ્યા છીએ. વસ્તો રાવળ કહે, મહારાજ ! આ બાઇનો ભાવ ઘણો છે. દૂધપાક પણ બહુ જમ્યા છો. માટે આજ તો અહીં જ વિસામો ખાઓ. મહારાજ કહે, અમે એક અને ભક્તો અનેક. જેમ આ બાઈ ભાવિક છે તેમ બીજા પણ ભાવિક ભક્તો હોય તે અમારે સૌનો ભાવ પૂરો કરવો જોઇએ. આમ કહી મહારાજ તો ઊઠી મુખવાસ લઈ, કરી તૈયારી. જય સ્વામિનારાયણ કહેતાં જ કરી માણકીની સ્વારી. પાર્ષદો પણ કમર કસી સ્વાર થઈ ગયા, ને માંડયા ચાલવા. બાઈ તથા વસ્તો રાવળ અને બીજાં કેટલાંક ગામનાં માણસો મહારાજને વળોટાવા ચાલ્યા. ઝાંપો આવ્યો કે મહારાજ કહે, જય સ્વામિનારાયણ ! ઊભા રહો. એમ કહેતાં જ ઘોડાં દોડાવ્યાં. તે સહુયે દોડતાં દેખ્યાં; પણ તુરત જ વીજળીના ઝબકારાની પેઠે અદૃશ્ય થઇ ગયાં. અરે આ શું ? મહારાજ ક્યાં ? સવારો ક્યાં ? આમ અતિ વિસ્મય પામી ગયાં.

વસ્તો રાવળ જાણી ગયા. જે આ તો દિવ્ય દેહે પધાર્યા.

પછી લોકોને કહે, ભગવાન તો અહીં આવ્યાયે નથી અને ગયાયે નથી. હાલ તો મહારાજ કચ્છ દેશમાં વિચરે છે; પણ ભાવિક ભક્તોના ભાવ પૂર્ણ કરવા આ સત્સંગમાં અનેકરૂપે વિચરે છે. આ બાઇનો દૂધપાક જમાડવાનો ભાવ જોઇ તેનો ભાવ પૂરો કરવા અને આપણને દર્શન દેવા પધાર્યા હતા. આ જોઇ ગામના કેટલાય લોકો સત્સંગી થઈ ગયા. આમ ભગવાન ભાવનાં ભૂખ્યા છે, પણ માન, પાન, દાન કે ભોજનના ભૂખ્યા નથી.

## ભાવિક ભક્તનો ભાવ દેખી રોટલો જમવા આવ્યા

એક ગામમાં દેવ જેવાં પવિત્ર દેવબાઈ નામે એક પરમ ભક્ત સ્રી હતી. તે રોટલા કરતાં કરતાં એક રોટલો સારો ફૂલ્યો જાણી તાવડીમાંથી લેતાં જ વાહ, વાહ, આ રોટલો તો મારો ભગવાન આરોગે એવો થયો છે. આમ બોલેલાં. પછી રોટલાદાળ કરી, પોતે જમી ટોપલામાં રોટલા અને દાળનું હાંલ્લું ભરી મૂકયું ને ખેતરે ભાત દેવા નીકળ્યાં. ત્યાં તો તેમનો ભાવ પૂરો કરવા ભાવિક ભક્તોના ભગવાન શ્રીહરિ પોતે બાવાવેષે સામા આવી કહે, 'માઇ બહોત ભૂખ લગી હૈ. બહોત દૂરસે આતા હું. થક ગયા હું. અબ પાઉંમેં ચલનશક્તિ નહિં રહી હૈ. ઇસલીયે કુછ રોટીબોટી હોવે તો દે. ભગવાન તેરા કલ્યાણ કરેંગે.' દેવબાઈ કહે. 'મને તો સ્વામિનારાયણ મળ્યા છે ત્યારથી મારૂં તો કલ્યાણ થઇ રહ્યું છે, પણ તારે રોટલો જોઇએ તો લે આપું.' આમ કહી ટોપલો નીચે મૂકી મહીંથી રોટલો લઇને, 'લે રોટલો.' ત્યારે બાવારૂપે મહારાજ કહે, એ નાહીં દૂસરા દે. ત્યારે બીજો કાઢી કહે, લે, આ. ત્યારે મહારાજ કહે એબી નાહીં. ઇસકે નીચેસે નીચે ચોથી રોટી હૈ વો મેરેકો દે. વો મેરી રોટી હય. બાઇ કહે, મહારાજ એ રોટી તમારી કેવી? મહારાજ કહે? જબ તું રોટી કરતીથી ઉસ બખત તુમ બોલીથી કે યહ રોટી તો મેરા ભગવાન આરોગે ઐસી હૈ, તો

યહ રોટી ચોથી હમારી હય. તો સાધુલોગ એ ભગવાનકા સ્વરૂપ હૈ. યહ ચોથી રોટી હમારી હુઇ તો હમકુ દે. દેવબાઇ વિચારમાં પડી ગયાં. આ બાવો કંઈક ચમત્કારી છે. નહિ તો એને મારા સંકલ્પની કયાંથી ખબર પડે? પણ હશે, જગતમાં ઘણાય ચમત્કારી, સિદ્ધિવાળા ને જાદુવાળા હોય છે. હશે, ગમે તે હોય, આપણે શું? એમ વિચાર કરતાં ચોથો રોટલો કાઢી, લ્યો બાવાજી, આ રોટલો. પછી મહારાજ હસતા હસતા રોટલો લઇ જમવા મંડયા. દેવબાઇ કહે, મહારાજ! કલાડામાં દાળ આપું? તો કહે નાંહિ માઇ. દાળકી જરૂર નહિ હૈ. યહ રોટી તો લડુસેં બી અચ્છી લગતી હૈં. એમ કહી રોટલો ખાઈ રહ્યા પછી દેવબાઈ કહે, 'મહારાજ! બીજો આપું?' તો કહે, 'ના માઈ, અબ ઉદર પૂર્ણ હો ગયા. માઈ તુમને અચ્છા કામ કીયા. મેં તુમારે પર બોત પ્રસન્ન હુઆ હું.'

માઈ તુમ કીનકી ઉપાસક હો? તો કહે, 'હું તો સ્વામિનારાયણ ભગવાનની ભગત છું' બાઇ! વ્હો તેરા સ્વામિનારાયણ અબી કહાં હય? તો કહે, મહારાજ એ તો હમણાં ગુજરાતમાં અમદાવાદ ભણી ગયા છે. ત્યારે બાવો કહે, જુઠ કાઇકું બોલતી હય, વ્હો સ્વામિનારાયણ દેખ તેરે પીછે ખડા હય. એમ કહી બાવા સ્વરૂપે મહારાજ અદૃશ્ય થઇ ગયા અને દેવબાઇ પાછું વાળી જુએ છે ત્યાં તો દેખ્યા મહારાજને. અહોહોહો! કૃપાનાથ! તમે કયાંથી? મહારાજ કહે, તેં સંકલ્પ કર્યો હતો કે આ રોટલો મારો ભગવાન આરોગે એવો છે. તે તારો ભગવાન તો હું છું. તેથી તારો સંકલ્પ સત્ય કરવા હું અડવાણે પગે દોડતો આવ્યો છું. બાઇ તો ખોળો પાથરી હર્ષાશ્રુ લાવી વારંવાર પગે લાગવા મંડયા. અરે મહારાજ! તમે મારા ઉપર બહુ દયા કરી. આવી ને આવી હંમેશાં ખબર લેતા રહેજો. મહારાજ કહે, આ લોકમાં અમારી જે જે ક્રિયા છે તે ભગવાનના ભક્તોના અર્થે છે. અમો અનેક રૂપે થઇને ભક્તોના ભાવ પૂરા કરવા સારૂં સત્સંગમાં સર્વત્ર વિચરીએ છીએ. આમ બોલતાં જ મહારાજ અદૃશ્ય થઇ ગયા.

વાચક! હજી આગળ ચાલ.

એક વખત લોયાના પરમ ભગવદી મુક્તરાજ માનબાઈનો ભાવ પુરો કરવા ભાવભૂખ્યા ભૂધરજી ભગવાન શ્રી હરિ બપોર વખતે ઘેર આવ્યા. માનબાઇ ભાતનો સુંડલો માથે ઉપાડી હાથમાં દાળનું હાંલ્લુ લઈ ખડકીમાંથી જેવા બહાર નીકળે છે, ત્યાં તો માનબાઇ! જય સ્વામિનારાયણ! એમ કહી ઉભા. ડોસીએ મહારાજને દેખ્યા. અહોહોહો! મહારાજ! તમે ક્યાંથી? એકલા કેમ? મહારાજ કહે, એકલા નથી. ભેળા મહાનુભાવાનંદસ્વામી આદિક પાંચ સાત સાધુ છે. અહીંથી બીજે ગામ જઇએ છીએ. પણ અમે સહુ ભૂખ્યા બહુ થયા છીએ તે ખાવાનું લેવા આવ્યા છીએ. માનબાઈ કહે, મહારાજ પધારો મહીં. બેસો. સાથેના સાધુઓને હું બોલાવી લાવું. મહારાજ કહે, પધારવાનું કે બેસવાનું કહેવું રહેવા દ્યો. ભૂખ બહુ લાગી છે તેનું કંઇક કરો. મહારાજ જમવાનું બનાવી દઉં છું, વાર નહિ લાગે. સાધુને બોલાવી લાવો.

મહારાજ કહે, તમે ક્યાં જાઓ છો? બાપજી, હું તો ખેતર ભાત દેવા જાઉં છું. ત્યારે એ ભાત અમને આપોને? તમે બીજું ભાત કરી લેજો. માનબાઇ હસ્તે વદને કહે, મહારાજ! આ ભાત તો તમારાથી ન ખવાય. આ તો અમારાં ઢોરાં ખાય. કાં તો અમારા નરપશુ કણબા ખાય. તમારા માટે હમણાં નવું કરી દઉં છું. મહારાજ કહે, ઝટ કરો. બાઈ તો નાહીને પેઠાં રસોડામાં.

મહારાજ કહે, ભાતનું મોડું થાશે તો પટેલ કાંઇ બોલશે ખરા કે? ના મહારાજ, પટેલ તો સુંવાળા સાપ જેવા છે. તે બોલે એવા નથી. પણ મુંગે મોઢે પરોણે પૂજા કરે એવા છે. મહારાજ કહે, અમારા સારુ પટેલ તમને મારે કે વઢે તે ઠીક ન કહેવાય, માટે લાવો તમારૂં કામ અમે કરીએ. મહારાજ કહે, પટેલ કયે ખેતર ગયા છે? તે કેટલું છેટું છે? મહારાજ દોઢેક ગાઉ છેટે, આથમણી કોરે. તલાવડીની પડખે છે. મહારાજ કહે,

ખેતર જોયું નથી; પણ તમારા ધણી મરઘા પટેલને અમો ઓળખીએ છીએ. એમ કહેતાં જ માથે ટોપલો અને હાથમાં હાંલ્લું લઇ થયા ચાલતા. માનબાઇ દોડતાં દોડતાં બહાર આવ્યાં. અરે મહારાજ! કૃપાનાથ! તમારાથી ભાત દેવા ન જવાય. રહેવા દ્યો રહેવા દ્યો. મહારાજ કહે, માનબાઇ! તમે અમારૂં કામ કરો છો તો આટલું તમારૂં કામ અમે ન કરીએ? એમ કહતાં જ ડોસી ના ના પાડતાં રહ્યાં અને મહારાજ તો ખડકીની બહાર નીકળી ચાલતા થઈ ગયા. બાઇએ રોટલા કરવા માંડયા હવે ખેતરમાં મરઘો પટેલ ભાતનું મોડું થવાથી માર્ગ સામે ડોળા ફાડી જોઇ રહ્યો હતો. ત્યાં તો મહારાજને છેટેથી જોઇને એકદમ ઊભો થઇ બીજાને કહે, અલ્યા ઓ! આવો, આવો. કૌતુક દેખાડું. જુઓ પેલો ભાત લઈને આવે એને ઓળખ્યો? એ મારી ઘરવાળીનો ભગવાન છે. ઘરવાળી એમના સારૂ જમણુ કરવા રહી હશે અને આ ઘરવાળીને બદલે પોતે ભાત દેવા આવે છે. અલ્યા, આ ભગવાન તો પોતાના ભક્તનું ય કામ કરે છે. આમ મરઘો પટેલ બોલે છે. ત્યાં તો મહારાજ નજીક આવી પહોંચ્યા. મરઘા પટેલ! રામ રામ. કંઈ ઓળખાણ પડે છે? હા, હા, મહારાજ, ચ્યમ ઓળખાણ ન પડે? તમે મારી ઘરવાળીના ભગવાન છો. મહારાજ કહે, એ અમારા સારૂ રોટલા કરવા રહ્યાં છે અને એમને માટે અમે ભાત દેવા આવ્યા છીએ. લ્યો હવે જમો. મોડું થઈ ગયું છે. પછી પટેલ અને સૌ સાથી જમવા બેઠા.

## મહારાજ વાવે છે અને કોસ હાંકે છે

પટેલ કહે, અલ્યા રત્ના! ઘરવાળી આવી હોત તો થોડું વાવત ખરી. મહારાજ કહે, 'એને વાવતાં આવડે?' તો કહે, 'હોવે મહારાજ, અમારા કણબીનાં બૈરાં તો વાવેય ખરાં અને કોસેય તાણે.' મહારાજ કહે, 'લ્યો ત્યારે એમના સાટાનું કામ અમે કરીએ.' એમ કહેતાં જ બળદોને જોડી બાજરાની ઓય ભરી મંડયા વાવવા. મરઘો કાકો કહે, મહારાજ રહેવા દ્યો રહેવા દ્યો.

તમને ના આવડે. મહારાજ કહે, અમે ઘેર હતા ત્યારે બધું ય કરતા. એમ કહી જોતજોતામાં અરધો વીઘો બાજરો વાવી દીધો. પછી સાથીએ જઇ બંધ કરાવી દીધો. એટલે મહારાજ કોસ તાણવા મંડયા. તે ના પાડતાં પાડતાં બે ત્રણ કોસ કાઢી નાંખ્યા. પછી મરઘો પટેલ પોતે આવી પગમાં પડયો. મહારાજ તમે તો બહુ મોટા ભગવાન છો. અહોહોહો! તમે ભગતના પણ ભગત છો. બાપજી! આજથી હું તમારો છું. જેમ મારી ઘરવાળીના ગુરુ છો, તેમ આજથી મારા પણ ગુરુ છો. મહારાજ કહે, તમારી ઘરવાળી બહુ મોટી ભક્ત છે. એને તમે લડશો નહિ. તમે પણ આ ગળેથી રુદ્રાક્ષનો મણકો કાઢી તુલસીની કંઠી પહેરજો. નહાવાનો નિયમ રાખજો. બધું કામકાજ કરતાં સ્વામિનારાયણ! સ્વામિનારાયણ! અખંડ ભજન કરજો. આમ મરઘા પટેલને સત્સંગી કરી પટેલ જય સ્વામિનારાયણ! હવે અમે જઇએ છીએ, એમ કહી ચાલતા થયા. ગામને ગોંદરે સાધુ બેઠા હતા તેમને લઈ ઘેર આવ્યા. માનબાઇ! ખાધાની શી વાર છે? હવે તો પેટમાં બિલાડાં બોલે છે. માનબાઇ કહે, મહારાજ જમવાનું તૈયાર છે. આવો, પધારો, પાટલા ઉપર બેસી જાઓ. મહારાજ તથા સંતો પાટલે બેઠા અને માનબાઈએ રોટલા, અડદની દાળ અને ઉપર ઘી ગોળ ખૂબ પીરસ્યું. મહારાજ જમવા મંડયા. આંબલીના કાતરાની ચટણી અને ભેંસની જાડી છાસ ખૂબ પીરસી. મહારાજ તો બે તાંસળાં અડદની દાળ અને બે તાંસળી છાસ પી ગયા. ચટણી તથા રોટલો ખૂબ જમ્યા અને ગોળ પડતો મૂકયો. મહારાજપેટે હાથ ફેરવતા જાય અને આજ તો ખૂબ જમ્યા એમ કહેતા જાય. દાળનાં તથા ચટણીનાં ખૂબ વખાણ કર્યાં. માનબાઇ કહે, મહારાજ આજ રહો અને વાતો કરી પટેલને કંઈક નોરમાં લાવો. મહારાજ કહે, એ તો અમારા સત્સંગી થઇ ગયા. એના ગળા માંથી આજ રુદ્રાક્ષનો મણકો કાઢયો છે. ઘેર આવે ત્યારે કંઠી પહેરાવજો. આમ કહી થોડીવારે તરત જ ઉભા

થયા. લ્યો માનબાઇ જય સ્વામિનારાયણ! હવે અમે ચાલશું. માનબાઇ રહો રહો કહેતાં રહ્યાં અને મહારાજ ચાલતા થયા. મહારાજ કહે, હજી અમારે ઘણે છેટે જવું છે. એમ કહી ચાલી નીકળ્યા.

વાચક! આ લોકમાં પોતાના ભાવીક ભક્તોના ભાવ પુરો કરવા તેમને ઇચ્છિત સુખ આપવા અને એકાંતિક ધર્મનું સંસ્થાપન કરવા ભગવાનના અવતારો થયા છે અને થાય છે. તેમનો જે જીવ જ્યારે આશ્રય કરે છે ત્યારે જ કર્મ, કામ ને માયાના બન્ધનથી આ જીવ મુક્ત થાય છે અને પરંપદને પામી સુખી થાય છે. માટે દરેક શ્રેયસ્સાધકે ભગવાનનો દૃઢાશ્રય કરી લેવો.



## ॥ ભાવી બળવાન છે ॥



આ લોકમાં સારૂંનરસું જે ભાવી છે તેને ભોગવવું પડે છે. ભાવી એટલે જે થવાનું હોય તે. મોટાઓને પણ ભાવી ભોગવવું પડે છે. બળીરાજા, નળરાજા, પાંડુરાજા અને ધર્મરાજા જેવા સમર્થોને પણ ભાવી ભોગવવું પડયું છે.

અયોધ્યા નગરીના રાજા રામચંદ્રજી સમગ્ર વિશ્વના પતિ કર્મફલપ્રદાતા પરમેશ્વર હતા. તોપણ તેમને ભાવી બળવાન છે, એમ દેખાડી આપ્યું છે. દશરથરાજાએ પોતાની અન્તિમ અવસ્થા આવી જાણી, પોતાના મોટા પુત્ર રામને વિદ્યા, વય, વિવેક, વર્તન અને વિનયાદિક સદ્‌ગુણોથી મોટા જાણી તેમને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો. વસિષ્ઠ ગુરુ પાસે મુહૂર્ત જોવરાવી શુભ દિવસ નિર્ધાર કર્યો. આખાયે શહેરમાં આનંદોદધિની મોટી છોળ્યો ઉછળી રહી. સર્વત્ર આનંદ છવાઈ રહ્યો. પરંતુ જે મુહૂર્તમાં રાજ્યાભિષેક થવાનો હતો તેજ મુહૂર્તમાં તેમના ભાવીએ તેમને વનાભિષેક કર્યો. હવે પૃથ્વીના ભારરૂપ રાવણનો વધ કરાવવાની ઇચ્છાવાળા દેવોએ વિચાર કર્યો કે, રાવણના લલાટમાં વિધિએ લખેલા લેખમાં સીતાનું હરણ, વનચર વાનરદળોથી અને રીંછોથી પોતાની પુરીનો, પ્રજાનો અને કુટુમ્બીઓનો નાશ તથા રામલક્ષ્મણથી પોતાના પુત્ર ઇન્દ્રજીતનો, ભાઇ કુંભકર્ણનો અને પોતાનો નાશ થવાનું લખ્યું છે.

છતાં જો હમણાં રામચંદ્રજી ગાદીએ બેસશે તો વિધાતાનો લેખ ખોટો પડશે. અથવા આ કામમાં કંઇક વિલંબ લાગશે; માટે ચાલો, આપણે સહુ પૃથ્વી ઉપરથી ભાર ઓછો થાય અને ગાયો, બ્રાહ્મણો, ગરીબો અને સાધુઓ સુખી થાય અને રાવણને તેનું

ભાવી ફળે તેમ કરીએ. આમ ધારી મંથરાદાસી તથા કૈકેયી રાણીમાં પ્રવેશ કર્યો.

કૈકેયી બુદ્ધિશાળી અને બહુ વિચક્ષણ હતી. પોતાના પુત્ર ભરત કરતાં પણ રામચંદ્રજીમાં અધિક પ્રેમભાવ રાખવાવાળી હતી. છતાં પાપિણીમંથરાએ બુદ્ધિ ફેરવી અને કહ્યું કે, અલી કૈકેયી ઊઠ. ઊઠ. આમ ભેંસની પેઠે નિરાંતે શું બેસી રહી છે? તારા ઉપર દુઃખનાં વાદળો ઘેરી આવ્યાં. તારા પડતીના ગણેશ બેસી ચૂકયા તું શું નથી જાણુતી? અરે! મૂર્ખી, તું તારા પતિનો તારા પરનો પ્રેમ જોઇને તું સૌભાગ્યનો ગર્વ ધરે છે, પણ તારો સ્વામી દશરથ તો માત્ર ઉપરથી જ સ્વાર્થનો પ્રેમ દર્શાવનારો છે. માટે તારા સૌભાગ્યનો ગર્વ મિથ્યા છે. હે કૈકેયી તારા સૌભાગ્યને નષ્ટ કરનારૂં મોટું કારણ આવી પડયું છે. શું તો આવતી કાલે મહારાજા દશરથ તારી શોકય કૌશલ્યાના પુત્ર રામનો યુવરાજપદે અભિષેક કરવાના છે? આ વાત સાંભળી ત્યારથી મારા હૃદયમાં મોટી આગ ભડભડી ઊઠી છે. તું તારા પતિને ધાર્મિક શુદ્ધભાવવાળો જાણે છે. પરંતુ તે કેવળ કપટી અને પ્રિયવાકયપ્રદાનં કરવાવાળો છે. એટલે મીઠું મીઠું બોલવાવાળો છે. અલી કૈકેયી, જરા આંખ ઉઘાડ! તારા પુત્ર ભરતને મોસાળ મોકલી પાછળથી વડા પુત્ર રામને રાજ્યાભિષેક કરવા ધાર્યો છે. તારા પતિએ તને સૂતી મૂકી તારી શોકયનો મનોરથ પૂર્ણ કરવાનો પ્રારંભ કર્યો છે. જો તારા પર સાચો પ્રેમ હોય તો તને પૂછે ને? આ તો તને ખબરે આપી નથી અને રામને નિષ્કંટક રાજ્યાસન પર અભિષેક કરવાનો નિશ્ચય કર્યો છે. અરે! તું વિચાર તો કર! ઉપેક્ષા કરેલો શત્રુ અથવા પાળેલો સર્પ ઉપેક્ષા કરનારને જેવું ફળ આપે તેવું ફળ આ દશરથ રાજાએ તને આપ્યું. અરે! પોતાની શોકયના પુત્રની વૃદ્ધિ કે જે મરણુ કરતાં પણ વિશેષ લાગે તે જોઇને તને કાંઈ ખેદ થતો નથી? જો તું આ વખતે મૌન થઇ બેસી રહીશ, તો તારી શોકય પોતાના પૂર્વ વૈરનો બદલો જરૂર લેશે; માટે હું તને તારા હિતની ખાતર

કહું છું અને તારા લીધે મારૂં પેટ બળે છે, માટે સૂચવું છું કે તું 'તારા પુત્ર ભરતને રાજ્ય મળે, તારા માનમોટપ દિન પ્રતિ-દિન વધે. અને રામને વનમાં જવું પડે એવો ઉપાય સત્વર કર, જોકે કૈકેયીને મનમાં કપટ ન હતું. રામને વિષે પુત્ર કરતાં પણ અતિ અપૂર્વ પ્રેમ હતો. પણ પાપિણી મંથરાએ તેના ચિત્તને ચકડોળે ચડાવી મૂકયું. અને કહ્યું કે, જેમ બને તેમ **'પાણી પહેલાં પાળ બાંધી લે.'**

કૈકેયી કહે છે કે, હે મંથરા તારા કહેવાથી મને કંઇક મારા હિતનું ભાન થયું. મારી આંખ આજ ઉઘડી. હું આજે જ કૌશલ્યાના દીકરા રામને વનમાં મોકલવા અને મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરાવવા માટે પ્રયત્ન કરીશ. પણ હે પ્રિયે, રામને રાજ્ય ન મળે અને વનવાસ મળે એનો મારે ઉપાય શો કરવો ? મંથરા કહે, કૈકેયી, પૂર્વે દેવો અને અસુરોને જ્યારે રણસંગ્રામ થયો હતો, ત્યારે દેવતાઓનો પક્ષ કરવા કેટલાક સમર્થ રાજાઓ સહિત તારો પતિ દશરથ તને સાથે લઇને લડાઇમાં ગયો હતો. ત્યારે તિમિર-ધ્વજ નામનો અસુર કે જેનું બીજું નામ શંબરાસુર હતું. તે મહાન બલિષ્ટ, ગર્વિષ્ટ અને માયાવી હતો. તેની સંગાથે તારા પતિને મહાન તુમુલ યુદ્ધ થયું. તેમાં તારા પતિના સર્વ અંગો અસુરોના શસ્ત્ર વડે વીંધાઈ ગયા અને મૂર્છિત થઈ રથમાં પડી ગયો. અને સારથીને પણ રથ ઉપરથી ઉડાવી દીધો. તે વખતે તું સારથીના સ્થાન પર બેસી તારા પતિનો બચાવ કરવા સંગ્રામમાંથી રથને દૂર લઈ ગઇ.

ત્યાં પણ જ્યારે અસુરોનો શસ્ત્રપ્રહાર થવા લાગ્યો, ત્યારે તું નહિં ગભરાતાં ત્યાંથી પણ એકદમ રથને દૂર લઈ જઇને તારા પતિની રક્ષા કરી. જ્યારે મૂર્છામાંથી તારા પતિ જાગ્યા અને સ્વસ્થ થઇ તેં બચાવ કર્યો તે વાત જાણી, ત્યારે તારા ઉપર પ્રસન્ન થઇ વર માગવાનું કહ્યું કે, તું બે વાર રણસંગ્રામમાંથી મને બચાવવા દૂર લઈ ગઇ; માટે બે વર માગ્ય. ત્યારે તેં કહ્યું કે, એ બે વર

તમારી પાસે હું થાપણ તરીકે રાખું છું. જ્યારે મારી ઇચ્છા થશે ત્યારે હું તમારી પાસેથી માગી લઇશ. આમ કહેલું છે. તેથી એ બે વરદાન અત્યારે માગવાનો સમય છે. તેમાં એક વરદાનમાં ભરતને રાજ્યાસન મળવાનું અને બીજા વરદાનમાં રામને ચૌદ વર્ષ વનમાં કાઢવાનું માગી લે. અને તું વસ્ત્ર અલંકાર શરીર ઉપરથી ઉતારી મેલાં વસ્ત્ર પહેરી એકાંત ઓરડામાં ક્રોધાયમાન બની પૃથ્વી ઉપર પડી રહે. રાજા આવે તો પણ તારે બોલવું નહિ. ક્રોધવચનથી તેનો તિરસ્કાર કરવો. અને હીરા, માણેક, રત્ન, જવાહીર કે ચહાય તેવું અખૂટ નાણું આપે તોપણ તારે ઉપર કથેલાં બે વરદાન માગ્યા સિવાય રહેવું નહિ. આવી રીતે દુષ્ટ સ્વભાવી મંથરાએ કૈકેયીના મનને ફેરવી નાંખ્યું અને મહાન મંગળ કાર્યમાં અમંગળ કરી દીધું. ઘણા ઘણા ઉપાયથી રાજાએ સમજાવી, તો પણ એકની બે ન થઈ. રાજાએ નીતરતી આંખે અને મુક્ત સ્વરે તેના ચરણને પકડી ઘણી ઘણી આજીજી કરી કહ્યું કે, તારા પુત્રને ભલે રાજગાદી ઉપર બેસાડ. હું, રામ, લક્ષ્મણ સર્વે તારા પુત્રની પ્રજા તરીકે રહીએ. તું કહે તેમ કરીએ, પણ રામને વનમાં મોકલવાનું બંધ કર. આમ અનેકવિધ વચનોથી ઘણી ઘણી સમજાવી, પણ મંથરાના પુન્યપ્રભાવે જરાપણ અસર થઇ નહિ. આથી રામને વનમાં જવું પડયું. પાછળથી દશરથનું મૃત્યુ થયું, ને ભરતજીએ પણ આવીને પોતાની માતાને ખૂબ ઠપકો દીધો. અને પોતે રામ સિવાય શહેરમાં ન પેસવું. ને કૈકેયીનું મુખ ન જોવું એવો નિશ્ચય કરીને બહાર પર્ણકુટી બાંધીને રહ્યા.

વાચકો! જુઓ તો ખરા, ભાવી શું નથી કરતું ? ભાવીને કોઇ અટકાવી શકયું નથી. ભગવાનની અથવા ભગવાનના એકાંતિક ભક્તની જેના ઉપર કૃપા હોય, તે જ ભાવીને અટકાવે છે, નિર્બળ કરે છે. તેના ઉપર ભાવીનું લેશમાત્ર જોર ચાલતું નથી.

ધર્મરાજા યુધિષ્ઠિર કેવા ધર્મની મૂર્તિસમા અને શાસ્ત્રવેત્તા હતા! છતાં ભાવીના ભૂલાવાથી જુગટું રમ્યા. અને દ્રૌપદી મૂકવાનું પણ કર્યું તો વનોવન ભમવું પડયું.

અને મહત્તર દુઃખ પામ્યા માટે ભાવી જેવું હોય છે તેવું જ થાય છે.

નળ રાજા સમર્થ, સત્યવાદી, શૂરવીર અને એક પત્નીવ્રત, વાળો હતો. રાજનીતિજ્ઞ અને શાસ્ત્રજ્ઞ હતો. તોપણ પોતાના ભાવીના જોરથી સત્યાસત્યનું ભાન ભૂલી બન્ધુ પુષ્કરથી જુગટું રમીને કેટલું ય દુઃખ પામ્યો.

ભગવાન વિષ્ણુદેવ વામનરૂપે બળીરાજાના યજ્ઞમાં આવી, **भिक्षान्देहि** આમ કહી ઊભા રહ્યા. બળીરાજા તેમનું ભવ્ય કાન્તિમય વામનરૂપ વિપ્રબાલ જોઇ મોહિત થઈ ગયો.

**स्वस्ति स्वागतमर्थ्यहं वदविभो किं दीयतां मेदिनी ।**
**का मात्रा मम विक्रमत्रयपदं दत्तं जलं दीयताम् ॥**
**मा देहीत्युशनाब्रवीद्धरिरयं पात्रं किमस्मात् परं ।**
**चेत्येवं बलिनार्चितोमखमुखे पायात् सवो वामनः ॥**

એકદમ ઉભો થઈ 'કલ્યાણ થાઓ, પધારો, ભલે પધાર્યા મહારાજ? રાજન તને યજ્ઞ કરતો જાણી ભીક્ષા માગવા આવ્યો છું. ભલે મહારાજ, બોલો શી ઇચ્છા છે.? હે રાજન, મને કાંઇક પૃથ્વી આપ. કેટલી? તો કહે ત્રણ પગલાં. અરે! મહારાજ તમે ભૂલો છો. આવો સમય અને મારા જેવો દાતા નહિ મળે. રાજન! હું સંતોષી છું. આટલી પૃથ્વી મારે બસ છે. આવી રીતે વાત ચાલે છે, ત્યાં તો ગુરૂ શુક્રાચાર્યે વિચાર કર્યો કે, બ્રાહ્મણમાં સંતોષ હોય નહિ. તેમાં વળી રાજા આપે છે, છતાં વધારે યાચના કરતો નથી.

માટે આમાં કાંઇક કાળું હોવું જોઇએ. આમ ધારી યોગદૃષ્ટિથી જુએ છે તો સાક્ષાત વિષ્ણુદેવ બળિનું રાજ્ય લેવા આવ્યા છે. એમ જાણી બળીને કહે, હે રાજન્ આ બ્રાહ્મણબાલ નથી, પણ આ તો તમારા દૈત્યકુલનો સંહારક સાક્ષાત વિષ્ણુ પોતે છે. માટે કાંઇ આપીશ નહિ. બળી કહે, જો વિષ્ણુ હોય તો તેથી બીજું

ઉત્તમ પાત્ર કોણ છે? ત્યારે શુક્રાચાર્યે જાણ્યું જે આ હમણાં બધું લઈ લેશે અને મારી દક્ષિણા પણ રહી જશે. આમ ધારી મક્ષિકા રૂપે પાણીની ઝારીના નાળચામાં પેઠા. બળિ કહે, કૃપાનાથ, ત્રણ પગલાં પૃથ્વી આપી, લાવો પાણી સંકલ્પ કરાવો. તમને જોઇએ ત્યાંથી તમારાં ત્રણ પગલાં પૃથ્વી ભરી લ્યો. પછી હાથમાં પાણી આપે છે, પણ પાણી પડતું ન હોવાથી દર્ભની સળી પાણીના નાળચામાં નાખી કે, મક્ષિકા રૂપ શુક્રાચાર્યની આંખ ફૂટી. ગુરુ કહે, રાજન્, તારો બચાવ કરતાં મેં તો મારી આંખ ગુમાવી. આમ કહી દૂર જઇને ઉભા. પછી વામનજીએ પાણી આપી ત્રણ પગલાં પૃથ્વીનો સંકલ્પ કરાવ્યો કે વિરાટ સ્વરૂપે થઇ ત્રણ પગલામાં આખી પૃથ્વી ભરી લીધી. આવી રીતે ગુરૂએ ઘણી ના પાડી, છતાં ભાવીના જોરથી વામનજીને દાન આપ્યું તો રાજપાટ ખોઈ બેઠો.

અને નીચે દૈત્યલોકમાં વસવું પડયું, માટે ભાવી કદી પણ મિથ્યા થતું નથી.

હિરણ્યકશિપુએ બ્રહ્મા પર તપ કરી એવું વરદાન માગ્યું કે, હું દિવસે ન મરૂં, રાત્રીએ ન મરૂં. લોખંડ આદિક ધાતુથી ન મરૂં. તથા લીલા સૂકાં લાકડાથી ન મરૂં. કોઇ પ્રકારના હથિયારથી ન મરૂં. પશુપક્ષીથી ન મરૂં, અરે! તમારી સૃષ્ટિમાંથી કોઈ પણ જડચેતન વસ્તુથી મારૂં મૃત્યું થાય નહિ. એવો વરદાન મેળવ્યો હતો. તોપણ ભાવીએ તેનું મૃત્યુ જેવું નિર્માણ કર્યું હતું તે તેમ જ થયું. માટે ભાવીને કોઇ અન્યથા કરનારૂં નથી.

## છઠ્ઠીના લેખ છેકાતા નથી

એક વખત રાવણની સભામાં બ્રહ્માજી વેદ પાઠ કરતા હતા. તેમાં પ્રસંગોપાત વાત નીકળી કે ભાવી બળવાન છે. ભાવીને કોઇ અટકાવનાર નથી. ત્યારે રાવણ કહે, મારી પાસે ભાવીનું જોર ચાલે નહિ. બ્રહ્મા કહે, ચહાય તેમ કરે, પણ જન્મથી છઠ્ઠે દિવસે વિધાતા જે લલાટે લેખ લખે છે, તેને કોઇ પણ ભુંસાડ-

નાર નથી. ભાવી પાસે તો તારૂં કે કોઈનું જોર ચાલે નહિ. રાવણુ કહે, મારી સ્ત્રી મંદોદરીને આજકાલમાં પ્રસવ થવાનો છે. તો એ બાળકના વિધાતા શું લેખ લખે છે તેને હું જાણ્યાબાદ જરૂરથી ખોટા કરી નાખીશ. બ્રહ્મા કહે, એ બાળકના છઠ્ઠે દિવસે વિધાતા લેખ લખશે તે તું સાવધાન રહેજે.

હવે છોકરીનો જન્મ થયા પછી તેના છઠ્ઠા દિવસે રાવણુ મંદોદરીના ઘરે દ્વારપાળ થઇ બેઠો. ત્યાં તો વિધાતા આગળથી ઘરમાં આવેલી તે એ કન્યાનો લેખ લખી નીકળી. રાવણુ કહે, **को भवान्** તું કોણુ? હું વિધાતા, તારી પુત્રીનો લેખ લખનારી. રાવણુ કહે, તેં શું લખ્યું? પેલી કહે, મારાથી કહેવાય નહિ. રાવણુ કહે તો તારો શિરચ્છેદ કરી નાખીશ. પેલી કહે, હે રાવણુ, કહેવામાં માલ નથી, છતાં આગ્રહ કરે છે તો કહું છું. આ તારી છોકરી આ ગામના ભીમડા નામના ભંગીઆ છોકરાને પરણુશે. આ સાંભળી રાવણુ ચમકયો. અરે! મારી પુત્રી શું ભંગીયાને પરણુશે? તો કહે, હા. રાવણુ કહે, ખોટું પડશે તો તારૂં માથું કાપી નાખીશ. વિધાતા કહે, મારો લેખ કોઇથી ખોટો પડયો નથી અને પડે પણુ નહિ. આમ કહી વિધાતા ચાલી નીકળી. રાવણુ તો આશ્ચર્ય પામતો સભામાં આવી પોતાના કારભારીમંડળને બોલાવી વિધાતાએ કહ્યું હતું, તે કહી બતાવ્યું. ત્યારે કેટલાક કહે, તેને અત્યારથી હણી જ નાખો. કેટલાક કહે, જેલમાં પુરી મૂકો, જેથી વિધાતાનો લેખ આજથી ખોટો પડી જાય. પછી બહુમતે ઠરાવ થયો કે, તે ભંગીઆના છોકરાને આજે બોલાવી તેને કાંઇપણુ કહ્યા વગર તેના જમણા પગનો અંગુઠો કાપી તેને સમુદ્રના નિર્જન બેટમાં મૂકી આવવો. છેવટે તેમ જ કર્યું, પણુ **“રામ રાખે તેને કોણુ ચાખે?”**

## ભાવી શું નથી કરતો?

જુઓ તે છોકરો આયુષ્ય બલથી મુઓ નહિ, પણુ પંદરેક વર્ષની ઉમરે તેને વિચાર થયો જે જે બનવાનું હશે તે

બનશે. મારૂં મોત ભાવિયે જેવી રીતનું નિર્માણ કર્યું હશે તે પ્રમાણે જ તેનાથી તેવી રીતનું થશે. પણ હવે હું આ બેટમાંથી નીકળવાનું કરૂં. આમ ધારી એક લાકડાનો ત્રાપો બનાવી ભાવી પર આધાર રાખી તેના પર બેસી સમુદ્રમાં ચાલતો થયો. આયુષ્યબલથી અનુકૂળ વાયુ થયો કે કિનારે પહોંચી ગયો. કિનારેથી શહેરમાં આવતાં દરવાજા વસાઇ ગયા. તેથી આખી રાત્રી બહાર પડયો રહ્યો.

આ શહેરમાં રાજા બહુ દિવસથી માંદો અંતિમઅવસ્થામાં હતો. આથી તેણે કારભારીમંડળને બોલાવી કહ્યું કે, આજે સવારમાં દરવાજા ઉઘડતાં જે મનુષ્ય પહેલો ગામમાં પેસે તેને પકડી અહીં લાવવો, એટલે એને ગાદીએ બેસાડી દઇએ. આથી સવારમાં દરવાજો ઉઘડતાં પેલો ભંગીબાળ ભીમડો શહેરમાં પેઠો કે દ્વારપાળોએ તેને પકડી રાજા પાસે ખડો કર્યો. રાજાએ તેને નાત, જાત, ગામ, કંઈ પણ પૂછયા વિના નવરાવી ધોવરાવી વસ્ત્રાલંકાર સજાવી, રાજ્યાસને બેસાડી રાજા કરી દીધો.

હવે લંકામાં રાવણે પોતાની પુત્રીને પરણાવવા યોગ્ય થઇ જાણી સ્વયંવર રચ્યો. દેશદેશાન્તરના રાજાઓને આમંત્રણપત્રિકાઓ મોકલી દીધી. ત્યારે આ ભીમડો દેવકુમાર નામે પ્રસિદ્ધ રાજા કહેવાય છે તે પણ ત્યાં આવ્યો. થોડીવારે રાવણની પુત્રી હાથમાં વરમાળા લઇને ભેળા થએલા રાજકુમારોનાં મુખડાં જોતી જોતી આવી તો ભાવીના જોરથી પેલા ભંગીપુત્ર દેવકુમારને એ વરમાળા પહેરાવી દીધી.

## વિધાતાનો વિજય

સ્વયંવરની પૂર્ણાહુતિ થયા પછી રાવણે વિધાતાને બોલાવી કહ્યું કે, તારો લખેલો લેખ ખોટો પડયો કે નહિ? જો મારી પુત્રીનો સ્વયંવર થયો અને રાજકુંવર પરણી ગયો. વિધાતા કહે, અરે તું તો શું પણ મારા લખેલા લેખને ભુંસાડવાને કોઈ પણ સમર્થ થયો નથી અને થવાનો પણ નથી. આ દીકરીનું

લગ્ન બરોબર મારા લખેલા લેખ પ્રમાણે જ થયું છે. આ સાંભળી રાવણ શરમાઈ ગયો. તરત જ છોકરાના પગનો અંગુઠો કાપ્યાની વાત યાદ આવી કે તેને પરીક્ષા કરવા પોતાના ભુવને બોલાવ્યો તો તેના જમણા પગનો અંગુઠો કાપેલો જોયો તો આ ભંગીપુત્ર છે. વિધાતાએ કહ્યું હતું તે જ આ છે, એમ માલુમ પડયું. પછી બેટમાંથી કિનારે કેવી રીતે આવ્યો અને રાજકુમાર કેવી રીતે થયો એ બધી વાત સવિસ્તર છોકરાથી જાણીને અત્યંત આશ્ચર્ય પામી ગયો. બરાબર ભાવી બળવાન છે. ભાવીને કોઇ જીતી શકયું કે જીતી શકનાર નથી. આમ નક્કી કરી વિધાતાને પગે લાગ્યો. કહ્યું કે, હું તારાથી હાર્યો. જીવપ્રાણીમાત્રને લાભાલાભ, સુખાસુખ અને માનાપમાન સર્વે ભાવી પ્રમાણે થાય છે.

**॥ शुभं शुभेतरं भावी न केनाप्यनुलंघ्यते ॥**

**કોઇ પણ માનવ, દાનવ કે મોટો દેવ પણ ભાવીને અન્યથા કરી શકતો નથી,** એમ રાવણે વિનયયુક્ત શબ્દોથી કહી ભાવીની ખૂબ પ્રસંશા કરી.

## ભગવાન અગર ભગવાનના ભક્ત ભાવીને હઠાવે છે

પરમાત્મા તથા તેમના દૃઢાશ્રિત જન ભાવીના લેખને, ભૂંસી શકે છે. ભાવીમાં શૂળી લખ્યું હોય તો ભગવાન કાંટાથી ટાળે છે. ભાવીમાં રામપાત્ર લખ્યું હોય કે ઘરેઘર માગી ખાવાનું લખ્યું હોય તો ભગવાન એ ભાવીને ટાળી સુખે રોટલો મળે એવું કરે છે.

## ભગવાને શુળીનું દુઃખ કાંટાથી ટાળ્યું

ગામ લીંબડીના શેઠ મુળજીભાઇ નામના એક વણિક ભક્ત મૂળીના પરમારનું કારભારૂં કરતા. તેથી રાજના બહારવટીઆઓએ તેમને બરછીથી મારી નાખવા વિચાર કર્યો. તેમાં એક દિવસ ભગવાન સ્વામિનારાયણનાં દર્શન કરવા મુળજીશેઠને ગઢડે જવાના જાણી તેમને મારી નાખવા તૈયાર થઈ, ગામના સિમાડે નીકળવાની

રાહ જોઈ બેઠા. ઘરના માણસોએ કહ્યું કે, છોકરો એકનો એક છે. લાંબા દિવસનો મંદવાડ અને સાંજસવારના મહેમાન જેવો છે. માટે હમણાં ગઢડે જવું રહેવા દ્યો. ત્યારે કહે જો છોકરો સાજો થશે તો પાછો ભેળો જઇશ. અને દેહ મુકશે તો ભગવાનના ધામમાં જઈ સુખીયો થશે, પણ મારે સમૈયે જવાનો નિયમ તે ગયા વગર નહિ ચાલે. આમ કહી કોઈનું ન માનતાં ઘેરથી નીકળ્યા. પાધર આવ્યા ત્યાં બાવળનો કાંટો વાગ્યો તે પગમાં સુંસરો નીકળ્યો. તેથી પાછા ઘેર આવ્યા. લોકો કહે, અમારૂં કોઈનું માન્યું નહિ તો જુવો ફળ મળ્યું ! પછી પંદર દિવસે આરામ થયા બાદ ગઢડે ગયા.

## બહારવટિયા સત્સંગી થયા

બહારવટિયા સિમાડે શેઠની રાહ જોઈ બેઠા હતા, તેમણે કાંટો વાગ્યાની વાત જાણી. પરસ્પર બોલવા મંડયા, કહો કે ના કહો, પણ સ્વામિનારાયણ ભગવાન ખરા, કેમકે એમણે જાણ્યું કે જો મારો ભક્ત આજ નિકળશે તો જરૂર તેનું બરછીથી મોત થાશે; માટે લાવ તેનું બરછીનું દુઃખ કાંટેથી ટાળું. આમ ધારી તેને કાંટો વગાડયો. ત્યારે બીજો કહે, ખરી વાત ભાઇ. મુળજી સ્વામિનારાયણનો ખરેખરો ભકત છે, તેથી તેની રક્ષા કરી એ વાત સાવ સાચી. આમ પરસ્પર વાતો કરી, તેમાંના ચાર જણે તો મુળજીભાઈ પાસે આવી પગે લાગી, પોતે કરવા ધારેલું દુષ્કૃત્ય કહી બતાવી માફી માગી કહ્યું કે, મુળજીભાઇ, તમારા સ્વામિનારાયણ ધર્મનિયમની વાતો કરો અને સ્વામિનારાયણના અમને દર્શન કરાવો. આજથી અમે પણ સ્વામિનારાયણના ભકત થયા છીએ. આમ મુળજીનું મોત તેના ભાવીએ બરછીથી નક્કી કર્યું હતું, પણ ભગવાને ફેરવી નાંખ્યું તેમ ભાવીને ભગવાન કે ભગવાનના ભકત ફેરવી શકે, પણ બીજા કોઈથી ફેરવી શકાય નહિ.

## ભાવી કષ્ટથી ભકતની રક્ષા થઇ.

સંવત ૧૮૬૯ની સાલમાં ભગવાન સ્વામિનારાયણ ગામ ખોલડીઆદ આવ્યા. ત્યાં રૂડા નામના ભકતને ઘેર બે દિવસ રહીને ત્યાંથી બીજે ગામ જવા નિકળ્યા. રૂડો ભગત વળોટાવા ભેળા ચાલ્યા, ત્યારે ભગવાન સ્વામિનારાયણે તેમની સ્થિતિ જાણી પૂછયું. ભકત, ઘરમાં દાણા કેટલા છે? એક કળસી. વરો કેટલી કળસીનો છે.? પાંચ કળસીનો. મહારાજ કહે, એક કળસી ખાઇ લેશો, પછી શું કરશો? રૂડો ભકત કહે, કેટલાકના ઘરમાં દાણાની કોઠીઓ તથા રૂપિયાના ચરૂઓ ભર્યા હોય છે. પણ આવરદા થઇ રહે છે, ત્યારે સૌ મૂકીને મરી જાય છે. માટે એટલા દાણા ખાઈ રહ્યા પછી તમે વહેલા તેડવા આવજો. મહારાજ કહે, અન્ન વિના પગ ઘસીને મરવું એ તો બહુ દુઃખ, માટે વાડી કરો. ત્યારે કહે, અહીં કૂવા નથી, તો વાડી કેમ થાય? મહારાજ કહે, તમે લોયા ગામ જાઓ ત્યાં સુરા ખાચરને કહીને અમે તમને વાડી અપાવીએ. રૂડો ભકત કહે, બાપજી અમને વાડીયું કરતાં આવડે નહિ. અમે કોઇ દિવસ કોસ હાંકયો નથી. તેથી કોસ હાંકતાં પણ આવડે નહિ. માટે આટલા દાણા થઈ રહે, ત્યારે અમારી આયુષ્ય પુરી થઈ જાણી અમને વહેલા તેડવા આવજો. મહારાજ કહે, તમે કાંઈ ખેતરમાં વાવ્યું છે.? રૂડો ભકત કહે, માણપર ગામની સીમમાં પચાશ વીઘા બાજરી વાવી છે, તે ઉપરથી સુકાઇ ગઈ છે, પણ મૂળમાં અને ગાંઠે લીલી છે. તે જો એક વરસાદ થાય તો નીપજે. એમ કહીને કોઈકનું ખેતર આવ્યું તે જોઇને રૂડો ભગત કહે, બાપજી અમારા પચાસે વીઘાની બાજરી આવી છે. ત્યારે મહારાજ કહે, આતો સાવ સુકાઇ ગઇ છે; રૂડો ભગત કહે, બાપજી આતો ઉપરથી સુકાઇ ગઈ છે, પણ જો વરસાદ થાય તો ગાંઠેથી ફૂટીને નીપજે. મહારાજ કહે, તમે ધર્મનિયમને પાળવાવાળા ભગવાનના ખરા ભકત છો. માટે ભગવાન તમને દુઃખી થવા નહિ દે. તમે ભગવાનને સંભારજો. ભગવાન ભકતરક્ષક અને દયાળુ છે. માટે

જરૂર તમારી ખબર લેશે. હિંમત રાખજો. ધીરજ રાખજો. ભગત, હવે ઊભા રહો. એમ કહી ભગતને ઊભા રાખી પોતે ચાલતા થઈ ગયા.

## રૂડા ભકતના ખેતરમાં વર્ષાદ થયો

તેજ રાત્રીએ રૂડા ભગતના ક્ષેત્રમાં ખુબ વર્ષાદ થયો. તે વાત જાણી રૂડો ભકત ક્ષેત્ર જોવા ગયા, તો બીજા કોઇના ક્ષેત્રમાં નહિ, પણ પોતાના ક્ષેત્રમાં જ પુષ્કળ વરસાદ થયો દેખ્યો. ગામના તથા આજુબાજુના ઘણાક લોકો ત્યાં જોવા આવ્યા અને વરસાદ થયો દેખી અત્યંત આશ્ચર્ય પામી ગયા. ભગતને એ ક્ષેત્રમાંથી પાંચ કળસી બાજરો થયો. તેમાં એક કળસી ક્ષેત્રના ધણીએ ભાગ લીધો અને ચાર કળસી રહ્યો અને પહેલાનો એક કળસી હતો એ મળીને પાંચ કળસી બાજરો થયો. તે ખાઇને સુખેથી કાળ ઉલંઘ્યો. આવી રીતે તેને ભાગ્યમાં ભૂખે પ્રાણ જાય તેવું હતું, પણ ભગવાને તેના ભાવીને ફેરવી નાંખ્યું. આવી રીતે ભગવાન્ કે ભગવાનના ભકત ભાવીને હઠાવે છે, માટે જ્યારે પોતાનું ભાવી પ્રતિકૂળ થાય ત્યારે ભગવાનનો દ્રઢાશ્રય કરવો. ભગવાનને સંભારવા. વાચક! ચાલ હજી આગળ વાંચ.

ગામ મેંમકે પાંચ સાત સાધુ તથા પોતાના પાર્ષદોએ સહિત ભગવાન સ્વામિનારાયણ આવ્યા, અને જ્યારે ત્યાંથી ચાલ્યા ત્યારે ઘણાક લોકો વળોટાવા આવ્યા. તેમને ઊભા રહેવાનું અને પાછા વળવાનું વારંવાર કહ્યું. ત્યારે ઘણા લોકો ઊભા રહ્યા, પણ શેઠ મુળજીભાઈ, હંસરાજસુતાર, પટેલ શામોકણુસાગરો તથા પટેલ શ્યામોઅગોલો, એ ચાર જણા દૂર લગી આવ્યા, ત્યારે મહારાજ એક વડના વૃક્ષ નીચે ઉભા રહી કહે કે, ભકતો અમે કહીએ તેમ કરશો અને અમારૂ મનાશે તો કહે, હા મહારાજ જેમ કહો તેમ કરવા અને રાખો તેમ રહેવા તૈયાર છીએ. મહારાજ કહે, વીસ દિવસની અંદરમાં આ વઢવાણુ પરગણું મૂકીને ઉચાળો ભરીને પરપરગણે રહેવા જતા રહેજો. કારણ કે અહીં

દીવાન બાબાજીનું લશ્કર આવશે, વઢવાણ સાથે લડાઇ થાશે. તેમાં વઢવાણને ઉજ્જડ કરશે અને આ તમારા ગામ મેંમકાને બાળી દેશે. આમ ચાર જણને આજ્ઞા કરીને બીજે ગામ ગયા. પછી થોડા દહાડામાં મુળજીશેઠ લીંબડી રહેવા ગયા. હંસરાજ સુતાર બોલડીયાદ રહેવા ગયા. શામો કણસાગરો અને શ્યામો અગોલો એ બે જણ ગામ માણપર રહેવા ગયા. તે પછી થોડા દિવસમાં દિવાન બાબાજીનું લશ્કર આવ્યું અને જેમ કહ્યું હતું તેમ બધું યે થયું. આવી રીતે ભવિષ્યનું કહીને ભાવી કષ્ટથી ભક્તોની રક્ષા કરી. જુઓ આ ચારે જણના ભાવીને ફેરવી નાંખ્યું.

## ભાવી પ્રમાણે જ મૃત્યુ થયું

સોરઠ દેશમાં આખા નામના ગામમાં મુળજી નામે એક બ્રાહ્મણ હતો. તેને ત્રણ દિકરા અને વહેવારમાં સુખી હતો. એક દિવસ પોતાના નાના દિકરાનો વિવાહ કરવા માટે તેના સસરાએ બહુ ઉતાવળ કરવા માંડી. ત્યારે મુળજીરામ ભગવાન સ્વામિનારાયણનો સેવક હતો, તેથી મંદિરમાં ગુણાતીતાનંદસ્વામિ નામે મહાન સમર્થ સાધુ હતા તેમને પૂછવા આવ્યો. સ્વામિ નાના છોકરાને હમણાં પરણાવવાનો છે તો વિવાહ કરીએ કે કેમ ? ત્રિકાળદર્શી સ્વામિ કહે, મુળજી, હમણાં નાના છોકરાને પરણાવવો રહેવા દે. બીજા ગમે તે છોકરાને પરણાવ. ત્યારે મુળજીભાઈએ છોકરાના સસરાને કહ્યું કે, અમારા ગુણાતીતાનંદસ્વામિ નામે મહાન સમર્થ સાધુ છે. તેમને પૂછયું તો તે આ સાલમાં નાના છોકરાના વિવાહ કરવાની ના પાડે છે. અને કરશો તો વિઘ્ન થાશે. આમ કહે છે. ત્યારે છોકરાનો સસરો કહે, તમારો સ્વામિ શું પ્રભુ થઇ પડયો છે ? એ બિચારો માળા તાણી જાણે એને વ્યવહારની શું ખબર પડે ? મારે તો આ સાલમાં કરવો છે. મેં બધી તૈયારી કરી રાખી છે. છતાં તમારે સાધુનું માની બેસી રહેવું હોય તો બેસી રહો. હું મારે સુજતું કરીશ. એટલે મુળજીભાઈ સ્વામિ પાસે આવી કહે, બાપજી છોકરાનો સસરો બહુ ઉતાવળ

કરે છે. માટે છોકરાનો વિવાહ કરવો પડશે. સ્વામિ કહે, ગમે તેમ કરીને પણ આ સાલ બંધ રહે અને આવતી સાલે થાય તો બહુ સારૂં. પણ બાપજી એ બ્રાહ્મણ આકળો, ઉતાવળીયો અને અડબંગી છે. માને એવો નથી. વળી તેણે વિવાહની બધી તૈયારી કરી દીધી છે. અને નહિ કરીએ તો વિવાહ તોડી નાખશે, માટે રાજી થઇને રજા આપો. સ્વામિ કહે, ઓણુ વિવાહ કરવાની મારી તો બીલકુલ મરજી નથી. છતાં તમારી મરજી હોય તો ભલે કરો. આ વરસમાં છોકરાને માથે વિઘ્ન જણાય છે, માટે ના પાડું છું. એ બ્રાહ્મણ સમજાવ્યો સમજે તો સારૂં. પછી ન સમજે તો જેમ ઠીક પડે તેમ કરો. મુળજીભાઇ કહે, સ્વામિ એ પકડયું મૂકે એવો નથી. સ્વામિ કહે, ભલે ત્યારે છોકરાનું જેવું ભાવી હશે તેમ થાશે. પણ આટલું ધ્યાનમાં રાખજે. એ છોકરાનો વિવાહ થયા પછી વીસ દિવસ સુધી તેને શેરડીના કોલ ઉપર બેસવા દઇશ નહિ અને બેસે તો શેરડી પીલવા દઇશ નહિ. કદાચ પીલે અને કાંઇક થાય તો તેને ખાટલામાં નાંખી ઘરે લાવવો, પણ ગાડે લાવવો નહિ. કદાચ ગાડે લાવો તો તેને ઢોલ સંભળાવવો નહિ. આવી રીતે છોકરાને ભાવીકષ્ટથી બચાવવા બહુ બહુ ચેતવ્યું, પણ ભાવી મિથ્યા કેમ થાય? મુળજીભાઇ કહે, સ્વામી આટલું બધું કહો છો, તે કંઈ અશુભ જેવું જણાય છે! સ્વામિ કહે, એ તો ભગવાન જાણે. આપણે શું જાણીએ? પણ તમારો નાનો છોકરો જરા અટકચાળો અને રમતીઆળ છે. માટે એને પરણ્યા પછી વીસ દિવસ સુધી શેરડીના કોલ ઉપર જવા દેશો નહિ. આ વચન બીજી વાર કહું છું. આમ સ્વામિએ ઘણું ઘણું કહ્યું, પણ લલાટમાં લખાયેલી લેખપંકિત ખોટી કેમ થાય? છોકરાનો વિવાહ નિર્વિઘ્નપણે થયો. છોકરાનો સસરો મુળજીભાઇને કહે, તમારો સાધુ ના પાડતો હતો, પણ કેવો શાન્તિથી વિવાહ થઇ ગયો? હવે અઢારમો દિવસ થયો, ત્યારે પોતાના શેરડીના વાઢમાં કોલ ચાલુ થયો. સવારથી ઘરનાં માણસો ત્યાં જાય. રોટલા પણ ત્યાં જ કરી ખાય. આથી છોકરો પણ ત્યાં રહે.

## ભાવીના જોરથી છોકરો કોલ ઉપર ગયો

બરોબર ૨૦ મો દિવસ થયો કે છોકરો એના ભાવીના જોરથી કોલ ઉપર જઈ શેરડી પીલવા બેઠો. એના બાપે કહ્યું, મુર્ખા સ્વામી એ ના પાડી છે. માટે તારે કોલ ઉપર બેસવું નહિ. એમ કરી ઉઠાડી મુકયો, પણ પાછો આવી બેઠો અને સાંઠા પણ ઓરવા મંડયો. બીજાએ ના પાડી. તો પણ કહે, બે ચાર સાંઠા પીલીને હમણાં જતો રહીશ. આમ કહે છે ત્યાં તો છોકરાનો હાથ કોલમાં આવી ગયો. કાળી ચીસો પાડી, પણ કોલ ઉભો રાખતાં રાખતાં કુણી ઉપરાંતનો હાથ પેચો થઇ ગયો. બળદ ઉભા રહ્યા કે છોકરાનો હાથ કાઢી લઇ તરત જ ગાડે નાખી ઘરે લાવ્યા. અને જે મારગે વિવાહનો ઢોલ વાગતો હતો તે મારગ નજીક હોવાથી ત્યાં જ ચાલ્યા. ઘરે જતાં છોકરાને ચમક ઉપડી અને તરત જ દેહ મુકી દીધો. આવી રીતે જેટલું સ્વામિએ ન કરવાનું કહ્યું હતું તે બધુંએ તેના ભાવીના જોરથી થયું. માટે જે થવાનું હોય તે થાય છે. ન થવાનું હોય તે થતું નથી, આવી રીતના બળવાન ભાવીને ભગવાન કે ભગવાનના સાચા સંત સિવાય કોઈ અટકાવી શકતું નથી. પરંતુ એ ભગવાન અને સંતદેહધારી હોવાથી તેમનો જોઈએ તેવો મહિમા સમજાતો નથી, અને તેથી તેમના વચન પ્રમાણે વરતાતું નથી. તેથી જ જીવ ભાવીને આધીન થાય છે. દુઃખી થાય છે. મુળજી-ભાઇ તથા છોકરાના સસરાએ સ્વામિને મળી વંદન કરી કહ્યું, સ્વામિ બહુ ગજબ થઇ ગયો ! સ્વામિ કહે, આ સાલમાં તેને માથે મોટી કાળની ઘાત હતી. તેથી જ મેં ના પાડી હતી, પણ તમે માન્યું નહિ. મુળજી કહે, બાપજી આમ થવાનું હતું ત્યારે ચોખ્ખું કહેવું હતું ને ? સ્વામિ કહે, ભગવાનની આજ્ઞા વિના અમારાથી બોલાય નહિ. આવી રીતે જીવનું જેવું ભાવી હોય છે, તેવું જ જીવને સુખદુઃખ ભોગવવું પડે છે. માટે હંમેશાં એક ભગવાનનું જ શરણું રાખવું. ભગવાનને જ કાળકર્મ અને માયાના પ્રવર્તક, પ્રેરક અને આધાર જાણી પોતાનું આત્મશ્રેય

સ્સાધન સાધી લેવું. જે ભગવાનનો શરણાગત જીવ છે તેનું ભાવી ભગવાન પોતે છે. તેના સુખદુ.ખના દાતા પોતે છે પણ કાળકર્મ માયાનો ભાર નથી, જે તેને પીડી શકે. પણ જેટલું ભગવાનનું વચન લોપાય છે તેટલું જ દુ:ખ થાય છે. માટે ખરેખરા સાવધાન થઇને ભગવાનની આજ્ઞા પાળવામાં સાવધ અને શૂરા રહેવું.

**सा सा संपद्यते बुद्धिः सा मतिः सा च भावना ।**
**सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥**

જેવું ભાવી હોય તેવી જ બુદ્ધિ, તેવો વિચાર, તેવી ભાવના અને તેવી સહાય પ્રાપ્ત થાય છે. જેમ પોલીસો ગુનેગારને બાંધી લઇ જાય છે, તેમ ભાવી પણ બળાત્કારે લઇ જાય છે. જેનાથી જે થવાનું છે, તે કોઈ દિવસ અન્યથા થતું નથી. અને ભાવી તેને તે માર્ગે દોરી જાય છે. અથવા ભાવીની પ્રેરણાથી જ પોતે ત્યાં જાય છે.

**दैवे विमुखतां याते न कोप्यस्ति सहायवान् ।**
**पिता माता तथा भार्या भ्राता वाय सहोदरः ॥**

દૈવ અનુકૂળ હોય તો આખું જગત અનુકૂળ થાય. દૈવ પ્રતિકૂળ થાય તો આખું જગત પ્રતિકૂળ થાય છે. માતા, પિતા, સ્રી, ભાઈ અને પુત્ર, એ પણ સર્વે પ્રતિકૂળ છે.

**मा धाव मा धाव विनैव दैवं नोधावनं साधनमस्ति लक्ष्म्याः ।**
**चेद्धावनं साधनमस्ति लक्ष्म्याः श्वा धावमानोऽपि लभेत लक्ष्मीम् ॥**

ધન માટે બહુ ધોડા કરવા નહિ, ધોડા કરવાથી કે અન્યાયનું આચરણ કરવાથી ધન કે સુખ મળે છે એવી તો આશા રાખવી નહિ. અને જો એમ મળતું હોય તો શ્વાન આખો દહાડો ઘરોઘર ધોડા કર્યા કરે છે, પણ કંઈ સુખ કે પેટ પુરતો આહાર મળતો નથી.

ધૃતરાષ્ટ્ર સંજયને કહે છે કે, આજ કાલ મારા કુટુંબમાં કેટલો

બધો ક્લેશ જામી રહ્યો છે ! એક બીજામાંથી આંખનું અમી ઉડી ગયું છે. હૈયાનું હેત તૂટી ગયું છે. રાજ્યમાં પક્ષો બંધાઇ ગયા છે. પ્રજાના દિલ ડહોળાઇ ગયાં છે અધિકારીઓ નિરંકુશ થઇ રાંકડી પ્રજાને રગડી રહ્યા છે. સર્વત્ર સબલ નિર્બળનો ગ્રાસ કરી રહ્યા છે. મારા બધા પુત્રો સત્યાસત્યની રીક્ષણાનો ત્યાગ કરી સ્વછંદે વર્તવા લાગ્યા છે. સત્યને બાજુ પર મૂકી ધર્મનો ત્યાગ કર્યો છે. જુગાર ખેલવા માંડયો છે. મારૂં એક વચન પણ કોઇને મનાતું નથી. માટે જાણું છું કે હવે અમારૂં ભાવી ફૂર્યું છે. અત્યારનું અમારૂં ભાવી અમને જરૂર મહાદુઃખ દરિયામાં ધકેલશે. આવી રીતે જ્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું ત્યારે સંજય કહે, હે રાજન હાલમાં તમારૂં ભાવી પ્રતિકૂળ થયું છે. માટે જે થાય તે જોયા કરો, ધીરજતાથી સહન કરો. જીવ ભાવીથી બચવા ગમે તેટલા પ્રયત્ન કરે, પણ થયા વિના રહેતું નથી.

વહાલા વાચકો ! વાચિકાઓ ! પોતાના ભાવીને હઠાવવું હોય, અને સદાય સુખી રહેવું હોય, તો તન મન અને ખરી ખંતથી પરમાનન્દ પરમાત્મા શ્રીહરિનો એક દ્રઢાશ્રય કરવો. જ્યારે જીવ ભગવાનનો શુદ્ધ શરણાગતિ થાય છે. ત્યારે જ આ જીવ, જન્મમરણ દુઃખથી મુકત થાય છે. માયાથી છુટે છે. અને આ લોકમાં પરલોકમાં સુખી થાય છે, ભગવાન કે ભગવાનના ભકત સિવાય કોઇપણ જીવનો સાચો સગો અને હિતકર્તા નથી માટે હું, તું, મારૂં, તારૂં, એ આદિક માયાના ગુણોનો ત્યાગ કરી એક ભગવાનનો જ દ્રઢાશ્રય કરવો.

ભગવાનના દ્રઢાશ્રયી જીવને કાળ, કર્મ, માયા અને કામ ક્રોધાદિક દોષો દૂરથી નમન કરી લે છે. લેશ માત્ર પણ જેને પીડી શકતા નથી. માટે ડોળ, ડહાપણ વિદ્યામદ અને ધનમદ આદિક સર્વમદનો ત્યાગ કરી શુદ્ધ ભાવથી ભગવાનના શરણાગતિ બનવું બસ એજ મનુષ્ય જન્મનું કર્તવ્ય છે.

# ।। જે કરે સેવા તે પામે મેવા ।।



જેને જન્મમરણ યમયાતના અને લક્ષચોરાશીનાં દુઃખોથી મુકત થવું હોય, કાળ, કર્મ. માયાના બંધનથી છૂટવું હોય અને ભવતારક ભગવાનને ભેટી સુખી થવું હોય તેણે તો કમરકસી સાવધાન અને શૂરા બની તન, મન અને ખરી ખંતથી ભગવાન અને ભગવાનના ભકતની સેવા ચાકરી કરી લેવી. સેવાથી જેવા ભગવાન રાજી થાય છે તેવા બીજા કોઇપણ સાધનથી રાજી થતા નથી. સેવાથી વાસના ટળે છે, શુદ્ધ થવાય છે, મનોજય મેળવાય છે. અને પૂર્ણકામ થવાય છે. દરેક મુમુક્ષુએ ભગવાન કે ભગવાનના ભકતની સેવા ચાકરી મળે ત્યારે પોતાનું મહદ્ભાગ્ય માની સેવા કરી લેવી.

સેવા પણ ભગવાનની પ્રસન્નતાને અર્થે અને પોતાના કલ્યાણને અર્થે જ કરવી, પણ પોતાના વખાણ સારૂ કે કંઈ સ્વાર્થ સાધવા સારૂ કરવી નહિ. જીવનો તો એવો સ્વભાવ છે, જે જેમાં પોતાને માન મળે તે જ કરવું સારૂં લાગે. માન વિના તો એકલી. ભગવાનની ભકિત કરવી પણ સારી લાગે નહિ, જીવને તો કથા, વાર્તા, કીર્તન, ભજન, તપ, તીર્થ, વ્રત, એ આદિક ભગવાનની પ્રસન્નતાના સાધન કરવાં. તેમાં પણ માનનો સ્વાદ આવતો હોય તો જ કરવું સારૂં લાગે. **મીઠા વિનાની ખીચડી મોઢાને સારી, સ્વાદુ ન લાગે. તેમ માન વિના ભગવાનની ભકિત કરવી પણ સારી લાગતી નથી.** માન જીવનું બુરૂં કરનાર છે તેવું બીજું કોઇ બુરૂં કરનાર નથી. માટે દરેક મુમુક્ષુએ માનનો ત્યાગ કરી ભગવાન તથા ભગવાનના ભકતની સેવા કરી લેવી. મુકતાનંદસ્વામીએ ભગવાનના ભકતને ચેતાવવાને કહ્યું છે કે—

"સાંભળ બેની હરી રીજયાની રીતડી,
મોહનવરને માન સંગાથે વેરજો.'
સાધન સર્વે માન બગાડે પલ વિષે,
જેમ ભળીયું પય સાકરમાં અહી ઝેરજો."

જેને મોક્ષનો ખપ હોય તેણે તો માન સંગાથે દઢ વૈર બાંધવું. અને શ્વપચની પેઠે માનનો ત્યાગ કરી ભગવાનના ભક્તની સેવા કરવી. ગમે તેટલાં સાધનો સાધ્યાં હોય પણ તેમાં જો જરામાન આવે તો એ સર્વે ધૂળમાં ભળી જાય. દુધ ઘણું સારૂં મસાલાદાર હોય, પણ સર્પની લાળ પડવાથી નકામું થઇ જાય છે. માટે નિર્માનીપણે શ્રેયબુદ્ધિથી ભગવાન કે ભગવાનના ભકતની સેવા ચાકરી કરી લેવી.

**ભગવાન અને ભગવાનના ભકતની સેવા કરવા જેવું કોઇ મોટું પુન્ય નથી. અને અસેવા કરવા જેવું મોટું પાપ નથી. ભગવાન સ્વામિનારાયણે સેવા કરી બતાવી.**

જ્યારે પોતે પંદર વર્ષની વયે વનવિચરણમાં હતા, ત્યારે સેતુબંધ રામેશ્વરને માર્ગે જતા એક સેવકરામ નામે સાધુનો ભેટો થયો. થોડા દિવસ ભેળા ચાલ્યા. તે સાધુને લોહીખંડ પેટબેસણું થયું. તેને કરીને અતિ બિમાર અને અશકત થઈ ગયો. અને રડવા લાગ્યો. ભગવાન સ્વામિનારાયણને કહ્યું કે, તમે મને મૂકી ચાલ્યા જશો તો મારો કોણ આધાર? માટે કૃપા કરી રહો ત્યારે તેમણે આશ્વાસન આપ્યું. અને બે મહિના સુધી નિષ્કામ ભાવે માંદા સાધુ જાણીને તેની સેવા કરી.

ભગવાન કે ભગવાનના ભકતની સેવા ચાકરી કંઈ સ્વલ્પ પુન્યવાળાને મળતી નથી. જ્યારે અનંત જન્મોનાં પાપોનો ક્ષય થાય ત્યારે જ ભગવાનની તથા સ્વપરશ્રેયસ્સાધક સત્પુરૂષોની સેવા મળે છે.

## "સેવાસ્વભાવી અમ્બરીષ રાજા"

સેવાએ કરીને અમ્બરીષ રાજા સંસારને તરી ગયા. જીતેન્દ્રિય અને પ્રાતઃસ્મરણીય બની ગયા. પોતે સપ્તદ્વિપનો સાર્વભૌમ ચક્રવર્તી રાજા હતો. પોતાને નવસો રાણીઓ હતી. બીજાં હજારો દાસદાસીઓ હાજર હતાં, પણ ભગવાનની સેવા તો પોતે હાથે જ કરતા.

સવારના સેવાક્રમથી પરવારી સુપાત્ર બ્રાહ્મણોને ગાયો, વસ્ત્ર, સુવર્ણ, ધન અને ધાનનાં દાન દેતા. બ્રાહ્મણો અને સાધુઓને જમાડી જમતા. પુષ્પ વીણવાં, હાર કરવા, ફૂલના શણગાર બનાવવા, ચંદન ઘસવું, મંદિરને વાળવું, ચોળવું, લીંપવું, ગુંપવું વગેરે પોતે જ કરતા. સેવાથી પરવાર્યા પછી પગમાં ઘૂઘરા પહેરી, હાથમાં મંજીરા કે કરતાલ કે વીણા લઇ ભગવાન સન્મુખ નાચતાકુદતા અને કીર્તન બોલતા. તે વખતે પોતે ભગવાનની મૂર્તિમાં તલ્લીન થઈ જતા.

એક વખત પોતાને સંકલ્પ થયો કે દિવસના આઠ પ્રહર કહેવાય છે. તેમાં સાત પ્રહર તો મારે સેવામાં જાય છે, પણ એક પ્રહર ઉંઘમાં જાય છે તે ઠીક ન કહેવાય. અનંતકાળથી ઉંઘતો અને અનેક ભોગને ભોગવતો આવ્યો છું, પણ હવે તો ઉંઘવું અને ભોગ ભોગવવું તે મૂકી દેવું જોઈએ. યોગીને અને ઉદ્યોગીને નિદ્રા એ શત્રુ છે. માટે મારે આઠમો પ્રહર પણ ભગવાનની સેવામાં નિર્ગત કરવો જોઈએ.

જેને કલ્યાણનો ખપ હોય તેણે તો ભગવાનની ભક્તિવિના વ્યર્થ કાલ નિર્ગમન કરવો નહિ.

**व्यर्थकालो न नेतव्यो भक्तिं भगवतो विना ।**
**कृष्णभक्तिश्च सत्सङ्गोऽन्यथा यांति विदोऽप्यघः ॥**

ભગવાનની ભકિત વિના વ્યર્થ કાળ નિર્ગમન કરવો નહિ. ભક્તિ

અને સત્સંગ એ બે વિના મોટો વિદ્વાન હોય તો પણ તે અધોગતિને પામે છે.

એક વખત અમ્બરીષ રાજાએ એકાદશીનું વ્રત કરેલું. અને બારશને દિવસ પારણા સમય થયા પહેલાં પાંચ હજાર શિષ્યો સહિત અત્રી ઋષિના પુત્ર દુર્વાસામુનિ ત્યાં આવ્યા. રાજાએ તેમનો સપ્રેમ સત્કાર કર્યો અને કહ્યું, 'કૃપાનાથ, ઊઠો જમવા. રસોઇ તૈયાર થઇ ગઇ છે.' ઋષિ કહે, 'અમે ગંગાસ્નાન કરી આવીએ.' એમ કહી ચાલ્યા. રાજા કહે, 'કૃપાનાથ, આજે તેરસ બેસવાની છે. માટે પારણાં વહેલાં કરવાનાં છે, તો જેમ બને તેમ સ્નાન કરી વહેલા પધારજો.' ઋષિ કહે, 'બહુ સારુ.' એમ કહી ગંગા પર ગયા. ત્યાં પોતે સ્નાનસંધ્યા, પૂજા કરવામાં મગ્ન થઇ ગયા. શિષ્યો અરસપરસ જળક્રીડા કરવા લાગ્યા. અહીં પારણાં વખત નજીક આવ્યો. હજુ ઋષિ આવ્યા નહિ. બારસ ઉતરી તેરસ બેસવાની તૈયારી થઈ. આથી રાજા બહુ અકળાયો. છેવટ રાજાએ પોતાના પુરોહિતને (ગોરને) પૂછયું 'ગુરૂ મહારાજ, ઋષિ આવ્યા નહિ અને તેમને મૂકી જો હું પારણું કરૂં તો મારો, મારા પુરનો અને સારાય દેશનો શાપ આપી સત્યાનાશ વાળી નાખે. જો તેમની વાટ જોઇ બેસી રહું છું તો મારૂં એકાદશીનું વ્રત નિષ્ફળ જાય છે. માટે પારણું કર્યું કહેવાય અને ન કર્યું પણ કહેવાય એવો કોઈ ઉપાય શોધી કાઢો.'

ગુરૂ કહે, 'રાજન, પ્રભુનું ચરણામૃત, જળ અગર ચરણે ચડેલું તુલસીદળ લેવાથી પારણું કર્યું કહેવાશે અને ગુરૂ પણ રાજી થશે. પછી અમ્બરીષ રાજાએ ગુરૂવચને પ્રભુના ચરણામૃતજળનું આચમન લીધું. પરંતુ આ વાતની દુર્વાસામુનિને ખબર પડવાથી ક્રોધથી કંપતા કંપતા દોડતા આવ્યા. તિરસ્કારથી કહેવા લાગ્યા, 'હે રાજન્, **તું અમરીશ નહિ પણ જરૂર મરીશ, એ નક્કી જાણજે!** તેં અમોને આમંત્રિત કરી અમારો અપરાધ કર્યો.

અમને મૂકી પારણાં કરી લીધાં. જાણું છું કે તું ભક્તનો અભિમાની થઇ ગયો છું. તું જાણતો હઇશ કે મને કોઇ કહેનાર નથી, પણ **તારા જેવા ભગતડાના અભિમાનને ઉતારનારો હું જાગતો ને જીવતો બેઠો છું.**' દુર્વાસાના આવા ક્રૂર વચનોથી રાજા થરથર કંપી ઊઠયો. આંખો મીંચી અશ્રુ ટપકાવતો રડતે હ્રદયે બે હાથ જોડી વિનયથી કહેવા લાગ્યો. 'કૃપાનાથ ! આમાં મારી ભૂલ નથી. જ્યારે તેરસ બેસતી હતી અને પારણા વિના મારૂં વ્રત નિષ્ફળ થતું હતું, ત્યારે મેં બ્રાહ્મણોને પૂછીને માત્ર ભગવાનના ચરણામૃતનું જળ લીધું છે. માટે ક્ષમા કરો.'

'આપ આવા સમર્થ છતાં વિના કારણે આટલો ક્રોધ કરવો તે ઘટિત ન કહેવાય. કદાચ કોઇ અપરાધ કરે તો પણ **प्रणामान्तः सतां कोपः** સત્પુરૂષનો કોપ પ્રણામ ન કર્યો હોય ત્યાં સુધી રહે. માટે આપને પ્રણામ કરી સવિનય દર્શાવું છું કે ક્ષમા કરો. ત્યાં તો દુર્વાસા એકદમ ક્રોધાયમાન થઈ ગયા. 'અરે, ભગતડા, તું રંક મને બોધ કરે છે? શું તું મારો નિયામક છે?' આમ કહેતાં જ પોતાના મસ્તકની જટાને ખંખેરી એક કૃત્યા રાક્ષસણીને ઉત્પન્ન કરી ભૂતળવાસી સર્વને ભસ્મ કરશે કે શું? આવી ભયંકર મહા વિકરાળરૂપ ધારણ કરી, ખાઉં ખાઉં કરતી, રાજા સામે આવવા લાગી; પણ રાજા નીડરપણે ઊભો રહ્યો. હવે ભક્તનાથ ભગવાને ભકતના રક્ષણાર્થે સાઠ હજાર સૂર્યના તેજવાળું સુદર્શન ચક્ર મૂકેલું તે ભકતને ભસ્મ કરવાને દોડી આવતી કૃત્યાને જોઈ અત્યંત ક્રોધાવેશમાં આવી સામે જઇ તેને ભસ્મસાત કરી નાંખી અને દુર્વાસાને હણવા સામું આવ્યું. તે એકદમ દુર્વાસા નાઠા ને જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં પાછળ આવતું જોઈ ભૂર, ભૂવર અને સ્વર એ ત્રણે લોકમાં ફર્યા.

**मां पाहि अस्माच्चक्रात् मां पाहि ।**

ખરાડા પાડતા અને દોડતા જાય છે. પાતાળમાં શેષજીને

રક્ષણ કરવાને કહ્યું, ત્યારે કહે, 'મારે માથે પૃથ્વીનો બોજો છે. તે જો કોઇ જરા વાર લે તો હું હમણાં તમારૂં રક્ષણ કરૂં. આમ કહ્યું એટલે દુર્વાસાએ વાસુકી નાગને **शरणागतं मां पाहि. હે** વાસુકી, મને શરણાગતને બચાવો. વાસુકી કહે, ઋષિરાજ સમુદ્ર-મંથન વખતે મંદરાચલ ફરતો મને વીંટાળી મારા નેતરા કરી મને ખેંચ્યો ત્યારથી, મારૂં બળ કમી થઈ ગયું છે. વળી વૃદ્ધ થયો છું. માટે હું રક્ષણ કરવા અશકત છું. વળી ભગવાનના ભકતના અપરાધીનો બચાવ થવો બહુ મુસીબત છે. છતાં તમે બ્રહ્મલોકમાં સત્વરે જાઓ, અને એ ચતુરમુખો બ્રહ્મા રક્ષણ કરે તો કરે. આ વચન સાંભળતાં દુર્વાસા દોડતા હાંફતા, આખડતા બ્રહ્મા પાસે આવી પહોંચ્યા. **भो ब्रह्मन् शरणागतं मां पाहि** આમ કહી ઊભા રહ્યા. બ્રહ્મા કહે, અરે દુર્વાસાજી ભગવાનના ભક્તના અપ-રાધી તમે મારે શરણે આવ્યા, પણ મારાથી રક્ષણ થઇ શકે તેમ નથી. બ્રહ્મા કહે, ઋષિ મહારાજ ગર્વગંજન, ભકતભીડભંજન ભગવાનના ચોરને કોણ શરણે રાખી શકે? કોણ દુ:ખથી મુકત કરી શકે? કોણ બચાવી શકે? આ સુદર્શનને કોણ પાછું વાળી શકે? મારી સૃષ્ટિમાં એવો કોઈ હું દેખતો નથી, જે તમારૂં રક્ષણ કરી શકે! પછી ત્યાંથી દુર્વાસા ત્રાહિ, ત્રાહિ, રક્ષ, રક્ષ, એમ બરાડા પાડતા પાડતા ત્યાંથી નાઠા, તે કૈલાશમાં આવી પહોંચ્યા. શંકરને કહે **मां पाहि.** શંકર કહે, હે મુનિ, આ બ્રહ્મા-ડમાં તમને દુ:ખ દેવાવાળો કોઇ નથી, પણ તમે તમારા ક્રોધી સ્વભાવથી દુ:ખ ભોગવો છો. તમે ઘણા ઋષિમુનિઓને તથા અવતારોને પણ રંજાડતાં પાછા પડયા નથી. માટે એ સર્વના અપરાધનું ફળ અત્યારે તમને મળ્યું છે. ભક્તના પાદજળ તથા પાદરજને બ્રહ્મા અને શેષ જેવા માથે ચઢાવીએ છીએ તે ભક્તના અપરાધી તમે તમારૂં રક્ષણ કરવાને ભક્ત સિવાય ભગવાન પણ સમર્થ નથી. માટે કૃપાનાથ, જાઓ અહીંથી, નીકળી જાઓ; નહિ તો હમણાં તમારો ને અમારો આ સુદર્શન ચક્ર ઘાણ વાળી નાખશે. આથી ત્યાંથી દુર્વાસા નાઠા તે **त्राहि मां, त्राहि मां** પોકા-

રતા જેનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું છે, શિથિલ થઈ ગયું છે, એવા દુર્વાસા મુનિ વિષ્ણુલોકમાં વિષ્ણુને શરણે ગયા. તેમને જોતાં જ વિષ્ણુ ભગવાન કહે, દુર્વાસા મુનિ, તમે મને મોટો જાણી શરણે આવ્યા, પણ મારૂં ઐશ્વર્ય, પ્રતાપ અને સત્તા એ સર્વે ભક્તાધીન છે. હું સર્વનો ભગવાન છું, પણ ભક્તનો નથી. તેનો તો હું ભકત છું. મને સૌ ભજે છે. પણ હું ભક્તને ભજવા વાળો છું. હું કોઈને આધીન નથી, પણ ભકતને આધીન છું આ મારો લોક, દેહ, અને પ્રિય પત્ની લક્ષ્મી પણ મને જેટલો ભકત વહાલો છે તેટલાં જ એ વહાલાં નથી. માટે હે મુની, તમને કોઇએ કહ્યું નહિ હોય પણ હું કહું છું કે જો તમારે રક્ષિત અને જીવિત થવું હોય તો કોઇને શરણ નહિ થતાં એક અમ્બરીષ રાજાને શરણે જાઓ. એ તમોને જીવાડશે તો જીવાશે. આમ વિષ્ણુ ભગવાને કહ્યું, ત્યારે અત્યંત શ્રમિત અને શિથિલ બની ગએલા દુર્વાસા ત્યાંથી નીકળી અમ્બરીષ રાજાને શરણે આવ્યા. અને કહે, હે રાજન તું અમ્બરીષ એટલે કોઇથી મરીષ નહિ એવો અમ્બરીષ છો, માટે **शरणागतं अपराधिनं मां पाहि** આમ પોકાર કરી અશ્રુભીની આંખે અને ગળગળે સાદે હાથ જોડી બહુ વિનયથી કહી ચરણમાં પડયા. અને આંખના ઉના પાણીથી તેમના ચરણને પલાળી દીધા.

આ જોઈ અમ્બરીષ રાજાએ એકદમ ઋષિનો હાથ ઝાલી ઊભા કરી કહ્યું, હે ઋષિ **खेदं मा कुरु रोदनम् मुंच** આમ કહીને અમ્બરીષે શુદ્ધ ભાવથી સુદર્શનચક્રની સ્તુતિ કરી. ઓ ગરીબના ગર્વ ગાળનાર સુદર્શન તમો મારા પર પ્રસન્ન થાઓ. મારી વિનંતિ સ્વીકારી આ દુર્વાસાને હણવાનો વિચાર માંડી વાળો. આમ કહ્યું કે તરત જ સુદર્શનચક્ર પોતાને સ્થાનકે ગયું. આમ ક્રોધી અને ક્રૂર સ્વભાવના દુર્વાસા નિર્દોષ ભક્તરાજ અમ્બરીષને મારવા તૈયાર થયા, પણ પોતાને જ બચવાને ત્રિલોકમાં આથડવું પડયું. દોડવું પડયું અને જેને તેને વિનવવું પડયું. છતાં કોઇ તેમનો

રક્ષક થયો નહિ. છેવટે વિષ્ણુના કહેવાથી ભક્તને શરણે ગયા, ત્યારે છુટકો થયો.

આવી રીતે ભક્તાધીન ભગવાન સદાય પોતાના ભક્તોનું રક્ષણ કરે છે. પોતે કોઇને વશ નથી, પણ ભકતોને વશ છે. ભારતી લડાઇમાં પોતે શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, છતાં પોતાના ભકત અર્જુનને મરવાની અણી પર આવ્યો દેખી તરત જ પોતાની પ્રતિજ્ઞાને પડતી મૂકી શસ્ત્ર ધારણ કર્યું. આવી રીતે જેના ભગવાન રક્ષક, પાલક ને સહાયક છે, તેને કાળ, કર્મ, માયા કે કોઇ પણ દુઃખ દેવાને, સતાવવાને, કે તેના સામી ક્રૂર દૃષ્ટિ કરવાને પણ સમર્થ નથી; માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકોએ આ લોકના વ્યવહારિક કાર્યો કરવાં ઘટે, તેટલાં બીન-છુટકે કરવાં. પણ ભગવાનની અને ભગવાનના ભકતની ચાકરી કરવાની પ્રવૃત્તિ વિશેષે કરીને કરવી. સેવાથી જ આ લોક પર-લોકની સકલ સુખસંપત્તિ પ્રાપ્ત થઈ શકે છે. સેવાથી જ અનેક જન્મોના પાપના થરો ઉખડી જાય છે. પુનર્જન્મ નિરસ્ત થાય છે અને આત્યંતિક મોક્ષની સિદ્ધિ પણ સેવાથી જ થાય છે. **સંગ, શ્રદ્ધા ને સ્થાન આ ત્રણથી જ જીવ પરમપદને પામે છે.** તેમાં આપણને પરમકૃપાળુ પરમાત્માએ દયા કરીને ભગવાનના ભકતોનો સંગ અને નૈમિશારણ્ય ક્ષેત્ર સમું શુભ સ્થાન એ બે આપ્યાં છે. માત્ર હવે તો શ્રદ્ધા ઉત્પન્ન કરવી એ આપણું કામ છે. **આપણને સહુ ઇશ્વરે આપ્યા છે. ઉપાય પણ બળ-તણ, વાસણ વિના શી રીતે રંધાય?** આપણને સીધું મળ્યું પણ બળતણ અને વાસણ વિના શી રીતે રંધાય? તેમ જોગ મળ્યો છે. પણ શ્રદ્ધા વિના કામ ન આવે. માટે શ્રદ્ધાવાન બની ભગવાનને ભગવાનના ભકતની શુદ્ધ ભાવે કરીને સેવા કરી લેવી. સેવા સકલ સિદ્ધિ માત્રનું મુખ્ય દ્વાર છે.

દાવાનળ જેવા ભયંકર દુર્વાસા મુનિથી અમ્બરીષ રાજાની રક્ષા થઈ તે ભગવાનની સેવાનો જ પ્રતાપ છે. અમ્બરીષ રાજા

સેવાબલથી અમર, કીર્તિવંત, સ્મરણીય ને ભક્તાગ્રગણ્ય ભક્ત ગણાયા તે સર્વે સેવાનોજ પ્રભાવ છે. મોટા મોટા નરપતિ, સુરપતિ જેવાને પણ ત્રાહિ ત્રાહિ પોકરાવનારા મહાક્રોધની મૂર્તિ-સમા દુર્વાસાને સુદર્શન ચક્રથી ભાગવું, આથડવું પડ્યું, તે સર્વે સેવાનોજ પ્રભાવ છે. બીજાને નમાવનારા હતા પણ પોતાને અમ્બરીષના ચરણમાં નમવું પડ્યું. આ સર્વે ભગવાનની સેવા-નોજ પ્રભાવ છે; માટે જેને આ દેહે દુઃખના દરીઆરૂપ ભવસાગ-રમાંથી નીકળી ભગવાનને ભેટવું હોય તેને તો તન, મન, ધન ને સાચા ભાવથી ભગવાન અને ભગવાનના ભક્તની સેવા ચાકરી કરી લેવી. સેવાનો પ્રભાવ મોટો છે.



# ॥ નવધા ભક્તિ ॥



**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वन्दनं दास्यं, सख्यमात्मनिवेदनम् ॥**

આ જીવને મોક્ષ પામવાના ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, યમ, નિયમ ઇત્યાદિક અનેક સાધનો શાસ્ત્રોમાં વર્ણવ્યાં છે. પણ ભગવાનની ભક્તિથી જેવો મોક્ષ થાય છે તેવો કોઈ પણ સાધને કરીને થતો નથી. સર્વ સાધનો કરતાં ભક્તિ એ જ શ્રેષ્ટ સાધન છે. ભગવાન ભક્તિથી જ પ્રસન્ન થાય છે. આત્યંતિક મોક્ષ પણ ભક્તિથી થાય છે. ભક્તિ સર્વ સાધનોનું શિરસ્થાન છે. જેમ સર્વ તીર્થોમાં ગંગા ઉત્તમ તીર્થ છે, પેય વસ્તુમાં અમૃત ઉત્તમ છે, સર્વ પક્ષીઓમાં જેમ ગરૂડ ઉત્તમ છે, સર્વ વર્ણોમાં જેમ બ્રાહ્મણ ઉત્તમ છે, સર્વ દેવોમાં જેમ ઇંદ્ર ઉત્તમ છે, તેમ સર્વ સાધનોમાં એક ભક્તિ ઉત્તમ છે.

ગમે તેવો નીચ હોય તો પણ ભક્તિથી ઉચ્ચ થાય છે. વેદનો અધિકાર ત્રિવર્ણને છે. પણ બીજાને નથી. તેમ ભક્તિનો અધિકાર આને છે અને આને નથી એવો ભેદ નથી. ભક્તિનો અધિકાર તો વર્ણાશ્રમી પ્રજાઓને તથા પતિત ચાંડાલાદિક સર્વને છે. ભક્તિથી કાયિક, વાચિક, અને માનસિક કર્મનો નાશ થાય છે. ભક્તિથી ઇંદ્રિયો અંતઃકરણ શુદ્ધ થાય છે. ભક્તિથી સંસાર-સાગર તરી શકાય છે. અને ભક્તિ પણ નવ પ્રકારની મુખ્ય કહેવાય છે. તેમાં ભગવાનની કથા, વાર્તા. ઉપદેશનું શ્રવણ કરવું તે શ્રવણભક્તિ છે. ભગવાનના ગુણ, ઐશ્વર્ય, પ્રતાપ અને મહિમાના સૂચક પદોનું ગાન કરવું તે કીર્તનભક્તિ છે. દરેક ક્રિયામાં

ભગવાનના નામનું ગાન કરવું તે સ્મરણભક્તિ છે. ચરણસેવા કરવી, તે પાદસેવન ભક્તિ છે. વસ્ત્રાલંકાર, ધૂપ, દીપ વગેરે ષોડષોપચારથી પૂજા કરવી તે અર્ચનભક્તિ છે. સાષ્ટાંગ પ્રણીપાત કરવો, નમન કરવું તે વંદનભક્તિ છે. પોતાને સેવકો હોય છતાં પોતાને હાથે શ્રીહરિની સેવા કરવી તે દાસત્વભક્તિ છે. સખાભાવથી સેવવા તે સખ્યત્વભક્તિ છે. તન, મન, ધન અને અને પોતાનો આત્મા સમર્પણ કરી આરાધના કરવી તે આત્મ-નિવેદન ભક્તિ છે. આવી રીતે નવ પ્રકારની ભક્તિ છે. તેમાંથી જે ભક્તિ કરવાથી ભગવાનમાં સંલગ્ન થવાય, કૃતકૃત્ય થવાય એ જ ભક્તિને ઉત્તમ માની ભગવાનને સેવવા. આ ભક્તિનો અધિકાર નાનામોટા, નીંચઉચ, ત્યાગીગૃહી, બહેનભાઈઓ સર્વેને સમાન છે.

**श्रीविष्णोः श्रवणे परिक्षितदभवत् वैयासकी कीर्तने**
**प्रह्लादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मीः पृथुः पूजने**
**अक्रूरस्त्वभिवन्दने कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुनः**
**सर्वस्वात्मसमर्पणे बलिरभूत् कैवल्यमेते विदुः ॥**

પરિક્ષિત રાજાએ શ્રવણભક્તિ કરી તો સાત દહાડામાં સદ્દગતિને પામી ગયા. શુકદેવજીએ કીર્તનભક્તિ કરી તો સિદ્ધ વિદેહી અને આત્મારામ કહેવાણા. સ્નાન કરતી દેવાંગનાઓ શુકને નગ્ન આવતા દેખી તુર્ત વસ્ત્ર ન પહેર્યાં અને વ્યાસને પહેરેલ વસ્ત્રે આવતા દેખ્યા કે તુર્ત વસ્ત્ર પહેર્યાં. વ્યાસજીએ તેનું કારણ પૂછયું, તો કહે શુક વિદેહી છે અને તમારે તો સ્ત્રી-પુરુષનો ભાવ છે. માટે તમને દેખી વસ્ત્ર પહેર્યાં.

પ્રહલાદજીએ સ્મરણભક્તિ કરી તો પોતે સદેહે વજાંગી બની ગયા. ઘણા ઘણા મારવાના પ્રકાર કર્યા, પણ મુવા નહિ તે તેમની સ્મરણભક્તિનો જ પ્રભાવ છે. છતાં હીરણ્યકશ્યપુની આજ્ઞાથી દૈત્યોએ તથા તેના શિક્ષકોએ ઘણા ઘણા ડરાવ્યા તો

પણ કર્યા નહિ. તેમ મારી નાખવાના અનેક પ્રકારો રચ્યા પણ કોઈ વાતે મુઆ નહિ. તે એમની સ્મરણભક્તિનો પ્રભાવ.

લક્ષ્મીજીએ પાદાર્ચનભક્તિ કરી તો હૃદયમાં વાસ આપ્યો. પૃથુ રાજાએ પૂજનભક્તિ કરી તો મહાન્ પૂજનીય કહેવાયો, અક્રૂરજીએ વંદનભક્તિ કરી તો યમુનાના ધરામાં ભગવાને દર્શન દીધાં. હનુમાનજીએ દાસત્વભક્તિ કરી તો ચિરંજીવી તથા આખા જગતમાં પૂજ્ય થયા. કોઈક નવીન ગામ વસાવે કે દેવાલય બંધાવે તો પહેલાં હનુમાનજીને પધરાવે છે. એ સર્વે દાસત્વભક્તિનો પ્રભાવ છે. અર્જુને સખાભક્તિ કરી તો પોતે મહાન્ બાણાવલી એક અદ્વિતીય થયા. અને ભગવાને પોતાની લીધેલી પ્રતિજ્ઞા ખોટી કરી ભીષ્મપિતાના બાણથી રક્ષણ કર્યું. બલિ રાજાએ આત્મનિવેદનભક્તિ કરી તો ભગવાન તેમને આધીન થઇ ગયા અને દ્વારપાળ બન્યા. જ્યારે દ્વારપાળ થઇ બલિને ત્યાં રહ્યા, ત્યારે લક્ષ્મીજીએ વિચાર કર્યો જે હવે કેમ કરીને પ્રભુને છોડાવવાં? પછી પોતે બલિરાજાને રાખડી બાંધી દક્ષિણા માગવાનું કહ્યું. ત્યારે લક્ષ્મીજીએ વિષ્ણુને છોડવારૂપી દક્ષિણા માગી. તો બલિ કહે, બીજું માગો. તોપણ તેમણે એ જ માગ્યું.

પછી બલિરાજાએ બ્રહ્માને બોલાવ્યા. તેમનું પૂજન કર્યું. બ્રહ્માએ શી ઇચ્છા છે એમ કહ્યું. તો કહે, તમે વિષ્ણુ અને શિવ એ ત્રણે ય એકરૂપ છો, માટે તમો તથા શિવ અહીં વારા ફરતી રહેવાનું કબુલ કરો તો આ વિષ્ણુને છોડવાનો વર આપ્યો છે તે છોડું. તે બન્ને જણાએ ચચ્ચાર માસ રહેવાનું કબૂલ કર્યું, એટલે વિષ્ણુને છોડયા એ આત્મવિવેદનભક્તિનો પ્રભાવ છે. આવી રીતે આ એકેક જણાએ એકેકી ભક્તિ કરી તો પણ મોક્ષને પામી ગયા. માટે દરેક મુમુક્ષુએ ભગવાનની ભક્તિ કરવી. આ ભક્તિ કરવામાં રૂપ, ગુણ, પરાક્રમનો કે ઊંચનીચ જ્ઞાતિનો ભેદ નથી.

**व्याधस्याचरितं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का।**

જો કે દયાવાન, દાનવાન, અને સત્ત્વગુણી હોય તેનાથી ભકિત થાય એમ કહેતાં હો તો પારધી (વાલીયો ભીલ) કયાં દયાવાન કે દાનવાન હતો? તો પણ ભકિતએ કરીને પવિત્રમાં ઉત્તમપવિત્ર વાલ્મિક ઋષિ થઈ ગયા. અવસ્થાવાળાથી ભક્તિ જ થાય એમ માનતા હોઈએ તો ધ્રુવજીની કયાં અવસ્થા હતી? તો પણ ભકિત કરી તો ભગવાન પ્રસન્ન થઇ અવિચળ રાજ્ય આપ્યું.

જો વિદ્યાથી ભગવાન પ્રસન્ન થતા હોય તો ગજેન્દ્રમાં કયાં વિદ્યા હતી? પણ બળનો ગર્વ છોડી સુંઢમાં કમળ લઇ જગતરક્ષક ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યો: હે, પ્રભુ! હવે વારે ધાઓ, આપ શરણાગત રક્ષક છો. હું આપનો શરણાગત જીવ છું, માટે નિરાધારી અને દુ:ખી હું તે મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. આમ ઘણીવાર સ્તુતિપ્રાર્થના કરી કે પતિતપાવન ભગવાન વિષ્ણુ એકદમ દોડી પહોંચ્યા અને જળમાં આવી તે હાથીને તર્તજ મઘરના મુખ થકી છોડાવી રક્ષણ કર્યું. માટે ચોક્કસ છે કે ભગવાન ભક્તિથી જ પ્રસન્ન થાય છે.

વળી સારા નામથી કે સારા રૂપથી ભગવાન પ્રસન્ન થતા હોય, તો કુબ્જાનું કયાં રૂપ ને નામ સારૂં હતું! પોતે આઠ અંગે વાંકી હતી, પણ પોતે ચંદનનો કટોરો લઇ કંસને અર્ચવા જતી હતી ત્યારે કૃષ્ણનો સંબંધ થતાં કૃષ્ણને તે ચંદન ચર્ચ્યું. તેમ જ મોટાભાઈ બળભદ્ર તથા મિત્રમંડળ સર્વેને ચર્ચ્યું. તો ભગવાન તેની અર્ચનભકિતથી પ્રસન્ન થઈ સીધી સર્વાંગી અને અતિ રમ્યાકૃતિ રમારૂપ બનાવી દીધી. પ્રભુ ધનથી પ્રસન્ન થતા હોય તો એમ પણ નથી. સુદામા પાસે કયાં ધન હતું? પણ તેમની ભકિતથી ભગવાન પ્રસન્ન થયા! ત્યારે કોઇ કહેશે કે સારા કુળમાં જન્મ થવાથી ભગવાન પ્રસન્ન થતા હશે? તો તે પણ ઘટતું નથી.

વિદુરજીનું કૂળ ક્યાં ઉત્તમ હતું ? પોતે દાસીપુત્ર હતા, પણ તેમની પ્રેમલક્ષણા ભક્તિથી તેના ઉપર ભગવાન પ્રસન્ન થયા છે. શૌર્યાદિક ગુણોથી ભગવાન પ્રસન્ન થતા હશે એમ કહીએ, તો પણ તે ઘટતું નથી. કંસના પિતા ઉગ્રસેન રાજાનું ક્યાં પરાક્રમ હતું ? પણ તેની ભકિતથી ભગવાન રાજી થઈ યાદવોની ગાદી ઉપર બેસાડી દીધા. માટે ભગવાન કાંઈ ગુણથી, રૂપથી, ધનથી, વિદ્યાથી ઇત્યાદિક કોઇપણ ગુણે કરીને ભગવાન પ્રસન્ન થતા નથી. કેવળ ભક્તિથી જ પ્રસન્ન થાય છે. માટે દરેક શ્રેયાર્થીએ સાચા ભાવથી ભગવાનની ભક્તિ કરવી. ગમે તેવો વિદ્વાન, કળાવાન, બળવાન આદિક ગુણે યુક્ત હોય તો પણ ભગવાનની ભક્તિ અને સત્સંગ એ બે વિના તો અધોગતિને પામે છે. માટે શુદ્ધભાવથી ભગવાનની ભકિત કરી લેવી.



## ।। દુર્ગતિ, સદ્દગતિ આપનારી ત્રણુ વસ્તુ છે ।।



**विद्या विवादाय धनं मदाय । शक्तिः परेषां परपीडनाय ।**
**खलस्य साधोर्विपरीतमेतत् ज्ञानाय दानाय च रक्षणाय ॥**

વિદ્યા, ધન, અને અધિકાર (સત્તા) આ ત્રણુ વસ્તુ જીવને દુર્ગતિ અને સદ્દગતિ આપનારી છે. એ ત્રણુનો દુરૂપયોગ કરવાથી દુર્ગતિ અને સદુપયોગ કરવાથી સદ્દગતિ થાય છે. કોઇ યે પણુ વિદ્યાથી વિદ્યાભિમાની બની વાદવિવાદ કે વિતંડાવાદ કરી તેનો દુરૂપયોગ કરવો નહિ, પણુ વિદ્યાથી જ્ઞાનાભિમાની બની જ્ઞાનની લેવડદેવડ કરી સદુપયોગ કરવો. કેમકે વિદ્યાથી જ્ઞાન થાય છે અને જ્ઞાનથી મુકિત થાય છે.

**ऋते ज्ञानान्न मुक्तिः :** જ્ઞાન વિના મુક્તિ થતી નથી.

**ज्ञानाग्निः सर्वं कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन ।**

જ્ઞાનાગ્નિ જ્યારે પ્રગટે છે, ત્યારે જ કર્મ માત્ર ભસ્મિભૂત થાય છે. માટે વિદ્યાથી વિદ્યાભિમાની નહિ પણુ જ્ઞાનાભિમાની બનવું.

ધન મળે તો ધનાભિમાની બની કોઇને ડરાવી, દબાવી તેનો દુરુપયોગ કરવો નહિ. પણુ ધનથી ધર્માભિમાની બની ધર્મનું પાલન કરવાકરાવવા શીખવું.

**न धनं धनमित्याहुर्धर्मो हि धनमुच्यते ।**

ધન એ ધન નથી, પણુ ધર્મ એ જ ખરૂં ધન છે. પરલોકનો સાથી પણુ ધર્મ છે.

**देहरूपस्य वृक्षस्य फलं धर्मः सनातनः ॥**
**धर्महीनस्तु यो देहो निष्फलो वन्ध्यवृक्षवत् ॥**

દેહરૂપ વૃક્ષનું ફળ પણ ધર્મ છે. ધર્મ વિનાનો દેહ વન્ધ્ય વૃક્ષ જેવો નિષ્ફળ છે. હંમેશાં ધનથી ધનાભિમાની બનવું નહિ પણ ધર્માભિમાની બનવું.

અધિકાર મળે તો અધિકારના મદથી મસ્ત બની પરપીડ કરવાનું, પરધન હરવાનું, નિર્દોષીઓને મારવાનું, સદોષીઓના સામે આંખમીંચામણાં કરવાનું અને સ્વાર્થ સાધવાનું કદી પણ કરવું નહિ. પણ અધિકાર પામી વિનયાભિમાની બની પરપીડ હરવાનું, પરમાર્થ કરવાનું, સત્યાસત્ય નિહાળવાનું, સગી આંખે જોવાનું, અને ધર્મબાંધવોની વાર કરવાનું શીખવું.

આ જીવનો સ્વભાવ વિષયભૂખ્યો, માનભૂખ્યો, અને ધનભૂખ્યો છે. તેથી જેમ બિલાડી ઉંદરને દેખીને ત્રાપ મારે તેમ આ જીવ પણ આ ત્રણને દેખી તરત તરાપ મારે છે. એટલે કર્તવ્ય મૂકી અકર્તવ્યમાં દોટ મૂકે છે.

માટે દરેક શ્રેયાર્થીએ વિદ્યા, ધન, અને અધિકાર આ ત્રણનો હંમેશાં સદુપયોગ કરી સદ્‌ગતિ લેવી, પણ તેનો દુરૂપયોગ કરી દુર્ગતિ થાય તેવું કદી પણ કરવું નહિ.



## ॥ ભગાના ભાઈ હીરા જેવું કોઈએ કરવું નહિ ॥



ભગાનો ભાઇ હીરો હતો. તેણે તેની માને કહ્યું, માડી રે માડી, આપણી ભાભીને તેડી આવું ? તો કહે, જા. લે પોતાયાં કરી આપું. પછી ઘણું તેલ મૂકી પોતાયાં (થેપલાં) કરી આપ્યાં અને શિખામણ દીધી કે વેવાઇવલોટનું કામ છે. બહુ બોલબોલ કરવું નહિ, નહિ તો આપણી પરીક્ષા થઈ જાય. હીરો કહે મા આ તારો હીરકો બહુ ડાહ્યો છે. ભૂલે એવો નથી. એમ કહી થયો ચાલતો. ત્યાં જઈ ઓરડામાં તેની ભાભી છાશ ને ઘેંસ સિરાવતી હતી. ત્યાં તો હીરાભાઇ પહોંચ્યા જોઇને ભાભી કહે, આવો હીરાભાઈ! તો કહે, હા. સૌ સાજાંનરવાં ? તો કહે, ના. કાંઈ નાહ્યા જેવું છે? હા. સગામાં છે? ના. ત્યારે આપણા ઘરમાં છે ? તો કહે, હા. કોણ? તમારી મા ? તો કહે, ના. ત્યારે કોણ? તમારો ભાઇ ? તો કહે, હા. ત્યાં તો હાય, હાય, કરતી પછાડો ખાવા મંડી. ત્યાં તો મા આવી કે આ શું ? તો હાથનાં બલોયાં ભાંગી કાંડા દેખાડી જણાવ્યું કે, હું રાંડી. ડોસીએ હીરકાને દેખ્યો. તેથી નક્કી જાણ્યું કે છોડી રાંડી. હીરો તો તમાસો જોઇ, વોય બાપ! હું તો ઘણું બોલ્યો નથી ને આ શું થઇ પડયું ? આમ ઉદાસ થઈ ગમાણ પર જઇ બેઠો. હીરાભાઇએ તો છેડો વળાવ્યો. થોડીવારે કસ્તુરભઇ, કલહભઇ, તારાચંદભાઈ, લાડકીબા, રૂપાળીબા વગેરે ભાંભરી ભેળાં થયાં, અને સહુ આભડવા ગયાં. હીરો તો મેલ પોથાળી વહેલું આવે ઘર. તેનો ભાઇ ભગો ખંભે તાજૂડી મૂકી ઘી છે ઘી, હવે બજારમાં એમ ફેરી કરે છે, ત્યાં તો હીરાને વીલે મોઢે આવતો જોઇ ઉભો રહ્યો. ત્યાં તો ભગાને જોતાં હીરે મૂકી પોક અને મંડાણો મોટો ખોપ. ભગો કહે, અલ્યા હીરીયા શું થયું ? તો

કહે કંઇ કહ્યાની વાત નથી. એટલે ભગે જાણ્યું જે આ તેડવા ગયો હતો ને એકલો આવ્યો તે હું રાંડયો. એમ ધારી રડતાં રડતાં ઘેર આવ્યા. ડોસી પણ ડહી. જાણ્યુ જે તેડવા ગયો હતો તે જરૂર મરી ગઇ હશે. એમ ધારી માંડયું કુટવા ને રડવા. એટલે આડોશીપાડોશી અને સગાંસર્વે આવ્યાં. અને કાણુ જાણી સર્વે ભેળાં થયાં. નાવા પણ ગયાં. નાહી ધોઇ ઘેર આવ્યાં. ત્યારે કોઈ ડાહ્યો તેણે પૂછયું જે, અલ્યા મૂવું કોણુ મૂવું ? તો કહે, હીરકાને પૂછો. માએ આવી કહ્યું, અલ્યા હીરકા ? આ શું થયું ? તો કહે, મા ! આપણી ભાભી રાંડયાં. મેર મેર મારા રોયા, ભઇ બેઠા છે ને શેણે રાંડી ? તો કહે, મેર મારી સાળી, હું બેઠા છું ને તું શેણે રાંડી ? તો કહે, પીટયા તારો બાપ મૂવો તીમાં. ત્યારે હીરકો કહે, મેં જાણ્યું જે બલોયાં ભાંગે રંડાતું હશે. આવી રીતે જેમ હીરાભાઇએ બેય ઠેકાણે કાણુ મંડાવી, તેમ આપણે આ લોકમાં ને પરલોકમાં કાણુ મંડાય એવું કરવું નહિ.



## ॥ સભામાં ચૌદ પ્રકારના માણસો હોય છે ॥



मृच्चारणीमहिषहंस शुकस्वभावा ।
मार्जारदर्पमशकाजलौकसमतुल्याः ॥
शतछिद्रकुम्भपशुसर्पशीलास्वभावाः ।
सभ्या नरा भूवि चतुर्दशधा भवन्ति ॥

૧. કેટલાક મૃતિકા જેવાં માનવી સભામાં હોય છે. જેમ માટી દૂધથી પલળે અને પેશાબથીયે પલળે તેમ ગ્રામ્ય કથા અને હરિકથા એ બેયમાં સરખો રસ લેનારા હોય છે. ગ્રામ્યકથામાં તલ્લીન થાય ને હરિકથા સાંભળવામાં પણ તલ્લીન થાય. માટે આવા માણસોને ઓળખી તેનો સંગ કરવો નહિ,

૨. કેટલાક ચાળણી જેવા દોષગ્રાહી સ્વભાવના હોય. જેમ ચાળણી સારનો ત્યાગ કરી કુચાને ગ્રહણ કરે છે, તેમ ગમે તેટલી કથા સાંભળે તો પણ ચાળણી જેવા સ્વભાવવાળાને અસર થાય નહિ. એટલા સારૂ હંમેશાં સુપડા જેવા સારગ્રાહીને તથા ચાળણી જેવા દોષગ્રાહીને ઓળખી સુપડા જેવા સારગ્રાહીનો સંગ રાખવો. પણ ચાળણી જેવા સ્વભાવવાળાનો ન રાખવો.

૩. કેટલાક પાડા જેવા સ્વભાવવાળા હોય એટલે નિરંતર કથાવાર્તા સાંભળે, પણ જો મનનું મરડાય તો કથા સાંભળનારાનો પણ ઘાણ વાળી નાંખે.

૪. કેટલાક હંસ જેવા સારગ્રાહી સ્વભાવવાળા હોય છે. દૂધ અને પાણી ભેળું કર્યું હોય તો પણ મહીંથી દૂધને લઇ લે ને પાણીનો ત્યાગ કરી દે. આવા સારગ્રાહી હોય તેનો સંગ નિરંતર કરવો.

૫. કેટલાક પોપટ જેવા સ્વભાવવાળા, સહુને પ્રિય લાગે એવી વાણી બોલવાવાળા હોય.

૬. કેટલાક બિલાડી જેવા સ્વભાવવાળા હોય; એટલે આંખો વીંચી કથાવાર્તા સાંભળ્યા કરે, પણ જેમ બિલાડી આંખો વીંચી બેઠી હોય, પણ ઊંદરને દેખી તરત તલપ મારે તેમ મનગમતો વિષય મળતો હોય તો ધર્મ, નિયમને બાજુ પર મૂકી તરત પોતાનો સ્વાર્થ સાધવા મચી પડે.

૭. કેટલાક મચ્છર જેવા હોય તે સભામાં કથાવાર્તા સાંભળતા હોય, પણ બીજાને વચનરૂપી ડંખ મારવાના સ્વભાવવાળા હોય છે.

૮. કેટલાક ચંદ્ર જેવા હોય. એટલે ચંદ્ર સહુને શીતળ અને શાન્ત કરે છે. તેમ બીજાના દુઃખને ટાળી તેને શીતળ ને શાન્ત કરવાવાળા હોય છે.

૯. કેટલાક જલ જેવા બીજાને શુદ્ધ કરવાના સ્વભાવવાળા હોય. જેમ જળ સહુના મળને શુદ્ધ કરે છે, તેમ ગમે તેવો જીવ હોય તેને સન્માર્ગી કરવાવાળા હોય છે.

૧૦. કેટલાક ફૂટેલ ઘડા જેવા હોય. ફૂટેલ ઘડામાં ગમે તેટલું પાણી ભરો પણ રહે નહિ. તેમ ગમે તેટલી કથાવાર્તા સાંભળે, પણ હૃદયમાં ટકે જ નહિ.

૧૧. કેટલાક પશુ જેવા કેવળ જડ હોય. કથાવાર્તા ગમે તેટલી સાંભળે પણ જરાય જ્ઞાન થાય નહિ.

૧૨. કેટલાક સર્પ જેવા ઝેરી સ્વભાવવાળા હોય. સર્પને ગમે તેટલું દૂધ પાય, પણ જો જરા ખીજવાય તો તરત જ દૂધ દેનારાનો પ્રાણ લઈ લે.

૧૩. કેટલાક પત્થર જેવા સ્વભાવના હોય. પત્થરો ગમે તેટલો પાણીમાં રહે, પણ બહાર કાઢશો કે કોરોને કોરો. કાપે તો અગ્નિ ઝરે, તેમ ગમે તેટલી કથા સાંભળે પણ જરાય અસર થાય નહિ.

૧૪. કેટલાક ઉંદર જેવા બીજાને કોતરી ખાનારા સ્વભાવવાળા હોય.

આવી રીતે સભામાં બેસનારા ચૌદ પ્રકારના સ્વભાવવાળા માણસો હોય છે. તેમને ઓળખી રાખવા. તેમાં યોગ્ય હોય તેનો સંગસમાગમ કરવો. કારણ આ જીવ જેવો સંગ કરે છે તેવો જ તેને રંગ ચડે છે. અને તેવી જ તેને અસર થાય છે માટે હંસ, પોપટ, ચંદ્ર અને જળ: આ ચારના જેવા સ્વભાવવાળા હોય તેનો જ હંમેશાં સંગ કરવો, પણ બીજાનો કરવો નહિ.

## વાણીએ થોડામાં બધું માગી લીધું.

સાધુ ફરતા ફરતા સાંજે એક ગામમાં આવ્યા પોતાને ઉતરવા જેવા ઘરની પૂછા કરતા હતા. ત્યાં એક આંધળો વાણીઓ આવ્યો, બાપજી! સાધુ છો કે? ચાલો મારે ઘેર. સાધુ ગયા વાણીઆના ઘેર. વાણીએ અતિ ભાવે કરી રાખ્યા, જમાડયા, વાતો સાંભળી અને સાધુને બહુ રાજી કર્યા. સવારે સાધુ ચાલવા તૈયાર થયા, ત્યારે કહે, શેઠ, તમે અમારી બહુ સેવા કરી. ભગવાન તમારૂં ભલું કરશે. મહારાજ! ભગવાન તો ભલું કરશે, ત્યારે કરશે. પણ અત્યારે તમે જ ભલું કરોને! સાધુ કહે, અમે તો કંઇક થોડુક માગો તો આપીએ. પેલો વાણીઓ આંધળો, ઘરવિનાનો, નિર્ધન હતો. તેણે વિચાર કર્યો. જે જોઈએ છીએ ઘણું ને માગવાનું કહે છે થોડું. પણ વાણીઆવિદ્યા કરી એવું માગું જે મંહી બધું આવી જાય. એમ ધારી બોલ્યો, બાપજી! તમે તો ભગવાન જેવા છો, પણ થોડું કહો છો તો લ્યો થોડુંક જ માગું.

બાપજી! મારા વચેટ દીકરાની વહુને સાતમે માળે સોનાની ગોળીએ છાશ કરતાં હું દેખું, એ માગું છું. સાધુ કહે, અહોહોહો! શેઠ, તમે ડહીમાના દીકરા ખરા ને? બહુ થોડું માગ્યું હો.! ત્રણ દીકરા, ધન, ધામ, આંખો અને દુઝણું, એમ બધુંય માગી લીધું. સાધુ સમજી ગયા, પણ શું કરે? તથાસ્તુ. એ બધુંય તમને મળો. આમ કહી ચાલી નીકળ્યા. તેમ આપણે પણ થોડા કાળ જીવવાનું

છે. અને થોડું કર્યું છે. અને કરવાનું ઘણું બાકી છે, માટે ભગવાન અને સાધુને રાજી કરી થોડા કાળમાં બધુંય માગી લેવું.

અરે! માગવું તે પણ સંતસત્શાસ્ત્રનો સમાગમ કરવા-વાળો હોય તેને જ માગતાં આવડે. ધ્રુવજીના તપથી ભગવાને રાજી થઇ દર્શન આપી માગવાનું કહ્યું. તો તેમણે રાજ્ય માગ્યું. પણ ભગવાનનું દિવ્ય સુખ ન માગ્યું. પ્રહ્‌લાદના તપથી ભગવાને રાજી થઈ માગવાનું કહ્યું, તો તેમણે કહ્યું, હે પ્રાણેશ્વર! હે દીનેશ્વર, પ્રભો! જીવને કોઇ દિવસ માગવાનું કહેશો નહિ. આ જીવ કેવળ વિષયનો આહારી, વિહારી અને વિષયનો કીડો બની રહેલો છે. તેથી વિષય જ માગશે. આપ મને વારંવાર માગવાનું કહો છો. ત્યારે માગું છું કે. ઇન્દ્રિયો અન્તઃકરણરૂપ અન્તઃશત્રુઓ થકી અને અહંમમત્વરૂપ માયા થકી મારી રક્ષા કરજો. તમારે વિષે પ્રીતિ થજો. અને એ માયાને તર્યા હોય અને તમારે વિષે પ્રીતિ-વાળા હોય એવા એકાન્તિક સંતહરિજનોનો સંગ થજો અને તેમને વિષે હેતમમત્વ થજો. આવી રીતે ધ્રુવજીને માગતાં ન આવડયું, પણ પ્રહલાદજીને માગતા આવડયું. કારણ ધ્રુવજીને જ્ઞાન ન હતું અને પ્રહ્‌લાદને તો ગર્ભાવસ્થામાંથી જ નારદમુનિનું જ્ઞાન હતું.

## સંસ્કૃત પ્રાકૃતનો વિવાદ

એક વખત સંસ્કૃત અને પ્રાકૃત ભેળાં થયાં. સંસ્કૃત કહે, હું મોટું. પ્રાકૃત કહે, હું મોટું. સંસ્કૃત કહે, હું તો મૂળ કહેવાઉં. તું મારામાંથી જ નીકળેલ છો. તેથી તું મારી શાખા કહેવાય. પ્રાકૃત કહે, તે વાત ખરી, પણ ફળ, ફૂલ, સ્વાદ અને સુગંધ એ બધો શાખામાં જ હોય. અને એને જ સૌ ઇચ્છે. તું મૂળ તે ધૂળમાં પડયું રહે. ભલે તું મોટું, પણ લોકો મને ચાહે તેટલું તને કોઈ ન ચાહે. મોટા મોટા વિદ્વાનો તને ઉચ્ચારે, પણ તેનો પ્રાકૃત અર્થ કરે ત્યારે જ સમજાય છે. માટે મારા વિના તારો કોઇ ભાવ પૂછતું નથી. માટે તારા કરતાં હું મોટું છું.



# ।। સંતોષ વિના સુખ નથી ।।



જીવને ગમે તેટલું ધનધામ મળે, તો પણ વધારે ને વધારે ભેળું કરવાની તૃષ્ણા મટતી નથી. એક શ્રીમંત શેઠે પોતાની મીલ્કત કેટલી છે, અને વાર્ષિક ખર્ચ કેટલો છે તેનો હિસાબ કરવા માંડયો. તો સાત પેઢી ખાય તોય ખૂટે નહિ એટલું નાણું થયું. વિચાર કર્યો કે, સાત પેઢી સુધી તો વાંધો આવશે નહિ, પણ આઠમી પેઢીનું શું થશે ? તે એની ફીકરમાં ને ફીકરમાં શૂન્યકાર જેવો થઇ ગયો. બૈરીએ જાણ્યું કે, આને કંઈક ચિંતા ઉઠી જણાય છે. પછી કારણ પૂછતાં કહ્યું કે, ચારેક દિવસ પહેલાં વિચાર થયો જે આપણો પૈસો કેટલી પેઢી ચાલે તેટલો છે ? તે હિસાબ કર્યો તો સાત પેઢી સુધી તો વાંધો આવે તેમ નથી, પણ આઠમી પેઢીવાળાનું શું થશે એ ચિંતામાં પડયો છું. બૈરી ડાહી અને વિચક્ષણ હતી. તેણે વિચાર કર્યો જે આટલું મળ્યું તોય શેઠને તૃષ્ણાનો પાર નથી. પછી પોતાની પડોશમાં એક સંતોષી બ્રાહ્મણ હતો તેને તે બાઇએ સવારે વહેલી ઊઠી પાકું સીધું મોકલાવી દીધું. પછી બીજું સીધું તૈયાર કરી શેઠને કહે, લ્યો આ સીધું પેલા બ્રાહ્મણને ત્યાં આપી આવો. પેલો લઈને ગયો. ત્યારે બ્રાહ્મણ કહે, શેઠ અમારે ન જોઇએ. અમારે આજનું આવી ગયું છે. તો કહે, લ્યોને કાલે કામ આવશે ! બ્રાહ્મણ કહે, શેઠ ! કાલ કોણે દેખી છે ? અને કાલે ઈશ્વર આપી રહેશે. પછી પેલો સીધું લઇ ઘેર આવીને કહે, બ્રાહ્મણ કહે છે મારે આજ સીધું આવી ગયું અને કાલનું ઇશ્વર આપી રહેશે. આમ. કહ્યું શેઠાણી કહે, શેઠ ! એને એક દહાડાની ચિંતા નથી અને તમને આઠમી પેઢીની ચિંતા છે. તે તમે મૂર્ખ કહેવાઓ કે નહિ ? પેલો સમજી ગયો. અને ચિંતા ટાળી સુખીઓ થયો. માટે સંતોષથી જ પરમ સુખ છે. પણ કોઇના કહ્યા વિના સંતોષની ખબર પડતી નથી.

## માથું વાઢે તે માલ કાઢે

જે જે વાંચવું, તેનો વિચાર કરવો તો તે લખનારાનો સિદ્ધાંત સમજાય, પણ **"વાંચે પણ નહિ કરે વિચાર. તે સમજે નહિ સઘળો સાર."** લાખો વણઝારો દેશોદેશ મોટી પોઠ લઇને ફરતો બહુ પૈસા કમાણો. તેણે ધન સાચવવા સોના મહોરો કરી એક પત્થરની મોટી ગણપતિની મુરતી કરી તેનું ગોળા જેવડું પેટ કર્યું અને ગળાનો ભાગ જુદો રાખ્યો. તેનામાં સોનામહોરો ભરી કોઇને ખબર ન પડી શકે તેવી રીતે જેમ કુડલાનો દાટો બેસાડે તેમ આણે માથું બેસાડી દીધું અને પેટપર અક્ષર કોતર્યા. **જે માથું વાઢે તે માલ કાઢે**. આણે જાણ્યું જે આપણે જરૂર પડશે ત્યારે કાઢશું. અગર મરતી વખતે પાછલાને સુચવશું, પણ આ ભાઇતો મુંગે મોઢે મરી ગયો. ઘણાયે ત્યાં ગણપતિ પાસે આવતા જતા અને તે અક્ષરો પણ વાંચતા. પણ વિચાર ન કરતા. એક દહાડો પગે લંગડો અને આંખે કાણો ત્યાં આવ્યો અને અક્ષર વાંચ્યા કે. અરે ? માથું વાઢે તે માલ કાઢે. આ શું ? કોનું માથું અને આમ લખવાનું કારણ શું ? વળી આ વગડામાં ગણપતિ કેમ પધરાવ્યા હશે ? છેવટે વિચાર કરી ગણપતિનું માથુ ઉતાર્યું તો મહીથી સોના મહોરો નીકળી પડી ઘણાય વાંચતા, ત્યાં બેસતા, પણ કોઇ વિચાર ન કરતા. આણે વિચાર કરી માથું વાઢયું તો માલ કાઢયો. તેમ દરેક શાસ્ત્ર વાંચવાં. પણ તેનો અવશ્ય વિચાર કરવો. તો જ શાસ્ત્રનો સાર સમજાય અને પોતાને સુખ થાય.



# પોતાનું ઠેકાણું નહિ ને બીજાને કહેવું શા કામનું?



વાણીયાણી પોતે કાળી, કદરૂપી અને બોલકી હતી. રોજ પોતાના અંધ ધણીને વઢયા કરે. મેર મેર આંધળા, તારા જેવાને વરે કોણ? આ તો મારા બાપે દયા કરીને મને તારી સાથે પરણાવી. પેલો કહે, હું એક આંધળો નથી, પણ તારી મા અને તારો બાપ બેય આંધળા છે. જો દેખતા હોય તો મને આંધળાને કેમ આપે? આ તો મને અન્ધાને કોઇ દેનારૂ નહિ અને તું કુબડી, કદરૂપી, અને લવરીખોર. તને કોઇ લેનારૂં નહિ. માટે તું યે ઠીક છું ને હું યે ઠીક છું. તારી મારી બેયની સરખી જોડ છે, માટે તેરી બી ચુપ ને મેરી બી ચુપ. આમ કહ્યુ કે, તરત સમજી ગઈ ને બોલતી બંધ થઇ ગઈ.

**ઊંટ કહે આ સમામાં વાંકાં અંગવાળાં ઘણાં,**
**ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે.**
**બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,**
**કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર છે.**
**વારણુની સૂંઢ વાંકી વાઘના તે ન્હોર વાંકા,**
**ભેંશને તો શિરે વાંકાં શીંગડાનો ભાર છે.**
**સાંભળી શિયાળ બોલ્યું, આપ તો વિચારી જુઓ,**
**અન્યને તો એક વાંક પણ આપનાં અઢાર છે.**

એક વખત ઊંટને વનમાં આથડતો જોઇ શિયાળ કહે, ઊંટ દાદા, તમે આવડા મોટા ટાંગાવાળા, લાંબી ડોકવાળા, મોટા ઢેકાવાળા છતાં એક પણ સેવક સાથે કેમ રાખતા નથી? ઊંટ કહે, જેમાં રૂપ તેમાં ગુણ નથી અને ગુણ તેમાં રૂપ નથી; તેથી હું કોઇને રાખતો નથી. જુઓ બગલાની ડોક વાંકી પોપટની

ચાંચ વાંકી, કૂતરાની પૂંછડી વાંકી, હાથીની સૂંઢ વાંકી, વાઘના નહોર વાંકા, ભેંશને શીંગડાં વાંકાં. આવી રીતે કોઈ સીધા અંગવાળો દેખાતો નથી. ત્યારે શિયાળ હસીને કહે, ઊંટદાદા તમે જરા તમારૂં તો તપાસી જુઓ. તમે કહો છો, એ સૌ એકેકા અંગે વાંકાં છે, પણ આપ તો અઢારે અંગે વાંકા છો. એ કાંઇ ખબર પડે છે ? જાઓ જાઓ, રખડી મરો. તમારા ભેળું તે કોણ રહેતું હશે ! આમ શિયાળ કહી ચાલતી થઈ ગઇ. તેમ આ લોકમાં પોતાના દુર્ગુણ ભર્યા હોય, પોતાના વર્તનનું ઠેકાણું ન હોય, બીજાને ઉપદેશ આપવામાં અને દોષ જોવામાં જ શૂરા હોય તે તો ઊંટ જેવા કહેવાય. તેના બોલનો કોઈ તોલ ન કરે, તેમ તેના ઉપદેશની કોઇને અસર પણ થાય નહિ. માટે હંમેશાં ગુણગ્રાહી બનવું. ગુણગ્રાહી નિર્ગુણ હોય તો પણ તે ગુણી બને છે.



## ।। આ સંસાર સ્વપ્ન જેવો છે ।।



આપણે જ્યારે ઉંઘમાં હોઈએ ત્યારે સ્વપ્ન થાય છે. અનેક પ્રકારની રચનાઓ દેખીએ છીએ, પણ આંખ તો વીંચેલી હોય છે. તેમ આ સંસારમાં આપણે ખાઈએ, પીએ, સુખીદુ:ખી થઇએ આ સર્વ ઉઘાડી આંખનું જ સ્વપ્ન છે સ્વપ્નમાંથી આંખ ઉઘડે ત્યારે દેખેલું, ભોગવેલું, સર્વે રહેતું નથી. તેમ આ ઉઘાડી આંખના સ્વપ્નમાંથી પણ જ્યારે આંખ વીંચાય છે (એટલે મરણ પામીએ છીએ) ત્યારે આ લોકનાં મા, બાપ, ધન, ધામ કંઇ પણ રહેતું નથી. સર્વ સ્વપ્ન જેવું થઈ જાય છે. માટે આ સંસારને સારહીન, દુ:ખરૂપ અને સ્વપ્ન જેવો જાણી મનથી ત્યાગ કરવો. દેહે કરીને શાસ્ત્રોક્ત નિયમમાં રહીને બધો વ્યવહાર કરવો ઘટે તેટલો કરવો, પણ તેને સ્વપ્ન જેવો જાણવો.

**બંદે બાજી જક્ત કી જ્યું સુપનેકો ખ્યાલ ।**
**નૃપતિ ભયો નિંદમેં જાગે ફેર બેહાલ ।।**
**જાગે ફેર બેહાલ, ફીરત ઘરઘર અન્નકાજા ।**
**છિનમેં ગયે વિલાસ સેજ ત્રીય સંપત સાજા ।।**
**દાખત બ્રહ્માનંદ રહ્યા નહિં નાંહિ રહંદે ।**
**જ્યું સુપ્નેકો ખ્યાલ જકતકી બાજી બંદે ।।**

એક બ્રાહ્મણ લોટ માગવા નીકળેલો. એક પટલાણીને ત્યાં નારાયણ હરે, દયા પ્રભુની, કહી ઊભો રહ્યો.

પટલાણી બહુ ક્રોધી દુર્વાસાની કદળી જેવી હતી. વળી છોકરાને પખાળતી હતી. તેથી બ્રાહ્મણને ખરે બપોરે આવેલો જોઈ જા, જા, પીટયા બારોજા. ખરે બપોરે આવીને ઉભો છે તે લજવાતો નથી ? પેલો કહે, ન આપવું હોય તો ના પાડ, પણ

વધારે પડતું શું કરવા બોલે છે? ત્યાં તો પટલાણી એકદમ ખીજી. અલ્યા લોટ માગી ખાવો અને સામું બોલે છે? આમ તિરસ્કાર કર્યો. છેવટે સાથી આગળ ધક્કો મરાવી બહાર કાઢયો. બ્રાહ્મણને ચરણથી ચોટી પર્યન્ત ચડી ગઇ, પણ કરે શું? જો બોલે તો બીજે દહાડે ઉંબરો બંધ થાય અને પટલાણી આડોશીપાડોશીને ત્યાંથી ચપટી બંધ કરાવી દે. તેથી હૃદયમાં બળતો મુંઝાતો ચાલતો થયો. ત્યાં આગળ નગરશેઠની હવેલીનો ઓટલો આવ્યો. હવા સારી જોઈ બેઠો. ભૂખ્યો થયેલો, તડકાથી તપેલો અને અપમાનથી અંતરમાં બળી રહેલો; તેથી ઓટલે બેઠા બેઠા ઉંઘી ગયો. પણ પ્રથમ વિચાર એમ કરતો હતો જે શું કરૂં કે બ્રાહ્મણભિક્ષુકને ત્યાં જન્મ્યો, એટલે કંઇ બોલાય નહિ. ન કરે નારાયણ અને જો રાજા થઇ જાઉં તો આ બાઇને જરૂર કેદ કરૂં. અને પાકી શિક્ષા કરૂં, અને ચાર ઘોડાની ગાડીમાં બેસીને લોટ માગવા નીકળું. અને કોઇ ન આપે કે આપતાં વાર કરે તો તડાક તડાક સોટીઓ ચોડું અને પોલીસ આગળ પકડાવી કેદમાં મોકલી દઉં. નારાયણ પળમાં ચાહસો કરે. જે આજનો રાજા છે તે સાંજે ભિખારી થઈ જાય છે. અને જે સાંજનો ભિખારી છે, તે સવારે રાજા બની જાય છે.

તેમ ભગવાન કરે ને જો હું રાજા બની જાઉં તો જોઇ લો મારો ઝપાટો. આવો વિચાર કરતાં ઉંઘી ગયો.

**अन्ते या मतिः सा गतिर्भवेत् ।**

જેવા વિચાર હોય તેવો રાત્રિમાં સ્ફુરી આવે છે. તેથી આ વિપ્રને સ્વપ્ન થયું અને ધારણા પ્રમાણે બન્યું. પોતે ચાર ઘોડાની ગાડીમાં બેસી લોટ માગે છે. મોડું આપે છે તેને પકડાવે છે. મારે છે. આમ ધમપછાડા કરે છે ત્યાં તો અહીં વટલોઇમાં રોટલા એકનો લોટ થયેલો તે કાળીઓ કુતરો ઓટલે ચઢયો અને વટલોઇમાં મોઢું નાખ્યું, પણ તેમાં મોં આવ્યું નહિ અને લોટ ઉડી મોઢે ચોટયો કે કુતરૂં લોટમાં લલચાઈને ફેર જોરથી મોં નાંખ્યું. તો ધબ લઇ મોઢું આવી ગયું કે લોટ નાકમાં પેઠો. કુતરૂં મુંઝાણું તે ઉંચું ઊછળ્યું કે આ વિપ્ર સ્વપ્નમાં બડેજો

મહેરબાન થઇ ફરતો હતો, તેને કપાળે લાગ્યું કે એકદમ લોહી નીકળ્યું અને જાગ્યો તો હતો તેવો ભિક્ષુક થઈ ગયો. સર્વ સાહ્યબી જતી રહી. લોટ હતો તે પણ ખોયો. કુતરૂં ઓટલેથી નીચે પડી તરફડવા માંડયું તે જોઈ લોકો ભેળા થઇ કૂતરાને ખાટલાથી દબાવી વટલોઇમાંથી મોઢું કાઢવા માંડયું. પણ નીકળ્યું નહિ. આ તો ધર્મ કરતાં ધાડ પડશે આમ ધારી કંસારાને બોલાવી વટલોઇનો કાંઠો કાપી મોઢું કાઢયું.

લોકો વટલોઇ બ્રાહ્મણને આપીને કહે, મહારાજ! લોટ માગવા નિકળ્યા છો? કે કૂતરાં મારવા? જા જા ઘરે જા. બ્રાહ્મણ કાંઇ બોલ્યો નહિ. બીજા કહે, એને વઢો છો પણ એને બહુ વાગ્યું હશે તેથી રડે છે. પછી લોકોએ મળી એક નવી વટલોઇ લઇ મહીં ચારશેરેક લોટ ભરી બ્રાહ્મણને કહે, લ્યો મહારાજ, આ લોટ અને નવી વટલોઇ. હવે ઘરે જાઓ. તો પણ બ્રાહ્મણ કાંઇ બોલ્યો નહિ. ત્યારે કહે મહારાજ બહુ વાગ્યું છે? ત્યાં તો વિપ્ર પોક મુકી કહેઃ આથી માથું કપાઇ ગયું હોત તોય મને પીડા ન થાત એટલી મને પીડા થાય છે. અરેરે! મારૂં તો સર્વસ્વ ગયું. બીજા કહે, શું ગયું? તો કહે. હું બડેજો મહેરબાન રાજા હતો. ચાર ઘોડાની ગાડીમાં બેસનારો હતો. બીજા કહે, કઇ વખતે? તો કહે, સ્વપ્નમાં. લોકો સહુ હસી પડયા. અરે મહારાજ! સ્વપ્નમાં રાજા થયો એમાં શું વળ્યું? માટે ઘરે જા. ઘરે લોટ માગી ખા. આમ કહ્યું.

વાચકો! જેમ આ બ્રાહ્મણ સ્વપ્નમાં બડેજો મહેરબાન થઇ ફરતો હતો તેમ આપણે પણ આ લોકમાં ઉઘાડી આંખે સ્વપ્ન પામ્યા છીએ અને તેને સાચું માની સુખીદુઃખી થઇએ છીએ; માટે હવે તો ખરેખરા જાગ્રત થઈ આ લોકને સ્વપ્ન જેવો જાણી માનમોટાઇ ડોળડહાપણનો ત્યાગ કરી એક પ્રભુ ભજી લેવા.



# ॥ એકાંતિક ધર્મ કોને કહેવાય ? ॥



પોતપોતાના વર્ણાશ્રમનો ધર્મ, આત્માપરમાત્માનું જ્ઞાન, ભગવાન વિના બીજા પદાર્થને વિષે અરૂચિ એટલે વૈરાગ્ય અને ભગવાનને વિષે માહાત્મ્યસહિત નિષ્કામ ભક્તિ. આ ચાર સાધને કરીને ભગવાનની અતિ પ્રસન્નતા થાય છે ને આ ચાર સાધનનેજ એકાંતિક ધર્મ કહેવાય છે. આ ચાર સાધન જેનામાં સંપૂર્ણ-પણે વર્તતા હોય તે જ કૃતકૃત્ય છે અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ આ ચાર સાધનોના સંસ્થાપનાર્થે પરમાત્માના અવતારો થયા છે, થાય છે. આ ચાર સાધન જેનામાં સંપૂર્ણ હોય તેવા પુરૂષનાં દર્શન તે પ્રત્યક્ષ ભગવાનના દર્શન સમાન છે, તેવા પુરૂષોના સમાગમથી મોક્ષદ્વાર ઉઘડે છે. આ ચાર સાધ-નોને મોળા પાડી હિંમતરહિત વાત કરનારાને નપુંસક જાણવા. ચાર સાધનોને મોળા પાડવાની વાત થઇ જાય તો તે દિવસ ઉપવાસ કરવો. ત્યાગી થઇને સારાં સારાં વસ્ત્રાદિક પદાર્થો ભેળાં કરી રાખે. તે તૃષ્ણા પણ ઘણી રાખે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ આ ચારને વિષે પ્રીતિએ રહિત હોય તો તેને મોટા એકાંતિક સાધુઓ કંગાલ માણસની પેઠે પાપી જાણે છે. કેમ જે, જો એ પાપી છે તો એને એ ચારને વિષે પ્રીતિ થતી નથી. આ ચાર સાધન જેને સંપૂર્ણ હોય તેને પરિપૂર્ણ નિશ્ચયવાળો જાણવો. કથાવાર્તા પેરે સંતસમાગમ કરાય છે, પણ આ સાધનોને સિદ્ધ કરાતા નથી. એ મોટી ભૂલ છે. ધર્મ, જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ આ ચારેની એક બીજાને અપેક્ષા છે. ધર્મી હોય તો જ જ્ઞાન થાય, અને જ્ઞાની હોય તો જ ધર્મ આવે. એટલે સદાચારી થવાય અને ધર્મી અને જ્ઞાની હોય તેને જ વૈરાગ્ય ઉપજે, અને વૈરાગ્યવાન હોય તેને જ ભક્તિ થાય. અને ધર્મવાન,

જ્ઞાનવાન, વૈરાગ્યવાન હોય તો જ તેને ભક્તિ કરવાનું જ સૂઝે છે. એમ આ ચારે સાધનોને એક બીજાની અપેક્ષા છે. આ ચાર સાધને કરીને નિર્વાસનિક થવાય છે. ભગવાનનું અખંડ ચિંત્વન થઇ ન શકે, તો આ ચાર સાધનસંપન્ન જે સાધુ હોય તેના સમાગમમાં રહેવું. અને તેનો જ સંગ નિરંતર રાખવો. આ ચાર સાધન જેમાં હોય તેને જ એકાંતિક ભક્ત કહ્યા છે. આ ચાર સાધનસંપન્ન સાધુની સેવા કરવી,સમાગમ કરવો અને તેના રાજીપાથી ગમે તેવો મલિન સંસ્કારી હોય તોપણ સુસંસ્કારી ને નિર્વાસનિક થાય છે. અને ગમે તેવું વિઘ્નનું વાદળ આવનારૂં હોય પણ તે વીખરાઇ જાય છે. ભગવાનની ઉપાસના કરવી, ભગવાનના ચરિત્ર ગાવાં, સાંભળવા, ભગવાનનું નામસ્મરણ કરવું અને પોતપોતાના ધર્મમાં રહેવું. આ ચાર સાધને કરીને જીવનું કલ્યાણ થાય છે. માટે દરેક મોક્ષાર્થીએ આ ચાર સાધનને અવશ્યપણે સિદ્ધ કરવાં.



## ॥ સ્વભાવ ટળવો બહુ કઠણ છે ॥

॥ नीचः श्लाध्यपदं प्राप्य स्वामिनं हन्तुमिच्छति ॥

સ્વભાવ ટાળવો બહુ કઠણ છે. ભલે ભગવાન ભેળા રહેતા હોઇએ કે મોટા સંતના સમૂહમાં રહેતા હોઇએ, પણ જો સ્વભાવને ઓળખી ન શકાય તો જરૂર ત્યાંથી જુદું પડવું પડે.

એક ઉંદરડી સિંહ થઇ, પણ સ્વભાવે કરી પાછી હતી એની એ રહી. એક ઋષિની પર્ણકુટીમાં ઉંદરડી રહેતી. નિર્ભયપણે આમતેમ હડીઓ કરતી. ક્યારેક ક્યારેક કૂદકો મારી ઋષિની પીઠ પર પણ ચઢી જતી. ઋષિની કૃપાથી ચણુચણુતી અને આનંદકિલોલ કરતી હતી. એક દહાડો બારણે બિલાડી આવી કે તરત જ ઉંદરડી સંતાઇ ગઈ. ઋષિ કહે, **અરે ! બચ્ચા, ક્યોં ડરતી હય ? બહાર આવ**. તો કહે, ગુરૂ મહારાજ, બહાર આવું તો બિલાડો ગળી જાય. મને એનો ડર લાગે છે. **ઋષિ કહે, મેરે આશ્રમમેં રહનેમેં તેરેકું ડર ? બસ. જા તું ઇસ્સેભી બડી બીલ્લી બન જા**. એટલે તરત જ તે મોટો ડાઘર બની ગયો. અને તરત જ તે મોટો ડાઘર બની ડોળા કાઢવા મંડયો, એટલે પેલો પલાયમાન થઇ ગયો. થોડીવાર થઈ કે એક કૂતરો આવ્યો કે તરત જ બિલાડો કોઠી વાંસે સંતાઈ ગયો.

**ઋષિ કહે, ક્યોં તેરેકું કૂત્તેકા ડર લગતા હય ? બસ, જા તું ઈસ્સેભી બડા કૂત્તા બન જા**. એટલે તરત જ મોટો ડાઘો થઇ તેની સામે ડોળા કાઢવા મંડયો. એટલે તરત પેલો ભાગી ગયો. થોડીવારે વાઘ આવ્યો કે તેને જોઈ કૂતરો એકદમ સંતાઇ ગયો. **ઋષિ કહે, કયોં બચ્ચા ? અભી તેરા ડર નહિ ગયા હય ? બસ જા, તું આજસેં ડરકા બાબા**

**બનજા.** એટલે સર્વથી બળવાન મોટો કેસરી સિંહ બની ગયો. એટલે તેને દેખી પેલો વાઘ પલાયમાન થઇ ગયો. હવે આ ઋષિના વચનથી બળવાન થયેલો, વનરાજસિંહ સારા ય વનમાં મસ્તપણે મહાલવા લાગ્યો. સર્વનું લોહી ચાખવા અને ઘુમવા લાગ્યો. દરરોજ સવારસાંજ ઋષિ સામો બેસે. ઋષિ રાજી થઇ માથે હાથ ફેરવે. કયોં બચ્ચા, અબ નિર્ભય હુવા ને ? સિંહ કહે, ગુરૂમહારાજ આપના આશ્રયથી હવે હું ખરેખર નિડર અને સુખી થયો.

આવી રીતે ઋષિએ ઉંદરડીમાંથી સિંહ બનાવ્યો, પણ મૂળ પાત્ર નહિ. વળી કાચું, પાકું, સારૂં, નરસું કે સડેલું હોય તેમાં મોં ઘાલી કોતરી ખાવાનો નીચ સ્વભાવ તેથી તેને એક દહાડો નીચ કૃત્ય સુજી આવ્યું. મેં સર્વનાં લોહી ચાખ્યાં, પણ મારા ગુરૂ મહારાજનું લોહી ચાખ્યું નહિ. તે કેવું હશે, તે ચાખવું જોઈએ.

આમ ધારી પોતાના આશ્રયદાતા, ભીડભંજન, ગુરૂમહારાજનું લોહી પીવાનું નક્કી કર્યું. ત્યાં તો ધ્યાનમાં બેઠેલા ઋષિને ખબર પડી જે આની બુદ્ધિ બગડી ને આને ઊંચે દરજ્જે ચઢાવ્યો, છતાં મને જ ખાવા તૈયાર થયો. આમ ધારી આંખ ઉઘાડી જુએ છે ત્યાં તો પેલાને તલપ મારવા તલપાપડ થઈ રહેલો જોઇ તેના પર પાણીની અંજલી છાંટી. અરે દુષ્ટ, કૃતઘ્ની, જા તું હતી તેવી ને તેવી ઉંદરડી થઇ જા અને મારા આશ્રમમાંથી નીકળી જા. આમ કહ્યું કે તરત સિંહ મટી ઉંદરડી થઈ ગઇ અને આશ્રમમાંથી નીકળી વનમાં નાસી ગઇ.

આવી રીતે આ ઉંદરડીને ઋષિ મહારાજે દયા કરી કેસરીસિંહરૂપે બનાવી નિર્ભય કરી, પણ પોતાના દુષ્ટ સ્વભાવથી પાછી હતી તેવીને તેવી ઉંદરડી થઇ ગઇ. તેમ આજ સુધી આપણે અજ્ઞાનધ્વાંતમાં અથડાતા હતા. ભવાટવીમાં ભટકાતા હતા. અને દુ:ખદરીઆમાં ડુબકાં ખાતા હતા. ત્યાંથી ભગવાને દયા

કરીને આપણને સુખરૂપ સત્સંગનાવમાં બેસારી સુખીઆ કર્યા. પણ જો આપણા સ્વભાવથી ભગવાનને દુઃખીયા કરશું તો આપણે હતા તેવા ને તેવા દુઃખીયા રહીશું.

વાચક ! હજી આગળ વાંચ.

એક સૈયદે બલ્લી પાળી, તેના મસ્તક ઉપર દીવાનું કોડીયું મૂકી કુરાન વાંચતો હતો. ઘણા માણસો તે જોઇ આશ્ચર્ય પામતા. તે વાત બાદશાહના જાણવામાં આવવાથી લવાને પુછયું. **અબે લવા, સંગ બડા કે સ્વભાવ બડા?** લવે સ્વભાવ બડા કહ્યું. બાદશાહે સૈયદે પાળેલી બિલાડીની વાત કરીને કહ્યું. જે સંગ બડા હય. સૈયદકા સંગસે બલ્લીકા સ્વભાવ નષ્ટ હો ગયા. લવો કહે, ખાવિંદ, સંગ બડા નહિ હય. સ્વભાવ જ બડા હય. બાદશાહે કહ્યું, સાંજે તૈયાર થજો. ત્યાં જોવા જશું. લવે કબુલ કર્યું. પણ લવો બહુ બુદ્ધિશાળી અને વિદ્વાન હતો; તેથી જુઠા ન પડાય તેટલા સારૂ એક ઉંદર પકડી લૂગડામાં લઇ લીધો. સાંજે ત્યાં ગયા. બલ્લીના માથા પર કોડીયું મુકેલું અને શાન્ત સ્વભાવે બેઠેલી બલ્લીને જોઇને **બાદશાહે કહ્યું, દેખ લવા, સંગ બડા કે સ્વભાવ? લવો કહે. ખાવિંદ સ્વભાવ. બાદશાહ કહે? કીસ તરેહસે સ્વભાવ બડા? સો દેખતા હે?** લવો કહે, અચ્છા, કોઇ બખ્ત દેખલાઉંગા. પછી ત્યાંથી ઊઠતી વખતે કોઈ ન જાણે તેવી રીતે લવે ઉંદરને અડધો બહાર કાઢી બલ્લીને દેખાડયો કે તરત બલ્લી ચંચળ થઇને પુછડું હલાવવા મંડી. બરોબર બલ્લી ઉંદરની એક નજર થઇ કે તરતજ ઉંદરને કપડામાંથી નીચે મુકયો અને **બલ્લીએ એકદમ તલપ મારી પકડી લીધો. કોડીયું કુરાન પર પડયું. અંધારૂં થઇ ગયું. બાદશાહ કહે, અબે લવા, યે કયા હુવા? લવો કહે, ખાવિંદ સ્વભાવ બડા હય, સો બલ્લીને આપકું દિખલાયા.** બાદશાહ કહે, સચ્ચ બાત હય. સ્વભાવ બડા હય. મગર સંગ બડા નહિ હય.

**कर्पूरधूलीरचितालवालः कस्तूरिकाचन्दन चर्चितोऽपि ।**
**सुवर्णकुम्भैः परिसिञ्चयमानो जात्यं गुणं मुञ्चति किं पलाण्डुः ॥**

કપુરનો ક્યારો કર્યો હોય, કસ્તુરી, કેસર અને ચંદનનું ખાતર ભરી મહીં ડુંગળી વાવી હોય અને સોનાના ઘડાથી રોજ ગંગાનું પાણી પાતા હોઇએ. તો પણ ડુંગળી પોતાનો દુર્ગંધપણાનો સ્વભાવ મૂકતી નથી.

યાદવો કૃષ્ણભેળા રહ્યા, પણ સ્વભાવ ટળ્યો નહિ. કોલસા દૂધમાં સો વાર ધોયા, પણ કાળાશ ગઇ નહિ. સ્વભાવ ટળવો બહુ કઠણ છે. એ તો ક્યારે ટળે ? તો મહાન પુરૂષોનો શુદ્ધભાવથી સમાગમ કરે અને શાસ્ત્રને વાંચે, વિચારે તો જ સ્વભાવ ટળે.

એક વખત ગુરૂએ ચેલાને કહ્યું, અરે દેખ, બહાર બરસાદ આતા હય. હાં ગુરૂ દેખતા હુઉં. વળી થોડીવારે ફેર કહ્યું, અરે ઊઠ, ઊઠ, બહાર જાકે દેખ. બરસાદ આતા હય. ચેલાનો મૂળ સ્વભાવ પાંચ વખત કહે ત્યારે ઊઠવાનો. ત્રણવાર કહે ત્યારે કામ કરવાનો. આવો સ્વભાવ હતો. થોડીવારે બલ્લી બહારથી આવી, ત્યારે **ચેલો કહે, ગુરૂજી એ બલ્લી બહારસે આઇ તો ઉસકે રૂંવે પર હાથ ફીરાઈ દેખો. બરસાદ હી માલુમ પડેંગી.** પછી થોડીવારે ગુરૂ કહે, અબ હુડદ્યંગા ? દીવા બુઝા દે. તો કહે, ગરુ મહારાજ આંખ બીંચ જાઓ ! તો બુઝાઇ હય. પછી કહે, દ્વાર બંધ કર. ત્યારે પેલો કંટાળીને કહે. ગુરુ મહારાજ, દોનો કામ મૈંની કિયા, તો અબ એક કામ તુમ કરો. કહો, કેવા શિષ્ય ! આવા શિષ્ય જિંદગીભર ભેળા રહે, તો પણ સ્વભાવ કેમ ટળે ?

## સંત તથા સત્શાસ્ત્ર જીવને બોધ કરે છે

ભગવાન તથા શાસ્ત્ર આ જીવને સંસારના પાપરૂપ કીચડમાંથી કાઢવાને રાતદિવસ બોધ કરે છે અને જીવને માયામાંથી કાઢવા રાતદહાડો પ્રયત્ન કરે છે, પણ જીવ કેવળ અવળા સ્વભાવનો છે તે દોડી દોડીને દુઃખદરિયામાં પડવા જાય છે.

એક વાદી માથે સર્પનો કરંડિઓ, ખભે માંકડું અને હાથમાં બોકડાને દોરીને નદી ઉતરતો હતો. તેમાં વરસાદ આવવાથી માંકડાની ચંચળ જાત તે સર્પના કરંડીયાનું ઢાંકણું લઈ છાંટા ન પડે એટલા સારૂ પોતાના માથે મૂકયું. એટલે સર્પનો ક્રોધી સ્વભાવ તે ઉછળી પડયો. પાણીમાં વાદી તેને પકડવા જાય છે તો માંકડુ કુદીને દૂર પડયું અને તેને પકડવા જાય છે, તો બોકડું હઠીલું, ખસ્યું નહિ ને હાથમાંથી છોડાવી દીધું. આવી રીતે આ ત્રણેયને વાદી તારવાનો હતો. પણ પોતપોતાના સ્વભાવે સૌ તણાઈ ગયાં. માત્ર એક વાદી પોતે પોતાનો બચાવ કરી બહાર નીકળ્યો. આપણને સંત અને સતશાસ્ત્ર સંસારમાંથી કાઢવાને રાત-દિવસ ઉપદેશ કરે છે. પણ આપણે અવળા સ્વભાવી તે આપણી મેળે જ તેમનું નહિ માનતાં સંસારમાં ડૂબી મરવાનું કરીએ છીએ. માટે જેને મોક્ષનો ખપ હોય તેને તો સંતસતશાસ્ત્ર પ્રમાણે વર્તીને પોતાના સ્વભાવ સુધારવા.



# ॥ કુશાગ્ર બુદ્ધિ ॥



કુશાગ્ર બુદ્ધિવાળાને પરમાત્માની પ્રાપ્તિ થાય છે. જે કુશાગ્રબુદ્ધિવાળો હોય તે જ કાળકર્મમાયાના પંજામાંથી છુટે છે. જેની કુશાગ્ર બુદ્ધિ હોય તેની ભગવાન સર્વ પ્રકારે ખબર લે છે. કુશાગ્રબુદ્ધિ બહુ વિદ્યા ભણ્યો હોય કે બહુજ વહેવારમાં કુશળ હોય કે બહુ વાચાળ હોય તેને કહેવાય નહિ. ભોજ રાજા મહાવિદ્વાન અને નિરન્તર વિદ્વાનોના સંસર્ગમાં રહેવાવાળો હતો. કાલીદાસ પંડિત પણ બારસો વિદ્વાનોમાં અગ્રગણ્ય અને ભોજ રાજાનો હાજરજવાબી હતો. પરન્તુ બન્ને સ્રીયાધીન હતા, તેથી તેમને કુશાગ્રબુદ્ધિવાળા કહેવાય નહિ.

ભોજરાજા અને કાળીદાસ બન્ને એક વેશ્યાને ત્યાં નિરન્તર જાય. એક વખત કામાન્ધ બનેલા ભોજે વેશ્યાને કહ્યું કે, તને મહોલ કરાવી આપ્યો. ખાન, પાન, નોકર અને ચાકરનો બંદોબસ્ત કરાવી દીધો. અને હજી પણ માગે તે ઇચ્છા પૂર્ણ કરવા તૈયાર છું. પણ આજે એક કામ ન કરે? પેલી કહે, ખાવિંદ કહો તે કરવા તૈયાર છું. ભોજ કહે, તું આજે કાલીદાસને કહે કે મેં અડધી દાઢી ને અડધી મુછ મુંડાવેલા માણુસની શિકલ દેખી નથી. માટે તમો આજે અડધી દાઢી અને અડધી મુછ મૂંડાવીને તમારી શીકલ દેખાડો. જોઉં કેવી લાગે છે? આમ કહેજે. પેલી કહે બહુ સારૂ. પછી બીજે દિવસે કવિ વેશ્યાને ત્યાં ગયો. વેશ્યા પધારો, પધારો, કહી હસતે મુખે સામી ગઈ. હાથ પકડી બોલી. કવિવર મારા પરનો આપનો પ્રેમ ભોજ જેવો ઉપરનો છે કે સાચો? કવિ કહે, કેમ આવો પ્રશ્ન? આજે મારે પરીક્ષા લેવી છે. તો કહે, મારો પ્યાર તારા પર છે, તેવો બીજા કોઇ પર નથી. તારી પ્રેમરજ્જુથી બંધાયેલો હું જેમ કહે તેમ કરવાને

તૈયાર છું. તો કહે, બસ. એ જ હોય તો કહું છું કે અડધી દાઢી અને અડધી મુછ મુંડાવેલા માણસની શિકલ કેવી હોય એ મેં કદીયે દેખી નથી; તેથી આજે આપ દાઢી મુછ મુંડાવીને શિકલ દેખાડો. જોઉં કેવી લાગે છે.? પેલો તો **" જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ."** તેથી સમજી ગયો. જે આ કૃત્ય આનું નહિ, પણ ખાસ રાજાનું જ હોવું જોઈએ. ભલે અત્યારે તો આ કહે તેમ રાજી કરૂં, પણ રાજાનેય કંઈ કરી દેખાડું. આમ ધારી તુરત અડધી દાઢી ને અડધી મુછ મુંડાવીને કાલીદાસ કહે, લે, જો મારી શીકલ! પેલી જોઈ ખૂબ રાજી થઈ. પેલી કહે, વાહ વાહ કવિરાજ! કવિ કહે. કેમ ખૂશી થઈ ને? અરે ખૂશ ખૂશ થઈ ગઈ. આપનો અપૂર્વ પ્રેમ જોઇ લીધો.

આજથી હું આપના હુકમને આધીન છું. આપ કહો તેમ કરવા તૈયાર છું. કવિ કહે, આ બોલ સત્ય હોય તો આ મારૂં કામ કર. શું તો? જ્યારે રાજા અહીં આવે ત્યારે તારે કહેવું કે, મેં કોઈ દિવસ ગધાડો ભૂંકતા જોયો નથી. માટે તમારે મારા પર સાચો પ્યાર હોય તો તમે ગધાડાની પેઠે જરા ભૂંકી દેખાડો. આમ કહેજે. પેલી કહે, બહુ સારૂં. કવિ તો ત્યાંથી નીકળી ગુપ્તપણે ઘરે જઈ બધું મૂંડન કરાવી સૂઇ રહ્યો.

તે જ રાત્રિએ ભોજરાજા આવ્યો. કેમ પેલું કામ કર્યું? હા, હા, કર્યું. એમ કહી બધી વાત કહી દેખાડી. રાજા ખૂશ ખૂશ થઈ ગયો. પેલી કહે, ખાવિંદ આપને ખૂશી કર્યા તો આપ આ દાસીને ખૂશી ન કરો. અરે પ્યારી; હું બીજાનો રાજા, પણ તારો તો ગુલામ છું. પેલી કહે, કૃપાનાથ મેં હજી કોઈ દિવસ ગધાડો ભુંકતા જોયો નથી, તો આજ આપ જરા ગધાડાની પેઠે ભૂંકી દેખાડો તો હું બહુ ખૂશ થાઉં. ભોજ મહાન્ વિદ્વાન, પણ કામાન્ધ અને સ્ત્રીઆધીન તેથી તરત જ એક ટાંગો ઊંચો કરી ગધાડાની પેઠે ભૂંકી દેખાડયું.

હવે રાજા ત્યાંથી પોતાના દરબારમાં આવ્યો. રાત ક્યારે પૂરી થાય અને સભામાં પેટ ભરી કાલીદાસની મશ્કરી કરૂં, એવા

વિચારથી સૂતો. સવારે સભામાં આવી કાળીદાસને આવ્યા ન દેખી સિપાઇને મોકલી બોલાવ્યા. કવિ સલામ ભરી સભામાં બેઠા કે રાજાએ હાસ્યમુદ્રાએ કંઇક કુતુહલપણે પૂછયું:-

**कालीदास कविश्रेष्ठ कुत्र तीर्थे च मुण्डनम् ।**

કવિવર કાલિદાસ આ કયા તીર્થમાં મુંડન કરાવ્યું? કાલીદાસ કહે—

**यत्र गर्दभा गर्जन्ति तत्र तीर्थे च मुण्डनम् ।**

કૃપાનાથ જે તીર્થમાં બે પગવાળો ગધાડો ભુંકયો તે જ તીર્થમાં મુંડન કરાવ્યું. આ મર્મોકિત સાંભળતાં જ રાજા ચૂપ થઇ ગયો.

વાચકો! આવા સ્રીના કીડામૃગ જેવાને કુશાગ્ર બુદ્ધિવાળા ન કહેવાય. વ્યવહારમાં કશુંયે ભણેલોગણેલો ન હોય પણ જો પોતાના આત્મશ્રેયાર્થે તે યત્ન કરતો હોય તો જ કુશાગ્ર બુદ્ધિવાળો કહેવાય.

## જુઓ કાળીદાસની બુદ્ધિ

બે બ્રાહ્મણો કાશીથી ભણીને આવતા હતા. તેમાં એક સાધારણ ભણેલાની બુદ્ધિ ફરી. જે ગામમાં જઇશું તો સૌ કોઈ આનો ભાવ પૂછશે, પણ મારો ભાવ પૂછશે નહિ. રાજમાં પણ આનું માનપાન વધશે. માટે જો આને ઠેકાણે કર્યો હોય તો મારૂં માન વધે. હું પંડિત કહેવાઉં. આમ ધારી એક દિવસ આને વૃક્ષ નીચે સૂતેલો જોઇ હાથમાં છરી લઇ તેની છાતી ઉપર ચઢી બેઠો.

પેલો કહે ભાઇ મેં તારૂં બગાડયું નથી. આપણે બન્ને ભણવા સારૂં ભેળા નીકળેલા છીએ. વળી હવે આપણું ગામ નજીક આવ્યું છે. તો હવે તું મને શા માટે મારવા તૈયાર થયો છે? મારા માબાપ મારી રાહ જોઈ રહ્યા હશે. મને ન દેખી રોઈ રોઈને મરશે. માટે તું મને મારવું રહેવા દે. મારૂં પુસ્તક પાનું બધું તને આપું છું. આમ ઘણું ઘણું કહ્યું, પણ પેલા નિર્દય મનના નીચે કશું માન્યું નહિ. ત્યારે આ મહાન્ વિદ્વાન અને વિચક્ષણે

વિચાર કર્યો કે, આ નિર્જન વનમાં મને મારી નાખશે. પણ આનેય મોતની શિક્ષા થવી જોઇએ. આમ ધારી બોલ્યો, ભાઇ મારા હાથના ચાર અક્ષરની ચીઠ્ઠી લઇ જા. એ મારા બાપને આપજે, જેથી મારા હસ્તાક્ષર દેખી એને કંઈક સંતોષ થાય. આટલું મારૂં કામ કર. પેલે હા ભણી કે આણે अ, प्र, शि, ख, લખી આપ્યા. આણે વિચાર કર્યો કે, શહેરમાં ઘણા પંડિતો છે તે જરૂર આનો અર્થ કરશે. પેલાએ ચીઠ્ઠી લઇ આનું મસ્તક છેદી નાખ્યું. પોતે પુસ્તક પાનું લઇ ચાલતો થયો. થોડા દિવસમાં ઘેર આવી તેના પિતાને ચીઠ્ઠી આપી. પેલો કહે, તમારા પુત્રનું કોલેરાથી મૃત્યુ થયું છે અને આ ચીઠ્ઠી આપી છે. પેલાએ વિચાર કર્યો કે છોકરો મહાન વિદ્વાન આ ચાર અક્ષર લખી ન આપે; માટે કંઇક કારણ હોવું જોઇએ. આમ ધારી ભોજ રાજાને ચીઠ્ઠી આપી અર્થ કરવાનું કહ્યું. ત્યારે ભોજ રાજાએ બારસો પંડિતોના અગ્રગણ્ય કાલીદાસને એ ચીઠ્ઠી આપી અર્થ કરવાનું કહ્યું, ત્યારે તે બોલ્યો. કે,

**अनेन तत्र पुत्रस्य प्रसुप्तस्य वनान्तरे ।**
**शिखापादेन निगृह्य, खड्गेन निहतं शिरः ॥**

આ ચીઠ્ઠી લાવનારાએ વનમાં સૂતેલા, તારા છોકરાના કેશ પકડી પગથી દબાવી ખડગથી મસ્તક છેદી નાખ્યું છે. આવો અર્થ આ ચીઠ્ઠીનો છે. આ સાંભળતાં મરનારનો બાપ હાય, હાય, કરી મૂર્છિત થઇ ગયો. રાજાએ ચીઠ્ઠી લાવનારને બોલાવી દેહાંત દંડ દીધો અને કાલીદાસને શરપાવ કર્યો.

વાચક! આવી રીતે કાલીદાસ દેવીનો કૃપાપાત્ર સેવક અને મહાન્ વિદ્વાન હતો, પણ તેને કુશાગ્ર બુદ્ધિવાળો કહેવાય નહિ. બુદ્ધિનો ભલે બારદાન હોય, ભોળો હોય તો પણ જો પોતાના કલ્યાણને અર્થે યત્ન કરે છે, તો તે જ કુશાગ્ર બુદ્ધિવાળો છે. માટે જેને મોક્ષનો ખપ હોય તેણે વિદ્યા અને ધનાદિક મદનો તથા બુદ્ધિનાં ડાડનો ત્યાગ કરી કુશાગ્ર બુદ્ધિવાળા બનવું.

# ॥ બ્રહ્મચર્ય ॥



एश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो ।
ज्ञानस्योपशमः कुलस्य विनयो वित्तस्य पात्रे व्ययः ॥
अक्रोधस्तपसः क्षमा बलवतां धर्मस्य निर्व्याजता ।
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥

ઐશ્વર્યનું ભૂષણ સુજનતા છે. શૂરવીરનું ભૂષણ બહુ બકવાદ ન કરવો, પણ કાર્ય કરી બતાવવું તે જ્ઞાનનું ભૂષણ શાન્તિ છે. કુલનું ભૂષણ વિનય છે. ધનનું ભૂષણ પાત્રદાન છે. તપનું ભૂષણ અક્રોધ છે. ક્ષમાનું ભૂષણ પરાક્રમ છે. ધર્મનું ભૂષણ નિષ્કપટપણું રાખવું તે છે. એમ દરેકનું ભૂષણ છે. પણ શીલવ્રતનું (બ્રહ્મચર્યનું) કંઈ ભૂષણ નથી. કિંતુ પોતે સર્વ ભૂષણોત્તમ ભૂષણ જ છે.

न ब्रह्मचर्यात् परमस्ति पावनम् ।
न ब्रह्मचर्यात् परमस्ति मङ्गलम् ॥
न ब्रह्मचर्यात् परमस्ति दैवतम् ।
न ब्रह्मचर्यात् परमस्ति वांछितम् ॥

આ લોકમાં બ્રહ્મચર્ય જેવું કોઇ પણ પાવનકારક અને મંગળકારક નથી. બ્રહ્મચર્ય જેવું કોઈમાં દૈવત નથી. તેમ તેના જેવું કોઈ વાંછિતાર્થને દેવાવાળું નથી. બ્રહ્મચર્ય વિના કોઈ પણ સાધન ફળીભૂત થતું નથી. બ્રહ્મચર્ય પાળવાથી જ બ્રહ્મપદે પહોંચી શકાય છે. દરેક ધર્માચાર્યોના, ધર્મસંપ્રદાયોનો અસ્તોદય પણ બ્રહ્મચર્યને જ આધારે છે. જે ધર્માચાર્યોએ બ્રહ્મચર્યને સતાવ્યું છે, તેઓ સ્થાનભ્રષ્ટ થઇ પતિત થયા છે. તેઓનાં નામ સદૈવ માટે કલુષિત થઇ નિન્દ્ય બની ગયા છે. બ્રહ્મચર્ય એ જ સંત-

સત્સંગીઓનું ખરૂં ભૂષણ છે. બ્રહ્મચર્ય સત્સંગનાવનું ખરૂં સુકાન છે. બ્રહ્મચર્યથી જ સત્સંગમાં મોટાની મોટાઈ છે. બ્રહ્મચર્યથી જ વિદ્વાનની વિદ્વત્તા છે. એ જ સકલ શ્રેયસ્સાધકોનો મુખ્ય આત્મા છે. બ્રહ્મચર્ય જ ઇષ્ટદેવની પ્રસન્નતાનું પણ મુખ્ય સાધન છે, માટે દરેક નાનામોટા, ગ્રહી, ત્યાગી, સ્ત્રી, પુરુષ, બાલ, બાલિકાઓ, સાજા, માંદા, સાધક, અને સિદ્ધોએ પોતપોતાના નિયમ પ્રમાણે રહી બ્રહ્મચર્યનું પાલન કરવું.

શાકમાં જેમ લવણ મુખ્ય છે, મનુષ્યની શોભામાં નાસિકા મુખ્ય છે, તેમ આ લોક પરલોકના સકલ સુખસાધનોમાં બ્રહ્મચર્ય એ જ મુખ્ય છે. દેવોનું દેવત્વ, ધાર્મિકોનું ધર્મત્વ, સાધુઓનું સાધુત્વ, સતીઓનું સતીત્વ, અને મનુષ્યોનું મનુષ્યત્વ, એ બધું બ્રહ્મચર્યને જ આધારે છે. બ્રહ્મચર્ય સિવાય સદ્‌ગતિ, સુખપ્રાપ્તિ કે દુઃખ નીવૃત્તિ થઇ શકતી નથી; વાસ્તે ગૃહી, ત્યાગી સર્વેને બ્રહ્મચર્યની ખાસ આવશ્યક્તા છે.

બ્રહ્મચર્ય મનઇન્દ્રિયોને જીત્યા સિવાય સંપાદન થઈ શકતું નથી. માટે દરેક સંતસત્સંગીઓ, તમો સહુ પ્રથમ તો ઇન્દ્રિયો અન્તઃકરણને અનાદિકાળના કટ્ટા શત્રુ જાણી નિયમમાં કરવા તત્પર થઇ જાઓ.

વૈરાગ્યવાળાને ઇન્દ્રિયો જીતાય છે તે કરતાં નિયમવાળાને વિશેષે કરીને જીતાય છે.

॥ इन्द्रियाण्येव संयम्य तपो भवति नान्यथा ॥

ઇન્દ્રિયોને નિયમમાં રાખવી એ ખરૂં તપ છે. સ્વર્ગ, નર્ક પમાડનારી પણ ઇન્દ્રિયો જ છે. ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી મોક્ષ અને છૂટી મૂકવાથી નરક મળે છે.

॥ बलवान्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥

કયારેય પણ પોતાના ઇન્દ્રિયો અંતઃકરણરૂપ અંતઃશત્રુઓનો વિશ્વાસ કરવો નહિ. કારણ બળવાન એવો ઇન્દ્રિયોનો સમૂહ

ગમે તેવો ધ્યાની, પતિ, યોગી કે વૈરાગ્યવાન હોય તેને પણ વિષયરૂપ અધોમાર્ગમાં ખેંચી જાય છે. **બાહ્ય શત્રુઓ શરીરનો નાશ કરી શકે છે, પરંતુ ઇન્દ્રિયો રૂપ અન્તઃશત્રુઓ તો શરીરનો અને જીવનો પણ નાશ કરી નાંખે છે.**

જીવને પોતાના કાબુમાં લઈને એને નિર્માલ્ય વિષયીભ્રષ્ટ અને ભગવદ્‌વિમુખ કરી મોક્ષમાર્ગથી પાડી નાખે છે. તે પાછો કોઈ દિવસ ધર્મમાર્ગે કે મોક્ષમાર્ગે ચાલી શકતો નથી. હંમેશાં કાળજીપૂર્વક ઇન્દ્રિયો અન્તઃકરણને નિયમમાં રાખી જીતેન્દ્રિય બનવું. તેમાં પણ ઉપસ્થેન્દ્રિય (ગુહ્યેન્દ્રિય) અને રસનેન્દ્રિય એ બેને તો વિશેષે કરીને જીતવી.

જીવને સતાવનાર ભવાટવીમાં ભ્રમણ કરાવનાર સન્માર્ગથી પાડનાર અને શમદમાદિક કલ્યાણકારી ગુણરૂપ ધનને લૂંટી જનાર એ બે જ છે. માટે તમો સહુ દૃઢવીર્યવાન, બ્રહ્મચર્યવાન અને જીતેન્દ્રિય બનો.

બ્રહ્મચર્ય એ જ સંતસત્સંગીઓનું ખરું ધન છે, બ્રહ્મચર્ય એ જ ખરૂં જીવન છે. બ્રહ્મચર્ય એ જ ખરું બળ, તેજ, બુદ્ધિ અને શક્તિ છે. બ્રહ્મચર્યવાન પુરુષ તેજસ્વી, પૂજનીય અને મહાન્ દર્શનીય ગણાય છે. બ્રહ્મચર્ય વિનાનો માનવી તો નપુંસક, નામર્દ બાયલો, નિંદ્ય અને નિર્જીવ ગણાય છે; માટે જેને દુઃખરૂપ સંસારસાગર તરી સુખસિન્ધુ ભગવાનના સુખપુર ધામને પામી સુખી થવું હોય તેણે તો તન, મન ને ખરા ઉત્સાહથી બ્રહ્મચર્યનું જ રક્ષણ કરવું.

જે પુરુષ સૃષ્ટિવિરૂદ્ધ કર્મથી બ્રહ્મચર્યનો ભંગ કરે છે, તે મહાન્ અધમ, પાપી અને નીચ પુરુષ છે. સૃષ્ટિવિરુદ્ધ કર્મ કરનારો તથા હસ્તદોષથી, કામીના સંગથી, વિષયવિચારોથી અને તેવાં જ વાંચનો અને દૃશ્યોથી વીર્યનો અઘટિત સ્રાવ કરી બ્રહ્મચર્યને ગુમાવે છે તે મનુષ્ય તેજહીન, બુદ્ધિહીન, સ્મૃતિહીન બની શ્રેયસ્સીડીથી પડી સદા કાળ શ્રીહરિથી વિમુખ જ રહે છે. નમૂછિયા છોકરાઓની સોબત કરનારા નાટકસીનેમાના શોખીનો અને કામ-

વિકારોને ઉત્પન્ન કરનારાં નોવેલોના વાંચનારા આ ત્રણ તો જરૂર બ્રહ્મચર્યથી પતિત થાય છે. તેમાં વળી સૃષ્ટિવિરૂદ્ધ કર્મ કરનારો તો મહા ઘોર, અધમ, અને નીચ છે. એ તો મરીને યમયાતના અને નરકનાં અસંખ્ય દુ:ખો ભોગવીને ભૂત, પ્રેત અને પિશાચાદિક મહાદુ:ખની યોનિને પામે છે.

ક્યારે ય પણ સુખ કે શાન્તિને પામતો નથી. વળી તીર્થોમાં, ધર્માલયોમાં, વિદ્યાલયોમાં, કે ભગવાનના નિવાસભૂતસ્થળોમાં રહીને એવાં કર્મો કરે છે, તેને જોઇને દિગ્પાળ દેવો, અત્યન્ત ખિન્ન અને દુ:ખિત થઈ રહે છે. માટે હંમેશાં ચેતીને ચાલવું ઉપરોક્ત સ્થળોમાં રહીને પાપમુક્ત થવું. પણ ત્યાં રહી પાપ બાંધવાં નહિ.

વળી સૃષ્ટિવિરૂદ્ધ કર્મકરનારો, કરમૈથુન કરનારો, કરાવનારો તેને જરૂર કાળી ટીલી બેસે છે. જનસમાજમાં તેની ગણના થતી નથી. અને તે પાપ પણ ઉઘાડું થયા વિના રહેતું નથી. માટે થોડો કાળ જીવવું અને પરલોક બગડી જાય એવું કરવું નહિ. આ લોકમાં લાભનો ધંધો કરવા. આવ્યા છીએ. પણ ખોટનો ધંધો ન થઈ જાય; એટલા માટે નિરંતર પોતાના નામામેળનો ચોપડો તપાસ્યા કરવો. આવો જોગ ફરી મળવાનો નથી. માટે મનુષ્યજન્મનું સાર્થકપણું થાય તેમ કરી લેવા કમર કસવી.

વીર્યનો અઘટિત સ્રાવ કરી બ્રહ્મચર્યને ગુમાવે છે, તો તેનામાં રહેલાં કલ્યાણકારી સદ્ગુણો, રાજીનામું આપી વિદાયગિરી લઈ લે છે.

એટલું જ બસ નહિ, પણ તેનામાં અનેકાનેક રોગોનો રાફડો ફાટી નીકળે છે. ને ટૂંક મુદતમાં જ પોતે મનુષ્યત્વપણાને ગુમાવી છેવટે બુરી હાલતે ધર્મરાજાને શરણ થાય છે.

બ્રહ્મચર્ય એ આપણા ધર્મનું, સંસારસાગર તરવાનું અને પરમપદે પહોંચવાનું મુખ્ય સાધન છે. માટે દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકોએ, વીર્યવાન બ્રહ્મચર્યવાન, જીતેન્દ્રિય ખાસ બનવું.

## ॥ આ જીવનો કેવળ બદ્ધ સ્વભાવ છે ॥



એક વખત ભગવાન સ્વામિનારાયણ મહારાજ તીર્થોમાં ફરતા ફરતા સાંજ વખતે એક તળાવની પાળ ઉપર કંઈક ધુમાડો દેખી ત્યાં ગયા તો એક બાવાને દેખ્યો. બાવોજી એમને જોઈ બહુ રાજી થયા. ઊભા થઈ સત્કાર કરી આગળ બેસાડયા.

મહારાજ કહે, મહાપુરૂષ ! ઈહાંસે ગાંવ કિતને દૂર હૈ ? તો કહે, તીન તીન કોશ દૂર હય. તબ ખાને પીને કે બાસ્તે કયા કરતે હો ? મહારાજ ગાંવમે ભિક્ષા મંગને જાતા હુઉં. ઔર ઈહાં આકે રોટી પકાકે ખાતા હુઉં. કભી કભી નહિ ભી જા સક્તા હુઉં. તબ કડાકા હોતા હય.

મહારાજ કહે, ઇતને બડે કષ્ટ સહેતો હો, તો ગાંવકે સમીપ રહેતે હો તો ? બાવો આંખમાં જળજળીઆં લાવી કહે, મહારાજ જેઇસા તુમ કહેતે હો ઐસા ઇંહાં જીતને લોગ આતે હય તે સબ કહેતે હય. મગર કયા કરૂં ? કી ઇંહાં મેરા બેટા બડબોયા હય, તો ઉસકું છોડ કે મેં નહિ જા સકતા હુઉં. મહારાજ કહે, અહાહાહા ? કેવો બદ્ધસ્વભાવી થઇ ગયો છે ! આ વડ આને કાંઈ આપે એમ નથી કે આનાથી કંઇ નિર્વાહ ચાલે તેમ પણ નથી; છતાં આ કેવો વડમાં બદ્ધ થઇ ગયો છે ? ખરી વાત છે કે, જીવ કેવળ બદ્ધસ્વભાવી છે; માટે સર્વમાંથી ચિત્તવૃત્તિ તોડીને એક ભગવાનમાં જ જોડવી. આટલું જ મનુષ્યજન્મનું કર્તવ્ય છે. વાચક ! હજી આગળ વાંચ.

### રાજા ભૂંડના દેહમાં બંધાયો

એક રાજા બહુ મૃગયાકરવાવાળો કેવળ હિંસકની મૂર્તિ સમો હતો. પોતે મરવા પડયો ત્યારે ઘણો દુ:ખી થયો, પણ

પ્રાણ જાય નહિ. તેના મોટા કુંવરે કહ્યું, પિતા? આપનું દુઃખ જોયું જતું નથી. હવે તો સારૂ થાય તો ઠીક; અગર સ્વર્ગમાં વાસ થાય તો ઠીક. રાજા કહે, મેં મૃગયા બહુ કરી છે. તેથી આ વખતે મેં મારેલાં પ્રાણીઓ મૂર્તિમંત મને દેખાય છે, તેમાં એક સુવર [મોટો ભુંડ] મારા સામે હડીઓ કરી રહ્યો છે, માટે મારો દેહ પડશે તો જરૂર મને એ ભુંડનો દેહ આવશે. તેથી મને ચિંતા થાય છે, જે હું . મહા સુખિયો ખાનપાનાદિક વાંછિત ભોગ ભોગવવાવાળો; તેથી મારાથી એ ભુંડના દેહમાં કેમ દહાડા જશે? વનમાં આથડવું ટાઢતડકા સહન કરવા, એ બધું દુઃખ કેમ સહન થશે? આમ મારૂં મન મુંઝાય છે તેથી દેહ પડતો નથી. જો તું હું કહું તે કરવાની પ્રતિજ્ઞા લે તો હમણાં મારો દેહ પડી જાય. કુંવર કહે, તમો કહો તે પ્રમાણે પ્રતિજ્ઞા લેવા તૈયાર છું.

રાજા કહે, મને દેહ આવશે તો ચાર પગની ચાર ખરીઓ ધોળી, કપાળમાં ધોળું ટીલું અને બરડા ઉપર બે ચાંદા ધોળા એવો ભુંડનો દેહ આવશે. માટે એવો ભુંડ જ્યારે દેખાય, ત્યારે આ મારો બાપ છે એમ સમજી જરૂર તેને મારી નાખવો; જેથી હું એ દુઃખરૂપ દેહમાંથી મુક્ત થાઉં. કુંવર કહે, પિતા એવા ભુંડને દેખીશ, ત્યારે જરુર મારીશ, આ મારી સત્ય પ્રતિજ્ઞા છે. આમ કહ્યું કે થોડી વારે રાજા તરત જ દેહ મૂકી ગયો.

હવે રાજાને જેવી મતિ હતી તેવી જ તેની ગતિ થઈ; એટલે મરીને તરત જ તે ભુંડ થયો.

આ વાતને ચાર પાંચ વર્ષ થયાં કે, એક વખત કુંવર પોતાની સ્વારી લઈ બહાર જતો હતો ત્યાં ભુંડનું ટોળું દેખ્યું કે તેમાં પોતાના પિતાએ જેવો ભુંડ કહ્યો હતો તેવો દેખી તેને પોતાની પ્રતિજ્ઞાની સ્મૃતિ થઇ આવી કે તેને મારવા તૈયાર થયો. ત્યાં ભુંડને વાચા થઈ, અરે ભાઈ! મને મારીશ મા. હું તારો પિતા છું. કુંવર કહે, તમે મારવાની પ્રતિજ્ઞા કરાવી છે, પણ હજી સુધી

હું મારી શક્યો નથી તે માફ કરજો.' પેલો કહે, ભાઇ ! એ તો હું અજ્ઞાનતાથી બોલ્યો હતો; પરન્તુ આ દેહમાં મને જેવું સુખ છે તેવું રાજામાં પણ હતું નહિ. ચાર રાણીઓ કરી કેટલાય દોરાધાગા કર્યા, ત્યારે તું મને એક દીકરો થયો. અને આ જેટલાં બચડાં છે તે બધાંય મારાં સંતાન છે. આ ભુંડણીઓ મારી સ્ત્રીઓ છે. રાજમાં હતો ત્યારે સ્ત્રીઓ મને ઘરેણાં, વસ્ત્ર અને મનગમતી ચીજો લેવા ફોલી ખાતી હતી, કોઈને અપાય કે ન અપાય; અથવા વધુઓછું દેવાય ત્યારે મને ન બોલ્યાના બોલ પણ સંભળાવતી. અને આ બધી સ્ત્રીઓ મારી પાસે કોઈ વસ્ત્ર, ઘરેણું કે કાંઇ પણ પદાર્થ માગતી નથી; માટે આ દેહમાં મને અતિશય સુખ છે. હવે મને તુ મારીશ નહિ. હું પ્રભુ પાસે માંગુ છું કે, મને દેહ આપો તો જન્મોજન્મ ભુંડનો દેહ આપજો.

જુઓ, આ જીવ રાજમાં હતો, ત્યારે રાજસુખમાં બદ્ધ થયો હતો અને આ દેહમાં આવ્યો ત્યારે આ દેહમાં બદ્ધ થઈ ગયો. માટે જીવ કેવળ અજ્ઞાનતાનો ભરેલો અને બદ્ધ સ્વભાવી છે; તેથી જ્યાં જાય છે ત્યાં ચોટી જાય છે. માટે જેને મોક્ષનો ખપ હોય તેણે તો ક્યાંય પણ ન બંધાતાં એક ભગવાનના સુખમાં બંધાવું.



## ॥ મક્ષિકા બોધ ॥



એક વખત બારસો પંડિતોની સભામાં પોતાના તખ્ત પર
બેઠેલા ભોજ રાજાએ પોતાના હાથ ઉપર બેઠેલી માખીને હાથ
ઘસતી અને માથું કૂટતી જોઇ હાજરજવાબી પંડિત કાલીદાસને
પૂછયું, કવિવર્ય! આ શું છે? તે કહે, સાહેબ, આ માખી
છે. આને શું દુઃખ પડયું છે જે હાથ ઘસે છે, અને માથું કૂટે
છે? કાળીદાસ પોતે હાજરજવાબી હોવાથી તરત જ ઉત્તર
આપ્યો. સાહેબ! આ મક્ષિકાને કાંઇ દુઃખ નથી, પણ આપને
બોધ કરે છે કે,

> देयं भोजधने धनं सुकृतिभिर्नो सञ्चितव्यं कदा ।
> श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ॥
> अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात् सञ्चितम् ।
> निर्वाणादपि पाणिपादयुगलं घर्षन्त्यहो मक्षिका ॥

હે રાજન્! દેવ, બ્રાહ્મણ, સાધુ, અનાથ અને દીનજનોને
દાન આપજો. પણ ધનનો સંચય કરશો નહિ. દાન આપવાથી
કર્ણ, સિબિ અને વિક્રમાજીત રાજાઓની કીર્તિ ગવાય છે. દાન
આપવાથી મનુષ્ય અમર રહે છે. પ્રાતઃસ્મરણીય બને છે. જે
પુરૂષ દાન આપતો નથી અને કેવળ સંચય કરે છે. તો તેની
અમારી પેઠે દુર્ગતિ થાય છે. અમે વનમાં વૃક્ષે વૃક્ષે, છોડવે
છોડવે રખડી રઝળી સાકર જેવું ગળ્યું મધ જમાવ્યું, પણ અમે
ખાધું નહિ કે કોઇને ખાવા દીધું નહિ. કેવળ ભેગું જ કર્યું.
તો એક દિવસ પારધી આવી અમારી આંખોમાં ધુમાડો નાંખી
લઇ ગયો. તેથી અમારે જેમ હાથ ઘસવાનું અને માથું કૂટવાનું
રહ્યું છે, તેમ તમે પણ ધનસંચય ન કરશો, પણ દાન આપ-

વાનું કરજો; નહિતર અમારી પેઠે તમારે હાથ ઘસવાનું અને માથું કૂટવાનું રહેશે અને માઠી દશા થશે, એમ આપને આ મક્ષિકા બોધ કરે છે. આ સાંભળી રાજા ખુશ ખુશ થઇ ગયો અને કહે, કવિવર ! તમે કહો છો તે ખરૂં છે.

**दानं भोगो नाशस्तीस्रो गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥**
**दानेन पाणिर्न च कङ्कणेन स्नानेन शुद्धिर्न च चन्दनेन ।**
**मानेन तृप्तिर्न च भोजनेन ज्ञानेन मुक्तिर्न च मुण्डनेन ॥**
**चत्वारो धनदायादा धर्माग्निनृपतस्कराः ।**
**तेषां ज्येष्ठावमानेन त्रयः कुप्यन्ति बान्धवाः ॥**

આ લોકમાં ભેળા કરેલા ધનની દાનભોગ અને નાશ. આ ત્રણ ગતિ થાય છે. તેમાં સુપાત્રમાં દાન દેવામાં કે ભોગ ભોગવવામાં ન આવે તો તેની ત્રીજી ગતિ નાશ તે અવશ્ય થાય છે.

સ્નાનથી શરીરની શુદ્ધિ થાય છે, પણ ચંદનના લેપથી થતી નથી. માનથી તૃપ્તિ થાય છે, પણ ભોજનથી થતી નથી. **જ્ઞાનથી મુક્તિ થાય છે. પણ કેવળ મુંડ મુંડાવી ભગવાં વસ્ત્ર પહેરવાથી થતી નથી.** તેમ દાનથી કર શોભે છે, પણ મણિજડિત કંકણ પહેરવાથી શોભતા નથી.

**દાનવીરોની લક્ષ્મી દાન દેવામાં, દેશસેવામાં યજ્ઞાદિક કરવામાં અને વાવ, કુવા તળાવ આદિક પરોપકારી કાર્ય કરવામાં જાય છે.** ભેળા કરેલા ધનના ધર્મ, અગ્નિ, રાજા અને ચોર આ ચાર ભાગીઆ છે; તેમાં મોટાભાઇ ધર્મનું જો અપમાન થાય છે, તો ત્રણે ભાઇ કોપાયમાન થાય છે એટલે ધનને અગ્નિ બાળી નાખે છે, રાજા લુંટી લે છે અને કાં તો ચોર ચોરી જાય છે; માટે ભેળા કરેલા ધનને અર્થે જરૂરથી વાપરી ધર્મને પોતાના ધનનું અને જીવનું સાર્થકપણું કરી લેવું.

# ॥ આ જીવનો સ્વભાવ નાના છોકરા જેવો છે ॥



નાના છોકરાને એની મા હાથમાં ગોળનો કાંકરો આપી તેને રમતો મૂકી ઘરનું કામ કરવા લાગી જાય છે ત્યારે તે છોકરો ગોળને થોડીવાર ચાટે છે, પછી તેને નાખી દઇ ધૂળ ખાવા મંડી પડે છે. ત્યારે કોઇ કહે, અગર એની મા દેખે ત્યારે એને વઢે અને મોંમાં આંગળી નાખી ધૂળ કાઢી નાંખે. ફરી ગોળ આપે ત્યારે પણ છોકરૂં થોડો ગોળ ચાટી નાખી દે અને ધૂળ ખાવા મંડી પડે.

તેમ આ જીવનો પણ અનાદિ કાળથી વિષયરૂપી ધૂળ ખાવાનો સ્વભાવ પડી ગયો છે. ભગવાનને દેવભૂમિ જેવા ભરતખંડમાં મોક્ષના સાધનભૂત એવો મનુષ્યદેહ તથા સત્સંગ રૂપી ગોળ આપ્યો છે; તો પણ જીવ તેને મૂકી દઇ વિષયરૂપી ધૂળ ખાવા મંડી પડે છે. માટે જેને મોક્ષની ઇચ્છા હોય અને ભગવાનને પામી સુખી થવું હોય તેણે તો વિષય હરામ કરી સત્સંગને સેવવો. આ જીવ વિષયથી વિરામ પામી સત્સંગને સેવશે. ત્યારે કાળ, કર્મ અને માયાના પંજામાંથી મુક્ત થશે અને ભગવાનને પામી સુખીઓ થશે.



# ।। પટેલ પોતાનું ભૂલી બીજાનું લાવ્યો ।।



એક પટેલ ગાડું જોડી પોતાના પુત્રના વિવાહનો સામાન લેવા શહેરમાં ચાલ્યો, ત્યારે પોતાને જોઇતી ચીજો મંગાવવા પાડોશીઓએ કહ્યું. તેમાં કોઈકે ગોળનું, મરચાંનું, છીંકણીનું એમ જુદું જુદું કહ્યું. આથી પેલા બુદ્ધિના બારદાન પટેલે જાણ્યું જે, આમાંનું કોઇકનું કંઇ લાવવાનું ભૂલી જઈશ તો મારા ઘરે ટાણું છે તેમાં કંઇ વિઘ્ન કરશે. આમ ધારી તેમનું મંગાવેલું ગોખતો ગોખતો શહેરમાં ગયો અને ગોખ્યા પ્રમાણે બધાયનો સામાન લઈ ગાડું ભર્યું. પછી કહે, હાશ! બધાયનું લીધું. કોઇનું ભુલાયું નથી. પછી પોતાનું લેવાનું તો ભૂલી, એ ભુલોભાઈ તો ગાડું જોડી રાત્રીએ ઘેર આવી ઘાંટો કાઢી કહ્યું, ગાડું આવ્યું છે. સૌ સૌનો સામાન લેવા આવ્યા અને પોતાનાં બૈરીછોકરાં પણ આવ્યાં. આણે તો નામ લઈલઈ બધાંને આપી દીધું. પછી તાળી પાડી કહે, સૌનો સામાન પહોંચ્યોને? કોઇનું બાકી તો રહ્યું નથી? **ત્યાં તો બૈરી કહે, આપણો વિવાહનો સામાન ક્યાં? તો કહે, વોય મારૂં દીચરું! એ તો ભુલી ગયો. ત્યારે પેલી કહે, મેર મારા મુરખ! ગાડું જોડી ઘરનો સામાન લેવા ગયો, તો ઘરનું ભુલી બીજાનું લઇ આવ્યો?** આમ ખુબ વઢવા લાગી. તેમ આપણને પરમ કૃપાળુ પરમાત્માએ આવો ઉત્તમ દેહ આપી જીવનું કલ્યાણ કરી લેવા આ લોકમાં મોકલ્યા છે. પણ આપણે કેવળ મૂર્ખ કે, પોતાનું પડ્યું મૂકી કર્મસંસ્કારથી ભેગાં થએલાં સગાવહાલાં, સ્ત્રી, છોકરાં આદિકનું કરીએ છીએ. આપણું ખરું કરવાનું તો ભૂલી જ ગયા છીએ. માટે જાગો! આંખો ઉઘાડો! કર્તવ્ય કરવા તૈયાર થઇ જાઓ. હજુ વખત છે. જાગ્યા ત્યાંથી સવાર જાણી મંડી પડો. જો સાચો

ભાવ ને સાચી શ્રદ્ધા હશે તો ભગવાન આપણું સ્વલ્પ કાળમાં પુરૂં કરી દેશે. જો ગફલતથી કે આળસપ્રમાદથી કર્તવ્ય ભુલીશું તો પાછા એના એ ગર્ભવાસનાં, જન્મમરણનાં, યમયાતનાનાં અને નરકનાં અનેકાનેક દુઃખો ભોગવવાં પડશે. માટે વિચારી કર્તવ્યના સુકાન પર આવી જાઓ.

આપણા જન્મમરણનો કેસ અનંત કાળથી ચાલે છે. પણ તેમાં કયાંય ફાવ્યા નથી. **અને આ વખતે તો આ ભરતખંડની ભૂમિરૂપી પ્રિવિકાઉન્સિલમાં દાખલ થયા છીએ. વળી સ્વાર્થહિન સ્વપર શ્રેયસ્સાધક સત્પુરૂષોરૂપી મોટા બેરિસ્ટરો, સોલીસીટરો મળ્યા છે.** માટે જો આ વખતે આળશ કે ગાફલપણું રાખ્યું તો આ કેસમાં આપણે ફતેહ મેળવી શકશું નહિ. આ કેસને અહીંથી બીજે કયાંય આગળ લઇ જવાનો નથી. છેલ્લામાં છેલ્લી આ પ્રિવિકાઉન્સિલસભા છે. માટે બહુ જ કાળજીપૂર્વક આ કેસમાં આપણે ફાવી શકીએ તેવું કરી લેવું. નહિતર મોટામાં મોટી જન્મમરણની સજા ભોગવવી પડશે. આ વખતે તો અવશ્ય મોક્ષ સાધવા સિંહ જેવા સાહસિક અને શુરવીર થવું જોઈએ.

**अशनं मे वसनं मे जाया मे बन्धुवर्गो मे ।**
**इति मे मे कुर्वाणं कालवृकोहन्ति पुरुषाजम् ॥**

આ લોકમાં આ મારૂં ભોજન, આ મારૂં વસ્ત્ર, આ મારી સ્ત્રી, આ મારા બન્ધુજન એમ મારૂં મારૂં કરવાવાળા પુરૂષરૂપ બકરાને કાળરૂપી સિંહ ઓચિન્તો આવી ઉપાડી જાય છે. માટે ઘોર નિદ્રામાંથી જાગો ! ઊઠો ! અને કંઇક ચેતનવંત બનો ! આટઆટલું કહ્યા છતાં તદન શૂન્યકાર કેમ થઇ જવાય છે ? ચટકી કેમ ચઢતી નથી ? પણ ચોક્કસ જાણજો કે, આગળ વસમી વાટો છે. ત્યાં ગમે તેટલું રડશો, પસ્તાશો, પછાડો ખાશો, પણ કંઇ વળશે નહિ. માટે અંતરની આંખો ઊઘાડી, ભગવાનના આશ્રિત, સ્વાર્થત્યાગી સાચા સાધુનો, સાચા શાસ્ત્રોની શોધ કરી તેનું

સેવન કરવા અને તે કહે તે પ્રમાણે વર્તવા તૈયાર થઈ જાઓ.

રોગી માણસ દવાની વાતો કરવાથી દરદમુક્ત થતો નથી, પણ સારા, સાક્ષર અને અનુભવી વૈદ્યની શોધ કરી તેના કહેવા પ્રમાણે પરેજ પાળી દવા ખાય તો જ નીરોગી થાય. પણ દવા ખાય અને પરેજ ન પાળે તો સાજો તો શું, પણ લાકડાં ભેગો થાય. તેમ તમે પણ જન્મમરણનો રોગ ટાળવા સાધન અને સાધુતા એ બેમાંથી સા નહિ કેન્સલ (કમી) કરેલા એવા સાર્થક નામધારક સાધુપુરુષરૂપ વૈદ્યની શોધ કરી તેમના કહેવા પ્રમાણે યમનિયમાદિક પરેજ પાળી તેનાં આપેલાં કથાવાર્તા, કીર્તન, ધ્યાનભજન ને નામરૂપ સેવન કરો અને તમારા જન્મમરણના રોગથી મુક્ત થઈ જાઓ.

આ સંસાર અસાર, તુચ્છ, નાશવંત અને દુઃખનો ભરેલો છે. આમાં જરા પણ સુખ કે સાર નથી. તેમ કર્મસંસ્કારથી સૌ ભેળું થયું છે અને થાય છે. અને સૌ સૌનો કર્મ સંસ્કાર પૂરો થયે સૌ સૌને રસ્તે ચાલ્યાં જશે. પાપ અને પુણ્ય સિવાય કોઈ સાથે આવતું નથી. બાંધી મુઠીએ સૌ આવ્યા છે અને ખુલી મુઠીએ સૌ જવાના છે. વળી આ જીવ જેને મારૂં મારૂં કહે છે તે સર્વે અહીં જ રહેશે. માટે રાત થોડી છે. વેષ ઘણા છે. એ ન્યાયે આપણે થોડું કર્યું છે. હજી કરવાનું ઘણું છે. માટે હવે તો પ્રવૃત્તિ મૂકી નિવૃત્તિ પકડી આને આ દેહે કૃતકૃત્ય થવાય તેવું કરી લેવું. પારધી લોઢાની અંકોડીમાં લોટ ભરવી પાણીમાં નાંખે ત્યારે માછલું લોટને દેખે છે, પણ અંકોડીને દેખતું નથી; તેથી તેના મોમાં લોટ નહિ પણ તીક્ષ્ણ ધારવાળી અંકોડી આવે છે; જેથી તરફડી તરફડી ભૂંડે મોતે મરે છે.

જો કે બત્રીશ અક્ષરના જ્ઞાનની દેશદેશથી આવતા કાગળોનું તમામ જ્ઞાન થાય છે, તો બત્રીશ લક્ષણવાળા સંતનું જ્ઞાન થાય તો તમામ લોકલોકાંતરનું તથા પ્રભુના ધામનું જરૂર જ્ઞાન

થાય છે. માટે બત્રીશ લક્ષણુવાળા સાધુઓને શોધી તેને સમાગમ કરી લેવો.

कृतान्तस्य दूती जरा कर्णमूले ।
समागत्य वक्तीति लोकाः शृणुध्वम् ॥
परस्त्रीप द्रव्यवांछां त्यजध्वम् ।
भजध्वं रमानाथपदारविन्दम् ॥

કાળની દૂતિ જરાવસ્થા કાનમાં ખાનગી રીતે આવીને કહે છે; ' અરે ! અક્કલના ઉઠેલા મૂઢ ! આજ સુધી તેં તારા માટે તથા મા, બાપ, સ્ત્રી, છોકરાં અને સંબંધી માટે અનેકાનેક કર્મો કર્યાં, તો પણ હજી તૃપ્ત થયો નથી ? માટે હવે તું પરસ્ત્રીની, પરદ્રવ્યની વાંછનાનો, પરનિંદાનો અને ખાધાપીધાની લાલસાનો ત્યાગ કર અને રમાપતિ ભગવાનના ચરણનું ચિંત્વન કર.



## ।। જુઓ ગુરૂનો ધર્મ ।।



એક બાવો વનમાં રહેતો, તપ કરતો પણ ધીમે ધીમે ગામને ગોંદરે તળાવની પાળે વડ નીચે એક મઢી બાંધી રહ્યો. ત્યાંથી ગામને ચોરે આવ્યો. પછી બાવી રાખી. બે ચાર બાળકો પણ થયાં. એક વખત બાવી કહે, હવે લંગોટી કાઢો ને થેપાડું પહેરો તો ઠીક. આપણે ઘેર પટેલ જેવા સારા સારા માણસો બેસવા આવે, તે આ મોટા ઢગરા દેખાય તે સારૂં નથી લાગતું. **બાવો કહે, 'ચલ, બે રંડી! હમ હમારા ગુરૂકા ધર્મ કયોં છોડે?'** જુઓ, બાવી રાખી છોકરાં થયાં તો ય, ધર્મ તો એક લંગોટીમાં રહ્યો. તેમ અત્યારે કલિયુગના વાતાવરણને લઈને કેટલાકનો ધર્મ તીલક, કંઠી રાખવામાં અને સાધુને બશેર લોટ આપવામાં રહ્યો છે. માટે પોતે પોતાનો ગુરૂ થઇ પોતાની ભૂલ સુધારી ધર્મનો બોધ આપવા કરતાં પોતાના ધર્મ પ્રમાણે રહેતાં શીખવું.



# ॥ સમગ્ર જગત કાળના કોળીઆ રૂપ છે ॥



ગમે તેવો સમર્થ, બળવાન, કળાવાન, અને મોટો સિદ્ધ હોય, તો પણ તેને કાળ વશ કરી લે છે. કાળથી બચવાને ગમે તેટલાં ફાંફાં મારો, વિદેશે વસો, ગમે તેવા બળીઆને શરણે જાઓ, મોટી ગહ્વર ગુફામાં પેસો કે પાતાળમાં પેસો, પણ કરાળ કાળ કોઇને છોડતો નથી. પૃથુરાજા આખી પૃથ્વીનો નિયામક હતો. તેણે કોઇ પણ શત્રુ રહેવા દીધો ન હતો. આવો એક અદ્વિતીય મહાન સમર્થ રાજા હતો. તો પણ તેનોય કાળ કોળીઓ કરી ગયો. સાતદ્વિપ પૃથ્વીનું રાજ્ય કરનાર, હજાર બાહુવાળો, મહાન પરાક્રમી, સહસ્રાર્જુન જેવા સમર્થ રાજાને કરાળ કાળે કાયાવશેષ કરી નાખ્યો. રાવણ જેવો રાજીઓ દશ માથાવાળો અને વીશ ભુજાવાળો, જેને માટે વૈકુંઠાધિપતિ રામચંદ્રજીને અવતાર લેવો પડયો હતો, ઇંદ્રાદિક દેવો તો જેની આગળ હાથ જોડી હુકમની રાહ જોઈ રહેતા તે પણ કાળના ઝપાટાથી હતો નહતો થઈ ગયો. મોટા મોટા દેવો પણ જેને નમન કરતા, ઇંદ્રની ચિંટડીએ ધાવીને મોટો થએલો એવો મહાન બલિષ્ટ માન્ધાતા રાજા તથા ગંગાજીને મહીતળમાં લાવનાર ભગિરથ રાજા, સાઠ હજાર છોકરાઓનો પિતા સમર્થ સગર રાજા અને યુધિષ્ઠિર આદિ અનેકાનેક રાજાઓ મહા બળિઆ, કળિઆ સાધનસંપન્ન છતાં કરાળ કાળના ક્રૂર પવનથી આકડાના તુરની પેઠે ઊડી ગયા છે, તેમ હમણાં જે જે વિદ્યમાન જોઇએ છીએ તેમાંનો કોઇપણ રહેનારો નથી. આખું જગત કાળના કોળીઆરૂપ છે.

જ્યારે રૂક્ષ્મણીના સ્વયંવરમાં શિશુપાળની હાર થઈ, ત્યારે પોતે વિચાર કર્યો જે મારા પક્ષમાં જરાસંધાદિક જેવા મહાન સમર્થ રાજાઓ આવેલા હતા અને સિંહ સમાન શૂરવીર

સાધનસંપન્ન અમે તે અલ્પબળવાળા થોડા યાદવોએ અમારી હાર કરી? મારી સ્ત્રી શ્રી રૂક્મણીનું કૃષ્ણે હરણ કર્યું? અરે! સિંહના ભાગને શિયાળિયું લઈ ગયું? હવે જીવીને શું કરવું? મોઢું શું દેખાડવું? આમ ધારી મરવા સારૂ જંગલમાં ચાલી નીકળ્યો. પણ એ ખબર પડવાથી જરાસંધાદિક રાજાઓ પાછળ જઈ સમજાવવા લાગ્યા. જરાસંધ કહે—

भो भोः पुरुषशार्दूल दौर्मनस्यमिदं त्यज ।
न प्रियाप्रियये‍ा राजन् निष्ठा देहिषु दृश्यते ॥

ઓ સિંહ સમાન શિશુપાળ! આ ઉદાસીનપણાનો ત્યાગ કર. આટલો કેમ મુંઝાઇ ગયો છે? સ્વસ્થ થા, સુખદુઃખ કે હર્ષ-શોકને વિષે કોઇની એક સ્થિતિ સરખી રહેતી નથી.

कालो बलीयान् बलिनां भगवानीश्वरोऽव्ययः ।
प्रजाः कालयते क्रीडन् पशुपालो यथा पशून् ॥

સર્વથી બળિયામાં બળિઓ મહાન સમર્થ કાળ છે. ગોવાળ જેમ પશુઓને ચારે કોર ભમાવે છે, તેમ કાળ પણ સર્વજીવોને ભમાવી રહ્યો છે. જીવની ચડતીપડતી એ સર્વે કાળને આધારે છે.

रिपवो जिग्युरधुना काल आत्मानुसारिणि ।
तदा वयं विजेष्यामो यदा कालः प्रदक्षिणः ॥
यथा दारुमयी योषिन्नृत्यते कुहकेच्छया ।
एवमीश्वरतंत्रोऽयमीहते सुखदुःखयोः ॥

હાલ શત્રુઓને કાળ અનુકૂળ છે અને આપણને પ્રતિકૂળ છે; તેથી આપણો પરાજય થયો છે. જ્યારે કાળ આપણને અનુ-કૂળ થશે, ત્યારે આપણો વિજય થશે. જેમ કાષ્ટની બનાવેલી પુતળી, ગોડીઆની ઇચ્છાથી નાચે કૂદે છે, તેમ આ સમગ્ર જગત પણ કાળની ઇચ્છાથી સુખદુઃખ તથા જયપરાજયને પામે છે, માટે આમાં કાંઇ હરખશોક પામવા જેવું નથી. જો હું યાદવોથી સત્તર વાર પરાભવ પામ્યો તો પણ મને શોક થયો નથી અને એકવાર

તેમને જીત્યો, તો પણ મને હરખ નથી. હું જાણું છું કે, જય-પરાજય દૈવને આધિન છે, માટે તું ઉદાસીનપણાનો ત્યાગ કરી પાછો વળ.

### જગતભક્ષક કાળ છે

જેમ ભોજન કરવા બેઠેલો જન પાત્રમાંથી ભોજનનો ગ્રાસ મુખમાં મુકતો જાય છે, તેમ કાળ પણ નિરંતર વિશ્વવિહારી પ્રાણીઓનો ગ્રાસ કરતો જાય છે. માતાપિતા જાણે પુત્ર મોટો થાય છે. પણ આવરદામાં ઓછો થાય છે એ ખબર પડતી નથી.

**જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી,**
**મગરૂરીમાં અંગમરોડે, જેમ તેમ મુખથી બોલેજી;**
**મનમાં જાણે મુજ સરીખો, રસીઓ નહિ કોઇ રાજીજી,**
**બારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.**

તેમ આ જીવ પ્રમાદરૂપ બ્રાંડી પીને મસ્ત થયો છે. તેથી મરણનો કે પાપનો ડર મૂકી. મા, બાપ, સ્ત્રી, છોકરાં ને સગાવહાલાં માટે હાયવોય અને હડીઓ કર્યા કરે છે, પણ અણધાર્યો ને ઓચિંતો કાળ આવી ગળે ઝાલી લઇ જાય છે.

એક દરજણ ડોસીને બે દીકરા હતા. તેને જોઈ રાજી થાય અને તેના ઉપર આશાની ઇમારતો ચણ્યા કરે. તેવામાં એક છોકરો તળાવ પર ન્હાવા ગયો. તે બુડી ગયો. આ ખબર પડતાં જ ડોસી તો હાય હાય કરતી, માથું ને છાતી કૂટતી, પછાડો ખાવા મંડી. લોકોએ પકડી સમજાવી શાંત પાડી, પણ બાર મહિના સુધી રોજ સવારસાંજ છેડો વાળે.

હવે એક છોકરો મુઆ પછી બીજા છોકરાને તળાવ પર જવા દેતી નહિ. એમ કરતાં કરતાં બાર મહિના થયા. **આવી રીતે જીવ કંઇ ધારે છે અને દૈવ કંઇ કરે છે.** એક દહાડો છોકરો નિશાળેથી પરબારો બીજા છોકરા ભેગો તળાવપર નહાવા ગયો. ત્યાં એક પડોશણ બાઈએ તેને વઢીને કહ્યું. અરે

મુઆ ! બારો નિકળ. તારી મા હજી રોતાં બંધ થઇ નથી, ત્યાં તું કયાં નહાવા શિખ્યો, પિટયા ? નિકળ બહાર, નહિતો હમણાં તારી માને મોકલું છું. આમ ખુબ કહ્યું, પણ છોકરે ગણકાર્યું નહિ. બાઇ તો તેને ખુબ કહીને ગામમાં ગઇ અને દરજણ ડોસીને વાત કરી, જે તારો છોકરો નહાવા પડયો છે. તે ઘણુંયે કહ્યું પણ બહાર નિકળતો નથી. માટે તળાવ પર જઈ છોકરાને લઇ આવ. ડોસીએ જાણ્યું કે, કોઇ દહાડો, તળાવ જવા દેતી નથી અને આજ ગયો છે તો ભલે રમે. હમણાં તેડી આવીશ ત્યાં. તો તે છોકરો રમતાં રમતાં તળાવમાં આગળ ગયો અને બનવા કાળ તે બૂડી ગયો. છોકરાં તેને ન નિકળ્યો જાણી એક પછી એક સહુ ગામમાં આવતા રહ્યા. થોડી વારે છોકરો મરેલો તરતો દેખ્યો કે બૂમ પડી, જે કોઇકનું છોકરૂં પાણીમાં બૂડી મુવું. પેલી ડોસીએ જાણ્યું જે લાવને છોકરાને તેડી આવું. ત્યાં તો તળાવ પર માણસો ભેળાં થએલાં અને છોકરાને બહાર કાઢેલો, તેને ડોસીએ ઓળખ્યો કે હાય ! હાય ! વોય વોય બાપ રે ! કહેતાંજ પડી તે મૂર્છિત થઇ ગઇ. બે કલાકે ડોસીમાં જીવ આવ્યો. તે પછાડો ખાધા કરે, રોયા કરે, બરાડા પાડયા કરે, આવી રીતે ડોસી બે છોકરાને દેખી દહાડા કાઢતી, છતાં એક ગયો અને બીજો પણ એમ જ ગયો. તેની આશા બધી ધૂળમાં ભળી ગઈ. ડોસીએ બે વરસ લગી રોયા કર્યું.

વાચક ! જુઓ જીવ કંઇ કંઇ ધારણાઓ કરે છે કાળ કંઇ કંઇ ધારી બેઠો છે. માટે સર્વ જીવ કાળના મોઢામાં જ છે. પણ જીવનો અવળો સ્વભાવ છે. જે ખોટાને સાચું માની તેમાં લુબ્ધ થાય છે, અને તેના માટે અન્યાય, અધર્મ કરે છે. અને પછી પાપનાં પોટલાં બાંધી પરલોકના વિકટ માર્ગે સિધાવે છે. ત્યાં અનેક પ્રકારના દુ:ખો ભોગવે છે. માટે આ સમગ્ર વિશ્વમાં વાસ્તવિક રીતે જોતાં જરા પણ સાર, સુખ કે શાંતિ નથી, પણ જીવ આ અસાર સંસારમાંથી સુખ લેવા હડીઓ કર્યા કરે છે.

આ જીવ પ્રમાદરૂપ મદિરા પીને તદ્દન મસ્ત થયો છે. કર્તવ્યને તથા મરવાને વિસારી આ લોકનું સુધારવાને બીજાથી સવાશેર બનવાને અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ રચી રહ્યો છે, પણ કાળ માથે ખડો છે. તે વખત પુરો થશે કે તરત જ તેને અણધાર્યો અને ઓચિંતો ઘરમાંથી કે વનમાંથી ગમે તે સ્થાનમાંથી ઉપાડી જશે. પછી આ જીવ હાય હાય, ત્રાહ્ય ત્રાહ્ય, એમ પોકાર કરે છે, પસ્તાય છે અને વારંવાર પોતાનાં કરેલાં કૃત્યને સંભારી પોકેપોક મૂકી રડે છે. માટે આ સમગ્ર વિશ્વવિનાશી તુચ્છ, સ્વાર્થી અને દુ:ખની ખાણ રૂપ છે, છતાં વિપરિત ભાવના થવાથી તેમાં સત્યાસત્યનું તેને ભાન રહેતું નથી. **આ અસાર સંસારમાં જરાપણ સુખ નથી. જેમ આકાશમાં આકાશચારી પક્ષિઓનાં પગલાં દેખાતાં નથી, જળમાં જળચરોનાં પગલાં દેખાતાં નથી, તેમ દુ:ખના વારિરાશિ રૂપ આ સમગ્ર સંસારમાં સુખ જણાતું નથી.**

જો અગ્નિમાં શિતળતા હોય, જળમાં ઉષ્ણતા હોય, તો જ સંસારમાં સુખ સત્ય હોય. આ સંસારમાં સ્વપ્ને પણ સુખ નથી અને જે દેખાય છે તે તો મૃગજળ જેવું છે, જેમ અજ્ઞાનતાથી દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે, છિપલીમાં રૂપાની ભ્રાંતિ થાય છે તેમ જ અજ્ઞાની જીવોને આ સંસારમાં સુખની ભ્રાંતિ થઇ છે.

કોઈ એક મુસાફર રણભૂમિમાં અર્ધે રસ્તે આવતાં માર્ગમાં ખૂબ તડકો થયો અને તરસ્યો થયો. તેણે વિચાર કર્યો, અરે ! હવે શું કરવું ? જળવિના કંઠપ્રાણ જેવું થયું. તડકો ધોમ તપી રહ્યો છે. તૃષાતુર બહુ થયો છું. જો પાછો જાઉં તોયે ત્રણ ગાઉ ગામ છે. આગળ જાઉં તો પણ ત્રણ ગાઉ છે. હવે મારે શું કરવું ? તેટલામાં રણમાં ઝાંઝવાનાં જળ જોઇ તેને સાચું સરોવર માની તે તરફ દોડવા લાગ્યો. તેવામાં રસ્તેથી આવતા એક ઘોડેસ્વારે એને

ઉતાવળો દોડતાં અને લથડીયાં ખાતાં દેખ્યો. જાણ્યું કે પેલો તરસ્યો થયો હશે અને ઝાંઝવાના પાણીને સાચું સરોવર માની દોડયો જાય છે, માટે જરૂર મહોત થશે. માટે આને હું બચાવું આમ ધારી એકદમ ઘોડો દોડાવી તેની આગળ આવી ઉભો. અરે ભાઇ! તું ક્યાં જાય છે? ત્યારે મોઢે હાથ દેખાડી ધીરે ધીરે બોલ્યો, હું પાણી પીવા જાઉં છું. પેલો કહે, ભાઇ! આ પાણી નથી. આ તો ઝાંઝવાનું ખોટું પાણી છે. મુસાફર કહે, ભાઇ આ મોટા તરંગો ઉઠે છે, આટલું પાણી ઊછળે છે અને હું નજરે દેખું છું તે બધું ખોટું? તો કહે, હા હા ખોટું. પેલો કહે, ખોટું હોય તો ભલે હોય, પણ મને જવા દે. પેલાએ તો ઘોડેથી નીચે ઉતરી તેનો હાથ પકડયો અને કહ્યું, ભલા માણુસ, મારૂં માન અને પાછો વળ. આ પાણી નથી. આ તો ઝાંઝવાનું પાણી દેખાય છે અને તારે પાણી પીવું હોય તો આ મારા ઘોડા ઉપર બેસ અને દોડાવી ગામ ભેગો થઈ જા. હું પાછળથી આવું છું. પેલો કહે, "ઘોડે બેસું તોય ત્રણ ગાઉ પંથ કાપવો પડે, માટે આ બે ખેતરવા જ છેટે મોટું સરોવર ભર્યું છે તે ત્યાં કેમ ન જાઉં? અરે ભાઇ! મેલ, મને જવા દે. મારે તારો ઘોડો જોઇતો નથી, એમ કહી પેલાનો હાથ મુકાવી દીધો. તો ફેર તેણે પકડયો. અરે ભાઇ! મારૂં માન, વગર મહોતે શા માટે મરે છે? અને આ પાણી નથી. આ તો દેખાવામાત્ર પાણી જણાય છે. પણ કેવળ ખોટું છે. મારે તારી પાસેથી કાંઈ પણ સ્વાર્થ સાધવો નથી. અને હું તને ઓળખતો નથી. તો પણ હું તને બચાવવાને ખાતર આ ઘોડો આપું છું. માટે આ ઘોડે બેસી ગામ ભેગો થઈ જા. આમ ઘણું ઘણું કહ્યું, છેવટે દીલગીર થઇ રડતી આંખે કહ્યું, ભાઇ મારૂં માન. હું તારા હિતની ખાતર કહું છું. તો પણ માન્યું નહિ. હાથે બચકાં ભર્યાં. લોહી કાઢયું અને જેમ તેમ કરી હાથ છોડાવી દીધો. પેલો નિરાશ થઇ છેટો ઉભો રહ્યો. ભાઈ, તું કાળના મોઢામાં જાય છે, માટે કંઇક સમજ, મારૂં માન. આમ ઘણું ઘણું કહ્યું, પણ આ એકનો બે ન થયો અને ઝાંઝવાનું

પાણી પીવાને દોટ મૂકી નાઠો. પેલો માણસ ઘોડે બેસી નિરાશ થઇ ચાલી નિકળ્યો. અને આ માણસ પડતો આખડતો મરણીયો થઈ પાણી પીવા દોડયો જાય છે, પણ પાણી ભેળો થયો નહિ. છેવટે બેભાન થઇ પૃથ્વી ઊપર પડી ગયો અને થોડી વારે પાણી પાણી કરતાં પ્રાણ નીકળી ગયો. તેમ આ જીવ પણ અનંત કાળથી અસાર સંસારને સાર અને સુખરૂપ માની તેમાં સુખ લેવાનાં વલખાં મારે છે. છેવટે થાકી દુઃખી થઇ ભૂંડે મોતે મરે છે. માટે જેને આ લોકમાં અને મરીને પરલોકમાં સુખી થવું હોય અને જન્મમરણ, યમયાતના અને લક્ષચોરાશીના દુઃખથી મુકત થવું હોય તેને તો આ લોક, આ લોકના ભોગ, આ દેહ અને આ દેહના સંબંધીમાંથી વૃત્તિ તોડી ભગવાનમાં જોડવી અને હંમેશાં સંત અને સતશાસ્ત્રના વચન પ્રમાણે વર્તવું. આમ વર્તીશું તો જ આપણે કાળના મુખથી બચીશું.



## ।। સ્વાર્થ સાધવા પ્રપંચ કરવો નહિ ।।



એક વણિક સારો અને પ્રતિષ્ઠિત ધનવાન ગણાતો હતો. તેને એક છોકરો હતો. તે એક આંખે ઠામુકો અંધ અને બીજી આંખે ફૂલું હતું, તેથી થોડું થોડું જ દેખી શકતો હતો. છોકરો એક, પણ તેને ઉપરના કારણથી કોઈ કન્યા આપે નહિ. શેઠ તેથી બહાર ગામ તેના નાતીલાને ત્યાં કન્યા શોધવા ગયો. ત્યાં એક જણે શેઠને ઓળખ્યા. ખૂબ સત્કાર કરી રાખ્યા અને આવવાનું કારણ પૂછ્યું. તો કહે, ભાઈ પૈસોપુંજી ઘણું છે, પણ છોકરો એક તે કુંવારો છે. તેને માટે કન્યા શોધવા આવ્યો છું. પેલે વિચાર કર્યો, જે આપણે કન્યા છે. તે આને ઘેર આપીએ. આવું ઘર મળવું બહુ કઠણ છે. આમ ધારી કહે, શેઠ મૂરતીઓ કેવો ને કેટલા વરસનો છે ? તો કહે, મૂરતીઓ વીસ વરસનો છે. ભાઈ હું સાચેસાચું કહીશ. પણ અસત્ય નહિ બોલું. જો તમારે કન્યા આપવાનો વિચાર હોય તો કહું છું કે, છોકરાને એક આંખે ફૂલું છે. બીજી આંખમાં કશું યે નથી. પેલે જાણ્યું જે એક આંખ તો સારી છે. આમ ધારી સગપણ કર્યું, પણ પરણવા વખતે ખબર પડી. ત્યારે પેલો કહે, શેઠ તમને પ્રતિષ્ઠિત ગણી તમારા વિશ્વાસે કામ કર્યું, પણ ખોટું બોલ્યા કે ? શેઠ કહે, મેં પ્રથમથી જ કહ્યું હતું કે, એક આંખમાં ફૂલું છે, ને બીજી આંખમાં કંઇ નથી.

પેલો કહે, કંઇ નથી એટલે કંઇ દોષ નથી એમ જાણ્યું હતું. શેઠ કહે, તમે ગમે તેમ ધાર્યું, પણ મેં તો ચોખ્ખી વાત કરી હતી. પછી કહે, હશે. જે બન્યું તે ખરૂં. એમ ધારી છોકરી પરણાવી.

મતલબ કે આ વાણીઆએ છોકરો પરણાવવા જેમ પ્રપંચ કર્યો, તેમ પોતાનો સ્વાર્થ સાધવા ભગવાનના ભક્તે જરા પણ પ્રપંચ કરવો નહિ. સ્વાર્થ સિદ્ધ થાય કે બગડે, પણ ભગવાનની ઇચ્છા પ્રમાણે થાય છે. માટે હંમેશાં મહીં તેવા બહાર વર્તવાને શીખવું, પણ બોલવાચાલવા કે વર્તવામાં કંઇ પણ દંભ કે પ્રપંચ કરવો નહિ.

સ્વાર્થસાધક પુરૂષ, ભલે પહેલો કપટ, દંભ કે પ્રપંચથી વિજય મેળવે પણ પરીણામે તેનું પોગળ નિકળ્યા વિના રહેતું નથી. છેવટે પ્રતિષ્ઠાભંગ બને, આબરૂ માથે પાણી ફરે, અને અપકીર્તિને પામે. માટે ચ્હાય તેમ થાય, પણ કયારેય સ્વાર્થ સાધવા કુડ કપટાદિકનો આશ્રય કરવો નહિ.

કારણ ધર્મેજ જય છે અને પાપે ક્ષય છે. ધર્મપર ધર્માત્મા પ્રભુની અમીદૃષ્ટિ રહ્યા કરે છે. અને અધર્મી પર ક્રુર દ્રષ્ટિ રહ્યા કરે છે. આ કોઇએ ભૂલવું નહિ.



## ॥ વિમુખના મુખથી કથાવાર્તા ન સાંભળવી ॥



વિમુખ જીવકે વદનસે, કથા સુણી નહી જાત.

એક ચૂસ્ત વૈષ્ણવ શેઠ બહુ માંદો થયો. તેણે ધર્મને બાધ ન આવે તેવી દેશી દવાઓ ઘણી ઘણી કરી, પણ રોગ મટવાને ઠેકાણે રગેરગમાં વ્યાપી ગયો. તેના સગાવહાલાંએ ઘણા ઘણા ઉપાય કર્યા, પણ આરામ થયો નહિ. તેવામાં તેના એક સ્નેહી વિદ્વાન વિપ્રે કહ્યું કે, શેઠ! કોઈ સારા ડાકટરની દવા લ્યો અથવા કોઇ સારા દેશી હકીમની પાસે દવા કરાવો. આ રોગની ઉપેક્ષા રાખી તો વધી ગયો. શેઠ કહે, ચ્હાય તેમ થાય, પણ અજાણ્યા વૈદ્યની દવા ન ખવાય, તો વિદેશી વૈદ્યની દવા કેમ ખવાય? ત્યારે કહે, એક મુસલમાન હકીમ (વૈદ્ય) છે. તે ઘણો સારો, માયાળુ, લોભે રહિત અને બહુ દયાળુવૃત્તિનો છે. એની ઘણી પ્રસિદ્ધિ છે. અને એનાથી ઘણા લોકોને ફાયદો થતો સાંભળ્યો છે. શેઠ કહે, એની દવા નહિ લઈએ. પણ એને બોલાવો. એ કહેશે તે દવા આપણે હાથે બનાવશું. એટલે બ્રાહ્મણે તેને બોલાવ્યો અને શેઠે નાડી દેખાડી! ત્યારે હકીમ કહે, આટલો રોગ વ્યાપી ગયો તો ય મને કહ્યું નહિ? હવે આ રોગ તમારામાંથી પવનવેગે ભાગ્યો જાણજો. શેઠ કહે, તમે આનું નિદાન કરો અને શું દવા લાગુ પડશે તે કહો; એટલે અમો હિંદુ વૈદ્ય પાસેથી ધર્મને બાધ ન આવે તેવી દવા લઈ આવીએ. અગર તમે કહો તે પ્રમાણે, અમો હાથે બનાવીએ. હકીમ કહે, મને ઓળખો છો? શું હું અધર્મી છું? અને શું બીજા હિંદુ વૈદ્ય ધર્મી છે? માટે મારી જ દવા લ્યો. તો જ સાજા થશો અને તો જ હું દવા કરીશ. હું જેનો હાથ પકડું છું, તે દરદમુક્ત થયા વિના રહેતો જ નથી.

શેઠ કહે, અમે વૈષ્ણવ તેથી તમારી દવા કેમ લેવાય? હકીમ કહે, અરે મારા ભોટભાઇ! અમારા તથા તમારા શાસ્ત્રમાં માણુસને માંદગી વખતે દવા લેવાનો કોઇ દોષ નથી કહ્યો. હિન્દુ શાસ્ત્રમાં કહ્યું છે કે:—

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही।
एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥

ધન, ધામ, પુત્ર, પ્રિયા, અને સગાવહાલાં એ સર્વે વારંવાર જ્યાં જ્યાં જઈએ છીએ ત્યાં ત્યાં મળે છે, પણ આવો સર્વ સુખના સાધનરૂપ મનુષ્યદેહ ગયો તો પછી મળતો નથી; માટે આવા અત્યુત્તમ દેહને જરૂરથી સાચવવો જોઈએ.

વળી તમારૂં શાસ્ત્ર જ કહે છે કે,

शरीरं जर्जरीभूतं व्याधिग्रस्ते कलेवरे।
औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः ॥

શરીર અતિ જીર્ણ થાય કે રોગગ્રસ્ત થાય, ત્યારે ગમે તેવું ઔષધ હોય તો ય તેને ગંગાજળ જેવું શુદ્ધ જાણવું અને વૈદ્ય ગમે તે જાતનો હોય તો પણ તેને નારાયણરૂપ જાણવો. આમ કહ્યું છે; માટે મારામાં કે મારી દવામાં દોષ ન કલ્પતાં ગોળી, ફાકી, ઘુંટડો, ચોપડ અને ચાટણ આ પાંચ પ્રકારની દવામાંથી જે દવા આપું તે લ્યો. ત્યાં તો શેઠ એકદમ ખાટલામાંથી બેઠા થઈ હકીમને હાથ જોડી કહે, શાસ્ત્ર જો આમ કહેતું હોય તો તમે દવા કરો. જે જોઇએ તે પૈસા લ્યો, પણ જેમ વહેલો આરામ થાય તેમ કરો. પછી તેણે પોતાની દવા આપવી શરૂ કરી અને શેઠે પાંચે પ્રકારની દવાનું સેવન કર્યું. દૈવયોગે સારૂં થવાનું તે થઈ ગયું.

પછી થોડા દહાડા થયા કે શેઠ મંદિરમાં ગયા. ત્યારે બીજા વૈષ્ણવો તેને વઢવા લાગ્યા. 'શેઠ! તમો વૈષ્ણવધર્મમાં પ્રસિદ્ધ આગેવાન અને વૃદ્ધ છતાં મુસલમાન વૈદ્યની પ્રવાહી દવાઓ

પીધી કે? મરવાનું તો એકવાર છે, છે ને છે જ. દવાઓથી કાંઈ જીવનદોરી લંબાતી નથી.

આપણા પૂજ્ય મહારાજશ્રી વખતોવખત કહેતા કે—

**॥ न जातु कामान्नभयान्नलोभाद् धर्मं जह्याज्जीवितस्यापि हेतोः ॥**

કામથી, ભયથી, કોઈ પણ પદાર્થથી કે પોતાના જાનમાલને બચાવવા ખાતર કયારેય પણ પોતાના ધર્મનો ત્યાગ કરવો નહિ. આ વાત તો ભૂલી જ ગયાને?

શેઠ કહે, હું એની દવા ખાઉં તેવો નથી. પણ તેણે તથા એક વિદ્વાન બ્રાહ્મણે શાસ્ત્રનાં વચનો કહ્યાં. અને તે વચન મેં કંઠે કરી લીધાં છે તે જુઓ હું બોલું. એમ કહી બોલ્યો, ત્યારે એમણે કહ્યું કે, શેઠ! એનો અર્થ એમ નથી, પણ એવો છે કે, પુરુષ રોગગ્રસ્ત થાય અને અંતિમઅવસ્થા જણાય ત્યારે તમામ દવાનો ત્યાગ કરી એક ભગવાનના પાદોદક જળનું જ સેવન કરવું અને વૈદ્ય માત્રને પડયા મૂકી નારાયણ ભગવાન રૂપ વૈદ્યને સેવવા.

**हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम् ।**

ભગવાનના નામસ્મરણથી જ સર્વ રોગમાત્ર ટળી જાય છે.

**अच्युतानन्द गोविन्द नामुच्चारणभेषजात् ।**
**नश्यन्ति सकला रोगाः सत्यं सत्यं ब्रुवाम्यहम् ॥**

વળી ભગવાન વ્યાસજી પોતે કહે છે કે, હે **अच्युत हे गोविंद** હે અનાથનાથ, આવી રીતના ભગવાનના નામોચ્ચારણરૂપ ઔષધથી રોગ ટળી જાય છે. આ ખરેખર સત્ય વાત છે. પરંતુ તમને એ ભગવદ્વિમુખ અર્થનો અનર્થ કરી સમજાવ્યો, માટે તમે જરૂર ધર્મભ્રષ્ટ થયા. હવે તમે પ્રાયશ્ચિત કરી શુદ્ધ થાઓ. આ સાંભળી અશ્રુ ટપકાવતાં ગળગળે સ્વરે શેઠે કહ્યું. અરે પેલા ભણેલા ભૂતે મને ભમાવ્યો. બસ હવે પ્રાયશ્ચિત કરીને શુદ્ધ થઇ જાઉં.

સુજ્ઞ જનો! ગમે તેના જોગમાં રહેવું, ગમે તેના ભેળા બેસવું, ઉઠવું, એક બીજાના દુઃખે દુઃખી અને સુખે સુખી થવું; પણ

પોતાના ધર્મને બાધ આવે એવું વર્તન કયારેય કરવું નહિ. ગમે તેનો સંગ કરીએ તો તેને આપણો સંગ લગાડવો અને તેને કંઇક આસ્તિક કરી ભગવાનના માર્ગે વાળવો, પણ આપણે જ તેના વચનને અનુસરી તેના અવળા માર્ગને અનુસરવું નહિ.

એક ગામમાં સ્વામિનારાયણના સાધુ આવેલા. કથાવાર્તા કરે અને તેમના સત્સંગી તથા ગામના સારા સારા લોકો કથા સાંભળવા આવે, ત્યારે કેટલાક બુદ્ધિના બારદાન માણસોએ ભેળા થઇ વિચાર કર્યો જે આ સ્વામિનારાયણીઆં એના સાધુને બોલાવી કથાવાર્તા કરાવે છે, તો આપણે પણ આપણા સાધુને બોલાવી કથાવાર્તા કરાવીએ. આમ વિચારી એકમતના થઇ એક સાધુને બોલાવી કથા શરૂ કરાવી. ગામના કેટલાક લોકો તે બાવાજી પાસે કથા સાંભળવા જાય. હોકા ચલમુના ગોટા ઉડાડે, 'હરે હરેના' પોકારો કરે.

તેવામાં એક ગાંડો પટેલ બાવાજીને કહે, બાપજી! હું કાલે સ્વામિનારાયણના મંદિરમાં ગયો હતો. ત્યાં સાધુ કહે, હોકો, ચલમ કે બીડી કોઇએ પીવી નહિ અને જો હોકો બીડી પીએ તો એનું બહુ પાપ લાગે છે. આમ વાતું કરતા હતા, તેથી હું બાપજી! હોકો પીવાય કે નહિ? ત્યારે બાવોજી કહે, હોકા તો **અનાદિ કાલકા હૈ. વ્હો પીનેમેં કુછ દોષ નહિ હય, યહ સ્વામિજીકા નયે ધર્મ હય. વ્હો કયા સમજે?**

ઓ સ્વામિજીકા પંથવાલેકું તો હોકા, બીડી ઔર ચલમ પિનેવાલોંકા **નિંદા કરના એ હિ ઉસકા ધર્મ હય.** ત્યારે કેટલાક કહે, હેં ગુરૂમારાજ! શાસ્તરમાં ક્યાંઇ હોકાનું પરમાણુ હશે ખરૂં? ત્યારે પેલો હુડદંગ બાવોજી કહે, **યે સ્વામિજીકા સાધુ કયા જાને? દેખો ગીતામેં બી હોકા લીખા હય.** એમ કહી ગીતાજી બોલ્યો—

**॥ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या मयच्छति।**

પત્ર જો તમાકુ પત્ર, પુષ્પ જો ચલમ. પુષ્પ જેસી હયને.

ફૂલ જો નાહર પાની રહતે હય સો, ઔર તોય અંદરકા પાની અર્થાર્થ પત્ર, પુષ્પ, ફળ ઓર જલ જીસમેં રહતે હય. ઐસા હોકા મેરેકુ જો સમરપન કરતા હય, **તો મેં બ્હો મેમસે અંગીકાર કરતા હર્ડિ!** આમ બાવાજીએ ગીતાજીમાં પણ હોકો ખોશી ઘાલ્યો. પછી બધા કહે, ધન્ય ગુરુજી, ધન્ય! આવી રીતે નિરંતર આ બાવોજી વાતું કરે અને અક્કલના અધૂરા, હૈયાના ફૂટયા અને હોકા બીડીના વ્યસનીઓ ઘણા ભેળા થાય.

એક વખત તેઓ મોટા મોટા ભેળા થઇ વિચાર કર્યો જે, આપણા ગામમાં જ્યારે જ્યારે સ્વામિનારાયણના સાધુ આવે છે, ત્યારે ત્યારે પેલો પદમસી કાકો આપણને પરાણે પરાણે સાધુ પાસે વાતું સાંભળવા લઈ જાય છે અને આપણે એના સાધુની વાતો સાંભળવા જઇએ છીએ. એ પદમસી કાકો પોતાના સાધુનાંજ વખાણ કર્યા કરે છે, માટે આપણે પણ એમને અહીં આપણા સાધુ પાસે તેડી લાવીએ. ત્યારે બીજા કહે, એ કાકો અહીં નહિ આવે તો? ત્યારે તેઓ કહે, આપણે એને કહી દેવું કે આજથી અમો પણ તમારા સાધુનાં દર્શન કરવા કે વાતો સાંભળવા નહિ આવીએ. પછી બધા ભેળા થઈ એકમત કરી પદમસીકાકાને મળ્યા અને બાવાજી પાસે લઇ જવાનો આગ્રહ કર્યો. કાકે જાણ્યું જે, આ લોકો જડ છે. અને જો હું નહિ જાઉં તો આ કોઇ દહાડો આપણા મંદિરમાં પેસસે નહિ. વળી રખે આપણા સાધુને પણ ઉપાધિ કરે! માટે એની સાથે મળતું રાખવામાં લાભ છે. એમ જાણી કહ્યું કે, ભાઇ! રાતે હું દેખતો નથી, છતાં પણ જો તમારો આગ્રહ છે તો મને બે જણ તેડવા આવજો. હું આવીશ. અમારે તો ભગવી ચીંથરી બધિયે નમવાયોગ્ય છે. આમ કહી. પેલા ગયા અને બાવાજીને પણ આ વાત કરી. રાતે ડોસાને સાત આઠ માણસ તેડવા આવ્યા, ત્યારે કેટલાક સત્સંગી પણ સૌ ભેળા ચાલ્યા. સહુ બાવા પાસે આવ્યા. પદમસી કાકો બાવાને પગે લાગ્યા. બાવાજી પણ હસ્તે મોઢે **આઇઓ, ભગતજી આઇઓ,** એમ કરી બેસાડયા. લોકો કહે, ગુરૂ મહારાજ યહ બુઢા સ્વામિજીકા

બડાભક્ત હય.જ્ઞાની હય.ત્યારે હુડદંગજી કહે,સ્વામીજીકા બડાપંથ હય. ઉનકે સેવક લોક બડા અચ્છા હય. એમ કહીને વાર્તા કરવા મંડયો કે, ભગતજી! દેખો ભગવાન સત્ય હય, જગત સબ જુઠ હય, ઔર સાધુસંતનકી સેવા કરની યે હી ગૃહસ્થી લોગુંકા ધર્મ હય. ત્યારે પદમસીકાકો હાથ જોડી કહે, હા બાપજી, ખરી વાત છે. પછી લોકો કહે, પદમસી કાકા, તમે કંઈક પ્રશ્ન પૂછો. ત્યારે કહે, હું શું પ્રશ્ન પૂછું? ત્યારે ગુરૂ મહારાજ કહે, પ્રશ્ન પૂછનેસે કુચ્છ શંકા હોવે તો મીટ જાતી હય. લોકો કહે, કાકા! તમે સ્વામિનારાયણીઆ બહુ માની! તમને પ્રશ્ન પૂછતાં આવડે, પણ પૂછો નહિ. માન બહુ ખાવ અને અમને પૂછતાં આવડે નહિ. ત્યારે કાકે પ્રશ્ન પૂછયો, ગુરૂ મહારાજ! અમારા સાધુ જ્યારે હોય ત્યારે કહે છે કે, પેલો લઘુ કરવા ગયો છે, તે લઘુ કરીને આવ્યો કે નહિ? હું લઘુ કરવા જઉં છું. આમ જ્યારે હોય ત્યારે લઘુ-લઘુ બોલે છે તે એ લઘુ શું હશે? ત્યારે ગુરૂ મહારાજ કહે, વ્હો લઘુ તો સાધુ લોગનકી કુચ્છ ખાનેકી ચીજ હય. ત્યારે પદમસી કાકો તથા બીજા કેટલાક સમજુ અને સત્સંગી હતા તેઓ ખૂબ હસી પડયા. ત્યારે લોકો કહે, કેમ કાકા! બરોબર ઉત્તર થયો ને? ત્યારે કાકો કહે, બરોબર ઉત્તર થયો. પછી બધા કહે; બીજો પ્રશ્ન કહો. ત્યારે પદમસીકાકો કહે, આ ગુરૂ તો ધર્મરાજાના પાર્ષદ જેવા [જમ જેવા,] છે તેને હું શું પૂછું? ત્યારે બાવોજી કહે, નહિ, નહિ! ધર્મ રાજાકા પાર્ષદ તો હમારા ગુરૂમહારાજ હય. ત્યારે કહે, બાપજી! તમે તો પ્રજાપતિના હાથી જેવા મોટા છો. ત્યારે કહે, નહિ નહિ જો કેના હોવે સો ગુરૂમહાજકું કહો. હમતો ઉન્હી કૃપાસે છોટાસા પ્રશ્નકા ઉતર કર દીયા. ઉસમેં હમ કયસે ધર્મ રાજાકે પાર્ષદ ઔર પ્રજાપતિકા હાથી હો ગયે? કાકો બહુ હસ્યા. ત્યારે કેટલાક કહે, આ કાકો હસે છે બહુ, માટે ઉત્તર સાચો નહિ હોય, એમ ધારી ગુરૂમહારાજને કહે, ગુરૂમહારાજ! લઘુ ખાનેકી ચીજ હય વ્હો કુચ્છ શાસ્ત્રમેં પ્રમાણ હોગા? ત્યારે

કહે, હા હા વ્હો તો રામાયનમેં તુલસીદાજીને લીખા હય કે–

**કનક તજ્યો કામની તજ્યો, તજ્યો ધાતુકો સંગ;**
**તુલસી લઘુ ભોજન કરી, જીવે માનકે રંગ.**

દેખો ઇસમેં લઘુ ભોજન લીખા હય. ત્યારે પદમસીકાકો કહે, અહોહો મહારાજ! તમે તો મોટા લંબકર્ણ જેવા છો. આમ કહી બધા હસી પડયા.

આવી રીતે જેને લઘુની કે લંબકરણની પણ ખબર નથી, આવા જો ગુરૂ મળે તો મોક્ષ થાય કે મોક્ષ જાય? માટે જન્મ-મરણના હર્તા સત્‌પુરૂષો છે તેમને ઓળખીને જ સમાગમ કરવો તો જ મોક્ષ થાય અને એવા સત્‌ પુરૂષનો જોગ તો ઘણા પુણ્યવાળાને મળે છે. માટે આવાની શોધ કરી, જરુર તેમનો સમાગમ કરી, પોતાનું આત્મશ્રેયસ્કાર્ય સાધી લેવું.



# ॥ વિ ષ ય ખં ડ ન ॥



**॥ मोक्षस्य कांक्षा यदि वै तवास्ति
त्यजातिदूराद् विषयान् विषं यथा ॥**

જે મનુષ્યને જન્મ, મરણ, યમયાતના, ગર્ભવાસ, લક્ષ ચોરાશીનાં દુઃખોથી મુક્ત થવું હોય, કાળકર્મ ને માયાના પંજામાંથી છૂટવું હોય અને પરમાનન્દ પરમાત્માના પરમપદને પામી પરમ સુખિયા થવું હોય તેણે તો, **જેમ વિષ (ઝેર)નો ત્યાગ કરાય છે, તેમ વિષયનો ત્યાગ કરવો જોઇએ. વિષ ખાવાથી ખાનારનો નાશ કરે છે અને વિષય તો માત્ર જોવાથી, સ્મરણથી દેહનો, ધનનો, કીર્તિનો અને જીવનો પણ નાશ કરી નાખે છે.**

પંચવિષયના પદાર્થ અને પંચવિષયના સુખ તે નાશવંત, કાકવિષ્ટા જેવા કાખના મૂવાળા જેવા અને રાખના પડીકા જેવા અતિ તુચ્છ નિઃસાર દુઃખરૂપ અને કાળગ્રસ્ત છે. અનંત કાળથી આ જીવને ભવાટવીમાં ભમાવનારા, મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરનારા, ભગવાનથી અને મોક્ષદાતા સદ્‌ગુરૂથી વીખુટા કરનારા અને દુઃખદરીઆમાં ડુબાવનારા છે. જ્યાં સુધી પંચવિષયમાં પ્રીતિ છે, ત્યાં સુધી ભગવાનમાં પ્રીતિ થતી નથી.

મોક્ષમાર્ગની રૂચિ થતી નથી. અને ત્યાં સુધી જીવ કદી પણ સુખી થતો નથી. અને દુઃખી મટતો નથી.

ભકતના હ્રદયમાં વિક્ષેપ થવાનું કારણ પણ પંચવિષય જ છે. પંચ ઇંદ્રિયોનો આહાર મલિન થાય છે, તો ગમે તેવો યોગી, યતિ, ધ્યાની, જ્ઞાની અને ભજની હોય તોપણ ભાનસાન વિનાનો થઇ મલિન મનનો થઈ જાય છે. માટે દરેક મોક્ષના ખપવાળાએ

પંચઇંદ્રિયોના આહારમાંથી એકેય ઇંદ્રિયનો આહાર મલિન થવા દેવો નહિ. જો વિષયથી આપણે વેર કરીશું તો જ ભગવાન આપણા બેલી, રક્ષક અને સહાયક થશે.

પંચ ઇંદ્રિયોના આહારમાંથી કોઇ પણ ઇન્દ્રિયનો આહાર મલિન થાય છે તો અંતઃકરણ પણ મલિન થઈ જાય છે. અને તે ક્યારેય પણ સદ્ગતિને પામતો નથી. પણ ભૂત, પ્રેત, પિશાચ અને બ્રહ્મરાક્ષસ જેવી અસદ્ગતિને પામે છે. વિષયના સમ્બન્ધમાં રહીને નિર્લેપ રહે તેવો કોઈ થયો નથી. અને કોટી કલ્પે પણ એવો થવાને કોઇ સમર્થ નથી. વિષય તો કેવળ દુઃખના જ ભરેલા છે. તેમાં જરા પણ સુખ, સાર, કે શાન્તિ નથી. જો વિષયમાં સુખ કે સાર હોય તો મોટા મોટા રાજાઓ, રાજ્ય મૂકી વનમાં શા સારૂ ચાલ્યા જાય? વિષયમાં તો કેવળ દુઃખ, રોગ, શોક અને મ્હોત રહેલા છે.

**पतङ्ग मातङ्ग कुरङ्ग भृङ्ग मीना हताः पञ्चभिरेव पञ्च ।**
**एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पञ्चभिरेवपञ्च ।**

પતંગ, હાથી, હરણ, ભ્રમર અને મચ્છ આ પાંચને એકેકો વિષય છે. તો પણ તેનું મરણ નિપજે છે. તો જે પાંચેનું સેવન કરશે, તેનું કેમ કુશલપણું રહેશે?

આ જીવ દેવ મનુષ્યાદિકની યોનિમાં અનંત પ્રકારના વિષયસુખને ભોગવતો આવ્યો છે. તો પણ હજી તૃપ્તિને પામ્યો નથી. તો હવે આ અત્યુત્તમ મોક્ષના યોગને પામીને અલ્પાયુષથી આ દેહે શું વિષય ભોગવીને પૂર્ણ થવાશે? નહિ જ થવાય. પાતાળ સુધી પૃથ્વી ફાટી હોય તેને પાણીએ કરીને ભરવા માંડીએ તે ક્યારેય ભરાય ખરી? ન ભરાય. તેમ આ જીવને કોઈ કાળે વિષયની તૃપ્તિ થઇ નથી અને થશે પણ નહિ ને થવાની પણ નથી. વિષય તો ભગવાનથી વિમુખ રાખનારા છે. ભગવાન વિના બીજા વિષયનું ચિન્તવન કરતાં કરતાં જો દેહ પડે છે, તો કોટી કલ્પે પણ દુઃખનો અન્ત આવતો નથી. જ્યાં સુધી પુરુષને સ્ત્રી ભોગવવાની અને સ્ત્રીને પુરુષ ભોગવવાની વાસના રહેશે, ત્યાં સુધી કોઇ દિવસ એ ભગવાનના સુખને પામશે નહિ. પણ વારંવાર

જન્મ, મરણુ, ગર્ભવાસ, અને યમયાતનાદિક અનેકાનેકવિધ દુઃખોને પામશે. માટે દરેક આ ભારતની પૂનિતભૂમિમાં વસનારા ભગવાનના ભડવીર ભક્તોએ પૂર્ણ વિચાર કરીને વિષયથી પાછા વળવું અને ભગવાનમાં સંલગ્ન થવું.

## જેને વિષયનું ચિંત્વન નથી તે મ્હોટો છે.

જેમ વિષયીજીવને પંચ વિષયનું ચિંત્વન અખંડ થયા કરે છે, તેમ જેને ભગવાનનું અખંડ ચિંત્વન થાય અને વિષયનો ઘાટ જરા પણ ઉપડે નહિ તે જ મોટો પુરુષ, ભગવાનનો ભક્ત અને સમાગમ કરવાલાયક છે. ભગવાન વિના બીજા વિષયનું જે જે ચિંત્વન કરે છે, તે તો અતિશે અજ્ઞાની અને મહામૂર્ખ છે. કેમ કે સ્ત્રી, પુત્રને ધનાદિક પદાર્થ તો જે જે યોનિમાં જાય છે, તે સર્વેમાં મળે છે. પણ આવો મનુષ્યજન્મ, આર્યભૂમિ, અને મોક્ષદાતા સદ્ગુરુ અને સતૂશાસ્ત્રનો સમ્બન્ધ વારે વારે મળતો નથી. માટે હવે તો આ લોકના પંચવિષય સંબંધી ભોગસુખનો ત્યાગ એક ભગવાનના જ સુખભોગી થવું. ભગવાનને ઘેર અંધારૂં નથી. જેવું કરશું તેવું પામશું. વાવશું તેવું લણશું. માટે હવે તો કમર કસી સાવધ અને શૂરા થઈ નિર્વાસનિક અને નિર્મોહી થવાય એવું કરી લેવું. નાના, મોટા, ઉંચનીચ સર્વને ભગવાનના ધામમાં જાવું છે. માટે ભગવાનની પ્રસન્નતાનાં સાધન કરવામાં તૈયાર થઇ રહેવું. જો કે આયુષ્ય થોડી છે, કાળ બળવાન છે, રોગ અને શોકનું જોર કલિયુગને લઇને વધારે છે; પણ જો આપણે સાચા ભાવ કરવા માંડશું તો ભગવાન જરૂર આપણી મદદમાં ભળશે. આપણું અધુરૂં પુરૂં કરી દેશે. ભગવાન કર્મફળપ્રદાતા છે. તેથી આપણે જેવું કરશું તેવું ફળ આપશે. એમને પોતાનો પારકો કોઇ નથી. ભરતજીના પિતા ઋષભદેવ ભગવાન પોતે હતા. વળી ચક્રવર્તી રાજ્યનો ત્યાગ કરી વનમાં ગયા એવા વૈરાગ્યવાળા હતા. તો પણ જો તેમણે અંત વખતે ભગવાન વિના મૃગના બાળકનું ચિંત્વન કર્યું તો તેમને પણ ચાર પગ અને ટુંકી પૂંછડીવાળા મૃગ થવું પડયું. માટે હંમેશાં સત્યાસત્ય નિરીક્ષણ કરી સત્યને જ અનુસરવું.

# ।। લક્ષ્મી જેવો લક્ષ્મીવરનો ભાવ પુછાતો નથી ।।



આ લોકમાં સૌ લક્ષ્મીને ઈચ્છે છે. પણ લક્ષ્મીવરનો કોઈ ભાવ પુછતું નથી. એક વખત લક્ષ્મીજીએ ભગવાનને કહ્યું કે, સૌ મને માને એટલું તમને ન માને. ભગવાન કહે કે, એ તમે મને દેખાડી આપો. પછી લક્ષ્મીજી કહે, તમે જોગીરૂપી થઈ શહેરમાં જાવ અને હું બાવીરૂપ લઈને શહેરમાં આવું છું. આમ કહ્યું એટલે ભગવાન જોગીરૂપ લઇ શહેરમાં પેઠા અને ગામને ચોરે જઈને લોકોને યોગઐશ્વર્યથી કંઈક ચમત્કાર દેખાડવા માંડયા. અને ત્રણે કાળની વાત કહેવા માંડી; એટલે નગરશેઠ આદિક લોકો સહુ માનવાપૂજવા મંડયા. એવામાં બાવીરૂપ લક્ષ્મી શેઠના ઘરે જઇ પાણી પીવા માગ્યું. અને પીને પીવાનું પાત્ર સુવર્ણનું કરીને ચાલ્યાં. આ વાત ચાકરે શેઠને કહી, એટલે શેઠે તેને મળી જમવાની આજીજી કરી ઘરે તેડી લાવ્યાં અને કહ્યું કે, તમે તો સાક્ષાત જગદંબા જેવાં સમર્થ છો. માટે જમો અને અમારા પર પ્રસન્ન થાવ. પછી જમ્યાં કે જમવાનાં વાસણો સુવર્ણનાં થઈ ગયાં. શેઠે ઘણા દિવસ ઘરે રહેવાને કહ્યું, તો કહે, રહું પણ તમે જે બાવો રાખ્યો છે તે કપટી છે તો તેને ગધેડે બેસાડી ગામ બહાર કાઢી મૂકો તો હું રહું. છેવટે એમ કરવા ધાર્યું; એટલે પ્રભુ પોતાની માયાથી પોતે બાવીરૂપે થઇ ગયા અને બાવી સૌને બાવારૂપે દેખાવા લાગી. એટલે તેણે ઘણી ના પાડી તો પણ ગધાડે બેસાડી બહાર કાઢી. પછી ભગવાને બહાર આવી કહ્યું કે, કેમ છે? કોનો ભાવ પુછાયો? લક્ષ્મીજી કહે, ભાવ તો મારો જ પુછાયો, પણ તમે માયાએ કરીને મને જીતી. ભગવાન કહે, ખરી વાત, સૌ જીવ માયાના દાસ છે. તમને જ ઇચ્છે તે વાત ખરી છે.

## ।। સૌ સૌના મનમાં સૌ સવાશેર છે. ।।

••

દહીંસરા ગામની ભાગોળે એક ભીખારણ ડોસી અને તેનો છોકરો બેઠેલાં. ડોસી કહે, **ઉથી ઉથી હલ, ગોઠમેં ટુકડા મંગી અચ્યોં. હાલ હાલ ગામમાં માગી આવીએ. છોકરો કહે, હેવર નઇ અચ્યાં મુકે શીતોપે.** હમણાં નહિ આવું. મને ટાઢ પડે છે. આમ મા દીકરાને ઝઘડો ચાલે છે, ત્યાં તો ગામમાંથી કેસરો પટેલ દાતરડાં છોકરો ભૂલી જવાથી વાડીએ આપવા જતા હતા. તે ચોફાળ ઓઢેલો, પણ શીત ઋતુ હોવાથી તેને ધ્રુજતા દેખી બોલી કે, પીટયા મુંજે ઘરે આયો હિયેં, તડેજ લાડ કરીએં તોને ? મારે ઘરે આવ્યો છે. ત્યારે જ લાડ કરે છે ને ? પછી કેસરાભાઇ સામો હાથ કરીને આવા કણબીને ત્યાં જન્મ્યો હોત તો તારી ટાઢ કયાં રહેત ? જો જો બિચારો ગયઢો પણ કેવો કંપતો કંપતો વાડીએ મજુરી કરવા જાય છે. ? તને તો ફકત એક વખત ટુકડા માગવા આવતાં ટાઢ પડે છે. જુઓ પોતે સુખી અને પેલા સુખી પટેલને દુઃખી માને છે. ખરી વાત છે. જીવે મનથી માનેલું સુખ એ જ સુખ છે.



# ॥ સ્નેહરજ્જુનું બંધન એ જ ખરૂં બંધન છે॥



જેમ ઝેરમાં અને વિષ્ટામાં કંઈ માલ નથી, તો પણ ઝેરનો કીડો ઝેરમાં સુખ માને છે. અને વિષ્ટાનો કીડો વિષ્ટામાં સુખ માને છે.

ગીંગો અને ભ્રમર બે દોસ્ત હતા. ભ્રમર ગીંગાને વિષ્ટાની દુર્ગંધ છોડવા અને માનસસરોવરના કમળમાં આવવાને રાતદિવસ બોધ કરતો. છેવટે હા પાડી કે ભ્રમરે ગીંગાને ઉપાડી માનસ-સરોવરના સુંદર કમળમાં મૂકયો. કેમ મિત્ર, કેવી સુગંધ? ગીંગો કહે, ભાઇ મારા જેવી નહિ. આણે ઉપાડી બીજા, ત્રીજા અને ચોથા કમળ પર મૂકયો. તો પણ કહે કે, ભાઇ, તારૂં સુખ જોઇ લીધું; મને પાછો મારા ઘર ભેળો કર.

અને કહું છું કે તારૂં માની હું તારે ત્યાં આવ્યો અને હવે તું મારું માની મારે ત્યાં આવ, તો તને મારી ભોગ્ય વસ્તુના સુખની ખબર પડે. ભ્રમરે જાણ્યું આને રગેરગમાં દુર્ગંધ પેસી ગઈ છે. માટે પાણીમાં નવરાવું. આમ ધારી પાણીમાં એક બે ત્રણ ડૂબકી ખવરાવી કે ગીંગાભાઇના હાથ પગ પહોળા થઇ ગયા. ડાચું ફાટી ગયું. કહે, ભાઇ આ વિશ્વાસઘાત કે? ભ્રમર કહે, મિત્ર આ તો સ્નાન છે. પછી ગીંગાને જરાવાર તડકે તપાવી કમળ ઉપર મૂકયો. કેમ મિત્ર, સાચું બોલજે. કેવી સુગંધ? ગીંગો અહાહાહા! આ તો ઔર સુગંધ. પછી બીજે, ત્રીજે કમળે મૂકયો. ગીંગો કહે, ભાઇ આ તો ભારે સુગંધ

આવી રીતે ગીંગો પ્રથમ વિષ્ટામાં આનંદ માનતો તેવો જ કમળમાં આનંદ માની રહ્યો છે તેવામાં સાંજ વખતે વનગજો જળક્રીડા કરવા આવ્યા અને સૂંઢથી કમળને લેવા મંડયા, ત્યારે ગીંગો ભ્રમરને કહે કે, ભાઈ અહીં સુખ ઘણું છે. પણ માથે

મરણ આંખ્યો ફાડી આપણા સામું જોઈ રહ્યું છે. હાથી હમણાં આપણો કાળ કરી નાખશે.

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं ।
भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ॥
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे ।
हा हेति हन्त नलिनीं गज उज्जहार ॥

ભ્રમર કહે, મિત્ર હમણાં રાત્રિ જતી રહેશે, પ્રાતઃકાળ થશે. સૂર્ય ઉદય પામશે, કમળો ખીલશે અને આપણે મજા કરીશું! તું કંઇ ચિંતા ન કર. આમ કહે છે ત્યાં તો એ જ કમલ આવ્યું હાથીની સુંઢમાં, ત્યારે ભ્રમર.

बन्धनानि खलु सन्ति बहूनि प्रेमरज्जु दृढबन्धनमेव ।
दारुभेदनिपुणोऽपि षडंघ्रिर्निष्क्रियो भवति पङ्कजकोशे ॥

મરતાં મરતાં બોલ્યો કે, આ લોકમાં અનેક પ્રકારના બંધનો છે, પણ પ્રેમરજ્જુ જેવું કોઈ મજબુત બંધન નથી. હું ગમે તેવા મોટા કાષ્ટને વીંધી આરપાર જાઉં એવો બળીઓ હું, પણ આ કોમળ કમળના પાંદડાંમાં સ્નેહરજ્જુથી બંધાયો તે છૂટી શકયો નહિ. તેથી હું મારા મિત્રસહિત મૃત્યુને પામું છે. માટે આ જીવ દુઃખમાં સુખ માની બંધાઈ ગયો છે. તેથી એમાંથી ઉખડી શકતો નથી. છેવટે કાળને વશ થાય છે.



## ॥ દ્રવ્ય એ જ સર્વ દુઃખનું મૂળ છે ॥



આ લોકમાં જે દિવસથી પૈસાનું ચલણ થયું છે, તે દિવસથી જ કલિયુગનું મંગલાચરણ થયું જણાય છે. શાસ્ત્રમાં અર્થને જ (ધનને જ) અનર્થમાત્રનું મૂળ કહ્યું છે.

॥ अर्थमूलानि दुःखानि ॥

પૈસો એ જ સર્વ દુઃખોનું મૂળ છે. ક્લેશ, કંડવાશ, કુસંપ કપટ, અદેખાઇ વગેરે પૈસામાંથી જ થાય છે. અર્થમાં અઢાર અનર્થ ભર્યા છે. અનર્થ સિવાય અર્થ પ્રાપ્ત થવો કઠિન છે.

कान्ताकनकसूत्रेण वेष्टितं सकलं जगत् ।
तासु तेषु विरक्तो यो द्विभूजः परमेश्वरः ॥

કાન્તા જે સ્ત્રી અને કનક જે દ્રવ્ય એ બે રૂપી દોરડાએ કરીને આખું જગત બંધાએલું છે, એ બેથી જે વિરક્ત હોય તે બે હાથવાળો પરમેશ્વર છે. જેમ પરમાત્મા મળે અને મોક્ષ થાય તેમ તેવા પુરૂષો મળે તો જરૂર મોક્ષ થાય. માયા, સ્ત્રી અને દ્રવ્ય એ બે રૂપે થઇ સર્વને મોહ ઉપજાવી અવળે માર્ગે ચડાવી રહી છે.

કાન્તા અને કનક એ બેમાંથી કાન્તાનો મોહ કેવો છે અને તેમાં ફસાવાથી કેવા અનર્થો અને અપકીર્તિ થાય છે તે આપણે આગળ ઘણે ઠેકાણે વાંચી ગયા છીએ. સ્ત્રી અને ધનમાંથી કેવી પાયમાલી થાય છે તે જોઇએ છીએ.

મહાભારતમાં કલિયુગની આખ્યાયિકામાં જણાવ્યું છે કે, ભારતભૂપતિ મહારાજા પરિક્ષિતે જ્યારે પોતાના રાજ્યમાં ગુપ્તપણે કલિનો પ્રવેશ જોયો, ત્યારે એને બહુ ક્લેશ થયો.

## ॥ राजा कालस्य कारणम् ॥

રાજા કાળનું કારણ હોઇને એ કલિની શોધમાં નિકળી પડે છે. અંતે કલિનો ભેટો થાય છે. અને તેને મારવા, તૈયાર થાય છે. ત્યારે તે અત્યંત નમ્ર થઈ ગદ્દગદ્દ વાણીથી કહે છે, હે રાજન! હું તારો ચોર તેથી તું મને મારી શકે, પણ જો તું મને મારીશ તો તને મ્હોટું પાપ લાગશે. કારણ જીવનો મોક્ષ બીજા યુગ કરતાં મારા યુગમાં સહેલો અને સત્વર થઇ શકે છે.

## ॥ कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत् ॥

હે રાજન! હું સકળ દોષમાત્રની ખાણ છું, પણ જીવનો મોક્ષ કરવો એ મહાન ગુણ મારામાં છે. જપ, તપ, વ્રત એ મહાન દુષ્કર સાધનો સાધ્યા વગર મારા યુગમાં માત્ર ભગવાનના કીર્તનથી જ જીવ મોક્ષગતિને પામી જાય છે. માટે જો મને હણીશ તો જીવનો મોક્ષ થતો અટકી જશે. તો એ તને મહાપાપ લાગશે. માટે તું મને કહે ત્યાં પડયો રહું. છેવટે પરિક્ષિતે તેને નહિ મારતાં સુવર્ણમાં વાસ આપ્યો. આ ઉપરથી સુવર્ણ અથવા ધન એ કલિનું ઘર છે.

કલિયુગનો શબ્દાર્થ એ છે કે જે યુગમાં બહુ કલેશ થાય તેનું નામ કલિયુગ કહેવાય. જુઓ, અત્યારે બાપબેટામાં કલેશ, પતિપત્નીમાં કલેશ, સાસુવહુમાં કલેશ, ભાઇભાઇમાં કલેશ, કુટુંબમાં કલેશ, ગામમાં અને દેશમાં કલેશ, અરે! ધર્મ-સંપ્રદાયમાં કલેશ, સાધુસાધુમાં કલેશ, ગુરૂચેલામાં કલેશ, આમ સર્વત્ર કલેશ, કલેશ ને કલેશનું વાતાવરણ વ્યાપી રહ્યું છે.

હાલ દુનિયા પર કરાળ કલિકાલનું સામ્રાજ્ય ચાલી રહ્યું છે. અને સર્વમાં કલેશનું મૂળ કારણ સ્ત્રી અને ધન એ બે જ છે. મોટી મોટી કોર્ટોમાં પણ આ બે સિવાયનો કેસ ભાગ્યે જ હશે. મારામારી, કાપાકાપી, ચોરી અને લૂંટફાટ વગેરે સ્ત્રી અને ધન

એ એને જ આભારી છે. જર, જમીન અને જોરૂ આ ત્રણે કજીઆનાં મુખ્ય કારણ છે.

પૃથ્વીપરના ભૂતકાળના વિગ્રહો અને હાલના વિશ્વયુદ્ધ જેવા મહાન વિગ્રહો પણ અર્થની ખાતર થયા છે અને થાય છે. અર્થ એ જ સર્વ દુઃખનું, સર્વ દોષનું, સર્વ વિઘ્નનું અને સર્વ કુસંપનું મુખ્ય કારણ છે. તે અર્થને સંપાદન કરવામાં દુઃખ, સાચવવામાં દુઃખ, વાપરવામાં દુઃખ, એમ અનેક પ્રકારે દુઃખ, દુઃખ ને દુઃખ જ રહ્યું છે.

॥ व्यापारे वसति लक्ष्मीः ॥

પૈસો પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ વ્હેપાર છે. વ્હેપારથી જ પૈસો વધે છે, પણ સવાયા દોઢા કરે ત્યાં સુધી જ વેપાર ફળે છે. પણ જો અન્યાય, પાપ કે દયાનો ડર મૂકી લોભી-લાલો બને, તો તેનો વ્હેપાર વાયુને વેગે ઉડી જાય છે, માટે નિયમમાં રહીને પ્રભુથી ડરીને વ્હેપાર કરવો. હરામનાં નાણાં પચતાં નથી, રહેતાં નથી, અને હકનાં હોય તેને પણ ઉઠાવી જાય છે.

निजवृ[illegible]द्यमप्राप्तधनधान्यादितश्च तैः ॥
अर्प्यो दशांशः कृष्णाय विंशोंशस्त्विह दुर्बलैः ।

દરેક ગૃહસ્થે પોતાની વૃત્તિને ઉદ્યમ થકી પામ્યું જે ધન-ધાન્યાદિક તેનો દશમો ભાગ અગર વિસમો ભાગ કાઢીને પોતાના ઇષ્ટદેવ ભગવાન શ્રી હરિને સપ્રેમ સમર્પણ કરવો. તો શેષ રહેલું ધનધાન્યાદિક તે સર્વ નિર્ગુણ તથા ભગવાનની પ્રસાદીનું કહેવાય.

પરન્તુ જગતમાં તો પૈસાનું જ રાજ ચાલી રહ્યું છે. પૈસો એ જ પરમેશ્વર થઇ પડયો છે. વસુ વગરનો નર, પશુ ગણાય છે.

टकाकर्म टकाधर्मष्टका हि परमं पदम् ।
यस्य करे टका नास्ति हा टका टकटकायते ॥

સર્વત્ર પૈસો એ જ કર્મ, પૈસો એ જ ધર્મ અને પૈસો એ જ પરમપદ છે. પૈસા વિનાના મનુષ્યો, હાય પૈસો, હાય પૈસો કહી પેટ કૂટયા કરે છે.

यस्यास्ति वित्तं स नरः कुलीनः ।
स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ॥
स एव वक्ता स च दर्शनीयः ।
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥
वयोवृद्धास्तपोवृद्धा ज्ञानवृद्धास्तथापरे ।
ते सर्वे धनवृद्धस्य द्वारे तिष्ठन्ति किङ्कराः ॥

જેની પાસે પૈસો છે તે જ વિદ્વાન, જ્ઞાની, પંડિત, ગુણીયલ, અને તે જ સેવવાયોગ્ય છે. માટે હાલ ધર્મજમાનો નથી, પણ ધનજમાનો છે. જુઓને વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વિદ્યાવૃદ્ધ જેવા પણ ધનવૃદ્ધ (ધનાઢય) પુરૂષોને ત્યાં કિંકરની પેઠે હાથ જોડી ખડા રહે છે. માટે આ જમાનામાં સહુ પૈસાવાળાનો જ ભાવ પૂછે છે, તેનું જ વચન માને છે. અને તેને જ પૂજ્ય અને માન્ય ગણે છે. આગળ ધર્મનો ભાવ પુછાતો. અત્યારે ધર્મને તો જ્યાં હોય ત્યાંથી ધકકે મરાય છે. અને ધનનું જ આવાહન થાય છે. ધન માટે અનર્થ કરવા તૈયાર થઇ જવાય છે.

ગોર યજમાનની કન્યાને તેડીને આવતો હતો. રસ્તામાં બાઇ કહે, ગોરભા, કાં તો આ છોકરૂં તેડો, કાં તો આ પોટલી ઉપાડો. ત્યારે ગોરે પોટલી લીધી. પેલી કહે, સાચવજો હોં, મહીં જોખમ છે. મારા પોતાના બધાંય ઘરેણાં છે. ગોરે જાણ્યું જે ગોળનું ગાડું વગર મહેનતે મળતું હોય તો શું કામ જવા દેવું ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ને મોઢું ધોવા જાય એ તો મૂર્ખ કહેવાય ! આમ ધારી ગોરનું મન બગડયું. અને આનું શું કરવું એ વિચાર કરતાં રસ્તામાં એક કૂવો આવ્યો. ગોર કહે. વિસામો ખાવો છે; અને પાણી પીવું છે. માટે આપણે અહીં

બેસીએ. અને લે આ દોરીલોટો કૂવેથી પાણી ભરી આવ. પેલી બાઇ કૂવે પાણી સીંચવા લાગી; એટલે આ ઉઠીને તેની પાસે ગયો. અને નજર ચુકાવી ધક્કો માર્યો, પણ **રામ રાખે તેને કોણ ચાખે? જેને પ્રભુ પાંસરો તેને વેરી આંધળો.**

પેલીને હાથમાં વડવાઇનાં મૂળીઆં આવ્યાં તે બચી ગઈ. પછી બરાડા પાડવા અને કરગરવા મંડી, પણ જમ જેવા નિર્દય મનના અને ધન દેખી અંધ બનેલા ગોરને તો દયા ક્યાંથી હોય? એણે જાણ્યું જે ગજબ થયો. હમણાં કોઇક આવી જશે અને ખબર પડી જશે, તો ભોગ મળશે. પછી કૂવાના કાંઠે પથરો હતો તેને ઉપાડી તેના માથે નાંખી મારી નાખું. આમ ધારી પથરો ઉપાડવા જાય છે ત્યાં તો તેનો કાકો કાળોનાગ વાટ જોઇને બેઠેલો તે હાથે વળગ્યો. તેને તરછોડયો તો ઉછળીને ફેર પગે વળગ્યો કે પેલો તો પડી. પોતાનાં પાપકર્મનાં ભાતાનું પોટલું બાંધી યમપુરીની યાત્રાએ સીધાવી ગયો. અને ખરૂં પોટલું પડયું રહ્યું. પેલી મહીં રાડો પાડે અને બહાર રહેલી તેની નાની છોડી રડતી રડતી માનો શબ્દ સાંભળી કૂવા તરફ જાય એટલે પેલો સર્પ આડો ફરી ફૂંફાડા મારે કે છોડી રાડ પાડી પાછી ભાગી જાય. આમ પેલી બરાડા પાડે અને છોડી બહાર બરાડા પાડે. તેવામાં કોઈક ઘોડેસ્વાર વટેમાર્ગુ આવી ચડયો અને શબ્દ સાંભળી નીચે ઉતરી કૂવામાં જોયું અને પૂછયું તો પેલીએ બધી વાત કરી કે પેલાએ ગામને ખબર આપી અને લોકો ભેળા થઈ તેને કાઢી ઘરેણાંની પોટલી અને છોડી તેને સોંપીને તેના ઘરે પહોંચાડી દીધી. આમ ધન મહા અનર્થનું કરાવનારૂં છે.

**न वित्तं दर्शयेत् प्राज्ञः कस्यचित् स्वल्पमप्यहो ।**
**मुनेरपि यतस्तस्य दर्शनाच्चलते मनः ॥**

માટે કોઇએ પણ જરા સરખું ધન કોઇને દેખાડવું નહિ, કેમકે તેને જોવાથી મોટા મુનિનું મન પણ ચલાયમાન થઇ જાય છે. માટે અનર્થના મૂળકારણભૂત દ્રવ્યથી નિરંતર ડરતા રહેવું.

# આ દેહ ચારે પુરુષાર્થને આપવાવાળો છે



**पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।**
**एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥**

ધન, ધામ કુટુંબ, પરિવાર, સ્ત્રી કે ગામગરાસ આ સર્વ નાશ પામ્યા પછી જ્યાં જ્યાં જન્મ થશે, ત્યાં ત્યાં પાછો પ્રાપ્ત થશે. પણ આ ભરતખંડભૂમિના આંગણામાં સર્વાંગે સંપૂર્ણ માનવદેહ મળેલો તે ગયો તો પાછો મળવાનો નથી. માટે અત્યંત દુર્લભ આ દેહવડે શ્રેયસ્સાધન સાધી લેવું.

**अर्धग्रस्तोऽहिना भेको मक्षिकामत्तुमिच्छति ।**
**कालग्रस्तस्तथा जीवः परपीडाधनादृतः ॥**

દેડકો સર્પના મોંમાં અર્ધો પેઠો હોય, તો પણ માંખને પકડવા વલખાં મારે છે. તેમ આ જીવ કાળરૂપ સર્પના મુખમાં પડયો છે તો પણ બીજાને દુઃખ દેવા અને તેનું ધન લઇ લેવા પ્રયત્ન કરે છે.

**अहन्यहनि भूतानि गच्छन्ति च यमालयम् ।**
**शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतःपरम् ॥**

માણસો પોતાના ધન, ધામ, કુટુંબપરિવારાદિકને છોડીને પરલોકે ચાલ્યા જાય છે. જુવે છે તો પણ અરેરાટી થતી નથી, પણ મરનારની મીલ્કતને કબજે લેવાની યુક્તિપ્રયુક્તિઓ કરે છે. પણ વિચાર થતો નથી કે આ મારાથી નાની વયનો ચાલ્યો ગયો તો હું મોટી વયનો કયાં સુધી રહીશ? આમ પોતાને પોતાનું મરવું સુઝતું નથી. અને અન્યાય, અધર્મ અને કૂડકપટમાંથી પાછું વળાતું નથી. એ જ ખરૂં આશ્ચર્ય છે! સ્મશાનમાં મરનારાને

અગ્નિદાહ થતો જોઇ ક્ષણિક વૈરાગ્ય થાય છે. અરેરે ! આ બિચારો નાની વયમાં બધુંયે મૂકી ચાલ્યો ગયો, તો આપણે ક્યાં સુધી રહીશું ? માટે હવે તો જેમ બને તેમ આ લોકનાં ભોગ, દેહ, દેહના સંબંધીમાંથી વૃત્તિ તોડીને એક ભગવાનમાં વૃત્તિ જોડી દેવી. હવેથી પાપકર્મ છોડી સદ્‌કર્મ કરી લેવાં. આમ સ્મશાનિયો વૈરાગ્ય થાય છે. પણ ઘેર આવ્યા કે બધું ભૂલી જવાય છે. ઉલટા મરનારાના ધનધામાદિક કેમ હાથમાં આવે એવા જ ઉપાયો કરાય છે.



# ॥ જીવની મૂર્ખતા ॥

ઃ

આ જીવને સુખ ભોગવવું સારૂં લાગે છે, પણ સુખનું સાધન કરવું સારૂં લાગતું નથી. દુઃખ ભોગવવું સારૂં લાગતું નથી પણ દુઃખનું સાધન કરવું સારૂં લાગે છે અને જગતમાં તો કેવળ દુઃખ જ છે. દુઃખનો દરિયો સર્વત્ર રેળાયેલો છે, તેમાં જરા પણ સુખ નથી. પણ જીવને ભ્રમણરોગ થયો છે, તેથી દુઃખ મનાતું નથી. જેમ અફીણીઆને અફીણમાં સુખ મનાયું છે, જોકે અફીણ કડવું, કાળું, મોંઘુ અને મરણ ઉપજાવનારૂં છે; સાકર સારી, સસ્તી, સફેદ અને ગળી છે, પણ તેમાં અફીણીઆને અફીણ જેટલી પ્રીતિ થતી નથી.

આવો સત્સંગ પરમકૃપાળુ પરમાત્માની કૃપા સર્વાંગ સંપૂર્ણ ઉચ્ચકુળમાં જન્મ, દેહનિર્વાહનું પૂરતું સાધન આટલું મળ્યા છતાં જેમ છે તેમ સમજતો નથી અને સુધાબોધને સ્વીકારતો નથી; અને રાત્રિદિવસ સ્ત્રીપુત્રાદિકના પોષણ માટે બીજા કરતાં પોતે સવાયા બનવાને માટે આ લોકનાં દ્રવ્યાદિક ભોગ્ય ભોગોને સંપાદન કરવા માટે કુડ, કપટ, અન્યાય, અધર્મ, દંભ પ્રપંચાદિક કર્યા કરે છે. તેને નીચ, પાપીષ્ટ અક્કલના ઊઠેલા અને આત્મઘાતી જાણવા. મનુષ્ય-ધર્મનું ભાન મૂકી રાની પશુ સમાન વર્તે છે; તેથી તેના કાળજાને કૂતરા ખાઈ ગયા છે. માટે હંમેશાં કથા, વાર્તા કીર્તન, ધ્યાન અને ભજન એ પાંચમાં જ જીવ પરોવી દેવો.



## ॥ જગતમાં સહુને પોતાનું સારૂં લાગે ॥



રાજાએ પોતાના દિવાનને પોતાનો કુંવર દેખાડી કહ્યું કે, આ કુંવર જેવો કોઇ રૂપવંત બાળક હશે? હા જી. બહોત હોયેંગે. તો કહે લેઈ આવ હું દેખું. દીવાન જાતનો સીદી હતો. તેણે પોતે ઘણાનાં છોકરાં જોયાં, પણ પોતાના છોકરા જેવો કોઇ રૂપાળો ન દેખવાથી પોતાના છોકરાને શણગારી લાવીને રાજાને આપ્યો. ખાવિંદ દેખ લીયો. એહી લડકેકી કેસી ખૂબસુરતી હય. રાજા સમજી ગયો કે સહુને પોતાનું સારૂં લાગે. નહિતર વાણીયાબ્રાહ્મણનાં છોકરાં કયાં થોડાં હતાં? છતાં કાળા મોઢાવાળો, જાડા હોઠવાળો અને વળી ગએલા કેશવાળો દેખાડયો.

**મુરખને ઉપદેશ આપવો નહિ.** હજામે દિવાનને કહ્યું કે તમારૂં મોઢું કાળું, કેશ વળેલા અને હોઠ જાડા તે સારૂં લાગતું નથી. હજામ રાજાનો માનીતો તેથી અને દિવાન જાતનો સીદી એટલે ક્રોધ તો ચડયો, પણ કહી શકયો નહિ. પછી કહે, મોઢું સારૂં નથી એ તું જ કહે છે કે બીજો કોઈ? તેણે કહ્યું, જુઓ આ અરીસો કહે છે. પછી તેણે અરીસામાં મોં જોયું. હજામ કહે, કાં બરોબર છે ને? એટલે આને ક્રોધ કરી કહે, તું મારૂં કાળું મોઢું દેખાડનાર કે? એમ કહી દર્પણ પછાડી ફોડી નાખ્યું.



## ।। વ્હો બકરી મેરી હય એમ ન કરવું ।।



એક સન્યાસી સદાય ઉપદેશ આપતો કે સ્ત્રી જુઠ હય. પુત્ર જુઠ હય. ધન, ધામ કુટુંબ પદાર્થ સબ જુઠ હય. એમ બોધ કરતો. પણ એક દહાડો તેની બકરી મરી ગઇ કે રોવા લાગ્યો. સેવકોએ કારણ પૂછયું, તો કહે મેરી બકરી મર ગઈ. સેવકો કહે, અરે ગુરુમહારાજ, સબ જુઠ હય, સબ જુઠ હય, એમ અમને બોધ આપો છો અને બે રૂપીઆની બકરી મરી ગઈ તેમાં આટલું રૂઓ છો ? તો કહે, **ચલ બે સાલે, વ્હોતો મેરી થીને ? તેમ આપણે લાંબા હાથ કરી બીજાને બોધ કરીએ છીએ, પણ વખત આવ્યે, વ્હો બકરી મેરી હય, એમ થઈ જાય છે.** માટે હંમેશાં બોલવું તેવું જ વર્તવું. તો જ સામાને અસર થાય અને પોતાના વર્તનથી પોતાની પ્રતિષ્ઠા પણ વધે.



# એક પુરૂં કરવા જતાં બીજા નવ્વાણું જાગે છે



વ્હાલા પાઠકો! પાઠિકાઓ! આ લોકમાં રહ્યા તેટલું રહે-વાનું નથી. આ ક્ષણભંગુર શરીરનો ક્ષણિકનો પણ નિર્ધાર નથી; માટે જ્યાં સુધી શરીર સ્વસ્થ અને સશક્ત હોય ત્યાં સુધી શ્રેયસ્કાર્ય અવશ્યપણે સાધી લેવું. આ લોકમાં કોઈ પરવારી પ્રભુ ભજ્યો નથી. તેમ કોઇનું પુરૂં થયું નથી, પણ એક સાંધતાં તેર તૂટે છે. એક પુરૂં કરવા જતાં બીજાં નવ્વાણું જાગી ઊઠે છે.

વણઝારાની પોઠ ભેગો શરીરનો હૃષ્ટપુષ્ટ બનેલો એક માણસ નોકર રહ્યો તેને દિવસે પોઠ પાછળ ચાલવું, રાત્રિએ ઉભે પગે પોઠીઆઓની ચોકી કરવી અને સોએ પોઠીઆ બેસે ત્યાર પછી બેસવું. આવી શરતથી રહેલો, પણ બે ત્રણ દહાડા થયા તોય બધા પોઠીયા બેઠા નહિ અને બધા સાથે બેસે એવું કેમ બને? આ તો ખૂબ થાકી ગયો, કંટાળી ગયો. તેમાં એક દહાડો નવ્વાણું બેઠા અને એક નાનું ગરીબડું અપોચીયું પોઠીયું ઉભું રહ્યું. આ બુદ્ધિના બારદાને જાણ્યું કે હાશ! આજ કાંઈક બેસ-વાનો વારો આવે એવું જણાય છે. આમ ધારી ઉભેલાની પાસે જઇ માથે હાથ ફેરવવા માંડયો; બાપા! બેસી જા, કંઇક દયા કર. આજ ત્રણ દહાડે મને કંઇક બેસવાનું મળે, આમ કહ્યું. પણ આ તો કાન પટપટાવી પૂછડું ઊંચુ કરી ઉલટો સચેત થયો. આ અક્કલના ઊંટે જાણ્યું કે, આ નવ્વાણું બેઠા છે તો લાવને આ એકને હું જ બેસાડી દઉં! આમ ધારી તેના પગ ઝાલ્યા, એટલે પેલો ધબ દઇને પડયો હેઠો. ત્યાં તો તેના ધબકારાથી પેલા નવ્વા-ણુંયે ભડકી ઊભા થઇ ગયા. પેલો તો હાય! હાય! ઓય બાપ! આ તો ગજબ થયો. એક બેસાડતાં નવ્વાણું ઉઠી ગયા. હવે કયાંથી બેસવાનો કે ઊંઘવાનો વખત મળે? તેમ આ લોકમાં એક કામ પૂરૂં કરવા જતાં ઓચિંતા અને અણધાર્યા બીજા નવ્વાણું જાગે છે.

## ।। પોથી માંહેલાં વંતાક જેવું ન કરવું ।।



એક બ્રાહ્મણ કથા કરતો હતો. તેમાં બારશને દિવસે વંતાક ન ખાવાં, એમ વાત આવી. તેને સાંભળી તેની સ્ત્રીએ નિશ્ચય કર્યો કે બારશને દિવસે રીંગણાંનું શાક કરવું નહિ. આ વાતને બે ચાર દિવસ થયા અને ભગવાનને કરવું તે બારશને દિવસે કોઈકે પોથી ઉપર વંતાક મૂકયાં. હવે કથા ઊઠયા પછી બાઈ વંતાક ઘરે લઈ ગઈ, પણ શાક કર્યું નહિ. ભટ્ટજી ખાવા બેઠા, વંતાકનું શાક દેખ્યું નહિ. એટલે ખીજાયા. વંતાકનું શાક કેમ કર્યું નથી ? તો કહે, તમે કથામાં ના કહી હતી તેથી ન કર્યું. તો કહે, રાંડ એ તો પોથી માંહેલા વંતાકનું શાક ન થાય, પણ આ તો થાય, આની ના નથી. તો કહે, હવેથી કરીશ, તેમ ઊંચે આસને બેસે, લાંબા હાથ કરી ઉપદેશ કરે, પણ પોતે તો પોથી માંહેલા વંતાક જેવું કરે ? તો એની કથાવાર્તા અને ઉપદેશમાં શી અસર થાય ? માટે કહેણી તેવી રહેણી રાખવી.



## ।। આ જીવ મુખીના છોકરા જેવો ડાહ્યો છે।।

મુખીએ પોતાના છોકરાને મોટી ધામધુમથી પરણવા બેસાર્યો. મોટા મોટા માણસોને બોલાવેલા. ધામધુમ થઇ રહી છે. ગીતો ગવાય છે. તેવામાં ગામને ચોરે મદારી માંકડાં રમાડવા આવ્યો. તેની ડુગડુગી સાંભળી કે છોકરો એકદમ બેઠો થયો બાપા મારે પરણવું નથી, મારે તો માંકડાં જોવા જવું છે. એના બાપે હાથ ઝાલી બેસાર્યો, સમજાવ્યો; તો પણ કહે, મારે સાટે તમે પરણો મારે તો માંકડાં જોવા જવું છે. છેવટે માર્યો, તો પણ માન્યું નહિ. પછી જેમ તેમ ફેરા ફેરવી લીધા. તેમ આ જીવ ભગવાનને વરવા સત્સંગરૂપ પાટલે બેઠો છે, તો પણ આ લોકનાં માંકડાં જોવા સારૂ હડીઓ કરે છે. સંત અને સત્‌શાસ્ત્ર સમજાવે છે કે આ લોકમાં સુખ સાર, કંઇ જોવા જેવું કે ભોગવવા જેવું નથી. છતાં જીવ ન માનતાં સત્સંગ પાટલેથી ઊઠી ભગવાનને મૂકી સંસારમાં સુખ લેવા ઘોડા કર્યા કરે છે. માટે મુમુક્ષુએ મુખીના છોકરા જેવું ન કરવું.



## ॥ જગત તો દેખાદેખી ચાલવાવાળું છે ॥



જગત તો અન્ધ શ્રદ્ધાળુ છે. દેખાદેખી ચાલવાવાળું પણ વિચાર કરવાવાળું નથી. એક બ્રાહ્મણે વિચાર કર્યો જે, આમ ચપટી માગે પુરૂં થાય નહિ, માટે લાવ કંઈક ઉપાય કરૂં. જગત તો **ઝુકાનેવાલા હોવે તો ઝુકનેમેં તૈયાર હૈ.** આમ ધારી ખાટલાના પાયાને તેલસીંદુર ચડાવી હાથમાં લઈ સવારથી દશ વાગ્યા લગી ગામમાં ઘરોઘર ફરે અને બોલે જે, **'ઊઠો બાઇઓ! પૂજો પાયો આ ભીમનાથનો ભલેરો ભાયો આયો'** આ ભીમનાથનો ભલોભાઇ છે, માટે ઉઠો પઈપૈસો ભેટ મૂકો, તેલ સીંદુર ચડાવી પૂજો! તમારી કામના પુરી કરો. આમ બોલતો અને ફરતો. લોકો અંધપરંપરા ચાલવાવાળા તેથી તેને તેલસીંદુર ચડાવે, પઇ-પૈસો ભેટ મૂકે, પગે લાગે આમ તે બ્રાહ્મણે પાયો પૂજાવી કેટલાય પૈસા ભેળા કરી લીધા. માટે સુજ્ઞજનો, તમો સહુ સત્યાસત્યના નિરીક્ષક બનજો.



## ।। માન જેવું જીવનું બુરૂં કરનાર કોઈ નથી ।।



માનથી બુરૂં થાય છે તેવું બીજા કોઇ દોષથી બુરૂં થતું નથી. મોક્ષમાર્ગનો મહાન વિરોધી એવું જે માન તેને ઓળખીને તેનાથી દૂર રહેવું. કામી હોય તે તો નિર્માનીપણે સત્સંગમાં પડયો રહે છે, પરંતુ માની હોય તે તો જરૂર સત્સંગમાંથી પડી જાય છે. ભગવાનનો ભક્ત હોય અને ભગવાનને ભજવા પામવા જાતે જ ઘરબાર, સગા, સંબંધી અને કુટુમ્બપરિવાર એ સર્વનો ત્યાગ કરી, ત્યાગી થઈ, ભજન–ભક્તિ કરતા હોય, પણ તેમાં કેટલાક માની ભક્તો હોય તેમને માન વિના એકલી ભગવાનની ભક્તિ કરવી સારી લાગતી નથી. દંડવત્, પ્રદક્ષિણા, માળા, ધ્યાનભજન કે સેવા એ આદિક કરવામાં પણ કોઇ માન આપે અને વખાણે તો તે કરવું સારૂં લાગે અને તેમાં વધારો કરવાનું તાન થાય. માટે ભગવાનની પ્રસન્નતાના સાધનો સાધવામાં પણ માનનો સ્વાદ આવે ત્યારે જ તે કરવું સારૂં લાગે છે.

જેમ શ્વાન સૂકા હાડકાને એકાન્તે લઈ જઈને કરડે, પછી તેણે કરીને મોઢું છોલાય અને હાડકું લોહીવાળું થાય ત્યારે તેને ચાટીને રાજી થાય છે, પણ મૂર્ખ એમ નથી જાણતો જે મારા જ મોઢાનું લોહી છે તેમાં હું સ્વાદ માનું છું તેમ ભગવાનનો ભક્ત હોય, તો પણ માનરૂપી હાડકાને મૂકી શક્તો નથી. જે જે સાધન કરે છે તે માનને વશ થઇને કરે છે, પણ કેવળ ભગવાનની ભક્તિ જાણીને, ભગવાનની પ્રસન્નતાને અર્થે કરતો નથી અને ભગવાનની ભક્તિ કરવામાં પણ માનનો સ્વાદ આવે છે ત્યારે ભક્તિ કરવી સારી લાગે છે. માન વિના તો ભક્તિ પણ લૂખી લાગે છે.

યતિ, યોગી, મુનિ, મહાત્મા એમ ત્યાગી, રાગી એ સર્વેએ પોતાના મોક્ષમાર્ગમાં માનને કટ્ટો વિરોધી અને પોતાનો શત્રુ જાણી તેનો જરૂરથી ત્યાગ કરવામાં સાવધ ને શૂરા થવું.

## અક્ષરાનંદસ્વામીને સાધુ કરી મહંત કર્યા

અલૈયા, મોડા ગામના રહેવાશી અને સચ્ચિદાનંદસ્વામિના ભાઇ, શ્રીજીની આજ્ઞાથી બોચાસણના કાશીદાસભાઇનું સાંતી હાંકતા હતા તેમને બોલાવી શ્રીસ્વામિનારાયણ મહારાજે તેમને અક્ષરાનંદ-સ્વામી નામે સાધુ કર્યા. બીજે દિવસે વડતાલની મહંતાઈ આપી.

બ્રહ્માનંદસ્વામીને કહે, સ્વામી તમે મોટું મંદિર કર્યું. હવે તમે આ મન્દિરની ઉપાધિમાં જ પડયા રહેશો તો સંપ્રદાયના પૌષ્ટિક ગ્રંથો કોણ કરશે ? માટે તમે અક્ષરાનંદસ્વામીને મહંતાઇ સોંપી દ્યો અને તમે હવેથી સંપ્રદાયના ગ્રંથો રચો, આમ કહ્યું. એટલે બ્રહ્માનંદસ્વામી પોતાનો ચાર્જ અક્ષરાનંદ-સ્વામીને સોંપી મહારાજની સાથે ચાલી નીકળ્યા.

## માનથી પરમચૈતન્યાનન્દસ્વામી ગયા

આ બધું જોઇને જૂનાજાણીતા અને સદ્‌ગુરૂ પંક્તિના સંત પરમચૈતન્યાનંદસ્વામીને માની સ્વભાવને લીધે ખમી શકાયું નહિ; તેથી ઝોળી ખભે કરી; સંતોને જયસ્વામિનારાયણ કહેતાં જ ચાલતા થયા. તેમની પાછળ તેમના મંડળના દસ સાધુ પણ તેમના ભેળા ચાલતા થયા. ખબર પડતાં મહારાજ મુક્તાનંદ-સ્વામી, ગોપાળાનંદસ્વામી વગેરે તેમને સમજાવવા દોડી આવ્યા. બ્રહ્માનંદસ્વામી કહે, સ્વામી ! આ શું ? તમે જૂના-જાણીતા અમારા સદ્‌ગુરૂ છતાં છેલ્લી અવસ્થાએ દુર્બુદ્ધિ થઇ ? સ્વામી કહે, અહીં રહીને શું કરીએ ? **મહારાજને ક્યાં માણસની કદર છે ? વહેવાર તો આવડતો નથી ! પેલો દશ વર્ષ કાશીભાઇનું સાંતેડું હાંકનારા બેડુને કાલે**

**સાધુ કર્યો અને આજે મોટો મહંત કરી દીધો. આ તે વહેવાર આવડયો કહેવાય? આજકાલનો આવેલો મહંત અને અમારા જેવા જૂનાજાણીતા અને વૃદ્ધ તેનો તો ભાવે પૂછાય નહિં.** બસ હવે અહીં રહેવામાં શો માલ છે? આમ કહી રિસાઇ ચાલી નીકળ્યા. મહારાજે ઘણું ઘણું કહ્યું, બીજાએ પણ સમજાવ્યા, તોપણ કોઇનું ન માનતાં ચાલી નીકળ્યા. પોતાના દશ સાધુ તે પણ સાથે ચાલી નીકળ્યા. ગામથી થોડેક છેટે ગયા કે, સ્વામીએ તેમના શિષ્યોને કહ્યું કે, તમો પાછા વળો. મને તો માનભાઈ લઈ જાય છે, તેથી જઉં છું, પણ તમને કોણ લઈ જાય છે? અને જે ક્યાંઇ નથી તે અહીં છે. અને અહીં છે તે કયાંઇ નથી; માટે કલ્યાણનો ખપ હોય તો પાછા વળો. આમ રડતે હૃદયે, નીતરતી આંખે અને દીન વાણીએ બહુ બહુ સમજાવી પાછા વાળ્યા.

મંદિરમાં સહુ નિરાશ અને ઉદાસ બેઠા છે. ત્યાં તો પેલા સાધુઓને આવતા જોઇ, સ્વામી આવ્યા! સ્વામી આવ્યા! એમ બધા બોલી ઉઠયા, મહારાજ કહે, સંતો! સ્વામી કયાં? સંતો કહે, મહારાજ એ તો ગયા. અમને કહે, જો કલ્યાણનો ખપ હોય તો પાછા જાઓ. મને તો માનભાઇ લઇ જાય છે. આમ ઘણું ઘણું કહી અમને પાછા વાળ્યા.

મહારાજ કહે, મુક્તાનંદસ્વામી,! આ સાધુ પાછા આવ્યા તે વિમુખ કે પરમચૈતન્યાનંદસ્વામી ગયા તે વિમુખ? આ સાધુને સત્સંગની સમજણ કેટલી અને સ્વામિની કેટલી? સ્વામી તો જ્યાં જશે ત્યાં સત્સંગ કરાવશે. આવી રીતે સદ્ગુરુ પરમચૈતન્યાનન્દ-સ્વામી માને કરી મહારાજને અને સત્સંગને મુકી ચાલી નીકળ્યા. માટે માન જેવું કોઇ જીવનું બુરૂં કરનાર નથી.

માનથી જેવું અધઃપતન થાય છે તેવું બીજા કોઈ દોષથી થતું નથી. માને કરીને કૈલાસપતિ ભોળાનાથ મહાદેવજીના સસરા દક્ષ પ્રજાપતિનું મુખ બોકડાનું થયું. આ વાત જગપ્રસિદ્ધ

છે. વાસ્તે કોઇએ પણ ક્યારેય કુળ, ધન, રૂપ, વિદ્યા, ગુણ, બળનું કે કોઇપણ પ્રકારનું મનમાં માન રાખવું નહિ. કામથી અધઃપતન થયું હોય, પણ તે પાછો ઉન્નતિસ્થાને આવતો જણાય છે, પણ માની તો મનનું મરડાય કે તરતજ સત્સંગ મૂકી ચાલ્યો જાય છે તે પાછો આવતો જ નથી.

ભલે હિતકર વચન હોય, પણ માની પુરૂષને કોઇનું મનાતું નથી. ઘરમાં ચારે ખૂણે વાંસડો ફરતો હોય અર્થાત્ તદ્દન બેકારી હોય; તો પણ માને કરી મોટા મોટા ખરચા કરે છે. વિવાહ કે માબાપની પાછળ મોટા વરા કરે છે, પછી જિંદગીભર કરજના બોજા તળે ચગદાયા કરે છે.

નદીમાં ગાડું અટકયું હોય, પણ બળદને બાપો, બાપો, કરી પીઠ થાબડે તો ભલે તૂટી જાય, પણ તુરત ગાડું બહાર કહાડી દે છે. માટે પ્રાણી માત્રને જેવો માનમાંથી સ્વાદ આવે છે તેવો કોઇ પદાર્થમાંથી આવતો નથી. તે માન ડાહ્યામાં હોય અને ભોળામાં ન હોય એમ સમજવું નહિ. ભોળામાં તો ડાહ્યા કરતાંયે વધારે હોય છે.

## માને કરી જિંદગીભર પાછળ બેઠા

જામનગરમાં ગુણાતીતાનંદસ્વામી સભામાં વાતો કરતા હતા. ત્યાં કોઇક પરોક્ષ ભક્ત રજોગુણી માણસ સ્વામીની વાતો સાંભળવા આવ્યો. ત્યારે સભામાં એક માણસને આગળ બેઠેલો જોઈ સ્વામી કહે, ભગત ! જરા પાછા બેસજો. પેલો કહે, મહા-રાજ ! લ્યો પાછો બેસું, એમ કહી ઉઠયો ને સહુની વાંસે જઈ બેઠો. પેલાને ખૂબ વાતો કરી એટલે તેને ગુણ આવ્યો અને સત્સંગી જેવો થઇ ગયો. અને કહે, મહારાજ તમે રહેશો ત્યાં સુધીરોજ હું આપની વાતો સાંભળવા આવીશ, એમ કહી ગયો. ત્યારપછી પેલાને પુંઠે બેઠેલો જોઈ, સ્વામી કહે, ભગત હવે, ઓરા આવો. સ્વામી ! અમારે તો પુંઠેજ બેસવાનું હોય, આગળ તો મોટા હોય, ઉજળાં લુગડાંવાળા હોય તેને બેસવાનું

હોય. આમ કટાક્ષમાં બોલી ઉઠી ગયો. રોજ સભામાં આવતો, પણ કોઈ દહાડો આગળ બેઠો નહિ. એકવાર સ્વામીએ તેનો હાથ પકડી પરાણે બેસાડવા લીધો, પણ ઉઠયો જ નહિ. એમ માને કરીને સદાય પૂંઠે રહ્યો તે મુવા સુધી પણ પૂંઠે ને પૂંઠે જ રહ્યો. પણ મહા અમૂલ્ય સત્સંગનો યોગ પામ્યો, તો પણ આગળ વધ્યો નહિ.

## માને કરી પગ ધોવા ગયો તે ગયો જ

ગોખરવાળા ગામમાં ચોમાસાના દિવસમાં એક હરિભક્તને ગારાવાળા પગ દેખી સાધુએ કહ્યું, પટેલ પગ ધોજો, નહિ તો મોદ બગડશે. પેલો કહે, હા સ્વામી, મોદ બગડે એવું શું કરવા કરવું જોઇએ ? લ્યો, પગ ધોઈ આવું. આમ કહી ઘરે ગયો તે ગયો જ, પણ પાછો આવ્યો નહિ. સ્વામીએ જાણ્યું જે, આને ખોટું લાગ્યું. તેથી હરિભક્તને તેડવા મોકલ્યા. તેમણે ઘણો આગ્રહ કર્યો, તો પણ તે મંદિરમાં આવ્યો નહિ અને સ્વામીનો બહુ અવિવેક કહેવા મંડયો. તેમણે મંદિરમાં આવી સાધુને વાત કરી. ગુણાતીતાનંદસ્વામી કહે, અમારા કહેવાથી એને ખોટું લાગ્યું. તો અમો માફી માગીએ અને તેડી આવીએ. એ પાછો પડી જાશે તો તેના જીવનું બગડશે. આમ ધારી સ્વામી સાધુ તથા ગૃહસ્થને લઈ ઘરે ગયા. સ્વામી કહે, હરખા પટેલ, જય સ્વામિનારાયણ ! કેમ મંદિરમાં આવતા નથી ? પેલો કહે, સ્વામી તમે પગ ધોવાનું કહ્યું છે તે પગ ધોઇ ને આવીશ. સ્વામી કહે, અમે તો મોદ બગડે એટલા સારૂ કહ્યું હતું. હવે નહિ કહીએ અને માફ કરો. હરખો અંતરની વરાળ કહાઢી જરા કડકાઈથી બોલ્યો. 'સ્વામી મોદ અમે લાવ્યા છીએ. મંદિર પણ અમે જ કર્યું છે. તમે કંઇ મો થયા નથી. તમે તો ફરતા રામ કહેવાઓ; છતાં તમે ભરસભામાં મારૂં જે અપમાન કર્યું છે તે હાડોહાડ લાગી ગયું છે. આ તો તમે સાધુ, પણ જો બીજો અમને ટોકે તો તેને ખબર પાડી દઇએ. સ્વામી કહે, ભાઇ અમે તો આજ

તમારે ગામ અને કાલ બીજાને ગામ. એમ આથડતારામ છીએ. આ મંદિર તમારૂં છે. મોદ મેલી થાય કે ફાટી જાય તો તમારે જ લાવવાની છે, પણ મારો સ્વભાવ જરા બોલકો તે બોલી ગયો. પણ હવે હરખાભાઇ, માફ કરો, ઉઠો, ચાલો મંદિરમાં !' એમ કહી હસતાં હસતાં હાથ ઝાલ્યો, પણ તેણે તો હાથ તરછોડી નાંખ્યો. સ્વામી, તમે તમારે જાઓ. હું પગ ધોઇને હમણાં આવું છું '

સ્વામીએ તથા સાથેના હરિજનોએ હરખાને ઘણું ઘણું સમજાવ્યો, પણ આવ્યો નહિ.

જુઓ બ્રહ્માદિકને પણ દુર્લભ એવા સત્સંગના યોગને આ પટેલ પામ્યો તો પણ શું વળ્યું ? એના જીવનું 'માનભાઇએ' બગાડી દીધું. માટે માન તો મોક્ષમાર્ગીઓનો ખરો વિરોધી છે.

માટે જેને આ લોકમાં અને પરલોકમાં સુખી થવું હોય, તેણે ખરેખર માનને ઓળખી રાખવું. કેમકે માની હોય તેને આત્મભાન, કર્તવ્યભાન, સત્યાસત્ય ભાન રહેતું નથી. અને માન આવે છે ત્યારે તેમાંથી ઇર્ષ્યાનો જન્મ થાય છે. અને ઇર્ષ્યામાંથી બીજા અનેક દોષો ઉત્પન્ન થાય છે.

## માનમાંથી ઇર્ષ્યાનો જન્મ થયો

એક પુરુષને બે સ્ત્રીઓ હતી. તેમાં મોટી બહુ ડાહ્યલી, બોલકી અને ઘરમાં આગેવાન હતી. પોતે સત્સંગી સારી, પણ માની બહુ હતી. જ્યારે જ્યારે ભગવાન શ્રી સ્વામિનારાયણ મહારાજ પધારતા ત્યારે જ રસોઈ કરીને મહારાજને જમાડતી. ક્યારેક નાની બાઇ કહે, તમે રોજ થાળ કરો છો, તે આજ મને કરવા દયો. પેલી કહે, બેસ બેસ, તને હજી મહારાજ જમે એવી રસોઈ આવડે નહિ.

હવે એક વખત મહારાજ પધારેલા જમવા બેઠેલા; મોટી પીરસે અને નાની આગળ બેસી વાયરો નાંખે. મહારાજ જમતા જમતા કહે, તમે સદાય રસોઇ કરો છો, તે આમને કરવા દેતાં હો તો ?

એમ કહી નાનીને કહે, તમને રસોઇ આવડે છે ? ત્યાં તો મોટી કહે, ના મહારાજ, તેને હજુ બરાબર આવડે નહિ.નવી કહે, મહારાજ રસો- ઈતો બધીયે સારી આવડે છે, પણ મને કરવા દેતાં નથી. મહારાજ કહે, કાલે તમે થાળ કરજો. મોટી કહે, મહારાજ, એને થાળ ન આવડે. બીજી સેવા કરશે. થાળ તો હું જ કરીશ. મહારાજ કહે, ના, એને થાળ કરવા દેજો અને તમે ઉપર સરત રાખજો; અને ન આવડે તો કાલથી, તમો કરજો. મોટીએ હઠ તો બહુ કરી, પણ મહારાજના અત્યાગ્રહથી પરાણે પરાણે હા પાડી. નાની રાજી થઈ અને બીજે દહાડે કાળજીપૂર્વક પ્રેમથી પવિત્રપણે થાળ કરવા મંડી. મોટીએ જાણ્યું જે, આ સારી રસોઇ કરશે તો મહારાજ તેની પાસે જ કરાવશે અને એને જ વખાણશે. પછી આપણો ભાવ નહિ પુછાય. એટલા માટે પોતે ભક્ત સારી પણ માની હતી, તો તે માનમાંથી ઇર્ષા પ્રગટી અને તેણે કરીને ભક્તતાનું અને કર્તવ્યતાનું ભાન ભૂલી ગઇ. આથી મહારાજ તેની રસોઇ ન વખાણે તે સારૂ પેલીની નજર ચુકવી છાની રીતે દાળમાં મુઠી ભરી મીઠું નાખી દીધું, અને લાડુના દળમાં ઝીણી રેતી એક મુઠી નાખી દીધી. હવે આ નાની બાઈએ પ્રેમથી કાળજીપૂર્વક રસોઈ કરી.

મહારાજ થાળ જમવા પધાર્યા, ત્યારે પેલી નાની બાઈ પીરસવા મંડી અને મોટી વાયરો નાખવા મંડી. મહારાજે જમવા માંડ્યું. મહારાજ કહે, અહાહાહા ! આજ લાડુ ભારે સરસ થયો છે. દાળનો સ્વાદ તો ઓર છે! મોટીને કહે કે, તમે કહેતાં હતાંને કે રસોઈ નથી આવડતી, પણ આ તો તમારા કરતાંયે પણ બહુ સારી રસોઇ કરી છે. પેલી કહે, મહારાજ લાડુ જમો છો પણ દાળશાક તો જમો. મહારાજે દાળશાક જમવા માંડયું. મહારાજ કહે, ઓહો હો હો ! આ તો બહુ ભારે, આમાં શું નાંખ્યું છે ? એમ કહેતાં જ દાળનો વાડકો મોઢે માંડી પી ગયા. શાક પણ બધું આરોગી ગયા. મહા- રાજ કહે, દાળ લાવો અને શાક તો વધારે હોય તો લાવજો. બાકી લાડુ તો હવે લાવશો નહિ. પેલી તો વિચારમાં પડી દિગ્મૂઢ બની ગઇ.

અરે મોંમાં ન જાય એટલું મીઠું મેં દાળશાકમાં નાંખ્યું છે, છતાં આ શું ? મોટી હસતી હસતી કહે, મહારાજ ! રસોઇ બહુ સારી થઈ છે ? મહારાજ કહે, કહો કે ના કહો પણ આમાં તમારો હાથ છે, નહિ તો આવી રસોઇ થાય નહિ. ઠીક લ્યો, કાલે પણ તમે જ રસોઈ કરજો. આમ નાની બાઇને કહ્યું. મોટીએ જાણ્યું જે આપણી તો હવે ગણના થવાની નથી, પણ ઠીક કાલે વાત છે.

બીજે દહાડે નવી બાઇએ રસોઇ કરવા માંડી. ત્યારે આ જૂની જમ જેવી ઈર્ષ્યાખોર બાઈએ નજર ચૂકવી નંખાય તેટલું મીઠું દાળશાકમાં નાંખ્યું અને ઝીણી રેતી પણ દાળશાકમાં ખૂબ નાંખી અને લાડુમાં પણ મુઠી ભરીને ઝીણી રેતી નાંખી. મનમાં બહુ અકળાવા લાગી. જે કાલે વખાણ થયાં હતાં, પણ આજે તો જરૂર જોડાં પડશે. હવે થાળ થયા કે મહારાજ જમવા બિરાજ્યા, નાનીએ માંડયું પીરસવા અને મોટી પંખો લઇ વા ઢાળવા મંડી. મહારાજ જમતાં જમતાં કહે, આ બાઇની રસોઈ જેવી તો આ ગામમાં કોઇની રસોઇ દેખી નહિ. આજનાં દાળશાક ને લાડુ થયાં છે, તેવાં તો લાડુબા, જીવુબા, ગંગામા અને લોયાનાં માનબાઇને પણ આવડતાં નહિ હોય ! મોટી કહે, કેમ મહારાજ ! સાચું કહો છો ? મહારાજ કહે, વધારે તો શું કહું, પણ આખા સત્સંગમાં ભોજન જમીએ છીએ. પણ આ ભોજનનો તો ઓર જ સ્વાદ છે. આવું ભોજન અમને કોઇએ જમાડયું નથી. આમાં તે શું નાંખ્યું છે ? એમ કહેતા જાય અને દાળશાક વારે વારે માગતા જાય રોજ એક લાડુ જમતા અને આજ તો અઢી લાડુ જમી ગયા. મહારાજ કહે, આમાં આજ શું નાખ્યું છે ? **કહો કે ન કહો, પણ આમાં તમારો જ હાથ છે, નહિતો આવી રસોઇ થાય નહિ. આમ વખાણ કરતા જાય, જમતા જાય વારેવારે પાણી પીતા જાય અને પેટે હાથ ફેરવતા જાય અને કહે કે, આજ બહુ જમાણું,**

**આજનું જમણ પચવું બહુ કઠણ છે.** અને કહે કે, અમે જ્યારે જયારે અહીં આવીએ ત્યારે ત્યારે આ બાઇ પાસે જ તમારે રસોઇ કરાવવી ! આમ નાની બાઇની રસોઈનાં ખૂબ વખાણુ કરી જમી ઊઠયા.

પછી કહે, હવે તમે સૌ જમી લ્યો. આજ અમારે ચાલવું છે. મોટી બાઈ કહે, ના મહારાજ, હજુ મારા હાથનું કયાં જમ્યા છો ? માટે રહેવું પડશે. **મહારાજ હસતા હસતા કહે, આ બધું તમારા હાથનું જ જમ્યા છીએ ને ? તેમાં દાળ, શાક અને લાડુમાં તો તમારોજ પ્રતાપ છે. પણ પેલી અભાગણી માનની મૂર્તિ કંઈ સમજી શકી નહિ** અને રડવા મંડી કે મહારાજ, આજ તો રહો અને કાલે મારા હાથની રસોઇ જમીને સુખેથી પધારજો. મહારાજ કહે, તમે રડો છો પણ અમારે કયાં રડવું ? બે દહાડાથી તમે જમાડો છો તો ય ધરાતાં નથી ? જુઓ, આ પેટ જમીજમીને પથરા જેવું થઈ ગયું છે. હવે વધારે ખાધું જાય તેમ નથી. તમે જમાડયું તેવું તો આખા સત્સંગમાં કોઇ જમાડે નહિ. માટે બસ કરો, આજ રજા આપી દ્યો. આથી મોટી કાંઇક સમજી ગઇ અને નીચું મોં કરી ઉઠી ગઇ. તે મહારાજ સાંજે ચાલ્યા તો ય શરમને લીધે વળોટાવા પણ આવી શકી નહિ.

વાચક ! આ જોયું કે ? આ બાઇ સ્વામિનારાયણને ભગવાન માનતી હતી, સેવા કરતી હતી, નિત્ય નવી નવી રસોઇઓ કરી જમાડતી હતી; છતાં પણ માને કરી પોતાનું ભાન ભૂલી ગઈ અને તે માનમાંથી ઇર્ષા થઈ. તેથી તેણે પોતાના ઇષ્ટદેવને પણ મીઠું અને ધૂળ ખવરાવી. માટે માન જેવું પોતાના જીવનું અધ:પતન કરાવનારૂં બીજું કોઈ નથી.

જેને મોક્ષનો ખપ હોય, પોતાને મળેલા માનવજન્મનું તથા સત્સંગના સુયોગનું સાર્થકપણું કરવું હોય તેણે હંમેશાં પોતે પોતાનો ગુરૂ બની પોતાના દોષોને ઓળખી ત્યાગ કરવા

તેમાં માન, કામ અને લોભ આ ત્રણને તો વિશેષે કરી ઓળખી રાખવાં. આ ત્રણથી જ દુ:ખમાત્ર ઉત્પન્ન થાય છે અને જીવનું અધ:પતન આ ત્રણ દોષથી જ થાય છે.

જેવી પરમાત્માની પ્રસન્નતા નિર્માની પર થાય છે, તેવી માની પર થતી નથી. માની સેવકના હાથની સેવા પ્રભુને અથવા પ્રભુના સંતને ગમતી નથી. માની સેવક ભગવાન કે સદ્ગુરૂ સંતની સેવામાં રહ્યો હોય તો પણ તેના સામે તેઓ અમીદૃષ્ટિથી જોતા નથી.

એક વખત ભગવાન સ્વામિનારાયણ મહારાજ પાસે બે વેરાગી આવ્યા. તેમાં એક કાણીઓ હતો. તે મહારાજને કહે, 'તુમ જીવનમુક્ત બનકર બયઠે હો, તો હમકુ સીધા દીલાઓ.' મહારાજ કહે, 'કહાંસે આતે હો?' કાણીઓ કહે, 'તેરે કયા કામ હય?' ત્યારે વૃદ્ધ બાવે તેને બોલતાં અટકાવી વિનયથી કહ્યું, 'મહારાજ, કૃપાનાથ, હમ તીર્થમેં ફીરતે ફીરતે દ્વારિકા સ્પર્શને ગયે થે. વહાં આપકા પવિત્ર નામ સૂનકે ઈધર આયે હય.' મહારાજે કાણીઆને પૂછયું, 'મહાપુરુષ કુચ્છ પઢે હો?' ત્યારે ભ્રકુટી ચડાવી કહે, 'કયોં ન પઢે? હમ તો સબ પઢે હય.' મહારાજ કહે, 'અષ્ટાંગયોગ ઔર કુચ્છ યોગકી ક્રિયા જાનતે હો? તો કહે, 'કયોં ન જાને? હમ તો સબ જાનતે હય. યોગ જાને સિવાય હમારા ભેખ કયસા ચલે?' મહારાજ કહે, 'નોળી કરો જોઇએ!' ત્યારે જાણ્યા સિવાય શું કપાળ કરે? એટલે કાણીઓ ક્રોધમાં આવી જેમ તેમ બોલવા મંડયો. મહારાજ કહે,' જુઓ અમે નોળી કરી દેખાડીએ' પછી મહારાજે ખુલ્લું પેટ કરી નળ ફેરવી એક કોર ચઢાવી દીધા અને એક કોર પેટ ખાલી કરી દેખાડયું. ત્યારે વૃદ્ધ વેરાગી કહે 'મહારાજ પેટ સમા કરો. આપકું કઠીન પડેગા. એ કાણીયા તો બડા મૂર્ખ હય! જંગલી હય!' આમ વૃદ્ધનું નિર્માનીપણું જોઇને મહારાજ બહુ રાજી થયા અને એમ બોલ્યા, 'તુંમકું કયા ચઇતા હય?' ત્યારે વૃદ્ધ કહે, 'મહારાજ,

કુચ્છ આટા હોય તો દીલાઓ. 'મહારાજ કહે,' લાધા ઠક્કર, આમને દાળ, ચોખા ને લોટ આપો. વૃદ્ધ કહે, 'ના મહારાજ' દાળચોખાકા કુચ્છ કામ નહિં હય, ફક્ત આટા અપાઓ.' મહારાજ કહે, 'તેમને નવટાંક નવટાંક ઘી અને ગોળ આપો.' પેલો વૃદ્ધ કહે, ના ના મહારાજ, હમારા જૈસે તો યહાં બ્હોત આતે હોગે, તો સબકું ઐસા દીયા કયોં ચલે ? 'પછી મહારાજ કહે,' બસ, આમને તો ખાંડનાં પાકાં સીધાં આપો.' પછી કહે, સાકરનાં પાકાં સીધાં આપો.' આવી રીતે તે વૃદ્ધ વેરાગીનું નિર્માનીપણું જોઈને મહારાજ બહુ રાજી થઇ પાકાં સીધાં આપ્યાં. તેઓ અત્યંત રાજી થઈ વારંવાર મહારાજને પગે લાગી ગયા. મહારાજ કહે, આપણે પેલા વૃદ્ધના મોઢાને પાકાં સીધાં આપ્યાં, પરંતુ પેલો કાણીઓ તો ધરાઇને માર ખાય એવો હતો. આમ નિર્માની ભક્ત જોઇને પાકાં સીધાં આપ્યાં. નિર્માની ભક્ત જ ભગવાનને વહાલો છે, માટે સૌએ નિર્માની થવું.

॥ आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ॥

મનુષ્યોને આળસ જેવો કોઈ મોટો શત્રુ નથી. તેમ આ લોકેપરલોકે સુખી થવાની ઇચ્છાવાળાને માન જેવો કોઈ મોટો શત્રુ નથી. જેમ નેત્ર આડો જરા હાથ રાખવાથી સૂર્ય પૃથ્વીથી ચૌદ લાખ ગણો મોટો છે, છતાં તે દેખાતો નથી, તેમ બીજામાં અનેકાનેક સદ્ગુણો હોય, પણ માનરૂપી ચશ્માં પહેરનારાને એ ગુણો દેખાતા નથી. એને તો મિથ્યાભિમાની જીવરામ ભટની પેઠે હું એક જ ગુણીયલ મોટો બુદ્ધિશાળી ને વિદ્વાન છું, આવું મનાય છે.

दानेन पाणिर्न च कंकणेन स्नानेन शुद्धिर्न च चन्दनेन ।
मानेन तृप्तिर्न च भोजनेन ज्ञानेन मुक्तिर्न च मुंडनेन ॥

દાને કરીને હાથ શોભે છે, પણ મણિજડિત કંકણથી શોભતો નથી. સ્નાનથી શુદ્ધિ થાય છે, પણ ચંદનના લેપથી શુદ્ધિ થતી

નથી. જ્ઞાનથી મુક્તિ થાય છે, પણ મુંડ મુંડાવી ભગવાં પહેરવાથી થતી નથી. તેમ માનથી તૃપ્તિ થાય છે, પણ ભોજનથી તૃપ્તિ થતી નથી. ઘરે મહેમાન આવ્યો હોય તેને ભલે ખાવાનો ભાવ પુછવો ભૂલી જવાય, પણ જો આદરસત્કાર કર્યો હોય તો તેને માઠું લાગતું નથી. માટે માનથી જેવો આનંદ થાય છે, તેવો ભોજનથી થતો નથી.

વાચકો ! ચોક્કસ છે. કે આ જીવ કેવળ માનનો જ ભૂખ્યો છે. માને કરીને પ્રથમ વાહવાહ કહેવરાવે. પછી નાણું કાઢવાં પડે, ત્યારે પોક મૂકી રડે છે, કાં તો મરે છે.

એક પુરૂષોત્તમ નામનો વાણીઓ પોતે વીસેક હજારનો આશામી, પણ બાવન વર્ષની ઉંમરે રાંડયો. રાતદહાડો રોયા કરે અને બીજાને કહે, જે ઘરમાં જાઉં છું ત્યારે લીલુંપીળું લુગડું દેખ્યામાં આવતું નથી અને ઘર ખાવા ધાય છે અને જેને તેને કહેતો જે, પુંજી ઘણી છે. પણ બૈરાં છોકરાં વિના શું કામની ? માટે જો મને કોઇ કન્યા મેળવી આપે તો તેને જરૂર રાજી કરૂં. વળી કેટલાક કહે, શેઠ ? મને સો રૂપીઆ ખર્ચીના આપો, તો કાઠીયાવાડ આદિક ગમે ત્યાંથી કન્યા ગોતી લાવું. ત્યારે પેલો આપે; એટલે તે દશેક દિવસે મોઢું દેખાડીને કહે, ઘણું ઘણું આથડયો, ખર્ચ કર્યો, પણ જોઈએ તેવી કન્યાનો હાલ પત્તો લાગતો નથી. વળી કોઇક કહે, જે પરશોત્તમ શેઠ રૂપિયા શા કામના છે ? લાવોને બસો રૂપીઆ તો હમણાં કન્યા શોધી લાવું ! એટલે એને બસો રૂપીઆ આપે. આમ પરણવા સારૂ કેટલાય પૈસાનું પાણી કરી નાંખ્યું.

છેવટે એક ઠેકાણેથી કન્યાનો જોગ થયો, પણ તેના માબાપે રૂપિયા દશહજાર લીધા. પોતે બડી ધામધુમથી ફુલેકે ચઢયો. અને ખૂબ વાહ વાહ. કહેવરાવીને પરણ્યો, પણ થોડે દહાડે ઘી, ખાંડ, વસ્ત્ર આદિક જે જે માલ ઉપાડેલો તેનાં નાણું ચૂકવવા મંડયો. પોતાને રોજ પટારો ઉઘાડી પૈસાની કોથળીઓ ઉપર હાથ ફેરવી

તેને ગણુવાનો અને આ પડખેથી આ પડખે ફેરવવાનો સ્વભાવ હતો; તેથી એક દહાડો ઘરનું માણુસ રોટલા ઘડતું હતું અને પોતે પટારો ઉઘાડી કોથળીઓ ફેરવતો હતો. ત્યાં તો એક કોરનો ભાગ બધો ખાલી થએલો જોઈ 'હાય, હાય, હાય, હાય,' પટારો ખાલી થઇ ગયો; આમ કહેતાં જ ભાઇનું ભેજું ફરી ગયું. 'હાય, હાય' કહેતો જાય અને પોતાના શરીરને ચુંટીઓ અને બચકાં ભરવા મંડયો. અને બોલવા મંડયો કે હાય, હાય, હાય! પશલે ગધાડે કંઇ ન જાણ્યું. દિવાળી લેવા હાલ્યો. દિવાળી પોતાની સ્રીનું નામ હતું. આમ પ્રથમ તો વિવાહમાં વાહ વાહ કહેવરાવી, પણ અંતે ગાંડો થઈ ગયો. સ્રીએ જાણ્યું, આ તો મુવો ગાંડો થઈ ગયો. પછી તેને થાંભલા સાથે બાંધ્યો, તો પણ **પશલે ગધાડે કાંઇ ન જાણ્યું. દિવાળી લેવા હાલ્યો. આમ કહેતો જાય અને શરીરે બચકાં ભરતો જાય.** છેવટે બૈરીએ પીયરમાંથી પોતાના ભાઈઓને બોલાવ્યા અને તેને તથા તેના પૈસાટકા સર્વેને લઇને પોતાના પીયર ગઈ. જુઓ; આ ભાઇએ માને કરી પૈસો વાવરવામાં પાછું વાળી ન જોયું અને તેમાંથી ગાંડો થઇ ભૂંડે મોતે મરી ગયો.

માટે કોઇએ પણ માનનો પ્રવેશ થવા દેવો નહિ. માન એ જ સર્વ અન્તઃશત્રુઓમાં બળવાન શત્રુ છે; માટે કોઇએ તેના પંજામાં આવવું નહિ.



## ॥ વાણી એજ માણસનું ખરૂં ભૂષણ છે. ॥



केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ॥
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते।
क्षीयन्ते खलु भूषणानि सततं वाक्भूषणं भूषणम् ॥

માણસને વાણી એ ખરૂં ભૂષણ છે. વાણી ઉપરથી માણસની પરીક્ષા થાય છે. માટે હંમેશાં સહુને પ્રિય લાગે તેવી વાણી બોલવી.

પુરૂષ વસ્ત્રઅલંકારથી શોભતો નથી. સ્નાનથી કે મલીયાગર ચંદનના લેપથી શોભતો નથી. પુષ્પોથી કે સારા તેલ ફૂલેલ ઘાલીને કેશ રાખવાથી શોભતો નથી. માત્ર સારી અને સહુને પ્રિય લાગે એવી વાણીથી જ શોભે છે. વસ્ત્રઅલંકાર એ નાશવંત અને તુચ્છ ભૂષણ છે. વાણી એ જ સર્વ ભૂષણોત્તમ ભૂષણ છે.

॥ प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः ॥

પ્રિય વચન બોલવાથી સહુ સંતુષ્ટ થાય છે. અપ્રિયવાણી બોલવાથી તાડન, તિરસ્કાર અને વખતે મરણ પણ થાય છે. હંમેશાં પ્રિય લાગે એવી જ વાણી બોલવી. પ્રિયવાણી બોલવાથી જ મહત્તા વધે છે, અને અપ્રિય બોલવાથી મહત્તા ઘટે છે.

એક મહાત્માને ભિક્ષાટન કરતાં જોઇ કૂતરો ભસ્યો. મહાત્મા કહે, ભાઇ તારૂં શું બગાડયું છે? વગર વાંકે અમને કેમ ભસે છે? કાંઇક માણસ તો ઓળખ. અમે સંસારી નથી. મહાત્મા છીએ.

શ્વાન કહે, કૃપાનાથ માફ કરજો. તમે શેના મહાત્મા કહેવાઓ? તમારા કરતાં તો હું ખરો મહાત્મા છું. જુઓ, તમે

કહેતા હો કે, હું વસ્ત્ર રાખતો નથી. માત્ર કૌપીન રાખું છું તેથી હું મહાત્મા કહેવાઉં. કૂત્તો કહે, તમે તો એક કૌપીને ય રાખો છો ને ? અને હું તો સાવ દિગમ્બર છું ? માટે તમારા કરતાં મારામાં વસ્ત્રત્યાગ વિશેષ છે.

તમે કહેતા હો કે મેં ઘર છોડયું છે, તો ભલે ઘર છોડયું, પણ શહેરની વચ્ચોવચ્ચ મોટા મોટા મઠ, મંદિર અને ચોરાઓમાં રહો છો. અને હું તો અખંડ ખુલ્લી જગ્યામાં પડયો રહું છું.

તેથી તમારા કરતાં મારામાં વધારે ઘરનો ત્યાગ છે. જો તમે એમ કહેતા હો કે અમે રાંધતા નથી, ઘરોઘર ભિક્ષા માગી ખાઇએ છીએ, તો તમે ઝોળી લઇને જાઓ છો. સારા સારા ઘરેથી માલમલિદા લાવીને ખાઓ છો.

હું તો પેટ સિવાય બીજી ઝોળી રાખતો નથી. માટીમાં, પથરામાં કે ભોંયધૂળમાં મૂકે તો ત્યાં જ ખાઇ લઉં છું. માટે એમાં પણ મારી અધિકતા છે. એ સર્વે ગુણ તમારાથી મારામાં અધિક છે. છતાં તમે મહાત્મા ને હું કેમ નહિ ?

આવું શ્વાનવચન સાંભળી મહાત્મા કહે , ભાઈ! તું જે વાત કહે છે તે બધી વાત સાચી છે. પણ તારામાં બીજાને દેખી ખાલી બળી મરવાનો એક મોટો દોષ છે. તેથી તું શ્વાન કહેવાય છે. અમારામાં એ દોષ નથી. અમે તો બીજાને આવતો દેખી આંવો, પધારો, બેસો, સુખી છો ? આમ સ્વાગતની સાથે પ્રિય લાગે એવી મીઠી વાણી બોલી સત્કારીએ છીએ; તેથી અમે મહાત્મા કહેવાઇએ છીએ.

તારામાં અમારા કરતાં કંઇ ગુણો ઓછા નથી, પણ તેજો-દ્વેષી સ્વભાવને લીધે જેની તેની અવગણના કરે છે. માટે ક્રૂર વાણીથી તને સહુ શ્વાન કહે છે. માટે જો તારે અમારા જેવા મહાત્મા કહેવરાવવું હોય તો અમારી પેઠે સૌને પ્રિય લાગે એવી મીઠી વાણી બોલવા શીખ. આમ કહ્યું કે પેલો કૂતરો

શરમાઈ ગયો અને કબૂલ કર્યું કે હવેથી હું હંમેશાં મીઠી વાણી બોલીશ.

लक्ष्मीर्वसति जिह्वाग्रे जिह्वाग्रे मित्रबान्धवाः ।
जिह्वाग्रे बन्धनं प्राप्तं जिह्वाग्रे मरणं ध्रुवम् ॥

જીભમાં લક્ષ્મી, જીભમાં ઝેર અને જીભમાં જ વશીકરણ છે. મિત્ર, શત્રુ સૌ જીભમાં છે. અરે! બંધન અને મરણ પણ જીભમાં જ રહ્યું છે. **"જો થાય મીઠી જીભ તો સર્વ કાર્ય થાય સિદ્ધ, જીભમાં રાખે ઝેર તો આખા મુલકથી થાય વેર"**

## મિથ્યા વાણીથી ચાર બ્રહ્મહત્યા ચોંટી

એક વખત સમળી મોટા સર્પને ઉપાડી આકાશમાર્ગે જતી હતી. તેવામાં નીચે ચાર પરદેશી બ્રાહ્મણોને સદાવ્રતી શેઠે પાકું સીધું આપ્યું. તે લઈને જતા હતા તેવામાં ઘીનું તપેલું ઉઘાડું તેમાં પેલા સર્પની લાળ પડી. આ ખબર બ્રાહ્મણને ન હતી. આમણે તો રસોઇ કરી, જમ્યા કે ચારેયનું મરણ થયું.

હવે ધર્મરાજાએ જાણ્યું જે, આ ચાર બ્રહ્મહત્યાનું પાપ કોને શીર મૂકવું. જો સમળાને શિર મૂકું તો તે પણ ઠીક નહિ, કારણ પોતાનું ખાજ લઈને ગગનવિહારી તે ગગનમાર્ગે જાય જ. તેમ સર્પને માથે પણ દોષ ન મૂકાય, કારણ તે પરાધીન અને એ સ્થિતિમાં હતો; તેથી તેના મુખમાંથી ઝેર ખરી પડયું. માટે તેનો પણ વાંક નહિ. હવે આ બ્રહ્મહત્યા કોના માથે મૂકવી? આમ વિચાર કરવા લાગ્યા; એટલામાં મૃત્યુલોકમાં પેલા ચારને અગ્નિદાહ કરવા લઈ ગએલા તેમાંથી એક આકરો અને ઉતાવળો બ્રાહ્મણ બોલી ઊઠયો કે, શેઠ મોટો દાનેશ્વરીનો દીકરો થઇ પડયો છે! તેણે સદાવ્રત બાંધ્યું અને સીધું આપ્યું તેમાં એણે આજ ચાર બ્રહ્મહત્યા વહોરી. આ સાંભળતાં જ ધર્મરાજાએ તરત જ

મિથ્યા વાણી બોલનારા બ્રાહ્મણને ખાતે ચારેય બ્રહ્મહત્યા લખી નાખી.

માટે વાણી વિચારીને બોલવી; નહિતર વાણીથી પાપ લાગે છે.

॥ शुभं वाच्यं शुभं वाच्यं नाशुभं तु कदाचन ॥

માટે શુભ બોલવું, શુભ બોલવું, પણ કોઈનું અશુભ થાય અને અપ્રિય લાગે એવું તો કયારેય બોલવું નહિ.

શબ્દ દેખવામાં કે પકડવામાં આવતો નથી, પણ તેનો ઘા તીક્ષ્ણ તરવારના ઘા કરતાં પણ વધારે લાગે છે. શસ્ત્રનો ઘા મોડાવહેલો રૂઝાય છે. પણ શબ્દનો ઘા રૂઝાવો બહુ મુશ્કેલ થઈ પડે છે.

દુર્યોધન પાંડવોની સભામાં આવતો હતો, ત્યારે સ્થળને જળ માની કપડાં ઉંચાં લીધાં અને જળને સ્થળ માની કપડાં ઉંચાં લીધાં નહિ; એટલે પલળ્યો. આથી વનિતાવિશ્રામે બેઠેલી દ્રૌપદીએ શ્રીકૃષ્ણનાં રાણી રૂક્મણીજીને હસતે વદને કહ્યું, જુઓ જુઓ, છત્રપતિ દુર્યોધન આવે છે. પણ પાણીએ દેખતો નથી. માટે અંધના અંધ જ હોય. આ વચન કહ્યું. તે સાંભળી દુર્યોધન તરત પાછો વળી ગયો, પણ સભામાં આવ્યો નહિ. એ દ્રૌપદીના શબ્દથી આખું ભારત રચાણું.

રામાયણ પણ સીતાના એક શબ્દથી જ રચાણી. સીતાએ લક્ષ્મણને કહ્યું કે, તું રામની મદદે જતો નથી, તેથી તારા મનમાં એમ છે જે રામ મરશે ત્યારે હું સીતાને મારી સ્ત્રી કરીને રાખીશ, એમ સમજી તું જતો નથી; પણ હે મૂર્ખ ! હું મરીશ પણ તને વરીશ નહિ. આમ વચન કહ્યું કે લક્ષ્મણ એકદમ મૂર્છિત થઇ પૃથ્વી પર ઢળી પડયા. માટે કોઈને કઠીન લાગે એવો એક પણ શબ્દ બોલવો નહિ.

જે જે શબ્દ બોલવો તે તે બોલ્યા પહેલાં પૂરતો વિચાર કરીને જ બોલવો, પણ વિચાર કર્યા સિવાય બોલી નાખવો નહિ.

કેમકે શબ્દ બોલનાર જીભ છે. એ જીભને નિયમમાં રાખીને શબ્દ બોલવો. પણ જીભને લાંબી ટૂંકી થવા દેવી નહિ.

જીભમાં હાડકાં નથી, અતિ કોમળ છે પણ બીજાનાં હાડકાં ખોખરાં કરી નાખવાને એ શક્તિમાન છે. શરીરના બધા અવયવો કરતાં જીભ એ મહાન બળવાન છે. ઈશ્વરે પણ જીભને નિયમમાં રાખવા બત્રીસ દાંતનો મોટો કિલ્લો બાંધ્યો છે. તેના ફરતા હોઠ, મૂછના વાળ ઈત્યાદિક સાધનોથી એ કિલ્લો મજબુત કર્યો છે. માટે જેને આ લોકમાં સુખી રહેવું હોય અને કીર્તિવાન બનવું હોય તેણે વાણીને ખૂબ નિયમમાં રાખવી. વગર વિચાર્યું કાંઇ પણ બોલવું નહિ. સહુ સદ્‌વાણીથી જેવા પ્રસન્ન થાય છે તેવા આપ્યેથી પ્રસન્ન થતા નથી. માટે હંમેશાં સારી પ્રિય લાગે એવી અને નમ્ર વાણી બોલવી.



## ॥ જે જે વાંચવું તે તે વિચારપૂર્વક વાંચવું ॥



**'વાંચે પણ નહિ કરે વિચાર;**
**તે સમજે નહિ સઘળો સાર.'**

જે જે વાંચવું તે વિચારીનેજ વાંચવું. અને વિચારીને વાંચેલાનો સાર હૃદયમાં ઉતારવા શીખવું. વાંચી જાણે પણ જો વિચાર ન કરે તો જ્ઞાન થતું નથી, પણ નુકસાન થાય છે. પેલાએ કાગળ વાંચી વિચાર ન કર્યો તો મોકાણ મંડાવી. અને વાંચી વિચાર કરી સમજનાર મળ્યો તો આનંદની છોળો ઉછળાવી.

એક વહેપારી વહેપારમાં પોતાનું સઘળું ધન ખોઇ બેઠો. દેવાદાર થયો. લેણીયાતો રોજારોજ તેને ચુંટી ખાવા મંડયા. આથી અકળાઈને સગાવહાલાંની રજા લઇને ખાનગી રીતે પોતાના સ્રીછોકરાંને લઇ સોએક ગાઉ છેટે એક શહેરમાં રોજગારને અર્થે ગયો. ત્યાં તજ, લવિંગ એલાયચીનો, તેમાં વળી વિશેષ કરીને મરીયાંનો વ્હેપાર કરવા માંડયો. એણે મરીયાં ખરીદ્યાં. પણ ભાવ બેસવાથી મરીયાં વેચાયાં નહિ. અને મરીના ધીરનારને એક માસે રૂપીઆ આપવાનો વાયદો કરેલો. તેથી તે લોકો મહીનો થયા પછી નાણાં લેવા આવ્યા. આણે પાંચ, દશ અને પંદર દિવસનો વાયદો કર્યો, પણ બીજો મહીનોય ચાલ્યો ગયો. આથી તેઓ એને ઘેર લાંઘવા બેઠા.

એવામાં મુંબઈનો વ્હેપારી આવ્યો. તેનાં બધાં મરીની ખરીદી કરીને રોકડા રૂપીઆ આપી માલ મુંબઈ લઈ ગયો.

લેણીયાતો કહે, ભાઇ અમને રૂપીઆ જલદી આપી દ્યો. ત્યારે કહે, ભાઇઓ તમો મારે ઘેર લાંઘવા બેઠા એ વાત મારા દેશમાં ગઇ હશે તે મારાં સગાવહાલાં ઘણાં અફસોસ કરતાં હશે.

માટે મને થોડી જ મતલબનો એક કાગળ લખી નાખવા દ્યો. પછી તમારા નાણું ચુકતે આપી દઉં. પછી કાગળ લખ્યો કે, અમારા વહાલાસગા કપુરચંદ, અને કંકુ ફોઇ વગેરેને માલમ થાય જે ભગવાનની દયાથી અમારા પર દુઃખના વાદળો ઘેરાયેલાં તે સર્વે છૂટી ગયાં છે. અમારી કશી ફીકર કરશો નહિં. વિશેષ આજ રોજ અમારાં સર્વે મુંબઇમાં મરી ગયાં છે. હવે અમારી કોઈ જાતની ફીકર તમારે કરવી નહિ. આવો કાગળ લખી પોસ્ટમાં રવાનો કરી લેણદારોને મરીયાંના રૂપીઆ ચુકતે આપી દીધા.

હવે કાગળ સગાઓને પહોંચ્યો તેવો જ તે લોકો ચારે કોરથી ભેળા થઇ વાંચવા લાગ્યાં. તેમાં વાંચતાં વાંચતાં આવ્યું કે, આજ રોજ અમારાં સર્વે મુંબઇમાં મરી ગયાં છે. આ શબ્દ વાંચતાં જ કાગળ ફેંકી દઇ સર્વે રો કકળાટ કરવા મંડી પડયાં. ત્યાં તો કંઇક કાણુ આવી જાણી આડોશીપાડોશી, સગાં સર્વે રડવાકૂટવા ભેળાં થઈ ગયાં.

અને સૌએ પૂછયું કે, અલ્યા ભાઇ કોની કાંણુ છે? તો કહે ધનપાળ શેઠનું આખુંય કુટુંબ મુંબઇમાં મરી ગયું. આ સાંભળી સૌ હાય, હાય, પોકાર કરી રડવા લાગ્યા. ત્યારે કોઇક ડાહ્યો પુરુષ આવીને કહે, ભાઇ એકદમ બધાય સાથે મરી જાય એ સંભવતું નથી; માટે તમો કાગળ લાવો. મને વાંચવા દ્યો. પછી વાંચ્યો અને વિચાર કરીને બોલ્યો કે, આ ધનપાળ શેઠ શેનો વેપાર કરતા હતા? એમની કેવી સ્થિતિ હતી? ત્યારે કહે, તેઓ તજ, એલચી, લવીંગ અને તીખાંનો વેપાર કરે છે. તેમાં વિશેષે કરી મરીનો વેપાર મોટો કરે છે. ત્યારે કાગળ વાંચનારે કહ્યું કે, ભાઈ કાંઈ શોક કરવા જેવું નથી. પોતે લખે છે કે, અમારાં સર્વે મુંબઈમાં મરી ગયાં છે. એટલે જે મરીયાં હતાં તે સર્વે મુંબઇના વ્હેપારીની ખરીદ હોવાથી મુંબઈ ગયાં છે. હવે અમારી કશી ફીકર કરશો નહિ. જો કે એમનું કુટુંબ બધું મરી ગયું હોય તો ફીકર કરશો નહિ, એવું શા માટે લખે? આમ તેણે પત્ર વાંચીવિચારી સૌને સમજાવ્યા કે સૌ એકદમ શાન્ત થઇ ગયા.

અને સહુમાં આનંદ આનંદ છવાઈ ગયો. માટે જે જે વાંચવું તે પૂરેપૂરૂં વાંચી, વિચારી સમજવું. જોકે બીજાએ પત્ર વાંચ્યો, પણ વિચાર્યો નહિ તો બધાયને શો કકળાટ કરાવ્યો. માટે કથા, વાર્તા. કે જે જે વાંચવું તે વિચારવું અને હૃદયમાં ઠસાવવું. તો જ શાન્તિ અને સુખ થાય.

ગમે તેવો બુદ્ધિશાળી અને ભણેલો હોય. પણ ઉંડા ઉતર્યા વિના ઉપરથી વાંચવાથી સમજ પડતી નથી. માટે જે જે વાંચવું તે વિચારીને જ વાંચવું.

## વિચક્ષણ વાંચનાર

એક માણસે પોતાના ઘર આગળ ગંદકી થતી જોઇ કોટવાલ પાસે બોર્ડ ચોડાવ્યું. આ ઠેકાણે ગંદકી કરવી નહિ કરશે તો શિક્ષાને પાત્ર થશે. હવે આ બોર્ડ વાંચતાં લોકોએ ગંદકી કરવી બંધ કરી. પણ એક વિચક્ષણ ભાઇએ બોર્ડ વાંચ્યું કે તુર્તજ ગંદકી કરી. માલીકે બોર્ડ સામી આંગળી કરી કહ્યું, આ વાંચ્યું છે? હા, વાંચીને જ પેશાબ કર્યો છે. પેલાએ પોલીસને બોલાવી કેસ કર્યો. મેજીસ્ટ્રેટે કોર્ટમાં ગંદકી કરનારને પૂછ્યું કે, ગંદકીનું મનાઈ બોર્ડ ચોડયું છે છતાં કેમ કરી? શું બોર્ડ નહોતું વાંચ્યું? પેલો કહે, સાહેબ તેમાં તો ગંદકી કરવાનું લખ્યું છે, માટે કરી. પછી બોર્ડ મગાવ્યું, મેજીસ્ટ્રેટે વાંચ્યું કે આ ઠેકાણે ગંદકી કરવી નહિ, કરશે તો શિક્ષાને પાત્ર થશે. પેલો કહે, ના સાહેબ એમ નથી. આ ઠેકાણે ગંદકી કરવી, નહિ કરશે તો શિક્ષાને પાત્ર થશે, આમ છે. સાહેબ સમજી ગયો અને તેને શાબાસી આપી અને બોર્ડવાળાને ઠપકો આપી કહ્યું કે, ગંદકી કરવી નહિ, એ ઠેકાણે પૂર્ણ વિરામ નથી કર્યું એ ભૂલ છે. તે સુધારીને બોર્ડ લગાવજો. આ દૃષ્ટાંતનો સિદ્ધાંત એ છે કે, આ લખાણ ઘણા ય વાંચતા હતા, પણ ભૂલની તો માત્ર એકને જ ખબર પડી. તેમ શાસ્ત્ર, પુરાણ, સહુ વાંચે પણ તેનો સિદ્ધાંત તો આસ્તિક, ધર્મિષ્ઠ અને ભગવદ્-ભક્ત સમજે તેવો બીજો કોઇ સમજી શકે નહિ. માટે દરેક શાસ્ત્રનો અભ્યાસ પ્રથમ કહ્યા એવા પુરુષો પાસેથી જ કરવો. તો જ જ્ઞાન થાય.

## ॥ विनाशकाले विपरीतबुद्धिः ॥



જ્યારે મનુષ્યનો વિનાશકાળ નજીક આવે છે, ત્યારે કોઇનું કે પોતાના હેતુનું પણ મનાતું નથી. ગમે તેવો વિદ્વાન, વિવેકી અને બુદ્ધિશાળી હોય પણ વિનાશકાળ થવાનો હોય ત્યારે સારા ગુણો લય પામી જાય છે. અવિદ્વાન, અવિવેકી અને દુર્બુદ્ધિનો બની જાય છે. હિતને અહિત માને છે. માબાપ, ભાઈ અને મિત્રવર્ગ કોઈનું મનાતું નથી. સૌને દોષિત જુએ છે. ગમે તેવો સુખી અને ધનવાન હોય, પણ પડતીના ગણેશ બેસે કે તરત તેના ઉપર દુઃખો ચડી બેસે છે અને ચારે કોરથી ઉના વાયરા વાવા લાગે છે. માટે હંમેશાં પોતાને એક સ્થિતિએ રહેવા શીખવું.

લંકાપતિરાવણું દશ મસ્તકને વીસ ભુજાવાળો હતો. તેનું મૃત્યુ કોઇ કરે એમ ન હતું. પણ વિનાશ કાળ હોવાથી પોતાના નાશને નોતર્યો. પોતે મહા બળવાન, કળાવાન, અદ્વિતીય યોદ્ધો હતો અને વિદ્યામાં, જ્ઞાનમાં, બુદ્ધિમાં પુરો હતો, પણ વિનાશકાળ હોવાથી કોઇનું મનાયુ નહિ. ઇંદ્રજીતનું મૃત્યુ થયું, લંકાપુરી પર વાનરદળ ચઢી આવ્યું, પોતાના અજેય યોદ્ધાઓ રણાંગણમાં રોળાયા. જ્યારે પરાભવની અણી પર આવી ગયો, ત્યારે પોતે સસૈન્ય સજ્જ થઇ યુદ્ધાંગણે જવા તૈયાર થયો. પોતાની પતિવ્રતા પત્ની મંદોદરી પાસે રજા લેવા ગયો. સતી! ઈંદ્રજીત જુઓ, વાનરદળ ગઢ પર ચઢી ગયું. સીતાપતિ રામ અને તેનો ભાઈ લક્ષ્મણ રણમાં મસ્તપણે મહાલવા લાગ્યા છે, માટે હવે મને રણસંગ્રામમાં જવાની રજા દે. આમ બહુ બહુ કહ્યું ત્યારે મંદોદરી બોલી.

## સતી મંદોદરીના બોલ

**सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥**

રાજન્, પ્રિય વાકયપ્રદાન કરનારા માણસોનો કંઈ તોટો નથી; પણ ખોટું લાગે તો ભલે લાગે, પણ સાચે સાચું કેહેનારા સાંભળનારા બહુ થોડા હોય છે.

માટે મનાય કે ન મનાય પણ હું સાચે સાચું કહું છું કે, સ્વામિન્ જરા સમજો, તમારી વિદ્યાનો અને જ્ઞાનનો આ વખતે ઉપયોગ કરો. પાછા વળો. તમારા અજેય યોદ્ધાઓને સંહાર્યા. વાનરનાં ટોળાં નજીક ધસી આવ્યાં. પાટવી કુંવર ઇંદ્રજીતને સંહાર્યો. સમુદ્રમાં પત્થરા તાર્યા. વનચર વાનર તથા રીંછોનું સૈન્ય લઇ યુદ્ધ કરવા આવ્યા. તેના એક લંગડા વાનરે લંકાપુરીના લાખ્ખો ઘરમાં આગ લગાડી, પણ તેને કોઈ પકડી શકયું નહિ. અંગદ નામના ચોવટ લાવનારા વાનરાનો પગ સભામાં કોઈથી ઉંચો થઈ શકયો નહિ. આવા મહાસમર્થ સીતાપતિ રામના અજેય યોદ્ધાઓ છે. સ્વામીજી! એ રામ કાંઈ માનવબાળ નથી. પણ મોટા ભૂપતિ, દાનવપતિ, દેવપતિ આદિકના મદને ઉતારનાર ઇશ્વરના પણ ઇશ્વર છે, માટે આપ માન મૂકી રામને તેની રમા સ્વાધિન કરી શરણે થાઓ. નહિ તો પ્રાણનાથ! તમામ જીવન જ્યોતિની અંતિમ ઘટિકા નજીક આવી જાણજો. આમ ઘણું ઘણું કહ્યું, પણ

**॥ विनाशकाले विपरीतबुद्धिः ॥**

તેનો વિનાશકાળ હોવાથી જરા પણ મનાયું નહિ. વળી કહે, હે નાથ! બળના મદથી મસ્ત થઇને તમે દેવતાઓને રંજાડેલા તેથી એ સર્વે દેવતા તમારાથી વિરૂદ્ધ થઇ રામના પક્ષમાં ગયા છે. અને એ સર્વે તમારા મરણની રાહ જોઈ રહ્યા છે. માટે એની સામે થવાથી રાજપાટ, પુર, પ્રજા, પરિવાર અને

પ્રાણને જરૂર ખોઈ બેસશો; માટે આ શંકડીનું માનો અને માન મૂકી પાછા વળો. આમ ઘણું ઘણું મંદોદરીએ કહ્યું, ત્યારે દશ માથાવાળો અભિમાનની મૂર્તિસમો રાવણ ગર્વભર્યો બોલ્યો.

भवित्री रम्भोरु त्रिदशवदनग्लानिरधुना ।
स रामो मे स्थाता न युधि पुरतो लक्ष्मणसखः ॥
इयं यास्यत्युच्चैर्विपदमधुना वानरचमू ।
लघिष्ठेदं षष्ठाक्षरपरविलोपात् पठ पुनः ॥

હે સતી! ચિંતા પરહરો; સ્વસ્થ બનો. વનમાં વનચરો સાથે વસનારૂં, બીલાં, બોરાં ખાનારૂ, બેરાં પાછળ ગાંડુ થઈ આથડનારૂં એ બિચારૂ રામડું તે શું કરનારૂં છે? હા, એના પક્ષમાં ત્રિદશ (દેવતાઓ) છે. પણ હું રણસ્થળે ગયો નથી ત્યાં સુધી તેઓ બળ કરે છે. હું રણસ્થળે જઇશ કે તરત જ દેવતાઓનાં વિકસિત વદનો કાળાં થઇ જશે અને નાસવા માંડશે.

લક્ષ્મણનો ભાઇ રામ રણાંગણે મારા સામો ઉભો રહી શકશે નહિ.

વાનરસૈન્ય પણ હમણાં એકદમ વિપત્તિને પામશે. મને દેખશે કે તરત જ હુકાહૂક કરી માથે પૂંછડાં લઈ ભાગવા માંડશે. આવી રીતે રામના પરાજયને સૂચવનારાં ત્રણ પદને બોલ્યો. ત્યાં તો રામના પરાક્રમને જાણનારી સતી મંદોદરી જરા કોપાવેશમાં આવી ચોથું પદ બોલી ઉઠી કે–

॥ लघिष्ठेदं षष्ठाक्षरपरविलोपात् पठ पुनः ॥

હે હલકી બુદ્ધિના, તારો વિનાશકાળ નજીક હોવાથી તને મનાતું નથી, પણ તું ત્રણ પદ બોલી મને સમજાવે છે તે કરતાં તું દરેક પદના સાતમા અક્ષરનો લોપ કરી ફરી બોલ અને તે પ્રમાણે સમજ. એટલે રાવણ ત્રણે પદમાંથી સાતમા અક્ષરનો લોપ કરી બોલ્યો કે, રાવણના વિકસિત વદનો હમણાં કાળાં થઇ

જશે. રામ રણાંગણામાં લાંબો વખત ટકશે, પણ રાવણ નહિ ટકે. વાનરાઓ વિજય મેળવશે. આવી રીતે પોતાના બોલેલા ત્રણ પદમાં પોતાનું મરણ આવી ગયું જાણ્યું; તોપણ પોતાનો વિનાશકાળ હોવાથી મનાયું નહિ. અને કહે સતી! ચ્હાય તેમ થાય, પણ હવે મને જવાની રજા દેવામાં વિચાર કે વિલંબ કરવાનો નથી, માટે રજા દે. હું જઉં છું એમ બોલી ચાલતો થયો. ચાલતાં ચાલતાં વિચાર થયો જે લાવને મોટા બંધુ કુંભકર્ણને જગાડી ભેગો લેતો જાઉં. આમ ધારી કુંભકર્ણના મહેલે જઇ જગાડવા બુમાટા પાડયા, હચમચાવ્યો, પાડા પાસે ખુંદાવ્યો, નાકમાં અને કાનમાં રાક્ષસોને પેસાડી ખૂબ કિકિઆરીઓ પડાવી. ત્યારે માંડમાંડ જાગ્યો અને રાવણ સામું જોઇ કહે, 'મને કેમ જગાડયો ?'

રાવણ કહે, ભાઈ હવે ઉંઘવાનું નથી. હું રામની સીતાનું હરણ કરી લાવ્યો છું. તેથી રામ વનચરવાંદરદળોને લઇને આપણી ઉપર ચઢી આવ્યો છે. લંકાના ગઢ પર વાંદરાઓ ચઢી ગયા છે. લંકાપુરી કેટલીક દગ્ધ થઇ ગઈ. પુત્ર ઇન્દ્રજીતનું મૃત્યુ થયું, વગેરે વગેરે કહી બતાવ્યું.

કુંભકર્ણ માથું ધુણાવી, અરે! ભાઈ તેં આખી ત્રિલોકીને ગુલામવત્ કરી. પણ કામક્રોધાદિક અંતઃશત્રુની ગુલામીમાંથી તું છૂટી શકયો નહિ. તું મહાન વિદ્વાન, જ્ઞાની, અને સમર્થ છતાં પણ તારૂં આ વખતે જ્ઞાન કયાં ગુમ થઈ ગયું ? તારી કુટેવ હજી ગઇ નહિ. અહા....હા....હા! તેં રામની સ્રીને હરણ કરી, તેથી આપણું આજથી સર્વે હરાઇ ગયું. બાંધવ હવે શું થશે? તે કહી શકાતું નથી. જો મારૂં માનતો હોય અને આપણું સર્વનું હિત ચાહતો હોય તો નિરભિમાની થઇ રામની રમારૂપ સીતાને લઇને સામે પગલે જઈ તેને સોંપી દે. તો જ આપણું કુશળપણું રહેશે. નહિતર જરૂર હવે આપણો કાળ આવ્યો જાણ.

રામ એ સાધારણ માણસ નથી. તેનાં ઐશ્વર્ય, પ્રતાપ, પરાક્રમ અને મહિમા મેં સાંભળ્યાં છે. વળી તેણે સમુદ્રપર પાજ્ય બાંધી. વાંદર, રીંછ આદિને યોદ્ધા બનાવ્યા. એ કાંઇ ઓછું પરાક્રમ ન કહેવાય. ઇંદ્રને જીતવાવાળા મહાન સમર્થ તારા ઇંદ્રજીત પુત્રનો નાશ કર્યો. તેના એક વાંદરે લંકાપુરી બાળી, વગેરે વગેરે તારા મુખથી સાંભળી હું નક્કી કહું છું કે, માન મૂકી નિર્માની થઇ રામને સીતા સોંપી દે. આ સિવાય બચવાનો કોઇ ઉપાય નથી. વળી તેં કઠોર વાણી, ક્રૂર સ્વભાવ અને અભિમાનના મદથી મસ્ત થઇને રંજાડેલા, રડાવેલા, તગડેલા દેવ, વિપ્ર, ઋષિ, મુની રાજા અને રંક એ સર્વેના અપરાધના ફળને ભોગવવાનો સમય નજીક આવ્યો જાણ.

રાવણ કહે, બન્ધુ! હું જાણું છું કે—

**माद्यति प्रमदां दृष्ट्वा सुरां पीत्वा च माद्यति ।**
**यस्माद् दृष्टिमदानारी तस्मात् तां नावलोकयेत् ॥**

મદિરાના પાનથી મસ્ત થવાય છે અને સ્ત્રીનાં તો દર્શનથી જ મસ્ત થઈ જવાય છે. વાસ્તે કોઇ પણ શ્રેયાર્થીએ તો સ્ત્રીના સામું પણ ન જોવું. આ જાણું છું. છતાં ભાવિના ભુલાવાથી કામાંધ અને વિચારશૂન્ય બની આ અકૃત્ય કર્યું છે. બન્ધુ! તું કહે છે તેમ મારી સતી સ્ત્રી મન્દોદરીએ પણ રામના પ્રભાવને સૂચવનારાં મારા બોલમાં જ, મારો પરાભાવ જણાવી દીધો છે. છતાં હવે તો

**॥ यद्भाव्यं तद् भवत्येव ॥**

માટે હવે તો જે થવાનું હશે તે થશે, પણ રામને તેની રમા ન સોંપાય અને રાવણના નામને બટ્ટો ન લગાડાય. હવે તો બન્ધુ! વિચારમાત્ર બંધ કરો અને પુર, પ્રજા, પુત્ર અને કુટુંબનું રક્ષણ કરવા તૈયાર થઇ જાઓ. રામને નસાડી દિગ્વિજય કરો અને આપણા કીર્તિધ્વજને ફરકાવો. આમ

ઘણું ઘણું કહી તેને પણ તૈયાર કર્યો. પણ વાચકો, વિચાર કરો કે રાવણે પોતાની પ્રિયતમા સતીનું અને વડીલ બન્ધુ કુંભકરણનું માન્યું નહિ અને મનધાર્યું કર્યું; તો તેનું કેવું ભયંકર પરિણામ આવ્યું. માટે દરેક કામ કર્યા પહેલાં તેના પરિણામનો વિચાર કરવો. રાવણ વિદ્વાન, બળવાન સાધનસંપન્ન છતાં સાહસ કરવાથી કુળકુટુંબ, પુર, પ્રજા સહિત નાશ પામી ગયો. માટે દરેક સુખાર્થીએ બહુજ વિચારીને તથા મોટાની સલાહ લઈને કરવું



# આ જીવ છાણુ મેળવનારી ડોશી જેવો ડાહ્યો છે



આ જીવ કેવળ વિષયનો કીડો બની ગયો છે. વિષય વિના પળમાત્ર રહી શકતો નથી. જેમ મચ્છને જળ એ જ જીવન છે, તેમ વિષયી જીવને વિષય એ જ જીવન છે અને તેથી જ અન્યાય, અનાચાર ને દંભાદિક પાપને ન ગણીને, વિષયસુખ મેળવવાને વલખાં માર્યા કરે છે. હાયવોય કર્યા કરે છે. ભગવાન કરતાં પણ વિષય ગળ્યા લાગે છે. ભગવાનની કે સત્પુરુષોની આગળ વિષય-સુખની જ યાચના કરાય છે.

એક વખત રાજા ઘોડે બેસી જતો હતો. તેણે એક ડોશીને છાણુ મેળવવા ચારે કોર ઘોડા કરતી જોઈને પાસે બોલાવી કહ્યું. ડોશી, તમને કેટલાં વરસ થયાં? બાપજી! આજે પંચાણુંમું પુરૂં થાય છે. રાજા કહે, આટલા બધા ઘોડા કેમ કરો છો?

ડોશી કહે, હું ઘરડી તે આ રાંડું મારે ભાગે કોઇ છાણુ આવવા દેતી નથી. રાજા કહે, તમારે દીકરા કેટલા છે? બાપજી! દીકરો બીકરો કોઇ નથી. આ બે હાથ ને બે પગ એ દીકરા છે. વહેલી સવારથી આવી બપોર સુધી આથડું છું. ત્યારે એક ટોપલી છાણુ માંડ માંડ થાય છે. આમ કહી, લ્યો બાપજી, રામ રામ, હું જાઉં છું. રાજા કહે, ડોશીમા ઊભાં રહો, બાપજી, ઉભી રહીશ તો આજ અડધી ટોપલીયે છાણુ નહિ થાય. ત્યારે સિપાઈ બોલ્યો. ડોશીમા આ આપણા અન્નદાતા રાજા છે. જરા ઉભાં રહો. ડોશી કહે, લ્યો ભા. આ ઉભી.

રાજા કહે, ડોશીમા તમારા ઘોડા દેખી મને કંઈ કંઇ થઈ જાય છે! માટે માગો, જે માગો તે આપું. ડોશી કહે, સાચું કહો છો? હા સાચું કહું છું. બાપજી! માગું છું કે એક ઝોકનું

છાણુ મેળવું છું, તે આજથી બેય ઝોકનું છાણુ હું એકલી મેળવું. આ સાંભળી રાજા ખૂબ હસી પડયો. ડોશી, બીજું માગ બીજું. ડોશી કહે, બાપજી ! મારે બીજું કંઇ જોઇતું નથી. તમે માગવાનું કહ્યું ત્યારે માગ્યું. રાજાએ ઘણું ઘણું કહ્યું પણ ડોશી એકની બે ન થઇ. ત્યારે રાજા કહે, જા; બેય ઝોકનું છાણુ તું એકલી મેળવ. આમ રાજાએ રાજી થઇ માગવાનું કહ્યું, તોય પેલી અભાગણી ડોશીએ છાણુ માગ્યું. તેમ આ જીવને પણ અનાદિ કાળથી વિષયરૂપ છાણુ મેળવવા હડીઓ કરતો અને દુઃખી થતો જોઇને એ દુઃખથી મુક્ત કરવા ભગવાને દયા કરીને આવો મનુષ્યદેહ અને સત્સંગનો યોગ આપ્યો. તોય હજી છાણુરૂપ વિષય મેળવવા હડીઓ કર્યા કરે છે. ભગવાન પાસે પણ છાણુરૂપ વિષયસુખ માગ્યા કરે છે. માટે આવો ઉત્તમોત્તમ યોગ પામીને વિષયસુખ મૂકીને ભગવાન સંબંધી દિવ્ય સુખ માગી લેવું અને તેના જ ભોક્તા થવું.



## ।। આ લોકમાં કોઈનું પુરૂં થયું નથી ।।



દશ માથાવાળો, વીશ ભુજાવાળો અને દીર્ઘાયુષી રાવણ જેવાનું યે પુરૂં થયું નથી. તો આપણે અલ્પાયુષી માનવીઓનું કેમ પુરૂં થાય? રામચંદ્રજી રાવણનો નાશ કરી સીતાજીને લઇ અયોધ્યા પધાર્યા; ત્યારે સર્વ લોકો રામને આવ્યા જાણી મળવા આવ્યા. સહુ કહે, કૃપાનાથ! રાવણ મુઓ એ બહુ સારૂં થયું. બાપજી! એ કાંઇ મરતાં મરતાં બોલ્યો ખરો? રામચંદ્રજી કહે, હા બોલ્યો કે, હે રામ! તું મારી આવી સ્થિતિ કરીશ એ હું જાણતો ન હતો. જો આવી ખબર હોત તો મેં મારા પાંચ કામ ધારેલાં તે જરૂર પૂરાં કરી લેત. મને મરવાની ચિંતા નથી, પણ મારાં ધારેલાં પાંચ કામ બાકી રહી જાય છે. તેની મને ઘણી ચિંતા થાય છે. મેં કહ્યું, તું આવો જબરજસ્ત છતાં તારે હજી ક્યાં પાંચ કામ બાકી રહી જાય છે? ત્યારે તેણે કહ્યું કે—

**મૃત્યુપ્રાય થતાં કહ્યું દશમુખે, સીતાપતિના પ્રતિ**
**મારે પાંચ જ કામ પૂર્ણ ન થયાં, તેથી નહિ નિવૃત્તિ**
**ક્ષારાં બુદ્ધિ વિષે નવે પીયૂષના, કૂપો નહિ બોળિયા,**
**ભેદી સપ્ત પાતાળ તે થકી બળી રાજા નહિ છોડીયા.**
**કીધો મુક્ત ફણીન્દ્રને નહિ વળી અત્યુગ્ર ભૂભારથી**
**માર્યા નહિ જમપુરીમાં જમદૂતો મેં મારા જ હાથથી**
**કીધો ચંદ્ર કલંક હિન નહિ એ મારૂં ન ધાર્યું થયું,**
**બોલ્યો રાવણ મુખ થકી સહુ સુણો શ્રી રામચંદ્રે કહ્યું**

૧. એક તો મારે, ખારા જળના સમુદ્રને મીઠો કરવો હતો. શીરીત્યે તો સ્વર્ગમાંથી અમૃત લાવી સમુદ્રમાં નાખીને મીઠો કરવો હતો. પછી એમાંથી નાનામોટા નદ કાઢી આખી

દુનિયાને જળનું સુખ કરી આપવું હતું. જેથી ઇંદ્રરાજાની કોઇને ગરજ રહે નહિ. આડે વગડે અનાજ પકાવે અને સદાય સુખીઆ રહે. કોઇ દહાડો દુકાળને તો દેખે જ નહિ.

૨. બીજું બળીરાજાને પાતાળમાંથી પૃથ્વીપર લાવવો હતો.

૩. ત્રીજું શેષ નારાયણ માથેથી પૃથ્વીનો ભાર ઓછો કરવો હતો. એટલે મારા બાણની અણી ઉપર પૃથ્વીને રાખી શેષને ભારથી મુકત કરવો હતો.

૪. ચોથું ચૌદ કરોડ જમને મારી જમપુરી ખાલી કરવી હતી; જેથી લોકો જમપુરીનો ડર મૂકી ગમે તેમ વર્તે.

૫. પાંચમું ચંદ્રને કલંકહીન કરવો હતો, જેથી પંદર દિવસ અજવાળું કરે છે અને પંદર દહાડા અંધારૂં રાખે છે. તો તે કોઇ દહાડો અંધારૂં કરે જ નહિ.

આવા પાંચ કામ મેં કરવા ધાર્યાં હતાં તે અધુરાં રહી જાય છે. એનો મને ખેદ થાય છે. આ રાવણ મરતી વખતે બોલ્યો; એમ શ્રી રામચંદ્રજી ભગવાને સહુને કહ્યું.

સુજ્ઞ વાચકો ! આવા મહાન જોરાવર રાવણને પણ ધાર્યું અધુરૂં રહી ગયું છે તો આપણું શી રીતે પુરૂં થશે ? માટે હવે તો જેમ બને તેમ ભગવાન તથા સંતને મદદમાં લઇને જેમ આપણું પુરૂં થઇ જાય તેમ કરી લેવું.



# ॥ પારસીનો મૂંગો છોકરો બોલતો થયો ॥



**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥**

સુરતનો એક પારસી હતો. તેને છેલ્લી અવસ્થામાં એક દીકરો થયો. પણ તે જન્મથી જ મૂંગો હતો. તેને બોલતો કરવા માટે ઘણા ઘણા ઉપાયો કર્યા, અને દેવ, દેવી, પીર, પૂજ, બાવા, ભૂવા, વગેરેને સેવ્યા. દોરાધાગા કર્યા. દેશીવિદેશી વૈદ્યોની સલાહ લીધી અને તેમના કહ્યા પ્રમાણે ઘણાઘણા ઉપાયો કર્યા, પણ છોકરો બોલતો થયો નહિ. એવામાં સદ્‌ભાગ્યે કોઇ સત્સંગીનો જોગ થયો! અને તેનું ચારિત્ર બહુ સારૂ જોઇ તેને બહુ ગુણ આવ્યો. ત્યારે પારસીએ તેને પૂછ્યું કે, આ છોકરો બોલતો થાય તેવો કોઈ ઉપાય છે? ત્યારે તે કહે, તમે અનેક ઉપાયો કર્યા હશે અને હજીએ ભલે કરો, પણ જો કોઇ સત્પુરૂષ કૃપા કરે તો જ આ છોકરો બોલતો થાય. પારસી કહે, અત્યારે તમારા ધર્મમાં કોઇ મોટા પુરૂષ છે? હરિજન કહે, ઘણા ય છે, પણ તમે વડતાલે જાઓ, ત્યાં અમારા ગોપાળાનંદસ્વામિ નામે બહુ મોટા પુરૂષ છે, અને તે જો કૃપા કરે તો છોકરો તરત બોલતો થાય. પછી તે પારસી છોકરાને લઇને વડતાલે આવ્યો અને ઠાકોરજીનાં દર્શન કરીને ગોપાળાનંદસ્વામિની પૂછા કરતો કરતો આસને આવ્યો. સ્વામિ પૂજા કરતા હતા. તે સ્વામિને ઢીંચણીયા થઈ ખૂબ વિનયથી પગે લાગ્યો. છોકરાને પગે લગાડીને આગળ બેઠો. સ્વામિજી તેના અંતરનું જાણીને પૂજામાં અર્ધું કેળું ધરેલું હતું તે તેના છોકરાને આપ્યું. બચ્ચા ખાઇજા. એ છોકરે ખાધું કે તરત બોલ્યો, બાપા આ કેળું બહુ જ ગળ્યું છે. તે જોઇને પારસી

બહુ જ આશ્ચર્ય પામી ગયો. રાજી રાજી થઇ ગયો. સ્વામિને કહે, તમે તો ભગવાન જેવા છો. સ્વામિ કહે, ભગવાન તો સ્વામિનારાયણ છે. હું તો તેમનો એક રાંક સાધુ છું. એમ કહીને મહારાજનાં ઐશ્વર્ય, ચમત્કાર ને પરચા વગેરેની બહુ વાતો કરી, તે સાંભળી તેને બહુ ગુણ આવ્યો. અને પોતે સ્વામિના હાથે વર્તમાન ધારી મલિન આહારત્યાગ કરવાનો અને નિત્ય નાવાધોવાનો નિયમ લઇને પવિત્ર એકાંતિક સત્સંગી થયો. આવા ઐશ્વર્યવાન અને વચનસિદ્ધ ઘણા સંતસત્સંગીઓ અને બાઇઓ પણ શ્રી સ્વામિનારાયણના સંપ્રદાયમાં હતા.



## ।। પડછાયા મોર જનાર હઠીભાઈ પટેલ ।।



આજ સુધી તો આ જીવ પેલા હઠીભાઈ પટેલની પેઠે અવળે મુખે દોડયો જતો હતો. પ્રિય પાઠકો ! વાંચો, બરોબર વાંચો અને ફરીને પણ વાંચજો. એક હઠીભાઇ નામનો પટેલ ચાલતાં ચાલતાં પોતાના પડછાયાનાં માથા સામી નજર પડી તો તેણે પડછાયાના માથા બહાર પગ મૂકવા લાંબી લાંબી ફલાંગો ભરવા માંડી. પણ પુણાબાર વાગ્યાનો સમય એટલે પડછાયો ચાર છ આંગળ છેટો ને છેટો રહે. આથી તે પટેલ ભાઇ તો થયા ગુસ્સે અને બાંધી કેડ. ' અલ્યા કંઇ સમજવું છે ? અલ્યા હું હઈને તું છે; છતાં તું મારા સામો થાય છે ? બસ ઉભો રહે " એમ કહી મોટી ફલાંગે ચાલ્યો; પરંતુ પડછાયો એટલોને એટલો ચાલ્યો. ત્યારે કહે "અરે ! તું કોણ ? મને ઓળખે છે ? બસ મારી પાછળ રહે. નહિતર ઠીક નહિ પડે. એમ કહી મોટી મોટી ફલંગો ભરવા માંડયો, પણ પડછાયોભાઇ તો આગળ ને આગળ રહે. આથી એણે ક્રોધ કરી કહ્યું કે, ' અરે મૂર્ખા ? તું કોણ મારી આગળ જનાર ? બસ, ઉભો રહે. આ હઠીયા પટેલને ઓળખે છે ? અલ્યા મુને કોઇએ હઠાવ્યો નથી, તો તું કોણ હઠાવનાર ?' આમ કહી ફલાંગો ભરી, પણ પડછાયો તો આગળ ને આગળ રહે. આથી એકદમ ગુસ્સે થઇ " પણ " કર્યું કે મરી જાઉં તો ભલે મરી જાઉં, પણ આની મોર થાઉં તો જ ઉભો રહું. નહિ તો ન ઉભો રહું " આમ કહી મૂઠીઓ વાળીને મૂકી દોટ તે હાંફી ગયો. થાકી ગયો. પરસેવે પલળી ગયો. પડુ-પડુ થઇ ગયો, પણ લથડિયાં ખાતો ખાતો જાય નાઠો. તેવામાં કોઈ સાધુ સામા મળ્યા અને કહે " ભાઈ આટલો બધો કેમ દોડયો જાય છે ? શું વાંહે વાઘબાઘ કે ચોર તો નથી પડયા ને ?

પેલો કહે, 'બસ' મને બોલાવશો નહિ. આ મારો જીવ લેનારો મારા પૂર્વભવનો શત્રુ મારી વાંહે પડયો છે. " સાધુ કહે, કોણ? અલ્યા ઉભો તો રહે?" પેલો પડછાયા સામે હાથ ઉંચો કરી કહે " આ મારો બેટો પડછાયો. " મેં "પણ" કર્યું છે કે, આ પડછાયા મોર જાઉં તો જ ઉભો રહું; નહિ તો ભલે મરી જાઉં, પણ ઉભો ન રહું.

## હઠીસંગની હઠીલાઇ

સાધુ કહે, " અરે! મૂર્ખ ઉભો રહે, ઉભો રહે. અમે તને પડછાયા મોર કરી દઈએ. ત્યારે પેલો ઉભો રહ્યો. સાધુ કહે, તારે પડછાયા મોર જાવું છે. પણ તેમાં ગુરૂ કર્યા છે? પેલો કહે, એમાં ગુરુ કરવા પડે? સાધુ કહે, અરે મૂર્ખ. ગુરૂ તો દરેક કામમાં કરવા પડે. ગુરુ વિના ગમ ના પડે. જો છોકરાં માસ્તરને ગુરુ કરે છે તો કેવા ભણીગણી હોંશિયાર થાય છે? માટે જો અમને ગુરૂ કહે તો એક પલવારમાં જ પડછાયા મોર કરી દઇએ. પેલો પડયો પગમાં. મહારાજ જો તમે પડછાયા મોર કરી દેતા હો તો તમો મારા ગુરૂ, ગુરૂ, સોવાર-ગુરૂ. બાપજી તમો મોર કરી દ્યો તો ભલે; નહિતર આમાં જરૂર મારૂં મોત છે, કારણ મારો હઠીલો સ્વભાવ છે. મારા બાપ પણ કહી ગયા છે કે બેટા, પકડયું મૂકીશ નહિ.

## હઠીસંગે કૂતરાની પુંઠ સુધી

બાપજી એક વાર હું ફળીયામાં સૂતો હતો અને વાયરાથી પહેરેલું લુગડું ખસી ગયું. ત્યાં કાળીયું કૂતરૂં આવ્યું તે મારી પુંઠ સુંઘી. હું તો એકદમ ઝબકી જાગ્યો અને કૂતરૂં નાઠું. મેં તો વાંહે હડી કરીને પગ ઝાલ્યાં. તેણે મારી એક વાર પુંઠ સુંઘી હતી તો મેં બંદે એની સાતવાર સુંઘી લીધી. જો કે એણે બચકાં ભર્યાં? લોહીલુહાણ કરી નાખ્યો, પણ એણે મારી એકવાર સુંઘીતો મેં એની સાતવાર સુંઘી લીધી. આવો મારો હઠીલો સ્વભાવ છે. તો જો આ પડછાયા મોર કરી દ્યો તો ભલે; નહિતર જરૂર મારૂં મોત થશે. પણ પકડયું મુકાશે નહિ. સાધુ કહે, કેમ અમને ગુરૂ કર્યા?

તો કહે, હા. હા. હા. તમે ગુરૂ અને જેમ કહો તેમ કરૂં, પણ મને પડછાયા મોર કરી દ્યો. સાધુ કહે, આંખ મીંચ તેણે આંખ મીંચી. સાધુએ એક બે ત્રણને સાડાત્રણ કહેતાની સાથે જ સૂર્ય સામું મોં કરાવી ઉઘાડ આંખ ને મૂક દોટ. જો તું પડછાયા મોર થઇ ગયો. પેલો આંખ ઉઘાડી દોટ મૂકીને જુવે છે તો પોતાને પડછાયા મોર થઇ ગયો જોયો. ઓ હો હો હો! બાપજી આ શું કર્યું ? એમ કહેતાં જ પડયો પગમાં. તમે તો મને સાક્ષાત્ પરભુ મલ્યા. મુને મરતાં ઉગાર્યો. એમ વારંવાર કહી પગે લાગવા માંડયો. અને કહે, બાપજી તમે મારા ગુરૂ થયા! માટે મને હવે બોધ આપો. ત્યારે સાધુએ કયારેય આવી હઠ ન પકડવી, આવો નિયમ આપ્યો અને ધર્મ, જ્ઞાન, દયા, દાન વગેરેનો સદુપદેશ આપી તેને ભગવાનનો ભક્ત બનાવી ચાલી નીકળ્યા.

વહાલા વાચકો! તમો સૌ આ વાંચીવિચારી હૃદયના અંતરના ઉંડાણમાં ઠસાવજો. મોક્ષમાર્ગના વિરોધી દોષોને હૃદયમાંથી બહાર કાઢવાને બરોબર હઠીલાઈ પકડજો, પણ આ હઠી પટેલના જેવી મૂર્ખતાભરેલી હઠીલાઇને તિલાંજલી આપજો. જેમ હઠીપટેલ સૂર્યને પુંઠવાળી પડછાયા મોર થવા મરણીયો થઈ દોડયો જતો હતો, પણ તેને સંત મલ્યા, તો પડછાયા મોર થયો અને મરતાં બચ્યો. તેમ આપણે પણ અનંત જન્મથી ભવાટવીના ભ્રમણરોગથી ભ્રમિત થઈને ભગવાનથી અને સંતથી અવળે મોઢે રહીને સુખ લેવા દોડયા જતા હતા, પણ આ વખતે સાચા સંત અને સતશાસ્રનો સાચો યોગ મલ્યો. તેથી આપણે સવળે મોઢે થયા અને સુખીયા થયા. માટે હવે તો ખરેખરા ખબરદાર અને ખરા ખપવાળા બની જેમ બને તેમ સત્સંગ કરી છેલ્લો જન્મ થાય તેમ કરી લેવું. આપણા પૂજ્ય પૂર્વજોનાં સિદ્ધાન્ત, વર્તન, વાણી અને સ્વભાવને ખૂબ વિચારવાં અને તેવા થવાને આગ્રહી બનવું.

## ॥ મર્મભરેલી વાણી ॥



એક વગડાઉ કૂવામાં પાણી ભરતાં વિપ્રના ખભેથી ખડીયો પડી ગયો. આ બ્રાહ્મણે ગામેગામ રખડી રઝળી પૈસો ભેળો કરી તેની સોના મહોરો લઇ દેશમાં આવતો હતો. તેને કોઇ લૂંટી ન લે તેટલા સારૂ જૂનાં લુગડાં અને એક જૂનો ખડીયો રાખેલો અને એક લોઢી, લોઢાનો ડબો, તેમાં બશેરેક લોટનો ઘસીયો કરી તેમાં સોનામહોરો રાખતો. ખડીયાને જરા પણ રેઢો મૂકતો નહિ. તેવામાં જ આ ખડીયો કૂવામાં પડી ગયો. પોતે બેબાકળો થઇ રડવા મંડયો અને પડખાના ગામમાં જઈ તે ખડીયો કાઢી લેવાનું લોકોને કહ્યું. ત્યારે કેટલાક કહે, મહારાજ એ કૂવો જૂનો અવાવરૂ, મહીં ચારે કોર વૃક્ષનાં મૂળીયાં નીકળ્યાં છે. વળી ગામમાંથી લોકો સર્પ પકડી પકડી એમાં નાખે છે. માટે એમાં કોઈ પડે નહિ. આ બ્રાહ્મણે બહુ રડવા માંડયું. લોકોએ નવો ખડીઓ કરાવી આપવા અને ઉપર દશ રૂપિયા આપવાનું કહ્યું; તો પણ છાનો ન રહ્યો. અને કહે, તમે બસો રૂપિયા આપો તો પણ મારે ન જોઈએ. મારે તો મારા બાપદાદાનો જૂનામાં જૂનો ખડીયો છે તે જોઇએ. ત્યારે કેટલાક માણસોએ વિચાર કર્યો જે એ ખડીયામાં કંઈક વધારે માલ હશે, તેથી આ બ્રાહ્મણ માનતો નથી. પણ એ અવાવરૂ કૂવામાં કોણ પડે? ત્યારે બેત્રણ ઠાકરડાઓ વિચાર કરી બ્રાહ્મણને કહે, મહારાજ! અમે તમને ખડીઓ કાઢી આપીએ, પણ શું આપશો? બ્રાહ્મણ કહે, **જે નિકળે તે તમારે કબજે રાખી એમાંથી તમને ગમે ને મને આપજો. મારે એમાં કંઇ પણ બોલવું** નહિ. અને હું તમને કોરે કાગળે લખી દઉં કે મહીંથી જે નીકળે તેમાંથી મારે કંઇ માગવું નહિ.

તમને ગમે તે મને આપશો તે હું લઇ લઇશ. આવી રીતે નક્કી કર્યું. પરસ્પર લખાણ થયું. સાક્ષી થયા. છેવટે ઘણાક માણસો ત્યાં કૂવે ગયા અને જેણે કબુલ કર્યું હતું તે માણસ દોરડું બાંધી અંદર ઉતર્યો તો જાળામાં ભરી રહેલો ખડીયો હાથ આવ્યો. તે લઈને તરત બહાર નીકળ્યો અને મહીંથી ડબો લઈને લોઢી અને ખડીયો બ્રાહ્મણને આપ્યો. બ્રાહ્મણ કહે, ભાઇ મારો માગવાનો હક્ક નથી. પણ એ ડબો મને આપે તો સારૂં. પેલાએ ડબો ઉઘાડી ઘસીયો લુગડાંમાં પહોળો કર્યો તો મહીંથી સાત સોનામહોર નીકળી; એટલે પેલાએ સાત સોનામહોરોની મુઠી વાળી બીજુ બધું આપી દીધું. બ્રાહ્મણ કહે, ભાઈ આ અન્યાય થાય છે. પેલો કહે, ગામમાં હાલ, અને મોટામોટાને ભેળા કરી આ ચીઠ્ઠી સૌને વંચાવીએ. પછી ગામમાં જઇ લોકોને ભેળા કરી ચીઠી વંચાવી, તો સૌ બ્રાહ્મણને કહે, મહારાજ તમને જે આપે તે લઇ રવાના થઓ. કજીઓ કરશો નહિ. બ્રાહ્મણ કહે, આ લખાણ પ્રમાણે સૌ વર્તો, પણ અન્યાય ન કરો. એમ કહી બ્રાહ્મણે ચીઠ્ઠી વાંચી કે **આમાંથી જે નીકળે તેમાં મારે માગવાનો હક્ક નથી, પણ તમને ગમે તે મને આપવું**. જુઓ ભાઈઓ, હું માગતો નથી, પણ આ કાઢનારને શું ડબો, લોઢી કે ખડીયો લેવો ગમે છે? એને શું લેવું ગમે છે? તો કહે, સોનામહોરો. તો બસ; એ સોનામહોરો મને આપી દ્યો. લોકો સમજી ગયા અને કાઢનારાને કહ્યું કે જે ગમે તે આપવાનું લખ્યું છે; માટે તને સોનામહોરો ગમી તો તારે એ આપી દેવી પડશે. આમ કહી બ્રાહ્મણને સોનામહોરો આપી દીધી. જુઓ લખેલું હતું, પણ કોઇનાથી અર્થ સમજાયો નહિ, તો પણ બ્રાહ્મણે જ્યારે સ્પષ્ટાર્થ કર્યો ત્યારે સમજાયો. તેમ શાસ્ત્ર પુરાણમાં લખ્યું હોય પણ આપણને સમજાવનારા મોટા પુરુષો મળે ત્યારે જ સમજાય છે.



## ॥ રાજાએ દિવાન પાસે માગેલી ચાર વસ્તુ ॥



भूपोऽमात्यमवोचदानय पुराद् वस्त्वब्धिसंख्या नु कि
मस्त्यस्त्यादिममस्ति नास्त्यपरकं नास्त्यस्ति नास्तीतरः ॥
नास्ति श्रेष्ठिपणाङ्गने मुनिवरो व्याधो नृपं दर्शिता
स्तात्रेताह किमर्त्यवा परभवे वित्ताब्धिभंगामताः ॥

એક રાજા વિદ્વાન, જ્ઞાની અને કંઈ મુમુક્ષુ હતો. તેણે પોતાના દિવાનને કહ્યું કે, 'મને આ શહેરમાંથી ચાર વસ્તુ લાવી આપો.' 'કઈ?' 'તો એક તો છે, છે ને છે. બીજી છે ને નથી. ત્રીજી નથી ને છે, અને ચોથી નથી, નથી ને નથી.' દિવાન કહે, 'બહુ સારૂ, કૃપાનાથ! કાલે હાજર કરીશ.' એમ કહી દિવાન ઘરે ચાલ્યો. રસ્તામાં વિચાર કરે છે કે, આ ચાર વસ્તુ શી અને ક્યાંથી લાવવી? ત્યાં એક ગલીમાં ઘણાક બાવા, બ્રાહ્મણો, લૂલાં, લંગડાં, બહેરાં, બોબડાં, નિરાધારી એમ ઘણાક માણસોને જતાંઆવતાં જોઇ પૂછયું. 'અહીં શું છે?' તો કહે, 'અહીં નગરશેઠની હવેલી છે. તે દરરોજ સવાપહોર દિવસ ચઢે ત્યાં સુધી જે જે યાચકજન આવે તેને ધન, ધાન્યાદિક આપે છે. કોઇને નિરાશ કરતો નથી. આવું આ નગરશેઠને ત્રણ પેઢીથી ચાલ્યું આવે છે.' આ સાંભળી દિવાનને વિચાર થયો જે, 'આ ગામમાં આવો દાનેશ્વરી? આને ભગવાને આપ્યું છે અને અત્યારે દાન-પુણ્યમાં આપે છે, તો મૂવા પછી પ્રભુ એને જરૂર આપશે. માટે આ છે, છે, ને છે. એ માંહેલી એક વસ્તુ છે. દિવાન તેના નામ-ઠામની નોંધ લઇ આગળ ચાલ્યો. તો એક સાતમાળની હવેલી દેખી. બીજાને પૂછયું કે, 'આ હવેલી કોની છે?' લોકો કહે, 'સાહેબ, તમારે શું કામ છે? આ હવેલી તો એક વેશ્યાની છે.'

દિવાન કહે, 'અહોહોહો! આ પાપિણીને આવી હવેલી?' લોકો કહે, 'સાહેબ જે વસ્તુ રાજમાં નહિ હોય તે વસ્તુ એના ઘરમાં હશે. મોટા મોટા રાજામહારાજાઓ આને ઘરે આવે છે.' દિવાને જાણ્યું જે, 'આ મહાઘોર વ્યભિચારરૂપ પાપ કરનારી આવી સુખી? બસ, આ પણ એક છે, ને નથી. એ માંહેલી એક વસ્તુ છે.'

એમ કહી દિવાન આગળ જાય છે તો ત્યાં એક મોટા ચોગાનમાં વડ નીચે એક બાવો ઊંધે માથે લટકીને પંચધૂણી તાપે છે. મનુષ્યો જોવા સારૂં ભેળા થયા છે. તેને જોઈ દિવાન કહે, 'અહીં શું છે?' લોકો કહે, 'સાહેબ, અહીં એક મોટો તપસ્વી બાવો તપ કરે છે. એને કોઇ જાતની સ્પૃહા નથી. તેના બે શિષ્યો છે. તે પણ મૌનવ્રત ધારી મોટા યોગી જેવા છે.' આ સાંભળી દિવાન પોતાની ગાડીમાંથી ઉતરી જોવા સારૂં ગયો. લોકોએ દિવાન સાહેબને બાવા પાસે જવાનો માર્ગ કરી આપ્યો. દિવાને નીચે બેઠેલા બન્ને મુનીબાવાને કહ્યું કે, 'તમે મને જરા રજા અપાવો તો હું મહાત્માને મળું. મારે કંઇક વાત કરવાની છે.' બાવાએ રજા અપાવી અને મહાત્મા પાસે દિવાનને લઈ જઈ કહ્યું, 'ગુરુમહારાજ! એ રાજા સાહેબકા-દિવાન હય, વ્હો આપસેં કુચ્છ બાત કરને ચાહતે હય.' એમ કહી તે બાવો દૂર ચાલ્યો ગયો. મહાત્મા કહે, 'કયા બાત કરનેકી હય?' દિવાન કહે, 'અરે! ગુરુમહારાજ, યહ દેહકું ઇતના બડા કષ્ટ કાયકુ દેતે હો? આપ તપકી સમાપ્તિ કરો. આજસે આપકું રાજમેંસે પકકા સીધા મીલનેકા બંદોબસ્ત હો જાયગા. આપકું એક બડી જગા બાંધ દેયેંગે. ઉસમેં આપ સુખસેં રહો ઔર યહ તકલીફ છોડ દો. તુમારા કયા સંકલ્પ હય? તુમ કયા ચાહતે હો?' **બાવોજી કહે, 'અરે બાબા, હમકુ કુચ્છ સંકલ્પ નહિ હય. તપ કરના યહ હમારા સાધુલોગકા ધર્મ હય. તપસે જયસી પ્રભુકી પ્રસન્નતા હોતી હય, ઐયસી દુસરા કોઈ સાધનસે નહિ હોતી હય.'** આમ ઘણું ઘણું

કહ્યું, ત્યારે દિવાને જાણ્યું કે, રાજાએ જે ચાર વસ્તુ મંગાવી છે તેમાંની આ બાવોજી એક વસ્તુ છે. આમ ધારી બાવાજીનું નામ-ઠામ લખી પગે લાગી ચાલતો થયો. ત્યાંથી દિવાન આગળ જાય છે.

તો એક કઠીઆરો માથે અધમણેક લાકડાની ભારી, કેડે એક છોકરૂં, આંગળીએ એક છોકરૂં અને એક પાછળ પડતું આખડતું 'બાપા, બાપા' કરતું દોડયું આવતું. કઠીઆરો નીતરતી આંખે બૂમો પાડે છે, ભાઇ કોઇ ભારી લ્યો. કોઈ ભારી લ્યો. આમ રડતે સ્વરે બોલી રહેલો તેને સાંભળી દિવાને ગાડી ઉભી રાખી પૂછયું. અરે! કેમ રડે છે? કેમ બૂમો પાડે છે? તું કયાં રહે છે? પેલો કહે, બાપજી, હું ઠાકરડો છું, અને જંગલમાંથી લાકડાં લાવી, વેચી, ગુજરાન કરૂં છું. પણ આજ મને તાવ આવવાથી જંગલમાં મોડો ગયો અને આ લાકડાંની ભારી લેનાર કોઇ જાગતો નથી. આ ચાર આનાની ભારી ચાર પૈસામાં કે અચ્છેર દાણામાં આપી દઉં. પણ કોઈ ધરાક થતો નથી. જો વેચાણી હોત તો હું તથા આ છોકરાં કંઈક ધાન ભેળાં થાત. દિવાન કહે, તું કયાં રહે છે? બાપજી! મારે નદીનો કાંઠો કે તળાવનો આરો એ જ રહેવાનું હોય. દિવાને જાણ્યું જે આને રહેવાનું, ખાવાનું કંઈ પણ નથી અને મહાદુઃખિયો છે. માટે આની પણ રાજાની ચાર વસ્તુમાં ગણુતરી થાય તેમ છે. આમ ધારી એક દુકાનદાર વાણીઆને બોલાવી કહ્યું કે, આને રોજ પાંચશેર બાજરી એક મહિના સુધી દેવી અને તેનો આંકડો રાજના કોઠારે આપી પૈસા લઈ જવા. આમ કહી તે કઠીઆરાનું નામઠામ લખી ત્યાંથી ચાલી પોતાને ઘેર પહોંચી ગયો. પોતે વિચાર કરે છે કે, રાજાએ જે ચાર વસ્તુઓ માગી છે તે હરિ-ઇચ્છાથી મને મળી ગઈ. કયારે સવાર પડે અને રાજાને આ ચારે વસ્તુની ભેટ કરૂં! સવાર પડી કે પોતે રાજસભામાં ગયો. અમીરઉમરાવો શ્રીમંતોનો મોટો દરબાર ભરાયો. રાજા તખ્ત ઉપર બેઠો છે. તેણે દિવાન સામી આંગળી કરી નજીક બોલાવી, પેલી ચાર વસ્તુ લાવ્યા કે? દિવાન કહે, સાહેબ હાજર છે. આમ કહી દિવાને રાજદૂતો પાસે

પેલા ચારે માણુસોને બોલાવી રાજાને, હ્યો સાહેબ, આપની આ ચાર વસ્તુઓ. રાજા આશ્ચર્યપૂર્વક, અરે, આમાં કંઈ સમજ્યો નહિ.

દિવાને નગરશેઠને ઉભા રાખી કહ્યુંકે, સાહેબ તમે છે, છે ને, છે, એવી વસ્તુ મંગાવી હતી તે આ નગરશેઠ છે. પોતે ત્રણ પેઢીથી ગરીબ, બ્રાહ્મણ, સાધુ, ફકીર અને દુઃખીઆઓને સવાબેપહોર દિવસ ચઢે ત્યાં સુધી અન્ન, ધન, અને વસ્ત્રનાં દાન કરે છે.

**सुपात्रदानाच्च भवेद्धनाढ्यो धनप्रभावेण करोति पुण्यम् ।**
**पुण्यप्रभावात् सुरलोकवासी पुनर्धनाढ्यः पुनरेवभोगी ॥**

આણે પૂર્વે દાનપુન્ય બહુ કરેલું છે, તેથી ભગવાને આજ આને ધનાઢય કર્યો છે. અને તેથી જ પાછું દાનપુન્ય કરે છે. તો આ મરશે ત્યારે પાછો દાનપુન્યના પ્રભાવથી દેવલોકના ભોગને ભોગવનારો થશે. અને પાછો મૃત્યુલોકમાં આવી ધનાઢય થશે. માટે આ વસ્તુ છે, છે, ને, છે, એવી છે.

પછી વેશ્યાને દેખાડી કહ્યું કે, આપે છે, ને નથી, એવી વસ્તુ માગી હતી તે આ વેશ્યા છે. સાહેબ આના ઘરમાં રાજ જેવો પૈસો, પુંજી અને સમૃદ્ધિ છે; એટલે આની પાસે પૈસો, વાહન, નોકર ચાકર વગેરેનુ સુખ ઘણું પણ તે જીવંત છે ત્યાં સુધી જ. જ્યાં આનો દેહ પડયો એટલે પાપનું ફળ દુઃખ આગળ આવી ઉભું રહેશે. તેથી પણ મહા દુઃખ પામશે અને પછી કોઇ દિવસ સુખને પામશે જ નહિ. માટે છે, ને નથી, એ વસ્તુ આ છે. રાજા દિવાનની બુદ્ધિ જોઇ ઘણો ખુશી થયો.

પછી દિવાને તપસ્વી બાવાને ઉભો રાખી કહ્યું. સાહેબ આપે નથી ને છે એવી વસ્તું માગી હતી તે આ છે. આમની પાસે લંગોટી સિવાય બીજી કોઇ વસ્તુ નથી, પણ આ નિસ્પૃહપણે ભગવદ્પ્રસન્નતાર્થે તપ કરે છે તો પાછળ મુઆ પછી એમને ઇચ્છિત સુખસંપત્તિ મળશે. માટે નથી, ને છે એ વસ્તુ આ પોતે મહાત્મા છે.

પછી કઠીઆરાને ખડો કરી કહ્યું કે, સાહેબ નથી, નથી, ને નથી એવી જે વસ્તુ મંગાવી છે તે આ પોતે છે; એટલે આને પહેરવા વસ્ત્ર નથી, ખાવા અન્ન નથી, રહેવા ઘર નથી અને વનમાંથી લાકડાં લાવી વેચી નિર્વાહ ચલાવે છે. માટે આને કાંઈ પણ પૂર્વનું દાનપુન્ય નથી. અત્યારે પણ કંઇ દાનપુન્ય કરતો નથી. તેથી નથી, નથી, ને નથી એ વસ્તુ આ છે. રાજા દિવાનની આવી તીક્ષ્ણ બુદ્ધિ જોઇ ઘણો ખૂશ થયો અને દિવાનને સવાલાખ રૂપિયા આપી રાજી કર્યો.

વહાલા વાચકો, વચિકાઓ, આ ઉપરથી આપણે એટલું સમજવાનું છે કે પૂર્વે દાનપુન્યાદિક સદ્દકૃત્ય કર્યાં હોય તો આ લોકમાં પ્રભુ સુખ, સંપત્તિ અને સાહેબી આપે છે. અને આ લોકમાં જો સદ્દપાત્રમાં દાનપુન્યાદિક સદ્દકૃત્ય કરાય તો મરીને પણ સુખસંપત્તિ પ્રાપ્ત થાય છે; માટે હંમેશાં આ લોકમાં અને પર-લોકમાં સુખી થવાને માટે સદ્દકૃત્ય કરવાં.



## ।। આ લોકમાં સહુ સ્વાર્થનું સગું છે ।।



આ લોકમાં ખરેખર સહુ સ્વાર્થનું જ સગું છે. મા, બાપ સ્ત્રી, છોકરાં પણ સ્વાર્થ હોય ત્યાં સુધી સહુ ભેળાં રહે. દુઃખનાં ભાગી થાય. પણ દૈવયોગે પડતીના ગણેશ બેસે કે દીન, દરદી, દરિદ્ર થવાય તો કોઈ સામું યે જોતા નથી.

**निःस्वं सोदरकं निरीक्ष्य भगिनी भ्राता न मे सूय तत्**
**श्रुत्वा शीघ्रगतो धनं जनपदे लात्वा गतस्तद्गृहे ।**
**स्थाल्यां मुञ्चति खादिमं वदति सो स्वाभूषणान्यत्त भोः**
**किं भ्रातो वदसीति येषु सुकृतं तेषां मह्ं पूर्वगः ॥**

એક શેઠ બહુ પૈસાપાત્ર, આબરૂદાર અને મોટો વેપારી હતો, પણ તેને પડતીના ગણેશ બેઠા કે ચારે કોરથી ઊનો વાયરો વાવા લાગ્યો. દુકાનો તૂટી, ઘર વેચવાં પડયાં. આમ બહુ દુર્દશા થઇ પડી. અને નિરુદ્યમી થઇ પડયો. રાત દિવસ ચિંતાની ચયમાં બળવા લાગ્યો. પોતાની સ્ત્રીએ કહ્યું કે **उद्यमे नास्ति दारिद्र्यम्** ઉદ્યમ કરો. ઉદ્યમથી દારિદ્રનું દુઃખ જાય છે. મુંઝાવાથી શરીરની અને બુદ્ધિની હાનિ થાય છે.

**शारीरात् जायते व्याधिर्मानसो नात्र संशयः**
**मानसात् जायते चापि शारीर इति निश्चयः ॥**

શરીર માંદુ થાય ત્યારે મન માંદુ થાય. મન માંદુ થાય ત્યારે શરીર માંદુ થાય. માટે મુંઝાવું પડયું મૂકી ઉદ્યમ કરો. શેઠ કહે, પૈસા વગર ઉદ્યમ શાનો કરવો ? બૈરી કહે, તમારી બહેનને ત્યાં જાઓ. એ બહુ પૈસાપાત્ર અને તમારે વિષે પ્રેમ દેખાડી રહી છે. તેને આપણી સ્થિતિની વાત કરો અને ધંધાર્થે

કંઈક પૈસા માગી લાવો. કંઇક ધંધો હશે તો આપણે કંઈક સ્થિતિમાં આવીશું. શેઠ કહે, પડતી દશામાં કોઇ કોઈનું સગું થતું નથી. અગ્નિનું જોર હોય છે, ત્યારે વાયુ તેનો મિત્ર થઇ તેની સહાયમાં ભળે છે. અને એ જ અગ્નિ જ્યારે દીવારૂપે થાય છે ત્યારે તેનો શત્રુ થાય છે. માટે આપણી પડતી સ્થિતિમાં બ્હેન આપણી મદદમાં ભળે નહિ. શેઠાણી કહે, આ તો તમારી સગી બહેન પૈસાપાત્ર છે, માટે તમારી આવી સ્થિતિ જાણી જરૂર તમને મદદ કરશે. આમ બહુ બહુ કહ્યું ત્યારે મરજી ન હતી, છતાં સ્રીના આગ્રહથી ગયો તે રખડતો રખડતો ઘણે દિવસે બહેનને ગામ પહોંચ્યો. પોતે તળાવની પાળ ઉપર બેઠો છે ત્યાં એક રબારી આવ્યો તેને પૂછ્યું. અલ્યા ગોકળી નગરશેઠને ઓળખે છે? હા! હા! હું એમનાં જ ઢોર ચારૂં છું. શેઠ કહે, એમનાં શેઠાણી દિવાળીબા તે મારી સગી બહેન થાય. પેલો દેહઈ, ભાઇનો પોષાક જોઇ બોલ્યો, શું તમે સાચુ કહો છો? શું તમે દિવાળીબાના સગા ભાઇ છો? ત્યારે કહે. હા, હા, જા તું મારા આવ્યાની એને ખબર આપ. તને કંઈક વધામણી આપશે. પેલો તો કાંબળો કેડે બાંધી ખભે ડાંગ મૂકી દોડાદોડ ઘેર ગયો. ઘરની ઓશરીમાં સખી સાહેલીઓ જોડે વિનોદ કરતી બેઠેલી દિવાળીબાને જોઇને, 'બા, બા તમારો ભાઈ દેખાડું!' પેલી કહે, 'મારો ભાઇ અહીં આવવા ક્યાંથી નવરો હોય. ?

એને તો અત્યારે ધમધોકાર મોસમ ચાલતી હશે!' આમ વાત કરે છે ત્યાં તો તેનો ભાઈ ચોકમાં બ્હેન બ્હેન કહેતો આવ્યો. તેને જોતાં જ બ્હેન દિવાળી ઉઠી ઘરમાં પેસી ગઇ બીજી સ્રીઓને કહે, આ મારો ભાઈ નથી, આ તો મારા બાપના ઘરનો રસોયો છે. આવા તો મારા બાપને ઘરે ઘણાય નોકરો છે. જો હું આને રાખું તો બીજા કેટલાય આવે. 'અમારા દેશમાં હાલ દુકાળ છે, તેથી આ આવ્યો છે.' આમ દિવાળી ધીમેધીમે બોલતી હતી તેને સાંભળી ભાઇના અંતરમાં તેલ રેડાયું, બહુ જ આઘાત થયો,

અરે! હું સગો ભાઈ છતાં આ મારી સ્થિતિ જોઇ મને રસોયો કહ્યો? બસ, આજથી મારે આનું અન્નજળ હરામ છે. આજથી હું એનો ભાઇ નથી અને એ મારી બ્હેન નથી. આમ મનમાં બોલી ત્યાંથી મુંગે મોઢે ચાલી નીકળ્યો. કોઈક શહેરમાં જઇ વ્હેપારીને ત્યાં નોકર રહ્યો. સદ્ભાગ્યના જોરથી દુકાનદારને વ્હેપારમાં દિનપ્રતિદિન લાભ થવા લાગ્યો. છેવટે તેનો દુકાનમાં ભાગ કર્યો. બે વરસ પછી ત્યાંથી જુદો પડી સ્વતંત્ર દુકાન કરી ખૂબ પૈસાદાર બન્યો. ત્યારપછી વિચાર થયો કે હવે હું દેશમાં જઇને બૈરાં છોકરાં અહીં લઈ આવું. એમ ધારી અંગરક્ષક, બે નોકર ભેળા લઈ ઘોડે બેસી દેશમાં જવા નીકળ્યો ત્યારે રસ્તામાં પોતાની બ્હેનનું ગામ આવ્યું. પોતે તળાવ ઉપર આસોપાલવની છાયામાં બેઠો. પોતાને વિચાર થયો જે પહેલાં બહેન મને રસોયો કહ્યો હતો અને આ વખતે શું કહે છે તે જોઈએ તો ખરા? આમ ધારી રસ્તે જતા એક માણસને બોલાવી દિવાળી બહેનને ભાઈ આવ્યાની ખબર દેવા મોકલ્યો, ઘરે જઇને પેલો કહે, દિવાળી બા, તમારો ભાઈ દેખાડું! પેલી કહે, અલ્યા એકલો છે કે કોઇ સાથે છે? ત્યારે કહે, બા એમની જોડે બે મોટા ગામ ધણી જેવા વસ્ત્ર ઘરેણાંથી શોભી રહેલા વાંકડી મૂછોવાળા, બે નોકરો છે. આપણા ગામમાં કોઇને નથી એવો એક મોટો ઘોડો છે, પોતે તળાવની પાળે જરીઆની ગાદલી ઉપર બેઠા બેઠા હોકો ગડગડાવે છે.

દિવાળીએ જાણ્યું જે, મારો ભાઇ પરદેશ ગયો હતો, તે કમાઇને દેશમાં જતો હશે એમ જાણી વધામણી લાવનારને પાંચ રૂપીઆ આપ્યા, પોતે આડોશીપાડોશી બ્હેન બાઇઓને તથા પોતાની સખીઓને ભેળી લઇ ગાણાં ગાતી ગાતી તેડવા ચાલી. ભાઈએ જાણ્યું આ બધું માન મને નથી, પણ મારા વસ્ત્રઅલંકારને છે. ત્યાંતો બ્હેન આવી પગમાં પડી અને રડતાં રડતાં બોલી. ભાઇ મારે ઘેર આવ્યા વિના પરભાર્યો ચાલ્યું જવું ધાર્યું છે કે શું? ભાઈ કહે, ઘણા દિવસથી ગામ મૂક્યું છે.

માટે ઉતાવળ છે. ત્યાંતો બ્હેને રડવા માંડયું અને બીજી સ્ત્રીઓએ પણ ગામમાં આવવાને આત્યાગ્રહ કર્યો. હિવાળી કહે, તું ન આવે તો હું અહીંને અહીં તારા દેખતાં મરૂં, પણ તને લીધા વિના ગામમાં જઉં નહિ. છેવટે ગામમાં ગયો. બ્હેને પલંગ ઉપર બેસાર્યો, પોતે જાતે રસોઇ કરવા મંડી અને જે આવે તેને કહેતી કે જુઓ આ મારો ભાઈ છે. પહેલાં આવ્યો હતો એ તો મારા બાપના ઘરનો રસોયો હતો. હવે રસોઇ થઈ કે ભાઇને બોલાવી પાટલે બેસાર્યો. આગળ ભોજન ભરી ચાંદીનો થાળ મૂકયો, ભાઈએ હાથમાંથી વેઢ, વીંટી, પોંચી આદિક કાઢીને થાળમાં મૂકી. કહે. ઓ પોંચી ! હે કડાં ! હે વીંટીબાઇ ! તમે જમો. આ ભોજન તમારા માટે ખાસ બ્હેને કર્યું છે. આ સાંભળતાં બ્હેન કહે, ભાઇ તું ગાંડો થયો કે શું ? તું કોને જમવાનું કહે છે ! આ ઘરેણાં થાળમાં કેમ મૂકયાં. ? ત્યારે કહે, બહેન જેને માટે તેં ખાવાનું કર્યું છે. તેને કહું છું. પેલી કહે, ભાઈ, મારે તારાથી કોણ વ્હાલું હોય ? તારા માટે જ ખાવાનું કર્યું છે.

ત્યારે ભાઇ કહે, મારા માટે હોય તો તે દહાડે હું નહોતો આવ્યો ? પણ તેં બાપના ઘરનો રસોયો કહ્યો હતો અને આ વખતે મારો ઠાઠમાઠ જોઈ ભાઇ કહ્યો અને રસોઈ કરી. આમ કહીને દાગીના પહેરી ચાલતો થયો. પેલી શરમને લીધે રસોડામાં પેસી ગઇ તે વળોટાવા પણ બહાર આવી નહિ.

વાચકો ! વાચિકાઓ ! જોયુને ? છે સ્વાર્થનું સગું ? ભાઇના ચીંથરેહાલ દેખ્યા ત્યારે રસોયો કહ્યો અને કંઇક પૈસાનું તેજ દેખ્યું કે ભાઇ કહી પરાણે ઘરે તેડી ગઇ અને રસોઇ કરી. માટે ચોક્કસ છે કે, આ લોકમાં સૌ સ્વાર્થનું જ સગું છે. સ્વાર્થ સિવાય કોઇ સગું થતું નથી.

એક બુઢ્ઢા બ્રાહ્મણને સાધુએ કહ્યું, ડોસા ! પ્રભુ ભજો. અવસ્થા થઈ છે. તે કહે બાપજી તમે કહો છો તે બધુંય સાચું,

પણ હું મંદ ભાગી તે ચાર છોકરા, બે છોકરી અને બૈરી આમ સાત જણનું પેટ ભરવું પડે છે. જો એ ચિંતા ન હોત તો અખંડ તમારા ભેળો તમારા જેવો સાધુ બની પ્રભુ ભજત.

બાપજી ? બપોર સુધી ગામમાં લોટ માગું છું પછી રોટલો ખાઈને બીજે બે ગામ માગવા જાઉં છું, ત્યારે માંડમાંડ અમારૂં પુરૂં થાય છે.

મારા આધારે એ સાતેનું જીવન છે, બાપજી ! તમે તો તરી ગયા. પણ અમારા જેવાને ભગવાને સંસારજાળમાં નાખ્યા છે. હવે તો મુએ છૂટકો છે. સાધુ કહે, ભાઇ જે જન્મે છે તે પોતાનું નસીબ લઇને જન્મે છે, એમના નસીબમાં સુખદુઃખ જે થવાનું હશે તે થશે. પણ તમે જેમ **કૂતરૂં ગાડા હેઠે ચાલે અને હું જ ગાડું ખેંચું છું, એમ માને**. તેમ હું આ બધાયનો પોષણકર્તા છું, હું હઈને જ એ જીવે છે, એમ તમારે માનવું એતો ખરી મૂર્ખતા કહેવાય. ગોર કહે, મહારાજ ! મારા આધારે એમનું જીવન નથી. એમ જો નક્કી કરી આપો તો હું એક ઘડી પણ ઘરમાં ન રહું અને તમારા જેવા સાધુના જોગમાં રહીને અખંડ પ્રભુ ભજન કરૂં.

સાધુ કહે, આજ તમે ઘરે જઈ બૈરાં પાસેથી પાંચેક દહાડા બહાર ગામ જવાનું બહાનું કાઢી ખડીઓ ખભે લઇ અહીં આવતા રહો. એટલે બ્રાહ્મણ પાંચેક દહાડાનું સીધું ઘરમાં મૂકી બૈરીની રજા લઈ સાધુ પાસે આવ્યો. પછી બીજે દહાડે સાધુએ એક માણસને સમજાવી તેની બૈરી પાસે મોકલી કહેવરાવ્યું કે, બહેન ? કહેતાં જીભ ઉપડતી નથી.

પણ કહું છું કે હું અને તમારો ઘરધણી બન્ને બહાર ગામ જવા ભેળા નીકળ્યા હતા. ત્યાં વગડાના કૂવેપાણી ભરવા જતાં તમારો ધણી કૂવામાં પડી ગયો અને દેવશરણ થઈ ગયો. હું અગ્નિસંસ્કાર કરી આજે તમને ખબરદેવા આવ્યો છું. લ્યો, આ તેમનાં લૂગડાં. બાઈ તો સાંભળતાં જ હાય હાય કરી કાળી

ચીસ પાડી હેઠે પડી પછાડયો ખાવા મંડી. હૈયાફાટ બરાડા પાડી રડવા માંડયું. છોકરાએ પણ રડારોળ કરવા માંડી, આડોશી-પાડોશી, ભેળાં થઈ ગયાં. પેલીને બલોયાં ભાંગતાં અને માથાના કેશ ચૂંટતા જોઇ આનો ધણી મૂઓ જણાય છે અને એણે પણ રડતાં રડતાં કહ્યું જે, છોકરાંને અને મને વન રઝળતાં કરી જતા રહ્યા. કૂવે પડવાથી એમનું મોત થયું. આ વાત સાંભળી સૌ હાહાકાર કરવા લાગ્યા. છેવટ કાણુ કાઢી. પછી સૌએ ભેળા થઇ વિચાર કર્યો જે આ બ્રાહ્મણની બૈરીનું ને છોકરાંનું શું થશે ? આપણે સૌ મહાજનને કહી કંઇક બંદોબસ્ત કરીએ. નહિતર આ બ્રાહ્મણી કૂવો બુરશે. અને છોકરાં પણ મા વિના ટળવળી ભૂખ્યાં મરી જશે, પછી મહાજનને સૌએ કહ્યું, ત્યારે દયાળુ મહાજને બ્રાહ્મણના છોકરાં વીસ વર્ષના થાય ત્યાં લગીના તમામ ખર્ચનો બંદોબસ્ત કરી આપ્યો, બ્રાહ્મણનું ઘર દાણા, લૂગડાં અને ઘી ગોળથી ભરી ગયું સ્ત્રી રડવું પણ ભૂલી ગઇ.

આ વાતને ત્રણેક દહાડા થવા દઇ સાધુએ એક માણસને સમજાવી બ્રાહ્મણને ઘરે મોકલી કહેવરાવ્યું કે, આજે મને તમારો ધણી વહેલી સવારમાં બાવળીયામાં હું દિશાએ જતો હતો ત્યાં મળ્યો. મેં કહ્યું કે, તમે તો મરી ગયા છોને ? તો કહે, હા પણ સ્ત્રીછોકરાંમાં હેત રહેવાથી ભૂત થયો છું. આજ અડધી રાત્રિએ ઘરે જઇશ. મેં કહ્યુ, મુઆ ઘરે જઈશ નહિ. તને દેખી છોકરાં ફાટી પડશે, પણ એણે માન્યું નહિ. માટે આજ તમો હાથમાં છરો લઈ બરોબર જાગતા રહેજો. નહિતર છોકરાંને વળગશે ને સૌનો જીવ લેશે. પેલી કહે કે, મુઓ ભૂત થાય એવો જ હતો. એ કર્મફોડ જીવ્યો ત્યાં સુધી અમે કોઇએ સુખ દીઠું જ નહિ અને જુઓ. અત્યારે આ દાણાના ઢગલા થઇ ગયા છે. આમ કહ્યું. પેલો તો ચેતતા રહેવાનું કહી ચાલી નીકળ્યો. અર્ધી રાત્રિએ સાધુએ પેલા ડોસાને ઘરે મોકલ્યો. પેલો ઘરે જઈ, અલી દેવલાની મા જાગી ઉઘાડ. ત્યાં તો પેલી બેઠી

થઇને કહે, જા જા મારા પીટયા ભૂતડા? તું મરીને ભૂત થયો છે તે હું જાણું છું.

પેલો કહે, હું મુઓ નથી અને ભૂત થયો નથી. પેલી કહે, તું જીવતો હોય તોય ભલે અને ભૂત થયો હોય તો ભલે, પણ જો ઘરમાં પેઠો તો દેખ્યો છે આ છરો? માથું વાઢી નાખીશ. હું કંઇ તારાથી બીવાની નથી. પેલો કહે, અરે! આ શું બોલે છે? છોકરાં કયાં છે? તો કહે, હા હા રોયા? છોકરાંને ભરખવા આવ્યો છો? તે હું જાણું છું. ખશ, ખશ, ભાગી જા. પેલો કહે, હું જાઉં, પણ મારા વિના તમે દુઃખી નહિ થાઓ? ત્યારે કહે, તું હતો ત્યાં લગી જ અમને દુઃખ હતું. હવે તો જો આ દાણાના ઢગ પડયા છે. મારા તથા છોકરાંના લૂગડાના ગંજ થઈ પડયા છે. પેલો કહે, હું જાઉં છું. તો કહે, જા, પણ જો કોઇ દિવસ ઘર સામું જોયું છે તો ગામના ગોરજીને કહીને શીસામાં ઉતારી દઈશ. પેલો તો આશ્ચર્ય પામતો આવ્યો સાધુ પાસે. અરે! બાપજી! આ શું કર્યું? મને તો ઘરમાં પેસવા જ દીધો નહિ. સાધુ કહે, તમે કહેતા હતાને કે એમને જ એક મારો આધાર છે! ગોર કહે, બાપજી આ લોકમાં કોઈ કોઇનું નથી. આ વાત સાવ સાચી છે. બૈરી મને પ્રાણ પાથરતી પણ તેણે જ મને ઘરમાં પેસવા દીધો નહિ. અને દાણા તથા લૂગડાં બધું મળ્યું કે મને ભૂત બનાવી તિરસ્કાર કરી કાઢી મૂકયો. બાપજી! તમે તો મને અંધ કૂવામાંથી કાઢયો. હવે તો હું આપના ચરણની છાયામાં રહીને નિરંતર પ્રભુ ભજી મારા જીવનું શ્રેયઃ કરીશ.

આ લોકમાં સ્વાર્થ હોય ત્યાં સુધી જ સહુ સગું થાય છે, માનપાન આપે છે. પણ સ્વાર્થ ગયા પછી પોતાનાં સ્ત્રી, છોકરાં કે સગાવહાલાં કોઈ સામું જોતાં નથી. સ્વાર્થ હોય ત્યાં સુધી જ સાહેબ, સાહેબ, શેઠ, શેઠ, હાજર, જી, આવા શબ્દો બોલે અને પાછળ પાછળ ફર્યા કરે, પણ સ્વાર્થ ગયા પછી આપણે તેની પાછળ ફરીએ અને પાંચવાર બોલાવીએ તો સામું જોતા નથી. માટે આખું જગત સ્વાર્થનું જ સગું છે.

એક પૈસાપાત્ર અને પ્રખ્યાત વણિક હતો. તેને ચાર દિકરા અને સ્થાવરજંગમ મળી લગભગ ત્રીસેક હજારની પુંજી હતી. છોકરાઓ એને વખતો વખત કહેતા, બાપા હવે શાન્તિ પામો. અમને વ્યવહારનું નાવડું સોંપી દ્યો. પછી જુઓ અમારી બુદ્ધિ. પણ ડોસો સોંપે નહિ. જ્યારે વૃદ્ધાવસ્થાને લીધે ઘોડા કરવાની તાકાત ઓછી થઈ ત્યારે તેણે વિચાર કર્યો જે લાવને હવે છોકરાઓને મારી હયાતિમાં વહેંચી આપું, જેથી કોઇ વઢી મરે નહિ. આમ ધારી ડોસાએ પોતાનું એક ઘર હતું અને બીજાં ત્રણ નવાં કરી ચારે છોકરાંને અકેકું ઘર આપ્યું અને પૈસા દાગીના સૌને સરખે ભાગે વહેંચી દીધું. પોતે તો દેહ ધરી ભેળું કરવામાં જે કાંઈ કાળું ધોળું કરેલું એ પાપપુણ્યનું પોટલું લઇ છુટો થયો. સૌને કહ્યું કે, તમો સહુ સંપ રાખજો. સંપ રાખશો તો સુખી થશો. સંપત્ત, શાન્તિ અને કીર્તિ પામશો. એમ કહીને કહે, મારી પાસે જે કાંઇ હતું એ તમને વહેંચી આપ્યું. હવે મારી પાસે વહેંચ્યા વગરનું મારૂં એક આ શરીર છે, તે તમે વહેંચી આપો. છોકરા કહે, બાપા તમને શું વહેંચવાનુ હોય ? તમે તો આપણું અસલનું ઘર નાના ભાઈના ભાગમાં આવ્યું છે, તો એ ઘરમાં નાના ભાઇ ભેળા રહો. તમારે જૂનું ઘર છોડી બીજા ઘરમાં રહેવા જાવું, એ તમારી અમારી શોભા કહેવાય નહિ. નાનો ભાઈ કહે, આ ડોસો મારા એકનો બાપ છે, તમારો નથી. તમારા કરતાં મને મિલ્કત કંઈ વધુ આપી છે. તેમનું ખર્ચ મને એકને ઓઢાડો છો. બીજા ભાઇઓ કહે, એમાં શું અકળાય છે ? આ ડોસાનું ખર્ચ મહિને છ સાત રૂપિયાનું ગણાય. તો અમે ત્રણે જણ થઇને મહીને મહીને બબ્બે રૂપિયા આપશું નાનો ભાઇ કહે, ત્યારે તો ભલે ભેળા રહે. ત્યાં તો નાના ભાઇની બૈરી બોલી ઉઠી કે કંઇ અક્કલ છે કે નહિ ? ડોસો માંદા થશે ત્યારે તેને હગાડશે, મૂતરાવશે કોણુ ? અને એના નરકનાં ઠીબડાં નાખવા કોણુ જશે ? એ બે રૂપિયા આપે છે તો આપણે ત્રણ રૂપિયા આપો, પણ ડોસો આપણા ભેગો નહિ. જાય, મોટા ભેગો. ત્યાંતો મોટાની

બૈરી બોલી, 'ના બાપ, મારે ત્યાં તો ડોસો પલવારે પોષાય નહિ. જો સૌ ત્રણ આપતા હોય તો અમે ચાર આપીયે પણ ડોસો અમારા ભેગો નહિ.' રાખેને એમનો વચેટ દીકરો ત્યાં તો વચેટની વહુ બોલી કે, ડોસો મને દીઠોય ગમતો નથી. નકરૂં લીંટ ને લાળ દદડયા કરે છે. ઠેર ઠેર લબકા નાંખે છે. તે રાખે મારી દેરાણી. ત્યાં તો તે બોલી, એ ટરચો મારે આંગણેય જોઇએ નહિ. મારાથી તો એક દહાડો રખાય નહિ. જેમ તેમ વૃદ્ધાવસ્થા થતી જાય છે, તેમ તેમ એની લવરી વધતી જાય છે. બુદ્ધિ બગડતી જાય છે. એનું એકેય વેણ મારાથી સહન થાય નહિ.

આવું બધાનું સાંભળી ડોસો આંખમાં ઝળઝળીયાં લાવી, ભાઈ, જ્યાં સુધી તમારે મારામાં સ્વાર્થ હતો, ત્યાં સુધી બાપા. જી, હાજર, આમ બોલતા અને જ્યારે મેં તમને બધું વહેંચી દીધું. ત્યારે મારે આ બધુ સાંભળવું પડે છે, મેં એક ઘરમાં તમારો બધાયનો સમાસ કરેલો, પણ તમારા ચાર ઘરમાં મારો એકનો સમાસ થતો નથી, મેં તમને પાળીપોષી રમાડીજમાડી મોટા કર્યા, ભણાવ્યાગણાવ્યા, પરણાવ્યા. અને જે કાંઇ હતું તે તમને આપી દીધું. ત્યારે હવે તમારી બૈરીઓના આવા શબ્દો સાંભળવા પડે છેને ? એમ કહી રડી પડયો, છોકરાઓ કહે, બાપા ઉદાસ શા માટે થાઓ છો ? લ્યો આજથી તમારો વારો કાઢીએ, એટલે અમારા ભાઇઓમાં કોઇને દુઃખ લાગે નહિ. અને તમારો બોજો કોઈ ને જણાય નહિ, માટે આજથી તમારે અમારા ચારેના ઘરે એક એક મહિનો વારા ફરતી ખાઇ જવું ? જુઓ ઠીક કે નહિ. ડોસો કહે, જેમ ઠીક થાય તેમ કરો. હવે તો મારે તમારૂં આપ્યું ખાવું છે અને રાખો તેમ રહેવાનું છે. આમ ડોસાના વારા કર્યા, પણ ભાવ વિના ભીંતે ભચકાવા જેવું થાય. જેને ઘેરથી વારો ઉતરે તે હાશ. આજ વારો ઉતર્યો, આમ રાજી થાય. જેને ઘેર વારો બેસે તેને ધ્રાસકો પડે જે આજ ટરચો

આવશે. તે મહિના સુધી ખસશે નહિ. આવી રીતે ડોસો બધું છોકરાઓને આપી બેઠો ત્યારે જ રોજ ખાવાને માટે છોકરાઓને ત્યાં આથડવું પડતું, તેમાં પણ લુખો રોટલો તેપણ શાંતિથી મળતો નહિ અને વહુઓના છણુકા, છટકા ને તડછોડાના શબ્દો સાંભળીને ડોસાના કાનમાં સીસું રેડાતું, પણ શું કરે? જો વધારે લુલી હલાવે તો વારો બંધ થાય, ખાવાના સાંસા થાય, આથી ડોસો સુકાવા લાગ્યો. જ્યારે છોકરાઓ આગળ ડોસો કંઈ ફરિયાદ કરે, ત્યારે કહે બાપા તમારૂં બોલવાનું બહુ વધી ગયું છે. અમે ધંધાર્થી ઘરે કયાં બેઠા રહીયે? તમારે સુખે રોટલો ખાવો હોય તો ઘરમાં કહે તેમ કરવું, પણ જરાએ લુલી હલાવવી નહિ. ખરી વાત છે કે કામ કરીએ તો સહુને વહાલાં લાગીએ. તમે નવરા બેસી રહો' તો કેવું સારૂ લાગે? અને સુખે રોટલો પણ મળે. આ તો કરવું નહિ કંઇ અને સામા હાકોટા કરવા તે અમારા વિના પારકા ઘરની આવેલીચું કેમ સહન કરે? આમ છોકરાઓ બોલે, આથી ડોસો બહુ અકળાયો. છેવટે આપઘાત કરવાનો વિચાર કર્યો, પણ સદ્‌ભાગ્યે વિચાર થયો જે મરવું નકકી છે, પણ લાવને હરિમંદિરમાં બે દહાડા સાધુની સેવાસમાગમ કરી પરલોકનું ભાથું બાંધીને મરૂં. આમ ધારી ગામના હરિમંદિરમાં જઈ સાધુની સેવાસમાગમ કરવા લાગ્યો, સાધુએ બે દિવસ આવતો જોઈ, ડોસા સુખીઆ છોને? બાપજી સંસાર આખોય દુઃખનો ભરેલો છે. તેમાં સુખ કયાંથી હોય? ડોસા દિકરા કેટલા છે? બાપજી દિકરા નથી, પણ ચાર છોકરા છે, સાધુ કહે, એ શું? તો કહે, બાપજી દિ વાળે તે દીકરા અને પાછળ છો વાળે તે છોકરા કહેવાય. સાધુ કહે, શેઠ ખરી વાત છે. આ લોકમાં કોઇ કોઇનું નથી અને છે તે સૌ સ્વાર્થનું સગું છે.

**संतसगा हरिजनसगा अंत समयमें राम ।**
**तुलसी ए ही संसारमें तिनठोर विश्राम् ॥**

સાધુ અને ભગવાન આ બે જ સાચા સગા છે. માટે એ

એનો સેવાસમાગમ કરવાથી કોઇ દિવસ જીવ દુ:ખી થતો નથી. સદાય આ લોકપરલોકમાં સુખીને સુખી રહે છે.

સાધુ કહે, ડોસા તમે ચારે કોરથી પરવારી રહ્યા છો. છોકરાંએ પણ છેટા કર્યા, માટે હવે તો ભગવાનનું નામ જપો અને ભગવાનનું જ એક શરણું લ્યો, આ લોકમાં કોઈ કોઇનું સગું નથી એ હવે તમને સમજાણું, આમ સાધુએ કહ્યું. આથી ડોસાનો હૃદયપલટો થઇ ગયો. કહે, બાપજી તમે તો સાક્ષાત પરભુ જેવા છો. નહિતો છોકરાં તથા છોકરાનાં બૈરાંથી મુંઝાઇને મરવા તૈયાર થયો હતો, પણ હવે આપનો ઉપદેશ સાંભળી મરવાનો વિચાર માંડી વાળ્યો. હવે તો રોજ તમારો સમાગમ કરવા આવીશ અને અખંડ ભગવાનનું ભજન કરીશ.

આપણે ગમે તેટલુ નાણું ભેળું કર્યું હોય, મોટી સમૃદ્ધિ મેળવી હોય, પણ તેમાંથી દાન, પુન્ય આદિ સતકૃત્યમાં વાપરીએ તેટલું જ આપણું, બાકી તો સર્વે મૂકીને અથવા છૈયાંછોકરાંને આપીને ખાલી હાથે જવાનું છે. માટે દરેક મુમુક્ષુએ ભેળા કરેલા ધનમાંથી પોતાનું પરલોકનું ભાતું બાંધી મળેલા ધનનું અને માનવજન્મનું સાર્થકપણું કરી લેવું, આપણે કરશું તેટલું જ આપણું, પાછળ કોઇ કરે એવી આશા રાખવી નહિ.

## પુંજા પટેલના બુરા હાલ

એક પુંજો પટેલ સુપાત્ર અને ગામમાં અગ્રગણ્ય હતો, તેને ચાર દીકરા હતા. છોકરા કહે, બાપા અમે દિગ્ગજ જેવા તમારા દીકરા છીએ, હવે તમે ધોડા કરવા ઓછા કરો અને બધો વ્હેવાર અમને સોંપી દ્યો, તમે નવરા થઇ પ્રભુ ભજન કરો, પણ ધનલાલચુ ડોસાના માન્યામાં આવે નહિ. કોઈ દહાડો સાધુસંતનો સમાગમ પણ કરે નહિ. એક વખત પુંજો ડોસો માંદો પડયો. આખરની અણીએ આવી ગયો, ત્યારે ચારે દિકરાને ભેળા કરી ભા પરસેવો વાળીને જે ભેળું કર્યું છે તે આ પટારામાં છે. મારો દેહ પડયા પછી અને ઉકરડા કાકાને તથા

કચરાશા શેઠને વચમાં રાખી સૌ વહેંચી લેજો, પણ મારા તેરમાની નાત કર્યા પછી વહેંચવું. ત્યાંસુધી પટારાની કુંચી મારા આસન હેઠે રાખી છે તે કોઇએ લેવી નહિ. આમ કહ્યું. છોકરા તો નિરંતર ડોસાની જવાની રાહ જોઈ રહ્યા હતા જ, તેમાં સખત માંદગી આવી અને આવું બોલ્યા એટલે સૌ રાજી થયા અને કયારે ડોસો મરે તેની વાટ જોવા લાગ્યા. ડોસાને બહુ મંદવાડ વધ્યો, ત્યારે સગાવહાલાંએ છોકરાઓને કહ્યું કે, હવે તમારે ડોસાને જે કંઇ પુન્યદાન દેવું હોય તે કાનમાં કહો. ત્યારે છોકરા કહે, એમણે ઘણુંય કર્યું છે અને અમે પણ હજી કરશું. ડોસાએ આ સાંભળ્યું, ત્યારે વિચાર થયો જે લાવને એક સોનાની સાંકળી ત્રણસેક રૂપિયાની છે તે મંદિરમાં ઠાકોરજીને આપું, એટલું તો હું હાથે કરી લઉં! પાછળથી છોકરાઓ કરે એવું જણાતું નથી. એમ વિચારી ધીમે ધીમે ધીમે બોલ્યો; દીકરા, સાંકળી લાવો, ત્યારે બીજા કહે, સાંભળો ડોસો કંઇક કહે છે. છોકરાઓ કહે, હવે કંઇ સાંભળવાનું નથી. ડોસો ઉંચો હાથ કરી, પેલી સાંકળી લાવો, સાંકળી ! ત્યારે છોકરાઓ કહે, બાપા ભગવાન સંભારો. સાંકળીને પડતી મૂકો. ભગવાનમાં જીવ રાખો. સગા કહે, સાંકળી સાંકળી શું કરે છે ? છોકરા કહે, એમને તલસાંકળી ખાવાની ટેવ છે, તેથી અત્યારે સાંકળી સાંકળી બોલે છે. આ વાત સાંભળતાં જ ડોસાના મનમાં ઘણો જ ખેદ થયો. "અરેરે ! મેં અનીતિ અને પાપને ગણ્યાવિના પુષ્કળ ધન ભેળું કર્યું અને મેં એક પાઇ પણ પુન્યમાર્ગમાં વાપરી નહિ. હવે છોકરાઓ બધા પૈસાના ધણી થઈ મોજશોખ કરશે અને મારી પાછળ એક પાઈ પણ વાપરશે નહિ. આમ વિચાર કરી ફરીને છોકરાને કહે, પેલી સાંકળી લાવો, સાંકળી ! છોકરા કહે, બાપા ભગવાન સંભારો ! હવે સાંકળીની આશા મૂકો. આ સાંભળી ડોસે રડતે હૃદયે ભગવાનની પ્રાર્થના કરી. 'હે ભગવાન ! હું જીવ છું, પાપી છું, કૃતઘ્ની છું. તમે મને મનખાદેહ કલ્યાણ કરવા સારૂ આપ્યો, પણ મેં કંઇ કર્યું નહિ. આજ સુધી મેં પૈસાના લોભથી કુકર્મ કરતાં પાછું વાળી જોયું નહિ. પરલોકને

માર્ગે સતકર્મરૂપ ભાતું બાંધ્યું નહિ; કેવળ પાપનું પોટલું બાંધ્યું. હે નાથ! જો આ વખતે દયા કરો અને મંદવાડમાંથી બેઠો કરો તો બધોય પૈસો પરમાર્થમાં વાપરી પુણ્યનો ગાંસડો બાંધી લઉં. આ લોકમાં સ્ત્રી, છોકરાં અને સગાવહાલાંનું હેત જોઇ લીધું; માટે આ વખતે દયા કરીને મારા સામુ જુઓ. આમ મનમાં વારંવાર બોલ્યા કરે ત્યારે આયુષ્ય હતું અને મંદવાડનું નિમિત્ત પણ પૂરૂં થઇ રહ્યું, આથી ડોસો થોડા દિવસમાં સાજો સશક્ત થઇ ગયો. છોકરા અને છોકરાઓની વહુઓ સૌ સેવા કરવા મંડયાં. રોજ શીરોલાવશી કરી ખવરાવવા લાગ્યાં. ડોસે જાણ્યું કે મંદવાડ વખતે કોઈ પાણીયે પાતું નહિ. મરવાની રાહ જોઇ રહ્યા હતા. એક સોનાની સાંકળી પુન્ય કરવા માગી તો તલસાંકળી કહી વાત ઉડાવી દીધી. હવે હું આમને તલસાંકળી ખવરાવું અને મારા ભેળા કરેલા પૈસાનું પરમાર્થ કરી લઉં. આમ વિચારી એક દિવસ ડોસે કોઇ ન જાણે એવી રીતે પટારામાંથી પૈસા કાઢી દેવમન્દિરમાં સાધુબ્રાહ્મણોની સેવામાં અને ગાયોને ચારો તથા ગરીબોને અન્નવસ્ત્ર આપવામાં વાપરવા મંડયો. છોકરા કહે, બાપા હાથ જરા સંકોચમાં રાખજો. ડોસો કહે, ભા બધુંય મારા ધાર્યામાં છે. તમે સાત પેઢી સુધી ખાઓ તોય ખૂટે એવું નથી, પણ એમાંથી કંઇક થોડુંક દાનપુન્ય કરૂં, એમાં તમારે કહેવાનું હોય નહિ. છોકરાઓ કહે, બાપા તમારૂં ભેળું કરેલું છે. અમારે તો આપ્યું લેવું છે; માટે તમારે જે કરવું હોય તે સુખેથી કરો.

## પુંજા કાકા જાત્રાએ ચાલ્યા.

એક દહાડો ડોસાએ બધા દિકરાને તથા દીકરાની વહુઓને ભેળાં કરી કહ્યું, મારે કાશીએ તીર્થ કરવા જવું છે. તમે સૌ રાજી થઇ રજા આપો તો જાઉં અને મારૂં શરીર સારૂં છે. કોઇ માણસ ભેળું લઇ જવાની જરૂર નથી. ખાલી ખરચો શું કરવા કરવો જોઇએ? આવ્યા પછી જે કાંઇ છે તે તમને વહેંચી

દેવું છે. છોકરાઓએ જાણ્યું જે તીર્થમાંથી આવ્યા પછી વહેંચી દેશે તો ભલે તે જાય. આમ ધારી કહ્યું કે, બાપા તમે સુખેથી કાશીની યાત્રાએ જાઓ. ડોસો કહે, હું થોડાક પૈસા લઇ જાઉં છું અને બીજા જોઇશે તો મંગાવીશ, પણ આ પટારાને સાચવજો અને કુંચીયું કચરા કાકાને ત્યાં મૂકું છું; એટલે તમારા ભાઇ-ઓમાં કોઇને ખોટું ન લાગે. છોકરાઓ રાજી થયા.

## ડોસાએ છોકરાઓને તલસાંકળી ખાતા કર્યા.

એક દહાડો કોઈ ન જાણે તેમ પટારામાંથી પૈસોટકો કાઢી લઇ ગામમાંથી જૂના જોડા તથા ઢેખાળા ભેળા કરી પટારામાં ભર્યા અને માંહી એક કાગળ લખીને મૂકયો, જે મારા દીકરાઓ તમે ચારે જણાઓ મને મરતી વખતે તલસાંકળી ખાવાનું કહ્યું હતું; તેથી મેં તમને તલસાંકળી ખાતા કર્યા છે. આમ કાગળ લખીને પટારામાં મૂકી મજબુત તાળું વાશ્યું અને કુંચીઓ કચરાકાકાને આપી યાત્રાએ ચાલી નીકળ્યા. જેટલું ધન હતું તેમાંથી ત્રણુસેક રૂપિયા રાખી બીજું બધુંય પુન્યમાર્ગમાં વાપરી દીધું. એક ડબામાં કાંસાના તથા ત્રાંબાના કકડા ભરી રેણ માર્યું અને લૂગડે બાંધી બગલમાં પોટલું રાખી ઘરે આવ્યા. છોકરાઓને ખબર પડી કે, બાપા આવે છે. તુરત દોડાદોડ, સામા આવ્યા. કહુળખેમના સમાચાર પુછયા. એક છોકરાએ ડોસાનું પોટલું ઉપાડયું, બીજાએ બગલનું પોટલું માગ્યું. તો કહે, ના ભા, આ પોટલું કોઇને દેવાય એવું નથી. તીર્થે ગયો ત્યાં કાળીઓ ઠાકર મારા પર રીઝયો. હું દિશાએ બેઠો હતો ત્યાં ભોમાં કંઇક ચળકતું જોયું તેને ખોદી જાયું; તો એક પીતળની દેગ દેખાણી; એટલે કોઈ ન જાણે તેમ એને ખોદી કાઢી. તે માંહીથી આપણી સાત પેઢી સુધી ખાઇએ તોય ખૂટે નહિ એટલી સોના મહોરો નીકળી. તે મેં આ ડબામાં ભરી છે. માટે આપણે તો તીરથ ફળ્યું. આ ડબો કોઇને અપાય નહિ. આ તો મારી પાસે જ રાખીશ. જે મારી સેવા કરશે તેને જ આ આપવાનું છે; બાકી

પટારાનું છે, એ તો સર્વેને સરખે ભાગે વહેંચી લેવાનું છે. આમ કહ્યું એટલે ચારે છોકરાઓની વહુઓ ભેળી થઇ. એક કહે, બાપા મારે ઘેર ચાલો. બીજી કહે, મારે ઘેર ચાલો. ડોસો કહે, ત્રીજીને ત્યાં વારો ચાલે છે તે ત્યાં જાઉ છું. એમ ત્યાં ગયા. થોડા દહાડા પછી ત્યાંથી મોટા છોકરાની વહુ તેડી ગઈ. આમ સૌ વારાફરતી ડોસાને પોતપોતાને ઘેર લઇ ગયા. સારૂ સારૂ કરી ખવડાવે, પણ અંતરમાં પ્રભુપ્રાર્થના કરે જે હે દીનાનાથ, આ ડોસાનું પાનિયું અમારે ઘેર પુરૂં કરાવજો. અમે બનશે તેટલો ધરમાદો વાપરશું. આવી રીતે ડબાની લાલચે સૌ સેવા કરે. એવામાં ડોસો માંદો પડયો અને જાણ્યું જે આ મંદવાડમાંથી હવે હું બેઠો થવાનો નથી, માટે છોકરાઓને કંઇક સૂચના કરૂં. એમ જાણી કહ્યું કે આ મારી પાસે ડબો છે તે મારી સેવા કરે તેને એક જણને દેવાનો હતો, પણ આ તો ચારે ઘેરથી સેવા થઇ, માટે પટારાની મીલ્કત ભેળી આ મીલ્કત ગણીને તમે સૌ સરખે ભાગે વહેંચી લેજો. મારી પાછળ નાત દાનપુન્ય સૌ મોકળે મને કરજો. કોઇએ આપ્યું ન હોય એવું હું તમને આપી જઉ છું. છોકરાઓ કહે, બાપા અમને કહેવું પડે એવું નથી. તમે પ્રભુમાં મન રાખો. ડોસાનો મંદવાડ વધી ગયો અને ચોથે દહાડે દેહ મૂકી ધર્મરાજાને દ્વાર પહોંચી ગયો. પાછળ ડોસાના કહ્યા પ્રમાણે બધું કર્યું. ચૌદમે દહાડે કચરા કાકાને ત્યાંથી કુંચી લાવી પટારો ઉઘાડયો અને ડબાનું શીલ તોડયું. ત્યાં તો ડબામાંથી કાંસાના તથા ત્રાંબાના કકડા નીકળ્યા અને પટારામાંથી જોડા અને ઇંટાળા નીકળ્યા અને કાગળ નીકળ્યો. તેમાં વાંચ્યું કે તમે મને તલસાંકળી ખાવાનું કહ્યું હતું તે મેં તમને તલસાંકળી ખાતા કર્યા છે. તો ખૂબ ખાજો. આ જોઇ સૌ હાય હાય કરી મોટી પોક મુકી રોવા મંડયા અને હાયહાયરે બાપ ગજબ કર્યો. ઓ ડોહલા! તારૂં સત્યાનાશ જજો. અમને લૂંટી લીધા. ઓ નખોદીઆ, આ કયા ભવનાં વેર વાળ્યાં? ઓ પીટયા, તારા છાજીઆં લઇએ. આમ ઘરમાં રોકકળાટ થઇ પડયો. આડોશી-

પાડોશી, સગાવહાલાં સૌ ભેળાં થઇ ગયાં. તેમાં કેટલાક ડોસાને કૃતઘ્ની કહેવા લાગ્યા. કેટલાક છોકરાઓનો વાંક કાઢવા મંડયા. જે પ્રથમના મંદવાડમાં ડોસાને બહુ દુઃખ આપ્યું હતું અને ડોસે એક સોનાની સાંકળી દેવને અર્પણ કરવા માગી હતી તો તલસાંકળી કહી, પણ સોનાની સાંકળી આપી નહિ. કેટલાક કહે, ડોસાના વારા કર્યા તોય કોઈએ સુખે રોટલો ખવરાવ્યો નહિ. ત્યારે કેટલાક કહે, ડોસે આમ ન કર્યું હોત તો કોઇ સેવા કરત નહિ. ભુંડે મોતે મરી જાત અને શ્મશાનમાં લાકડાંય પામત નહિ. માટે આમાં ડોસાનો કાંઈ વાંક નથી. આમ સૌ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે બોલવા મંડયા.

વહાલા વાચકો ! જુઓ. કોઇ કોઇનું સગું છે? પુંજા કાકામાં સ્વાર્થ હતો ત્યાંસુધી સૌ તેમનાં પડતાં વચનો ઝીલતા અને સ્વાર્થ ગયા પછી ડોસાને છોકરાઓને ઘરે રોજ ખાવા આથડવું પડતું. જ્યારે પટારામાં કે ડબામાં કંઇક સ્વાર્થ દેખ્યો ત્યારે ડોસાની સેવા થઇ. માટે લોકમાં કોઇ કોઇનું સાચું સગું નથી. સૌ સ્વાર્થનું સગું છે, માટે જેને આ લોકપરલોકમાં સુખી થવું હોય તેણે તો માબાપ, સ્ત્રી, છોકરાં સર્વેમાંથી હેત તોડી ભગવાનમાં અને ભગવાનના ભક્ત સાધુમાં હેત કરવું અને એમ કરવાથી જ જીવને સુખદ્દ્વાર ખુલ્લું થાય છે અને દુઃખદ્દ્વાર બંધ થાય છે. સ્નેહ એ જ માયા છે. દરેક મુમુક્ષુએ સ્નેહ રૂપ માયાનો ત્યાગ કરી માયાતીત એવા ભગવાનનું એક શરણું લઇ મનખાદેહનું સાર્થકપણું કરી લેવું.



## ।। કાલે કરવાનું આજે કરી લેવું ।।



**श्वःकार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।**
**न हि प्रतीक्षते मृत्युः कृतं वाऽस्य न वा कृतम् ॥**

કાલે કરવાનું હોય તે આજે કરી લેવું. આજે કરવાનું હોય તે હમણાં જ કરી લેવું, કારણ કાળ અણધાર્યો–અચાનક આવી પહોંચશે અને તે વિચાર નહિ કરે, જે આણે આટલું કર્યું છે અને આટલું બાકી છે તો મૂકી જાઉં. માટે વ્યવહારી કાર્ય કરવામાં વિચાર ભલે કરવો; પણ મોક્ષ સમ્બન્ધી શુભ કાર્ય કરવામાં વિચાર કે વિલંબ કરવો નહિ. વ્યવહાર ન કરવો એમ નહિ, કરવો; પણ ગુમાસ્તા થઈને કરવો. શેઠ થઈને કરવો નહિ, કેમકે શેઠને લાભાલાભ થાય તેમાં ગુમાસ્તાને શું? શેઠને લાભ થાય તો એક નહિ ને બે મોટર રાખે. નોકર હોય તે કરતાં વધારે રાખે. મિષ્ટાન્નમેવા ઉડાવી ઉજાણીઓ કરે, પણ ગુમાસ્તાને તો જે મળતું હોય તેજ મળે અને ખાતો હોય તેજ ખાય. શેઠને પોતાનો જાણતો હોય તો તેને દુઃખે દુઃખી થાય ખરો, પણ અંતરમાં પોતાના ઘર જેટલી અરેરાટી થાય નહિ. વાસ્તે આ સંસારસાગરના પાપરૂપ કીચડમાંથી બહાર નીકળવું હોય તેણે તો હંમેશાં આ લોકનાં ભોગસુખને સ્વપ્નવત્ જાણી હંમેશાં મહેમાન થઈને રહેવું.

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥**

આ શરીર નાશવંત છે. ઘણા રોગ, દુઃખ અને વિઘ્નોથી ભરપૂર છે. વૈભવો પણ વિદ્યુતવત્ ચંચળ અને ચલિત છે. કાળ પણ નિત્ય ત્રણ વાર માથે હાથ ફેરવી વખત થઈ હોય તેને ઉપાડી જાય છે. તો આ મળેલા આર્યજન્મને અને સત્સંગના મળેલા સુયોગને નિરર્થક ન કાઢતાં, ભગવત્‌ભજનમાં સાર્થક કરવા શીખવું.

## ।। આ લોકમાં કોઈ કોઈનું સાચું સગું નથી ।।



પાણીની પરબ ઉપર ભેળા થયેલા જનો એકબીજાની સુખ-દુઃખની વાતો કરે અને વખત થાય ત્યારે સૌ સૌને માર્ગે ચાલ્યા જાય છે. તેમ આ અસાર સંસારમાં કર્મસંસ્કારથી કોઈ માતાપિતા, સ્ત્રીપુત્ર રૂપે ભેળા થયા છે. એકબીજાની વાતો સાંભળી દુઃખીસુખી થાય છે. કર્મસંસ્કાર પૂરો થયે સહુ સૌને રસ્તે ચાલ્યા જાય છે, પણ તેમાં કોઇ કોઇનું સાચું સગું નથી, અને છે તે સહુ સ્વાર્થનું સગું છે. અને જીવતાં જમ ભળાવે અને ભૂત બનાવે એવાં છે. જેને આપણે પિતા કહીએ છીએ તેના જ આપણે પિતા થયા હશું. જેને આપણે માતા કહીએ છીએ તે જ આપણી અનેક વાર સ્ત્રી થઇ હશે. જેટલું સમુદ્રનું પાણી છે, તેટલું જ આ જીવે માતાનું પયઃપાન કરેલું છે. અનંતકાળથી આ જીવ ભવાટવીમાં ભટકી રહ્યો છે. માટે વાસ્તવિકરીતે જોવા જઇએ તો આ લોકમાં કોઈ કોઇનું સગું નથી.

એક ડોશીને એક જ દીકરો. તેને રોજ સારૂં સારૂં ખવરાવે, પીવરાવે, જાળવે, માથે હાથ ફેરવી સામું જોઇ રાજી રહ્યા કરે. હવે એ છોકરો માંદો થયો, ત્યારે ડોશી માથું દાબે, હાથ દાબે, પગ દાબે અને તેને જોઇને આંસુડાં પાડયા કરે. ચોમાસાનો દહાડો અને માંદો તેથી વાયરો ન લાગે તેટલા માટે ઘરમાં આઘો ખાટલો ઢાળેલો. ડોશીએ પોતાનો ખાટલો ઓશરીમાં રાખેલો.

હવે ડોશીએ એકવાર કથામાં ભટ્ટજી પાસેથી સાંભળેલું કે જીવને જમ તેડવા આવે, ત્યારે તેમનાં મોં ઉંટ જેવાં, ગધાડા જેવાં અને પાડા જેવાં હોય છે. ડોશી ઓશરીમાં સૂતી છે,

તેવામાં દીવો ઓલાઈ ગયો. મેઘ અંધારેલો. વરસાદ પડે. અને મેઘના કડાકા થાય. તેટલામાં ખીલેથી ભેંસ છૂટી તે ડોશીના ખાટલા નજીક આવી. ખાટલે માથું અડાડયું. ડોશીએ હાથ ફેરવ્યો તો, ઓય બાપ! આ તો પાડા રૂપે જમ આવ્યો. અને માંદો છોકરો છે તેથી જ આવ્યો. થોડી વારે ડોશીના ખાટલાને માથું ભટકાડયું અને ખાટલો હચમચાવ્યો. આથી ડોશીનું કાળજું ફડફડી ઉઠયું અને બોલી ઊઠી કે, બાપજી! માંદાનો ખાટલો તો માંહી છે. રખે ભૂલ કરતા. બાપજી! હું તો સાવ સાજી નરવી છું. આમ ડોશી બોલે છે અને છોકરો સાંભળે છે. અરે! આ તે ડોશી કોઇ સાથે બોલે છે કે બલે છે! ત્યાં તો ભેંસે પોદળો કર્યો અને મૂતરી. ડોશીએ જાણ્યું જે આ તો ભેંસ ખીલેથી છૂટી જણાય છે.

પછી ડોશીએ ઊઠી દીવો કર્યો, તો ભેંસ દેખી. ખીલે બાંધી. સવારે છોકરો કહે, મા રાત્રિએ કોઇ સાથે વાત કરતી હતી કે બલતી હતી? ડોશી કહે, કાંઇ નહિ દીકરા? પણ છોકરે તો હઠ કરી. આથી કહેવા લાગી કે રાત્રિએ ભેંસ છૂટીને ખાટલે આવી ત્યારે મેં જાણ્યું જે માંદાને લેવા જમ આવે છે તે જરૂર આ પાડા રૂપે જમ આવ્યો. તેથી મેં કહ્યું જે માંદાનો ખાટલો મહીં છે અને હું તો સાવ સાજી નરવી છું તે રખે ભૂલ કરતા! આમ હું બોલી. છોકરો કહે, મા મારા પર આટલું બધું હેત રાખે છે. મને તાવ આવેલો જોઇ રૂએ છે, પણ મને જમને ભળાવવા તૈયાર થઇ. ડોશી કહે, બેટા તારા પર હેત તો ઘણું છે. પણ જીવનો સ્વભાવ તે બોલાય. આવી રીતે ડોશી પોતાના છોકરાને જમને ભળાવવા તૈયાર થઈ. માટે આ લોકમાં કોઇ કોઇનું સાચું સગું નથી.

વાચક! વાંચ, હજી પણ આગળ વાંચ.

## છોકરાઓએ ભાભાને ભૂત બનાવ્યો

એક પટેલને ચાર દીકરા અને ઘણી જમીન હતી. ચાર હળ રાખતો. એક વખત પચાસેક વીઘાં બાજરો વાવેલો. ઢીંચણ

સમાણો થયેલો જોઇ પટેલે જાણ્યું જે આ વખતે તો દળદર જાય એટલો બાજરો પાકશે.

બે વર્ષ સુધી ખાધો ખૂટશે નહિ, માટે ખૂબ સાચવવો. આમ ધારી પોતે મોટી બે ખડની ગંજીઓ વચ્ચે માળો નાખ્યો. છોકરાઓને કહે, હું અહીં રહી રખેવાળું કરીશ. તમો મને અહીં ભાત મોકલાવજો. હવે ડોસો ખેતરની ચારે કોર ગોફણ લઈને આંટા મારે, ખૂંખારા કરે અને ભાત આવે ત્યારે ખાય. એમ કરતાં વિશેક ગાઉ છેટે પોતાની દીકરી પરણાવેલી ત્યાંથી મોટો સંઘ કાશીની યાત્રાએ નીકળ્યો. તેમાં પોતાની છોડી હતી. એ છોડીએ પોતાના ખેતરની નજીક આવતાં જાણ્યું જે અહીં ખેતરમાં મારો બાપ રહે છે તેને હું મળી આવું. આમ ધારી સંઘની રજા લઇ ખેતરમાં આવી. બાપને મળી છોડીએ કહ્યું, બાપા, આમ ને આમ કયાં સુધી વૈતરૂં કરશો? હવે ઘરડા થયા. માટે ચાલો મારા ભેળા યાત્રા કરાવું. હું ખાધે, પીધે, સાજે-માંદે, તમારી સેવા કરીશ અને ભાઇઓ ચાર મોટા દૈત્ય જેવા છે તે એની મેળે કૂટશે. આમ કહ્યું કે ડોસાનું હૃદય કાંઇક પીગળ્યું. છોડીને કહે, ચાલો હું આવું, પણ જો હું રજા લેવા જઈશ તો છોકરા રજા નહિ આપે; માટે ચાલો પરબારા. એમ કહી ત્યાંથી પરબારો છોડી ભેળો ગયો. તે બન્ને સંઘ ભેળાં થઈ ગયાં.

હવે ડોસાએ ભૂંગળી ભરવા દેવતા રાખેલો. તેમાંથી આવ્યો વાયરો ને તણખો ઉડી પેલી ગંજીમાં પડયો. ત્યાં તો થોડી વારમાં થયો મોટો ભડકો. આવામાં ઘેરથી ભાત આવે તે આવ-નારે ભડકો જાણી કહ્યું કે, ઓય બાપ! આવા ભડકામાં ડોસો કયાંથી રહી શકે? પછી ભાત પડતું મૂકી ગામ તરફ ખબર દેવા આવતા છોકરા સામા મળ્યા. કહ્યું કે, દોડો, દોડો, ડોસો બળી ગયો. પેલા તો ખેતર આવ્યા અડખાપડખાના લોકો પણ ભેળા થઇ ગયા. થોરનાં સૂકાં ડીંડાં સળગે કે ઓચિંતો ભડકો થાય.

ત્યારે કહે કે, એ ડોસાનો હાથ બળે, એ ડોસાનો પેલો પગ બળે, આમ કહેવા મંડયા.

છેવટે બધું રાખ થઇ ગયું ને ડોસાની કાણ કાઢી. ડોસાનું બારમું કરવા ચોવીસીમાં કાગળો લખ્યા અને પાંચ હજાર રૂપિયા વાપરી ડોસાનું ભલે ભલે કહેવરાવ્યું. હવે કેટલાક દહાડા પછી કાશીએથી સંઘ ત્યાં આવ્યો, ત્યારે ખેતર નજીક આવતાં છોડી કહે, બાપા હવે તમે ખેતરમાં જાઓ અને હું સંઘ ભેળી અત્યારે જઈશ અને થોડા દિવસ પછી આવીશ. આમ કહ્યું એટલે ડોસો ખેતરમાં રહ્યો અને છોડી ગઇ. ડોસે જાણ્યુ જે કોઇ માણુસ આવતોજતો હશે તેની આગળ ઘરેથી ભાત મોકલાવવાની ખબર આપશું. આમ ધારી ડોસો ખેતરમાં ચારે કોર નજર રહે એમ ઝાડ ઉપર ચડી બેઠો. એવામાં જતાઆવતા લોકોએ દેખ્યો અને જાણ્યું જે આ ડોસો મુઓ ભૂત થયો. લોકોએ છોકરાઓને ખબર દીધી કે, તમારો બાપ ભૂત થયો છે. આજ અમે ઝાડ ઉપર દીઠો. છોકરા કહે, એ કાંઇ ભૂત થાય તેવો નહોતો. તેઓ કહે, અમે વડ ઉપર દીઠો. બીજો કહે, મેં ગઈ કાલે ખેતરમાં હોકારા કરતાં દીઠો હતો. છોકરા કહે, ચાલો તપાસ કરીએ. પછી સૌ ખેતરમાં છાની રીતે આવી જોયું તો ડોસાને છેટેથી આંટા મારતો દેખ્યો; એટલે સૌ સાચું માની ઘેર આવતા રહ્યા અને ગામમાં સાદ પડાવ્યો જે અમારા ખેતરમાં અમારો ડોસો ભૂત થયો છે તે કોઇએ ત્યાં જવું નહિ અને જશે તેને ડોસો વળગે કે મારે તેના અમે જવાબદાર નથી. આમ સાદ પડાવ્યો. ડોસો તો રોજ માણુસની વાટ જોયા કરે, પણ ત્યાં કોણ આવે ? પછી પોતે બાજરીઆં ચોળીચોળીને ખાય. ચારપાંચ દિવસ પછી પોતે જાણ્યુ જે લાવને હું જ ઘરે જઈ આવું. પછી ઘર તરફ આવતા લોકોએ દેખ્યો કે ડોસો આવ્યો, ડોસો આવ્યો, એમ બુમાટા પાડવા લાગ્યા.

તેના ચાર છોકરાઓ તથા ગામના લોકો લાકડીઓ લઇ સામા થયા. ડોસો કહે, અરે ભાઇ, હું ભૂત નથી થયો. હું તો યાત્રાએ

ગયો હતો. ત્યારે છોકરા કહે, તું ભૂત હો કે ન હો, પણ અમારે તારૂં કામ નથી. જો ગામમાં પેસીશ તો મારી નાખશું. પેલો તો ભય પામી ખેતર પહોંચી ગયો. ડોસે જાણ્યું જે છોકરાએ જ મને જીવતો ભૂત ઠરાવ્યો. હવે મારે શું કરવું? કોઇક આવે તો આનું કારણ પૂછું. પણ લોકો તો આ ખેતરથી ડરીને છેટા છેટા જાય છે. અહીં કોઈ આવતું નથી. માટે લાવ આગળ રસ્તામાં પેલા ખેતરના બંધમાં બેસી રહું. કોઇ આવે તેને પકડીને બધું પૂછી લઉં. પછી ત્યાં ગયો.

## ડોસે બકાલાવાળાનો જીવ લીધો

એક લુહાણો બકાલું ભરી બીજે ગામ જતો તે ખેતર આગળથી જ માર્ગ નીકળતો. તેને લોકોએ કહ્યું કે, ત્યાંથી જાવું બંધ રાખો; નહિ તો ડોસો વળગશે. પેલો કહે, મંછા ભૂત ને શંકા ડાકણ. શું ત્યાં એ જ બેસી રહેતો હશે? અને એમ જ એ વળગી જતો હશે? ભૂત તો બીએ તેને વળગે. એમ કહીને ઘોડા ઉપર બકાલું ભરીને ગયો. પણ કાળજું ફફડયા કરે. હવે ખેતર આગળ આવ્યો કે, ડોસે જાણ્યું જે પેલો વાણીઓ આવે છે તેને પકડીને મને ભૂત ઠરાવ્યાની બધી વાત પૂછી લઉં. એમ જાણી બંધમાં સૂઈ ગયો. લુહાણો નજીક આવ્યો કે તરત એકદમ ઊઠી તેને બાઝી પડયો. કેમ શેઠ? બહુ દહાડે મળ્યા. ત્યાં તો વોય બાપ ખાધો કહેતાં જ વાણીઓ ભોંય પડયો અને પૂંઠેથી જીવ નીકળી ગયો.

ગામમાં ખબર પડી કે, ભાઇ ડોસાએ એકનો તો જીવ લીધો. માટે ભલા થઈને ખેતર તરફ કોઈ જશો નહિ. ડોસો તો પેલાને મરી ગએલો જોઇ પોતાના ખેતરમાં વડ ઉપર ચડીને બેઠો. વિચાર્યું જે અહીં કોઇ આવતું નથી અને હવે તો શેનું આવશે? માટે ગામથી થોડેક છેટે તલાવડી છે ત્યાં જાઉં તો કોઈને કોઇ ત્યાં આવશે. તેને પકડીને આ બધી વાત પૂછી જોઉં. આમ ધારી ત્યાં ગયો. તેવામાં દરબારે ધોબીને કહ્યું,

અલ્યા આ લૂગડાં તલાવડીએ ધોઇ આવ. ધોબી કહે, બાપજી! ત્યાં તો પેલો ડોસો રહે છે તે મારી નાખે. તો કહે, ગમે તેમ કર, પણ આવાં મેલાં લૂગડાં કેમ પહેરાય? લે એક હથીઆરબંધ સ્વાર ભેળો લઇ જા. પછી એક તબડુકખાં મીયાંને બોલાવી ધોબી સાથે જાવા કહ્યું. મીયાં બનીઠની કેડ બાંધી બોકાની વાળી, ચાર ભડાકાની બંદુક લઇ ઘોડે બેસી ધોબીની ખબર રાખવા ભેળો ગયો. ધોબીને કહે, તું તારે હેઠે હૈયે લૂગડાં ધોયા કર, હું બેઠો છું. આમ કહી ધોબીને પૂંઠવાળી પાળ ઉપર બંદુક લઇ બેઠો, પણ મનમાં લબુઢબુ થયા કરતું. હવે ડોસે જાણ્યું જે મીયાંની નજર ધોબી સામી નથી. ધોબી હેઠે હૈયે ધોયા કરે છે, માટે લાવ તેના આગળ છાનોમાનો જાઉં. આમ ધારી તલાવમાં એક બાજુ ડીલો ઉગેલો તેમાં થઇને ત્યાં ઓચીંતો આવી, 'કેમ ધોબીભાઇ?' એમ કહ્યું. ત્યાં તો વોય બાપ મુવો. એમ કહેતાં જ પડયો હેઠો. ડાચું ફાટી ગયું અને જીવ વિનાનો થઇ ગયો. હવે મીયાં તો પેલાને પડતો દેખ્યો કે હોયઅલ્લા કહેતાં જ ભડકયો તે બંદુક બાર હાથ છેટે પડી. ઘોડાને આગળથી છોડી સ્વાર થઇ ગયો, પણ પછાડી કાઢવી ભૂલી ગયો. પોતે ઘોડાને પગની એડી મારી કે ઘોડે એકદમ દોડ કરી તે પછાડીનો ખીલો નીકળી પડયો. એ ઘોડો દોડતો જાય ને પેલો ખીલો તબડુકખાંના બરડામાં ધડધડ વાગતો જાય. મીયાં તો, ઓય અલ્લા! ઓય અલ્લા! કહેતો જાય તે ગામ ભેળો થઇ ગયો. લોકો કહે કે, મીયાં સાહેબ, શું કામ દોડયા જાઓ છો? કોઇ મારતું નથી. આ તો પછાડીનો ખીલો છે. તોય માન્યું નહિ. મીયાં દરબારની ડેલીએ આવતાં ઉતરી દરબારને કહેવા મંડયો, **સાહેબ બહોત બલા ખરાબ હૈ. ધોબીકા જાન લે લીયા. મેં બડી મુસીબતસે ઈધર પહોંચા હું**. પછી ગામવાળે તો તલાવડી પણ બંધ કરી. હવે ડોસો ખાધાપીધા વગર મરવા સૂતો. ન જવાય ગામમાં કે ન થવાય કોઇ માણસ ભેળું. એવામાં તેની છોડી આવી.

છોડીએ ડોસાને ભૂત થયાની વાત જાણી કહ્યું કે, ભાઈ ડોસો મરી ગયો નથી અને ભૂત પણ થયો નથી. એ તો મારા ભેળો જાત્રાએ આવ્યો હતો. ત્યારે લોકોને વિશ્વાસ આવ્યો અને ગામમાં પેસવા દીધો.

વાચક! આ લોકમાં કોઇ કોઈનું નથી. જો **છોકરાઓએ જ બાપને જીવતાં ભૂત ઠરાવી દીધો.** માટે આ લોક તદ્દન સ્વાર્થી છે. જ્યાંસુધી પોતામાં સ્વાર્થ હોય ત્યાંસુધી સૌ ભાઈ ભાઈ કરતા વાંસે ફરે, પણ સ્વાર્થ ગયો જાણી કોઇ સામુંયે ન જુએ. અરે! પોતાના સંતાનો પણ સામું જોતાં નથી. માટે દરેક શ્રેયસ્સાધકે જેમ બને તેમ આ લોકમાંથી સગાસંબંધીમાંથી વૃત્તિ તોડીને સર્વેશ્વર એવા એક ભગવાનમાં જોડવી.

વહાલા વાચકો! વાંચો, વાંચો, હજી આગળ વાંચો.

## મરવાના ભયથી કોઇએ દૂધ પીધું નહિ

એક નગરશેઠનો છોકરો વિશેક વર્ષનો ઘોડે બેસી ઘોડાને ખેલાવતો ખેલાવતો આવતો હતો. સામે સાધુ આવતા જોઇને, 'મહારાજ છેટા રહેજો! ઘોડો વગાડે એવો છે.'

**સાધુ**–શેઠ આ ઘોડાને ખેલવો છો, પણ તે કરતાં મનરૂપી ઘોડાને ખેલવવા શીખો. મનરૂપી ઘોડાને નિયમમાં કર્યા વગર કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી. મનઇંદ્રિયોને નિયમમાં કરવું અને આ લોકભોગમાંથી વૃત્તિ તોડી ભગવાનમાં સંલગ્ન થવું. આ જ મનુષ્યજન્મનું કર્તવ્ય છે. આ લોકમાં કોઈ કોઇનું સગું નથી. સમય આવ્યે સહુ છેટા ઊભા થઇ રહે છે.

**શેઠ**–મહારાજ મારે મા, બાપ સ્ત્રી આદિક સૌ છે. મારા માટે મરી પડે એવાં છે. તેમ ગામમાં લોકો પણ ઘણાખરા મને જ ચાહે છે.

**સાધુ**–શેઠ! તમે ભલે કહો, પણ અમે આખાય જગતના ભોમિયા છીએ. સાચા સગા અને ખરી વેળાના સહાયક તો ભગવાન તથા ભગવાનના ભક્ત સાધુ પુરૂષો જ છે.

**સંત સગા, હરિજન સગા અન્ત સમયમેં રામ।**
**વારંવાર સબકું કહું તીન ઠોર વિશ્રામ ॥**

**શેઠ**–મહારાજ, આ લોકમાં મારૂં કોઈ સાચું સગું નથી, એવું જો મને દેખાડી આપો તો હું પલવાર પણ ઘરમાં ન રહું. અને તરત જ સંસારનો ત્યાગ કરી તમારા જેવો સાધુ બની ભગવાનનું જ એક ભજન કરૂં.

**સાધુ**–અમે કહીએ તેમ કરો તો જગતમાં સાચું સગું કોણ છે, તે હમણાં જ જણાઈ આવે.

**શેઠ**–મહારાજ, આપ કહો તેમ કરૂં. પણ સાચું સગું નથી એ દેખાડી આપો.

**સાધુ**–અત્યારે તમે ઘરે જઇ ઘોડેથી ઉતરી એકદમ રાડે રાડું પાડજો અને ચૂંક આવે છે, 'અરે રે? હમણાં હું મરી જઈશ,' આમ કહેજો. ગમેતેટલા ઉપાય કરે, પણ રાડું પાડતા બંધ ન થશો. તેવામાં અમે આવશું અને સાચું સગું કોણ છે, તે દેખાડી આપશું. શેઠ ઘરે જઈ ઘોડેથી ઉતરી જમીન પર પડી, 'મરી જાઉં છું રે, મરી જાઉં છું" આમ બૂમો પાડવા અને આળોટવા મંડયો. ત્યાં તો મા, બાપ, સગાવહાલાં અને ગામના કેટલાક લોકો, 'ખમા, ખમા' કરતા ભેળા થઈ ગયા. વૈદ્યડોકટરો અને જડી-બુટ્ટીના જાણનાર ભાંડ, ભૂવા, પૂજ અને ફકીરોને બોલાવી દવાઓ ચાલુ કરી દીધી, પણ માંદો હોય તે સાજો થાય; પણ સાજાને શી અસર થાય? મા, બાપ અને સ્ત્રી તો રોયા જ કરે. બીજાં સગાવહાલાં પણ અત્યંત દીલગીર થઈ ગયાં.

## સાધુ આવ્યા

ત્યાં તો સાધુ ભિક્ષા માગવા આવ્યા. 'નારાયણ હરે! સચ્ચિદાનંદ પ્રભો!' કહી ઊભા રહ્યા. લોકોને ભેળા થએલા જોઇને, 'અહીં શું છે?' 'મહારાજ! નગરશેઠનો એકનો એક જુવાન છોકરો છે. તેને કંઈક થઈ ગયું છે. તમે કાંઇ જડીબુટ્ટી કે દોરોધાગો જાણતા હો તો કરો, તમને શેઠ રાજી કરશે અને કહેશો તો તમને એક મંદિર બંધાવી દેશે.'

**સાધુ**—દુ:ખિયાને સુખિયો કરવો, માંદાને સાજો કરવો એ તો અમારૂં કામ છે. ચાલો અમે આવીએ છીએ. પછી લોકો સાધુને શેઠ પાસે લાવ્યા.

**સાધુ**—આહાહાહા! આતો હાડોહાડ રોગ વ્યાપી ગયો છે. આમાંથી શેઠ બચવા કઠણ છે. ત્યાં તો ડોસોડોશી અને શેઠની સ્ત્રી અને સગાં સર્વે રોકકળાટ કરવા લાગ્યાં.

**સાધુ**—આનો ઉપાય છે, પણ મહાન કઠિન છે. ત્યારે સૌ કહે, મહારાજ ગમે તેવો કઠિન હોય, પણ ઝટ ઉપાય કરો અને આને જીવાડો.

**સાધુ**—ઠીક, ત્યારે ભેંસનું દૂધ ચાર શેર લાવો. ખૂબ કઢીને માંહી કેસર, કસ્તુરી, એલાયચી, સાકર નાખીને લોટામાં ભરી લાવો. આમ કહ્યું કે તરત જ તે પ્રમાણનો દૂધનો લોટો ભરી લાવ્યા. સાધુ બેઠા થઈ કહે, ભાઇ ?આ શેઠને જીવાડવા છે ને? ત્યાં તો ચારે કોરથી હા, હા, હા, હા, શબ્દ થવા લાગ્યા. **સાધુ હાથમાં લોટો લઇ શેઠ માથે ફેરવવા અને બોલવા લાગ્યા કે રોગ, મોત, મૂઠ, ચોટ, દુઃખ, તાવતરીઓ એ સર્વે જજો પીનારાને માથે!** એમ ત્રણવાર એના માથેથી ફેરવી શેઠને શાંત થવાનો ઈશારો કર્યો કે તરત શેઠ રાડો પાડતા બંધ થઇ ગયા. આ જોઇ ડોશીડોસો અને લોકો સર્વે

સાધુને પગે લાગી, 'માબાપ તમે તો સાક્ષાત પ્રભુ છો. આને તમે બચાવ્યો !

સાધુ—ભાઈ, હજી રાજી થયા જેવું નથી, એમ કહી સાધુ ઊભા થઇ કહે, સાંભળો ! સાંભળો ! શેઠનો રોગ આ દૂધમાં આવ્યો છે. તેથી આ દૂધ પીવે તે મરે અને આ શેઠ બેઠા થાય. માટે બોલો, આ દૂધ કોણ પીવે છે ? આમ કહ્યું, પણ કોઇએ ચુંકારો કર્યો નહિ.

સાધુ—ડોસા આવો ઓરા, રોઇ રોઇ આંખો તો સૂજી ગઇ છે. તમે ખાઈપી ઉતર્યા છો. છોકરો મોટો થયો છે. વ્હેવાર બધોય સંભાળી લેશે; માટે આ દૂધ પીઓ અને દેવલોકમાં પહોંચી જાઓ. ડોસો તો કાંઈ પણ બોલતોચાલતો બંધ થઈ ગયો. ફરી સાધુએ કહ્યું. ત્યારે કહે, બાપજી ! એની માને બોલાવો. એણે બે દિવસથી તો ખાધુંયે નથી. એ પીશે. ત્યાં તો ડોસી બોલી ઊઠી કે, એ મારૂં કામ નથી. એની બૈરીને બોલાવો. બૈરી કહે, આપો શેઠની બહેનને. બહેન કહે, ના ભાઇ, મારે તો છોકરાં નાનાં છે. જ્યાંસુધી માબાપ બેઠાં હોય ત્યાંલગી અમારૂં કામ નહિ. એમ બધાએ ના પાડી. સાધુએ ગામવાળાઓને પૂછ્યું તો તે કોઈ બોલ્યું નહિ.

સાધુ—શેઠને જીવાડવો હોય તો આ દૂધ કોઈ પીવો. પણ કોઈએ હા ભણી નહિ. **સાધુ કહે, બોલો ભાઇ તમે કોઈ ન પીવો તો અમે આ દૂધ પીએ ? આથી શેઠ બેઠા થાશે, પણ અમારૂં મોત થશે. ત્યાં તો ડોસોડોશી એ આદિક સૌ લોકો, અરે, બાપજી ! તમે પીવો. તમે તો પરોપકારી કહેવાઓ. તમે તો જીવતે લાખના અને મુએ સવા લાખના છો. તમને કાંઇ થાય નહિ.**

**સાધુ**—તમે ઠીક ટાઢે પાણીએ ખસ કાઢવી ધારી છે. હવે **આ દૂધમાં તો કાંઇ કામણટૂમણ કે ઝેર નથી, પણ મરવાની બીકથી કોઇએ પીધું નહિ.**

સાધુ શેઠને કહે, 'કેમ તમને માંદા દેખી સૌ રડતા હતા. વલોપાત કરતા હતા, પણ જો કોઇ દૂધ પીવે છે ?' શેઠ કહે, 'બાપા, બા, તમે અગર કોઇ પણ આ દૂધ પીવો અને મને બચાવો. હું હજી નાનો છું અને મારે હજી કંઇ કંઇ ધારણાઓ પાર પાડવી છે. પણ કોઇએ પીધું નહિ. ત્યારે

**સાધુ**—શેઠ લ્યો, અમે પીએ. એમ કહેતાં જ બન્ને સાધુઓ દૂધ ગટગટાવી ગયા અને સૌને જય 'સીતારામ' કહી ચાલતા થયા. શેઠ પણ બેઠો થઇ સાધુ વાંસે ચાલતો થયો. ત્યારે ડોસોડોશી 'કહે, બેટા તું, કયાં જાય છે ?' તો કહે, 'બાપા, મારા સાચા સગા તો આ સાધુ છે. તમે કોઇએ મને બચાવ્યો નહિ, પણ આ સાધુએ બચાવ્યો છે. માટે મેં જાણી લીધું કે આ સંસારમાં કોઇ કોઇનું સાચું સગું નથી. માટે આ સંસારનો ત્યાગ કરી સાધુ વાંસે જઇશ. પ્રભુ ભજીશ, આમ કહ્યું. પણ કોઈનો રોકાયો નહિ રહું અને સાધુ વાંસે સાધુ થઇ પ્રભુ ભજી પોતાને મળેલા માનવ-જન્મનું સાર્થકપણું કરી લઇશ. આમ કહી સાધુ વાંસે ચાલી નીકળ્યો.

વાચક ! આ લોકમાં કોઇ કોઈનું સાચું સગું નથી. શેઠને માંદો જોઇ માબાપ, સ્ત્રી સૌ હૃદયાફાટ રડતાં હતાં. ગામના કેટલાક લોકો પણ સદ્ભાવ જણાવતા હતા, પણ ખરો વખત આવ્યો, ત્યારે કોઇ કોઈનું સગું થયું નહિ. માટે આ લોકમાં ભગવાન અને ભગવાનના ભક્તાસંત સિવાય આ જીવનું કોઇ સાચું સગું નથી.



# ॥ સુધાબોધ ॥



જેને સુખી થવું હોય તેને પોતપોતાના ધર્મ પ્રમાણે રહેવું. ભગવાનની આજ્ઞા ઉપર ઘણી શરત રાખવી. સહુ સાથે સંપ રાખી હળીમળી રહેવું. જેવા બહાર તેવા માંહી રહેવું. સાચા ભાવે સત્સંગ કરવો. આપણને દેવભૂમિ જેવા આ ભરતખંડમાં સર્વ સિદ્ધિને આપનાર મનુષ્યજન્મ મળ્યો છે; તેથી આપણાં મહદ્ ભાગ્ય છે. માટે હવે તો કૂડ, કપટ અધર્માદિક અન્યાયનો ત્યાગ કરી પોતપોતાના ધર્મને જ અનુસરી વર્તવું. ભગવાનનો દૃઢ આશ્રય રાખવો. પ્રભુ ભજવાનો ખટકો રાખવો. આપણો સ્વભાવ ઇંદ્રિયોને અંતઃકરણને ઘસારો લાગે, વિષયેચ્છા વિરામ પામે, ભગવાનમાં સંલગ્ન થવાય એમ કરવું અને અહંમમત્વ, માયાને નિર્મૂળ કરવા સુબોધવાળાં સારાં સારાં પુસ્તકો વાંચવાં, વિચારવાં. આ દેહે જ પુરૂં થઈ જાય તેમ કરી લેવું. આવો, જોગ ગયો તો પાછો મળવાનો નથી. કથા, વાર્તા માળા, માનસી, ધ્યાન, ભજનાદિક શ્રીજીની પ્રસન્નતાનાં સાધનો સાધવામાં શૂરા અને સાવધાન રહેવું. પોતાના યમનિયમને શિર સાટે પાળવાં. આ લોક નાશવંત, તુચ્છ, ને દુઃખરૂપ છે અને સર્વેને મૂકીને ઉઘાડી મૂઠીએ જવાનું છે એ કદી ભૂલવું નહિ. હંમેશાં જાણપણારૂપ દરવાજે રહેવા શીખવું. લાંબો હાથ કરી બીજાને બોધ કરવા જતાં પોતાની છાતીએ હાથ અડાડી પોતે બોધ લેતાં શીખવું. પોતે પોતાના ગુરૂ થયા સિવાય કે બીજાને ગુરૂ માન્યા સિવાય પોતાની ભૂલ સુધરતી નથી. જેને આત્યંતિક કલ્યાણની ઇચ્છા હોય તેણે પોતાના દોષ વધે એમ ન કરવું, પણ દોષ ઘટે એમ કરવું. ભવાટવીનું ભ્રમણ થાય એમ ન વર્તવું, પણ ભ્રમણ બંધ થાય એમ વર્તવું. નરકચોરાસી ખડી થાય, મોક્ષમાર્ગથી પડી

જવાય એવું આચરણ કરવું નહિ; પણ જન્મમરણ, યમયાતનાઓનાં ખાતાંઓ ખતમ થઇ જાય, આ ને આ દેહે છેલ્લો જન્મ થાય તેમ કરી લેવું. આપણા કામ, ક્રોધ, લોભાદિક દોષોએ આપણને દુઃખદુઃખી કરી આપણી સ્થિતિ બગાડી નાખી છે. નિરંતર સત્પુરૂષ, સત્શાસ્ત્ર, સત્ધર્મ અને પરમકૃપાળુ પરમાત્મા આ ચારનો સમાગમ કરવામાં નિરંતર મશહૂર રહેવું. પોતાનો મુકામ મુકાય નહિ, નિશાન ચુકાય નહિ, એ ખરેખરૂં ધ્યેય રાખવું. નિરંતર ભગવાનની પ્રાર્થના કરવી. ભગવાનના મોટા ભક્ત આગળ નિષ્કપટપણે વર્તવું. જીવ, પ્રાણીમાત્રને જડમાયા અને ચૈતન્યમાયાએ જકડી લીધા છે. મુડદાપ્રાય કરી કર્તવ્ય-ભ્રષ્ટ કરી નાખ્યા છે. પુરૂષ ને ધન એ જડમાયા છે અને સ્ત્રી એ ચૈતન્યમાયા છે. સ્ત્રીને ધન અને પુરૂષ એ માયા છે. પુરૂષને એકવાર સ્ત્રીનું અને સ્ત્રીને એકવાર પુરૂષનું ચિંત્વન થાય તો આખો દિવસ નૈમિષારણ્ય ક્ષેત્રમાં રહીને જે સુકૃત કર્યું હોય તે સર્વે બળીને ભસ્મ થઈ જાય છે. જ્યાંસુધી પુરૂષને સ્ત્રીને ભોગવવાની અને સ્ત્રીને પુરૂષ ભોગવવાની વાસના રહેશે, ત્યાંસુધી એ કોઇ કાળે ભગવાનના સુખને પામશે નહિ. પણ વારંવાર જન્મમરણ, ગ્રમયાતના, નરકચોરાસી અને ગર્ભવા-સાદિક અનેકાનેક દુઃખના ભરેલા દરિયામાં ડુબકાં ખાવાં પડશે.

માટે હવે તો જેમ બને તેમ આ લોક, ભોગ, દેહ, ધન, ધામ અને સગાસંબંધી એ સર્વમાંથી વૃત્તિ તોડી ભગવાનમાં જોડવી. કમળ જળમાં રહે છે, પણ જળથી ન્યારૂં રહે છે, જીભ દાંત ભેગી રહે છે, પણ દાંતનો વિશ્વાસ કરતી નથી. તેમ દરેક શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકે સંસારમાં રહેવું, પણ સંસારથી ન્યારૂં જ રહેવું.

નાત, જાત, બાળબચ્ચાં, સ્ત્રીપુત્ર અને સગાસંબંધી સાથે સંબંધ રાખવો ઘટે તેટલો જ રાખવો, પણ પરલોક બગડી

જાય એવો સંબંધ રાખવો નહિ. જનક રાજા રાજ કરતા હતા, પણ દેહથી; મનથી નહિ.

આ દેહ તો અનિત્ય, કાચની કોઠી જેવો અને પાણીના પરપોટા જેવો છે. વૈભવો પણ વિદ્યુતવત્ ચંચલ અને ચલિત છે. કોઈ ઠેકાણે સુખ નથી. શશલાને શિંગડું સત્ય હોય અને ઝાંઝવાનું જળ સત્ય હોય તો જ આ સંસારમાં સુખ સત્ય હોય. કાળરૂપ સર્પ આપણી પાછળ અનાદિકાળથી પડયો છે તેણે કરીને અનંત દેહોમાં અનંત દુઃખો પામ્યા છીએ, પણ તેનાથી બચવાની બુટ્ટી તો હવે જ હાથ આવી છે. જેમ નોળિઓ નોળવેલના પ્રતાપથી મણિધર સર્પનો નાશ કરી નાખે છે, તેમ આપણે પણ સંતસમાગમ, પ્રભુનો દૃઢ આશ્રય, પોતપોતાના ધર્મનિયમનું પાલન, અને ભગવાનના નામનો જપ, આજ્ઞા અને ધ્યાન એ આદિક ભગવાનની પ્રસન્નતાનાં સાધનરૂપ નોળવેલથી એનો પરાભવ કરી નાખવો.

**ભગવાન તથા સંત આપણા હેતુ છે.** આપણા પક્ષમાં છે. એમને આપણે વિસારીએ પણ તે આપણને વિસારે એવા નથી. થોડું કરેલું તેને ભગવાન ઘણું માની લેનારા છે.

> **“ કોઇને દુઃખીઓરે, દેખી ન ખમાય,**
> **દયા આણી રે; અતિ આકુળા થાય.”**

એવા દયાળુ છે; માટે અનેક જન્મના પાપના થર ઉખડી જાય, તેમ કરી લેવું. આવો સત્યોપદેષ્ટાનો સંગ વારેવારે નહિ મળે; માટે જો આ વખતે ભૂલ ખાધી તો કોટી જન્મે પણ વાંધો ભાંગશે નહિ.

દેહદમન અને વિચાર કર્મયોગી બાઈભાઈને પણ રાખવાં તો ત્યાગી સંત, તથા સાંખ્યયોગી બાઈઓને રાખવાં તેમાં તો શું કહેવું ? જેઓએ સંસાર છોડી વનમાં જઇ શરીરને સૂકવી નાખી માથે રાફડા થઇ ગયા જેવાં કષ્ટ સહન કર્યાં, પણ જો તેઓને વિચાર, સંતસમાગમ અને કથાવાર્તાનો જોગ ન હતો,

તો તેમના કાળા અક્ષરે મોટા મોટા ઇતિહાસો ચિતરાયા. અત્યારે જેવું મોક્ષનું સાધન સત્સંગમાં છે તેવું કોઈ ઠેકાણે નથી; માટે વિચારીને સન્માર્ગને અનુસરવું.

જીવ એકલો આવ્યો છે. એકલો જવાનો છે. પાપપુણ્ય ભક્તિ સિવાય કોઇ સાથે જનારૂં નથી. માતા, પિતા, ભાઇ, પુત્ર એ સર્વે અહીંને અહીં રહેવાનાં છે. કોઈ કાળે કોઈ ભેગું ગયું નથી અને જવાનું નથી, સકળ જગત બાજીગરના ખેલ જેવું મિથ્યા છે. જેમ કોઈક રાજારાણીનો વેષ લે છે તેને બરોબર ભજવે છે; પણ મનમાં જાણે છે કે અમે રાજા કે રાણી નથી, તેમ આપણે પણ આ લોકમાં જે વેષ લીધો છે તે વેષ ભજવવો.

આ ઘડી આ પલમાં મરી જવાનું છે. કરવાનું કેટલું કર્યું કેટલું અને બાકી રહ્યું કેટલું તે વિચાર કરી લેવો અને વિષયના સંબંધથી તો છેટે જ રહેવું, પણ એનો સંબંધ પોતાના નિયમનો ત્યાગ કરી થવા દેવો નહિ, કેમકે જો વિષયનો સંબંધ કરવા માંડે તો તેનો ઠા રહે નહિ એ સિદ્ધાંત છે. આ જીવ જેવી સોબત કરે છે તેવી તેને અસર થાય છે; માટે થોડો કાળ જીવવું અને પરલોક બગડી જાય તેવું તો કદાપિ કાળે કરવું નહિ. આ સત્સંગ બ્રહ્માદિક દેવતાઓને દુર્લભ અને સર્વે સાધનોના ફળભૂત છે. તેમાં રહીને મોક્ષમાર્ગે ચઢાતું નથી, પણ ઉલટું ઉતરી જવાય છે એ ઘણી ખેદની વાત છે. ભલે સત્સંગમાં રહેતા હોય, પણ ગાફલપણે રહેનારા ફજેતફાળકે ચઢયા છે તે હજી ઉતર્યા નથી. કેટલીક જ્ઞાનગંભીર અને ઘણી શિષ્યાઓની ગુરૂ બનેલી અને વૃદ્ધાવસ્થાએ પહોંચવા આવેલી એવી સત્સંગમાં પ્રસિદ્ધિ પામેલી સાંખ્યયોગી બાઇઓને તથા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને ઉચ્ચાસને બેસનારા ગૃહીત્યાગીને પણ ધક્કા લાગી, ગયા છે; તો જગતના જીવની તો વાત જ શી કરવી? સ્ત્રીપુરૂષને પરસ્પર સહવાસ થાય અને ધર્મ રહે એવી

તો કોઇએ આશા રાખવી જ નહિ. દારૂ દેવતા ભેળો થાય અને ભડકો ન થાય તેમ તો કયારેય બને નહિ. માટે મોક્ષાર્થી પુરૂષોએ સ્ત્રીથી અને મોક્ષાર્થી સ્ત્રીએ પુરૂષથી દૂર રહેવું.

હાલ કરાળ કળિકાળનું જોર ચાલી રહ્યું છે. વળી તેને સંત હરિજનોએ સત્સંગમાં છંછેડયો છે. તેની લાજ લીધી છે, માટે જે ગાફલ રહેશે, ઇંદ્રિયાનંદી, વિષયાનંદી બનશે તેને જરૂર ધક્કા લાગશે. જેવું વર્તન ત્યાગીનું કહ્યું છે તેવું જ મોક્ષાર્થી બાઇઓનું પણ કહ્યું છે. તેમાં યુવાવસ્થામાં રહેલી વિધવા બાઈઓને તો પોતાના પિતાપુત્ર અને ભાઇઓનો પણ જોઇએ તેટલો જ સંસર્ગ રાખવો.

તે પણ એકાંતમાં તો તેમનો પણ સંસર્ગ ન જ રાખવો. કેમકે એકાન્તમાં જ કામનો વાસ છે. દરેક સ્ત્રીએ જેમ કાળા નાગથી બીવાય તેમ પુરુષના સંસર્ગથી ડરતું રહેવું. આ પ્રભુની ખાસ આજ્ઞા છે. સંતસતશાસ્ત્ર અને એકાન્તિક ભકતો પણ નિરન્તર સ્ત્રીએ પુરુષથી અને પુરુષે સ્ત્રીઓથી દૂર રહેવાને બોધ કર્યા કરે છે. તેમાં જેને મોક્ષનો ખપ હોય તેણે તો સ્ત્રીને ભૂંડી ભૂતડી સમી જાણવી અને સ્ત્રીએ પુરુષને ભૂખ્યો રાક્ષસ સમ જાણવો.

જ્યારે બહુ સંકલ્પ ઉપડે કે મનજીભાઈ કાંઇક ચાળા ચૂંથવા લાગે ત્યારે, 'સ્વામિનારાયણ ! સ્વામિનારાયણ ! એ નામના શ્વાસોશ્વાસની ધૂન્ય કરવી. ઊંચે સાદે કીર્તન બોલવાં. અગર મહારાજની મૂર્તિના એક અંગ ઉપર અગર કોઈપણ નાની વસ્તુ ઉપર પોતાની આંખનું ત્રાટક કરવું. આંખોમાં પાણી ભરાય તોં પણ કંટાળ્યા શિવાય એમને એમ ત્રાટક રાખવું; અગર આંખને સાફ કરી ફેર ત્રાટક કરવું. એટલે મનજીભાઇ જરૂર ઠેકાણે આવશે અને સંકલ્પ વિરામ પામશે.

સાધુ તથા સાંખ્યયોગી બાઇઓએ તો ગરમાગરમ તીખું તમતમું ખાવથી તેમજ આંખોને છૂટ રાખવાથી કામનું જોર વધે છે.

માટે જેવું તેવું જે મળ્યું તે પણ એક વખત જમવું. તે પણ અન્નથી બે ભાગ ભરવા. એક ભાગ પાણીથી ભરવો. એક ભાગ ખાલી રાખવો. પૃથ્વીરૂપી શય્યા ઉપર અગર નાની ગોદડી ઉપર સૂવું. દેહનું અને મનનું દમન રાખવું. કુસંગી અને વિષયાસક્ત એવા માયાના જીવનો સંબંધ રાખવો નહિ.

નિરન્તર ભગવાન સ્વેષ્ટદેવના વચનામૃત, ચરિત્રામૃત, લીલામૃત, અને અધરામૃતનું મહિમાપૂર્વક પાન કરવું. તેમ જ સ્વપરશ્રેયસ્સસાધક ભગવાનની મૂર્તિ અને આજ્ઞા વિષે શૂરાને સાવધાનપણે રહેવાવાળા મહાન્ પુરુષોનો સમાગમ કરવો.

જ્યારે આ જીવને યથાર્થ ભગવાનનો નિશ્ચય અને મહિમા સમજાય છે, ત્યારે તેને ભૂંડાઘાટ માત્ર ટળી જાય છે. જ્યાં સુધી આપણને વિષયના ઘાટ થાય છે, ત્યાં સુધી ભગવાનના મહિમાની અને નિશ્ચયની ખામી છે. ત્યાં સુધી જ વિષયને વિષ (ઝેર) જેવા અને દુઃખરૂપ જાણ્યા નથી. જો કે સર્પને જાણ્યો છે કે કરડે તો પ્રાણ જાય, તો સ્વપ્નમાં દેખાય ત્યારે પણ તેનાથી ડરી નાસભાગ કરીએ છીએ. તેમ વિષયને અસાર, તુચ્છ, દુઃખરૂપ જાણ્યા હોય તો તેના સંકલ્પ થાય જ નહિ. માટે ભગવાનનો નિશ્ચય અને મહિમા આ બે અવશ્યપણે સિદ્ધ કરવાં.

જગત નાશવંત છે, સગાસંબંધી કર્મસંસ્કારથી ભેળાં થએલાં અને સૌ સ્વાર્થનાં સગાં છે.

તો પણ તેમાંથી ચિત્ત ઉખડતું નથી. ભગવાન સર્વ પ્રકારે સુખના સિંધુ છે, પણ તેમાં ચિત્ત ચોંટતું નથી અને સત્સંગ બ્રહ્માદિક દેવતાઓને પણ દુર્લભ અને સર્વ સાધનોના ફળભૂત છે. તો પણ તેને વિષે પ્રીતિ થતી નથી. તેનું કારણ એટલું જ છે.

જેવી આ જીવને પરોક્ષ ભગવાનને વિષે. એટલે અક્ષરધામને વિષે રહ્યા એવા દિવ્ય, તેજોમય ભગવાન શ્રીહરિને વિષે પ્રતીતિ છે, તેવી પ્રત્યક્ષ ભગવાનને વિષે એટલે મનુષ્યમૂર્તિ અને ધાતુપાષાણાદિક પ્રતિમાઓને વિષે નથી.

જેવી પરોક્ષ દેવને વિષે (અક્ષરધામને વિષે રહ્યા એવા જે ભગવાન તેને વિષે) જીવને પ્રતીતિ છે, તેવી જો પ્રત્યક્ષ ગુરુરૂપ હરિને વિષે આવે; એટલે આંખ્યો આગળ દેખાતા ગુરુરૂપે થઇને બોધ આપતા, એવા મનુષ્યરૂપ ભગવાનને વિષે આવે તો જેટલા અર્થ પ્રાપ્ત થવાના કહ્યા છે તેટલા સર્વે અર્થ તેને પ્રાપ્ત થાય છે.

પરોક્ષ અને પ્રત્યક્ષ બન્ને સ્વરૂપ એક જ છે. એમ ન સમજતો હોય તેના મુખની વાત પણ સાંભળવી નહિ. જેના અનન્ત જન્મના શુભ સંસ્કાર હશે, જેના ઉપર ભગવાનની કૃપા હશે, જેનો છેલ્લો જન્મ થવાનો હશે તે જ પરોક્ષ ભગવાનના જેવો પ્રત્યક્ષ ભગવાનનો મહિમા સમજશે. માટે સહુએ પરોક્ષ ભગવાનના જેવો પ્રત્યક્ષનો મહિમા સમજાય તેટલા માટે હંમેશાં સત્સંગ કરવો. સત્સંગથી જ સર્વજ્ઞાન તથા સંપૂર્ણતા પ્રાપ્ત થઈ શકે છે.



## ॥ કલિભવિષ્ય તથા કલિનું જોર ॥



**काकोदरं करालस्य लोलजिह्वं भयानकम् ।**
**पूतिगन्धं द्यूतमद्यस्त्रीसुवर्णे कृताश्रयम् ॥**

કાગડાને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર નથી, જે મળે તે ખાઈ લે. તેમ કલિને પણ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર નથી. પોતે ભયંકર મુખવાળો, ચપળ જીભવાળો, અત્યંત દુર્ગંધનો ભરેલો અને મહાભયંકર છે. જુગાર, મદ્ય, સ્ત્રી અને સુવર્ણ આ ચારમાં વાસ કરીને રહેલો છે. માટે જેને આ લોકમાં સુખી થવું હોય તેણે ઉપરોક્ત ચારે વસ્તુથી દૂર રહેવું.

પાંડવો વિચારવાળા, સત્યપ્રિય અને સમજુ હતા. પણ જો જુગારને સેવ્યો તો તેમાંથી કલિ પ્રકટયો અને કૌરવો પાંડવો વચ્ચે મહાન કલહ મચાવી ઘણાખરાનો નાશ કરી નાખ્યો.

છપ્પન કરોડ યાદવો મહાબળિયા કૃષ્ણ પરમાત્માના સંબંધી અને કૃષ્ણ પરમાત્માને પ્રાણપ્રિય હતા. પણ જો મદ્યનું સેવન કર્યું તો તરત તેમાંથી કલિ જાગ્યો અને પોતપોતાનું ભાન ભૂલી ગયા. કૃષ્ણનું પણ મનાયું નહિ. અને સહુ કપાઇ મૂવા.

લંકાપતિ રાવણ દશ માથાવાળો અને વીસ ભુજાવાળો મહાસમર્થ એક અદ્વિતીય યોદ્ધો હતો. પણ જો રામની રમા સીતાનું હરણ કર્યું તો તેમાંથી કલિ પ્રકટી તેનો કુળ, કુટુંબ, પુત્ર, પુર સહિત નાશ કરી નાખ્યો.

સુવર્ણથી તો ઘણાયનો નાશ થયો અને થાય છે. માટે દરેક મુમુક્ષુએ કલિના નિવાસભૂત જુગાર, મદ્યપાન, સ્ત્રીસહવાસ અને સુવર્ણ એ ચારથી જરૂર દૂર રહેવું.

આવી રીતે મહાન્ બળિયામાં બળિયો મોક્ષમાર્ગનો ખરો વિરોધી કરાળ કલિકાળ છે. ગમે તેવો યોગી, યતિ, મુનિ, મહાત્મા કે મોટો સિદ્ધ હોય, પણ જો કલિના સહવાસમાં આવી જાય, તો જરૂર પોતાના ધ્યેયથી પતન પામી ભાનસાન વિનાનો બની જાય છે. ચાર યુગમાં કલિ, એ તામસી યુગ છે. આ યુગમાં ગોલોકાધિપતિ ભગવાન કૃષ્ણચંદ્રનો જન્મ થવાથી તેમના શરીરનો વર્ણ પણ શ્યામ થઈ ગયો છે. આવો કલિ મહાબલવાન, નિર્દય અને અધર્મમાત્રનો માલિક છે.

## કલિભવિષ્ય

કલિયુગમાં મનુષ્યની મોટાઇ ધર્મથી કહેવાશે નહિ, પણ ધનથી કહેવાશે. ધનાઢ્ય હશે તે જ ધર્મવાન, ગુણવાન, ન્યાયવાન અને માનનીય ગણાશે. કોર્ટોમાં ન્યાયાધીશોને લાંચ આપશે, તે જ નિર્દોષી ઠરશે અને જયવાન થશે. બહુ બોલકો હશે તે જ પંડિત ગણાશે. ધનવાન હશે તે જ સજ્જન ગણાશે. ધર્મવાન હોય, પણ નિર્ધન હશે તેનો કોઇ ભાવ પૂછશે નહિ. અને તે જ અસાધુ ગણાશે. કલિયુગમાં કેશ રાખવા એ જ ભૂષણ ગણાશે. પેટ ભરવું એ જ પુરુષાતન ગણાશે.

વધારે લુચ્ચાઈ કરનારો, કુટુમ્બનું પોષણ કરનારો, ડગલે ને પગલે અસત્ય બોલનારો તે જ સાચો અને ચતુર ગણાશે.

કલિયુગમાં માન, મોટપ અને યશ મેળવવા માટે ધર્મનું સેવન કરનારા થશે. પણ મોક્ષ માટે સેવન કરનારા હજારોમાં કોઇક જ થશે.

**शूद्रतुल्या भविष्यन्ति सर्वे वर्णाः कलौ युगे।**
**उत्तमा नीचतां यान्ति नीचाश्चोत्तमतां तथा ॥**
**द्विषन्ति पितरं पुत्रा भर्तारश्च स्त्रियोऽखिलाः।**
**परस्त्रीनिरताः सर्वे परद्रव्यपरायणाः ॥**

કલિયુગમાં આશ્રમીઓ આશ્રમધર્મથી અને ચારે વર્ણો પોતપોતાના ધર્મથી વિમુખ થશે. તેઓ વેદવિહિત ધર્મનો ત્યાગ કરી, કપોલકલ્પિત ધર્મના માનનારા થશે. એટલે અસ્પૃશ્યનો સ્પૃશ્ય કરવો, તેમનો દેવાલયોમાં પ્રવેશ કરાવવો, પરસ્પરનું પ્રીતિભોજન કરવું, શાળાઓમાં ઉચ્ચ જાતિના છોકરાંઓ જોડે છુજાતિનાં છોકરાંઓને દાખલ કરવાં. વગેરે વગેરે કપોલકલ્પિત ધર્મને માનનારા થશે.

કલિયુગમાં પૃથ્વી ફળફૂલ વિનાની થશે. અન્નાદિક પાક બરોબર પાકશે નહિ. પૃથ્વી નિર્બીજ થશે. સ્રીયો વેશ્યાસમાન શરીરને સુંદર અને ખુલ્લું રાખનારીઓ થશે.

**धर्मविक्रयिणो विप्राः स्त्रियश्च भगविक्रयाः ।**
**वेदविक्रायकाश्चान्ये शूद्राचाररता द्विजाः ॥**

કલિયુગમાં બ્રાહ્મણો ધનને માટે ધર્મ વેચનારાઓ થશે. સ્રીઓ ભગવેચનારીઓ (વેશ્યાઓ) થશે. કેટલાક વિદ્વાન વિપ્રો વેદશાસ્રના વેચનારા થશે અર્થાત્; ધન લઇને ભણાવનારા થશે. દ્વિજાતિના જનો શૂદ્ર જેવા આચારવાળા થશે.

**यः कश्चिदपि पुण्यात्मा क्रियायोगरतो भवेत् ।**
**नरं धर्मरतं दृष्ट्वा सर्वेऽसूयां प्रकुर्वते ॥**
**व्रताचाराः प्रणश्यन्ति ज्ञानयज्ञादयस्तथा ।**
**उपद्रवा भविष्यन्ति ह्यधर्मस्य प्रवर्तनात् ॥**

આ યુગમાં કોઇ યજ્ઞયાગાદિક શુભ કર્મ કરશે નહિ. કોઇ કરશે તો તેની હાંસીમશ્કરી કરનારા ઘણા થશે. આ કલિયુગમાં વ્રત, તપ, દાન કે સદાચાર તે તદ્દન નષ્ટ થઈ જશે. ભવરોગ ટાળનારા સદ્દગુરૂ તો શોધતાં કોઈ ભાગ્યશાળીને હાથ આવશે.

આ યુગમાં ધર્મનું જોર કમી થશે. અધર્મનું જોર વધશે. સર્વત્ર ઉપદ્રવો જાગશે. પરસ્પર અસૂયા વધશે. કૂડ, કપટ, દંભ, અન્યાય, અનાચાર, ચોરી અને વ્યભિચારાદિક દુર્ગોણોનું જોર

વધશે. કલિયુગમાં પાખંડીઓ પૂજાશે. ધનવાનનો ભાવ પુછાશે, પણ ધર્મવાળાનો ભાવ પુછાશે નહિ.

મનુષ્યો ખોટા ધર્મમાં અને દ્વેષ કરવામાં પ્રીતિવાળા થશે. પોતામાં ગુણો નહિ હોય, છતાં અમે જ વિદ્વાન, ગુણવાન છીએ એમ માનનારા મિથ્યાભિમાનીઓ બનશે. કલિમાં વિદ્વાનો પણ કેવળ અજ્ઞાની જેવા અસત્યવાદી અને અસત્યાચરણી થશે.

**अहमेवाधिक इति सर्वेऽपि विवदन्ति च ।**
**अधर्मलोलुपाः सर्वे तथा वैतण्डिका नराः ॥**

હું ગુણ તથા આચરણ આદિકમાં સૌથી મોટો છું. મારી બરોબર કોઇ નથી. એવી રીતે દરેક મનુષ્ય પોતાની મોટાઈ બતાવવા માટે વિતંડાવાદ કરવાવાળા અને અધર્મમાં પ્રીતિવાળા થશે.

**अतः स्वल्पायुषः सर्वे भविष्यन्ति कलौ युगे ।**
**अल्पायुष्ट्वान्मनुष्याणां न विद्या ग्रहणं द्विज ॥**

કલિયુગમાં સર્વે મનુષ્ય અલ્પઆયુષ્યવાળા થશે, વિદ્યાભ્યાસ ન કરવાથી શાસ્ત્રજ્ઞાન થશે નહિ, શાસ્ત્રજ્ઞાન ન હોવાથી શુદ્ધ જ્ઞાનવાન થવાશે નહિ અને જ્ઞાનવિના અધર્મથી મુક્ત થવાશે નહિ. તેથી જ સર્વે પ્રજાઓ અધર્મ, અત્યાચાર અને અન્યાયમાં પ્રવૃત્ત રહેશે; તેથી મનુષ્યો અલ્પાયુષ ભોગવીને પિતા પહેલાં પુત્ર, માતા પહેલાં પુત્રી મૃત્યુને પામશે.

કલિમાં બ્રાહ્મણાદિક પોતપોતાની જાતિનો ત્યાગ કરી બીજી જાતિમાં વિવાહ કરશે; તેથી તેમની પ્રજા વર્ણસંકરતાને પામી મૂઢ બનશે.

**राजानो द्रव्यनिरतास्तथैवान्यायवर्तिनः ।**
**पीडयन्ति प्रजाश्चैव करैरत्यर्थयोजितैः ॥**

કલિયુગમાં રાજાઓ ધનલુબ્ધ થશે અને ધન માટે જ અન્યાય અનીતિને માર્ગે ચાલશે અને કર વધારી પ્રજાને પીડશે.

॥ शववाहा भविष्यन्ति शूद्राणां च द्विजातय ः॥
કલિયુગમાં દ્વિજાતિના મનુષ્યો શૂદ્રના શબને ઉપાડશે.

विप्राणां विधवानां च वित्तान्यपहरन्ति च।
न व्रतानि चरिष्यन्ति ब्राह्मणा द्रव्यलोलुपाः॥

લોકો વિપ્રોનું અને વિધવાઓનું જ ધનહરણકરનારા થશે. બ્રાહ્મણો વ્રતનું આચરણ કરશે નહિ, પણ ધનઉપાર્જન માટે આમતેમ ભટકયા કરશે. વિવાહિત કર્મ તથા શ્રાદ્ધાદિક કર્મ ધનલાલસાથી ખોટી રીતે કરશે.

अपात्रेष्वेव दानानि प्रयच्छन्ति नराधमाः।
दुग्धलोभनिमित्तेन गोषु प्रीतिं च कुर्वन्ते॥

કલિયુગના અધમ મનુષ્યો અપાત્રને પાત્ર માની દાન આપશે. દૂધ પીવાના લોભથી ગાયોની સેવા કરશે, પણ ધર્મ બુદ્ધિથી ગાયની સેવા કરશે નહિ. દૂધ બંધ થશે કે તરત જ તે જ ગાયને યવનને ઘેર વેચનારા થશે. કલિયુગમાં બ્રાહ્મણો સ્નાન, શૌચ, સંધ્યા, ગાયત્રી, જપ અને વૈશ્વદેવાદિક પોતાના આહ્નિક કર્મ કોઈ કરશે નહિ, કરશે. તો વખતસર કરશે નહિ. લોકો સાધુ, બ્રાહ્મણ, ગાય, પતિવ્રતા અને વેદ આ પાંચની જ નિંદા કરવામાં શૂરા થશે, પણ ભગવાનની ભક્તિ કરનારા થશે નહિ. કલિયુગમાં પરમાત્માનું નામ લેનારા લાખમાં કોઈક જ નીકળશે.

काषायपरिवीताश्च जटिला भस्मरूषिताः।
शूद्रा धर्मान् प्रवक्ष्यन्ति कूटयुक्ति परायणाः॥
गीतवादित्रकुशलाः क्षुद्रधर्मसमाश्रयाः।
भविष्यन्ति कलौ प्रायो धर्मविध्वंसका नराः॥

કલિયુગમાં કપટયુક્તિમાં તત્પર શૂદ્ર લોકો ભગવાં વસ્ત્ર પહેરી યજ્ઞોપવિત અને જટાધારણ કરી સાધુ બની ધર્મનો ઉપદેશ આપશે. લોકો પણ આવા પાખંડીઓને જ પૂજશે અને ગુરૂ તરીકે માનશે.

કલિયુગમાં મનુષ્યો ધર્મનો નાશ કરનારા થશે. વિશેષે કરી મનુષ્યો ગાવા બજાવવામાં જ કુશળ રહેશે, ઉચ્ચ વર્ણના લોકો પણ શૂદ્ર ધર્મના આશ્રય કરનારા થશે, કલિયુગમાં મનુષ્યો પોતાનાં વખાણ કરનારા, બીજાની નિંદા કરનારા, વિશ્વાસઘાતી અને ક્રૂર થશે. દયા અને ધર્મ આદિક સદ્કૃત્યથી રહિત કેવળ અધર્મપરાયણ બનશે.

કલિયુગમાં ઘણું કરી ઇશ્વરથી, ધર્મથી કે પાપપુણ્યથી નહિ ડરનારા એવા મલેચ્છ લોકો રાજ્ય કરનારા થશે, પણ આર્ય-રાજાઓ નહિ થાય. શૂદ્ર લોકો ભિક્ષા માગનારા થશે. બ્રાહ્મણો શૂદ્ર અને મલેચ્છની સેવા કરનારા થશે.

કલિયુગમાં ગુરૂશિષ્ય વચ્ચે, પિતાપુત્ર વચ્ચે, પતિપત્ની કે માદીકરી વચ્ચે ભાવ રહેશે નહિ. તેમાં અખંડ કલેશની મોટી હોળી ભડભડયા કરશે. સ્ત્રીઓ અને છોકરાઓ આજ્ઞામાં નહિ રહે. સહુ સ્વતંત્ર અને સ્વેચ્છાચારી થશે. ધર્મરક્ષકો ધર્મના ભક્ષકો બનશે. ભગવાનનાં વૃંદાવન જેવાં પવિત્ર ક્ષેત્રો તે પ્રમદાવન જેવાં ભ્રષ્ટ થઇ જશે. ધર્મોપદેષ્ટાઓ ધર્મમર્યાદાઓના તોડનારા થશે. કલિયુગમાં બ્રાહ્મણો દૂધ, દહીં, ઘી આદિક રસોના વેપાર કરનારા થશે.

કલિમાં દ્વિજ જાતિના જનો શૂદ્રના જેવા ધંધા કરનારા થશે. જેનો સ્પર્શ પણ ન કરાય એવા મલેચ્છોની નોકરી કરી આજીવિકા ચલાવનારા થશે. કલિયુગમાં વૃષ્ટિનો નિયમ નહિ રહે. કોઈક વરસ થશે અને કોઇ વરસ નહિ થાય અને કોઇ વખતે જલપ્રલય જેવી અતિવૃષ્ટિ થશે.

कामार्ता ह्रस्वदेहाश्च लुब्धाश्चाधर्मतत्पराः ।
कलौ सर्वे भविष्यन्ति स्वल्पभाग्या बहुप्रजाः ॥
मठाधिपत्यं सेवा च धनसंग्रह एव च ।
दासीगमनमीर्ष्या च पञ्चधातस्त्ववादिनः ॥

लिङ्गमेवाश्रमाःख्याता नन्योन्यापत्तिकारणम् ।
अवृत्त्या न्यायदौर्बल्यं पाण्डित्ये चापलं वचः ॥

કલિયુગમાં મનુષ્યો મહા કામી, ઠીંગણા, લોભિયા, મંદભાગિયા, ઘણી પ્રજાવાળા અને કેવળ અધર્મમાં જ તત્પર રહેવાવાળા થશે. કલિયુગમાં સાધુઓ સ્વાર્થસાધક બનશે. પણ શ્રેયસ્ધાક બનશે નહિ. સાધુઓ મઠના મહંતો બનશે. ગૃહસ્થોની સેવા કરનારા, ધનનો સંચય કરનારા, ગૃહસ્થની પેઠે ઘર, ઢોર અને જમીન રાખનારા, વ્યાજવટો કરનારા, વેપાર કરનારા, હિંસક યંત્ર, (લોટ-પીસવાનું યંત્ર) રાખનારા, કામકાજ કરવા રાખેલી સેવિકાઓનું ગમન કરનારા, વર્તન વિનાના ઉપદેશ આપનારા થશે. સાધુઓનું સૂચક માત્ર ભગવું વસ્ત્ર રહેશે. ભગવાં વસ્ત્રથી જ સાધુ કહેવાશે. પણ તેમાં દયા, દાન, દમ, શમ, તપ, ક્ષમા, સાધન અને સાધુતાદિક સદ્‌ગુણો જોવામાં આવશે નહિ. લોકો પણ તેમનાં ભગવાં દેખી અંધશ્રદ્ધાથી નમશે, સેવશે, પૂજશે, પણ તેમના ગુણાવગુણ સામુ કોઇ જોશે નહિ. સાચા સાધુઓ શોધ કર્યે ભાગ્યશાળીને હાથ આવશે. બાકી કાષાયવસ્ત્રધારી સાધુઓ બહુ જોવામાં આવશે. તેમનામાં બત્રીશ લક્ષણ માંહેલું લક્ષણ જોવામાં આવશે નહિ. પણ ખાવું, ખોદવું, ખંખેરવું, ને ઉંઘવું. આ ચાર લક્ષણો વિશેષે જોવામાં આવશે; એટલે જે મળ્યું તેમાં ખાદ્યાખાદ્યનો, પેયાપેયનો, કે વટલાવાનો વિચાર રહેશે નહિ.

तरुणीप्रभुता गेहे बालको बुद्धिदायकः ।
कन्यायाविक्रयोलोभात् दम्पत्योश्चैव कल्कनम् ॥
पण्डितास्तु कलत्रेण रमन्ते महिषा इव ।
पुत्रस्योत्पादने दक्षाह्यदक्षा मुक्तिसाधने ॥

કલિયુગ આવશે એટલે ઘરમાં સ્ત્રીઓનું ચલણ થશે. પતિપુત્રાદિકનું કંઈપણ ચાલશે નહિ. બાળકો વડીલોને શિખામણ દેનારા થશે. ઉત્તમ લોકો પણ લોભે કરીને કન્યાવિક્રય કરશે. ઘરમાં

કલેશકંકાશ તો મટશે જ નહિ. મોટા વિદ્વાનો પણ લાજશરમ મૂકી સ્રીયોની સાથે પાડાની પેઠે રમણ કરનારા અને પુત્રોત્પાદન કરવામાં જ કુશલ રહેશે, પણ શાસ્ત્રોપદેશ કરવામાં કુશળ નહિ રહે.

આ લોકમાં સદ્કુલજન્મ, સદ્વિદ્યા, સદાચાર અને સદ્ગુણોથી મોટપ કહેવાય છે, પણ કલિયુગમાં ધનવાન, બળવાન, ખટ-પટિયો અને બોલકો હશે તેની જ મોટપ ગણાશે. નિર્ધનમાં ઘણા ગુણો હશે, ધનિકોમાં ઘણા દોષો હશે, તો પણ ધનવાન મોટો ગણાશે. કલિયુગમાં ભલેને અધર્મી હશે, પણ ધનિક હશે તે જ ધર્મવ્યવસ્થા કરનારો થશે. તેના વચનનુંજ પ્રમાણ થશે પણ સત્યવાદીને સદાચારીનો કોઈ ભાવ પુછશે નહિ.

કલિયુગમાં પતિપત્નીના ભાવમાં વિષયપ્રીતિ કારણ રહેશે. કલિયુગમાં જેના પર પ્રીતિ થાશે તેને પરણશે. ભલે પોતાથી ઉત-રતી જાતિ હશે, પણ પરસ્પર પ્રેમ થયો કે બન્ને વિવાહિત થાશે. સ્રીપુરુષમાં શ્રેષ્ઠતાનું કારણ માત્ર રતિકુશળતા રહેશે. ડાબે ખભે જનોઈ હોવાથી બ્રાહ્મણ ગણાશે, પણ તપ, સંતોષાદિક ગુણ કોઈમાં જોવામાં આવશે નહિ.

**उनषोडशवर्षाश्च प्रसोष्यन्ति तथा स्त्रियः ।**
**श्वापदप्रचुरत्वं च गवां चैव परिक्षयः ॥**

કલિમાં પંદર વર્ષની સ્રી સંતાનને જન્મ આપનારી થશે. કલિયુગમાં લોકો કૂતરા, બીલાડા, પારેવાં અને તેતર પાળનારા થશે. પણ ગાયો કે ગરીબોને પાળનારાં થશે નહિ.

**ज्ञानं परं कृतयुगे त्रेतायां यज्ञ उच्यते ।**
**प्रवृत्तं द्वापरे युद्धं स्तेयमेव कलौ युगे ॥**

સત્યુગમાં જ્ઞાનની પ્રધાનતા છે, ત્રેતાયુગમાં યજ્ઞની પ્રધાનતા છે અને દ્વાપરયુગમાં યુદ્ધની પ્રધાનતા છે; તેમ કલજુગમાં કેવળ ચોરી અને વ્યભિચારની જ પ્રધાનતા રહેશે.

કલિયુગમાં જે જળાશયો દૂર હશે તેજ તીર્થ ગણાશે, પણ સમીપનાં તીર્થ કે મોક્ષદાતા સદ્ગુરૂ તેને કોઇ તીર્થ ગણશે નહિ

કલિયુગમાં માથાના વાળ રાખવાથી, કાંડે ઘડિયાળ બાંધવાથી સૂક્ષ્મ વસ્ત્ર પહેરવાથી શોભા અને મોટાઈ ગણાશે, પણ ગુણથી વિદ્યાથી મોટાઈ નહિ ગણાય. પેટ ભરવું એ જ પુરુષાર્થ ગણાશે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારને કોઇ ગણશે નહિ. કલિયુગમાં દીકરા માબાપનું પોષણ નહિ કરે. માતાપિતા કન્યાના પૈસાથી નિર્વાહ ચલાવશે. ઉત્તમ પુરૂષો પણ નીચ પુરૂષોની સેવા કરશે. ઉંચ વર્ણના પણ ઠેકઠેકાણે રાંધેલાં અન્નની દુકાનો માંડશે. અને જ્યાં જોઇશું ત્યાં અસત્ય, કુસંપ અને કલેશનું જ સામ્રાજ્ય જોવામાં આવશે.

આવી રીતે અધર્મનો સરદાર અને મોક્ષાર્થી રાગીત્યાગી બાઈભાઈ એ સર્વેને અવળે માર્ગે ચડાવનાર મહાન ક્રૂર કલિકાળ છે. તો જેને ભવરોગ ટાળી ભગવાનના સુખદ્ ચરણને પામી સુખી થાવું હોય તેને તો કલિથી અત્યંત દૂર રહેવું. કલિયુગમાં ઠેકઠેકાણે હોટલો, લોજો, વીશીઓ, ચાયપીઠાંઓ વગેરે અનાચારના અખાડા મંડાશે. વટલાવાનો ભય તો કોઇને રહેશે નહિ.

## ગાંધર્વે પાંડવોને પૂછેલા પ્રશ્નો

જ્યારે પાંચ પાંડવો અને છઠ્ઠા માતા કુંતાજી વનમાં હતાં ત્યાં એક વખત માતા કુંતાજીને તૃષા બહુ લાગી, ત્વારે ભીમ ઘડો લઈ પાણીની શોધે નિકળ્યો. તેમાં ટીટોડીના શબ્દ સાંભળી ત્યાં ગયો, તો મોટી વાવ દેખી અંદર પાણી ભરવા પેઠો. ત્યાં કલિ ગાંધર્વ રૂપે આવી ભીમને નાગપાસથી બાંધી લીધો અને પૂછ્યું; **को भवान्** તું કોણ છે? **भीमोऽहं पाण्डुपुत्रः** હું ભીમસેન પાંડુ રાજાનો પુત્ર છું. મારાં માતુશ્રી તૃષાતુર હોવાથી જલ લેવા આવ્યો છું. તે કહે, ભાઇ! આ મારા ક્રીડારૂપ જળાશયમાં તું રજા સિવાય પેઠો, તેથી બાંધ્યો છે. ભીમે ઘણી આજીજી કરી ત્યારે તે કહે, છૂટવું હોય તો આ મારા ઘોડાને જરા ફેરવી આવ. પછી ભીમસેન પૂર્વ દિશા તરફ દોડયો તો ત્યાં છેટે જતાં એક કૂવા ઉપર એક કન્યા એક ઘડાથી બાર ઘડા

ભરે અને એ બારે ઘડા એક ઘડામાં રેડે; તો પણ તે ઘડો ભરાય નહિ. આવું આશ્ચર્ય જોઇ ભીમે જાણ્યું જે આ જમીનમાં આગળ ધસવા જેવું નથી. આમ ધારી પાછો આવ્યો. ત્યારે ગાંધર્વે પૂછયું કે તું કઈ દિશામાં ગયો હતો? અને ત્યાં કાંઇ દેખ્યું? ભીમ કહે, પૂર્વ દિશામાં ઘોડાને પૂરપાટ દોડાવી જતો હતો ત્યાં એક કન્યાએ એક ઘડાથી બાર ઘડા ભર્યા, પણ બાર ઘડાથી એક ઘડો ભરાયો નહિ. આવું દીઠું. ગાંધર્વ કહે, એમાં શું સમજવું તે ઉત્તર આપ? તો તને પાણી ભરવા આપું. ભીમથી ઉત્તર ન થયો, ત્યારે તેને કોટડીમાં બેસી જવા કહ્યું.

## અર્જુનનું આગમન

ભીમસેનને પાણી લાવતાં વાર લાગી; એટલે અર્જુન તેની શોધ કરતો ત્યાં આવ્યો. તો ઘડો દીઠો, પણ ભીમ દીઠો નહિ. પોતે જાણ્યું કે લાવને પહેલું પાણી લઇ જાઉં! પછી ભીમની શોધ કરીશ, એમ ધારી ઘડો લઇ પાણી ભરે છે તો ઘડાનો ભડભડ શબ્દ સાંભળતાં કલિ ગાંધર્વરૂપે ત્યાં આવી તેને નાગપાશથી બાંધી લીધો. અર્જુન કહે, ભાઈ! હું નિઃશસ્ત્ર છું, ભલે! બાંધવો હોય તો બાંધ. પણ મારાં માતુશ્રીને પાણી પહોંચાડવા દે. ગાંધર્વ કહે, પેલી કોટડીમાં તારા ભાઈ ભેળો બેસ. છૂટવું હોય તો આ લે ઘોડો; દક્ષિણ દિશામાં ફેરવી આવ. અર્જુન ઘોડે ચઢી દક્ષિણ દિશામાં ગયો. ત્યાં આગળ જતાં એક ગાય વાછડીને ધાવતાં દેખી સ્થિર થઇ ગયો. અરે! વાછડી ગાયને ધાવે, પણ આ તો ગાય વાછડીને ધાવે. આ શું? માટે આ ભૂમિમાં આગળ વધવા જેવું નથી. એમ ધારી પાછો આવ્યો ને તેણે ગાંધર્વને ઘોડો પાછો આપી દીધો.

ગાંધર્વે પૂછયું કે, તું જે દિશામાં ગયો ત્યાં કંઇ જોવામાં આવ્યું? તો કહે, હું દક્ષિણ દિશામાં ગયો હતો ત્યાં એક ગાય વાછડીને ધાવતાં દીઠી. ગાંધર્વ કહે, એમાં શું સમજવું તે કહે;

નહિતર પેલી કોટડીમાં તારા ભાઇ ભેળો બેસ. એટલે અર્જુન બીનછુટકે ભીમ પાસે જઇ બેઠો.

## સહદેવ આવ્યો

થોડીવારે, ઓ ભીમભાઇ! ઓ અર્જુનભાઇ! એમ બૂમો પાડતો પાડતો સહદેવ આવ્યો તો ભાઇઓને દીઠા નહિ, પણ ઘડો દેખ્યો; એટલે એકદમ વાવમાં પાણી ભરવા પેઠો.

ત્યાં પેલાએ નાગપાશથી બાંધી દીધો. સહદેવ કહે, ભાઇ! પાણી વિના મારાં માતુશ્રીનો પ્રાણ જાય છે. માટે મને પાણી પહોંચાડવા દે. પેલો કહે, તારે ઉતાવળ હોય તો લે! આ ઘોડાને જરા પશ્ચિમ દિશામાં ફેરવી આવ. આથી સહદેવ સ્વાર થઇ પશ્ચિમ દિશામાં દોડયો જાય છે ત્યાં આગળ જતાં કાગડાના ટોળામાં કેટલાક રાજહંસો આનંદકિલ્લોલ કરતા અને એકબીજાના મોં સાથે મોં મેળવતા જોયા. આથી સહદેવને એમ થયું કે, આ ભૂમિ કાંઇક આશ્ચર્યકારક છે; માટે આગળ વધવું નહિ. એમ ધારીને પાછો ફર્યો એટલે ગાંધર્વે પૂછયું, તેં કાંઇ દેખ્યું? તો કહે, કાગડાના ટોળામાં રાજહંસને રમતાં ને મોં એ મોં અડાડતાં જોયાં. ગાંધર્વ કહે, એમાં શું સમજવું? સહદેવ કહે, એમાં ખબર પડતી નથી. ત્યારે કહે, પેલી કોટડીમાં તારા ભાઇ ભેગો બેસ; એટલે નિરૂપાયે સહદેવ ત્યાં જઇ બેઠો.

## નિકુળની નવાઇ

થોડીવારે નિકુળ આવ્યો. ઘડો દેખી પાણી ભરવા પેઠો કે તેને પણ નાગપાશથી બાંધ્યો ગાંધર્વ. કહે, છૂટવું હોય તો આ ઘોડાને ઉત્તરદિશાએ ફેરવી આવ. ત્યારે પોતે ઘોડા ઉપર બેસી ઉત્તર દિશામાં દોડતો જાય છે ત્યાં એક નાનો પથરો મોટા ડુંગર સાથે અથડાતો. તેણે કરીને આખો ડુંગર ડોલી ઉઠતો જોયો. નિકુળે જાણ્યું કે, આ ભૂમિ ઉપર આગળ વધવા જેવું નથી. આમ ધારી પાછો આવી ઘોડો આપી દીધો. એટલે ગાંધર્વ કહે, તને કાંઇ

જોવામાં આવ્યું ? ત્યારે કહે, એક નાનો પથ્થર અથડાવાથી ડુંગરાને ડોલતો દેખ્યો. ગાંધર્વ કહે, એમાં શું સમજ્યો ? તો કહે, કાંઇ સમજાયું નહિ. ત્યારે તે કહે, બેસ તારા ભાઈ ભેળો. પછી નિરાશપણે નિકુળ, ભાઇ ભેળો બેઠો.

## ધર્મરાજનો જય

પાણી વિના માતાજીને, કંઠપ્રાણ જેવું થઇ ગયું જોઇ યુધિષ્ઠિરે વિચાર કર્યો, જે હવે પાણી વિના માતુશ્રીનો પ્રાણ પરલોકે સિધાવતાં વાર નહિ કરે. ભાઇઓ કોઇ આવ્યા નહિ. જરૂર તેઓ કંઇક આપત્તિમાં સપડાયા. માટે લાવ હું જાતે જઈ આવું; આમ ધારી પાણી લેવા અને ભાઇઓની શોધ કરવા નીકળ્યા. તે ટીટોડીના શબ્દે શબ્દે ત્યાં આવી પહોંચ્યા. તો ત્યાં પડેલો ઘડો ઓળખી પાણી લેવા પેસે છે ત્યાં ગાંધર્વે કહ્યું; **भो स्थिरो भव ! कोऽसि त्वम् !** અરે ઉભો રહે, તું કોણ છે ? **अहं धर्मराजः पाण्डुपुत्रोऽस्मि ।** હું ધર્મરાજા યુધિષ્ઠિર, પાંડુ રાજાનો પુત્ર છું. પેલો કહે, પેસીશ તો બંધનમાં આવીશ. યુધિષ્ઠિર કહે, ભાઇ ! જળ વિના મારી માતાનો પ્રાણ જાય છે, માટે થોડું જળ લેવા દે. ગાંધર્વ કહે, પાણી લેવું હોય ને આ તારા ચાર ભાઇઓને છોડાવવા હોય તો આ તારા ભાઇઓએ જે દેખ્યું છે તેનું સ્પષ્ટીકરણ કરી સમજાવ.

## યુધિષ્ઠિરે આપેલા ઉત્તરો

યુધિષ્ઠિર કહે, શું દેખ્યું તે કહી સંભળાવ. ગાંધર્વ કહે, એક કન્યા એક ઘડાથી બાર ઘડા ભરે, પણ બાર ઘડાથી એક ઘડો ન ભરાય તેવું દેખ્યું છે. તેનું શું સમજવું ? યુધિષ્ઠિર કહે, આગળ કળિયુગ આવશે ત્યારે બાપ બાર છોકરાઓને પાળીપોષી મોટા કરશે, ભણાવશે, ગણાવશે, પોતાની સમગ્ર મિલ્કત વહેંચી આપશે, પણ બારે મળી એક બાપનું પોષણ નહિ કરે અને બાપને ખાવા સારૂ બારે છોકરાને ઘરે નોખું નોખું આથડવું પડશે.

આ સાંભળી ગાંધર્વે પ્રસન્ન થઈ ભીમને છોડયો. પછી કહે, આગળ કળિયુગ આવશે ત્યારે માબાપ કન્યા વેચી મનગમતું ધન લઇ તેમાંથી આજીવિકા ચલાવશે. આ સાંભળી ગાધર્વે હસ્તે વહને અર્જુનને છોડી મૂકયો. પછી કહે, કાગડાના ટોળામાં હંસ કિલ્લોલ કરે છે ને એક બીજાના મુખને ચાટે છે તેનું શું ? યુધિષ્ઠિર કહે, કળિયુગ આવશે, ત્યારે કાગડા જેવા નીચવૃત્તિના યવનજનોની હંસ જેવા ઉત્તમ વર્ણના બ્રાહ્મણાદિકજનો તેમની સેવા કરશે. અને વિધિનિષેધના ભેદને મૂકી તેઓની સાથે બેટી-રોટીનો વ્યવહાર પણ કરશે. આ ઉત્તરથી ગાંધર્વ રાજી થયો ને સહદેવને છોડી મૂકયો.

## કલિ સૌને કંપાવશે

ગાંધર્વ કહે, નાનો પથરો મોટા ડુંગરાને ડોલાવી દે છે તેનું શું કારણ ? ત્યારે યુધિષ્ઠિર કહે, કળિયુગ આવશે ત્યારે અધર્મી અનાચારી પુરૂષો અથવા અસ્પૃશ્યજનો મોટા ધર્મિષ્ઠ પૂજ્ય પુરૂષને પણ ધર્મમાર્ગથી ડગાવી દેશે. આમ કહ્યું કે તુરત જ હસ્તે વહને નિકુળને છોડી દીધો. પછી ગાંધર્વે યુધિષ્ઠિર આદિક પાંચે ભાઇઓને પાણી પીવાની ને પાણી લઇ જવાની રજા આપી. આથી પાંચે ભાઈઓ માતા કુંતાજી જ્યાં બેઠાં હતાં ત્યાં આવી પાણી આપ્યું ને વીતેલી વાત વર્ણન કરી દેખાડી. આવી રીતે કળિયુગમાં જે જે થવાનું છે તે બધું યુધિષ્ઠિર રાજાએ કહી બતાવ્યું ને તે જ પ્રમાણે હાલમાં થઈ રહ્યું છે; માટે હંમેશાં કળિથી ચેતતા અને ડરતા રહેવું.

## કળિયુગનો પ્રભાવ

એક બ્રાહ્મણે પોતાનું ખેતર કણબીને વેચાતું આપ્યું. તેમાંથી એને ખેડતાં ખેડતાં ધનનો ચરૂ નીકળી આવ્યો. ત્યારે તે ચરૂ બ્રાહ્મણને દેવા ગયો અને કહ્યું કે, આ ચરૂ જમીન ખેડતાં ખેડતાં નીકળ્યો, માટે આ ચરૂ દેવા આવ્યો છું. કારણ મેં જમીન રાખી છે પણ ચરૂ રાખ્યો નથી. બ્રાહ્મણ કહે, ના ભાઇ !

એ તો તમારો કહેવાય. મેં ખેતર વેચ્યું એટલે એ ખેતરના માલિક તમે કહેવાવ. પટેલ કહે, ચાલો રાજા પાસે ન્યાય કરાવીએ પછી ત્યાં જઇને રાજાને કહ્યું કે, હે રાજન ! આ બ્રાહ્મણનું ખેતર મેં વેચાતું રાખ્યું. તેમાંથી ધનનો ચરૂ નીકળ્યો તે બ્રાહ્મણનો કહેવાય; છતાં બ્રાહ્મણ ના પાડે છે, ત્યારે તમે પૃથ્વીપતિ કહેવાવ છો. તો આ ચરૂ તમે રાખો. રાજા કહે, મારા બાપદાદાએ એ જમીન બ્રાહ્મણને સૂર્યચંદ્રની સાખે આપી દીધેલ; તેથી એ જમીન અને તેમાંથી જે નીકળે તે સર્વ ઉપર અમારો હક ન કહેવાય. હવે બ્રાહ્મણ કહે, આ ચરૂ મારો નથી. પટેલ કહે, મારે ન જોઈએ. રાજા કહે, મારે પણ ન જોઇએ. પછી રાજાએ કારભારીને ઇન્સાફ કરવા કહ્યું. રાજકારભારી જાતે વાણીઓ ને વિચક્ષણ હતો, તેણે વિચાર્યું હમણાં આમને કલિનો વાયરો લાગ્યો નથી; એટલે આ લોકો ધણી થતા નથી, પણ કલિનો વાયરો લાગશે એટલે સૌ માલિક થઇ લેવા આવશે. માટે હમણાં અહીં રાજમાં રહે એ ઠીક. આમ ધારી કહ્યું કે, રાજન ! હમણાં આ વાતનો ઇન્સાફ કરવાનો મને ટાઈમ નથી; માટે હમણાં આ ચરૂ રાજના ભંડારે ભલે રહ્યો. હું થોડા દિવસમાં ઉત્તર કરી ઇન્સાફ કરીશ.

હવે થોડે વરસે કળિયુગ બેઠો. અને તેનો વાયરો લાગ્યો કે તુરત જ તે ત્રણેનું મન ફરી ગયું. એટલે પટેલ રાજા પાસે ધનનો ચરૂ માગવા ગયો. એની ખબર પડતાં બ્રાહ્મણ પણ ત્યાં પહોંચ્યો. પટેલ કહે, રાજન ! આજ સુધી વિચાર કરી નક્કી કરી આવ્યો છું કે એ ધનનો ચરૂ મારો કહેવાય; માટે મને આપો. બ્રાહ્મણે ખેતર મને લખી આપ્યું છે, માટે જમીનમાંથી નીકળેલો ચરૂ મારો કહેવાય. આ સાંભળી બ્રાહ્મણ બોલવા જાય છે ત્યાં તો રાજા બોલી ઊઠયો કે, પૃથ્વીપતિ હું કહેવાઉં; માટે પૃથ્વી ઉપર હોય તે તમારૂં ને પૃથ્વીમાંથી અણધાર્યું જે ધન નીકળે તે અમારૂં કહેવાય. માટે આ ધનના ચરૂમાં તમારા બેમાંથી કોઇનો

હક નથી. આમ કહી દિવાનદ્વારા ધનનો ચરૂ મંગાવી તોડી તેમાંનું ધન રાજના ચોપડે જમા કરી દીધું. અને બ્રાહ્મણ તથા પટેલને રજા આપી દીધી.

વાચકો! જ્યાંસુધી આ ત્રણમાં કળિયુગ પેઠો ન હતો ત્યાં સુધી કોઇ માલીક થતો ન હતો, પણ કળિનો વાયરો લાગ્યો કે સૌ ધણી થયા. છેવટે રાજાએ તે ચરૂ રાખી લીધો. માટે કૂડ, કપટ, અન્યાય, અનાચાર, અસત્ય, અધર્મ, દંભ, પ્રપંચ એ આદિક દુર્ગુણો કળિયુગમાં રહ્યા છે. માટે દરેક સુખાર્થીએ જરા પણ કળિનો વાયરો લાગવા દેવો નહિ. જેનામાં કળિનો વાયરો લાગ્યો હોય તેવા પુરુષના સંસર્ગથી પણ ઘણું જ દૂર રહેવું.

વાચકો! વાંચો, વાંચો હજી આગળ વાંચો.

જેમ ઉનાળામાં લૂ વાય છે, તે લૂ જેનામાં પેસે તે તરત જ ભાનસાન વિનાનો થઇ, બિમારીના બિછાને પટકાઇ પડે છે; તેમ ક્રૂર કળિકાળનો સુસવાટા કરી રહેલો ભયંકર વાયરો જેનામાં પેસે છે તે ધર્મના ભાનસાન વિનાનો થઈ મોક્ષ માર્ગથી પતિત થઇ જાય છે. માટે શ્રેયસ્સાધક વિદ્યાના ઉપાસકોએ કોઇપણ વાતે એ કલિના વાયરાને પોતામાં પેસવા દેવા નહિ.

કળિનો પ્રવેશ થવાથી કૂડ, કપટ, કુસંપ, અન્યાય, અધર્મ અને અનાચાર વગેરે મહાન દુર્ગુણો આ જીવને ઘેરી લે છે અને તેને સન્માર્ગથી પાડી દે છે.

## કળિપ્રવેશથી સત્યવાદી શેઠની બુદ્ધિ ફરી.

એક બ્રાહ્મણે પૈસો પૈસો ભેળો કરી રૂપિયા પાંચસોની મૂડી કરી, અને તે પૈસા સત્યવાદી નગરશેઠને ત્યાં મૂકવા આવ્યો. શેઠ કહે, મહારાજ! એ તમારા પૈસા મારા ઘરમાં નહિ. બીજે ગમે ત્યાં મૂકો. કદાચ આ ક્ષણભંગુર શરીર પડી જાય અને તમારો પૈસો મારા ઘરમાં રહી જાય, તો અમારૂં નખોદ વળી જાય. આમ ઘણું ઘણું કહ્યું. છેવટે વિપ્રના અત્યાગ્રહથી રાખ્યા.

ચોપડે ચડાવ્યા. હવે રૂપિયા મૂકયા ત્યારે તે શેઠમાં કે વિપ્રમાં કળિનો આવેશ હતો નહિ. પરંતુ કેટલેક વર્ષે શેઠમાં કળિનો પ્રવેશ થયો કે દુર્બુદ્ધિ થઈ. વિપ્રના છોકરાને જનોઈ દેવાની થઈ, ત્યારે વિપ્ર શેઠ પાસે રૂપિયા માંગવા ગયો. શેઠ કહે, રૂપિયા કેવા? કેટલા છે? અને મારે ત્યાં કેમ મૂકયા હતા? તો કહે, બાપજી, રૂપિયા પાંચસો પૂરા છે. તમે રાખતા નહોતા, પણ મેં કહ્યું કે શેઠ, મારી પાસે આટલા જ પૈસા છે અને છોકરાને જનોઈ દેવી છે. કદાચ ઘરે રાખવાથી વરી જાય અથવા કોઇ લઈ જાય તેથી અત્યારે રાખો. આમ મેં તમને બહુ બહુ કહ્યું, ત્યારે તમે રાખ્યા. ચોપડે પણ ટાંકયા. માટે તમે વિચારો ચોપડામાં કયાંક જુઓ, નહિતો આમાંથી જરૂર મારૂં મોત થશે. શેઠ કહે, તેં મૂકયા તેમાં કોઇ સાક્ષી છે કે, કાંઈ મારા હસ્તાક્ષર છે? તો કહે, ના શેઠ, તમોને શાહ જાણી મૂકયા છે અને મૂકયા ત્યારે તમે ને હું બે જ હતા. શેઠ કહે, સાક્ષી નથી, હસ્તાક્ષર નથી, અને રૂપિયા માગવા આવ્યો છે તે શરમાતો નથી? ઉઠ, ઉઠ રવાનો થા. પેલો ખૂબ કરગર્યો, આંસુડાં પાડયાં.

માબાપ! મારી પાસે હવે કાંઈ નથી. છોકરાને જનોઇ દેવાની છે માટે આપો. હું સત્યવાદી તે ખોટું ન બોલું. તમે અંતરમાં ઉંડા ઉતરી સંભારો. શેઠ કહે, સંભારૂં શું? તારી હોળી? હું તો એ વાત જાણતો જ નથી અને મૂકયા હશે તો આપી દીધા હશે. આમ કહ્યું.

વાંચકો! જુઓ કળિરાજાનો પ્રતાપ! સત્યવક્તા શેઠ પણ કળિના પ્રતાપથી અસત્યવાદી અને નિર્દય બની બ્રાહ્મણનું હોઈયાં કરવા તૈયાર થઇ ગયો.

## પંચમાં તપાસ

બ્રાહ્મણ નિરાશ અને ઉદાસ થઈ રડતો રડતો ઘેર ગયો, ત્યારે સગાવહાલાં તથા બીજા કેટલાક લોકો કહે, રડીને કે મુંઝાઇને બેસી રહે શું વળશે? પંચને સંભળાવ. ત્યારે તેણે

પંચને બોલાવી વાત કરી. પંચ કહે, ચાલો ભાઇઓ આપણા ગામનો, તેમાંય પણ આ ગરીબ બ્રાહ્મણનો ઝઘડો આપણે નહિ કાઢીએ તો કોણ કાઢશે? પછી સૌ શેઠ પાસે ગયા અને વાત કરી.

શેઠ કહે, ભાઇઓ! એણે મૂકયા એ વાત હું જાણતો નથી. તેમ એની પાસે કોઈ સાક્ષી કે લખાણ નથી. તમો ડાહ્યા થઇને કહેવા આવ્યા છો; પણ વિચાર કરો! ભીખ માગવાનો ધંધો કરે છે. તો એની પાસે પાંચસો રૂપિઆ કયાંથી હોય? અને મેં કોઈના ખોટા કર્યા છે જે આ બ્રાહ્મણના ખોટા કરૂં! આમ ઘણું ઘણું કહ્યું ત્યારે કલિમાં અસત્યનું અને કપટનું જોર પ્રધાન હોય તેથી તેની અસર તરત થાય. આ પંચ વિચારમાં પડી ગયું. ઉઠી સૌ એકાન્તમાં બેઠા. તેમાં એક બોલ્યો, કહો ભાઇ, હવે આપણે શું કરવું? શેઠ સારો માણસ અને દયાળુ છે. તેણે હજુ સુધી કોઈના ખોટા કર્યા નથી. તો આ ગરીબ બ્રાહ્મણના ખોટા કરે એ સંભવતું નથી. વળી ભગવાને એને ઘણું આપ્યું છે. ત્યારે બીજો કહે, આ બ્રાહ્મણ આટઆટલો રડે છે, તે શું ખોટો હશે? ત્રીજો કહે, આમાં કાંઇ સમજાતું નથી. બ્રાહ્મણ ધર્મવાળો અને સત્યવાદી છે; તેથી ખોટું બોલે એવો પણ નથી. શેઠ પણ શ્રીમાન અને દયાળુ છે. તેની ફરિયાદ પણ કોઇ દહાડો આપણે સાંભળી નથી; માટે આમાં શું કરવું? પછી બધાએ મળી નક્કી કર્યું જે આપણે બ્રાહ્મણને તેના છોકરાના સોગન ખવરાવીએ. તે જો ખોટું હશે, તો પોતાને એકનોએક છોકરો છે; તેથી સોગન નહિ ખાય. પછી બધા મળી બ્રાહ્મણને બોલાવી કહ્યું કે, ભાઈ તું સાચો હોય તો તારા છોકરાના સોગન ખા. તો તને રૂપિયા અપાવીએ. શેઠ ન આપે તો અમે ગામમાંથી લખણી કરીને પણ પાંચસો રૂપિયા અપાવીએ. બ્રાહ્મણ કહે, મેં પાંચસો રૂપિયા મૂકયા છે એ વાત સાવ સાચી છે. અને જો ખોટી હોય તો મારો એકનોએક છોકરો તે આજ ને આજ ફાટી પડે! આમ સોગન ખાધા એટલે પંચ કહે, ખરો ખરો, બ્રાહ્મણ ખરો. અલ્યા

ઉઠો, આપણે ચાલો શેઠ આગળ. હવે દુઃખ મનાવીને તરછોડીને પણ કીધા સિવાય છૂટકો નથી. પછી ગયા બધાય શેઠ આગળ. બીજા પણ ત્યાં કેટલાક ભેળા થએલા તે પણ ત્યાં ગયા. પંચ કહે, શેઠ! બ્રાહ્મણ સાચો છે. તેણે તેના એકના એક છોકરાના સોગન ખાધા, માટે રૂપિયા સાચા, પણ તમે ભૂલી ગએલા. માટે ખૂબ વિચાર કરી સંભારો અને આ બ્રાહ્મણને રૂપિયા પાંચસો આપી દ્યો. શેઠે કહ્યું, ભાઇ તેણે રૂપિયા લેવા ખોટા સમ ખાધા છે. તો તેનું ફળ તેને ઇશ્વર આપશે. પણ હું તો સમ ખાધા વગર સાચું કહું છું કે, મેં રૂપિયા લીધા નથી અને હું જાણતો પણ નથી. છતાં તમારે દબાણ કરી ડરાવી અન્યાય કરી લઈ જવા હોય તો ભલે. આમ શેઠ કહે છે, ત્યાં તો **काकतालीयन्याय** બન્યો. બ્રાહ્મણનો છોકરો મોઢવામાં છાણું લેવા ગયો ત્યાં કાળો નાગ ડસ્યો. વોય બાપ કહેતાં જ છોકરો પડી ગયો અને તુર્ત જ મરી ગયો.

## વિધિની વિચિત્રતા

હવે અહીં પંચાત થાય છે. ત્યાં તો લોકો દોડાદોડ આવી કહેવા મંડ્યા; ઉઠો ઉઠો, અહીં પટલાઈ કરો છો, પણ તમારી પટલાઈમાં મોકાણ મંડાણી. બ્રાહ્મણે ખોટા સોગન ખાધા, તે તેનો છોકરો સર્પથી મરી ગયો. શેઠ કહે, કાં આ સાચા સમ કે ખોટા? જુઓ. આ ખોટાનું ફળ મળ્યું. પંચ કહે, શેઠ તમો સાચા અને બ્રાહ્મણ ખોટો. અમે કંઇ તમોને કીધું હોય તો માફ કરજો.

બ્રાહ્મણ તો આ સાંભળી પોકે પોક મુકતો મુકતો ઘરે આવ્યો. છોકરાને મરેલો જોઈ હૈયાફાટ રડવા લાગ્યો. પંચવાળા તથા બીજા કેટલાક લોકો કહે; ભાઈ હવે શું કરવા રડે છે? પહેલાં વિચાર કરવો હતો ને? હવે રોયે શું થાય? બન્યું તે ખરૂં. હવે તો રડવું મૂકી છોકરાની દહનક્રિયા કરો. બ્રાહ્મણ કહે, નહિ, હું સાચો છું. રૂપિયા મૂકયા તે સાચા છે. આ તો

છોકરાનું આ નિમિત્તે મૃત્યુ થવાનું તે થયું. ત્યારે કેટલાક લોકોએ બ્રાહ્મણનું રડવું, બોલવું, સાંભળી સાચું માન્યું. કેટલાક શંકાવાળા થયા. કેટલાક તો બ્રાહ્મણ જૂઠો અને શેઠ સાચો. ખોટા સમ ખાધા તે છોકરો મુઓ. આ પ્રમાણે બોલવા મંડ્યા.

## સતીઆ બ્રાહ્મણની કમળપૂજા

બ્રાહ્મણ બહુ મુંઝાયો અને વિચાર કર્યો જે પૈસા ગયા, સત્ય ગયું, છોકરો ગયો અને અસત્યવાદી ઠર્યો. હવે જીવીને શું કરવું? મોઢું દેખાડયા જેવું રહ્યું નહિ. બસ હવે તો શિવાલયમાં જઈ કમળપૂજા કરૂં. આમ વિચાર કરી છોકરાને મૂકી હાથમાં છરો લઈને પડખાના શિવાલયમાં દોડીને પેઠો. જેવો છરો ગળે મારવા જાય છે ત્યાં તો શિવજી પ્રગટ થઈ હાં હાં **मा च्छिन्द्यताम्** કહેતાં જ હાથ પકડી લીધો. અરે મૂર્ખ, કેમ મરે છે? શું દુઃખ છે? વિપ્ર કહે, મહારાજ! દુઃખનો ડુંગરો માથે તૂટી પડયો છે. કંઇ વાત કહ્યાની નથી, આમ કહી તેણે બધી વાત કહી દેખાડી.

## શંકરનું આશ્વાસન

શંકર કહે, ભાઈ હાલ કળિનું રાજ્ય બેઠું છે. તેથી આ યુગમાં સત્યસુખની આશા રાખવી નહિ. અને પવિત્રતા અને નિષ્કાપટયતા રહેવી કઠીન છે. શેઠની મતિ કળિયુગને લઇને ફરી છે. જો કે એ સત્યવાદી, દાનેશ્વરી અને દયાળુ હતો; પણ હમણાં તેનામાં કળિનો વાયરો પેસવાથી તેનાં સન્મતિ અને સદ્‌ગુણો નષ્ટ થઇ ગયાં છે. હવે હું તને મંત્ર આપું તેનો જપ કર. તેથી સત્ય, ત્રેતા અને દ્વાપર એ ત્રણે યુગ આવશે. એટલે તેમને તું આ વાત કર. એટલે જરૂર એ તારો કંઇક રસ્તો કાઢશે. હાલ કળિનું રાજ્ય છે. તેથી એ કળિ પોતાના કાયદામાં સૌને વર્તાવે. માટે મારાથી એના ઉપર જોરજુલમ કરાય નહિ. પણ આ ત્રણ યુગ આવશે, તો જરૂર એ કલિને સમજાવશે.

આમ કહી મંત્ર આપીને શિવજી અંતરધ્યાન થઇ ગયા.

## ત્રણે યુગનું આગમન

પછી તે બ્રાહ્મણે મંત્ર જપ્યો કે શ્વેતામ્બરી ભવ્યાકૃતિ મૂર્તિમાન સત્ય, ત્રેતા અને દ્વાપર એ ત્રણે યુગ આવ્યા; બોલ ભાઇ, અમને કેમ બોલાવ્યા? તેણે બધી વાત કહી. પછી ત્રણે ભેળા થઇ વિચાર કરી બ્રાહ્મણને કહે, ભાઈ આ વાત અમારા કબજાની નથી, **"વળી ઉતર્યો અમલદાર કોડીનો."** જો કે અમારા રાજ્યમાં આવું બન્યું હોત તો તરત જ નીવેડો લાવી દેત, પણ આ તો અમારા નાના ભાઈ કળિરાજાનું રાજ્ય ચાલે છે અને તે અનાડી, મૂર્ખ અને અવિચારી છે; માટે અમારાથી એને કંઈ કહેવાય નહિ. કહેવાથી કાંઈ કામ થાય નહિ; પણ ઉલ્ટો કલેશ થાય. વૈર બંધાય. માટે અમે આ કામમાં વચ્ચે નહિ પડી શકીએ, પણ તું બધું પડયું મૂકી એ કલિરાજાને બોલાવ; અને તેના પગમાં પડી આજીજી કર. તો એ કંઇક તારો છૂટકો કરશે. આમ કહી તેને મંત્ર આપી પોતે દેવળના કમાડ પાછળ સંતાઇને ઉભા. પછી બ્રાહ્મણે મંત્રબળથી કલિને બોલાવ્યો કે કાળો ભૂત જેવો, લંગોટી વાળેલો, માથે રાખનો ટોપલો ઉપાડેલો કલિ આવી ઊભો રહ્યો. પ્રથમ તો આવતાં જ ટોપલો પછાડયો કે રખ્યા રખ્યા આખા શિવાલયમાં થઈ રહી. ડમરીથી કોઈ કોઇને દેખે નહિ. પછી તે બ્રાહ્મણને કહે, અલ્યા મને કેમ બોલાવ્યો? તે કહે, બાપજી! કહેવાનું પછી, પણ આ રખ્યા ઉડાડવાનું શું કારણ? કલિ કહે, ભાઇ આ દેવળના ખૂણામાં સત્ય, ત્રેતા અને દ્વાપર મારા ભાઇઓ સંતાઇને ઉભા છે અને અમારે અણબનાવ બહુ છે. જ્યારે એમનું રાજ્ય હતું ત્યારે મને ક્યાંય ટકવા દીધો નથી. મને બહુ દુઃખ દીધું છે. હવે મારૂં રાજ્ય બેઠું છે. તેથી એમનું મોઢું હું જોતો નથી. તેથી આ વખતે એમનું મોઢું ન દેખાય, એટલા માટે રાખ ઉડાડી છે. કલિ કહે, તેં કેમ મને બોલાવ્યો? ત્યારે બ્રાહ્મણ કહે, મેં શેઠને ત્યાં પાંચસો રૂપિયા મૂકયા અને કામટાણે

લઈશ, આમ કહેલું. અત્યારે મારા છોકરાને જનોઈ આપવાની હોવાથી લેવા ગયો, તો શેઠે એ મૂકયાની વાત જ ઉડાવી દીધી. મેં ઘણી આજીજી કરી. પંચ પાસે કહેવડાવ્યું. તો પણ શેઠ એકનો બે ન થયો. અને મેં પંચના કહેવાથી છોકરાના સાચા સોગન ખાધા; છતાં હું અસત્ય ઠર્યો. રૂપિયા ગયા અને થવાકાળ તે મારા છોકરાનું સર્પદંસથી મૃત્યુ થયું. લોકોમાં હું અસત્ય-વાદી ઠર્યો. અપકીર્તિ થઇ. આથી મુંઝાઇને મહાદેવ પર કમળપૂજા કરવા આવ્યો. ત્યારે મહાદેવજીએ દર્શન આપી મરતાં અટકાવ્યો; અને તેમના કહેવાથી આપને બોલાવ્યા છે. માટે મારા ઉપર દયા કરો. રૂપિયા અપાવો, સત્યવાદી ઠરાવો અને છોકરાને જીવતો કરી દ્યો. કલિ કહે, ભાઇ મારા યુગમાં રહે તેને મારા કાયદા પ્રમાણે રહેવું જોઇએ. તારે રહેવું મારા રાજ્યમાં અને બીજા યુગ પ્રમાણે વર્તવું તે કયાંથી બને? બ્રાહ્મણ કહે, તમારો ધર્મ કેવો છે? હું તે પ્રમાણે વર્તું; પણ માબાપ હું બધી વાતે સાચો ઠરૂં અને સુખી થઉં તેમ કરી દ્યો. પેલો કહે, ખોટું બોલવું, પાખંડી બનવું, અનાચારી થવું, એ ખૂદ મારો ધર્મ છે. જો તું ખોટું બોલ અને સત્ય મૂક અને અસત્યાચરણી થા; તો તારા માગ્યા પ્રમાણે તને મળે. પેલો કહે, બાપજી! સત્ય કેમ મૂકાય? કલિ કહે, સ્વાર્થ સાધવો હોય તો મૂકાય અને ખોટું પણ બોલાય. પેલો કહે, પ્રાણ જાય, પૈસો જાય; પણ હું સત્ય-વાદી તે અસત્યવાદી ન થાઉં. અને જો તમે મારૂં ધાર્યું નહિ આપો તો તમારા દેખતાં જ હું આપઘાત કરીશ. કલિ કહે, તું અસત્ય બોલે છતાં સત્યવાદી ઠરે આવી યુક્તિ બતાવું તે કર.

## બ્રાહ્મણ પણ અસત્યવાદી થયો

બ્રાહ્મણ સત્યવાદી હતો, પણ કલિના સંસર્ગથી દુર્બુદ્ધિનો થઇ ગયો. કલિ કહે, તું પંચને એમ જઈ કહે, ભાઇઓ મારાથી ખોટા સમ ખવાયા, તેથી છોકરો મુવો, પણ હવે મને શિવજીની કૃપાથી બરાબર સાંભર્યું છે, મેં વાણીઆને ત્યાં પાંચસો રૂપિયા

નહિ, પણ તેરસો રૂપીયા મૂક્યા છે, મેં પેલા પાંચસોના ખોટા સમ ખાધા; તેથી છોકરો મરી ગયો. પણ હવે સાચા સમ ખાઉં છું કે મેં વાણીયાને ત્યાં તેરસો રૂપીયા મૂક્યા છે, તે વાત સાચી હોય તો મારો મરી ગયેલો છોકરો હમણાં જ બેઠો થાય, આમ પંચ આગળ સમ ખાજે. એટલે તારો છોકરો બેઠો થાશે. અને પંચ તને તેરસો રૂપીયા અપાવશે. આમ કહીને કલિયુગ અદૃષ્ય થઈ ગયો. સત્ય, ત્રેતા અને દ્વાપર એ ત્રિયુગ પણ બ્રાહ્મણને અસત્યાચરણી થયો જાણી તેની સાથે બોલ્યા વિના અદૃષ્ય થઇ ગયા.

હવે બ્રાહ્મણ શિવાલયમાંથી હર્ષભેર હસતો હસતો ઘરે આવ્યો. પંચ તથા ગામના ઘણા લોકો ભેગા થયા. બધાયને કહે; સાંભળો, ભાઇઓ મારા ખોટા સમથી આ છોકરાનું મૃત્યુ થયું છે, પણ શિવકૃપાથી મારી ભૂલ મને સાંભરી આવી અને કહું છું કે મેં શેઠને ત્યાં પાંચસો રૂપિયા મૂક્યા નથી, પણ તેરસો રૂપિયા મૂક્યા છે. અને એ વાત સાચી હોય તો મારો છોકરો આળસ મરડી બેઠો થાવ! આમ કહ્યું કે તરત જ છોકરો, બાપા! બાપા! કહેતાં જ બેઠો થયો. આથી લોકો એકદમ આશ્ચર્ય પામી ગયા અને સૌ એકી અવાજે બોલી ઉઠયા કે બ્રાહ્મણ ખરો. બ્રાહ્મણ ખરો. શેઠ ખોટો. માટે ચાલો શેઠ આગળ જઇ આને રૂપિયા તેરસો અપાવીએ. અને ન આપે તો શેઠને ગામમાંથી કાઢી મૂકીએ. આવો વિચાર કરી લોકો શેઠ પાસે આવે છે. ત્યાં તો આ વાત જાણી શેઠે રૂપિયા પાંચસોની થેલી તૈયાર કરી મૂકી, લોકો આવ્યા અને શેઠને વઢવા મંડયા. શેઠ કહે, ભાઇ બોલશો નહિ, આ રૂપિયા પાંચસો ચોપડામાં લખેલા નીકળ્યા, તે આ થેલી રહી લઇ જાવ. ત્યારે પંચ કહે, પાંચસો નહિ પણ તેરસો છે. તે લાવો. નહિતર ભૂંડા હાલ થશે. એટલે શેઠે મુંગે મોઢે રૂપિયા તેરસો ગણી આપ્યા.

વહાલા વાચકો! જુઓ શેઠ સત્યવક્તા અને કીર્તિવંત

હતો, પણ કળિનો વાયરો લાગવાથી અસત્યવાદી અને સ્વાર્થી બની ગયો. બ્રાહ્મણ પવિત્ર, સદાચારી, સત્યવાદી હતો. પણ કલિ સંબંધથી અસત્યવાદી, કપટી અને સ્વાર્થસાધક બની ગયો. માટે આ લોકપરલોકમાં સુખી થવાની ઇચ્છાવાળાએ ક્યારે ય પણ પોતામાં કલિનો પ્રવેશ થવા દેવો નહિ. જેમાં કલિનો આવેશ હોય એવા પુરુષના સંસર્ગથી દૂર રહેવું. વળી સૌયે યાદ રાખવું કે પાપથી પ્રાપ્ત કરેલું ચિરકાળ ટકતું નથી, હકનું હોય તેને પણ ઉઠાવી જાય છે અને પાપાચરણ કરવાથી પરલોકમાં દુઃખી થવાય છે. માટે હંમેશાં પાપથી વેગળા અને પુણ્યથી ઢૂકડા રહેવા શીખવું.



# ।। પરં કૃપાળુ પરમાત્માના નામનો મહિમા ।।



મંગલોત્તમ મંગલરૂપ એક પરમાત્માનું નામ છે. પરમાત્માના નામનું ઉચ્ચારણ કરવું તે પાપમાત્રનું ખરૂં પ્રાયશ્ચિત્ત છે. ગમે તેટલાં પ્રાયશ્ચિત્ત કરો, પણ પરમાત્માથી પરાઙ્મુખ રહેવાવાળો કદી શુદ્ધ થતો નથી. દારૂનો ઘડો નદી, સરોવર કે સાગરમાં લઇ જાઓ પણ કદી પવિત્ર થતો નથી. અગ્નિ જેમ સર્વદાહક છે તેમ પરમાત્માનું નામ એ સમર્થ પાપમાત્રનું દાહક છે. ગમે તેવો મહાઘોર પાતકી હોય, પણ મરતી વખતે જો ભાવપૂર્વક ભગવાનના નામનું ઉચ્ચારણ કરે, તો પળવારમાં પાપનો પ્રલય કરી પરંપદને પામી જાય છે.

**कृष्णेति मंगलंनाम यस्य वाचि प्रवर्तते ।**
**लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ।।**

સુખસાગર ભગવાનનું નામ જેની વાણીમાં છે તેને સર્વત્ર લાભ થાય છે. જય, જશ, વય અને જર પણ તેને જ વરે છે. તેનો કોઇ પણ માનવ, દાનવ કે દેવપતિ પણ પરાભવ કરી શકતો નથી.

**यस्मिन् शास्त्रे पुराणे वा हरेर्नाम न दृश्यते ।**
**श्रोतव्यं नैव तच्छास्त्रं यदि ब्रह्मा स्वयं वदेत् ।।**

જે શાસ્ત્રપુરાણમાં સુખસિંધુ ભગવાન શ્રીહરિનું નામ ન હોય તે શાસ્ત્રપુરાણ સ્વયં બ્રહ્માનાં રચેલાં હોય તો પણ તેનું કદાપિ શ્રવણ કરવું નહિ. પરંકૃપાળુ પરમાત્માના નામનું ઉચ્ચારણ થતું જશે, તેમ તેમ પોતાનું મનોમંદિર (મન) સાફ બનતું જશે અને જો એ શુદ્ધ થશે, તો તેમાંથી અહંમમત્વરૂપ માયા નાસવા માંડશે. કામ, ક્રોધ લોભ અને માનાદિક—અંતઃશત્રુઓનાં

થાણું ઉઠવા માંડશે. અને એ ગયા કે તુરત જ એમાં ભગવાન અખંડવાસ કરશે. જ્યારે હૃદયભુવનમાં પરમકૃપાળુ પરમાત્માનો વાસ થશે, ત્યારે જ જીવ કૃતકૃત્ય અને જીવનમુક્ત થશે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મની વૃદ્ધિ થાય છે, ધાર્મિક પુરૂષો, બ્રાહ્મણો, ગાયો અને ગરીબો રીબાય છે; રાજાઓ પ્રજાઓના ત્રાસ કરતા થાય છે; ધર્મરક્ષકો ધર્મના ભક્ષકો બને છે; અને ભારતની ધર્મભૂમિપર અધર્મ વ્યાપે છે, આવી રીતે સર્વત્ર ભારતવર્ષની ધર્મભૂમિપર, ધર્મની, ધર્મશાસ્ત્રની, ધર્મમર્યાદાની, ધાર્મિક ક્ષેત્રોની અને ધાર્મિક પુરૂષોની મહાન અધોગતિ થાય છે; ત્યારે ત્યારે તેઓનું રક્ષણ કરવા અને તેઓના પીડક, ભૂમિના ભારરૂપ અસાધુઓનો સંહાર કરવા અને શુદ્ધ સનાતન ધર્મનું સંસ્થાપન કરવા પરમકૃપાળુ પરમાનંદ પરમાત્માના અવતારો થાય છે. એ પરમાત્માનો જે જીવો આશ્રય કરે છે તેની આજ્ઞા મુજબ વર્તે છે, અને તેમનો જ દૃઢ આશ્રય કરે છે, ત્યારે જ એ જીવ માયાથી મુક્ત થાય છે અને સુખસિન્ધુ ભગવાનને પામી પરમ સુખી થાય છે.

कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।
द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥

**સત્યુગમાં ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞયાગાદિક કરવાથી અને દ્વાપરયુગમાં સેવાથી, જે ફળ મળે છે, તે ફળ કળિયુગમાં ભગવાનનાં નામકીર્તન કરવાથી જ મળે છે.**

यत्फलं नास्ति तपसा न योगेन समाधिना ।
तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात् ॥

જે ફળ, તપ, યોગ, તથા સમાધિથી મળતું નથી, તે ફળ કલિયુગમાં ભગવાનના નામનું ઉચ્ચારણ કરવાથી મળે છે. વ્રત, તપ, યજ્ઞ, યમ, નિયમ, બ્રહ્મચર્ય એ આદિક સાધનો ઉત્તમ છે, તથાપિ કલિયુગમાં તે સાધન કરવાં ઘણાં કઠિન છે; છતાં પણ તે સાધન સિદ્ધ કરે તો પણ ભગવાનના નામજપથી જે પ્રાપ્તિ થાય છે, તે પ્રાપ્તિ તે સમગ્ર સાધન કરવાથી થતી નથી. જેની જિહ્વા પરમાત્માના નામને રટે છે, તેની કયારેય પણ અધોગતિ થતી નથી. કોઇ પણ દુઃખ કે ચિંતા તેને આવતાં નથી અને હંમેશાં ભગવાન શ્રીહરિ તેનું રક્ષણ કરે છે. ચૌદ લોકમાં ગતિ કરે એવો સમર્થ હોય, ઇન્દ્ર અને બ્રહ્માંડાધિપતિ મોટા દેવોની પ્રસન્નતા મેળવી હોય તોપણ તેને પુનર્ભવ થાય છે; પરંતુ પ્રભુના શરણે થયેલાનો અને હંમેશાં તેના નામમંત્ર જપનારાનો કદી પણ જન્મ થતો નથી.

संसारमूलभूतानां पातकानां महामुने ।
हरिनामकुठारेण विनाशो जायते ध्रुवम् ॥

જેમ મનુષ્ય તીક્ષ્ણ ધારવાળા કુહાડાથી ઘોર જંગલનો નાશ કરે છે તેમ મુમુક્ષુ જીવ પરમાત્માના નામરૂપી કુહાડાવતી તમામ પાપોનો નાશ કરે છે.

नाम्नोऽस्य यावती शक्तिः पापनिर्दहने मम ।
तावत्कर्तुं न शक्नोति पातकं पातकी जनः ॥

ભગવાન પોતે કહે છે કે, મારા નામમાં જેટલી પાપ બાળવાની શક્તિ છે, તેટલી પાપીની પાપ કરવાની શક્તિ નથી.

अहोरात्रं हरेर्नाम कीर्तयन्ति च ये नराः ।
कुर्वन्ति हरिपूजां वा न कलिर्बाधते च तान् ॥

જે લોકો પાપતાપ હરનારા ભગવાનના નામનું શુદ્ધ નામથી ઉચ્ચારણ કરે છે તેને કાળ, કર્મ, માયા તથા કળિ અને કળિના

દૂત સમા ક્રૂર કર્મનાં કરવાવાળા કામ, ક્રોધ, લોભાદિ કોઈ પણ પરાભવ કરી શકતા નથી.

हरे केशव गोविंद वासुदेव जगत्पते ।
इतीरयन्ति ये नित्यं न हि तान् बाधते कलिः ॥

જીવોના પાપ હરનારા, ઈન્દ્રિયો અંતઃકરણરૂપ અંતઃશત્રુઓને નિયમમાં કરનારા હે ગોવિંદ! જીવપ્રાણીમાત્રના અંતરાત્મા, એવા હે કેશવ! હે ગોવિંદ! હે નાથ! ॥ **मां पाहि, मां रक्ष, मां त्रातुमर्हसि** ॥ મારૂં રક્ષણ કરો! હે અનાથનાથ! મારૂં રક્ષણ કરવાને અને આ દીનદાસના ત્રાસ હરવાને આપ એક જ સમર્થ છો! આમ ઉંચે સ્વરે લાજશરમ મૂકીને ભગવાનના નામને પોકારે છે, તેનો કોઈપણ પરાભવ કરી શકતું નથી. આવી રીતે ભગવાનના નામનો મહિમા અત્યંત મોટો છે. જે પુરૂષ હાલતાં-ચાલતાં, ખાતાંપીતાં સર્વ ક્રિયામાં શુદ્ધ મનથી ભગવાનના નામનો મંત્રજપ કરે છે, તે જ જીવંત ગણાય છે અને સુખી થાય છે. માટે દરેક શ્રેયસ્સાધકે મહાપ્રભુ શ્રીહરિના નામનો જપ કરવો.

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत् ॥
नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

હે રાજન! પરિક્ષિત! કલિયુગ સકળ દોષમાત્રની ખાણ રૂપ છે, છતાં તેનો એક મહાન ગુણ છે. શું તો આનંદકંદ ભગવાનના કીર્તન કરવાથી આ જીવ માયાથી મુક્ત થઈ પરમાત્માને પામે છે. ભગવાન કહે છે કે, હું વૈકુંઠમાં રહેતો નથી, યોગીઓના હૃદયમાં રહેતો નથી; પણ મારા ભક્તો જ્યાં મારા નામની ધૂન મચાવે છે કે મારા ગુણનું કીર્તન કરે છે, ત્યાં જ હું રહું છું.

આ લોકમાં પ્રભુનું નામ, એ જ સંસારતારક નામ છે. જન્મમૃત્યુરૂપ ભયંકર રોગને ટાળવાનું પણ ભગવાનનુંજ નામ એક ખરૂં ઔષધ છે. મોટા યતિ, યોગી અને તપવસ્વીઓને, જે અપ્રાપ્ય છે, તે ભગવાનના નામનો જપ કરનારને પ્રાપ્ત થાય છે. ભગવાનના નામનો જપ કરનારાની પરમકૃપાળુ પ્રભુ હંમેશાં ખબર રાખે છે. ભગવાનના નામબળથી જીવ, કાળ, કર્મ અને માયાના બંધનથી મુક્ત થાય છે.

નરસીમહેતાના નામથી અખિલ ભારતવર્ષમાં કોઇ પણ અજાણ નહિ હોય. પોતે અખંડ ભગવાનનું નામ જપવાવાળા અને સર્વ પ્રકારે ભગવત્‌પરાયણ હતા. ભગવાન જેને સહાય છે તેને આખું જગત સહાય હોય જ. ભગવાન સામું જે જુએ છે, તેના સામું ભગવાન અખંડ જુવે છે. ભગવાનને ભક્ત સિવાય પોતાનો દેહ પણ વહાલો નથી. રણસંગ્રામમાં કૃષ્ણપરમાત્માના શરીરને ભીષ્મપિતાએ બાણો મારી છિન્નભિન્ન કરી નાંખ્યું, પણ શસ્ત્ર નહિ ધારણ કરવાની પ્રતિજ્ઞાને પાળી રહ્યા; પણ જ્યારે પ્રાણપ્રિય, અર્જુન પર બાણોનો વરસાદ થયો, ત્યારે પોતે શસ્ત્રો ધારણ કર્યાં અને કહ્યું કે, મારા માટે ધારણ કરૂં તો હું પ્રતિજ્ઞાથી પતિત થયો કહેવાઉં; પરંતુ મારા ભક્તની રક્ષણાર્થે ધારણ કરૂં એ તો મારો ધર્મ છે. એથી હું પ્રતિજ્ઞાભંગ થતો નથી. ભગવાન પરમ દયાળુ છે. ભક્તને આધીન છે. નરસીમહેતાએ નાત, જાત, લાજ, શરમ અને વ્યવહારીક માર્ગનું ભાન મૂકી એક ભગવત્‌પરાયણ થયા હતા. પોતાનો ભાઈ વણસીધર કહેતો કે તેં તો બાપની આબરૂનું લીલામ કર્યું. ભગતડો થયો. ભક્તમંડળીયો ભેગી કરી તેમાં નાચતોકૂદતો બન્યો, પણ જરા વ્યવહારનું ભાન રાખ. હજુ છોકરાં પરણાવવાં છે. માટે ભક્તિ ભલે કર, પણ વ્યવહારમાં ભળતો રહે. આમ બહુ બહુ કહેતો, ત્યારે મહેતાજી બોલતા કે દ્વારકાધીશ કૃષ્ણકનૈયાલાલે જે ધાર્યું હશે તે થશે. મેં એમને મારા હૃદયભુવનમાં રાખ્યા છે, તો મારો એ કેમ ત્યાગ કરશે ?

માથે માબાપ બેઠા હોય, ત્યાંસુધી છોકરાને કશી પણ ચિંતા હોતી નથી. તેમ મારે માથે પણુ એક ભગવાન ધણી છે, તો મારી અને મારા વ્યવહારની એમને ચિંતા છે. છોકરાછોકરીને પરણાવવાં હશે, તો એ પરણાવશે. મારે કાંઇ ચિંતા નથી. આમ કહેતા. શાબાશ, શાબાશ! નરસીમહેતાને! ધન્ય છે એમની મુમુક્ષુતાને! અને એથીયે ધન્ય છે એમની ભાવિક્તાને!

## દિક્ષિત જુનાગઢ આવ્યા

જ્યારે વડનગરના શ્રીમંત વિપ્ર મદનમહેતાએ પોતાની પુત્રી જુઠીનું સગપણુ કરવા દિક્ષિતને જુનાગઢ મોકલ્યા, ત્યારે તે જુનાગઢ આવી નાતપટેલ મદનમહેતાના બાળમિત્ર સારંગધરને ઘરે ઉતર્યા. કહ્યું કે હું મદનમહેતાની પુત્રીનું વેવિશાળ કરવા આવ્યો છું. તો યોગ્ય ઘરવરની તપાસ તમે પણુ કરવામાં મદદ-નીશ બનો. આ વાતની નાત્યમાં ખબર પડતાં રોજારોજ ઘણાક સ્વાર્થસાધક નાગરો ખાનગી રીતે દિક્ષિતના કાનમાં મંત્ર ભણાવા મંડયા. તેમાં વેલણાધર નામનો એક વૃદ્ધ, અને વિધુર બ્રાહ્મણ કહે, દિક્ષિતજી! તમે અજાણ્યા છો, માટે તમને ખાનગી કહેવું પડે છે કે આ સારંગધર બડો ખટપટીઓ છે. એને ભૂલથીયે સરલ સ્વભાવી જાણશો નહિ. નાતમાં એની ગણુના નથી, માટે એના વચનથી રખે ભોળવાઇ જઇ ફસાઇ પડતા! અમારા ભાઇ સુરેન્દ્રપ્રસાદ કચ્છના કારભારી છે. તેમનો અમરધરપ્રસાદ નામનો દીકરો ભણેલોગણેલો અને સ્વરૂપવાન છે. બસ, આ એક જ મુરતીઓ નંબરવન છે. આ સગુ કરો તો જરૂર ફેરો સફળ થઇ જાય. આમ કહીને ગયો.

ત્યાં વળી ગણિકાપ્રસાદે આવી માથું માર્યું. દિક્ષિતજી! પેલા વેલણધરે કાનમાં શું ગણુગણુ કર્યું? જો જો રે વિશ્વાસ કરતા. એ પોતાના ભંત્રીજાની વાત કરતો હશે. પણુ એના કટુમ્બમાં કાગડો એક, ગણો ન ગણો પણ એ એક જ છે. મુવે મોકાણુ માંડનાર કોઈ નથી. આથી તો આ અગમરાયના

નાના ભાઇ રમણને જુઓ. તમારૂં મન ખુશખુશ થઇ જાય. વળી કુટુમ્બ એવડું બહોળું છે કે સુંવાળામાં સવાબે મણનો તો લાડુ વરે છે. અને દોઢશેર જેટલા તો મૂછોના વાળ ઉતરે છે. નાગરી નાતમાં આ એક ધનિક છે. બાકી બીજા તો ઠીક છે. માટે જો જો હંસને મૂકી હાડીયાને વહોરતા. આમ સ્વાર્થશૂર વિપ્રો એક બીજાને અબખોડી પોતાના વખાણ કરવા રૂપ ચસં-પોશી કરવા લાગ્યા.

વળી કેટલાક પોતાના ઘરે દિક્ષિતને જમવાનું આમંત્રણ આપી દસવીસ રૂપિયાનું આંધણ મૂકી પોતાના છોકરાઓને દેખાડતા. પણ દિક્ષિતનું મન કોઈ મુરતીઆને જોઇ ઠરતું નહિ. એક ગગનપ્રસાદ નામના વિપ્રે દિક્ષિતને ભોજનનું આમંત્રણ આપ્યું. મેસુબ, જલેબી, સાટા, ખારીપુરી, શાકો, ભજીયાં, રાઈતાં વગેરે બનાવી જમવા બોલાવ્યા. સાથે સારંગધર, નટવરપ્રસાદ, ગજબ-પ્રસાદ અને સાણુશીધર આદિક બીજાને પણ બોલાવેલા અને પોતાના નિરક્ષરી છોકરાનું સગપણ કરાવવા દલાલો તથા વકિલો કરી પૂરી ખટપટ રચેલી, પણ પેલા દ્વારકાવાળા કૃષ્ણચંદ્રે ભક્ત નરસીમહેતાના દીકરાનો ચાંલ્લો કરવા ધારેલો; તેથી કોઈ પણ મુરતીઓ દિક્ષિતની નજરમાં આવવા દીધો નહિ. ગગનપ્રસાદે પોતાના છોકરાને વસ્ત્રાલંકારથી સજ્જ કરી દુકાનમાં, ગાદી તકીયે બેસાડી આગળ ચોપડા ગોઠવી, પાના ફેરવવાને કહી રાખેલું, તેથી બધાને જમાડ્યા પણ મુખવાસ લઇ બધાય આસન પર શાન્તિથી બેઠા. દિક્ષિત કહે, તમારો દીકરો ચંદ્રશંકર અમારે જોવો છે. ગગનપ્રસાદ કહે, હમણાં દુકાને નામું ચઢી ગયું છે તેથી દસેક દિવસથી એને ચોપડામાંથી ઉંચુ જોવાનો વખત મળતો નથી. દુકાને રહે છે. જમવાનું પણ ત્યાંજ મોકલવું પડે છે; માટે ચાલો પેઢી પર. એમ કહી ત્યાં લઈ ગયો. સાથે બીજા પણ પાંચદસ જણ ગયા. સૌ દુકાનમાં પેઠા. છોકરાને જોયો તો તેના રંગમાં અને કોયલાના રંગમાં કાંઇ ફેર જણાયો નહિ. છોકરો

મહેમાનોને જોઇ ગાભરો થઇ ગયો અને કહે, **બાપા, પાના લખેલાં ફેરવું કે કોરાં ? હત ! તારૂં કાળું થાય, તૈયાર થયેલો ઘાણ બગાડી નાખ્યો. એમ બબડીને ગગન-પ્રસાદે દિક્ષિત સામું જોયું કે દિક્ષિતના મોંમાંથી અક્ષરો સરી પડયા. જા ભાઇ જા, આ બધી પોલમપોલ છે. નામ તો ચંદ્રશંકર, પણ અંધારાશંકર જેવો સાવ બુદ્ધિનો બુઠ્ઠો છે, એમ કહી દુકાનેથી નીચે ઉતરી પડયા.** આવી રીતે જુનાગઢમાં દિક્ષિતે લગભગ દોઢસો મુરતીઆ જોયા. પણ દ્વારકાધિશની ઇચ્છાથી તેની નજરમાં કોઇ આવ્યો નહિ. છેવટે થાકી દિક્ષિતે વડનગર તરફ વળવાની તૈયારી કરી, ત્યારે કેટલાક વણુસીધર, સાણુશીધર, ગગનશંકર અને ગપ્પાપ્રસાદ જેવાએ દિક્ષિતને કહ્યું, તમારી નજરમાં કોઇ મુરતીઓ આવ્યો નહિ પણ તમારે જતાં જતાં એક સારૂં ઘર જોવાનું બાકી છે. તે જોતા જાવ. કદાચ તમારૂં મન બેસી જાય તો ના નહિ. આ સારંગધરની પટલાઇ તો આજકાલની ગણાય, પણ જૂની પટલાઈ તો એને ઘેર જ હતી. એ તો ચીંથરે વિંટયું રત્ન છે અને હજારોનો મોટો ગુરૂ થઈ બેઠો છે; માટે જાઓ એને ઘેર. કનુ ? જા આમને નરસીમહેતાનું ઘર બતાવ. આમ કહ્યું. દિક્ષિત બધું જાણી ગયા કે આ બધા વક્રોકિતમાં બોલે છે, પણ ન કરે નારાયણ અને જો દાવ સમો પડી જાય તો આમની અકડાઇ ઉતરી જાય. આમ વિચાર કરી ઓ દ્વારકાધીશ શામળીયા ! કાંઇક દયા કરજે અને મહેતાના છોકરાનું ચોકઠું બેસાડી દેજે ! આમ વિચાર કરતા કનુ સાથે દિક્ષિત મહેતાજીને ઘેર ગયા. કનુ કહે, જુઓ દિક્ષિત ! આ ધોળી ધજાવાળું મકાન મહેતાજીનું. જાઓ. એમ કહી પાછો વળી ગયો. દિક્ષિતે મકાનને બદલે મંદિર જોયું. મહીં જતા દિક્ષિ-તનો પગ જરાયે ખમચાયો નહિ. તેણે ઝાંઝપખાજ સાથે ગવાતા કીર્તનોથી અને પ્રભુના નામધુન્યથી ગાજી રહેલા મંદિરના દ્વાર આગળ આવી પૂછ્યું, 'મહેતાજી આંહી રહે છે કે ?' આ વાત સાંભળી કોણ છે તે જોવા માણેકમહેતી બહાર આવી અને

દિક્ષિતને જોતાં જ હરખાતે હૈડે મહેતાજી પાસે આવી બોલી, ઓ પતિદેવ, જરા ભજન બંધ રાખો! મહેતી સામે જોઈ મહેતાજી બોલ્યા, પ્રભુભજન બંધ રખાવવાનું કાંઈ કારણ? મહેતીજી કહે, જુઓ જુઓ બારણે અતિથિ આવ્યા છે. તે વડનગરવાળા દિક્ષિતજી જણાય છે. ત્રણ ત્રણ મહીના સુધી સહુનાં ઘર જોયાં. મુરતીઆ જોયા. હવે આ એકસોને એકાવનમું. આપણું ઘર જોવા આંહી આવ્યા જણાય છે. માટે જરૂર દ્વારકાવાળા શામળીયે શામળશાહના વિવાહ કરવાનું ધાર્યું હશે! મહેતાજી કહે, ગાંડી થા મા ગાંડી! મોટા મોટા હવેલા મુકી કોઇ ઝુંપડામાં તે મોહિત થતું હશે! આમ કહી મહેતાજી ઉઠી બારણા પાસે આવ્યા. દિક્ષિતને જોઈ, પધારો પધારો. જયશ્રી કૃષ્ણ! જયશ્રી કૃષ્ણ! કહેતા મહેતા દિક્ષિતનો હાથ ઝાલી અંદર આસન ઉપર બેસાડયા. પોતે સામે બેઠા. મહેતીએ મુખવાસની ત્રાસક દિક્ષિત આગળ મુકી દીધી. દિક્ષિતે ચોમેર નજર નાખી તો એક ખુણામાં ગોપીચંદનનો ઢગલો ખડકેલો જોયો. બીજે કરતાલો ખડકેલીજોઇ. ત્રીજે માળાઓ અને ચોથે ખૂણે પુસ્તકોની થપીઓ ઉપર થપીઓ મુકેલી જોઇ. મંદિરની એક બાજુ પાંચસાત સંતો ધ્યાનસ્થ બેઠેલા જોયા. આવી રીતે જોયું અને સર્વત્ર સાધુઓનું પવિત્ર વાતાવરણ જોઈ દિક્ષિત વિચારે ચઢયા. આ ઘર તો ગરીબ છે, એ વાત ખરી, પણ આ મહેતો અને મહેતી પ્રભુનાં સાચા સેવક અને સાદા, સરળ સ્વભાવના ભોળાં અને ભલાં માણુસ છે. હવે તો છોકરો મનને ગમે એટલે બસ. મહેતાજી તો હાથ જોડી બેઠા છે; એટલે દિક્ષિતે વાત ઉપાડી, મહેતાજી! જી! હજુર ફરમાવો. તમારા દીકરાનું નામ શું? શામળશા; કેમ પૂછવું પડે છે? મારે તમારો દીકરો જોવો છે અને યોગ્ય લાગે તો મદનમહેતાની દીકરીનો રૂપિયો તમારે ત્યાં આપવો છે. અરરર! એ શું બોલ્યા? છોકરો તો મોટા દેવકુમાર જેવો છે, પણ ગરીબ ઘેર તવંગરની દીકરી ઘટે? **કયાં કીડી અને કયાં કુંજર?** વેલણુધર, સાણુશીધર, અજબશંકર, ગજબરાય જેવા મોટા મોટાને મૂકી

અમારા ગરીબમાં ક્યાં મોહિત થયા ? ભૂલા તો નથી પડયા ને ? દિક્ષિત કહે, ભૂલો નથી પડયો. આ તો પ્રભુની પ્રેરણાથી જ આવવું થયું છે. તમો ગરીબ છો પણ ભક્ત બહુ સારા છો. તમારા અને મહેતીજીના સરલ, સાદા અને મમતાળુ સ્વભાવની વચ્ચે રહીને મદનમહેતાની દીકરી કદી દુઃખી થશે નહિ અને ભક્ત બની ભગવાનને વહાલી થશે અને પોતાનું તથા પોતાના માબાપનું કલ્યાણ કરશે. તમે લોકલાજ અને નાતજાતનો અને વ્હેવારમાર્ગનો ત્યાગ કરી એક ભગવાનને રાખ્યા છે. **મહેતાજી કહે, અમારે તો એક ભગવાનનો જ આધાર છે. ભગતજગતને વેર બિલ્લીઉંદરના જેવું હોય છે. પણ અમે તો ભગવાનના ભગત હોય એનેજ અમારી નાત અને સાચા સગા માનીએ છીએ**. દિક્ષિત કહે, ત્રણ મહીનાથી આવ્યો છું. આખી નાતનાંય ઘર જોઇ વળ્યો પણ તમારા ત્યાં આવવાથી મારૂં મન ટાઢું હીમ થયુ છે. મહેતાજી જેણે ભગવાન રાખ્યા તેણે બધું રાખ્યું. **બીજા ઘરના એકડા વિનાના મીંડાં જેવાં માલ વગરનાં છે** તે શા કામનું ? અને હવે બીજી વાત પડી મુકી ઝટ કરો. તમારો શામળશા દેખાડો. મહેતાજી કહે, ઊંઘમાંથી નથી બોલતાને ? બીજા મુરતીઆ જોવા હોય તો હજી જોઈ આવો. દિક્ષિત કહે, મુરતીઆ જોયા અને આપણી નાગર નાતના સ્વભાવ પણ જોયા. હવે તો એક તમારો શામળશા જોવો છે મહેતાજીએ જાણ્યું જે આ તો દ્વારકાવાળા શામળીયા પ્રભુની જ મરજી દીસે છે. આમ ધારી રામરટન સામું જોઇ બોલ્યા, રામરટનજી ! જી મહારાજ. જાઓ, શામળશાકુ પાઠશાળામેંસે બુલા લાઓ. રામરટનદાસ દોડતો નિશાળે ગયો. માસ્તરને કહે, ગુરુદેવ ! આ શામળશાકા વિવાહ હોનેવાલા હય. ઇસ બાસ્તે ઉસકું બોલાનેકુલીએ મહેતાજીને હમકુ ભેજા હય. કૃપા કરકે રજા દીજીએ.

માસ્તર—હેં હેં શું, શામળશાનો વિવાહ ? અલ્યા ચાંલ્લો કોના ઘરનો આવ્યો છે ? વડનગરમેં મદનમહેતા હયને, મદન-

મહેતા ? હું હું છે, છે. બસ ઉનકાઈ ઘરકા આયા હય. રામરટન ? એ તો મોટો સાહુકાર છે. નક્કી થયું છે ? હાં હાં નક્કી જ હય. મગર શામળશાકું દેખનેકા હય. માસ્તર રાજી થઇ, અલ્યા, ભાઈ શામળશા ! તારા તો નસીબ ખીલ્યાં. પ્રભુ કરશે તો તારૂં કામ જરૂર થઇ જશે. એમ કહી શામળશાને રજા આપી. શામળશાના શરીર ઉપર ખાદીની બંડી, નાની ધોતલી, માથે કાનટોપી, હાથમાં પત્થરપાટી, બગલમાં પોથી, ગળામાં કંઠી અને કપાળમાં ગોપી-ચંદનનું ઊભું તિલક, આ પ્રમાણેની શોભાવાળો શામળશા ઘરમાં આવી માતાપિતા અને મહેમાનને પગે લાગી દિક્ષિત સામો મહેતાજી પાસે બેઠો. દિક્ષિત કહે, તારૂં નામ શું ? તો કહે, દ્વારકા-વાળા કૃષ્ણજીનું નામ શામળીયાજી અને મારૂં નામ શામળશા છે. શું ભણો છો ? ભણવાનું તો ભગવાનનું નામ છે, પણ મારા બાપાજી નિશાળે મોકલે છે તે હમણાં છઠ્ઠી ચોપડી ભણું છું. કંઠમાં કંઠીઓ કેમ પહેરી છે ? તો કહે, આ તો ભગવાનના ભગતને ઓળખાવનારો ભગવાનનો પટ્ટો છે. **તમે નાગર થઇને ત્રિપુંડ મૂકી ઉભું તિલક કેમ કરો છો ? તો કહે, મારા બાપુજીએ કહ્યું છે કે, ભગવાનના ભક્તે ઊભું તિલક કરવું અને કૈલાશપતિના ભક્તે આડું તિલક કરવું. તેથી જ. વળી મેં ત્રણ આંગળીઓ ભેગી કરી કપાળને પૂછ્યું; જે તને ત્રિપુંડ કરૂં ? તો કહે, ના ના. એમ કહેતાં જ માથું મરડાઇ ગયું. પછી હાથમાં તિલક લઇ કપાળને અડાડી પૂછ્યું કે, હું તને ઊભું તિલક કરૂં ? તો તરત માથાએ નીચે નમી હા પાડી; તેથી ઊભું તિલક કરૂં છું. આવું મર્મ અને જ્ઞાનગંભીર બોલવું સાંભળી દિક્ષિત તો દિગ્મૂઢ બની ગયો** અને તરત જ શામળશાના કપાળમાં કંકુનો ચાંલ્લો કરી હાથમાં રૂપિયો અને શ્રીફળ મૂકી દીધાં. મહેતાજીને કહ્યું, ભક્તરાજ ! સાકર મંગાવો અને વહેંચાવો. આમ ખર્ચની વાત આવતાં સગવડતાના અભાવે મહેતાજી માથું ખંજોળવા મંડયા. માણેકબાઇ કહે, કાં જોઇને વ્હેવારની પિલા-

મણુ ? હજી તો હવે ખબર પડશે. દિક્ષિત સમજી ગયા અને પોતા પાસેથી બે મુઠી રૂપિયા મહેતાજી પાસે મૂકી બોલ્યા. મહેતાજી, લ્યો આ રૂપિયા, સાકર મંગાવો. મહેતાજીએ સાધુઓને સાકર લઈ આવવાની આજ્ઞા આપી. તો તુલસીદાસ, રામદાસ, બજરંગદાસ અને જાનકીદાસ વગેરે બજારમાં સાકર લેવા ગયા. અને સાકર લઇને આવતાં સટાકચોરે બેઠેલા નાગરોએ પૂછયું, અલ્યા લંગોટાઓ ! શું લઈ જાઓ છો ? તો કહે, શામળશાના વિવાહ હુઆ. તો અબ ગાંવ લોગોકું સાકર બહેંચની ચાહીએ, તો લે જાતા હૈ. ત્યારે કેટલાક બબડતા બબડતા બોલ્યા; અલ્યા, મારા બેટે દિક્ષિતે સાતસો ઘરનું નાક કાપી નાખ્યું ? અલ્યા ભગતડા ? નરસીને ત્યાં વિવાહ કર્યો ? ત્યારે કેટલાક તેજોદ્વેષી કહે, એમાં શું સાલા દિક્ષિતે લાંચ ખાઇને કામ કર્યું હશે. નહિતો ભિખારીને ત્યાં કોઇ કન્યા આપે ખરો ? આમ અનેક પ્રકારે ચર્ચા કરવા લાગ્યા.

જો ભગત નરસિંહના તેજોદ્વેષી, ખારીલા, ઈર્ષુસ્વભાવના બ્રાહ્મણો ઘણા હતા તેઓએ દિક્ષિતને આડુંઅવળું સમજાવી પોતાનો સ્વાર્થ સાધવા ઘણી માયા રચેલી. પૈસાનો ધુમાડો કરેલો, છતાં પણ **રામ સંભાળે તેને કોણ વિસારે ?** ભગવાને સર્વને પડયા મૂકી દિક્ષિતને પ્રેરણા કરી તો દિક્ષિત નરસીમહેતાને ઘરે આવ્યા અને આ કામ કર્યું. અરે જગતમાં કોઇનું રાખ્યું હોય તો તે એ સમય આવ્યે રાખનારનું સો ગણું રાખે છે. મહેતાજીએ ભગવાનને રાખ્યા તો ભગવાન મહેતાજીને કેમ ન રાખે ? મહેતાજી અખંડ પ્રભુનું નામ રટવાવાળા છે. બોલતાં ચાલતાં, બેસતાં ઉઠતાં, ખાતાંપીતાં સર્વ ક્રિયા તેમની જીભ પર એક ભગવાનનું જ નામ છે. તેથી એ નામના બળથી જ ભગવાને આ કામ કરી દીધું. માટે આ લોકમાં જેને સુખી થવું હોય તેને તો આ લોકના ભોગ, સુખ, માનપાન સર્વનો ત્યાગ કરી એક ભગવાનને જ રાખવા. ગમે તેવી આફત આવે; ઉગરવાનો

એકેય આરો ન હોય, પણ તેનું ભગવાન જરૂર રક્ષણ કરે છે. નરસિંહમહેતા એક ભગવાનના જ આશ્રિત હતા, તો ભગવાને તેમની વખતોવખત સહાય કરી.

## નરસિંહમહેતાના બાપનું શ્રાદ્ધ

નરસિંહમહેતાના બાપનું શ્રાદ્ધ આવ્યું, ત્યારે એમનો મોટો ભાઇ વણુસીધર પૈસાપાત્ર અને તેને લીધે કંઇક ગર્વિષ્ટ પણ ખરો. નરસિંહમહેતા તો કેવળ ભગવાનના નામને જ રાખવાવાળા હતા. **તેમને નાત, જાત સગાવહાલાં અને વ્હેવારનું જ્ઞાન ન હતું**, શ્રાદ્ધના આગલે દિવસે વણુસીધરે પોતાન ઘરે જમણુ કરવાનું નકકી કરી સગાવહાલાને નોતરા આપ્યાં. મહેતાજીને પણ જમવાનું કહેવા આવ્યા. પોતે ગૃહસ્થાઈ મદથી જરા કોપાવેશમાં બોલ્યો; આ કંઈ ભાન છે કે નહિ ? કાલે બાપનું શ્રાદ્ધ છે. તને તો ભગતડા ભેગા કરવાનું, કાંસી જોડા કુટવાનું અને કરતાલું લઇ કુદવાનું જ તાન છે; કાંઇક સંસાર તરફ જોવાનું રાખ હજી દીકરીદીકરા પરણાવવા છે. આમ બહુ બહુ કહ્યું. નરસિંહમહેતા કહે જેનો હું થયો છું તેને મારી ચિંતા છે. ભગવાન આખા વિશ્વની ખબર રાખે છે તો પોતાના ભકતની કેમ ખબર નહિ રાખે ?

વણુસીધર કહે, તને કહેવું એ તો પત્થર પર પાણી ઢોળ્યા જેવું છે. મુરખ ! તેં તો બાપનું નામ બોળ્યું. ગળામાં માળા ઘાલી, ભેંસ ભડકામણાં ટીલાં ટપકાં કર્યાં, પણ એથી કંઇ દાડો નહિ વળે. આખી નાત ભગતડો ભગતડો કરે છે. ભાજીના ભાવે કુટાય છે. માટે વિચાર કર. ભક્તિ ભલે કર, પણ વ્હેવારમાર્ગમાં કાંઇક ભાન રાખવા શીખ, આમ કહ્યું. પણ મહેતાજી તો મૌન રહ્યા. વણુસીધર કહે, કાલે સહુ જમવા ટળજો. આ શબ્દ મહેતાજીને તો નહિ, પણ મહેતીને કારવી જેવા લાગ્યા અને કહે, જેઠજી આ તે નોતરૂં દેવા આવ્યા છો કે દુઃખ દેવા ? અમારે તો તમારે ઘરે આવવું નથી. પણ અમે તમને નોતરૂં આપીએ છીએ.

તમો સહુ અમારે ત્યાં જમવા પધારજો. અમે પણ શ્રાદ્ધ કરવાના છીએ. એમ કહ્યું. એટલે વણુસીધર રીસાઇને ચાલ્યા ગયા, મહેતાજી કહે, ઊઠો ગામમાં જાઓ. કાલે આપણે શ્રાદ્ધ કરવું છે. આમ નક્કી ધ્યો, આ મારી સોનાની વાળી. વેચીને એમાંથી સીધુસામાન લઈ આવો, પણ સારામાં સારો જમણુવાર કરવો છે. પછી નરસિંહમહેતા ગામમાંથી પાંચ રૂપિયાનું ઘી લાવ્યા, થોડુંક સીધુ લાવ્યા અને બે ત્રણ ઘરે જમવાનું આમંત્રણ કરવાનું હતું, તેને બદલે સાતસો ઘરે નોતરાં આપી આવ્યા. પણ ભગવાને પાંચ રૂપિયાના ઘીમાં આખી નાત જમાડી દીધી અને વણુસીધર કરતાં હજારઘણું સારૂં દેખાડયું, વણુસીધરને ઘરે કોઈ ગયું નહિ. નરસિંહમહેતાને ઘરે સાતસોય ઘરના નાગરો આવ્યા અને સૌને પીતામ્બર પહેરવા આપ્યાં. ચાંદીના થાળીવાટકા ને લોટા આપ્યા- આવી રીતે ભગવાને ભક્તના બાપનું પૂર્ણ શ્રાદ્ધ કરી જયજયકાર પ્રવર્તાવ્યો. આ વાત તો જગપ્રસિદ્ધ અને સર્વના હૈયામાં રહેલી હોય છે. તેથી અહીં વિસ્તાર કર્યો નથી. ભગવાનના નામનો પ્રતાપ ઓર છે. તેથી જ પોતાની જીહ્વાને કહેવું કે

हे जिह्वे रससारज्ञे सर्वदा मधुरप्रिये ।
नारायणाख्यपीयूषं पिब जिह्वे निरन्तरम् ॥

હે જીહ્વે (જીભ) તું સર્વે પ્રકારનાં રસના સારને જાણુનારી અને મધુર છે, પ્રિય જેને એવી છો. માટે ભગવાનના નામરૂપી અમૃતનું સદાય પાન કર. આ લોકમાં એક ભગવાનનું નામ જ ભવતારક છે.

नास्ति नास्ति महाभागाः कलिकालसमं युगम् ।
स्मरणात् कीर्तनाद् विष्णोः प्राप्यते परमं पदम् ॥
नृत्यतां श्रीपतेरग्रे करसंस्फोटनादिभिः ।
उड्डीयन्ते शरीरस्था महापातकपक्षिणः ॥

બસ, કળિયુગ જેવો કોઈ ઉત્તમ યુગ નથી; કેમકે જે કળિયુગને વિષે ભગવાનનું નામ સ્મરણ કરવાથી કે ઉચ્ચારણ કરવાથી ભગવાનના પરમપદને પામી શકાય છે, જે મનુષ્ય લાજશરમ મૂકી ભગવાનની આગળ નાચે છે, કૂદે છે, તાળી પાડી નામઉચ્ચારણ કરે છે તેથી એના દેહરૂપી વૃક્ષમાં અનંતકાળથી વાસ કરી રહેલા મહાપાતકરૂપી પક્ષીઓ ફડફડી ઉડી જાય છે.

**॥ कृतादिषु प्रजाराजन् कलाविच्छन्ति सम्भवम् ॥**

એટલા માટે જ સત્યુગ આદિક ચારે યુગની પ્રજાઓ કળિયુગને વિશે જ પોતાના જન્મને ઇચ્છે છે.

## જપમહિમા

ભગવાનના નામનો જપ એ જ ખરો જપ છે. એ જપ જન્મમરણનો અને પાપમાત્રનો નાશ કરનારો અને પરમકૃપાળુ પરમાત્માનો ભેટો કરાવનારો છે. દેવદેવીઓનો નામમંત્ર તો આ લોકના અને દેવાદિલોકના નિ:સાર, તુચ્છ અને નાશવંત સુખને આપનાર છે અને ભગવાનના નામનો જપ તો આ લોકમાં જીવતાં ઇચ્છિત સુખ આપનારો અને મરણ પછી પણ અનંત, અપાર શાશ્વત સુખનો આપનારો છે.

## જપ શબ્દનો અર્થ:—

**जकारो जन्मविच्छेदः पकारः पापनाशकः ।**
**तस्माज्जपइतिप्रोक्तो जन्मपापविनाशकः ॥**

જપ શબ્દમાં ज અને प એ બે શબ્દ છે. તેમાં ज જન્મમરણનો નાશ કરનારો અને पं એ પાપમાત્રનો નાશ કરનારો છે. **જન્મમરણ તથા પાપમાત્રનો નાશ કરે તેને "જપ" કહેવાય છે.** માટે દરેક શ્રેયેચ્છુએ દરેક ક્રિયામાં ભગવાનના નામમંત્રનો જપ કરવો અને ખરેખર જપમંત્ર તો એક ભગવાનના નામનો જ છે.

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः॥

અજાણતાં અગ્નિને અડી જવાય તોય તે બાળે છે; તેમ અજાણતાં ભગવાનનું નામ લેવાય તોય પાપમાત્રને બાળી દે છે. જેમ જળથી અગ્નિ શાંત થાય છે, સૂર્યથી અંધકાર ટળે છે તેમ શ્રી હરિના નામથી પાપમાત્રનો પ્રલય થઈ જાય છે.

शमायालं जलं वह्नेस्तमसो भास्करोदयः।
शान्तिकाले त्वघौघस्य नामसंकीर्तनं हरेः॥

જેમ અગ્નિને શાંત કરવા જળ બસ છે, અંધકારને ટાળવા સૂર્યોદય બસ છે, તેમ પાપાત્માઓના પાપોને ટાળવાને માત્ર એક ભગવાનનું જ નામ છે. કળિયુગમાં ભગવાનનું નામ એક સંસારસાગર તરવાનું ખરૂં સાધન છે. જીવના જીવનભૂત અને આશ્રય કરવા યોગ્ય એક ભગવાનનું જ નામ છે. જે ભક્ત દિવસ અને રાત્રિ ભગવાનના નામને ઉચ્ચારે છે, ભગવાનનું પૂજન કરે છે, તો તેને કળિકાળ તથા કામક્રોધાદિ દોષો પરાભવ કરી શકતા નથી. કળિયુગમાં પરમાત્માનું નામોચ્ચારણ કરે છે તેની પ્રસન્નતાનાં સાધનો સાધે છે, તેમના આદેશ (આજ્ઞા) પ્રમાણે વર્તે છે એ જ યોગી, યતિ, મુનિ, મહાત્મા અને સિદ્ધ છે.

अहोभाग्यमहोभाग्यं हरिनामरतात्मनाम्।
त्रिदशैरपि ते पूज्याः किमन्यैर्बहुभाषितैः॥

જેઓ ભક્તપતિ ભગવાનનું નામ લેવામાં પ્રીતિવાળા છે તેમના અહોભાગ્ય છે. કેમ કે, તેમના દર્શનને મોટા મોટા દેવતાઓ પણ ચાહે છે. તેમને કરાળ કળિકાળ બાધ કરતો નથી.

प्राणकान्तारपाथेयं संसारोच्छेदभेषजम्।
दुःखशोकपरित्राणं हरिरस्त्यक्षरद्वयम्॥

શરણાગતોના પાપમાત્રને હરનારૂં હરિ એ ભગવાનના નામરૂપ બે અક્ષર પ્રાણિઓને કઠિન માર્ગથી પણ પાર કરે છે.

અને હરિ એ નામ જન્મમરણરૂપ ભવરોગ ટાળવામાં પરમ રસાયનરૂપ છે તથા દુઃખ અને શોકથી મુક્ત કરનાર હરિનામ એ એક જ છે, ભગવાનનું નામ કરનાર શ્રવણ કરનારના હૃદયમાં પેસી તેમના ગાઢ અંધકારને હરે છે. જેમ **સૂર્ય અંધકારને દૂર કરે છે, વાયુ વાદળાંને નાશ કરે છે, તેમ ભગવાનનું નામ સર્વ પાપોનો નાશ કરે છે.** ભગવાનના નામકીર્તનના પ્રતાપથી વાલ્મિકાદિ નિષિદ્ધ આચરણ કરનાર પણ ઉચ્ચ પદવીને પામી ગયા છે. કળિયુગમાં ભગવાનની ભક્તિનું તથા નામજપનું ફળકૃતાદિ યુગ કરતાં શિઘ્ર અને શ્રેષ્ઠ મળે છે.

**यत्कृते दशभिर्वर्षैस्त्रेतायां हायनेन तत् ।**
**द्वापरे तच्च मासेना प्यहोरात्रेण तत्कलौ ।**

જે સિદ્ધિ સત્યુગમાં દશવર્ષના અનુષ્ઠાનથી થાય છે, તે ત્રેતાયુગમાં એક વર્ષમાં થાય છે. દ્વાપરમાં એક માસમાં થાય છે અને કળિયુગમાં તો માત્ર એ સિદ્ધિ ચોવીસ કલાકમાં જ થાય છે. જેને આત્મશ્રેયસ્સાધી સંસારથી મુક્ત થવું હોય તેને તો કળિયુગ એજ સર્વ શ્રેષ્ઠોત્તમશ્રેષ્ઠ યુગ છે. માટે આવા યુગમાં જન્મ પામી પોતાના આત્માનું શ્રેયસ્ કરી લેવું. કળિયુગમાં જે મનુષ્ય પ્રમાદ અને પ્રવૃત્તિનો ત્યાગ કરી શુદ્ધ ભાવથી એક મુહૂર્ત માત્ર ઇંદ્રિયો અંતઃકરણને જીવ ત્રણે એકાગ્ર થઇ જો ભગવાનનું નામકીર્તન કરે છે, તો તત્કાળ મનોવાંછિત સિદ્ધિને પામે છે. અને મરીને માયાતીત મહાતેજોમય એવા પરમપદને પામી સુખીઓ થઈ જાય છે.

**नाम्नां हरेः कीर्तनतः प्रयाति संसारपारं दुरितौघमुक्तः ।**
**नरः सः सत्यं कलिदोष जन्म पापं निहत्याशुकिमोत्रचित्रम् ॥**

ભકતજનોના પાપતાપ હરનાર ભગવાન શ્રી હરિના નામનું માત્ર કીર્તન કરવાથી ત્રિવિધ તાપથી તૃપ્ત થયેલા માનવીઓ, દુઃખ દરિયારૂપ સંસારસાગરને તરી જાય છે. સર્વ દોષથી મુકત થઈ

શુદ્ધ બ્રહ્મરૂપ બની પરમ બ્રહ્મપરમાત્માને પામી જાય છે. જેમ ચોર કોઈને લૂંટતો હોય તે વખતે જો બૂમો પાડે તો તરત જ તેની વાર કરવા બીજા માણસો દોડી પહોંચે, એટલે તે ચોરો તેને મૂકી પલાયમાન થઈ જાય છે. તેમ જ્યારે પોતાના ઉપર કામક્રોધાદિ અંતઃશત્રુઓની ચઢાઇ થાય ત્યારે જે મનુષ્યો ઉંચે સાદે બ્રહ્માદિદેવોના દેવરૂપ એવા ભગવાનના નામને પોકારે છે, તો તેનું રક્ષણ કરવા ભગવાન જરૂર દોડી પહોંચે છે.

नारायणो नाम हिसौनराणां प्रसिद्ध चोरः कथितः पृथिव्याम्।
अनेकजन्मार्जितपापसञ्चयं हरत्यशेषं स्मृतमात्रमेव ॥

આ પૃથ્વીમાં નારાયંણ નામ એ જ ખરેખર ચોર છે. જેમ ચોરલોકો ધનની ચોરી કરી જાય છે, તેમ આ નારાયણ નામરૂપ ચોર પણ જીવનાં અનન્ત જન્મોના પાપોને ચોરી જાય છે. એટલે નારાયણ નામ લેતાં જ અનેક જન્મોના પાપોનો નાશ થઇ જાય છે. માટે દરેક મોક્ષાભિલાષીએ હંમેશાં પરમકૃપાળુ પરમાત્માના નામનું રટણ કરવું.

हरेर्नामैव नामैव नामैव जीव जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा॥

કલિયુગમાં પાપમાત્રનું હરનારૂં ભગવાનનું એક નામ નામ તે નામ જ, આ જીવનું ખરૂં જીવન છે. એ શ્રી હરિના નામ વિના આ જીવની બીજી ગતિ નથી નથી તે નથી જ. માટે ભગવાનનાં નામનો જ એક દૃઢાશ્રય રાખવો. પ્રભુના નામનો જપ એ સર્વોત્તમ જપ છે. વેદવાદીઓના તથા કર્મવાદીઓના શાસ્ત્રોમાં, ઇસ્લામીઓના કુરાનમાં, ક્રિશ્ચીઅનોના બાઇબલાદિ શાસ્ત્રોમાં એક પ્રભુના જ નામનું વર્ણન છે. તેમના જ ગુણ, ઐશ્વર્ય, પ્રતાપ, મહિમા અને ચરિત્રનું વર્ણન કરેલું છે. આ લોકમાં પ્રભુનું નામ એ જ એક ભવતારક છે. ભગવાનના નામના બળથી, પાતકી પાતકથી, રોગી રોગથી અને દુઃખી દુઃખથી મુકાય છે.

રામનામના પ્રભાવથી મહાવીર હનુમાનજી સાગર કૂદી લંકામાં પહોંચી ગયા. રામનામના પ્રભાવથી વાંદરદળોએ સમુદ્રમાં પાળ્ય બાંધી, અજામીલ મહાપાપી છતાં ભગવાનના નામના બળથી જ નિષ્પાપી બની પરમપદને પામી ગયો. ભક્તોના પાપતાપ હરનારા ભગવાન શ્રી હરિના નામપ્રભાવથી ગજેન્દ્ર ગ્રાહના મુખ થકી મુક્ત થઈ પરમાત્માના પરમપદને પામી ગયો.

પ્રભુના નામબળથી મંજારીનાં બચ્ચાંઓ નીભાડામાંથી બચી ગયા. એટલે માટલામાં પેઠેલાં અને નીભાડો સળગાવ્યો. પછી ખબર પડતાં કુંભારે આખી રાત્રી પ્રભુના નામની ધૂન્ય કરી. તો દુઃખભંજન અનાથનાથ પ્રભુએ બચ્ચાંઓની રક્ષા કરી, પણ જરાય આંચ આવવા દીધી નહિ. પ્રહલાદજી દૈત્ય છતાં ભગવાનના નામના બળથી વજાંગી અને પ્રાતઃસ્મરણીય બની ગયા. તેમને મારી નાખવાને પિતા હિરણ્યકશ્યપુએ અનેકાનેક ઉપાયો કર્યા, પણ શરીરને જરાપણ ઇજા થઈ નહિ. છેવટે સ્તંભમાંથી ભગવાન પોતે પ્રકટ થઇને રક્ષણ કર્યું. આ સર્વ ભગવાનના નામના બળનો પ્રભાવ છે.

પાંડવોની લાક્ષાગૃહથી રક્ષા થઇ તે પણ ભગવાનના નામ બળથી જ.

આવી રીતે જેમ ત્રેતાયુગમાં થએલા રામકૃષ્ણાદિક ભગવાનના નામનું બળ અપાર છે, તેમ આ હડહડતા કરાળ કલિયુગમાં ધર્મસંસ્થાપનાર્થે પ્રકટેલા ભગવાન સ્વામિનારાયણના નામનું બળ પણ અપાર છે. જુઓ નીચે.

## બાળક પિતાનું સ્તનપાન કરી ઉછર્યો

એક ગામમાં કરમશી નામનો સોની સ્વામિનારાયણ ભગવાનનો ચુસ્ત ભક્ત હતો. તેની સ્ત્રી ત્રણેક માસના બાલકને મૂકી મરી ગઈ. હવે બાળકને કોઇ ધવરાવનાર ન હોવાથી અત્યંત દુઃખી અને ચિન્તાતુર થઈ ગયો. ગામમાં તથા આસપાસના

ગામોમાં ખાઇ ખીની તપાસ કરી પણ મળી નહિ. બાળકની શું વલે કરવી આમ ચિન્તામાં નિમગ્ન થઇ ગયો, પણ

॥ हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम् ॥

પરમકૃપાળુ પરમાત્માનું નામ સર્વ દુઃખમાત્રને ટાળનારૂં છે. આમ જાણી પોતાના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણ નામની ધૂન્ય કરવા અને પ્રાર્થના કરવા લાગ્યો. હે ભકતભયભંજન ભગવન્! હે દીનોદ્ધારક દીનદયાળ! શરણાગત એવો હું તે મારા પર કૃપાદૃષ્ટિ કરો. અને આ દીનદાસની ખબર લ્યો. હે ભગવન્ મને આ ચિન્તાની હોળીમાંથી ઉગારો. આપ સર્વજ્ઞાતા, ભકત-ત્રાતા, ને ભકતાધીન છો. આપ કર્તા, અકર્તા અને અન્યથાકર્તા છો આપને દુઃખનિવેદન કરવું ન જોઇએ; છતાં દેહભાવથી કરાય છે. તે ક્ષન્તવ્ય કરી આ દાસના હૃદયનો ચિંતાચય શાંત કરો. હે કૃપાનાથ! હું અજ્ઞાની જીવ છું; પણ આપનો શરણાગત છું. તો પધારો અને આ બાલકને દુઃખમાંથી અને મને ચિંતામાંથી ઉગારો. જો આ વખતે ખબર નહિ લ્યો તો લોકો હાસ્ય કરશે. એથી મારૂં એકનું નહિ પણ આપનું યે ખોટું દેખાશે, માટે ઓ પ્રભુ! આ ભકતની વહારે થાઓ. આમ આખી રાત્રી પ્રાર્થના અને સ્વામિનારાયણના નામની ધૂન્ય કરી.

કેટલાક દુર્ગુણી અને દ્વેષીઓ કહેતા કે, ભકત! તમારા સ્વામિનારાયણને સંભારો. હમણાં તમારી વહારે આવશે. અને છોકરા સારૂ ખાઇને લાવશે. વળી એમ પણ કહેતા કે, ભકત! તમે સ્વામિનારાયણના ખરા ભકત નથી અને કાં તો સ્વામિનારાયણ ભગવાન નથી.

જો ભગવાન હોય તો તમને આવા દુઃખમાં નાખે ખરા કે? અને તમારી ખબર લીધા વિના રહે કે?

ભકત કહે, ભાઈઓ! શા માટે હસો છો? અને મશ્કરીઓ કરો છો? આ સંસારમાં સહુને વારાફરતી દુઃખ આવ્યા કરે છે. રામચંદ્રજી પોતે વૈકુંઠાધિપતિ ભગવાન હતા, તો પણ તેમને

વનમાં વસવું પડયું. સીતાના વિયોગથી ગાંડા જેવા થઇ ગયા. ગોલોકાધિપતિ ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર અનંત જીવોના કલ્યાણાર્થે અને ભૂભાર હરણાર્થે પ્રકટયા હતા; તો પણ તેમને પારકે ઘેર રહેવું પડયું. વનમાં ગાયો ચારવા આથડવું પડયું. જરાસંઘના ભયથી નાસવું પડયું અને પોતાની જન્મભૂમિ મથુરા છોડી સમુદ્રમાં નવું પુર વસાવી રહેવું પડયું. આવી રીતે ભગવાનના અવતારોને પણ સહન કરવું પડયું છે. નળરાજા, હરિશ્ચંદ્રરાજા, યુધિષ્ઠિરરાજા જેવા મહા સમર્થોને પણ દુ:ખો આવ્યા છે; તો મારે આવે તેમાં શું કહેવું ? ભગવાન પોતાના ભક્તને દુ:ખમાં સપડાય અને ઉગરવાનો એકે આરો ન હોય તોપણ તેની રક્ષા કરે છે. માટે છોકરાનું અને મારૂં જેવું ભાગ્ય હશે તેવું થશે; આમાં તમારે હસવા જેવું નથી. આમ કહેતો.

રાત્રિ ગયા પછી વહેલી સવારમાં ભકત તળાવ પર નહાવા ગયો. ત્યાં સ્નાન કરી તળાવની પાર ઉપર પૂર્વાભિમુખે બેસી, હે સ્વામિનારાયણ ! હે ભકતનાથ ! આ ભકત સામું જુઓ ! લોકો હસે છે કે તારા પ્રભુ સ્વામિનારાયણ કયાં સંતાઈ ગયા ? તારી કેમ ખબર લેતા નથી ? પ્રભુ ! હવે આપ પધારો અને સૌને નિંદા કરતાં બંધ કરો, હે ભગવન !

**ઘણી થઇ, ઘણી ન બન્યાની બની રે વનમાળી !**
**મુને લ્યો સંભાળી માણારાજ ॥**

માટે આ દાસ સામું જુઓ. આમ આંખો મીંચી ગદ્ગદ્ કંઠે ભગવાનની પ્રાર્થના કરે છે ત્યાં તો ભીડભંજન ભગવાન સ્વામિનારાયણ એકદમ આગળ આવી ઉભા રહ્યા. ભકત ! શું ઘણી ઘણી થઈ છે ? ન બનવાની શું બની છે ? આટલા દીલગીર થઈ અમને કેમ પોકારો છો ? ત્યાં તો ભકત પોતાના ઇષ્ટદેવ સ્વામિનારાયણને દેખતાં જ બેબાકળો ઉઠી, અહો બાપલા ! તમે પધાર્યા ? આમ કહી તેમના ચરણારવિંદમાં મસ્તક મૂકી નેત્રાશ્રુનાં ઉનાં પાણીથી પાદારવિંદને પલાળી નાખ્યાં. મહારાજે માથે હાથ

મૂકી બેઠા કર્યો. કૃપાનાથ! તમે અત્યારમાં એકલા ક્યાંથી? પ્રભુ કહે, અમે એકલા નથી. દસ જણા છીએ. અમે અહીંથી વીસ ગાઉ છેટે હતા, પણ તમારી ગદ્‌ગદ્‌ સ્વરવાળી વાણી સાંભળી અને તમારી ઉદાસીનતા જાણી સર્વને સૂતા મૂકી એકલા જ અડવાણે પગે દોડી આવ્યા છીએ. ભક્ત! અમારે જવાની ઉતાવળ છે માટે કહો તમારે શું દુઃખ છે? અમને કેમ બોલાવતા હતા? ભક્ત કહે, કૃપાનાથ! તમે ક્યાં નથી જાણતા? મહારાજ કહે, સ્ત્રી છોકરો મૂકી મરી ગઇ એ જ દુઃખ છે ને? હા, એ જ. તો કહો તેમાં આટલા બધા દુઃખી કેમ થાઓ છો? છોકરાની મા મરી ગઈ, પણ તમે બાપ બેઠા છો ને? તો એને મોટો કરો. ભક્ત કહે, બાપજી! ધાવણ વિના શી રીતે મોટો કરવો? મહારાજ કહે, એની મા હોત તો ધવરાવત, પણ એ નથી તો હવે તમે ધવરાવો. આગળ યુવનાશ્વ રાજાના પુત્ર માન્ધાતાને ક્યાં એની માએ સ્તનપાન કરી મોટો કર્યો હતો? ભક્ત કહે, મહારાજ એ તો સતયુગની વાત. મહારાજ કહે, એ સતયુગની વાત, તો આ કળિયુગની વાત, તમે એને ધવરાવી મોટા કરો! ભકત કહે, મહારાજ મને તે ધાવણ આવે? મહારાજ કહે, સ્ત્રીને જેણે ધાવણ મૂકયું છે, એના એ તમને ધાવણ મૂકશે. વિશ્વંભર ભગવાન આખા વિશ્વની ખબર લે છે, તો પોતાના ભકતની કેમ નહિ લે? તેની હાંસીમશ્કરી કેમ થવા દેશે? તું છોકરાને ધવરાવી મોટો કરજે. લ્યો હવે અમે જઇએ છીએ. એમ કહેતાં જ તળાવની પાળ નીચે ઉતરી અદૃષ્ય થઇ ગયા. આ ભકત તો અત્યંત આશ્ચર્યપૂર્વક ઘેર આવી છોકરાને ખોળમાં લઇ ધવરાવવા મંડયો, ત્યાં તો ધાવણ આવ્યું, કે હર્ષઘેલો થઇ ઉંચે સાદે, ભાઇઓ! આ સ્વામિનારાયણનો પરચો જોવો હોય તો આવો. કળિયુગમાં ભગવાન હાજરાહાજર છે, એમ બૂમો પાડી લોકોને ભેગા કર્યા. ભાઇઓ મારી સ્ત્રી મરી ગઈ તેથી ધવરાવનારી ધાઇ સ્ત્રીનો અહીં તથા બહારગામ તપાસ કરાવ્યો, પણ મળી નહિ. આથી મુંઝાઇ આખી રાત્રિ મારા 'ઇષ્ટદેવ' સ્વામિનારાયણનું ભજન કર્યું અને વહેલાં

સવારમાં તળાવ પર સ્નાન કરવા ગયો. ત્યાં સ્નાન કરી પાળ ઉપર બેસી મારા પ્રભુના નામની ધૂન્ય તથા પ્રાર્થના કરતો હતો, ત્યાં અણધાર્યા અને ઓચિંતા મારા પ્રભુ સ્વામિનારાયણે દર્શન દીધાં અને કહ્યું, ભક્ત! તું એ બાળકને ધવરાવી મોટો કરજે. કાંઇ ચિંતા કરીશ નહિ. એમ કહી અદૃષ્ય થઈ ગયા. માટે જુઓ! આ છોકરો મને ધાવે છે! આમ કહી સ્તનપાન કરતાં દેખાડયો. આ ચમત્કાર જોઇ લોકો દિગ્મૂઢ બની ગયા, અને જે લોકો નિંદા કરી મશ્કરીઓ કરતા તે ખરેખરા સ્વામિનારાયણના ભકત થઇ ગયા અને આસપાસના ગામોના લોકો પણ આ સોની ભકતને ત્યાં જોવા આવવા લાગ્યા અને આ ભકતનું ઘર મોટા તીર્થરૂપ થઈ પડયું. આવી રીતે સ્વામિનારાયણના નામબળથી છોકરો પોતાના બાપની બીંટડીએ ધાવીને મોટો થયો.

વાચકો? વાંચો, હજી આગળ વાંચો ભગવાનના નામનો પ્રતાપ.

## સ્વામિનારાયણના નામથી આંધળો દેખતો થયો

ગોંડળ તાલુકાના રીબ ગામનો ધણી દાદભા નામે ગરાસીઓ ચાલીસેક વરસની ઉંમરે એકદમ ઓચિંતો અંધ બની ગયો. આથી રાતદિન રોયા કરે. અરે! હાય હાય મારૂં શું થશે? મારા ઘરની સ્થિતિ શું બનશે? મારો ગરાસ કોણ સંભાળશે? આમ કહી વારંવાર બોલી રડયા કરતો. ગામના બહારગામના લોકો જોવા આવે અને જે જે આવે તે કહે, દરબાર! આ શું ઓચિંતુ થઇ ગયું? ત્યાં તો પોક મૂકે; અરેરે મારૂં તો સર્વે બગડી ગયું. ઘરની, ગરાસની, હવે કોણ ખબર રાખશે? એમ રોદણા રોવા મંડી પડે. તેવામાં ધ્રાફા ગામથી તેની માસીનો છોકરો માનભા જોવા આવ્યો "કેમ દાદભા, આ શું?" તો કહે, અરે ભાઈ! આ મારા કયા ભવના પાપ ઉખળ્યાં હશે? અરે, હાય, હાય, હાય! હવે શું થશે! મારી શી વલે થશે? આમ કહી ધ્રુસકે ને ધ્રુસકે રોવા મંડયો. તેનો ભાઇ કંઇક જ્ઞાની હતો. "ભાઈ જે બન્યું તે ખરૂં! ભાલમાં લખેલા લેખને કોઈ ખોટા કરી શકે તેમ નથી."

જુઓને હરિશ્ચંદ્રરાજા, નળરાજા અને બળીરાજા જેવાને પણ ભાવિ ભોગવવાં પડયાં છે. રામને જે મુહૂર્તમાં રાજ્યાભિષેક થવાનો હતો તે મુહૂર્તમાં તેના ભાવિએ તેમને વનાભિષેક કર્યો. શું એ નહોતા જાણતા ? પણ એમણે ભાવિનું જોર બતાવ્યું. યુધિષ્ઠિર શાસ્ત્રવેત્તા અને ધર્મવાન હતા, છતાં તેમના ભાવિથી ભૂલી જુગટું રમ્યા, પોતાની પતિવ્રતા પત્ની દ્રૌપદીની પણ શરત કરી. પાંડુરાજા પ્રાયશ્ચિત કરવા નીકળ્યો હતો. સ્ત્રી પાસે જવાય તો મહોત થાય, એમ જાણતો હતો; તોપણ ભાવિથી ભાનભૂલી માદ્રી ના ના પાડતાં તેના ઉપર ધસી આવ્યો અને પ્રાણહીન થઈ ગયો. આ બધું ભાવિના જોરથી બને છે.

તને કંઇપણ રોગ થયા સિવાય અણધાર્યો ને ઓચિંતો અંધાપો આવ્યો, એમાં ખાસ તારા ભાવિનું કારણ છે. માટે ભાઈ હવે તું રોવું, મુંઝાવું પડયું મૂકી શાન્ત મનથી પ્રભુનું શરણું લે પ્રભુના શરણાથી જરૂર તું દુ:ખમુકત થઇ દેખતો થઈશ.

ધ્રુવજી કયાં મોટી વયના, જ્ઞાની, અને શાસ્ત્રવેત્તા હતા, પણ પ્રભુના નામના મંત્રબળથી સુખી, શાન્ત અને વિજયવંત બન્યા. હવે તું સર્વ પ્રકારે પ્રભુપરાયણ થા અને હું એક મંત્ર આપું તેનો શુદ્ધ મનથી જાપ કર.

જ્યારે ધ્રુવજી પિતાના વચનથી મુંઝાઇને રાજપાટ ઘરબાર છોડી વનમાં જતા હતા, ત્યારે નારદજીએ તેની પરીક્ષા લેવાને સામા આવી કહ્યું, भो बालक क्व गच्छसि અરે ! બાળક તું કયાં જાય છે ? તો કહે, "તપોવનમાં તપ કરવા જાઉં છું. મારી માતુશ્રીએ કહ્યું કે, તપથી ભગવાન પ્રસન્ન થાય છે, તપથી સુખ મળે છે; માટે देहं पातयामि वा अर्थं साधयामि આનો નિશ્ચય કરી વનમાં જાઉં છું." નારદજી કહે, "અરે મૂર્ખા તારા બાળથી તે જવાય ? ત્યાં તો સિંહ, વાઘ, રીંછ, હરણો, પાડા અને વનગજોના શબ્દ સાંભળતાં જ તારૂં હૃદય ફાટી પડશે. રડી રડીને વગર મોતે મરી જઇશ. અરે ! આ તારી મા કેવી

કઠોર કાળજાની છે જે તને તપનો બોધ કરી વનને માર્ગે ચઢાવ્યો ? અરે બાળક ! માનાપમાનની અને તાડનતિરસ્કારને સમ ગણી રાજ્યમાં પડયો રહે. વનમાં મોટા મોટા ઋષિમુનિ મહાત્માઓ અને તપસ્વિઓની પણ ધીરજ રહેતી નથી; તો તું શી ગણાતીમાં ? માટે મારૂં માન, પાછો વળ અને કંઇક સમજ. હું તારી નાની અવસ્થા જોઇ દયાની ખાતર અને તારા હિતની ખાતર કહું છું. ”

ધ્રુવજી કહે, કૃપાનાથ ! હું ક્ષત્રિયકુમાર છું. સિંહનો બચ્ચો સિંહ જેવો જ હોય. મેં લાંબો વિચાર કરીને અને મારી જન્મદાતા જનેતાને પૂછીને આ પગલું ભર્યું છે. હવે હું ડરવાનો નથી. પાછો વળવાનો નથી અને મરવાનો પણ નથી. પરમ કૃપાળુ પરમાત્માને ભેટવા જે કમર કસે છે તેને ભગવાન જરૂર ભેટે છે. વળી કૃપાનાથ ! (**अनारम्भो हि कार्याणाम् प्रथमम्बुद्धि लक्षणम् आरब्धस्यान्तनयनं द्वितीयं बुद्धिलक्षणम्** ) પ્રથમ તો વિચાર્યા વિના કોઇપણ કામનો આરંભ કરવો નહિ. આ બુદ્ધિનું પહેલું લક્ષણ છે અને જો આરંભ કર્યો, તો પછી ચાય તેટલાં વિઘ્નો આવે, દુઃખો પડે તો પણ એ આરંભેલા કામને પૂર્ણ કર્યા વિના વિરામ પામવું નહિ. આ બુદ્ધિનું બીજું લક્ષણ છે. માટે ઓ મહારાજ ! આ કાર્યને 'વિચારી વિચારીને જ આદર્યું છે, માટે ચાય તેવું દુઃખનું વાદળ તૂટી પડે, વિઘ્નોનો વંટોળીઓ ઘેરી લે, તો પણ ધારેલું કામ કર્યા સિવાય પાછું આવવું નથી. આવી દૃઢ પ્રતિજ્ઞા લઇ હું નિકળ્યો છું.

આમ ધ્રુવજીની સાચી શ્રદ્ધા અને સાચી હિંમત દેખી નારદમુનિ રાજી રાજી થઇ ગયા. માથે સુખદ કર મૂકી કહ્યું, બેટા મને ઓળખ્યો ! હું નારદ છું. આ તને વનમાં જતો જાણી આવ્યો છું. ધ્રુવજી તો નારદ નામ સાંભળતાં જ પગમાં ઝુકી પડયા અને પોતાના નેત્રાશ્રુના જળથી પાદાભિષેક અને પ્રણામ કરવા મંડી પડયા નારદજીએ હાથ પકડી બેઠા કર્યા.

ધ્રુવજી કહે, અહોહો ! કૃપાનાથ ! તીર્થના તીર્થરૂપ સર્વદુઃખ માત્રને ટાળનારૂં વાંછિતાર્થને દેવાવાળું મંગલોત્તમમંગલરૂપ આપ

પ્રભુના દર્શનને પામી આ જ હું કૃતાર્થ અને ધન્યભાગ્ય થયો છું. આજ મારા સર્વે મનોરથોની સફળતા થઇ ગઇ. ગુરૂ મહારાજ! હું આપના શરણે થયો છું. આપના ચરણે પડયો છું. માટે આપ કૃપાનાથ કૃપા કરો, તપોબળ આપો. અને મારી સર્વ ધારણાઓને સફળ કરો.

નારદજી ધ્રુવજીને માથે પોતાનો વરદ હસ્ત મૂકી, પ્રસન્નોસ્મિ તારા ઉપર હું પ્રસન્ન થયો છું. અરે બાળ! તારી ધૈર્યતા, નિર્ભયતા અને શ્રદ્ધા જોઈ લીધી. હવે તું સુખેથી વનમાં જા, તપ કર અને લે આ એક મંત્ર આપું તેનો શુદ્ધ મનથી જાપ કરજે, જેથી થોડા કાળમાં તારા પર ભગવાન પ્રસન્ન થશે, તારા મનોરથો પૂર્ણ થશે અને આ મંત્રના પ્રભાવથી તને કોઇ પ્રકારનું વિઘ્ન કે વિક્ષેપ નડશે નહિ. આ મંત્રથી તું સર્વ પ્રકારે સુખી થઈશ. આમ કહી ધ્રુવજીને **ॐ नमो भगवते वासुदेवाय** આ બાર અક્ષરનો મંત્ર આપી ચાલતા થઇ ગયા.

ધ્રુવજીએ વનમાં જઈ નારદે આપેલા મંત્રનો મનમાં જાપ કરવા માંડયો. ભગવાને એ મંત્રના બળથી થોડા કાળમાં પ્રસન્ન થઈ દર્શન આપ્યાં અને તેના સર્વે મનોરથો સફળ કર્યા.

આવી રીતે ધ્રાફાથી આવેલા દાદભાના માશીયેય ભાઇએ શાંત પાડવા આ બધો ઇતિહાસ કહી સંભળાવ્યો અને કહ્યું કે, ધ્રુવજી જે મંત્રથી સિદ્ધિ પામ્યા તે જ મંત્ર મેં તને આપ્યો છે તેથી તું જરૂર થોડા કાળમાં દેખતો થઇશ. હવેથી રોવાનું, ખેદ પામવાનું કે જેનીતેની આગળ રોદડા રોવાનું પડયું મુક. સાચા ભાવથી મંત્રનો જાપ કરીશ તો જરૂર દેખતો થઈશ. આમ બહુ બહુ કહ્યું ત્યારે દાદભાએ કહ્યું કે, જો દેખતો થતો હઉં તો આપ મંત્ર. આજથી જ તેનો નિયમિત જાપ શરૂ કરી દઉં, અને તારી વાત સાંભળવાથી મને એમ થાય છે કે ધ્રુવજીને એ મંત્રથી તત્કાળ સિદ્ધિ થઇ તો આપણને ભલે જરા મોડી થાય. પણ ધારૂં છું કે એ મંત્રથી જરૂર સિદ્ધિ થાશે માટે લાવ મંત્ર.

આજથી તેનો જાપ કરવો શરૂ કરી દઉં, આમ કહ્યું કે તેના ભાઈએ તેને ॐ नमो भगवते वासुदेवाय આ બાર અક્ષરનો મંત્ર આપ્યો અને આણે માંડયો જાપ કરવા.

હવે દેવુભા થોડા દહાડા રહી, પોતાના ગામ ગયો અને આને જાપ કરતાં કરતાં છ મહિના થઇ ગયા, પણ કશી સિદ્ધિ થઈ નહિ. આથી તેની શ્રદ્ધા મંદ થઇ. તેવામાં જુનાગઢના સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી આવ્યા તેને હરિજનોએ દાદભાના અંધાપાની તથા મંત્ર જપ્યાની વાત કહી. સ્વામી કહે, " ચાલો આપણે તેમને જોવા જઇએ." પછી સ્વામિ કેટલાક હરિજનોને લઈ દરબારને જોવા ગયા. સ્વામિ કહે, " કેમ દરબાર " તો કહે કોણ એ ? એતો અમે સ્વામિનારાયણના સાધુ, જુનાગઢથી આવ્યા છીએ તે આપની ખબર સાંભળી મળવા આવ્યા છીએ. પેલો ખાટલેથી બેઠો થઇ પગમાં પડયો. સત્કાર કરી સ્વામીને બેસાડયા. સ્વામિ કહે, "દરબાર આ શું ઓચિંતું થઈ ગયું ? કાંઇ આંખ્યું દુખવા આવી હતી ? તો કહે, ના મહારાજ. આતો હું બેઠો હતો અને ઓચીંતુ ધબાય નમઃ થઈ ગયું. પછી કહે, કૃપાનાથ, ભેખ તો ભગવાન જેવા કહેવાય. તમો સ્વામિનારાયણના સાધુ તો બહુ સમર્થ કહેવાઓ છો. તો કાંઇક કૃપા કરો. સ્વામિ કહે, દરબાર જેવું પ્રારબ્ધ હોય તેવું ભોગવ્યા વિના છૂટકો નથી, પણ ભગવાનને સંભારવાથી કાંઇક દુઃખ ઓછું થાય ખરૂં. માટે ભગવાનને સંભારો બાપજી દ્વાકાથી મારો માશીઆઈ ભાઇ આવ્યો હતો તેણે કહ્યું કે, નારદજીએ ધ્રુવજીને જે મંત્ર આપ્યો હતો તે મંત્ર હું તને આપું. તેનો જાપ કર. તો તું દેખતો થઇશ, આમ કહ્યું હતું. તે એ મંત્ર જપતાં જપતાં છ મહિના થયા, પણ હજી કશીએ અસર થઇ નહિ.

સ્વામિ કહે, દરબાર ભાઇનું માનીને છ મહિના સુધી બાર અક્ષરના મંત્રનો જાપ કરી જોયો. તો હવે અમારૂં માનીને અમે એક નાનો છ અક્ષરનો મંત્ર આપીએ, તેનો જાપ કરી જુઓ. જેમ નારદ મુનીએ મંત્ર આપી આશીર્વાદ આપ્યો હતો તેમ

અમો પણ મંત્ર આપી આશીર્વાદ આપીએ. તમો શ્રદ્ધા સહિત અમે કહીએ તેમ પવિત્ર થઇને આ મંત્રનો જાપ જપો. આ મહામંત્રના બળથી ઘણાક લોકો રોગથી, દુઃખથી, ચિન્તાથી અને કલિના દુત સમા કામ ક્રોધાદિક દોષોથી મુક્ત થઈ સુખીઆ થઇ ગયા છે.

બોટાદ ગામમાં દેહાખાચર નામના એક કાઠીની પ્રાણપ્રિય ઘોડી મરી ગયેલી. તેને સાધુ વ્યાપકાનન્દ મુનિએ આ ષડક્ષર મંત્રના બળથી જીવતી કરી છે.

જેમ દ્વારકાધિપતિ શ્રી કૃષ્ણચન્દ્રે પોતાના ભક્ત નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી હતી તથા તેમની પુત્રી કુંવરબાઇનું મામેરૂ પૂર્યું હતું; તેમ આ ષડક્ષર મંત્રના બળથી બુદેલ ખંડમાં એક મુસ્લિમ રાજાએ ઘણા વર્ષનો જૂનો પોતાનો વણિક દીવાન કંઇક વાંકમાં આવવાથી મોટી રકમનો તેનો દંડ કર્યો. અને જો એ દંડ એક મહિનામાં ન ભરે તો તેને મુસલમાન કરવો. એવી શરતે તેને જામીન પર છોડયો, પણ કોઈ રીતે દંડની રકમ ન ભરી શકવાથી ગામ બહાર જીર્ણ શિવાલયમાં આપઘાત કરવા ગયો. ત્યાં શિવલિંગ સામે ઉભો રહી પ્રાર્થના કરી બોલવા લાગ્યો.

"હાય હાય હિન્દુધર્મ જાશે, હાય માનખો હરામ થાશે." આમ બોલે છે. હૃદયાફાટ રડે છે. ત્યાં તો દૈવવશાત વ્યાપકાનન્દ-મુનિ તથા સ્વરૂપાનન્દસ્વામિ નામના બે સંતો આવ્યા. પેલો વાણિયો તેમના ચરણમાં પડી ખૂબ રડવા લાગ્યો. સાધુએ કારણ પૂછયું તો તેણે સવિસ્તર કહ્યું. ત્યારે સાધુએ તેને આ જ ષડક્ષર મંત્ર આપ્યો. તેણે આખી રાત્રિ શુદ્ધ ભાવથી જપ્યો, કે બીજે રોજે જ ભગવાન વણિક વેષે રાજા પાસે જઇને બધી દંડની રકમ ભરી દીધી. અને વાણિયાને વટલાતાં અને મરતાં બચાવ્યો. આવો મહાપ્રતાપી આ મંત્ર છે.

દરબાર વધારે શું કહું, પણ ષડક્ષર મંત્રના જપ કરનારાને ભૂત, પ્રેત, પિશાચ, ડાકણ, બ્રહ્મરાક્ષસ કે કોઈ દેવદેવી કે પીર,

વીર કોઈપણ રંજાડી શકતાં નથી. અરે કાળકર્મ ને માયા તથા કામક્રોધાદિક અંતઃશત્રુઓ પણ તેનો પરાભવ કરી શકતાં નથી.

દરબાર સાંભળો છો ને? જેમ સર્વ નદીઓમાં ગંગા નદી ઉત્તમ છે. સર્વ પેય વસ્તુમાં અમૃત ઉત્તમ છે. સર્વ પક્ષિઓમાં જેમ ગરૂડ ઉત્તમ છે. સર્વ વર્ણમાં બ્રાહ્મણ ઉત્તમ છે. તેમ તમામ મંત્રોમાં આ એક ષડક્ષર મંત્ર ઉત્તમ છે. આ મંત્રના પ્રભાવથી તો ઘણાનાં દુઃખદારિદ્ર અને રોગશોકાદિક ટળી ગયાં છે. મોતથી બચી ગયા છે. માટે આ મંત્ર હું આપને દુઃખિત, દીન અને ચિંતાગ્રસ્ત થઇ ગયા જાણી કેવળ દયાની ખાતર આપુ છું. તમો અમારા વચને કરીને આ ષડક્ષર મંત્રનો જાપ કરો, તો જરૂર તમે થોડા દિવસમાં દેખતા અને સર્વ પ્રકારે સુખિયા થઇ જશો.

દરબાર તો આ બધી વાત સાંભળતાં સ્વામિના પાદ-પલ્લવમાં ઝુકી પડયા. સ્વામિજી આપ તો ભગવાન જેવા છો. ભગવાને જ અહીં મોકલ્યા છે. સાચા ભેખમાં જરૂર ભગવાન હોય છે. આપ મારા પ્રભુ છો. માટે આપો મુને મંત્ર અને કહો તેમ હું જપ શરૂ કરી દઉં. સ્વામિ કહે, દેવ જેવા પવિત્ર થઈને અને અમારા વચનમાં વિશ્વાસ રાખીને જો સાચા ભાવથી જપ કરશો તો જરૂર તમને આ મંત્ર બે જ મહિનામાં ફળશે. દરબાર કહે, સ્વામિ ! ચહાય તેટલું કષ્ટ પડે, ગમે તેમ થઈ જાય; પણ આપ જેમ કહેશો તેમ જ હું કરીશ અને આપો મંત્ર હું એક-નિષ્ઠાથી, એકવૃત્તિથી અને પૂર્ણભાવથી એક આસને બેસી જાપ કરીશ.

સ્વામિ કહે, દાદભા ! રોજ ન્હાવું પડશે, એકટાણું ખાવું પડશે, બ્રહ્મચર્ય પાળવું પડશે, અફીણ, બીડી અને હોકાનો ત્યાગ કરવો પડશે. શુદ્ધ આહાર તે પણ રસકસ વિનાનો એક જ વાર લેવો પડશે અને ખાટલેથી નીચે બેસી ત્રણ મહિના જાપ કરવો પડશે. કેમ થઈ શકશે? દરબાર કહે, હા. હા. થઈ શકશે. અરે ! બાપજી ! હજી પણ જે કહેવાનું હોય તે કહો. હું બધુંએ કરીશ.

આપના આશીર્વાદથી બધુંએ કરવું મને સહેલ થઇ પડશે. દરબાર કહે, આપો મંત્ર. સ્વામી કહે, લ્યો ધરો કાન, આપું મંત્ર. એમ કહી કાનમાં મોં રાખી "સ્વામિનારાયણ" એ મંત્ર આપ્યો. દરબાર તો આ નામ સાંભળી પ્રથમ તો જરા ઝંખવાણો થઈ વિચારમાં પડી ગયો. સ્વામી કહે, દરબાર! યજ્ઞ, યાગ, મંત્ર અને દેવદેવી સર્વે ભાવથી ફળે છે. માટે આ સાધુના વચનમાં વિશ્વાસ રાખી આ મંત્ર તમો ભાવથી જપશો તો જરૂર કહું છું કે તમો ત્રણ મહિનામાં દેખતા થઈ જશો; અને પૂર્ણકામ મોટા જગવિખ્યાત બ્રહ્મઋષિ જેવા બની જશો.

દરબાર! ભગવાન ભાવના ભૂખ્યા છે. ભાવથી ભીલ દ્રોણગુરુ જેવો બાણાવળી થયો. એક ભીલ દ્રોણગુરુ પાસે બાણ વિદ્યા શીખવા આવ્યો, ત્યારે તે ભીલને નીચ જાણી ભણાવવાની ના પાડી. એટલે ભીલ દ્રોણાચાર્યને પગે લાગી જંગલમાં ગયો. ત્યાં દ્રોણગુરુની ગારાની મૂર્તિ બનાવી; હાથમાં તીરકામઠું લઇને ગુરુમહારાજ! પેલું નિશાન પાડું કે? વળી પોતે જ બોલે, હા પાડ. એમ કહી બાણ મારે; વળી ગુરુજી આજ્ઞા છે? પેલું પાંદડું વીંધું? એમ કહી બાણ મારવાનો અને નિશાન પાડવાનો અભ્યાસ કરવા મંડયો અને કયારેક ધારેલું મોટું નિશાન પડે, ત્યારે તો દ્રોણાચાર્યની મૂર્તિને ખૂબ પ્રણામ કરવા મંડી પડે, ફૂલના હાર પહેરાવે, એક પગે ઉભો રહી પ્રાર્થના કરે. આવી રીતે દ્રોણગુરુની ગારાની મૂર્તિમાં પણ ગુરુના પ્રત્યક્ષપણાનો ભાવ રાખી અભ્યાસ કરવા મંડયો તો જરૂર તેનો અભ્યાસ ફળ્યો. અને અર્જુન જેવો બાણાવળી થઇ ગયો.

તેમ સ્વામિ કહે; દરબાર! સર્વનું કારણ ભાવ છે. જો આ મંત્રને ભાવથી જપશો તો જરૂર ફળશે, પણ ભાવ વિના નહિ ફળે. આથી દરબારને એમ થયું જે ગમે તેમ હોય પણ આપણે આ સાધુના વચનથી, સાચા ભાવથી અને ખરી શ્રદ્ધાથી ત્રણ મહિના કહે છે, પણ ચાર મહિના આ મંત્રનો જાપ જપવો.

આમ જપવાનો નિશ્ચય કર્યો. હવે સ્વામિ આવી રીતે દરબારને મંત્ર આપી, ઉપદેશની તથા ધીરજની વાતો કરી મંદિરમાં આવ્યા. બે દહાડા ત્યાં રહી જુનાગઢ ગયા. હવે દાદભાએ હોકો, બીડી, અફીણ આદિક સર્વનો ત્યાગ કરી સ્વામીએ કહ્યું તેમ પવિત્ર થઇને સ્થિર મનથી અને સાચી ટેકથી 'સ્વામિનારાયણ! સ્વામિનારાયણ!' એ મંત્ર જપવા માંડયો.

## દાદભા દેખતો થયો.

બે મહિનામાં એક દિવસ ઓછો રહ્યો ત્યારે વહેલી સવારમાં મહારાજનાં એકદમ દર્શન થયાં. કહ્યું કે, દરબાર! સાધુના આપેલા ષડક્ષર મંત્રના જપબળથી દર્શન દેવા આવ્યો છું. હું સ્વામિનારાયણ ભગવાન પોતે છું. તમોએ સાચા ભાવથી આ મંત્રનો જપ કર્યો, તેથી હું પ્રસન્ન થયો છું. હવે અત્યારથી તમારો અંધાપો ગયો. અને તમો દેખતા થયા! હવેથી આ મંત્રનો જપ સદાયે કર્યા કરજો. અને અમારી આજ્ઞા પ્રમાણે રહીને ધર્મનિયમને પાળજો; બીજાને પણ ધર્મનિયમની વાતો કરી સત્સંગી કરવાનો આગ્રહ રાખજો. આમ કહી અદૃશ્ય થઇ ગયા. દરબાર એકદમ ઉભા થઈ 'સ્વામિનારાયણ! સ્વામિનારાયણ' એમ અતિ ઊંચે સાદે ધૂન્ય કરવા મંડયા. માણસો ભેગા થઈ ગયા. પ્રથમ તો સૌએ જાણ્યું કે, દરબારનું ચસકી ગયું. પછી પૂછતાં તેમણે કહ્યું કે, મને સ્વામિનારાયણ ભગવાને અત્યારે દર્શન દીધાં. હવે હું બધું યે દેખતો થઈ ગયો. એમ કહી ઉભેલા લોકોનાં નામ લઈ લઇ બોલવા મંડયા અને કહે કે, સ્વામિનારાયણ ભગવાને મને દેખતો કર્યો! એમ કહીને સ્વામિનારાયણ-નામની ધૂન્ય એક કલાક સુધી પોતે કરી અને બીજા માણસો પાસેય કરાવી. પછી દરબારે એકદમ જુનાગઢ સ્વાર મોકલી, પોતાના ગુરુ મંત્રદિક્ષા આપનાર - સ્વામિકૃષ્ણચરણદાસજીને પોતાને દેખતા થયાની ખબર મોકલી. પોતે પણ તરત જ ત્યાં સ્વામિનાં દર્શન કરવા ગયા. દર્શન કરીને સભામાં પોતાને

મહારાજનાં દર્શન થયાની અને દેખતા થયાની બધી વાત કરી. આથી કેટલાક દેવી જીવો સત્સંગી થઇ ગયા. અને પોતે દરબાર મહાન એકાન્તિક ભકત થઈ ગયા. વાચકો, વાંચો હજી આગળ વાંચો.

જામનગરમાં કચ્છ માંડવી બંદરવાળા મુક્તરાજ લક્ષ્મીરામભાઇનાં ભાણી ઝવેરબા ઝામરના રોગથી બહુ વખતથી પીડાતા હતાં અને તેથી જ બે આંખે દેખાતું નહોતું. પીડા અતિશય ઉપડતી. ઘરનાં માણસોએ દાક્તરને દેખાડવાનું કહ્યું તો કહે, મારે સાંખ્ય યોગી વર્તમાન છે. તે પર પુરુષને કેમ અડાય? ભગવાને ધાર્યું હોય તેમ ભલે કરે, પણ વર્તમાન લોપાય તેવું કરવું નથી. મારે તો સ્વામિનારાયણ નામ એ જ ખરૂં ઔષધ છે. એમ કહેતાં. અખંડ સ્વામિનારાયણ! સ્વામિનારાયણ! એ મંત્ર જપતાં. એક દહાડો પોતાની નાની દીકરી જોડે મંદિરમાં દર્શને આવ્યાં ત્યાં ઝામરની વેદના અતિશય ઊપડી. અરર! આ શું ઓચિન્તું થઇ ગયું! એમ કહી પ્રદક્ષિણામાં બેસી ગયાં. પીડા બહુ જ ઉપડી. ત્યાં તો મહારાજ સ્રીરૂપે આવી કહે, બા! પીડા બહુ ઉપડી? તો કહે, આથી જીવ જાય એ સારૂ. પણ આ પીડા ખમાતી નથી. બાઇરૂપે મહારાજ કહે, આ મારી પાસે આંખની દવા છે. તે લાવો જરા આંખમાં નાખું. એમ કહી દવા નાખી; પણ પીડા ન શમી. ઉલ્ટી વધારે ઉપડી. અને રાડો પાડવા માંડી. અરે! આ શું આંખમાં નાખ્યું? ત્યાં તો થોડીવારે ફેર આવીને કહ્યું કે, તમે અકળાશો નહિ. હમણાં પીડા મટી જશે અને દેખતાં થઇ જશો. લ્યો, આ બીજી દવા નાખું; એટલે આંખો ઠરશે. આમ કહી ફેર દવા નાખી અને અંદર એક ફુંક મારી કહ્યું કે, હમણાં આંખો ઉઘાડશો નહિ. આમ કહી ત્યાંથી તેમને ઘેર જઇ વધામણી! વધામણી! ઝવેરબા દેખતાં થઈ ગયાં. તેમને સાંખ્યયોગ વર્તમાનને લીધે પર પુરુષને અડાય નહિ તેથી તેમનું વર્તમાન સાચવવા અને ઝામર રોગ ટાળવા અમો સ્વામિનારાયણ પોતે સ્રીરૂપે થઇને તેમનો રોગ મટાડયો.

હવે તમે સૌ મન્દિરમાંથી તેમને તેડી આવો. આમ કહી તુરત વીજળીના ઝબકારાની પેઠે અદૃશ્ય થઇ ગયાં. આથી ઘરનાં સૌ અત્યાશ્ચર્ય પામી દોડતાં દોડતાં હર્ષભેર મન્દિરમાં આવ્યાં. પ્રદક્ષિણામાં આંખો મીંચી બેઠેલાં ઝવેરબાને જોઈ કેમ બેઠાં છો? તો કહે આજ તો પીડા બહુ ઉપડી; પણ એક બાઇએ આંખમાં દવા નાંખી અને કહ્યું કે, આ દવાથી દેખતાં થઇ જશો. પણ હમણાં આંખો ઉઘાડશો નહિ. આમ કહ્યું; તેથી બેઠી છું. ત્યારે ઘરનાં માણુસો કહે, એ કોઇ સ્ત્રી નહોતી. એ તો ભગવાન સ્વામિનારાયણ પોતે જ હતા. તમારી ભકતતા અને તમારી વર્તમાનની દૃઢતા જોઇને તથા તમોએ ભાવથી કરેલી સ્વામિનારાયણ! સ્વામિનારાયણ! એ નામની ધૂન્યના પ્રભાવથી પોતે સ્ત્રીરૂપે થઈ તમારો રોગ ટાળવા આવ્યા હતા! હવે તમો દેખતાં થઇ ગયાં. આજથી તમારો ઝામરનો રોગ ઠામુકો ગયો. માટે આંખો ઉઘાડો. એટલે ઝવેરબાઇએ આંખો ઉઘાડી ત્યાં તો તેમને બધુંયે દેખાવા લાગ્યું અને પીડા મટી ગઈ. આ જોઇ માણુસો આશ્ચર્ય પામી ગયાં અને પોતે ત્યાંથી ઘેર ગયા. વાચક! હજી આગળ ચાલ.

## કાળા નાગનું ઝેર ઉતર્યું

કચ્છમાં દહીંસરા ગામમાં કેસરા ભક્ત નામે એક ગૃહસ્થ ભગવદ્ભકત પટેલ હતા. તેમની વાડીમાં મોટો પુરાતની નાગ રહેતો. તેમના દીકરા ખીમજીએ કહ્યું; બાપા. આ નાગને અહીંથી કાઢવો જોઇએ; નહિતર કોઇક દિવસ પોતે પોતાના સ્વભાવ ઉપર જઇ કોઈકનો પ્રાણ લેશે. ભકત કહે, એ ઘણા કાળથી અહીં ઘર કરીને રહ્યો છે. તો આપણે શું કામ કાઢીએ? ભગવાનની મરજી હશે તેમ થશે. આમ કહ્યું. પણ કાઢી મૂકવા હા પાડી નહિ.

ગામમાં વાદી લોકો આવ્યા. તેને ખબર પડી કે તેઓ કેસરાભાઇની વાડીએ જઇ સર્પના રાફડા પાસે ભેળા થઇ મોરલીઓ વગાડી સર્પને બહાર કાઢી પકડવાનું કરતા હતા. તેટલામાં

કેસરોભાઈ આવી ચઢયા અને કહે, "હી કુરૂતા કરો?" તો કહે, હતે વડો સરપ રેતો. સે કઢોંતા? ત્યારે ડોસો કહે, બારા નીકરો બારા, ભુછડા ડીસોંતા. વાઘીઓ કહે, ભલા માડુ, ઝલણુ ડેને કુલાય તો ના પાડીયેં. હતે રેંધો તો કડક કેંજ્યો પ્રાણુ ગન્ધો. તો કહે, સે તો ખુદાજી મરજી હુંધી તીંથીંધો, પન ઓંતો ઝલણા ન ડીંધોસી. વાઘીઓ કહે, અસીં હીંનિંકે મારીંધાંસુ ન કે દુઃખી ન કંધાસું ઉંયે કુલાય ના પાડીયેં તો." વાઘીઓ કહે, ભલા માણુસ સર્પને કાઢવા દે. નહિતર કોઈક દિવસ તમારો કોઇકનો પ્રાણ લેશે. અમે એને મારવાના કે દુઃખી કરવાના નથી. આ તો તમે નિર્ભય થાઓ છો. અને અમે પણ બશેર બાજરી ભેળા થઇએ છીએ. આમ તેઓએ ઘણું ઘણું કહ્યું, પણ કાઢવા દીધો નહિ.

હવે એક દહાડે એ જ સર્પ કૂવાના થાળામાં ખાલી કોસ પડેલો તેમાં પેસી ગયેલો. તેવામાં કેસરાભાઇ કોસને ઉપાડવા ગયા ત્યાં હાથે વળગ્યો. તેમણે સ્વામિનારાયણ કહેતાં જ તરછોડી છેટો નાખ્યો. તો દોડી પગે વળગ્યો. ત્યાંથી કાઢી નાખી છેટા જતા રહ્યા. થોડીવારે ડોસો તો પડી ગયો. સર્પ જતો રહ્યો. એ વાતની ઘરે ખબર પડી કે તેમનો દીકરો ખીમજી દોડયો આવ્યો. બાપા! આ શું? હું નહોતો કહેતો? પેલા વાઘીઓને પણ પકડવા ન દીધો. દયા રાખી તો જુઓ આ ફળ. બુઢ્ઢો કહે, જેવી ભગવાનની મરજી. આ નિમિત્તે દેહ પડવાનો હશે તો પડશે. અને નહિ પડવાનો હોય તો હમણાં ઉતરી જશે. તું મને ઝટ મંદિરમાં લઇ જા. પછી માણસો બોલાવી, ઉપાડી મન્દિરના ચોકમાં સુવાડયા. ગામમાં ખબર પડી કે, તમામ હરિભક્તો ભેળા થઇ ગયા. કેસરાભાઇને સર્પ ચડેલો, પણ બોલ્યા કે તમે સૌ સ્વામિનારાયણ સ્વામિનારાયણ ધૂન્ય કરજો. બીજું કંઈ અફસોસ કે વલોપાત કરશો નહિ. બાઈ માણસને કોઇ નજીક આવવા દેશો નહિ. આ સ્વામિનારાયણ નામની ધૂન્યથી કાળ પણ ત્રાસી જાય છે. તો આ બિચારો સર્પ તે શું ગણત્રીમાં? માટે તમે સૌ કરો

ધૂન્ય. આમ કહી પોતે પણ ધૂન્ય કરવા મંડયા. હરિભક્તો ધૂન્ય કરવા લાગ્યા. થોડીવારે કેસરાભાઇ તો પ્રાણુહીન જડવત્ બની ગયા. કેટલાક કહે, દેહ મૂકી ગયા. ધૂન્ય બંધ રાખો. ખીમજી કહે, ના. કોઇ બંધ રાખશો નહિ. સવારોસવાર આમનેઆમ ધૂન્ય કરવી છે. પછી ધૂન્ય કરવા માંડી. આખું ગામ ગાજી ઊઠયું. બીજાં ગામડામાંથી પણ સગાવહાલાં તથા હરિભક્તોને ખબર પડવાથી ટોળેટોળાં આવવા મંડયા. ધૂન્ય ખૂબ જોરથી ચાલી. તે રાત્રિના ચાર વાગ્યાના સુમારે કેસરો ભગત મૃતવત્ પડયા હતા તે એકદમ આળસ મરડી બેઠા થઇ ગયા. દુખાવો માત્ર ટળી ગયો. સૌને કહે, ઝેર માત્ર ઉતરી ગયું. મને જરા પણ અસર હવે રહી નથી. તમે સૌ ન્હાઓ, ધુઓ અને પૂજાઓ કરી સૌ સૌને કામે વળગી જાઓ. ખીમજી ! મને પણ નવરાવ. એમ કહી બેઠા થયા. મન્દિરમાં કૂવે તેમને ખીમજીભાઇએ નવરાવ્યા. અને સર્પના ઝેરની જરાપણ અસર રહી નહિ. આમ સ્વામિનારાયણ નામના મંત્રની ધૂન્યથી કાળા નાગનું ઝેર ઉતરી ગયું. આવો સ્વામિનારાયણ એ છ અક્ષરના મહામંત્રનો પ્રભાવ છે. વાચકો ! હજી પણ આગળ વાંચો.

## મશાણમાં મડદુ બોલ્યું

ગામ ઝીંઝાવદરમાં અલૈયા ખાચરનો ચાકર જેહલો કરીને હતો. એક વખત અલૈયાખાચર બહારગામ ગએલા અને જેહલે માંદગીથી દેહ મૂકયો. તેને સ્મશાનમાં બાળવા લઇ ગયા. એવામાં અલૈયાખાચર આવ્યા. ત્યારે તેમનો કાકો પાપમાર્ગનો પાકો મહાક્રૂર સ્વભાવી આવીને કહે, અલૈયા ! તું વખતોવખત એમ ભણતો કે અમારો સ્વામિનારાયણિઓ દેહ મૂકે, ત્યારે સ્વામિનારાયણ તેડવા આવે, પણ આ તારા જેહલે દેહ મૂકયો, તે પૂંઠેથી જીવ નિસરી ગયો; પણ સ્વામિનારાયણ તેડવા આવ્યા નહિ. અલૈયો કહે, સ્વામિનારાયણ તેડવા આવ્યા વિના અમારા સાચા સ્વામિનારાયણિયાનો દેહ પડે નહિ; તો કહે ભલે બા ! તમે બધા સ્વામિ

નારાયણિયા પકડયું મૂકો નહિ. કોઇનું માનો નહિ શું ? આ અમે દેખ્યું તે ખોટું ? અલૈયો કહે, કાકા તમને દેખાય નહિ; પણ સ્વામિનારાયણ તેડવા આવ્યા વિના અમારા સત્સંગી દેહ મૂકે નહિ. તેમાં પણ મારા ચાકર જેહલાને તો તેડવા આવ્યા વિના રહે નહિ. એ તો ખરેખર સાચો સ્વામિનારાયણિયો હતો. કાકો, કુસંગી પાકો, તેથી જેમ તેમ બોલવા લાગ્યો. અલૈયો ગુસ્સે થઇ કહે, કાકા ! તમને સાચેસાચું દેખાડી દઉં તો તમે સ્વામિનારાયણના સત્સંગી થાઓ ખરા ? તો કહે. હા, હા, જો જેહલો પોતે કહે કે, મને સ્વામિનારાયણ તેડવા આવ્યા હતા, તો હું તમારો સત્સંગી થાઉં. અલૈયો કહે, ભલે ચાલો સ્મશાનમાં જેહલાને પૂછીએ. કાકો કહે, રહેવા દે. રહેવા દે. ગાંડો થા મા. મશાણે ગએલું મુડદું તો બોલતું હશે ? અલૈયો કહે, બોલે બોલે. સ્વામિનારાયણ નામના મહામંત્રના બળથી બોલે.

કાકો કહે, કદાચ ન બોલે તો બોલ, તારે શું કરવું ? અલૈયો કહે, જેહલો મારો બોલાવ્યો ન બોલે તો જરૂર મારે તેના ભેગું બળી મરવું. ત્યારે કહે, ચાલ તૈયાર થા. એમ કહી બન્ને સ્મશાને ગયા. અલૈયો મહારાજની મનમાં પ્રાર્થના કરતો. કે હે દાસના ત્રાસહર ! દીનેશ્વર પ્રભુ ! પ્રતિજ્ઞા સત્ય કરાવજો. જેથી આ મોટો અસૂર સત્સંગી થાય અને આખા ગામમાં બધા સત્સંગીઓને સુખ સુખ થાય. જો હું બળી મરીશ તો તમારા ભક્તનું, અરે, આખાયે સત્સંગનું વગોવણું થશે. એમ પ્રાર્થના કરતાં કરતાં સ્મશાને આવ્યા. તો અહીં જેહલાને ચેહમાં સુવાડી અગ્નિ મૂકવાની તૈયારી થતી હતી. ત્યાં તો અલૈયો આવી કહે, હમણાં અગ્નિ મૂકશો નહિ. એમ કહી જેહલા પાસે આવી તેના કાનમાં જેહલા ! જેહલા ! એ જેહલા ! એમ બે ત્રણવાર બોલ્યા કે તરત જ જેહલો સ્વામિનારાયણ સ્વામિનારાયણ બોલતો બેઠો થયો. આથી તમામ માણસો અત્યંત આશ્ચર્ય પામી ગયા. અલૈયો કહે, જેહલા ? તું કયાં હતો ? તને કોણ તેડવા આવ્યું

હતું ? જેહલો કહે, મને સ્વામિનારાયણ તેડવા આવ્યા હતા. હું તેમના ધામમાં હતો, પણ તમે બોલાવ્યો એટલે ભગવાન સ્વામિનારાયણે કહ્યું કે, તું દેહમાં જા. અને હું તને તેડવા આવ્યો એ બધી વાત કરી આવ. જો અલૈયાની પ્રતિજ્ઞા ખોટી પડશે તો જરૂર એ દેહ પાડી દેશે. આમ કહીને મને અહીં મોકલ્યો છે.

તમે સૌ 'સ્વામિનારાયણ! સ્વામિનારાયણ!' એ નામની ઉંચે સ્વરે ધૂન્ય કરો. આમ કહી પોતે પણ તાલી પાડી ધૂન્ય કરી બીજા પણ ગગનભેદી ધૂન્ય કરવા લાગ્યા. થોડીવારે જેહલો તરત સુઇ ગયો. આ જોતાં અલૈયાનો કાકો દિગ્મૂઢ બની ગયો. અને પોતે આસુરી ભાવ મુકી પાકો સત્સંગી થઈ ગયો. બીજા પણ ઘણાય આ ચમત્કાર જોઈ સત્સંગી થઇ ગયા.

પાઠકો! પાઠિકાઓ! ભગવાન જ્યારે પૃથ્વીપર મનુષ્યરૂપે હોય, ત્યારે ગમે તેટલું ઐશ્વર્ય ચમત્કાર બતાવે તો પણ તેમને ભગવાનપણે ઓળખવા બહુ જ કઠણ છે.

રામચન્દ્રજીએ વનમાં વાંદર તથા રીંછોનું સૈન્ય કર્યું. પાણીમાં પત્થરા તાર્યા. પૃથ્વીના ભારરૂપ રાવણાદિક અસુરોને સંહાર્યા. એ આદિક મહાન અદ્ભુત કાર્યો કર્યાં; તોપણ તેમને ભગવાન તરીકે કોઈકે જ ઓળખ્યા છે.

કૃષ્ણ પરમાત્માએ માશી પૂતના મારી તૃણાવર્તને માર્યો. કાળીનાગ નાથ્યો. ગોવર્દ્ધનને ટચલી આંગળીએ તોળ્યો. અને પૃથ્વીના ભારરૂપ અસુરાંશી રાજાઓને સંહાર્યા. આવાં અનેકાનેક દિવ્ય ચરિત્રો કર્યાં; તો પણ તેમને ભગવાન તરીકે કોઈકે જ જાણ્યા છે. છપ્પન કોટી યાદવો તો સદાય ભેળા રહેતા, ભેળા ફરતા, ભેળા જમતા; તોપણ તેમને ભગવાન તરીકે કોઈકે જ ઓળખ્યા છે. યજ્ઞ કરનારા મહાન વિદ્વાન વિપ્રોએ ન ઓળખ્યા, પણ તેમની સ્ત્રીઓએ ઓળખ્યા.

जन्मान्तरसहस्त्रेषु यदा नाश्नाति किल्विषम् ।
तदा पश्यन्ति योगेन संसारच्छेदनं परम् ॥

જ્યારે જીવ પાપમાત્રનો નાશ કરી શુદ્ધ થાય છે, ત્યારે જ જન્મમરણના નાશક ભગવાનને દેખે છે. મતલબ કે અનેક જન્મનો શુભ સંસ્કારી હોય તે જ ભગવાનને ઓળખી શકે છે. બીજો ભલે ભગવાન ભેળો રહેતો હોય, પણ ઓળખી શકતો નથી. તેમ કેવળ એકાંતિક ધર્મના સંસ્થાપનાર્થે મનુષ્યરૂપે થયેલા આ સ્વામિનારાયણ ભગવાનને પણ ઓળખવા મહાન કઠિણ છે.

## ભગવાનનું નામસ્મરણ એ જ ભવતારક નાવ છે

હિન્દુ, મુસ્લિમ, પારસી, યુરોપિયન એમ દુનિયાના દરેક ધર્મોમાં ભગવાનનું નામસ્મરણ કરવું એને જ ભવસાગર તરવાનું, માયાથી મુક્ત બનવાનું અને પ્રભુને ભેટવાનું મુખ્ય સાધન કહ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે પણ **यज्ञानां जपयज्ञोऽस्मि** યજ્ઞમાત્રમાં જપયજ્ઞ હું છું. એમ કહ્યું છે. પ્રાચીન કાળમાં ઘણાક મુમુક્ષુઓ પ્રભુના નામસ્મરણને જ સકળ સાધનોમાં સુસાધન ગણીને, ઘરમાં રહીને કે જંગલમાં વસીને એ ભગવાનના નામસ્મરણ કરવામાં જ સારી જિંદગી ગાળતા.

મહાત્મા તુલસીદાસજી, ભક્તરાજ નરસિંહ મહેતા, તુકારામ ભક્ત, સમર્થ રામદાસસ્વામિ, ચૈતન્યસ્વામિ તેમ જ પ્રાચીન કાળમાં ધ્રુવજી, પ્રહ્લાદ, વગેરે ભગવાનના નામસ્મરણના બળથી જ વિજયવંત અને પ્રાતઃસ્મરણીય બન્યા છે.

પ્રહ્લાદને તેના પિતા હિરણ્યકશિપુએ ભગવાનના નામનો જપ કરતો જોઇને અતિ અસહ્ય અકથનીય દુઃખો આપ્યાં, પણ પ્રભુના નામસ્મરણના બળથી તેમનું શરીર વજ્રવત્ બની ગયું. તેમને પર્વત ઉપરથી પછાડયા, હાથીના પગે ખુંદાવ્યા, અગ્નિમાં બાળ્યા, નિર્દય દૈત્યો પાસે ખુબખુબ ટીપાવ્યા, પણ જરાય શરીરને ઇજા થઇ નહિ. એ સર્વ પ્રભુના નામસ્મરણનો જ પ્રભાવ છે. તેમના પર અતિદુઃખોનો વરસાદ થતો જોઇ કેટલાકે કહ્યું કે, પ્રહ્લાદજી! તમો પ્રભુનું નામોચ્ચારણ કરવું મૂકી દ્યો. અગર મનમાં નામસ્મરણ કરો. ત્યારે પ્રહ્લાદ કહે.

कुपितो जनकस्तथापि मे न विरामो हरिनामकीर्तने ।
महाकोपनिपातशंकया सदनं मुञ्चति किं महाजनः ॥

કોઈ શ્રીમન્તે મોટી હવેલી બાંધી હોય અને તેમાં એક મચ્છરિયું ગણગણાટ કરે; તો તેનાથી ડરીને શું એ ગૃહસ્થ હવેલીનો ત્યાગ કરે છે? નથી કરતો. તેમ કાળના કોળિયારૂપ મચ્છર જેવા મારા બાપથી ડરીને શું ભગવાનના નામોચ્ચારણને મૂકી દઉં? ન જ મુકું. દુઃખ આપ્યું; એથી બીજું અગણિત ઘણું દુઃખ આપે, તો પણ એથી ડરીને પ્રભુના નામકીર્તનનો હું કદી પણ ત્યાગ કરનાર નથી. ધન્ય છે! ધન્ય છે! એ પ્રહ્લાદના ધૈર્યને! એની ભક્તતાને! એથીયે વળી ધન્ય છે એની સ્મરણભક્તિના બળને! પ્રહ્લાદ દૈત્યબાળ, છતાં પ્રભુના નામસ્મરણથી જ ભકતશિરોમણિ કહેવાયો. નામસ્મરણના બળથી જ ભગવાન નૃસિંહરૂપે પ્રગટ થઈ તેની સર્વ પ્રકારે રક્ષા કરી; માટે મોક્ષના સકળ સુસાધનોમાં સુસાધન એક પ્રભુનું નામસ્મરણ કરવું એ જ છે. પ્રભુના નામસ્મરણના બળથી, તેમાં રહેલા અજબ જાદુથી, આલોકપરલોકની સકળ મનેપ્સિત સિદ્ધિ અને પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

પ્રભુના નામસ્મરણરૂપ ભક્તિ કરવામાં કોઇ પણ બહારના સાધનોની જરૂર પડતી નથી. તેમાં કોઇપણ ખર્ચો કે પ્રયાસ થતો નથી. તેમાં કાંઇ વિધિ જાળવવો પડે તેમ નથી. નામસ્મરણ તો બાલબાલિકાઓ, યુવાનો, ઘરડાઓ, ઉચ્ચનીચ કોમના સ્ત્રી-પુરૂષો તથા બિમારીના બિછાને પડેલા દરેક દરદીઓ પણ ગમે તે દેશમાં ગમે તે સ્થિતિમાં અને ગમે તેવા શુભાશુભ કાળમાં પણ નામસ્મરણ કરી શકે છે. આ યુગમાં આયુષ્ય થોડો છે, આચારવિચાર, આહારવિહાર શુદ્ધ રહ્યા નથી. કેવળ ઉદર ભરવાના ઉદ્યમમાં લોકો મચી રહ્યા છે. તેથી તપ, તીર્થ, ધર્મ યમનિયમાદિક શુભ સાધનો કરનારા કોઈ રહ્યા નથી. સદ્‌વિદ્યા, સદ્‌બુદ્ધિ અને સદ્‌જ્ઞાન તો ગુમ થઈ ગયાં છે. માટે હું તો ઢોલ

વગાડીને આખી દુનિયાને જાહેર કરૂં છું કે, આ હડહડતા કળિયુગમાં ભગવાનનું નામસ્મરણ કરવા જેવું બીજું કોઇ મોક્ષનું સુસાધન નથી. માટે તમો સહેલામાં સહેલું અને અમૂલ્ય ફળ આપનારૂં એક ભગવાનનું નામસ્મરણરૂપ સાધન સાધી કૃતકૃત્ય થઇ જાઓ. ભગવાનના નામનું સ્મરણ કરવારૂપ રસાયન લેવાથી ભવરોગ ટળે છે. જીવ શાન્ત થાય છે. માટે હંમેશાં ભગવાનના નામનું સ્મરણ કરવામાંજ એકતત્પર રહેવું.

જ્યારે નામસ્મરણ થશે, ત્યારે હૃદયભુવનમાંથી માયા તથા માયાના વિકારો નાશ પામશે અને તેમાં ભગવાનનો અખંડ વાસ થશે. માટે દરેક મુમુક્ષુએ સુખસિન્ધુ ભગવાન શ્રી હરિના મહામંગલોત્તમમંગલ નામનો જપ યજ્ઞ કરતાં શીખવું. એ જ મનુષ્યજન્મનું કર્તવ્ય છે. આ લોક અનેક પ્રકારના દુઃખોથી ભરેલો છે. ધનવાનને પણ ધન સાચવવાનું દુઃખ હોય છે. નિર્ધનને ધન ભેળું કરવાનું દુઃખ હોય છે. કોઇને દીકરો ન હોય તેનું દુઃખ હોય છે ને કોઇને દીકરો હોય પણ આજ્ઞાપાલક ન હોય તેનું દુઃખ હોય છે. કોઈને માબાપ મરી ગયાનું દુઃખ હોય છે. કોઈને શત્રુનું, કોઇને વિશ્વાસઘાતી મિત્રનું અને કોઇને મંદવાડનું, કોઇને કરજનું આવી રીતે આ લોકમાં રાંકથી રાયપર્યંત સર્વ મનુષ્યને દુઃખ હોય છે. પણ એ સર્વ દુઃખોને ટાળનાર એક ભગવાનના નામનું સ્મરણ કરવું એ જ છે. વહાલા વાચકો, હવે તો જેમ બને તેમ આ લોકમાંથી વૃત્તિ તોડીને એક ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ જોડી દ્યો અને જન્મમરણરૂપ રોગથી મુક્ત થવા અખંડ ભગવાનના નામમંત્રનો જાપ કરો.



# ॥ સત્સંગની મહત્તા ॥



સંત, સતશાસ્ત્ર, સદ્ધર્મ અને સત્યાત્મા એવા ભગવાન શ્રીહરિ, આ ચારનો સંગ તેને જ સત્સંગ કહેવાય છે. આ સત્સંગનો યોગ જ્યારે અનંત જન્મના શુભ સંસ્કારોદય થાય છે ત્યારે જ મળે છે.

સત્સંગ એ કલ્યાણકારી સકળસાધનોમાં શ્રેષ્ઠોત્તમશ્રેષ્ઠ સાધન છે. સત્સંગથી જ્ઞાન પ્રકટે છે. અજ્ઞાન નષ્ટ થાય છે. સત્સંગથી સુબુદ્ધિ આવે છે. દુર્બુદ્ધિ જાય છે. સત્સંગથી કાળ, કર્મ અને માયા જીતાય છે અને સુખસિન્ધુ સર્વેશ્વર ભગવાનને ભેટાય છે.

અન્ધકારમાં અથડાતા મનુષ્યને જ્યારે દિપકનો સમ્બન્ધ થાય છે, ત્યારે તેનો અન્ધકાર ટળે છે. ભીંતે ભચકાવું બંધ થાય છે. અને દરેક પદાર્થ દૃશ્ય થાય છે. પણ એ દીવો થાય છે ક્યારે? તો જ્યારે કોડિયું, વાટ, તેલ અને અગ્નિ આ ચારનો સમ્બન્ધ થાય છે ત્યારે.

તેમ અનન્ત કાળથી અજ્ઞાનરૂપ અંધકારમાં અથડાતા જીવોને પણ જ્યારે જ્ઞાનદિપકનો સમ્બન્ધ થાય છે, ત્યારે તેમનું અજ્ઞાનધ્વાન્ત ટળે છે. ભવાટવીનું ભ્રમણ બંધ થાય છે અને સત્યાસત્યનું જ્ઞાન થાય છે. પણ એ જ્ઞાનદિપક થાય છે ક્યારે? તો જ્યારે સંત, સચ્છાસ્ત્ર, સદ્ધર્મ અને સત્યાત્મા એવા ભગવાન શ્રીહરિ આ ચારનો સમ્બન્ધ થાય છે ત્યારે. માટે દરેક મોક્ષાભિલાષી, રાગી, ત્યાગી સ્ત્રીપુરૂષોએ આ ચારનો જ અખંડ સમ્બન્ધ રાખવો અને હંમેશાં તનમન અને શુદ્ધ ભાવથી આ ચારનું જ સેવન કરવું, પણ

॥ अनादिकालतो जीवो मायया परिवेष्टितः ॥

**અનંત કાળથી આ જીવ માયાવેષ્ટિત છે. માયાનો આહારી,** વિહારી અને માયાનો કીડો બની ગયો છે, તેથી જ તેમાં લુબ્ધ થવું સારૂં લાગે છે. વળી તેનો અવળચંડો સ્વભાવ થઈ ગયો છે. એથી એને સુખ ભોગવવું સારૂં લાગે છે. પણ સુખનું સાધન કરવું સારૂં લાગતું નથી. દુઃખ ભોગવવું સારૂં લાગતું નથી, પણ દુઃખનું સાધન કરવું સારૂં લાગે છે. માટે હવે તો ડોળ, ડહાપણ કે પ્રવૃત્તિમાત્રનો ત્યાગ કરી માયાથી મુકત બની સ્વશ્રેયસ્સાધવા સત્સંગ કરી લેવો.

કાયિક એટલે ચોરી, વ્યભિચાર, હિંસાદિક પાપકર્મ કરવું; વાચિક એટલે કોઇની નિંદા કરવી, અસત્ય બોલવું કે કોઇને વાક્બાણ મારવાં; માનસિક એટલે તૃષ્ણા રાખવી, વિષરૂપ વિષયનું ચિંત્વન કરવું અને સર્વમાં દોષ કલ્પવો. આ ત્રણ જાતનાં પાપ-કર્મનો ત્યાગ કરી ખરા ખપવાળા બની શુદ્ધ ભાવથી સત્સંગ કરી લેવો.

લવણને લીધે જ વ્યંજનોનો સ્વાદ છે. એ વિના તો નીરસ, નમાલાં અને નિરૂપયોગી ને નિઃસ્વાદુ છે. તેમ સત્સંગને લીધે આ લોકપરલોકનું સુખ છે.

સત્સંગ સકળ સાધનોનું ફળભૂત છે. બ્રહ્માદિક દેવતાઓને દુર્લભ છે અને સુખ, સંપત્તિ, શાંતિ, કીર્તિ અને મુક્તિ આપ-નાર એક સત્સંગ છે.

## આંખ ઉજાસ અને અરીસો

**આ ત્રણ સિવાય પોતાના મુખ પરનો ડાઘ જોઇ શકાતો નથી;** તેમ ગમે તેવો વિદ્વાન, વિવેકવાન, વિચારવાન અને વર્તનશાળી હોય, પણ સત્સંગ વિના પોતાના દોષાદોષને જોઇ શક્તો નથી. તેમ હૃદયમાંથી અનેક જન્મોના પાપોના થરો ઉખડી શક્તા નથી. આ સત્સંગને તો મોટા મોટા બ્રહ્માદિક

દેવતાઓ ઇચ્છે છે. આવા અત્યુત્તમ સત્સંગને પામી જે મનુષ્ય પોતાનું શ્રેય સાધતો નથી, તો તે અત્યંત શોચનીય, કમભાગી, મતીહીન, કૃતઘ્ની અને નીચ છે.

જેને કલ્યાણનો ખપ હોય તેને તો મોક્ષમાર્ગને વિષે સાવધપણે રહેવું. પોતાનો મુકામ (ધર્મ) મુકાય નહિ; નિશાન (ધ્યેય વસ્તુ પરમાત્મા) ચુકાય નહિ અને નિર્દોષ બુદ્ધિ, સંગ-શુદ્ધિ અને આહારશુદ્ધિ એ બરોબર સાચવીને આને આ દેહે છેલ્લો જન્મ કરવા સાચા ભાવે સત્સંગ કરી લેવો.

## સત્સંગની મહત્તા જોવા તુલા બાંધી

એક વખત નૈમિષારણ્ય ક્ષેત્રમાં ઘણા બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ દેવર્ષિઓ અને મુનીમહાત્માઓ ભેળા થયા. તેમાં એવો પ્રશ્ન ઊઠયો કે, સત્સંગતુલ્ય કોઇ સાધન છે કે નહિ ? તેનો નિર્ણય કરવા એક મોટી તુલા બાંધી. પછી એક તુલામાં સત્સંગ મૂકયો. બીજી તુલામાં મૃત્યુ લોકનાં સુખોત્પાદન સાધનો દયા, દાન, પરોપકાર આદિ મૂકયાં, પણ સત્સંગવાળુ પલ્લું ઉંચું થયું નહિ. ત્યારે તેને કાઢીને તે પલ્લામાં સ્વર્ગલોકનાં સુખોત્પાદન સાધનો યજ્ઞયાગાદિક મૂકયાં, તોપણ સત્સંગવાળુ ત્રાજવું ઉંચું થયું નહિ. ત્યારે સત્યલોકનાં સુખોત્પાદન સાધનો જે સત્ય તપ, યમ, નિયમ બ્રહ્મચર્યાદિક મૂકયાં, પણ સત્સંગવાળું ત્રાજવું જરાપણ ઊંચું થયું નહિ. આ જોઈ તેઓ અત્યંત આશ્ચર્ય પામ્યા. પછી તો મોક્ષનાં સકળ સાધનમાત્ર મૂકયાં, તોપણ સત્સંગવાળું ત્રાજવું એક તલભારપણ ઉંચું થયું નહિ. આથી સર્વે સમાજ અત્યંત આશ્ચર્ય પામી ગયો. સત્સંગ તુલ્ય ઉત્તમ સાધન કોઇપણ નથી એમ નિશ્ચય કરી સર્વ લોકોમાં એક સત્સંગની પ્રશંસા કરવા લાગ્યા.

**चातुर्वर्ण्यं सतां संगं कुर्यान्नत्वसतां क्वचित् ।**
**मुक्तिप्रदोऽस्ति सत्संगः कुसङ्गो निरयप्रदः ॥**

વેદશાસ્ત્રોમાં જેટલાં કલ્યાણનાં સાધનો વર્ણવ્યાં છે, તે સર્વે કરતાં સત્સંગ એક ઉત્તમ અને અતુલફલપ્રદ સાધન છે.

બ્રાહ્મણાદિક ચારે વર્ણોના જનોએ તથા બ્રહ્મચર્યાદિક ચારે આશ્રમધારીઓએ સત્સંગ કરવો; પણ કુસંગ તો ક્યારે ય કરવો નહિ. સત્સંગ જીવને કોટાનકોટી પાપોનો પ્રલય કરી, નિષ્પાપી બનાવી, દિવ્યલોચની કરે છે. મુમુક્ષુઓને માયાથી મુક્ત બનાવવામાં સર્વોપરિ પરબ્રહ્મ પરમાત્માના પરમપદને ભેટવામાં સત્સંગ એ જ એક મુખ્ય સાધન છે.

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टा पूर्तं न दक्षिणाः ॥
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथावरुन्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् ॥

ગોલોકાધિપતિ ભગવાન કૃષ્ણચંદ્ર કહે છે કે, હું જેવો સત્સંગથી વશ થાઉં છું, તેવો સાંખ્યયોગ, સ્વાધ્યાય, તપ, દયાં દાન અને યજ્ઞયાગાદિ ઈષ્ટ કર્મે કરીને તથા વાવકૂવાદિક પૂર્તકર્મે કરીને વશ થતો નથી. **સર્વ સાધનમાત્રમાં શ્રેષ્ઠ સાધન તો સત્સંગ છે, માટે દરેક શ્રેયાર્થીએ** રહ્યા તેટલું રહેવું નથી. વળી શરીર ક્ષણભંગુર છે. આ લોકના સગાસમ્બન્ધી અને સુખમાત્રનો ત્યાગ કરી પોતાને ઘરધણી નહિ, પણ મહેમાન તરીકે માનીને એક સત્સંગ કરવામાં તલ્લીન થઈ રહેવું.

વેદાદિક શાસ્ત્રોમાં કલ્યાણના અનેક સાધનો છે, પણ સત્સંગ તુલ્ય કોઇ નથી. સત્સંગથી ઘોર ઘુઘવાટા કરી રહેલા સંસારસાગરના વારિરાશિના પારને પમાય છે. કૃતકૃત્ય થવાય છે. સૂર્ય આગળ અંધકાર અને અગ્નિ આગળ શીતળતા ટકી શકતાં નથી. તેમ સત્સંગ આગળ અજ્ઞાન, ધ્વાન્ત કે કાળ, માયા કામ ક્રોધાદિક દોષો કોઈ પણ ટકી શકતા નથી. દૂધ જેમ સ્વાદુ અને પૌષ્ટિક છે, છતાં પણ છાશના એક છાંટાનો સંગ કરે છે તો તરત

પોતાનું નામરૂપ અને ગુણાદિક ખોઈ બેસે છે. ખાનારને પણ હાનિકારક થાય છે. તેમ ગમે તેવો વિદ્વાન, વિવેકી, સિદ્ધ કે મોટો મુનિમહાત્મા હોય તો પણ તેને જો દુર્જનનો લગારેક સંગ થાય તો તરત જ પોતાના ભૂષણરૂપ ગુણો ખોઈ મોક્ષમાર્ગથી પતન પામી જાય છે. માટે કોઈએ કુસંગ કરવો નહિ; પણ હંમેશાં સત્સંગ કરવો.

રોગથી રિબાતાને, દુઃખથી ઘેરાયેલાને, શસ્ત્રથી ઘવાયેલાને અસાધારણ શાન્તિ આપનાર જો કોઈ હોય, તો એક નિદ્રા જ છે. નિદ્રા આવે કે બધી પીડા શમી જાય છે. તેમ અનંતકાળથી જન્મમરણરૂપ મહાભયંકર રોગથી રિબાતાને, યમયાતના અને લક્ષચોરાશીના દુઃખોથી ઘેરાયેલાને, વિષયરૂપ શસ્ત્રથી ઘલાયેલાને, શાન્તિ અને સુખ આપનાર જો કોઇ કહીએ તો માત્ર સત્સંગ જ છે. માટે હવે તો જેમ બને તેમ સત્સંગ કરવામાં તૈયાર થઈ રહેવું.

ઉઠો ! ઉઠો ! વહાલા સત્સંગદેવનાં શૂરસંતાનો ! હવે તો ઉઠો. સૂર્યોદય થવા આવ્યો. જોતજોતાં રાત્રિનું ઘોર અંધારૂં થઇ જશે. આપણે હજી મણમાં એક પુણી પણ કાંતી નથી. વાસ્તે થાક, ભૂખ, ઊંઘ અને આળસનો ત્યાગ કરી મહાન દુર્લભ સત્સંગનો યોગ મળ્યો છે તેને સાર્થક કરવા તૈયાર થઇ જાઓ. આવ્યા છીએ લાભનો ધંધો કરવા, પણ કેવળ ખોટનો ધંધો થઇ જાય છે. પૂર્વે દેવદાનવોએ સુધા મેળવવા કેવો પ્રયાસ કર્યો હતો ? તેમ આપણે પણ સુધા તથા અમૂલો સત્સંગ મેળવવા પ્રયાસ કરવો જોઇએ.

સુધા નિર્જીવને સજીવ કરે છે. સત્સંગ પણ નિર્બળ અને નિર્જીવ જેવા જીવોને સબળ અને સજીવ કરે છે. થાકેલાને ઊંઘનો; ભૂખેલાને ભોજનનો સ્વાદ આવે છે. તેમ ખરો મુમુક્ષુ અને સત્યનો સંગી હોય તેને જ સત્સંગનો સ્વાદ આવે છે. હંમેશાં ચ્હાય, કોફી, બીડી કે અફીણના દુર્વ્યસનોથી, બરોબરી-આની સોબતથી નાટક, સિનેમા અને કામોદ્દભવ કરનાર નોવેલોના

વાંચનોથી દૂર રહેવું. સંત, સત્શાસ્ત્ર, સદ્ધર્મ તથા એ ત્રણેના રક્ષક પરમકૃપાળુ પરમાત્મા આ ચારના વ્યસની બનવું.

નસેનસમાં સત્સંગનો રસ ઉતરશે, ત્યારેજ અંતરના ઉંડાણુમાંથી આનન્દોદધિની છોળો ઉછળશે. અહો! અહો! સરખું વર્ત્યા કરશે. મારૂં, તારૂં, હું, તું, આદિક મોક્ષવિરોધી માયાના વિકારો તથા કામક્રોધાદિક દોષો, હ્રુદયમાંથી નાસવા માંડશે. માટે જેમ બને તેમ સત્સંગ કરવા તૈયાર થઈ રહેવું. જેમ દુરબીન વિના દૂરનો પદાર્થ દેખાતો નથી, સત્સંગ વિના ગુણાગુણને જોઇ શકાતું કે પરમાત્માના સાક્ષાત્કારને પામી શકાતું નથી.

ગટરનું ગંધાતુ પાણી ગંગાના સમ્બન્ધથી ગંગાજળ જેવું પવિત્ર થાય છે, તેમ ગમે તેવો પતિત, નીચ અને હિંસક હોય પણ સત્સંગના સમ્બન્ધથી પવિત્ર, પૂજ્ય અને દયાની મૂર્તિ સમો બની જાય છે.

કાઠિયાવાડના કાઠીઓ મહાક્રૂર અને નિર્દય અનાચારી હતા. તેઓને ચોરવાનું, લુંટવાનું, મારવાનું અને બાળવાનું જ એક જ્ઞાન હતું; છતાં ભગવાન સ્વામિનારાયણના તથા તેમના સમાશ્રિત સાધુઓના સમ્બન્ધથી સદાચારી, દયાવાન અને ગરીબ ગાય જેવા બની ગયા.

લોખંડ કાળું કટાયેલું હોય, પણ પારસના સમ્બન્ધથી એકદમ ચોખ્ખું સોનું થઈ જાય છે. વાસ્તે હંમેશાં સત્સંગનો સમ્બન્ધ રાખવો, પણ કુસંગનો તો કયારેય પણ સમ્બન્ધ રાખવો નહિ.

## સત્સંગની મહત્તાનું પ્રદર્શન

એક દિવસે વિશ્વામિત્રને ત્યાં વસિષ્ઠ મુનિ મહેમાન થયા. વિશ્વામિત્રે તેમનો ભારે સત્કાર કર્યો. પોતાને ઘેર કોઇ મોટો મહેમાન આવે ત્યારે તેમને કંઇપણ ભેટ કરવી એવો શિષ્ટાચાર હતો. ઋષિને ત્યાં તપ વિના બીજું શું હોય? આથી વિશ્વામિત્રે

તેમને પોતાનું હજાર વર્ષનાં તપનું ફળ આપ્યું. વસિષ્ઠ મુનિ પ્રસન્ન થઈ પોતાના આશ્રમે ગયા.

ત્યારબાદ એક વખત વિશ્વામિત્ર વસિષ્ઠના મહેમાન થયા. વસિષ્ઠ મુનીએ તેમનો યોગ્ય સત્કાર કરી ભેટમાં લવ સત્સંગનું ફળ આપ્યું. વિશ્વામિત્ર તપસ્વી ખરા, પણ જોઇએ તેવી ક્ષાત્ર-પ્રકૃત્તિ ગએલી નહિ, આથી મનમાં માઠું લાગ્યું જે આને મેં હજાર વર્ષનાં તપનું ફળ આપ્યું ત્યારે આણે મને લવ સત્સંગનું ફળ આપ્યું.

॥ परेङ्गितज्ञानफला हि बुद्धयः ॥

કહ્યા વગર બીજાના હાર્દને જાણી લેવું એ જ બુદ્ધિશાળી-ઓની બુદ્ધિનું ફળ છે. તેમ વિશ્વામિત્રના હાર્દને જાણી વસિષ્ઠ કહે, "ઋષિ મહારાજ! મારી ભેટથી આપને કંઈક માઠું લાગ્યું હોય એમ આપની મુખમુદ્રા પરથી જણાય છે, પણ આપની ભેટ કરતાં મારી ભેટ મહદ્ છે. તમને એ ન મનાતું હોય તો ચાલો આપણે સત્યલોકમાં બ્રહ્મદેવને પૂછી ખાત્રી કરીએ."

પછી બન્ને ત્યાં બ્રહ્માજી પાસે ગયા. બ્રહ્માજીને પાદવંદન કરી વસિષ્ઠે કહ્યું. કૃપાનાથ! વિશ્વામિત્રે મને હજાર વર્ષનાં તપનું ફળ આપ્યું છે ને મેં તેમને લવ સત્સંગનું ફળ આપ્યું છે. તો એ બેમાં અધિક કોણ છે તેનો આપ ન્યાય કરી આપો. બ્રહ્માજી હસતે વદને કહે, "ઋષિવર્યો! આ પ્રશ્ન બહુ અટપટો છે. વળી હું હમણાં સૃષ્ટિના કામમાં ગુંથાયો હોવાથી મારા મનની અસ્થિરતા વર્તે છે. માટે આપ ત્રિલોકપાલક ભગવાન વિષ્ણુદેવ પાસે વૈકુંઠમાં જાઓ તો તુરત જ આપના પ્રશ્નનો નિર્ણય થઈ જશે.

પછી આ બન્ને ત્યાં ગયા. ભગવાન વિષ્ણુદેવને પાદાભિવંદન કરી પ્રશ્ન સંભળાવ્યો અને કહ્યું "અમને બ્રહ્માજીએ આપ પાસે મોકલ્યા છે" તો અમારા પ્રશ્નનો ઉત્તર કરી આપો. વિષ્ણુદેવ કહે, ઋષિવર્યો! હમણાં મારે મૃત્યુલોકમાં ભારતવાસીઓ પર આવેલી

આફતને ટાળવા જવાની ઉતાવળ છે. માટે આપ કૈલાસમાં પધારો, ત્યાં કૈલાસાધિપતિ મહાદેવ, શંકર, આપના પ્રશ્નનો તુરત નિકાલ કરી દેશે. પછી ત્યાં ગયા. ભૂતનાથ ભગવાન ભોળાનાથને વંદન કરી કહ્યું; કૃપાનાથ! બ્રહ્મદેવે તથા વિષ્ણુ-નારાયણે આપ પાસે અમને મોકલ્યા છે. તો હજાર વર્ષનાં તપનું ફળ અધિક છે કે લવ સત્સંગનું ફળ અધિક છે, તેનો નિર્ણય કરી આપો. ત્યારે કહે, મહારાજો! હું તપ કરવા વનમાં જવાની તૈયારી કરી રહ્યો છું. માટે આપના પ્રશ્નનો ઉકેલ કરવાની મને અત્યારે નિવૃત્તિ નથી. તો આપ કૃપા કરી પાતાળમાં શેષજી પાસે જાઓ.

પછી તે બન્ને જણા તેમના કહેવાથી પાતાળમાં સહસ્રમુખી શેષનારાયણ પાસે ગયા. શેષજીએ તેમને ખૂબ સત્કાર કરી આવવાનું કારણ પૂછ્યું. તેમણે કહ્યું કે, ઓ જગદિશ્વર પ્રભો! અમને અહીં બ્રહ્મદેવ વિષ્ણુભગવાન તથા કૈલાસાધિપતિએ ત્રિદેવોએ મોકલ્યા છે. માટે હજાર વર્ષનાં તપનું ફળ અને લવ સત્સંગનું ફળ તેમાં વિશેષ કોણ છે તે કૃપા કરી નિર્ણય કરી આપો.

શેષનારાયણ ભગવાને જાણ્યું જે, આ બન્ને સમર્થ છે; તેથી તેમના શાપના ભયથી ડરીને ત્રિદેવોએ પ્રશ્નનો ઉત્તર નહિ કરતાં અહીં મોકલ્યા જણાય છે; પણ મારા ઉત્તરથી કોઈ રાજી-કુરાજી થાય અને શાપ આપે તો? માટે તેમના પ્રશ્નનો ઉત્તર તેમની પાસે જ કરાવું. આમ વિચારી કહ્યું; ઓ પૂજ્ય ઋષિદેવો! મારા મસ્તકે પચાસ કોટિ યોજન પૃથ્વીનો ભાર છે અને આપનો પ્રશ્ન ઘણો ગમ્ભીર છે, તેથી જો આપ કંઇક આ ભાર ઓછો કરો તો હમણાં ઉત્તર કરી આપું. ત્યારે તે બન્ને મુનિઓએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યું. વિભો! આ ભાર કેવી રીતે ઓછો કરી શકીએ? શેષનારાયણ કહે, વિશ્વામિત્ર! તમો હજાર વર્ષના તપના ફળથી આ પૃથ્વીને ઉંચી થવાની પ્રતિજ્ઞા કરો! વસિષ્ઠ તમે પણ લવ સત્સંગના ફળ વડે પૃથ્વીને ઉંચી થવાની પ્રતિજ્ઞા

કરો. એટલે આ પૃથ્વી ઉંચી થશે. પછી વિશ્વામિત્રે હજારવર્ષના તપનું ફળ મૂકી પૃથ્વીને ઉંચી થવાનું કહ્યું, પણ તલભાર પૃથ્વી ઉંચી થઈ શકી નહિ. પછી વસિષ્ઠે પોતાના લવ સત્સંગનું ફળ મૂકી, પૃથ્વીને ઉંચી થવાનું કહ્યું કે તરતજ પૃથ્વી એકદમ હાથ ઉંચી થઇ ગઇ. આથી સર્વ આશ્ચર્યમુગ્ધ થયા પછી વિશ્વામિત્ર કહે, હયો કૃપાનાથ! આપ હવે ભારમુક્ત થયા; હવે અમારા પ્રશ્નનો નિર્ણય કરો. ત્યારે શેષનારાયણ કહે, હવે નિર્ણય થઇ કરવાનો કયાં રહ્યો? તમારા હજાર વર્ષનાં તપથી પૃથ્વી ઉંચી થઈ નહિ. જરા પણ હાલીચાલી નહિ અને વસિષ્ઠના લવ સત્સંગના ફળથી પૃથ્વી હાથભર ઉંચી થઇ ગઈ. માટે નિર્ણય ગયો કે, તમારા હજાર વર્ષનાં તપના ફળથી લવ સત્સંગનું ફળ અધિક છે. આ સાંભળી વિશ્વામિત્ર સમજી ગયા અને વસિષ્ઠ મુનિને વંદન કરી પોતાના જક્કી સ્વભાવથી તેમને રગડપટી કરાવી તેથી વારંવાર માફી માગી વન્દન કર્યું.

વાચકવૃંદ! આ સત્સંગનો મહિમા અતિ અપાર છે. સકળ કલ્યાણકારી સાધનોમાં સુસાધન અને સુખદમાં અતિ સુખદ સાધન એક સત્સંગ છે. ધર્માદિક ચારે પુરુષાર્થની પ્રાપ્તિનો કરાવનારો આ લોકપરલોકની સર્વ વાંછિતાર્થની સિદ્ધિને દેવાવાળો અને અનેક જન્મના પાપતાપને હણનારો, જન્મમરણને નાશ કરનારો એક એ સત્સંગ છે. એ સત્સંગનો રંગ જેને લાગ્યો હોય ત્યારે તે કોઇની શરમ કે મહોબતમાં લેવાય નહિ. આ લોકભોગમાં કયાંઇ આનંદ મનાય નહિ.

વાચકો! વાંચો, વાંચો આગળ વાંચો.

## સત્સંગના બળવાળો મુસલમાન ઘાંયજો

ભાથરોટ નામના ગામમાં નથુભાઇ નામે મુસલમાન ઘાંયજો શ્રી સ્વામિનારાયણનો ચુસ્ત ભક્ત હતો. તેને એક વખત બજારમાં આવતો જોઈને ચોરે ડાયરો બેઠો હતો. તેમાંથી એક તેના તેજોદ્વેષી ભાટે દરબારને ઉશ્કેરવા કહ્યું; બાપુ! આ ઘાંયજો

સ્વામિનારાયણનો ભક્ત થયો, તે હવે તમારા હુકમને માનશે નહિ. ગામમાં એનો જેને સંગ લાગશે તેઓ પણ એવા સ્વેચ્છાચારી બનશે. દરબાર કહે, નથુ એવો ન હોય. ત્યારે ભાટ કહે, આજે ભવાયા રમવાના છે, તે એને દીવી ઝાલવાનું કહો તો ખબર પડે. ત્યાં તો નથુ ભક્ત નજીક આવ્યા. એટલે દરબારે કહ્યું, અલ્યા નથવા? આજે ભવાયા રમવાના છે; માટે તું દીવી ઝાલવા આવજે. નથુ ભક્ત કહે, બાપજી! હું સ્વામિનારાયણનો ભક્ત થયો; માટે મારાથી ભવાયા જોવા અવાય નહિ. પણ હું બીજો માણસ દીવી ઝાલવા મોકલીશ. ત્યારે ભાટે દરબારને ઇશારાથી કહ્યું; કેમ ભગતડો કોઈનું માને એવો છે? પણ જો બીજા આની પેઠે તમારા હુકમને તરછોડશે, તો તમારી બહુ નાલાશી કહેવાશે. દરબાર કહે, તારે જ આવવું પડશે. નથુ ભક્ત કહે, તમારે દીવી ઝાલ્યાનું કામ છે, તો હું નહિ અને મારે બદલે બીજો આવે તેમાં તમને શી અડચણ છે?

દરબાર કહે, અલ્યા વહવાયું થઇ સામું બોલે છે? ગામમાં રહેવું કઠણ પડશે! આમ ભેંશભડકામણાં મોટા ડોળા કહાડી ખૂબ ધમકાવ્યો અને મારે એટલું કર્યું. અલ્યા તું એવો કયો મોટો કે મારૂંય કહ્યું ન કરે? નથુભાઇ બે હાથ જોડી કહે; બાપજી! હું સ્વામિનારાયણિયો થયો છું. તે મારાથી હવે ભવાયા જોવાય નહિ અને દીવી ઝાલવા તો હું મારો માણસ મોકલીશ. દરબાર કહે, બસ, તારે જ આવવું પડશે. માણસ નહિ ચાલે. ગામમાં રહેવું હોય તો કહીએ તેમ કરવું પડશે. નહિ તો ગામ મૂકવું પડશે. નથુભાઈ કહે, દરબાર, ધર્મના કામમાં તમારે આટલો દુરાગ્રહ શું કરવા કરવો જોઇએ?

દરબાર ક્રોધાતુર થઇને કહે: જોયો તને, ભારે ધર્મની પૂંછડી થઈ ગયો છે! હવે તો તારા મુંડિયાને આ ગામમાં પેસવા જ દેવા નથી. એમ કહીને ધર્મની નિંદા ખૂબ કરી. અને પછી કહ્યું કે, બોલ, દીવી ઝાલવા આવવું છે કે નહિ? નહિ તો

ગામ મૂકવું પડશે. નથુભાઇ કહે, દરબાર ! ધર્મને મૂકીને દીવી નહિ ઝલાય અને ગામ મૂકવાનું કહેતા હો તો લ્યો, અત્યારે જ મૂકી દઉં. એમ કહી ઘેર જઇ બધો ઉચાળો ગાડામાં ભરી ચાલી નીકળ્યો તે અગસરા ગામમાં જઈ રહ્યો. જુઓ, આનું નામ સત્સંગી કહેવાય. અને આને જ સત્સંગનો રંગ લાગ્યો કહેવાય.

વાચકો ! વાંચો; હજી આગળ વાંચો.

## ગામ મૂકયું પણ ફાગ ન બોલ્યો

પીઠવજાળ ગામમાં એક કરસન નામનો સત્સંગી લવાર હતો. હોળીનો દિવસ હોવાથી ગામધણીએ બીજા કુસંગીના કહેવાથી ફાગ બોલવાનું કહ્યું. ત્યારે કહે, બાપજી, હવે હું સ્વામિનારાયણનો સત્સંગી થયો, માટે મારાથી ફાગ બોલાય નહિ. દરબાર કહે, અરે મૂર્ખા ! આ તો બાર મહિનાનું પર્વ તે આજ તો ફાગ બોલાય. કરસન કહે, આજસુધી બોલ્યો, પણ હવે સત્સંગી થયો; માટે નહિ બોલું. ત્યારે કેટલાક દ્વેષીએ દરબારને ચડાવ્યો. બાપુ ? અમે બધાય તમારો ગામધણીનો હુકમ માનીએ, અને આ વહવાયું ન માને ? માટે એને ફાગ બોલાવો. ત્યારે દરબારે પકડી હઠ. અલ્યા ફાગ બોલ, નહિ તો ગામમાંથી નીકળવું પડશે. કરસન કહે, બાપજી, ફાગ ન બોલવાથી નીકળવાનું કહેતા હો તો લ્યોને અત્યારે જ નીકળું. એમ કહેતાં જ પોતાની ઘરવખરી બધી ગાડામાં ભરી ચાલી નીકળ્યો. ચોરે દરબાર ડાયરો ભરી બેઠેલા તેને કરસન કહે; બાપજી ! જય સ્વામિનારાયણ. ઘર ખાલી કર્યાં છે. હવે બીજાને વહાવજો. આમ કહી ચાલી નીકળ્યો. તે તલકતલાવ ગામે ગયો. લોકોએ તેને ધર્મવાળો જાણી સત્કાર કરી રાખ્યો. તેની ભક્તિ જોઇને તથા ઉપદેશ સાંભળીને લોકો કહે; ભગત ! આ ગામમાં એક સ્વામિનારાયણનું મંદિર કરો; એટલે લોકો તમારી વાર્તા સાંભળવા આવશે. તમારા સાધુસંતોનો પણ આ ગામમાં પગપેસારો થશે તો આ ગામ સત્સંગી થશે. પછી કરસન ભકતે એક નાની

ઓરડી કરી. મૂર્તિનો તકતો પધરાવ્યો. તે મંદિરની ઓરડીનું મોતીયું નીચું થતું હતું તે કાપી નાંખવાનું મુખીને તથા શેઠને કહેલું, પણ તેમણે ના પાડી.

એક દહાડો વાણીયાણી માથે ખડનો ભારો લઈને આવતાં મોતીયે ભારો ભરાણો અને માથે આંચકો આવ્યો; તેથી કરસનને ગાળો દેતી દેતી ઘરે શેઠને કહેવા મંડી કે પેલા ભગતડાને પીઠવજાળવાળાએ કહાડી મૂકયો તે અહીં આવ્યો, પણ તેને અહીંથી આજ ને આજ કહાડો. ભગતડે મંદિરનું મોતીયું સાવ નીચું કર્યું છે. તે ભારો ભરાણો અને મારી ડોક મરડાઈ ગઈ. આ સાંભળી શેઠે ત્યાં જઈ ભગત ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો. અને અત્યારે ને અત્યારે મોતીયાને કાપી નાખવા કહ્યું. ભકત કહે, પહેલાં મેં તમને મોતીયું કાપી નાખવા કહેલું, પણ તમે ના પાડેલી અને હવે તો મંદિર થયું. માટે મારાથી મોતીયું કપાય નહિ. વાણીયો કહે, તું ન કાપે તો હું કાપીશ. આમ કહી તરત જ કુહાડો લાવી મોતીયું કાપવા મંડયો. પોતે ગણુપતિનો ચુસ્ત ઉપાસક હતો. ગણુપતિએ કેટલીયેવાર દર્શન દીધેલાં અને કેટલીયેવાર વાતો કરેલી. આખા ગામમાં સૌ તેનાથી ડરતું. કરસન કહે, મોતીયું કાપો છો, પણ વિચાર કરજો. બે જ અક્ષરના નામવાળા રામનો અપરાધ કરવાથી રાવણનાં દશ માથાં કપાઈ ગયાં અને સ્વામિનારાયણ છ અક્ષરવાળા મોટા ભગવાન છે. માટે વિચાર કરજો. પેલો તો ક્રોધમાં આવેલો તે કોઈનું સાંભળ્યું નહિ અને મોતીયું કાપી નાંખ્યું. હવે તે જ દિવસે તેના મોટા કમાઉ દીકરાને તાવ આવ્યો. તે બે ત્રણ દિવસ તાવ ઉતર્યો નહિ. કંઇ ખવાય નહિ.

ગામમાં વાત ચાલી કે વાણીયે પેલા બાપડા ભગતને ગાળો દીધી અને મંદિરનું મોતીયું કાપી નાંખ્યું; આથી તેના ઉપર સ્વામિનારાયણ રૂઠયા છે, અને તે જ દિવસે છોકરો તાવથી ઝડપાયો છે.

પૂર્વે ભગવાનના ભક્ત અંબરિષ રાજાનો અપરાધ દુર્વાસામુનીએ કર્યો હતો. પોતે મહાસમર્થ હતા, તો પણ ભાગવું પડયું હતું. બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિક મોટા મોટા દેવોને શરણે ગયા તો પણ કોઇએ રક્ષણ કર્યું નહિ. જ્યારે ભક્તરાજ અંબરિષને શરણે ગયા, ત્યારે તે નિર્ભય અને સુખી થયા. તેમ આ વાણિયો ગણુપતિનો મોટો ભક્ત ભલે છે; પણ આ ભક્તને કુરાજી કરવાથી સ્વામિનારાયણ જરૂર રૂઠયા છે. હવે જો નિર્માની થઇ ભક્તની આગળ માફી માગે તો જ છોકરો બેઠો થાય. આમ આખા ગામમાં વાત થવા લાગી. તે સાંભળી વાણિયો માને કરી ઉલટો બળી ઉઠયો. બસ આજ ને આજ તાવ ઉતારી નાખું. આમ ધારી રાત્રિએ માંદા છોકરાને લઇને ગણુપતિના મંદિરમાં પેઠો. અને તાવ ઉતારવા ખૂબ પ્રાર્થના કરી, પણ તાવ ઉતર્યો નહિ. પછી પોતાની સ્ત્રી તથા ચાર દીકરા, ચાર દીકરાની વહુઓ, એક દીકરી અને પોતે મળી અગિયાર જણાં રાત્રિએ ગણુપતિનું પૂજન કરવા ગણુપતિની ઓરડીમાં પેઠાં. કમાડ વાસી હાથમાં મોટો છરો લઇને પોતાના માંદા છોકરાને ગણુપતિ આગળ બેસાડી સૌને કહ્યું કે, હમણાં ગણુપતિ આપણી સાથે વાત કરશે. છતાં આપણી પરીક્ષાની ખાતર વાર કરે તો પણ તમારે કોઇએ કાંઇ મુંઝાવું કે ગભરાવું નહિ. હું જેમ કરૂં તેમ કરવા દેવું. આમ કહી, હે દેવગણુનાયક હમણાં બોલશો કે બળિદાન લીધા પછી બોલશો? આમ કહ્યા છતાં ન બોલ્યા. ત્યારે છરા વડે છોકરાના મસ્તકને છેદી આગળ મૂકી દીધું. તો પણ દેવ પ્રગટ ન થયા. પછી બીજા, ત્રીજા અને ચોથા છોકરાના મસ્તકને છેદી આગળ ધરી દીધાં. તોપણ વિઘ્નેશ્વર દેવ ગણુપતિ પ્રગટ ન થયા. હવે **विनाशकाले विपरीत बुद्धिः** વિનાશકાળ હોવાથી દુર્બુદ્ધિ થાય છે; તેથી તે વણિકે એક પછી એક એમ ચાર છોકરાની વહુઓનું, દીકરીનું અને પોતાની સ્ત્રીનું આમ દશ જણનાં માથાનું છેદન કરી નાખ્યું; તો પણ લંબોદર પ્રગટ થયા નહિ. ત્યારે વિચારશૂન્ય બનેલા વણિકે ગણુપતિને કહ્યું; અરે દેવ? તું અત્યારે અદેવ કેમ

થયો છે? શું તું મારી પરીક્ષા લે છે? શું તેં મને વિસારી દીધો છે? જે હોય તે કહે. નહિતર આ તારા પૂજકના મસ્તકને પણ હમણાં વધેરી નાખું છું. આમ કહેવા છતાં પણ ગણપતિ તો કેવળ મૌન જ રહ્યા. છેવટે ભક્તનો અપરાધી અને વિભ્રાંત બનેલા વણિકે રૂધિરમાં આંગળી બોળી, ભીંતે લખ્યું કે ગણપતિને બોલાવવાની ખાતર દશ જણાનાં મસ્તકો છેદી મેં કમળપૂજન કર્યું છે. અને અગિઆરમું મારૂં મસ્તક મેં જ મારી જાતે છેદ્યું છે. આ કાર્યમાં કોઈનો મારા શિવાય ગુનો નથી. આમ કહી પોતાના મસ્તકને છરાથી છેદી નાંખ્યું. આવી રીતે ભક્તના અપરાધથી અગિઆર જણાનાં મસ્તકો છેદાઇ ગયાં. ભક્તે કહ્યું કે, રાવણનાં દશ મસ્તક છેદનાર રામ હતા અને આ તો તેથી મોટા છે. આમ કહ્યું હતું તેથી આમનાં અગીઆર મસ્તક ગયાં.

હવે સવાર પડતાં લોકો વાણિયાનાં ઉઘાડાં ઘર તથા મહીં કૂતરાંને આંટા મારતા દેખી ભયભીત થઈ બોલાવવા અને ચારે-કોર શોધવા લાગ્યા.

છેવટે ગણપતિની ઓરડી આગળ આવ્યા તો ઓરડીમાંથી રૂધિરનાં રેલાં બહાર નીકળેલા દેખી, કમાડ ઉઘાડી જુવે છે તો આખાયે કુટુમ્બનાં મસ્તકો અને ધડો જુદાં પડેલાં દેખ્યાં અને ભીંતે લખેલું વાંચ્યું; તો સહુ એકી અવાજે અરરરાટ કરતાં બોલી ઉઠયાં કે, પેલા ભક્તના અપરાધથી જ આ વાણિયાને દુર્બુદ્ધિ થઇ અને તેથી જ આ કાળું કર્મ કર્યું. આમ સર્વે લોકો બોલવા મંડયા. ત્યારે ગામનો ગોર કંઇક ભણેલો અને મુમુક્ષુ હતો તે કહે; ભાઇઓ?

**आयुःश्रीर्यं यशोधर्मलोकानाशिष मेव च ।**
**हन्ति श्रेयांसि कर्माणि पुंसो महदतिक्रमः ॥**

ગમે તેટલું આયુષ્ય, લક્ષ્મી, કીર્તિ અને મોટા મોટા સાધુ-બ્રાહ્મણોના આશીર્વાદ મેળવ્યા હોય, તોપણ ભગવાન તથા ભગવાનના ભક્ત સાધુ બ્રાહ્મણો અને ગરીબોના અપરાધથી એ

સર્વે નાશ થઈ જાય છે. આ વણિક ગણપતિનો ચુસ્ત ઉપાસક અને એને હાજરાહાજર ગણપતિ હતા. પણ તેણે પેલા ભક્તનો અપરાધ કર્યો તો ગણપતિ અદૃષ્ય થઈ ગયા. અને દુર્બુદ્ધિનો થવાથી પોતે તો મુવો, પણ સર્વ ઘરનાં માણસોનેય વગર મોતે મારી નાખ્યાં. માટે બને તો કોઇનો પણ ઉપકાર કરવો, પણ અપકાર તો ક્યારેય પણ કરવો નહિ.

## સત્સંગી બાલકનું બળ તથા જ્ઞાન

એક શોભણ નામના પટેલને વિશેક વર્ષનો ધૂડો નામે છોકરો હતો. તે સ્વામિનારાયણના સાધુનો જોગ થવાથી સત્સંગી થયો અને કંઠી બાંધી ઘેર આવ્યો કે તેના માબાપ કહે; અરે મૂર્ખા! આપણે પેઢીના પેઢી વૈષ્ણવ કહેવાઇએ. આપણો જૂનામાં જૂનો વૈષ્ણવ ધર્મ તેને મૂકી આ નવો ધર્મ ક્યાંથી લાવ્યો? તેં તો એક બાપ મૂકી બીજો બાપ કર્યો! માટે કાઢી નાખ, કાઢી નાખ, ગળામાંથી કંઠી કાઢી નાખ. આમ બહુ બહુ કહ્યું. છોકરો કહે; બાપા! હું વૈષ્ણવ છું. વૈષ્ણવ ધર્મ મૂકી બીજા ધર્મને કદી પણ સ્વીકારૂં નહિ. વૈષ્ણવ ધર્મ અને આ ધર્મ જરા પણ જુદા નથી. બન્ને એક જ છે. ધર્મ તો એક જ હોય. એમાં નવોજૂનો ભેદ હોય જ નહિ. અને કદાચ તમારા મતે ધારો કે હોય તો આપણે જેમ જૂના ઘરનો જૂના કપડાંનો, જૂના જોડાંનો ત્યાગ કરી નવાં ઘર, નવાં કપડાં અને નવાં જોડાંને પાસ કરીએ છીએ, તેમ જૂના ધર્મને મૂકી આ નવા ધર્મને રાખીએ તો તેમાં ખોટું શું? જૂનું દર્પણ થઇ ગયું હોય, મહીં મોઢું દેખાતું ન હોય, તો શું? નવું દર્પણ ન લેવું? બાપા! નાવું. ધોવું, પવિત્રપણે રહેવું, દેવદર્શન કરવાં, કથાવાર્તા સાંભળવી, સાધુનો સમાગમ કરવો, તીર્થ કરવાં, દયાદાન અને પરોપકાર કરવો. દારૂ ન પીવો, માટી ન ખાવી, ચોરીવ્યભિચાર જેવાં દુષ્ટ કર્મ ન કરવાં, ડુંગળી, લસણ, આદિક ન ખાવાં, વ્યસન વહેમ અને કુસંગનો ત્યાગ કરવો. આ બધી ક્રિયાઓ જેમ આપણામાં છે, તેમ આ

ધર્મમાં પણ છે. આ બધી ક્રિયાઓને વૈષ્ણવ ધર્મ કહેવાય. આ ધર્મને પાળે તે ગમે તે કોમનો હોય, પણ તે સૌ વૈષ્ણવ ધર્મી કહેવાય. માટે આપણા ધર્મમાં અને આ ધર્મમાં જરાપણ ફેર નથી. ઉપરોક્ત રીતથી બીજી રીતે વર્તું ત્યારે તમે મને વૈષ્ણુવ ધર્મને મુકનારો અને બીજા ધર્મને પાળનારો કહેજો. મનુષ્ય-દેહને પામી ઉપરોક્ત ધર્મને પાળતો નથી, તો તેનું જીવ્યું વ્યર્થ જાણવું. તેને જીવતાં મરેલો જાણવો.

જેમ ધર્મસંસ્થાપનાર્થે ભગવાનના અવતારો થયા છે; તેમ આ કલિયુગને વિષે પણ ધર્મના સંસ્થાપનાર્થે સ્વામિનારાયણ નામે ભગવાનનો અવતાર થયો છે. લાખો મનુષ્યો ઉપરોક્ત શુદ્ધ સનાતન ધર્મનું પાલન કરી તનમનથી તેમનું ભજન કરે છે. બાપા ! હું તો કહું છું કે જેમ હું સ્વામિનારાયણિયો થયો છું, તેમ તમો પણ સ્વામિનારાયણિયા થાઓ. આમ છોકરે બહુ બહુ કહ્યું.

માબાપે જાણ્યું જે આ છોકરો પ્રથમ કરતાં આચારવિચાર-વાળો, દેવદર્શનની પ્રીતિવાળો, ન્હાવાધોવાના નિયમવાળો થયો એ તો બહુ સારૂં થયું; પણ સ્વામિનારાયણને ભગવાન માને છે, તે ઠીક નહિ. કલિયુગમાં ભગવાનનો અવતાર હોય નહિ, પણ આ આપણો સમજાવ્યો સમજશે નહિ. માટે આપણો ગોર કાશીનો ભણેલો અને ભારે વિદ્વાન ગણાય છે. માટે એને બોલાવીએ તો જરૂર આને સમજાવશે. આમ ધારી તેને બોલાવી કહે; ગોરબા ગમે તેમ કરો, પણ છોકરાને કંઇક જ્ઞાન આપી સમજાવો. અમે વૈષ્ણવ ધર્મના છીએ, તમો જાણો છો અને આ તો સ્વામિના-રાયણિયો થઇ ગયો. આથી અમારૂં વગોણું થાય છે. માટે આને એમાંથી મુક્ત કરો. અમે આપને રાજી કરીશું.

ગોર કહે; એ તો મારૂં કામ. એમ કહી એક દહાડો ગોર સવારમાં ઘરે આવી છોકરાને પૂજા કરતો જોઇ કાગળની મૂર્તિયો સામો હાથ કરી, અલ્યા ધૂડિયા ! આ ગંજીપાનાં પાનાં પૂજનારો

ક્યાંથી થયો ? કપાળમાં ભેંશભડકામણું મોટું ટીલું કાઢી સ્વામિનારાયણના નવા ધર્મને તેં ક્યાંથી ઘરમાં ઘાલ્યો ? વૈષ્ણવ ધર્મ કરતાં આમાં તેં શું વિશેષ જોયું ? ધૂડો કહે; ગોરદેવ ! તમે ભણેલા થઇ ભૂલો છો. ધાતુપાષાણને ચિત્રામણ આદિ ભગવાનની આઠ પ્રકારની મૂર્તિ કહી છે. તે માંહેલી આ ચિત્રામણની ભગવાનની મૂર્તિ છે અને ન્હાઇધોઇ, પવિત્ર થઈ ભગવાનની પૂજા કરવી એ તો આપણા સૌનો ધર્મ છે. તેમાં આટલું બધું તોછડું બોલો એ આપ જેવા ભણેલા ભૂદેવને ઘટે નહિ. જ્યારે બહુ બહુ કહ્યું ત્યારે ગોર કંઇક નરમ થઈ કહે; પૂજા કરવી, નાવું, ધોવું, દેવસેવા કરવી, એ બધોય આપણો વૈષ્ણવ ધર્મ ખરો. પણ આ સ્વામિનારાયણને ભગવાન માને છે. એ બહું ખોટું. ભગવાનના અવતાર તો "ચોવીસ જ" કહ્યા છે. તેમાં વળી કલિયુગનો કનિષ્ટમાં કનિષ્ટ યુગ તેમાં તો ભગવાનનો અવતાર હોય જ નહિ; માટે આ સ્વામિનારાયણની મૂર્તિ. તેની કંઠી અને તેનું નામ આ ત્રણને પડતું મેલ. બાકીનો ભલે જે કરતો હો તે સુખેથી કર.

ધૂડો કહે; ગોરભા ! તમે તો કાશી સેવી છે, વિદ્વાન ગણાઓ છો તો તમને મારે શું કહેવું ? પણ ભગવાનના ચોવીસ જ અવતાર થાય છે. વધારે થતા નથી. એમાં કંઇ પ્રમાણ છે ? હોય તો બોલો.

ગોર કહે; એમાં પ્રમાણ શું ? ભગવાને પોતે જ પોતાના "પરમાત્મા" એ નામમાંજ ચોવીશ અવતાર જણાવ્યા છે. સાંભળ પરમાત્મા એમાં પહેલો અક્ષર "પ" એ પાંચડા જેવો છે. માટે પાંચ, બીજો અક્ષર 'ર' એ બગડા જેવો; તેથી બે. ત્રીજો અક્ષર 'મા' એટલો સાડા ચાર. પછી અર્ધો અક્ષર 'ત્' એ આઠડા જેવો તેથી આઠ, અને છેલ્લો અક્ષર 'મા' એટલે સાડા ચાર. હવે ગણો **પાંચને બે સાત; સાતને સાડા ચાર સાડા અગીઆર; સાડા અગીઆરને આઠ સાડી ઓગણીસ. સાડી**

**ઓગણીસને સાડા ચાર, ચોવીશ. એવી રીતે ભગવાને પોતે પોતાના નામમાં જ ચોવીશ અવતાર કહ્યા છે.**

ધૂડો હસીને કહે; ગોરભા! આ કંઈ શાસ્ત્રપ્રમાણ ન કહેવાય. આ તો તમારા ગાલપુરાણનું [મોઢાનું] પ્રમાણ કહેવાય. તમે તો પેલા જીવરામ ભટ્ટ જેવું કર્યું. મિથ્યાભિમાની જીવરામ ભટ્ટ સાસરે ગયો ત્યારે **બૈરાંએ પુછયું; જીવરામ ભટ્ટ, તમે ભારે ભણુતર ભણ્યા છો. તો "रामो लक्ष्मणमब्रवीत्" આનો અર્થ કરો. ત્યારે કહે; એમાં શું ? રામો એટલે રામ દશરથ રાજાનો દીકરો. લક્ષ્મણ એટલે એનો ભાઇ અને મબ્રવી એટલે સીતા. કેમકે રામ અને લક્ષ્મણની જોડે બીજી નારીજાતિ કોણ હોય ? ત્યારે કહે, એ તો ઠીક, પણ હજી એક ત્ ખોડિયો રહી ગયો. ત્યારે કહે; રામ લક્ષ્મણ ને જાનકી તેની જોડે ખોડિઓ હનમાન તે સિવાય બીજો કોણ હોય ? અને સહુ બોલે છે કે, રામ, લક્ષ્મણ જાનકી જય બોલો હનુમાન કી. આમ અર્થ કર્યો.** આથી બધી સ્ત્રીઓ હસી હસીને ઢગલો થઇ ગઇ. તેમ તમે પણ એના જેવો ઉટાંટ અર્થ કરો છો. ગોરભા! કલિયુગમાં ભગવાનનો અવતાર ન જ થાય એવું તો કોઇથી કહેવાય જ નહિ. ભગવાન કૃષ્ણ પરમાત્માનું ગીતામાં ગિરામૃત છે કે, ધર્મનું સ્થાપન કરવા, અધર્મનો નાશ કરવા, ધાર્મિક પુરુષોનું રક્ષણ કરવા અને અસાધુઓનો નાશ કરવા, હું યુગેયુગ અવતાર ધારણ કરૂં છું. માટે ભગવાનના ચોવીસ અવતારના નિયમ નથી. એના અનંત અવતારો થાય છે. તેનું જુઓ આ ભગવાનનું જ વચન છે.

**जन्मकर्माभिधानानि सन्ति मेंऽग सहस्रशः ।**
**न शक्यन्तेऽनुसंख्या तु मनन्तत्वान्मयापि हि ॥**

હે મુચુકુન્દ રાજન્, મારા જન્મ જે અવતાર, કર્મ જે ચરિત્ર, અભિધાન જે નામ તે હજારો હજાર છે તેની ગણુના કરવાને હું

સમર્થ નથી, તો બીજો કોણ સમર્થ થઇ શકે? ગોરભા ચોવીસ જ અવતાર થાય છે પણ બીજા થતા નથી, એ ભ્રમણાનો ત્યાગ કરી આ સ્વામિનારાયણ ભગવાન છે એમ ચોક્કસ જાણી તેમનો સમાશ્રય કરો તો તમારી વિદ્યાનું અને બ્રાહ્મણજન્મનું સાર્થકપણું થાય.

ગોરભા, મનુષ્યરૂપે ભગવાન હોય ત્યારે તેમને ઓળખવા કઠણ છે. એ તો અનેક જન્મના શુભ સંસ્કારોદય થાય ત્યારે જ પ્રગટ ભગવાનને ઓળખાય છે.

ભગવાન શ્રી રામચન્દ્રજીએ સમુદ્રમાં પાજ્ય બાંધી વાંદરદળ લઈને લંકામાં ગયા. ત્યાં રાવણ કુંભકર્ણ જેવા મહાનભયંકર રાક્ષસોને સંહારી સીતાજીને લઇ આવી વિજય મેળવ્યો તો પણ તેમને ભગવાનપણે થોડાકે જ ઓળખ્યા છે. કૃષ્ણજીએ ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો. કાળી નાગ નાથ્યો. મારી પુતનાને મારી મહા અદ્‌ભુત કાર્યો કર્યાં. પૃથ્વીના ભારરૂપ કેટલાક અજેય રાજાઓને હણ્યા; પણ ભગવાન તો કોઇકે જ જાણ્યા છે. માટે ગોરદેવ ! પ્રગટ ભગવાનને ઓળખવા એ બહુ કઠણ છે. હું દિશાએ જઈ પાણી લેવામાં પણ ન સમજતો તે હું અત્યારે ન્હાઉં છું, દેવસેવા કરૂં છું અને તમારા બ્રાહ્મણ જેવો ધર્મ પાળું છું. એ સર્વે પ્રગટ સ્વામિનારાયણ ભગવાનના આશ્રયનો પ્રભાવ છે તમો પણ એ સ્વામિનારાયણનો આશ્રય કરો; તેથી આ લોકમાં સુખી થશો અને મુવા પછી પણ સુખરૂપ ભગવાન શ્રી હરિને પામી પરમ સુખીઆ થઈ જશો. આમ ઘણો ઘણો બોધ કર્યો. આ સાંભળી ગોરભા તો એકદમ નરમ ગોર જેવા થઇ ગયા અને ઉદ્ધવજી જેમ ગોપીઓ ને શિખામણ દેવા ગયા તો પોતે જ શિખામણ લઈ આવ્યા. તેમ આ ગોરદેવ ધૂડાને સત્સંગમાંથી ડગાવવા આવ્યા હતા, પણ પોતે જ પોતાના મારગથી ડગી ગયા.

ગોરદેવ કહે; ધૂડા તું મારગની ધુળ જેવો નથી પણ સોનાની ધુળ જેવો મહા અમૂલ્ય છે તારી વાત સાંભળતાં સ્વામિનારાયણ

ભગવાન છે, એવો મને તો નિશ્ચય થઈ ગયો. આ ગામમાં તું એક સ્વામિનારાયણિયો છે અને આજથી હું બીજો સ્વામિનારાયણિયો થયો.

આમ કહી ધૂડાને જય સ્વામિનારાયણ કહી ચાલતો થયો. જુઓ ધૂડો કેવો સત્સંગના બળવાળો? પોતે તો ન પડયો, પણ પાડવા આવનારો પોતાના ધ્યેયથી પડયો; એટલે તે બ્રાહ્મણ પણ સત્સંગી થઈ ગયો.

ધૂડાના માબાપે ગોરને બોલાવી; ગોરદેવ "ગોળ કે ખોળ?" ગોર કહે; આ ધર્મ અને વૈષ્ણવ ધર્મ એક જ છે. માટે છોકરો કરે છે તે ઠીક કરે છે. એને હવે સતાવશો નહિ. હું પણ આજથી સ્વામિનારાયણિયો થયો છું.

ધૂડાનો બાપ બૈરીને કહે; "આપ મુવા વિના સ્વર્ગે ન જવાય" એ તો આપણે જ સમજાવશું ત્યારે થશે. બ્રાહ્મણથી શું થાય? આમ ધારી એક દહાડો છોકરાને કહે; ધૂડા આ કંઠી કાઢી નાંખ અને ઉભું ટીલું કરવું, પણ એમાં ચાંલ્લો ન કરવો. ધૂડો કહે, બાપા! આ ધડમાંથી માથું જુદું થાય તો કંઠી નીકળે. તે સિવાય આ કંઠી કંઠમાંથી બહાર નીકળે નહિ. હવે ખરી ખોટનો છોકરો. એક વળી વીસ વરસની ઉમ્મરનો; તેથી તેને તાડન કરાય નહિ કે વધારે કહેવાય નહિ. પછી તેને યુક્તિથી સમજાવવા કહ્યું કે, બેટા સ્વામિનારાયણનો સત્સંગ રાખવો હોય તો ભલે રાખ, પણ આપણે બન્ને જણા આ ધર્મની સત્યાસત્યની પરીક્ષા કરી જોઇએ. જો આ ધર્મ સાચો જણાય તો હું પણ આ ધર્મનો થઇ જઉં. છોકરો કહે; બાપા સૂરજ ઉગે ત્યારે પૃથ્વીના સૌ તેને દેખે, પણ ઘૂવડ, આંધળી ચાકેણ કે વાગોલ જેવાં કેટલાંક પ્રાણિયો દેખે નહિ; તેથી તે સૂર્ય નથી એમ કહે; તો પણ શું? લોકો સાચું માને? તેમ ઘુવડને વાગોલ જેવા આ ધર્મને ગમે તેટલો નિંદે, તો પણ શું જેને આ ધર્મ સમજાયો છે તે શું આ ધર્મને મૂકે ખરો? મેં તો પરીક્ષા કરી છે,

પ્રત્યક્ષ પરચા જોયા છે; તો પણ જો તમે કહેતા હો તો ભલે આ ધર્મની પરીક્ષા લ્યો. હું જેમ કહો તેમ કરૂં.

## સત્સંગમાંથી પાડવાની બાપની યુક્તિ

બાપ કહે, ધૂડા આ જારના ઢગલામાંથી એક મૂઠી જાર તું લે, અને એક મૂઠી જાર હું લઉં અને પાછળ વાડીમાં આપણે બે જુદી જુદી વાવીએ. એમાં જેની જાર ઉગે તેનો ધર્મ સાચો. બોલ છે કબુલ ? છોકરો કહે, કબુલ. આમ બાપદીકરાએ વિચાર કર્યો. પેલા ડોસે તો બસેરેક જુવાર શેકીને જારના ઢગલામાં એક બાજુ ઉપર આગળથી નાખી રાખેલી તેમાંથી ઉભો થઇને કહે, લે આ જાર તું રાખ. એમ તેને આપી. બીજે સ્થળેથી પોતે એક મૂઠી ભરી અને કહે; ચાલો વાડીમાં. એમ કહી બે જણે જુદી જુદી જુવાર વાવી. પાણી પાયું અને કહ્યું કે આપણે બે જણાએ એક ઢગલામાંથી જુવાર લીધી છે, તે જેની જુવાર ઉગે તેનો ધર્મ સાચો અને ન ઉગે તેનો ખોટો સમજી ત્યાગ કરી દેવો. છોકરો કહે; બહુ સારૂ. હવે અઠવાડિયું થયું કે, પેલા ડોસાની જાર ઉગી અને આ છોકરાની ન ઉગી કારણ શેકેલી તેથી શેની ઉગે ? પછી તે છોકરાનો બાપ, કાકો, મા સર્વે ભેળાં થઇ છોકરાને કહે; 'અમારી જાર ઉગી; અને તારી જાર ન ઉગી. માટે અમારો ધર્મ સાચો અને આ તારો ધર્મ ખોટો થયો; માટે આ ધર્મ મૂકી દે.'

છોકરો સત્સંગી થએલો અને સાધુનો સમાગમી તેથી હાથની તાલી વગાડી; બાપા સાંભળો, સાંભળો ! ખરો તો મારો ધર્મ છે. જુવો તમારી જાર ઉગી અને મારી જુવાર ન ઉગી. કારણ કે સ્વામિનારાયણનું નામ લઈને વાવી તો એના માથેથી જન્મવાનું મરવાનું મટી ગયું અને તમારી જુવારને તો સદાય જન્મવું મરવું રહ્યું. હું સાચું કહુ છું કે જેનું નામ લેવાથી જન્મમરણ મટી જાય છે. તેને ખોટું કેમ કહેવાય ? આ ધર્મ

સાચો છે એમ હું માનું છું. પણ હવે તો ખરેખરો નિશ્ચય થઇ ગયો કે આ ધર્મ જ સાચો છે.

## ધૂડાને તાવ આવ્યો

હવે દૈવયોગે ધૂડાને તાવ આવ્યો અને વધતે વધતે એકસો પાંચ સુધી તાવ વધી ગયો. તદ્દન અશકત ખાટલાવશ થઇ ગયો. માબાપે સગેવહાલે તથા ગામના કેટલાક મનુષ્યોએ પણ ધૂડાને કહ્યું કે આ નવો ધર્મ તેં રાખ્યો પણ સદ્યો નહિ. અને તેં પોતાનો જૂનો ધર્મ મૂકી દીધો; તેથી ભગવાન તારા પર રૂઠયા. માટે આ ધર્મ છોડ અને કંઠી કાઢી નાખ. ધૂડો કહે; મરવું સૌને એકવાર છે. નાવું, ધોવું, પવિત્રપણે રહેવું, આચારવિચાર પાળવો અને ભગવાન ભજવા; આ સ્વામિનારાયણનો ધર્મ છે. તેમ વૈષ્ણવ ધર્મ પણ એમ છે. આ ધર્મને મૂકી જીવવું થતું હોય તો એ નકામું છે. જીવ જાય તો ભલે જાય, પણ ધર્મને જવા કેમ દેવાય? લોકો તેના માબાપને કહે; આના કંઠમાંથી કંઠી કાઢી નાખો તો હમણાં સારૂં થઇ જાય. ત્યારે કહે, પણ છોકરો કંઠી કાઢવા દેતો નથી. આમ વાત થાય છે.

ત્યાં તો ભૈરવઝોળી માગવા ગામનો બાવો આવી અલેક કરી ઉભો અને માણુસોને ભેળા થયેલા અને કેટલાકની આંખોનાં પોપચાં ભીનાં થયેલાં દેખી બાવો કહે, કેમ સૌ ભેળા થયા છો? ઉદાસી કેમ થયા છો? ત્યાં તો ડોશી બાવા પાસે આવી કહે, બાપજી ઉપર પધારો છોકરાને જુઓ. બાપજી! દોરો, ધાગો, જંતર, મંતર, કે કંઇ ઇલમ કરી છોકરાને સાજો કરો. બાવો ઉપર આવી જોઇને કહે, આ તો તાવ છે. તો હું દોરો મંત્રી આપું, તે બાંધો કે તરત તાવ ઉતરી જશે. ડોશી કહે; પીટયો સ્વામિનારાયણિયો થયો છે તે દોરો બાંધવા દેશે નહિ. બાવો કહે; એ ન જાણે તેમ ખાટલાના પાયે બાંધી દ્યો. એમ કહી કાળી ઉનનો દોરો મંત્રી આપ્યો ને કહ્યું કે દશશેર જારના રોટલા કૂતરાંને નાંખજો અને પંદરશેર જાર મને આપજો. આમ કહી

બાવો ચાલતો થઇ ગયો. અને ડોશીએ દોરો ખાટલાના પાયે બાંધ્યો ને તાવ ઉતરવાનો તે ઉતરી ગયો. અને છોકરો બેઠો થઇ ખાવાનું માગ્યું. આથી ડોશી, ડોસો, સગાવહાલાં રાજી થયાં અને પરસ્પર બાવાનો અતિશે મહિમા કહેવા લાગ્યા. બીજે દિવસે બાવો અલ્લેક જગાવતો ત્યાં આવ્યો. ડોશીડોસો તો તેના પગમાં પડી ઘરમાં લાવી આસન નાખી બેસાર્યો. કહે કે, બાપજી તમારા દોરાનો બહુ પ્રતાપ છે. તમે તો સાક્ષાત પ્રભુ છો અને આજ રોટલા કૂતરાંને નાખીશું અને તમને પણ જુવાર પહોંચાડીશું. આ સાંભળી છોકરો બોલ્યો; મા ? શેની જાર પહોંચાડવી છે ? તો કહે; ભા ! આ બાવાજીના દોરાથી જ તું બેઠો થયો છું. અને આ તો સાક્ષાત પ્રભુ જેવા છે. એમનો દોરો બાંધ્યો કે તરત જ તાવ જતો રહ્યો. પેલો કહે; દોરો કયાં છે ? કોને બાંધ્યો છે ? તો ખાટલાને પાયે બાંધેલો બતાવ્યો. છોકરો તો ઉઠી દોરો છોડી, મહારાજ ! આ દોરો તમારો પાછો લ્યો અને મારો તાવ મુને પાછો આપી દ્યો. એમ કહી તે દોરો બાવા ઉપર ફગાવી દીધો. મા કહે, બેટા આમ ન થાય. તું સાજો થયો અને કંઇક ખાતો થયો તે આ બાવાજીના દોરાનો પ્રતાપ છે. છોકરો કહે, મેં સ્વામિનારાયણનો દોરો ગળે બાંધ્યો છે. માટે બીજા દોરાની જરૂર નથી. તાવ આવવો કે જવો. જીવવું કે મરવું એ ભગવાનને હાથ છે. એમાં દોરો શું કરતો હતો ? તું ઊઠ અને બાવાને ચપટી કરાવ. બાવો ચાલતો થાય એમ કહ્યું. પણ દોરો બાંધ્યો નહિ.

અત્યારે તો કંઇક તાવ આવે, રોગ થાય કે કંઇક ઉપદ્રવ થાય તો તરત જ ભગવાનને પડયા મૂકી દેશી, વિદેશી, અડવા જેવી પણ નહિ, એવી મલિન દવાઓ લેવા તૈયાર થઈ જવાય. અને ડાકલાં બેસાડવા ભુવા ધુણાવવા, જેના તેના દોરા બાંધવા અને મંત્રેલા પાણી પણ પીવા તૈયાર થઇ જવાય. માટે આવાને શુદ્ધ સત્સંગી કહેવાય નહિ. પણ સલેલ ભક્ત કહેવાય. ખરેખર

સત્સંગી હોય તેને તો આધિ, વ્યાધિ કે ઉપાધિ ગમે તે વળગે; અગર ભગવાન પોતે નિશ્ચયમાંથી ડગમગાવે તોપણ નિશ્ચયમાંથી ડગે નહિ. પોતાની સ્થિતિમાંથી જરાપણ ફેર પડે નહિ. આવો હોય એ જ ખરો સત્સંગી કહેવાય.

## સત્સંગના કેફવાળા વીજાપુરનાં વીજીબા

એક વખત ભગવાન સ્વામિનારાયણ પોતે તથા પોતાના સેવક મુકુંદ બ્રહ્મચારીને સાથે લઇ તીર્થવાસી બાવાનો વેષ ધારણ કરી વીજાપુરમાં પોતાના ચુસ્ત ભકત વીજીબાના સત્સંગની પરીક્ષા કરવા તેમના ઘરે આવ્યા. "દ્વારકાધિશકી જય" એમ કહીને ઓસરીમાં બેઠા. વીજીબા ઘરમાંથી બહાર આવી, અરે બાવા તમે કોણ છો? ત્યારે વૈરાગીવેષે મહારાજ બોલ્યા કે, બાઈ હમ તો તીર્થવાસી ફીરતારામ બાવા લોગ હય.

કાશી, જગન્નાથ, રામેશ્વર, બદ્રીનારાયણ વો સબ તીર્થ કરકે અબ દ્વારકા પરસને જાતે હય મગર આજ શ્યામ પડગઇ ઔર બહુત ભૂખ લગી હૈ ઇસ્લીયે તેરા ભકતનામ સુનકે આયા હય તો હમકું કુછ તૈયાર ભોજન હોવે તો દે, ડોશી કહે વળી આ પાપને અહીં કોણે ઘર બતાવ્યું. બાવાજી! ઉઠો! ઉઠો! અહીંથી બીજે જાઓ ગામ આખું છે. તે આટો માગીને મહાજનની ધર્મશાળામાં પહોંચી જાઓ. ત્યાં રોટલા ઘડી ખાજો, અને પડ્યા રહેજો ત્યાં ચણાનું સદાવ્રત પણ તમને મળશે. બાવા રૂપે મહારાજ કહે અરે માઈ તુમ તો બહોત દયાલુ હો, ભક્ત હો, તેરા ભક્ત નામ સારે ગાંવમેં પ્રસિદ્ધ હય તો અબી શામકે બખ્તમેં હમ કીધર જાવે. માઇ! તુમ્હારા ઘરમેં કુછબી તૈયાર ભોજન હોવે તો હમકુ ખીલાદે. હમ તુમકુ આશિર્વાદ દેંગે ઔર તેરી જય બોલેંગે. વીજીબા કહે; મારે તમારા જેવા ધગડા, પેટ ભરા, આથડતારામ બાવાનો કાંઇ આશિર્વાદ જોઇતો નથી. અને હું સત્સંગી થઈ છું ત્યારથીજ મારી જય તો બોલાઇ ગઈ છે. તમારા જેવા ઢોંગી, વેષધારી લંગોટા ઘણા જોયા છે. લોકોને

ઠગીને તેમના માલ મલીદા ખાવા, ગામોગામ રખડવું એ તમારો ધર્મ છે. જો તમે ધર્મવાળા અને સાચા બાવા હો તો પ્રગટ ભગવાનનો આશ્રય કરો અને જો આશ્રય કરશો, તો તમને જરૂર અન્નદેવી, વસ્ત્રદેવી અને મુક્તિ ને ભક્તિ એ સર્વે સિદ્ધિઓ વરશે. આમ વીજીબાઇએ તેમને ઘણો ઘણો બોધ કર્યો.

બાવા રૂપે મહારાજે કહ્યું. અરે માઈ! તું બડી ધર્મિષ્ઠ હોકે એ જીવન મુક્તા સ્વામિનારાયન બડા ઢોંગી પાખંડી હય. ભગવાન બનકે સબકું ઠગતા હય. તો તુમને ઉનકું કાયકું ગુરુ કીયા. વ્હોતો બડા જાદુગારા ઔર બાબરીઆ ભૂત સાધકે લોકોકું ચમત્કાર દીખલાકે ઠગતા હય. હમ તીર્થોમેં ફીરતે ફીરતે જબ કાશીમેં આયે. તબ વ્હાંકે બડેબડે વિદ્વાન પંડિત લોગોં કહતે થે. કી કલિમેં ભગવાનકા અવતાર નહિ હોતા હય. મગર ભગવાનકા ઢોંગ લેકર બ્હોત પાખંડી ભગવાન હોકર હોગા.

બાઈ તો ક્રોધથી કંપતા કંપતા બીજાઇને બોલ્યા ઊઠ, ઊઠ, પીટયા, લંગોટા ચાલ્યો જા; નહિ તો લબાચો હમણાં ફેંકી દઉં છું. લે જોઇએતો ચપટી લોટ આપું, તે લઇને અહીંથી ભાગવા માંડ. તારા જેવા તો શું પણ તારાથી મોટા મોટા જટાવાળા બાવા જોયા છે. બાવો કહે; માઇ હમારે જઇસા કોઈબી બાવા તુમને નહિ દેખા હોગા. હમ કુચ્છ ઢોંગી, પાખંડી નહિ હય, હમતો તેરા ઔર તેરા પૂર્વજોંકા મોક્ષ કરે ઐસા હય.

બાઇ કહે ઉઠ, ઉઠ, પરોથા, લંગોટા મને સ્વામિનારાયણ ભગવાન મળ્યા છે ત્યારથીજ મોક્ષ થઈ રહ્યો છે. તું શું કરવાનો હતો. મોટો સિદ્ધનો ડાંડો થઈને આવ્યો છો તે ઓળખું છું. મારા પ્રભુની જો નિંદા કરી તો ઢગરા ભાંગી નાખીશ અને કાશીના પંડિતો શું ધુળ જાણે.

મથુરાના મોટા વિદ્વાનો યજ્ઞ કરતા હતા, ત્યાં ભગવાને પોતે પોતાના નામથી પોતાના મિત્ર ગોવાળીઆઓને ભાત લેવા મોકલ્યા. પણ કોઇએ એક દાણોય આપ્યો નહિ, સામુએય જોયું

નહિ. તેઓ વિદ્વાન હતા. તોપણ ભગવાનને ઓળખી શકયા નહિ અને તેની પત્નીઓ કંઈ ભણેલી નહોતી, તોપણ ભગવાનને ઓળખ્યા. અને નાના પ્રકારના ભોજનના થાળ ભરી વૃંદાવનમાં ભગવાનને જમાડવા ગઇ. માટે વિદ્યા ભણવાથી કે મોટા પંડિત બનવાથી ભગવાન ઓળખાતા નથી એ તો અનન્ત જન્મના જેના શુભ સંસ્કાર હોય તે જ ભગવાનને ઓળખી શકે છે. જ્યારે સ્ત્રીઓએ ભગવાનને ભોજન કરાવ્યું, ત્યારે વિપ્રો પોતે પોતાને ધિક્કારવા લાગ્યા કે,

धिग्जन्मनस्त्रिवृद्विद्यां धिग्व्रतं धिग्बहुज्ञताम् ।
धिक्कुलं धिक् क्रियादाक्षं विमुखाये त्वधोक्षजे ॥

અરે ! આપણે મહાન વિદ્વાન, જગદ્ગુરુ છતાં ભગવાનને ઓળખી શકયા નહિ. બસ ધિક્કાર છે આપણાબ્રાહ્મણ જન્મને ! આપણી વિદ્યાને ધિક્કાર છે, યજ્ઞયાગાદિક ક્રિયા કરાવવામાં જે કુશળતા તેને ધિક્કાર છે ! આપણા કુળને ધિક્કાર છે, જે આપણે ભગવાનને ઓળખી શકયા નહિ. એમ પોતાને બહુ ધિક્કારવા લાગ્યા. માટે ગમે તેટલી પ્રભુતાઈ કે પંડિતાઈ મેળવી હોય તોપણ જો ભગવાનનો આશ્રય ન કર્યો હોય તો એ સર્વને ધિક્કાર છે.

બાવા રૂપે મહારાજે કહ્યું: બાઇ તું સદાવ્રત દેનેવાલી મહાન પવિત્ર ભક્ત હો, તો તેરેકુ સ્વામિનારાયન ભગવાનને કુચ્છ ચમત્કાર ઔર કીમીયા દેખલાયા હય? દેખ હમારી પાસ જંગલકી જડીબુટ્ટી હય. ઉનસે એકહી ક્ષણમેં ત્રાંબેકા સોના બના દેતે. દેખ તેરે ઘરમેં કુચ્છ ત્રાંબેકા પાત્ર હોવે તો લા. હમ ઉસકા સોના બના દેવે. ઊઠ કાયકું દેર કરતી હો? હમારી સચ્ચા જુઠ્ઠાકી પરીક્ષા કરલે. ઔર સોના બન જાવે બાદ તેરી ઈચ્છા હોવે તો હમકુ કુચ્છ ગાંજા, બજર, ભાંગ લા દેના. ઉસસે બડા પુન્ય હોગા.

ત્યાં તો વીજીબાઈ ખીજાઈને બોલ્યાં: અલ્યા બાવલા, અહીં કયાં ભગવાન ભુલાવા આવ્યો છે? હવે અહીંથી ટળો છો કે નહિ? અહીં સ્વામિનારાયણિયાને ઘરે ભાંગ ગાંજો પીવો છે? સાધુ થયા છો! જરાય લજવાતા નથી? હમણાં જો અમારા ઘરેથી આવશે તો તમને ધક્કો મારી બહાર કાઢશે. અમારે તમારી જડીબુટ્ટીને શું બાળવી છે? અમારે એનો ખપ નથી. અમારે તો સ્વામિનારાયણ ભગવાનનો ખપ છે. સોનામાં કલિનો વાસ છે, પણ કંઈ ભગવાનનો વાસ નથી. માટે ઉઠો, જાઓ જેને સોનું જોઇતું હોય તેને કરી આપો.

બાવા રૂપે મહારાજ બોલ્યા: માઈ, મેરા જૈસા કોઇબી બાવા તેરે ઘરપર નહિ આયા હોગા. તો હમકુ કુચ્છભી તૈયાર ભોજન હોવે તો દે. હમ ખાકે ઇહાંહી પડે રેંગે, ઔર બડી સબેરમેં ચલે જાયગે.

બાઈ કહે: જો છાનુંમાનું પડી રહેવું હોય તો બાવા જાણી પડી રહેવા દઉં; પણ જો મારા ભગવાનની નિંદા કરો કે ગાંજો ભાંગ કંઇ પીવો તો છુટે છાણે મારી તગડી મૂકું.

બાવોજી કહે: માઇ હમ ગાંજા, ભાંગ નહિ પીયેંગે ઔર તેરે ભગવાનકીભી નિંદા નહિ કરેંગે; મગર કુચ્છ ખાનેકા હોવે તો દે. હમકું બહોત ભૂખ લગી હય. બાઇ કહે; લોટ આપું તે રોટલો ઘડી ખાઓ. અરે બાઇ ઉસમેં બ્હોત તકલીફ પડે. હમ પન્થ કરકે થક ગયે હય. ઇસલીયે કુચ્છબી તૈયાર ભોજન હોવે તો દે. બાઈ કહે; અત્યારે કયાંથી તૈયાર હોય? બાવો કહે, અરે માઈ સ્વામિનારાયનકી બડી ભક્ત હોકે કાયકું જૂઠ બોલતી હો. દેખ તેરે દેવઘરમેં બડે શીકેમેં એક ડબ્બેમેં મગજ કે અઢારા લડુ હય. તો ઉસમેંસે લાકે હમકું ખીલાઓ. તેરા કલ્યાણ હોગા. બાઇ કહે; એતો પૂજા કરીને મારા પ્રભુને ધરાવવાના છે, તે તમને કેમ અપાય? બાવો કહે; હમકું તેરા પ્રભુ માનકે દે.

વીજીબા વિચાર કરે છે કે, આ બાવો કંઇક ચમત્કારી છે. નહિતો આને લાડુની ખબર ક્યાંથી પડે? અને અઢાર લાડુ છે એમ ક્યાંથી જાણે? પછી કહે; બાવાજી, એમાંથી લાડુ આપું તો પાપ ન લાગે? બાવોજી કહે; હમને અગાડી કહા હય કી હમકું તેરા પ્રભુ માનકે દે. ઇસસે કુચ્છ પાપ નહિ હોગા. ઉઠ માઈ લાવ લડ્ડુ. બાઇએ વિચાર કર્યો જે, આ બાવો બીજા બાવાઓથી ઠીક જણાય છે. વળી માત્ર ભૂખ્યો હોવાથી ખાવાનું માગે છે. તો ભૂખ્યાને જમાડવો એ ગૃહસ્થનો ધર્મ છે. એમ વિચાર કરી સાત આઠ લાડુ થાળીમાં મૂકીને અને પડખે કેરીનું અથાણું મૂકીને આપ્યા. મુકુન્દવર્ણી તથા મહારાજ સવારના ભૂખ્યા હતા. તે બધું એ જમી ગયા. અને ગળીને પાણી આપ્યું, તે પી ગયા, પછી બાઇએ કહ્યું કે હવે અહીં રાત પડયા રહો ને સવારે ઉઠીને જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જજો.

બાવો કહે: બાઇ! અબ મેરેકું એક ખટીયાં બીછા દે. બાઈ કહે બાવો થયો છું ને ખાટલામાં સુવું છે? મારા ઘરમાં ખાટલો નથી અને ખાટલો જોઇતો હોય તો જા બીજાને ઘરે. અરે માઇ! સ્વામિનારાયનકી ભક્ત હો કે કાયકુ જુઠ બોલતી હો. દેખ તેરે ઓરડેમેં એક ખુનેમેં નયા રંગીત અને નયી પટ્ટીસેં ભરેલા એક પલંગ હૈ, સો મેરેકુ દે. બાઈ કહે; એ ખાટલો તો મારા ઘરવાળે સ્વામિનારાયણ અહીં પધારે ત્યારે એમને અહીં પાથરી દેવા માટેરાખ્યો છે, તે અમારાથી કે તમારા કોઈથી વપરાય નહિ.

અરે માઇ! તું હમકુ સ્વામિનારાયન ભગવાન માન કર વ્હો પલંગ બીછા દે. ઔર ઉસકી ઉપર દો નવે ગોદડેભી પાથર દે. ઉસમેં જો કુચ્છ પાપ લગે વો અમારે શીર હૈ. બાઈ કહે; ઘરમાં નવું ગોદડું જ નથી. અરે બાઇ તું સ્વામિનારાયનકી ભક્ત હો કે, અસત્ય બોલનેમે કુચ્છ ડરતી નહિ હો! સ્વામિનારાયનકા ભક્તોકુ જુઠ બોલનેમેં બડા પાપ હય, ઔર માઇ તેરા સ્વામિનારાયન ભગવાન ઔર હમ અલગ નહિ હય.

બાઇએ વિચાર્યું કે, આ બાવો બહુ ચમત્કારી અને અંતર્યામી જેવો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, ભગવાન મનુષ્યરૂપે હોય છે ત્યારે પોતાના ભાવિક ભક્તોના ભાવ પુરા કરવા સારૂ અને તેમને ઇચ્છિત સુખ આપવા સારૂ અનેક રૂપે થઇને વિચરે છે. તો આ વખતે આ મારો મહાપ્રભુ મારી પરીક્ષા લેવા તો નહિ આવ્યા હોય? કેમકે મને આ બાવાની વાત સાંભળવાથી અત્યંત શાંતિ ને આનંદ વર્તે છે. ખેર, જે હશે તે જણાશે પણ અત્યારે તો આ બાવાને નવો ખાટલો અને નવાં ગોદડાં પાથરી આપું. આમ ધારી નવો ખાટલો ને નવું ગોદડું પાથરી, લ્યો બાવાજી? હવે પોઢી જાઓ. એમ કહી વીજીબા પોતે ઘરનું કમાડ વાસી અંદર સૂઇ ગયાં.

## વિસનગરના સુબાનો તથા વીજીબાનો મેળાપ

હવે સત્સંગનો પાકો દ્રોહ કરનારો વિસનગરનો સુબો દેશમાં ફરવા નીકળેલો તે કલોલ, વડનગર, કડી, પાટણ અને મહેસાણા વગેરે તાલુકાઓમાં ફરતો ફરતો, વિજાપુર આવ્યો અને ભક્તરાજ વીજીબાના ઘર આગળ મુખીના ઘરે ઉતર્યો. વીજીબાને ચુસ્ત સ્વામિનારાયણિયાં જાણીને ત્યાં બોલાવ્યાં. પોતે ફળિયામાં ઢોલિયા ઉપર બેસીને કહે, બાઈ તું પ્રથમ બહુ મોટી ભક્ત હતી અને બ્રાહ્મણ, બાવા, વૈરાગી અને ગરીબ એમ સૌને માનતી અને સૌને કંઈક સદાવ્રત આપતી, તે બધું મૂકીને આ સ્વામિનારાયણની ભક્ત કયાંથી થઇ? લોકો તો સ્વામિનારાયણે બાબરો ભૂત વશ કર્યો છે અને જાદુગારો છે. એમ કહે છે. આ તારાં કયા ભવનાં પાપ ઉખળ્યાં તે તેં એનું શરણું લીધું? વીજીબા કહે; બાપજી કોઇ સૂર્યને સૂર્ય ન કહે તો સૂર્ય કંઈ ખોટો થઈ જાય? સ્વામિનારાયણ તો પોતે ભગવાન છે, અને નીચ, ઉંચ, સર્વનું કલ્યાણ કરનારા છે. બાપજી જેનાં અનંત જન્મનાં પુન્ય હોય તે પ્રકટ ભગવાનને ઓળખે. પણ ધનના કે સત્તાના મદથી અંધ થયેલા હોય એ તો ભગવાનને ઓળખે નહિ

ત્યારે બીજા લોકો કહે; ડોસી! સાહેબ સામું બહુ બોલ બોલ ના કર; નહિ તો હમણાં હેડ દેખવી પડશે. વીજીબા કહે; સ્વામિનારાયણ મળ્યા ત્યારથી મારી કાળકર્મ ને માયાની મોટી હેડ તૂટી ગઇ છે તો આ તમારી હેડ મને શું કરનારી છે.

સુબો કહે; ડોસી, હું તારા સ્વામિનારાયણને તો ભગવાન માનું જો આટલું કરે તો શું તો, તારા ઘર સામે પીંપળો, કૂવો અને તુલસીકયારો છે. તેમાં એ કૂવાને ત્યાંથી ઉપાડી બાજુ પર મૂકી દે અને પીંપળો અને તુલસીકયારો એ બેને ભેળાં કરી પ્રદક્ષિણા ફરાય એવું કરી દે, તો હું એને ભગવાન માનું. વીજીબા કહે; સુબાશાબ! આવી રીતે કરી દે તો પણ તમે ભગવાન માનો એમ નથી. ભગવાનને ઓળખવા એ કંઇ સહેલ નથી. પછી સુબો હસ્તો હસ્તો કહે; ડોસી! રાત્રિ બહુ ગઇ છે. હવે ઘરે જાઓ. આમ કહ્યું કે વીજીબા ચાલી નીકળ્યાં. પાછળથી સુબાએ બીજાને કહ્યું કે, હું ઘણાં ઘણાં ગામડાં ફર્યો. ઘણા ઘણા સ્વામિનારાયણિયાને જોયા, પણ આ ડોસી જેવો કોઇ ભક્ત દેખાયો નહિ. આમ કહી વીજીબાની નિડરતાની અને તેના ભક્તપણાની ખૂબ પ્રશંસા કરી.

વાચકો? આવી રીતે વીજીબા જેવો ભગવાનનો દૃઢ નિશ્ચય અને પાકો સત્સંગ હોય તે જ ખરો સત્સંગી કહેવાય. માટે લોકલાજમાં કે કોઇની શે, શરમ કે મહોબતમાં ન લેવાતાં તન, મન અને ખરી ખંતથી સત્સંગ કરી લેવો. સવાર પછી સાંજ અને સાંજ પછી સવાર આમ ને આમ વખત ચાલ્યો જાય છે. તેમાં રહ્યા તેટલું રહેવાનું નથી; માટે હવે તો ખરેખર ખબરદાર થઇને સત્સંગ કરવામાં સાવધ ને શૂરા બની જાવું.

જેમ—

ધાર, અણી ને ધબાકો આ ત્રણમાં હથીઆર માત્ર આવી જાય છે.
શીંગ, કણુસલું ને પોપટો આ ત્રણમાં ધાન્ય માત્ર આવી જાય છે.
ઘા, વા ને ગહરકો આ ત્રણમાં વાજીંત્રમાત્ર આવી જાય છે.

